## અનુક્રમણિકા



નોંધ :—કોઈપણ લોકપ્રિય વિષય ઉપર લેખ તેમજ દારૂબંધી, સામાજિક પ્રશ્ન, ગ્રામોન્નતિ, શિક્ષણ, વિગેરે સંબંધીના લેખો, તથા ટૂંકી વાર્તા, કવિતા, એકાંકી નાટક, વ્યંગ ચિત્ર તથા ફોટો સંજીવન માસિક માટે સત્વર મોકલો.

**પસંદ કરવામાં આવેલા લેખો વિગેરે માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવશે.**

---

સંજીવનમાં પ્રગટ થતા સહી સાથેના લેખોમાં દર્શાવવામાં આવેલા વિચારો સાથે મુંબઈ સરકારની પ્રાંતિક દારૂબંધી સમિતિ સંમત થાય છે એમ માનવું નહિ.

---

સંજીવનમાં પુસ્તકપરિચયનો વિભાગ ટૂંક સમયમાં શરૂ કરવાનો છે, માટે સારાં પુસ્તકો, માસિકો, વિગેરે સંજીવનને સરનામે મોકલી આપવા વિનંતિ છે.

# સંજીવન

સ્વાતંત્ર્ય-દિન અંક

વર્ષ ૧લું ] ૧૫મી ઑગસ્ટ ૧૯૪૮ [ અંક ૧લો


## પૂર્ણ સ્વરાજ વિષે ગાંધીજી



હિન્દુસ્તાનની સ્વતંત્રતામાં સમસ્ત હિન્દુસ્તાનનો, એટલે દેશી રાજ્યોના હિન્દુસ્તાન તરીકે ઓળખાતા વિભાગનો અને હું માનીને ચાલું છું, તે મુજબ માત્ર બ્રિટિશ લોકો ચલાવી લે છે, તેથી જ અહીં નભી રહેલી ફ્રેંચ અને પોર્ટુગીઝ સત્તાઓના કબજા હેઠળના હિન્દુસ્તાનના મુલકનો પણ સમાવેશ થઈ જાય છે. સ્વતંત્રતાનો અર્થ હિન્દુસ્તાનના લોકોની સ્વતંત્રતા હોય, તેમના પર આજે જેમનો અમલ ચાલે છે, તેમની સ્વતંત્રતા ન હોય. દેશી અથવા બીજા શાસકોની એડી તળે કચરાતા લોકોની ઇચ્છા કે મરજી પર તે શાસકો પોતાની હસ્તી માટે આધાર રાખે. આમ, શાસકો લોકોની મરજી પ્રમાણે ચાલવાને તત્પર, એવા તેમના સેવકો બનીને રહે.

સ્વતંત્રતાની શરૂઆત પાયામાંથી થાય. એટલે કે, હિન્દુસ્તાનનું એકેએક ગામ રાજ્ય અમલની પૂરેપૂરી સત્તા ધરાવનારું પ્રજાસત્તાક અથવા પંચાયત હોય. એનો અર્થ એ થયો કે, દરેક ગામ પોતાની તાકાત પર નભતું હોય, પોતાનો કુલ વહેવાર ચલાવવાને અને જરૂર પડે, તો આખી દુનિયાની સામે પોતાનું રક્ષણ કરી લેવાને સમર્થ હોય. બહારથી આવતા કોઈપણ પ્રકારના હુમલાની સામે પોતાનું રક્ષણ કરવાની તેને કેળવણી મળી હોય, અને તે રક્ષણના પ્રયાસમાં ખપી જવાની તેની તૈયારી હોય. આમ, સરવાળે જુઓ, તો રાજ્યનો પાયાનો ઘટક વ્યક્તિ બને છે. પડોશીઓ અથવા બહારની દુનિયા પર આધાર રાખવાની અથવા તેમની રાજીખુશીથી જે મદદ આપે, તે લેવાની વાત આમાં સમાઈ જાય છે. આ સ્થિતિ સ્વેચ્છાએ પરસ્પર સહાય કરનારાં બળોની એકબીજા પરની અસરનું ફળ હશે. એ અનિવાર્ય છે કે, આવી જાતનો સમાજ ખૂબ સંસ્કારી હોય અને તેમાં દરેક સ્ત્રી કે પુરુષ પોતાને શું જોઈએ છે, તે વિષે ખબરદાર હોય, અને સૌથી વિશેષ તો એવી સમજવાળાં હોય, એક જ જાતની મજૂરીથી જે બીજાને ન મળી શકે, તે આપણને પણ ન મળે.

આ સમાજની રચના સ્વાભાવિક રીતે જ સત્ય અને અહિંસાના પાયા પર થાય. અને મારો એવો અભિપ્રાય છે કે, ઇશ્વર એટલે કે, દુનિયાએ જાણેલાં સર્વ પ્રકારનાં બળોમાં જે વસે છે, પોતાની શક્તિ વડે જ જેની હસ્તી છે, જે વસ્તુમાત્રનું જ્ઞાન ધરાવે છે, જે કોઈના પર આધાર રાખતી નથી, અને જે બીજાં બળોનો કલ્પી શકાય તેવો નાશ થયા પછી, અથવા તેમની અસર જણાતી અટકી જશે, ત્યાર પછી પણ પોતાનું કાર્ય કરતી હશે, તે જીવંત શક્તિ પર સમજપૂર્વક શ્રદ્ધા રાખ્યા વિના એ સત્ય ને અહિંસા સંભવિત નથી. સર્વને પોતાના તેજથી પ્રકાશિત કરતી, સર્વવ્યાપી ચેતનમયી શક્તિ વિષેની શ્રદ્ધા વિના હું મારી પોતાની હસ્તીનું કારણ આપી શકતો નથી.

અસંખ્ય ગામડાંઓની બનેલી આ સમાજરચનાની આકૃતિ એક એકથી ઊંચે જતા વર્તુળોની નહિ, પણ એક બીજાથી વિશાળ થતાં જતાં અને નાનાને મોટામાં સમાવી લેતાં વર્તુળોની હશે. જીવનનો ઘાટ, જ્યાં ટોચ પાયાને કચડીને ઊંચી રહે છે, તેવા પિરામિડનો નહિ હોય. તેનો ઘાટ સમુદ્રનાં અનંત સીમા સુધી વિસ્તરતાં જતા

મોજાંઓના વર્તુળનો હશે, જેના કેન્દ્રમાં પોતાના ગામને સારુ ખપી જવાને હરહંમેશ તત્પર એવી વ્યક્તિ હશે, અને ગામ વળી બીજા ગામોના બનેલા પોતાના વર્તુળને માટે ખપી જવાને તત્પર હશે. અને આખરે આ રચનામાં સર્વ વર્તુળો મળીને એક જ પ્રાણવાળું એક શરીર બનશે. એ રચનામાં જે વ્યક્તિઓનો સમાવેશ થશે, તે પોતાના અહંકાર અથવા ઘમંડમાં કોઇ બીજાના પર આક્રમણ નહિ કરે, હમેશ નમ્ર રહેશે અને સમુદ્રના વિશાળ વર્તુળમાં સમાયેલા સમસ્ત જીવનની ભવ્યતા પોતાના અંતરમાં અનુભવી, તે વર્તુળના અંગરૂપ ઘટક બની રહેશે.

તેથી, આ વર્તુળાત્મક રચનામાં બહારની સીમા પર આવેલું સૌથી મોટું વર્તુળ પોતાની અંદર સમાતાં વર્તુળોને કચડી નાખવાને પોતાનું સામર્થ્ય નહિ વાપરે, પણ અંદરનાં સર્વને બળ આપશે અને પોતાનું સામર્થ્ય પણ કેન્દ્રમાં રહેલી વ્યક્તિમાંથી મેળવશે. કોઇ એવો ટોણો મારશે કે, આ તો આદર્શ થયો, સંપૂર્ણતાનું તરંગી ચિત્ર થયું, અને તેને વિષે વિચાર કરી નાહક વખત બગાડવાની જરૂર નથી. યુક્લિડની વ્યાખ્યાનું બિન્દુ દોરી બતાવવાને માણસ સમર્થ નથી, છતાં, તેનું કદી ઘટે નહિ. તેનું મૂલ્ય છે, તેવી જ રીતે માણસજાતને જીવવું હોય, તો મારા આદર્શ ચિત્રની પણ કદી ઓછી ન થાય તેવી કિંમત છે. એ સાચા ચિત્રની અણીશુદ્ધ સંપૂર્ણ સિદ્ધિ કદી ન થવાની હોય, તો પણ હિંદુસ્તાન તેને માટે જીવે. આપણને જે કંઇ જોઇતું હોય, તેના જેવું કંઇક મેળવી શકીએ તે પહેલાં આપણી પાસે તેનો સંપૂર્ણ ખ્યાલ હોવો જોઇએ. હિંદુસ્તાનમાં એકએક ગામનું પ્રજાસત્તાક સ્થાપવાની વાત સ્વીકારો, તો જ્યાં છેલ્લે આવનારો પહેલાના જેવો હોય, અથવા બીજા શબ્દોમાં કહીએ, તો જેમાં કોઇ પહેલો નથી ને કોઇ છેલ્લો નથી, તે મારું ચિત્ર વાસ્તવિક અને સત્ય છે, એવો હું દાવો કરું છું.

આ ચિત્રમાં દરેક ધર્મનું સરખા દરજ્જાનું તેમ જ ઘટતું સ્થાન રહેશે. આપણે સૌ એક ભવ્ય તરુવરનાં પાંદડાં જેવા છીએ અને તેનાં મૂળ પાતાળમાં પૃથ્વીના હૃદય સુધી પહોંચેલાં હોવાથી, તેના થડને હલાવવાને કોઇ સમર્થ નથી. ગમે તેવા જોરાવર, તોફાની પવનથી તે હાલે તેમ નથી.

(તા. ૨૮-૭-૧૯૪૬ના "હરિજનબંધુ"માંથી)

માણસની મજૂરીની જગ્યા લઇ લઇ તેને નકામી બનવે, અને સત્તાને થોડા લોકોના હાથમાં એકઠી કરી આપે, તેવાં યંત્રોને આ ચિત્રમાં સ્થાન નથી. સુસંસ્કૃત માનવી સમાજકુટુંબમાં મજૂરીનું સ્થાન અનન્ય છે. જે યંત્ર દરેક વ્યક્તિને સહાયરૂપ થાય, તેને અહીં સ્થાન છે. પણ મારે કબૂલ કરવું જોઇએ કે, આવું યંત્ર કેવું હોય અથવા હોવું જોઇએ, તેનો વ્યવસ્થિત વિચાર કરવા હું કદી બેઠો નથી. સિંગરના સીવવાના સંચાનો વિચાર મેં કર્યો છે, પરંતુ તે પણ ઉપરચોટિયો અથવા કામચલાઉ કે તૂટક જ કહેવાય. મારું ચિત્ર પૂરું કરવાને હમણાં જ એ વિચાર કરવા બેસવાની જરૂર નથી.

મારા ચિત્રને વહેવારમાં સિદ્ધ કરવાને બંધારણ સભામાં બધી જાતની શક્યતા રહેલી છે. પણ મને પોતાને ઝાઝી આશા નથી; તેનું કારણ એ નથી કે, સરકારી દસ્તાવેજમાં આવી કોઈ જાતની શક્યતા રહેલી નથી; તેનું કારણ એ છે કે એ દસ્તાવેજની ભલામણો સ્વેચ્છાથી સ્વીકારવાની હોવાથી, તેની સફળતાને માટે તે દસ્તાવેજ સાથે જેમનો સંબંધ છે, તે બધા પક્ષોની સરખી સંમતિની જરૂર રહે છે. એ પક્ષોનુ ધ્યેય સમાન નથી. ખુદ કોંગ્રેસીઓ સ્વતંત્રતાના અર્થને વિષે એટલે કે, તેમાં શાનો સમાવેશ થય છે, તેને વિષે પણ એકમત નથી. અહિંસાને અને રેંટિયાને વરેલા કેટલા છે, અથવા ઉદ્યોગોના વિકેન્દ્રીકરણ વિષે શ્રદ્ધાવાળા હોવા છતાં ગામડાંને આખી રચનાના કેન્દ્ર લેખે ગણનારા કેટલા હશે, તેની મને ખબર નથી. એથી ઊલટું, હિન્દુસ્તાનના રાજ્યને પહેલા વર્ગની લશ્કરી સત્તા બનાવવાની, હિન્દી રાજ્ય બંધારણમાં કેન્દ્રમાં મજબૂત સરકાર રાખવાની, અને તેની આજુબાજુ આખા તંત્રની રચના કરવાની ઉમેદ રાખનારા ઘણાને હું જાણું છું. પરસ્પરવિરોધી વિચારો અને આદર્શોના આ બધા શંભુમેળામાં, હિન્દુસ્તાનને શુદ્ધ વિચારના પાયા પર રચાયેલા શુદ્ધ કાર્યમાં આગેવાન થવાનું સરજાયું હશે, તો ઇશ્વર આ બધા મોટા મોટા માણસોના ડહાપણને જૂઠું ઠેરવીને હિન્દુસ્તાનનાં ગામડાંને ઘટતી રીતે પોતાની વાત જાહેર કરવાની તાકાત તેમ જ તેનો અમલ કરવાની સત્તા આપશે, એવો મને વિશ્વાસ છે.

મોહનદાસ કરમચંદ ગાંધી

# આનંદ એ જીવનનો પાયો છે

દારૂની બદીના ઉચ્છેદ વિષે બોલતાં મારે કહેવું જોઈએ કે દારૂબંધીનો હું જોકે પ્રખર હિમાયતી છું, છતાંપણ મારી પૂરેપૂરી ખાત્રી છે કે દારૂનું સ્થાન તદ્દન ખાલી રાખી દતિકર્તવ્યતા માની લઈને નીરાંતે બેસી જવું એથી ચાલશે નહિ. કોઈપણ જાતના મદ્યાર્કવાળાં પીણાં પીવાની જેમને આદત પડી હોય છે તેમને તેની અવેજીમાં બીજી કોઈ અનુકૂળ વસ્તુ ન મળે તો રાજ્ય તરફથી દારૂબંધીને પરિણામે ઉત્પન્ન થતી ફરજિયાત હાડમારી તેઓ સહન કરી શકે નહિ. દારૂ, વ્હીસ્કી તથા તાડીની અવેજીમાં ચાહ અથવા ચાલુ વપરાશના "નરમ" પીણાં આપવાં એ નિયમ, પ્રવાહી પદાર્થોની પસંદગી ઉપરજ આ પ્રશ્નનો આધાર છે એવા ભ્રમજનક ખ્યાલ ઉપરથી, બંધાએલો લાગે છે.



હિંદના ગવર્નર જનરલ

શરીરની તરસ પાણી પીવાથી સારી રીતે છીપાય છે. પરંતુ જેઓ મદ્યાર્ક અથવા દેશી દારૂ અથવા શીશામાંના દારૂને અપનાવે છે તેમની તરસ જુદી જાતની હોય છે. એમનું માનસ એવા પ્રકારના આનંદને માટે તલસે છે, જે આનંદ પોતાના રોજીંદા જીવનમાંથી મેળવવાની તેમનામાં આવડત કે શક્તિ હોતી નથી. સુધારકોનું એ કર્તવ્ય છે કે તેમને જે જાતના માણસો સાથે કામ પાડવાનું છે તેમની દરેક પાયરીના મોટી સંખ્યાના મ ણસોને અનુકૂળ આવે તેવા આનંદ માટે યોજનાઓ ઘડવી.

જ્યાં "નરમ" પીણાં આપવામાં આવતાં હોય તેવા "કોકટેલ પાર્ટી"ના સમારંભો મેં જોયા છે, ત્યાં હું સ્પષ્ટ રીતે જોઈ શક્યો છું કે તેમાં ભાગ લેનારાઓ આનંદી વાતાવરણનો સોંગ સજવા છતાં ખરેખર બહુજ દુઃખી,જણાતા હતા.અને જેમ બને તેમ જલ્દી આ રમત પૂરી કરવાને ચિંતાતુર દેખાતા હતા. આ માત્ર દૃષ્ટતા નથી. તે એટલું સાબિત કરે છે કે દારૂને સ્થાને ટામેટાંનો રસ અથવા બીજા ઝેરરહિત પ્રવાહી પદાર્થો આપવાથી હેતુ સરતો નથી.

આવા મેળાવડાઓમાં દારૂની અવેજમાં આનંદની વૃત્તિને ઉત્તેજે એવું કંઇક આપવું જોઇશે; પછી તે કોઇ પીણું હોય કે કોઇ જાતની રમત હોય અથવા બીજો કોઈ ઉદ્યોગ હોય, જેમાંથી માનવ સંસર્ગ દ્વારા મનોરંજન મેળવવાની એક ઉત્તમ તક સાંપડી શકે.

કારખાનામાં કામ કરતા મજૂરોને બપોરની વખતે ચાહ સંતોષ આપી શકે. પરંતુ દિવસને છેડે જેઓ ખરેખર થાકી ગયા હોય અથવા દુઃખી માલમ પડતા હોય અને પોતાના અંતરમાંથી કોઇપણ પ્રકારનો આનંદ ન મેળવી શકતા હોવાથી કોઇ જાતના આરામની આતુરતાપૂર્વક ઇચ્છા કરતા હોય તેમને "શરાબ કરતાં ચાહ ઘણી સારી છે" એવો ઉપદેશ આપવાનો કંઇજ અર્થ નથી. તેને તો લાગે છે કે દારૂબંધી એ ઊંચ વર્ણની ક્રૂરતાનો નવો પ્રકાર છે.

મનુષ્યોની શારીરિક તથા માનસિક પરિસ્થિતિનો વિચાર કરીને તેમને અનુકૂળ આવે તેવા આરામ અને આનંદ આપવા માટે એક આકર્ષક યોજના આપણે ઘડી કાઢવી જોઇએ. હું એ બાબતની મુશ્કેલીઓ સમજું છું તેથી આ સામાન્ય સલાહ ઉપયોગી નિવડશે નહિ એમ મને લાગે છે, છતાં મેં આ પ્રશ્નને રજુ કર્યો છે. દિવસને અંતે જે માણસોનાં ગાત્રો થાકી ગયેલાં હોય છે તેમને કહેવું કે ફુટબોલ રમો અને મોજ કરો એ નકામું છે; વળી જેઓ જુદી રીતે જીવન ગુજારે છે તેમને ખરેખર શાથી આનંદ અને રમુજ પડશે તે સમજવું અને તે માટે કાર્યક્રમ ગોઠવવો એ સુધારકો માટે સહેલું નથી.

મારા તરફથી માત્ર પ્રોત્સાહક સંદેશાની આશા રાખવામાં આવી હશે, પણ તેને બદલે મેં લાંબું પ્રવચન કર્યું છે; પરંતુ મને જે સાચી મુશ્કેલીઓ જણાઈ છે તે મેં રજુ કરી છે, અને થાકી ગયેલા મનુષ્યોને આનંદ કેમ આપી શકાય તે પ્રશ્નનું નિરાકરણ કરવા માટેની સત્તા તથા સાધનો જેમની પાસે છે તેવા દારૂબંધીના કાર્યકરોએ બરાબર સમજી લેવી ઘટે એવી કેટલીક બાબતો તેમજ મને આ બાબતમાં શું લાગે છે તેનું થોડામાં થોડા શબ્દોમાં સ્પષ્ટીકરણ કરવા પ્રયાસ કર્યો છે. સમાજસુધારણાનું મુખ્ય તત્ત્વ આ છે: 'આનંદ એ જીવનનો પાયો છે. દીર્ઘ મંથન કરીને ઉપનિષદના ઋષિઓએ આજ વાત આપણને શીખવી હતી.

ચક્રવર્તી રાજગોપાલાચારી

# દારૂબંધીનો પોકળ વિરોધ

હિંદી સંઘના રાજ્યોમાં ભિન્નભિન્ન જાતિના, પંથોના તથા રાજકીય મતો ધરાવતી જનતામાં આજ જો કોઈ એક પ્રશ્ન ઉપર વધુમાં વધુ એકમત હોય તો તે દારૂબંધીના પ્રશ્ન ઉપર છે. મદ્યપાનનિષેધની ચળવળ આપણી રાજકીય ચળવળ જેટલીજ જની છે. લોકપ્રતિનિધિઓના હાથમાં સાચી સત્તા આવ્યા પછી દારૂબંધીની યોજના હાથમાં લેવામાં આવી તેમાં આશ્ચર્ય જેવું કાંઈ જ નથી. ઊલટું જો એવી યોજના કરી ન હોત તો જ તે આશ્ચર્યની વાત થઈ હોત.



આપણા દેશમાં સદ્ભાગ્યે વૈયક્તિક નીતિમત્તાનું જનતામાં હજી સુધી ઘણું મહત્ત્વ છે; અને મદ્યપાન એટલે નૈતિક અધઃપાત એવું સમાજે માનેલું છે. તેથી સમાજના શત્રુઓને બાદ કરતાં બીજા કોઈ પણ લોકો જાણીબૂઝીને નૈતિક દૃષ્ટિબિન્દુએ દારૂબંધીનો વિરોધ કરવાની હિંમત બતાવી શકે એમ નથી. પરંતુ—કદાચ એજ કારણને લીધે—ઘણુંખરું આર્થિક, રાજકીય તથા ધાર્મિક કારણ આગળ કરીને દારૂબંધીનો વિરોધ કરવામાં આવે છે. આર્થિક અડચણ એટલે સરકારી ઉત્પન્નમાં ઘટ. પણ તેવી ઘટ ગુલામોનો વહેપાર બંધ કરવાથી તથા અફીણના ઝાડ ઉગાડવાનું બંધ કરવાથી પણ થઈ નહોતી? ઠેકઠેકાણેના નાણાં પ્રધાનોએ આ ખોટને યશસ્વી રીતે પૂરી પાડવાનો વિશ્વાસ બતાવ્યો છે એટલોજ ઉત્તર આ ટીકાકારોને માટે પૂરતો છે.

દારૂબંધીથી વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર તરાપ પડે છે એવો રાજકીય દૃષ્ટિબિન્દુથી વિરોધ કરવામાં આવે છે. દારૂથી વ્યક્તિનોજ નહિ પણ કુટુંબનો પ્રત્યક્ષ નાશ તથા સમાજની અપ્રત્યક્ષ હાનિ થતી હોવાથી દારૂ પીવાનું ભયંકર વ્યક્તિસ્વાતંત્ર્ય જાય તો સમાજને ખરાબ લાગવાનું કંઇ જ કારણ નથી. દારૂ પીવાનું સ્વાતંત્ર્ય તથા આત્મહત્યા કરવાનું સ્વાતંત્ર્ય એમાં ફરક શો છે?

ધાર્મિક વિરોધમાં કેટલીક ધાર્મિક ક્રિયામાં મદ્યનો ઉપયોગ જરૂરી છે એવો ઉલ્લેખ કરવામાં આવે છે. પરંતુ આ ક્રિયા માટે જરૂરી શરતો રાખી મદ્યના ઉપયોગની અમે તત્કાળ પૂરતી છૂટ મૂકી છે. મોટે ભાગે સર્વ ધર્મોએ મદ્યપાનનો નિષેધ કર્યો છે; અને આ વિરોધ પણ તેથી અયોગ્ય છે.

આ ઉપરથી દારૂબંધીનો થતો વિરોધ કેટલો પોકળ છે તે સ્પષ્ટ થાય છે. પરંતુ આ વાત જનતાને બરોબર સમજાવીને કહેવામાં આવતી ન હોવાથી એકપક્ષી ટીકાથી લોકોમાં બુદ્ધિભેદ થાય છે. મદ્યપાનનિષેધ સંબંધમાં શંકા-કુશંકાનું નિવારણ કરવા માટે તથા જનતાને યોગ્ય વિચારોની દિશા બતાવવા માટે "સંજીવન" પ્રસિદ્ધ કરવામાં આવે છે. જનતા તેનો યોગ્ય ઉપયોગ કરશે એવો મને વિશ્વાસ છે.

બા. ગં. ખેર

આવા મેળાવડાઓમાં દારૂની અવેજમાં આનંદની વૃત્તિને ઉત્તેજે એવું કંઇક આપવું જોઇશે; પછી તે કોઇ પીણું હોય કે કોઇ જાતની રમત હોય અથવા બીજો કોઈ ઉદ્યોગ હોય, જેમાંથી માનવ સંસર્ગ દ્વારા મનોરંજન મેળવવાની એક ઉત્તમ તક સાંપડી શકે.

કારખાનામાં કામ કરતા મજૂરોને બપોરની વખતે ચાહ સંતોષ આપી શકે. પરંતુ દિવસને છેડે જેઓ ખરેખર થાકી ગયા હોય અથવા દુઃખી માલમ પડતા હોય અને પોતાના અંતરમાંથી કોઇપણ પ્રકારનો આનંદ ન મેળવી શકતા હોવાથી કોઇ જાતના આરામની આતુરતાપૂર્વક ઇચ્છા કરતા હોય તેમને "શરાબ કરતાં ચાહ ઘણી સારી છે" એવો ઉપદેશ આપવાનો કંઇજ અર્થ નથી. તેને તો લાગે છે કે દારૂબંધી એ ઊંચ વર્ણની ક્રૂરતાનો નવો પ્રકાર છે.

મનુષ્યોની શારીરિક તથા માનસિક પરિસ્થિતિનો વિચાર કરીને તેમને અનુકૂળ આવે તેવા આરામ અને આનંદ આપવા માટે એક આકર્ષક યોજના આપણે ઘડી કાઢવી જોઇએ. હું એ બાબતની મુશ્કેલીઓ સમજું છું તેથી આ સામાન્ય સલાહ ઉપયોગી નિવડશે નહિ એમ મને લાગે છે, છતાં મેં આ પ્રશ્નને રજુ કર્યો છે. દિવસને અંતે જે માણસોનાં ગાત્રો થાકી ગયેલાં હોય છે તેમને કહેવું કે ફુટબોલ રમો અને મોજ કરો એ નકામું છે; વળી જેઓ જુદી રીતે જીવન ગુજારે છે તેમને ખરેખર શાથી આનંદ અને રમુજ પડશે તે સમજવું અને તે માટે કાર્યક્રમ ગોઠવવો એ સુધારકો માટે સહેલું નથી.

મારા તરફથી માત્ર પ્રોત્સાહક સંદેશાની આશા રાખવામાં આવી હશે, પણ તેને બદલે મેં લાંબું પ્રવચન કર્યું છે; પરંતુ મને જે સાચી મુશ્કેલીઓ જણાઈ છે તે મેં રજુ કરી છે, અને થાકી ગયેલા મનુષ્યોને આનંદ કેમ આપી શકાય તે પ્રશ્નનું નિરાકરણ કરવા બાબતની સત્તા તથા સાધનો જેમની પાસે છે તેવા દારૂબંધીના કાર્યકરોએ બરાબર સમજી લેવી ઘટે એવી કેટલીક બાબતો તેમજ મને આ બાબતમાં શું લાગે છે તેનું થોડામાં થોડા શબ્દોમાં સ્પષ્ટીકરણ કરવા પ્રયાસ કર્યો છે. સમાજસુધારણાનું મુખ્ય તત્ત્વ આ છે: આનંદ એ જીવનનો પાયો છે. દીર્ઘ મંથન કરીને ઉપનિષદના ઋષિઓએ આજ વાત આપણને શીખવી હતી.

ચક્રવર્તી રાજગોપાલાચારી

# દારૂબંધીનો પોકળ વિરોધ

હિંદી સંઘના રાજ્યોમાં ભિન્નભિન્ન જાતિના, પંથોના તથા રાજકીય મતો ધરાવતી જનતામાં આજ જો કોઈ એક પ્રશ્ન ઉપર વધુમાં વધુ એકમત હોય તો તે દારૂબંધીના પ્રશ્ન ઉપર



છે. મદ્યપાનનિષેધની ચળવળ આપણી રાજકીય ચળવળ જેટલીજ જની છે. લોકપ્રતિનિધિઓના હાથમાં સાચી સત્તા આવ્યા પછી દારૂબંધીની યોજના હાથમાં લેવામાં આવી તેમાં આશ્ચર્ય જેવું કાંઈ જ નથી. ઊલટું જો એવી યોજના કરી ન હોત તો જ તે આશ્ચર્યની વાત થઈ હોત.

આપણા દેશમાં સદ્‌ભાગ્યે વૈયક્તિક નીતિમત્તાનું જનતામાં હજી સુધી ઘણું મહત્ત્વ છે; અને મદ્યપાન એટલે નૈતિક અધઃપાત એવું સમાજે માનેલું છે. તેથી સમાજના શત્રુઓને બાદ કરતાં બીજા કોઈ પણ લોકો જાણીબૂઝીને નૈતિક દૃષ્ટિબિન્દુએ દારૂબંધીનો વિરોધ કરવાની હિંમત બતાવી શકે એમ નથી. પરંતુ—કદાચ એજ કારણને લીધે—ઘણુંખરું આર્થિક, રાજકીય તથા ધાર્મિક કારણ આગળ કરીને દારૂબંધીનો વિરોધ કરવામાં આવે છે. આર્થિક અડચણ એટલે સરકારી ઉત્પન્નમાં ઘટ. પણ તેવી ઘટ ગુલામોનો વહેપાર બંધ કરવાથી તથા અફીણના ઝાડ ઉગાડવાનું બંધ કરવાથી પણ થઈ નહોતી? ઠેકઠેકાણેના નાણાં પ્રધાનોએ આ ખોટને યશસ્વી રીતે પૂરી પાડવાનો વિશ્વાસ બતાવ્યો છે એટલોજ ઉત્તર આ ટીકાકારોને માટે પૂરતો છે.

દારૂબંધીથી વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર તરાપ પડે છે એવો રાજકીય દૃષ્ટિબિન્દુથી વિરોધ કરવામાં આવે છે. દારૂથી વ્યક્તિનોજ નહિ પણ કુટુંબનો પ્રત્યક્ષ નાશ તથા સમાજની અપ્રત્યક્ષ હાનિ થતી હોવાથી દારૂ પીવાનું ભયંકર વ્યક્તિસ્વાતંત્ર્ય જાય તો સમાજને ખરાબ લાગવાનું કંઇ જ કારણ નથી. દારૂ પીવાનું સ્વાતંત્ર્ય તથા આત્મહત્યા કરવાનું સ્વાતંત્ર્ય એમાં ફરક શો છે?

ધાર્મિક વિરોધમાં કેટલીક ધાર્મિક ક્રિયામાં મદ્યનો ઉપયોગ જરૂરી છે એવો ઉલ્લેખ કરવામાં આવે છે. પરંતુ આ ક્રિયા માટે જરૂરી શરતો રાખી મદ્યના ઉપયોગની અમે તત્કાળ પૂરતી છૂટ મૂકી છે. મોટે ભાગે સર્વ ધર્મોએ મદ્યપાનનો નિષેધ કર્યો છે; અને આ વિરોધ પણ તેથી અયોગ્ય છે.

આ ઉપરથી દારૂબંધીનો થતો વિરોધ કેટલો પોકળ છે તે સ્પષ્ટ થાય છે. પરંતુ આ વાત જનતાને બરોબર સમજાવીને કહેવામાં આવતી ન હોવાથી એકપક્ષી ટીકાથી લોકોમાં બુદ્ધિભેદ થાય છે. મદ્યપાનનિષેધ સંબંધમાં શંકા-કુશંકાનું નિવારણ કરવા માટે તથા જનતાને યોગ્ય વિચારોની દિશા બતાવવા માટે "સંજીવન" પ્રસિદ્ધ કરવામાં આવે છે. જનતા તેનો યોગ્ય ઉપયોગ કરશે એવો મને વિશ્વાસ છે.

બા. ગં. ખેર

# એ કામ પૂરૂં કર્યેજ છૂટકો

'સંજીવન' ગુજરાતીમાં પ્રસિદ્ધ થવાનું છે, એ જાણી બધા ગુજરાતીઓને આનંદ થશે. ગુજરાતને માટે મને બહુ પ્રેમ છે. અને ગુજરાતના કાર્યકર્તાઓ માટે ખૂબ માન છે. દારૂબંધી માટે દાયકાઓ પહેલા ગુજરાતની અંદર મોટી ચળવળ ઊપડી હતી, અને તેમાં ઘણાએ સાથે પૂજ્ય કસ્તુરબા અને બહેન મીઠુબેન પીટીટે પણ ઠીક જેવો ભાગ લીધો હતો. દારૂથી કેટલું નુકસાન થાય છે એ બધાને ખબર છે. એ બદીમાંથી છોડાવવાને માટે ખૂબ ભાષણો થયાં છે, હવે તો જ્યારે સ્વરાજ્ય મળ્યું છે ત્યારે એ કામ પૂરૂં કર્યેજ છૂટકો. "સંજીવન"ની અંદર હરહંમેશ અને બને ત્યાંસુધી ગરીબ જનતાની ખરી સ્થિતિ તરફ ધ્યાન દોરવા જે જે છાપવું પડે તે જરૂર છાપવું જોઇએ. ગરીબ ઝુંપડાંઓ, ગરીબ ભાઈબહેનોની અનાજ અને કપડા વગરની દુર્દશા, ગંદા કૂવા, દારૂપીન રાએ ની કંગાળ સ્થિતિ, એવા વિષયો ઉપર જેટલાં ચિત્રો અને જેટલાં લખાણો આવે તેટલું વધારે સારૂં, કારણકે હજીપણ શહેરોમાં વસતા સુખી માણસોનું તે બાજુ પર ધ્યાન દોરવું આવશ્યક છે. જેટલે અંશે આવી ઉપયોગી બાબતમાં 'સંજીવન' સેવા કરશે, તેટલે અંશે તેનું પ્રકાશન ફળીભૂત થયું ગણાશે. પરમેશ્વરનાં આશીર્વાદ હંમેશાં સારા કાર્ય પર હોય છે જ.



મધ્ય પ્રાંતના ગવર્નર

મંગળદાસ પકવાસા

---

# દારૂબંધીની નીતિ સફળ થશે

મારૂં જન્મસ્થાન ગુજરાતમાં હોવાથી હું ગમે ત્યાં હોઉં, છતાં ત્યાંની પ્રવૃત્તિઓમાં હું ઘણો રસ લઉં છું. ટૂંક સમયમાં 'સંજીવન' માસિક ગુજરાતીમાં પ્રસિદ્ધ થવાનું છે તે જાણીને હું ઘણો રાજી થયો છું. એ માસિકમાં સામાન્ય રીતે સમાજહિતનાં તથા કેળવણીનાં અને ખાસ કરીને દારૂબંધી વિષેનાં લખાણો પ્રગટ કરવામાં આવશે એમ માનું છું. માદક દ્રવ્યો તથા દારૂનો ઉપયોગ કરવો એ ખરાબ ટેવ છે, અને જેઓ, ખાસ કરીને લોકોના અત્યંત ગરીબ વર્ગો, તે બદીમાં સપડાએલા હોય છે, તેઓ આ દુર્ગુણને પોષવામાં પોતાની કમાણીનો ઘણો મોટો ભાગ ખર્ચી નાખે છે, અને અન્ન, વસ્ત્ર તથા કેળવણી અને આરોગ્યવર્ધક તથા નિર્દોષ પ્રવૃત્તિઓ તથા મોજમજા જેવી પ્રાથમિક જરૂરિયાતો માટે પૂરતું ફાજલ પાડી શકતા નથી. એ ઉપરાંત દારૂ, તાડી, ભાંગ, ગાંજો, વિગેરેથી આપણા લોકોનું શારીરિક તથા નૈતિક અધઃપતન પણ થાય છે તેથી મુંબઈની સરકારે દારૂબંધીની નીતિ દાખલ કરી એ યોગ્ય જ થયું છે. મને ખાત્રી છે કે ગુજરાતના લોકો દારૂબંધીની નીતિ તથા તેના કાર્યક્રમને સંપૂર્ણ ટેકો આપશે, અને તેમ કરીને આપણા લોકોનાં, ખાસ કરીને તેમાંના અત્યંત ગરીબ વર્ગોનાં, આરોગ્ય, ધન તથા સુખની વૃદ્ધિ કરશે, લોકો તરફથી હ્રદયપૂર્વકનો અને અડગ ટેકો મળવાથી દારૂબંધીની નીતિ સફળ થશે એવી મારી ખાત્રી છે. 'સંજીવન'ને હું મારી શુભેચ્છાઓ પાઠવું છું, અને વિશ્વાસ રાખું છું કે તેનો પ્રચાર અને તેની અસર વધતા પ્રમાણમાં વધતાં જશે અને દારૂબંધીની નીતિને સફળ બનાવવામાં મહત્વનો ભાગ ભજવશે.



પૂર્વ પંજાબના ગવર્નર

(સર) સી. એમ. ત્રિવેદી

# દારૂબંધીની સફળતા

સરકારની નીતિ સાથે મારી ઊંડી હમદર્દી છે, અને તેને અમલમાં લાવવા માટે જે ઉત્સાહ અને શક્તિ બતાવવામાં આવે છે તે જોઇ હું રાજી થયો છું. અપ્રત્યક્ષ રીતે અને લાંબે ગાળે દારૂબંધી વ્યક્તિને તેમજ સમાજને આશીર્વાદરૂપ નિવડશે.



દરૂની દુકાનનો સામાજિક કેન્દ્ર તરીકે ઉપયોગ થતો હતો, અને ત્યાં દારૂ પીવાની ટેવવાળા લોકો એકબીજાને મળતા હતા, અને મારામારી પર ઊતરી પડાય એટલી હદ સુધીનો દારૂ તેમણે ન પીધો હોય ત્યારે તેઓ મોજમજામાં સમય વીતાવતા હતા. વિશ્રાંતિગૃહો આપણે ત્યાં છે એ સારૂં, પણ એક સૂચના કરૂં ? જો સરકાર મેવો, શાકભાજી, છાશ અને ગરમ તથા ઠંડા સેરવા જેવાં પીણાંઓ તેમજ નાસ્તાની ચીજો વાજબી ભાવે પીરસવાની ગોઠવણો સાથેની પૂરતી જગાવાળી દુકાનો પૂરી પાડશે અથવા તેમ કરવામાં મદદ કરશે તો મજૂરોને ઘણો લાભ થશે. પૂરતું આકર્ષણ કરવા માટે તેમજ સામાજિક જીવન ઊંચી પાયરી પર લાવવા માટે રેડીઓ તથા ઘરમાં રમવાની રમતો પણ પૂરી પાડવી જોઇએ. કામ કરવાનો કલાકો ટૂંકા કરવામાં આવ્યા છે, ત્યારે મજૂરો ફાજલ પડતા સમયને મોજમજામાં અને ઉપયોગી થઇ પડે તે રીતે વીતાવી શકે તે માટે બંદોબસ્ત કરવાનાં પૂરતાં પગલાં ભરવામાં આવ્યાં નથી, અને મજૂરો સમજી શકતા નથી કે ફાજલ પડતો સમય કેવી રીતે વીતાવવો. હું તેથી ઇચ્છું છું કે ક્રીડાંગણો તથા કેળવણીના કેન્દ્રો ખોલવામાં આવે. દારૂબંધીને સફળ બનાવવામાં આમોદ-પ્રમોદની યોગ્ય સગવડો મોટો ભાગ ભજવશે એમ હું માનું છું.

અંબાલાલ સારાભાઇ

---

# લોકમત કેળવવાની આવશ્યકતા

મુંબઇ સરકારે દારૂબંધીના પ્રશ્ન માટે જે સમિતિ નીમી છે તે આ પ્રશ્ન સંબંધમાં લોકમત કેળવવા માટે "સંજીવન" નામનું એક અંગ્રેજી માસિક આજ ત્રણ મહિનાથી ચલાવે છે. આ માસિકથી અંગ્રેજી જાણનારાઓમાંજ તેનો પ્રચાર થશે એમ સમજીને સામાન્ય લોકોમાં પ્રચાર કરવા માટે તેજ નામનું માસિક ગુજરાતી, મરાઠી તથા કાનડી ભાષાઓમાં કાઢવાનું સમિતિએ ઠરાવ્યું છે. પ્રાદેશિક ભાષાઓમાં "સંજીવન" માસિક ૧૫મી ઓગસ્ટને દિને પ્રસિદ્ધ થનાર છે. આ માસિકમાં બહુજનસમાજના કલ્યાણના વિષયો ચર્ચવામાં આવશે પણ ખાસ કરીને દારૂબંધી ઉપર વિશેષ લેખો આવશે. આ માસિક પ્રત્યેક ગામમાં જાય અને જેમને વાંચતા ન આવડતું હોય તેમને વંચાવવાની વ્યવસ્થા કરવામાં આવશે તો ઘણું સારૂં થશે. લોકમત કેળવાશે તો કાયદાનો અમલ સારી રીતે થશે. આ માસિક તદ્દન સરળ ભાષામાં લખાય તથા તેનો પ્રચાર ગામડાઓના ખુણે-ખુણામાં થાય એજ મારી ઇચ્છા છે.

(મરાઠી "સંજીવન" માંથી)

ધોંડો કેશવ કર્વે

રાષ્ટ્રીય મહાસભાએ પોતાના કાર્યક્રમમાં જે વાતને મહત્ત્વનું સ્થાન આપ્યું છે અને ગાંધીજીના જેના ઉપર આશીર્વાદ ઊતર્યા છે એવી આ મદ્યનિષેધની પ્રવૃત્તિ ત્યાગીઓ અને વેદિયાઓની ધૂન છે એવું કહેનારાને કેટલા લોકો સાંભળશે એ કહેવું મુશ્કેલ છે. ગંભીર આર્થિક કટોકટીને વહોરી લઈને સરકારે જે નિર્ણય કરેલો છે તેની પાછળ કેટલું પીઠબળ છે તેની વિગતમાં ઊતરવાની ભાગ્યે જ જરૂર હોય.

દારૂનિષેધની યોજનાનો અમલ એકધારો અને કાયમી બને એટલા ખાતર એને માટે ત્રણ વર્ષનો ગાળો રાખવામાં આવ્યો છે. આ કારણે કેટલાક લોકોને અધીરાઈ પણ થઈ છે. દારૂતાડીના પીઠાં બંધ કરાવવાને સંખ્યાબંધ ઠેકાણેથી માંગણીઓ આવે છે. સળંગ યોજનાને બાજુએ રાખ્યા સિવાય એવું બની ન શકે એટલે લોકોએ ધીરજ રાખવી જોઈએ. દરમિયાનમાં જે વખત મળ્યો છે તેમાં સંગઠન કરી સરકારી તંત્રને મદદ કરવાની તેમણે તત્પરતા બતાવવી જોઈએ. આ કાર્ય અંગે પ્રજાવર્ગના સાથની સરકારને ભારે જરૂર છે અને એ સાથ મળી રહેશે એટલે એમાં સફળતા પણ નિશ્ચિત જ સમજવી.

આજે પ્રાંતભરના જિલ્લાઓમાંથી અને મુંબઈ શહેરમાંથી સરકારે સ્થાપેલી દારૂબંધી સમિતિના કામના અહેવાલ આવી રહ્યા છે. સંપૂર્ણ દારૂબંધીના દિવસની લોકો રાહ જોઈ રહ્યા છે. ખાસ કરી એ બદીમાં સપડાએલા લોકોના સ્ત્રીબાળકો પોતાનું નવું જીવન એ દિવસથી શરૂ કરશે અને આપણા પ્રાંત પરથી એક કાળું કલંક નાબૂદ થશે. એ દિવસ ઉજવવાની આજથી જ આપણે તૈયારી કરવી જોઈએ. ખાસ કરી આબકારી ખાતાના તેમ જ પોલીસ ખાતાના માણસો અને દારૂબંધીના કામમાં સીધો ફાળો આપનાર સ્ત્રીપુરુષોને મારી ખાસ વિનંતિ છે કે તેમણે ખૂબ જાગૃત થઈ જવાની જરૂર છે. આ ત્રણે તંત્રની શુદ્ધિ ઉપર આપણો કાર્યક્રમ સફળ બનાવવાનો ઘણો આધાર છે. પોતે એ બદીમાંથી સંપૂર્ણ મુક્ત થઈ આ ફગોના ચોરીછુપીથી ચાલતા વ્યવહાર ઉપર તેમણે ચોકી ગોઠવવી જોઈએ અને સંપૂર્ણ બંધી થતા ક્યાંય કલંક નહિ રહે એની તકેદારી આગળથી રાખવી જોઈએ.

હિંદુસ્તાનની આબોહવામાં અને એની સંસ્કૃતિનો જે વારસો મળ્યો છે તેના વાતાવરણમાં દારૂબંધી સ્વાભાવિક છે એ વિષે મને શંકા નથી. અહિં પીનારાની પ્રતિષ્ઠા થોડીઘણી બંધાએલી છે તેની જવાબદારી પશ્ચિમના પવનની છે. આપણને નહિ સદે એવી ભ્રષ્ટ કરનારી કેટલીક પશ્ચિમની ફેશનમાં આપણે ફસાયા છીએ તેનો પણ આ બદી સાથે અંત આવશે તો નવાઈ જેવું નથી. આપણે આપણું પોતાપણું જાળવીને પારકાના સારા ગુણોનું અનુકરણ કરીશું તો જ સ્વતંત્ર પ્રજા તરીકે જીવી શકીશું અને જગતમાં આપણું સ્થાન પ્રાપ્ત કરી શકીશું.

## દારૂબંધી વિષે સૂત્રો

જો માબાપ દારૂ પીનારા હોય છે તો તેમના બાળકો તંદુરસ્ત જન્મતા નથી.

બાળકોનું સત્ત્વ અને જીવન દારૂથી હણાય છે.

દારૂ પીનારા કુટુંબોનાં બાળકોના મરણનું પ્રમાણ વધુ હોય છે.

દારૂ પીનારી માતાઓના અર્ધાથી વધારે બાળકો જન્મીને મરી જાય છે, જ્યારે દારૂ નહિ પીનાર માતાઓના એક ચતુર્થાંશથી ઓછા બાળકો મરે છે.

માતાઓ જો વધુ દારૂ પીએ છે તો તેમના બાળકોનું મરણ પ્રમાણ વધે છે.

દારૂ પીનાગનાં બાળકોનો વિકાસ ઘણો ધીમો થાય છે.

નિયમસર બાળકોના કરતાં નબળા મનના બાળકોના પોમાં દારૂનું પ્રમાણ વધારે હોય છે.

નિયમસર બાળકોના કરતાં પાંચગણા નબળા મનના બાળકોના મા અને બાપ બન્ને દારૂ પીનારા હોય છે.

દારૂ પીનારા પિતાઓના બાળકોમાં સફેદ મરકી ( પ્લેગ ) વધારે હોય છે.

ફેફસાના ક્ષય ( ટ્યુબરક્યુલોસીસ )ના મારક જંતુઓને દારૂ વિશેષ પ્રમાણમાં મદદરૂપ બને છે.

બાપના દારૂ પીવાથી ખોડવાળા બાળકો વધુ જન્મે છે.

દારૂ પીવાથી મગજ તથા જ્ઞાનતંતુઓની ખોડ જણાય છે.

દારૂ પીનારનો વિદ્યાભ્યાસ બગડે છે.

નહિ પીનાર કરતાં દારૂ પીનાર વિદ્યાર્થીઓ શાળામાં નીચો નંબર રાખે છે.

દારૂ, તાડી વિગેરે કેફી પીણાંઓ બાળકોને નુકસાન કરે છે.

બાળપણમાં દારૂ એક બોજારૂપ બને છે.

ચાર બાળકોમાંથી ત્રણના દુઃખ માટે માબાપનો દારૂ દોષપાત્ર છે.

# સંસ્કૃતિઓનો સંઘર્ષ

લેખક : માનનીય શ્રીયુત લક્ષ્મણરાવ માધવરાવ પાટીલ

'સંજીવન' માટે લેખ લખવા બેઠો અને એક વાત યાદ આવી. સહજ યાદ આવી માટે કહું છું. એક વખતે એક ઋષિકુમાર દેશપર્યટન કરતા કરતા રાક્ષસોના રાજ્યમાં જઈ ચઢયા. તેમના પહેરવેશ પરથી તે કોઈ આર્ય જન હોવા જોઈએ એવું સહજ દેખાઈ આવતું હતું. તેમની ચેષ્ટા અથવા મશ્કરી કરવી એવો કેટલાક રાક્ષસોને વિચાર આવવાથી તેમણે તેમને ઘણા આગ્રહથી પોતાની બેઠક તરફ બોલાવ્યા. પોતાના માયાવી શબ્દો વડે તેમનું કુશળ પૂછીને તેમણે તે કુમારને પ્રશ્ન કર્યો, "બાબા! મહદ પ્રયાસે પ્રાપ્ત થએલો આ તારો દેહ માત્ર વિદ્યાભ્યાસ તથા બ્રહ્મચર્યમાં વ્યર્થ શા માટે ગુમાવે છે?" આ ઉપરથી કુમારે હાસ્યમુદ્રાથી પોતાનો તિરસ્કાર દર્શાવ્યો. રાક્ષસોને બહુ નવાઈ લાગી અને તેમણે તેની પરીક્ષા કરવા સારૂ એક સુંદર સ્ત્રીને તેની સામે ઉપસ્થિત કરી. પરંતુ પરસ્ત્રીને માતા સમાન માનનારા તે જિતેન્દ્રિય પર તેની મોહક કામચેષ્ટાની જરાપણ અસર થઈ નહિ. ત્યારે તેને ગુસ્સો ચઢે તેટલા માટે એક રાક્ષસે તેની ચેષ્ટા કરવાની શરૂઆત કરી. પરંતુ તેથી ગુસ્સે ન થતાં કુમાર શાંત જ રહ્યો. રાક્ષસને આશ્ચર્ય થયું. તોપણ ફરી એકવાર પ્રયત્ન કરવો એવા હેતુથી તેમણે તેની સામે ઉત્તમ રીતે પકવેલું માંસ મૂક્યું અને તેને માંસ ભક્ષણ કરવાનો આગ્રહ કર્યો. પરંતુ પોતાના ધર્મમાં નિષિદ્ધ માનેલું માંસ ખાવા તે તૈયાર થયો નહિ. ત્યારબાદ રાક્ષસોએ તેને મદ્યપાનનો આગ્રહ કર્યો, પણ વ્યર્થ. આખરે એક અનુભવી રાક્ષસે યુક્તિ કરીને તે કુમારને કહ્યું કે "જેને સ્વર્ગમાં અમૃત માને છે તેજ આ પીણું હોઈ યજ્ઞયાગાદિ પ્રસંગોએ તીર્થ (પ્રસાદ) સમજીને તેનું પાન કરવામાં દેવો ને પણ વાંધો હોતો નથી", એવો માયાવી યુક્તિવાદ કરીને તે રાક્ષસે કુમારને ફસાવ્યો. કુમારે મદ્યપાન કર્યું કે તરત તેનો માનસિક સંયમ જતો રહેવાથી રાજસ તથા તામસ વૃત્તિઓએ તેના મન ઉપર કાબૂ મેળવ્યો. પહેલાં તે માંસ ભક્ષણ કરવા તૈયાર થયો. ત્યારબાદ તે સુંદર સ્ત્રી સાથે આનંદ કરવામાં તેને કંઈજ વાંધો લાગ્યો નહિ. આખરે જેણે તેની ચેષ્ટા કરી હતી તે રાક્ષસને દારૂના નશામાં ઠાર મારવા સુધીની તેણે તૈયારી કરી નાંખી. રાક્ષસ ખડખડાટ હસી પડયો.



ઉપરની વાતમાં મદ્યપાનને લીધે મોટામોટાઓનું પણ કેવું અધઃપતન થઈ શકે છે તથા દારૂના નશામાં ગમે તે પાપ કરવાને તે કેવા તૈયાર થઈ શકે છે, તે સુંદર રીતે બતાવ્યું છે. નાટકકાર ગડકરીના એકજ પ્યાલા નાટકમાંની સત્વશીલ સિંધુને ત્રાસ આપનારો સુધાકર આપણને ઠેકઠેકાણે જોવા મળે છે. એકજ પ્યાલામાંથી તેની દારૂબાજીની શરૂઆત થાય છે, અને તે એકજ પ્યાલામાં તેના આયુષ્યની ઇતિશ્રી થાય છે.

આ કારણ પરંપરાનો વધુ બારીકાઈથી વિચાર કરનારાને દુનિયામાંની બે પરસ્પર વિરોધી સંસ્કૃતિઓનો સંઘર્ષ નજર સામે તરી આવે છે. એક દૈવી સંસ્કૃતિ અને બીજી પાશવી સંસ્કૃતિ. દુનિયાનો આજ પર્યન્ત જે હ્રાસ અથવા વિકાસ થયો હશે તે આ બન્નેના સંઘર્ષમાંથી નિર્માણ થયો છે. સંયમ, સાત્વિક વૃત્તિ, બીજાઓને ઉપયોગી થવું, સદ્ગુણોનો વિકાસ અને તેના પરિણામે સમાજનો તથા દેશનો ફાયદો એ દૈવી સંસ્કૃતિનાં ખાસ લક્ષણો છે. તેથી વિરુદ્ધ સ્વચ્છંદ આચાર, મોજમજા, સુખની લોલુપતા અને નીતિ-શક્તિ તથા સંપત્તિનો ક્ષય, અને પરિણામે રાષ્ટ્રની હાનિ એ પાશવી સંસ્કૃતિનાં લક્ષણો છે. આ બે સંસ્કૃતિઓમાંથી કઈ સંસ્કૃતિનો સ્વીકાર કરવો એ આપણા સ્વતંત્ર ભારત સામે આજ અત્યંત મહત્વનો પ્રશ્ન છે.

આપણા ઇતિહાસમાં જે કોઇ અલૌકિક વ્યક્તિઓ થઇ ગઈ છે તેમનાં ચરિત્રો આપણને આ પ્રશ્નોની બાબતમાં વધારે માર્ગદર્શક જણાશે. શકકર્તા શિવાજીથી યુગકર્તા મહાત્માજી સુધી સર્વેનાં ચરિત્રો દૈવી સંસ્કૃતિના આધારે રચાએલાં હોવાનું આપણને દેખાશે. કારણકે જનતાનો તથા દેશનો ઉત્કર્ષ એ એકજ ધ્યેય આ મહાન પુરુષોનું હતું. પોતપોતાના જીવનમાં સર્વસ્વ હોમી દઇને તેમણે આ ધ્યેયની પૂર્ણતા પણ કરી. આવા મહાન પુરુષોની પરંપરા આપણા ભારતમાં ચાલુ રાખવાની છે. સત્યના આધારે રચાએલા શિવ તથા સુંદર કીર્તિમંદિરો આપણે બાંધવાના છે. દારિદ્ર તથા બિમારીથી પીડાએલી આપણી માતૃભૂમિ આપણે વૈભવશાલી બનાવવાની છે. એવે સમયે પાશવી સંસ્કૃતિનો સ્વીકાર અમે કેવી રીતે કરી શકીએ? એવે વખતે અમારે દૈવી સંસ્કૃતિનો આશ્રય લેવો જોઇએ. અને તે મેળવવા માટે જે જે શક્ય હોય તે તે કરવું એ રાજકર્તાનું જ નહિ, પણ આજ આમજનતાનું કર્તવ્ય છે, એવું મને લાગે છે.

આ દષ્ટિએ વિચાર કરતાં આજની પ્રાંતિક સરકારે દારૂબંધીને જે મહત્વ આપ્યું છે તે યોગ્ય જણાય છે એ કોઇના પણ લક્ષમાં આવ્યા સિવાય રહેશે નહિ. કારણકે દારૂ પીવો એ ચોકખો દુર્ગુણ જ નથી પણ ઘણા દુર્ગુણોનું ઉત્પત્તિસ્થાન આ દારૂમાંજ છે. દારૂ એ પાતકોની જનની છે. બેજવાબદારપણું, કર્તવ્ય વિમુખતા, ઉપભોગ લાલસા એ તેનાં માનીતાં સંતાનો છે. તેમની સંગતિથી માણસોની ખાનાખરાબી થાય છે. પાશવી સંસ્કૃતિનો જન્મ દારૂમાંથી કેવી રીતે થયો તે આ ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે

એવી રીતે ઘણી વ્યક્તિઓના જીવનનો નાશ આખા રાષ્ટ્રના નાશનું કારણ બને છે. કારણકે વ્યક્તિઓ મળીને રાષ્ટ્ર બનેલું હોય છે. શરીરના કોઇપણ ભાગને થએલો રોગ જે પ્રમાણે આખા શરીરને નિર્બળ કરી નાંખે છે, તે પ્રમાણે એક વ્યસનમાં સપડાયેલી વ્યક્તિ આખા સમાજને નુકસાન પહોંચાડી શકે છે. એટલા માટે સમાજનાં આ સડેલાં અંગોને નિરોગી કરવાં અને પ્રસંગ આવે તો રોગના સ્થળે શસ્ત્રક્રિયા કરવી એ અત્યંત જરૂરનું છે.

અમારા ટીકાકારોને અમારો એ જ ઉત્તર છે કે રોગ જ્યાંસુધી પ્રથમાવસ્થામાં છે ત્યાંસુધી તેને કોઇપણ ઉપચારથી ફાયદો થશે. રોગ દુઃખદાર થઇ જાય પછી ઉપચાર કરવાનો શો અર્થ? આપણા ભારતને આખી દુનિયામાં શ્રેષ્ઠ બનાવવું હોય તો પહેલાં આ સાફસુફીના કામમાં લાગી જવું જરૂરનું છે. તે સાફસુફી થશે નહિ તો પછી વૈભવશાલી હિંદુસ્તાનનું આપણું સ્વપ્ન ઊડી જશે.

અમે જે દારૂબંધીનો કાર્યક્રમ હાથમાં લીધો છે તે ઘડતી વખતે તે જ હેતુ નજર સામે રાખીને બધી યોજના કરવામાં આવી હતી. માત્ર દારૂ તાડીના પીઠાં બંધ કરવાથી પૂર્ણ દારૂબંધી થશે નહિ. પીનારાની મનોવૃત્તિમાં જ્યાંસુધી સુધારો થાય નહિ, ત્યાંસુધી કાયદાથી કરેલી દારૂબંધી અસરકારક થઇ શકે નહિ. મનુષ્યોની ખરાબ ટેવો એવી રીતે કાયદાથી બંધ કરવી જો સહેલી હોત તો બધી અદાલતો તથા પોલીસ કચેરીઓ ક્યારની યે બંધ કરવી પડી હોત. ખૂન, મારામારી તથા લુંટફાટ એ ત્રિદોષ પુરાણોમાંજ શોધવા પડતે. પરંતુ દુનિયામાંના ગુનેગારીના આંકડાઓ જ્યાંસુધી ભરપૂર પ્રમાણમાં નજરે પડે છે, ત્યાંસુધી માત્ર કાયદો આ કામમાં ખરેખર ઉપયોગી પડતો નથી એજ ખરું ઠરે છે.

એનાં કારણો પણ તેટલાંજ સબળ છે. વ્યસની માણસોની બાબતમાં જોઇએ તો એવું દેખાઇ આવે છે કે કેટલાક કારણોને લીધે મનની નબળી અવસ્થામાં તે પહેલાં વ્યસન તરફ ખેંચાય છે, પછી તે કારણ કોઇ પણ હોય—ગરીબી એ પણ એક કારણ હોઇ શકે અથવા વિલાસી સોબતનું પણ તે પરિણામ હોઇ શકે -પરંતુ એટલી વાત ખરી છે કે કોઇપણ પરિસ્થિતિમાં મન પરનો કાબૂ શિથિલ થવો એટલેજ માણસ વ્યસન તરફ ખેંચાય છે. આ વ્યસનો સહજ સાધ્ય હોય તો માણસ ઘણો જલદી વ્યસનને આધીન થાય છે. એવી રીતે વ્યસન બંધાવામાં જો જરા વિલંબ થાય છે તો અને તેવે વખતે ક્વચિત મનમાં એકાદો સુવિચાર આવી જોર પકડે છે તો માણસ વ્યસનની આ આફતમાંથી છૂટવાનો સંભવ હોય છે.

એટલા માટે દારૂતાડીનાં પીઠાં પહેલાં બંધ કરવાં જોઇએ. નવીન દારૂબાજને તેથી સહેલાઇથી દારૂ મળી શકશે નહિ. જૂના દારૂબાજને માટે બીજા ઉપાયો લેવાના જોઇએ.

જૂના દારૂબાજ પડેલી ટેવને લીધે મનને દિલાસો આપવા માટે પીઠાં તરફ વળે છે. તેમનો દારૂ બંધ કરવામાં આવે તો પોતાનું મોજમઝાનું મોટું સાધન નાશ પામ્યું એવું તેમને લાગે છે. એટલા માટે જેથી કરીને તેમને મોજ-

મજા મળે, તેજ પ્રમાણે તેમનાં શરીર અને મન પણ નિરોગી બને એવાં સાધનો તેમને મેળવી આપવા જરૂરી છે. મોજમજાનાં કેન્દ્રો, ગાયન ભજનની મંડળી, તમાસાઓ, મેદાનમાં તથા ઘરમાં રમવાની રમતો, નાટકો, સિનેમાઓ વિગેરે બાબતોનો આ સાધનોમાં સમાવેશ થાય છે. મોજમજાનાં કેન્દ્રો પણ બધા લોકોના ઉપયોગ માટે સ્થાપવામાં આવનાર છે. દરેક માણસને મોજમજાની ઘણી જ જરૂર હોય છે. તે ઇચ્છા પૂરી પાડવી જોઈએ પછી તે શ્રીમંત હોય કે ગરીબ હોય, ભણેલો હોય કે અભણ હોય, માણસને જેટલી અન્નની જરૂરિયાત છે તેટલીજ તેને મનોરંજનની જરૂર છે. જુદાં જુદાં પ્રકારનાં મનોરંજનનો કાર્યક્રમ ઘડીને લોકોની ખરાબ ટેવોને દૂર કરીને સારી ટેવો પાડવી, એ દારૂબંધી ખાતાનો ઉદ્દેશ છે. મનનું વલણ સુસંસ્કૃત બનાવવું એ બીજો ઉદ્દેશ છે.

હિંદુસ્તાન દેશમાં દુર્દૈવે સોએ નવ્વાણું લોકોને આવા આરોગ્યદાયક મનોરંજનની કલ્પના હોતી નથી. કેટલાક થોડા લોકોને કલ્પના હશે તોપણ તેમની પાસે સાધનો હોતાં નથી. એટલા માટે લોકોને પહેલાં સારાં આરોગ્યદાયક મનોરંજનના સાધનોની ઓળખ કરાવવી જોઇએ. એવા ઉત્તમોત્તમ મનોરંજક કાર્યક્રમની અભિલાષા તેમનામાં ઉત્પન્ન કરવી જોઇએ, એટલેજ તેમની આસપાસનું વાતાવરણ બદલી નાંખવું જોઇએ.

એવું પરિવર્તન થશે ત્યારેજ હાલમાં સામાજિક જીવનમાં જે નિરુત્સાહીપણું દેખાય છે તે દૂર થશે અને તેની જગાએ આમોદ-પ્રમોદનું આનંદી વાતાવરણ નિર્માણ થશે. દરેક માણસ પાસે કામ કર્યા પછી થોડો સમય અને જરૂરી વસ્તુઓ પાછળ ખર્ચ કર્યા બાદ થોડી ઘણી બચત રહે છે. તેનો વિનિયોગ તેણે એવા મનોરંજનના કાર્યક્રમમાં કરવો જોઇએ. જેથી શ્રમને લીધે તથા સંસારની ઉપાધિને લીધે તેનાં મનને તથા શરીરને જે ઘસારો લાગે છે તે ભરપાઈ થશે. અને તેને દારૂને બદલે એવાં સારાં મનોરંજનનાં સાધનો આપવાથી તે મને તને સુદૃઢ થશે એટલુંજ નહિ પણ ખરાબ ટેવો નાશ પામીને સારી ટેવો પડતાં તે નીતિને માર્ગે જશે, પોતાની જવાબદારી તે સમજી શકશે અને તે પાર પાડવા માટે તેની પાસે શારીરિક તથા માનસિક સંપત્તિ પણ ભરપૂર રહેશે. તેજ પ્રમાણે જંગલી તથા પાશવી જીવન પર તેને તિરસ્કાર આવશે અને તેને ઠેકાણે સુસંસ્કૃત જીવન માટે ઇચ્છા પેદા થશે. આની લાંબી અને ઊંડી અસર દારૂબંધીના કાર્યક્રમથી ઉત્પન્ન થશે. અનેક જીવો જે દુર્વ્યસનના નરકમાં ખદબદી રહ્યા છે તેમને બહાર કાઢવા તથા બીજા જીવો તેમાં પડે નહિ તેની ખબરદારી રાખવી એ દારૂબંધીનો હેતુ છે. દારૂના વ્યસનને લીધે જે લોકો બેજવાબદાર બન્યા છે અને બને છે, તેમનામાં જવાબદારીની સમજ ઉત્પન્ન કરીને તેમને ઉત્તમ નાગરિક બનાવવા એવો દારૂબંધીનો હેતુ છે. દારૂના વ્યસનને લીધે જેઓ નીતિભ્રષ્ટ થયા છે તેમને નીતિમાન બનાવવા એ દારૂબંધીનો હેતુ છે. દારૂના વ્યસનરૂપી વમળમાં સપડાઈને જે લોક દુઃખી રહ્યા છે તેમને બહાર કાઢીને સન્માર્ગે લઈ જવા એજ દારૂબંધીનો હેતુ છે.

આપણી શક્તિનો અને સંપત્તિનો ઉપયોગ આપણા અને આપણા આધારે જીવતા લોકોના કલ્યાણ માટે કેવી રીતે કરવો એની ખબર ન હોવાથી જેઓ દારૂ જેવા દુર્વ્યસનની ઝાડીઓમાં ગભરાયેલી સ્થિતિમાં દોડી રહ્યા છે, તેથી જેઓ માર્ગ ભૂલ્યા છે, તેમને સારી ટેવો પાડવી અને પોતાના પૈસાનો ઉપયોગ શા રીતે કરવો જોઇએ તથા પોતાની સાંસારિક સ્થિતિ સુધારવા માટે શું કરવું જોઇએ એનું શિક્ષણ આપવું એ દારૂબંધીનો હેતુ છે. દારૂ જેવા વ્યસનને લીધે જેમના દેહ દુબળા તથા ક્ષીણ પડી ગયા છે તેમને તે વ્યસનથી પાછા વાળીને તેમના શરીરો સુદૃઢ અને બળવાન કેવી રીતે બને એનો માર્ગ બનાવવો એ દારૂબંધીનો હેતુ છે. દારૂના વ્યસનને લીધે મન પરનો કાબૂ ગુમાવીને જેઓ આજે માનસિક દૃષ્ટિએ પાપી બન્યા છે તેમને તે વ્યસન રૂપી ઘોર અંધકારમાંથી બહાર કાઢીને માનસિક ધીરજનો પ્રકાશ આપવો એજ દારૂબંધીનો હેતુ છે.

દારૂબંધી એટલે કોઇ નકારાત્મક કાર્યક્રમ છે એવું કોઇએ સમજવું જોઇએ નહિ. દારૂની દુકાનો બંધ કરવી અને દારૂ પીવાનું ગેરકાયદેસર ઠરાવવું એટલો જ દારૂબંધીનો હેતુ નથી. પણ લોકોના મુંઝાએલા અને સડેલા જીવનને બદલીને તેમને શુદ્ધ, પવિત્ર અને સુંદર જીવન જીવવાને શક્તિમાન બનાવવાનો પ્રબળ સામર્થ્યશાળી કાર્યક્રમ એટલેજ દારૂબંધી.

રોગીને જે પ્રમાણે ઔષધ સાથે સ્વચ્છ અને શુદ્ધ હવા-વાળી જગાની જરૂર હોય છે, તેજ પ્રમાણે વ્યસની

માણસને કાયદેસર બંધી સાથે આરોગ્ય આપનારા તથા આનંદકારી વાતાવરણની જરૂર પડે છે. વ્યસન તરફ ખેંચાતું તેનું મન બીજી સારી વાતો તરફ વાળી લેવું એજ એવું વાતાવરણ ઉત્પન્ન કરવાનો મુખ્ય ઉદ્દેશ હોવાથી અમારા દારૂબંધીના કાર્યક્રમમાં આ માનસિક ઉપચારને વધુ મહત્ત્વ આપવામાં આવનાર છે. આ ઉજ્જવલ વાતાવરણમાં અમારા આ રોગીનું મન એક વખત રમતું થઇ જાય એટલે અમારો કાર્યક્રમ, યશસ્વી થયો એમ હું સમજીશ. સુખની શોધમાં ફરનારો માર્ગ ભૂલેલો અમારો મુસાફર યોગ્ય માર્ગે આવ્યો એટલે તેના ગુણનો અને શક્તિનો યોગ્ય ઉપયોગ, તેના કુટુંબના અને તેને પરિણામે રાષ્ટ્રના કલ્યાણને માટે, કરી લેવો સુલભ થશે. દારિદ્રયથી અંધકાર પામેલા તેના જીવનમાં આશાના કિરણનું નિર્માણ કરવું એજ અમારા દારૂબંધી કાર્યક્રમનો ઉદ્દેશ છે, અને તે સાધ્ય થાય તે માટે શિક્ષણખાતું, દારૂબંધીખાતું અને મજૂરખાતું આ ત્રણે ખાતાના આ દૃષ્ટિએ થનારા પ્રયત્નોનું એકીકરણ કરવાની અમારી યોજના છે.

દારૂબંધીનો કાર્યક્રમ, એવી રીતે વ્યાપક કરનારી અમારી યોજનાને બધા સામાજિક કાર્યકર્તાઓ યથાશક્તિ મદદ કરશે તો, યશસ્વી થવો બિલકુલ મુશ્કેલ નથી. મારા મતે આ દારૂબંદીમાંથી દૈવી સંસ્કૃતિનો નવો જન્મ થશે.

ટૂંકમાં કહેવાનું એટલુંજ કે દેશમાંની દરેક નાની મોટી વ્યક્તિને સુશિક્ષિત, સુસંસ્કૃત, સુસંપન્ન, નીતિમાન, ધૈર્યશાલી અને લાયક બનાવવી એજ દારૂબંધીનું અંતિમ ધ્યેય છે. દારૂબંધીનો કાર્યક્રમ કેટલો વિશાળ છે તેનો આ ઉપરથી ખ્યાલ આવશે. દારૂબંધીના કાર્યક્રમના વ્યાપક સ્વરૂપનું આબેહુબ વર્ણન કરવું આજે શક્ય નથી. તેનું વિહંગાવલોકન કરાવવાનો મેં પ્રયત્ન કર્યો છે, અને સાથે સાથે તેનો દૈવી સંસ્કૃતિ સાથે કેટલો ગાઢો સંબંધ છે તે પણ બતાવ્યું છે.

દારૂનો પ્રસાર અને દારૂબંધી એટલે પાશવી અને દૈવી સંસ્કૃતિઓનો સંઘર્ષ કેવો છે તે સ્પષ્ટ કરવાનો મેં જે આ પ્રયત્ન કર્યો છે, તે ઉપરથી મારી ખાત્રી છે કે દારૂબંધીના કાર્યક્રમની સાંસ્કૃતિક ભૂમિકા લક્ષમાં આવે તેટલો તેનો ઉપયોગ થશે. રાષ્ટ્રસંવર્ધનના કાર્યક્રમમાં દારૂબંધીનો કાર્યક્રમ એ મુખ્ય પાયો કેવી રીતે બની શકે છે તેની પણ તે સાથે ખાત્રી થશે. પાયો મજબૂત હોય તોજ ઇમારત મજબૂત થઇ શકે. રાષ્ટ્રસંવર્ધનની આ ઇમારત મજબૂત બનાવવા માટે દારૂબંધીનો કાર્યક્રમ યશસ્વી કરવા સર્વેએ સહાય કરવી જોઇએ એવી હું છેવટે વિનંતિ કરીને આ લેખ પૂરો કરું છું.

---

## દારૂબંધી વિષે સૂત્રો

કુટુંબના નિભાવમાં દારૂથી કાપ પડે છે.

ઘાતકીપણા માટે છુટાછેડા મેળવનાર દર ત્રણ પત્નિઓમાં એક દારૂ પીનારો હોય છે.

દારૂ એ ઘરનો—કુટુંબનો શત્રુ છે.

દારૂ પીવાની ટેવ મુખ્યત્વે જુવાનોમાં પડે છે, અને ખાસ કરીને ભોજન સમારંભોના કેફી પીણાંઓથી શરૂ થાય છે.

જુવાનોનું દારૂથી રક્ષણ કરવું જોઇએ.

દારૂ એ અનીતિનું મોટું કારણ છે.

દારૂને લીધે સ્નાયુઓ બરાબર કામ કરી શકતા નથી.

ચતુરાઇ અને સહનશક્તિ દારૂથી હણાય છે.

થોડો પણ દારૂ પીવાથી કારીગરની કાર્યશક્તિ ઘટે છે.

દારૂથી થતાં નુકસાનો વખત જતાં વધતાં જાય છે.

થોડો દારૂ પીવાથી કારીગરને રોજીંદા કામમાં મદદ થાય છે એ ખ્યાલ ખોટો છે.

રોજ દારૂ પીવાથી યાદશક્તિ ઘટે છે.

રોજ દારૂ પીવાથી ચાલુ કામના ફાયદા ઘટે છે અને કામનું પ્રમાણ પણ ઓછું થાય છે.

દારૂને લીધે જ્ઞાનતંતુઓ એકસરખું કામ આપી શકતા નથી અને તુલનાશક્તિ નબળી પડે છે.

દારૂ પીવાથી અકસ્માતોનો ભય વધે છે, કારણકે દારૂ—

(અ) ભય જોવાની શક્તિ અને ચપળતા મંદ પાડે છે,

(આ) અંતરો માપવાની શક્તિ નબળી પાડે છે અને તેથી ભયની ચેતવણી મળતી નથી,

(ઇ) ભય ટાળવા માટે શાંત અને સચોટ નિર્ણય કરવાની શક્તિ મંદ પાડે છે, અને

(ઈ) હાથ તથા પગમાં અસ્થિરતા આણે છે.

હવે દારૂનો ઉપયોગ ઔષધિ તરીકે રહ્યો નથી, કારણકે ઇસ્પિતાલના ડોક્ટરોમાં એવી ઝડપી માન્યતા પ્રસરતી જાય છે કે દારૂ એ ઉત્તેજક નથી, પરંતુ ઉંઘ લાવનારી ચીજ છે.

દારૂથી નિપજતાં મરણ ટાળી શકાય છે.



# દારૂબંધી અને લોકશાહી

લેખક:
માનનીય શ્રીયુત
વૈકુંઠ લલ્લુભાઈ મહેતા
મુંબઈ સરકારના નાણાંપ્રધાન

દુનિયાના ઘણા દેશો, જે સમૃદ્ધિની દૃષ્ટિએ પ્રથમ પંક્તિ ભોગવે છે, તે સામાજિક સ્વાસ્થ્ય ભોગવતા નથી એમ સહજ જણાઇ આવે છે. અસ્વસ્થ અવસ્થા હોવાનાં અનેક કારણો હશે, પણ તે કારણોમાં દારૂથી થતી બરબાદી એ મુખ્ય છે એમ માનવું ભાગ્યેજ ભૂલભરેલું ગણાય. લોકોની રહેણીકરણી ઉપર દારૂની કેવી માઠી અસર થાય છે તે એ દેશોનાં વર્તમાનપત્ર, ચિત્રપટ, સાહિત્ય, વગેરે ઉપરથી આપણે સ્પષ્ટ સમજી શકીએ છીએ.

દારૂ પીવો તે વસ્તુ એવા દેશોના ધાર્મિક સિદ્ધાંતોની વિરુદ્ધ નથી. હિંદુસ્તાનની એ સ્થિતિ નથી. આપણે ત્યાં હિન્દુ-મુસલમાનને દારૂ હરામ છે. પાશ્ચાત્ય પ્રજાનો સંસર્ગ થયો તે અગાઉ આપણા દેશની પ્રજાનો જુજ ભાગ જ આ વ્યસનથી મુક્ત ન હતો. આ સડો આપણા શહેરોના સામાજિક જીવનમાં પેઠો તે મુખ્યત્વે પરદેશી રીતરિવાજોના મોહને લીધે એમ કહેવું અયોગ્ય ન લેખાય. બ્રિટિશ અધિકારીવર્ગ, યુરોપીઅન વેપારીવર્ગ, વગેરે એ પોતાની આજુબાજુ નવી સમાજરચના કરી તેનું અનુકરણ આપણામાંથી કેટલાક કરતા થયા. સાથેસાથે શહેરોના કૃત્રિમ જીવનને લીધે શ્રમજીવીઓ, કારખાનાના કામના બોજાથી ત્રાસી દારૂમાં આનંદ લેવા લલચાતા હતા.

સ્વતંત્ર હિંદમાં જે નવી સમાજરચના આપણે માંગીએ છીએ તેમાં આ વ્યસનને જડમૂળથી કાઢી નાખવાના નિર્ણય ઉપર વર્ષોથી આપણા નેતાઓ આવ્યા છે. દારૂથી બરબાદ થઇ ગએલા જેનાં શરીર હોય અને ભ્રમિત થઈ ગએલી જેની બુદ્ધિ હોય તેના વતી કેવા પ્રકારની લોકશાહી હોઇ શકે એ પ્રશ્ન પૂજ્ય મહાત્મા ગાંધીજીએ વર્ષો અગાઉ રાષ્ટ્ર આગળ મૂક્યો હતો. સાચી શુદ્ધ લોકશાહી સ્થાપન કરવા માટે એ આવશ્યક છે કે પ્રજા આ મોહમાંથી મુક્ત થવી જોઇએ. સંપૂર્ણ દારૂબંધી સિવાય આ ઉદ્દેશ સાધ્ય થઇ શકે નહિ એમ જગતનો અનુભવ આપણને શીખવે છે.

જ્યાંસુધી પરદેશી રાજ્યસત્તા હતી ત્યાંસુધી દારૂ પાછળની મોજમજાહનું આકર્ષણ હતુ. આ આકર્ષણ હવે આપોઆપ જશે. રાજકીય, આર્થિક, સામાજિક જીવનમાં પ્રતિષ્ઠા ભોગવનારા આ વ્યસનથી મુક્ત હોય તો પછી તેની અસર આજુબાજુના વાતાવરણમાં થયા વિના રહેશે નહિ. વળી શ્રમજીવીઓને વિશ્રાન્તિનો ફાજલ વખત રહે છે તેનો સદુપયોગ થાય તેમ કરવાની જરૂર રહે છે. ગીચ વસ્તીમાં, સાંકડી ગલીઓમાં આશાયેશ તથા શાન્તિ ભાગ્યેજ મળી શકે છે. તેથી ઠામઠામ એવાં સ્થળો નિર્માણ કરવાં જોઇએ, જ્યાં રમતગમત, સંગીત, નાટ્યપ્રયોગ, વાંચન, પુસ્તકપરિચયની સગવડ મળી શકે. દારૂનિષેધ સમિતિ તરફથી આ વ્યવસ્થાની શરૂઆત થઇ છે. સહુ કોઇ એને સાથ આપશે તો દારૂબંધીના કાર્યમાં જરૂર આપણને યશ મળશે.



# રાષ્ટ્રઘડતરનું પહેલું પગથિયું—દારૂબંધી

લેખક: માનનીય શ્રીયુત ગુલઝારીલાલ નંદા

મુંબઈ પ્રાંતમાં વ્યાપક ધોરણે દારૂબંધીનો જે પ્રચાર થઈ રહ્યો છે તે ગરીબ જનતાને આ ભયંકર અને વિનાશી બદીમાંથી મુક્ત કરવાના મહાસભાવાદી સરકારના દૃઢ નિશ્ચયનો જાગૃત પુરાવો છે. આ કાર્ય ભારે મહત્વનું છે, એટલુંજ નહિ, પરંતુ પ્રજાના જીવન, આરોગ્ય આર્થિક ઉન્નતિ અને નૈતિક ધોરણ સાથે સંકળાએલું હોઈ તેની સફળતા ઉપર જ પ્રજાના વિકાસનો મોટો આધાર રહેલો છે, કેમકે દેશની કચડાએલી અને વ્યસનમાં ફસાએલી ગરીબ જનતાને એમાંથી મુક્ત કર્યા વગર પ્રજા ઘડતરનું વ્યાપક કાર્ય ભાગ્યેજ આગળ વધી શકવાનું છે.

દારૂબંધીના વિરૂદ્ધમાં ગમે તેટલું કહેવામાં આવે અને સ્થાપિત હિતો તરફથી ગમે તેટલો ઝેરી પ્રચાર કરવામાં આવે છતાં આપણા દેશની પ્રજાનો જે નૈતિક, આર્થિક અને શારીરિક હ્રાસ દારૂએ કર્યો છે તેનો કોઈથી ઇનકાર થઈ શકે એમ નથી. આ હ્રાસ ગમે તે ભોગે અટકાવવાનો અને પ્રજાનું શોષાઈ જતું ધન, જીવન અને આરોગ્ય બચાવવાનો પૂ. ગાંધીજીનો અને કોંગ્રેસનો આજ વર્ષોથી પ્રયત્ન રહ્યો હતો અને છે.

આ મહાન હેતુ સિદ્ધ કરવા માટે દેશના અનેક પ્રજાજનોએ જે આત્મભોગો ભૂતકાળમાં આપ્યા છે તે આપણી દૃષ્ટિ સમીપ હજુ તાજા જ છે. દારૂબંધીને આપણા પ્રાંતમાં અને દેશમાં સંપૂર્ણ સફળ કરવાનું આપણું સ્વપ્ન મૂર્તિમંત બનાવવાનો સમય હવે સમીપ આવ્યો છે. એ પ્રસંગે જનતા અને સરકાર હાથમાં હાથ મિલાવી કાર્યક્રમ અમલમાં મૂકે એ સાવ જરૂરી છે.

દારૂબંધીના કાર્યક્રમને સફળ બનાવવા માટે સરકાર તરફથી જે ખર્ચ થવાનો છે તેનો પૂરેપૂરો ફાયદો ઉઠાવવાની ફરજ અને જવાબદારી જનતાને માથે રહેલી છે. આપણા જેવા ગરીબ દેશના જીવનમાં આવા ખર્ચો કરવાના પ્રસંગો અને સગવડો ફરીફરીને સહેલાઈથી પેદા થતા નથી એ હકીકત સ્મરણમાં રાખી આ પ્રયોગને સફળ કર્યા વગર જનતાએ જંપીને બેસવું જોઈએ નહિ.

ગુજરાતની પ્રજા માટે દારૂબંધીનો પ્રયોગ નવો નથી. સને ૧૯૩૭થી ૧૯૩૯ વચ્ચે અમદાવાદ શહેરમાં દારૂબંધીના પ્રયોગે જે સફળતા પ્રાપ્ત કરી હતી અને પ્રજાના થતા શોષણને અટકાવી હજારો કુટુંબોના ભગ્ન થએલા જીવનમાં જે નવો પ્રાણ અને આશા જન્માવ્યાં હતાં તેની કોને ખબર નથી?

એકલા આર્થિક લાભનોજ વિચાર કરીએ તોયે દારૂબંધીથી સરકારી તપાસના અહેવાલ મુજબ અમદાવાદ શહેરમાં મજૂરોના દર વર્ષે રૂ. ૩૧·૨૭ લાખ બચી જવા પામ્યા હતા અને તેટલે અંશે તેમની આવક તેમના હાથમાં રહેવા પામી હતી. આ બચત નાનીસૂની નથી. સમગ્ર પ્રાંતની અને દેશની આવી રીતે બચત થવા પામે તો તે કરોડોની થવા જાય.

આપણા દેશની ગરીબી જોતાં દારૂ જેવા ભયંકર અને ઝેરી વ્યસનના મોજશોખ પાછળ કરોડો રૂપિયાનો ધૂમાડો કરવો પોસાયજ નહિ. દેશનું હિત જે હૈયે ધરે છે અને હિંદુસ્તાનને સમૃદ્ધ, સુખી અને સાધનસંપન્ન દેશ બનેલો જોવાની જેમની ઇચ્છા છે તે સહુ કોઈની ફરજ દારૂબંધીના પ્રયોગને સફળ બનાવવાની છે. જેટલે અંશે પ્રજાના સહકારની એમાં ઉણપ રહેવા પામશે તેટલે અંશે દારૂ પીનાર અને ન પીનાર ઇતર પ્રજાના કલ્યાણનું કાર્ય વેગ પકડવાને બદલે સ્થગિત થએલુંજ રહેશે.

# આંખ ઊઘડી

લેખક: શ્રીયુત સોપાન.

છેલ્લા ચાર દિવસથી એક મિત્ર સાથે દારૂબંધી વિષે મારે ચર્ચા થતી હતી. દરરોજ સાંજે અમે મળીએ ત્યારે ખાસ્સો એક કલાક એ પાછળ ખરચાતો હતો. એ મિત્ર દારૂના પ્રખર વિરોધી હતા. હું દારૂનો હિમાયતી તો નહિ પરંતુ એ તરફ એમના જેટલી ઉગ્રતાથી જોનારો નહોતો. સભ્ય સમાજમાં ગણના પામેલા મારા આઠદશ પરિચિતો તો એવા હતા, જે કલબના દારૂમાં ગૌરવ માનતા હતા. દારૂની જાતો અને તેનાં નામો ઉચ્ચારતાં એમનાં મોંમાં પાણી છૂટતાં તેનો હું સાક્ષી છું. દારૂની ભયંકરતા વિષે જ્યારે જ્યારે હું કોઈ પાસેથી સાંભળતો ત્યારે ત્યારે આ ચહેરાઓ મારી નજર સામે આવતા અને દારૂ વિરુધ્ધની દલીલો દારૂ કરતાં વિશેષ ભયંકર લાગતી.

મારા મિત્રને મેં ખાતરી આપી હતી કે જે આઠદશ વ્યક્તિઓને હું ઓળખું છું તેઓ દારૂ પીનારાઓ છતાં તે પ.છળ પાગલ બનેલા નથી. તેઓમાંથી કોઇને મેં કદી ખરાબ હાલતમાં જોએલા નથી. એમની બુધ્ધિને પાળ વળી ગયા છે અથવા એમનામાં અંતઃકરણ જેવું કંઇ રહ્યું નથી એવો અનુભવ છેલ્લા પાંચ વર્ષમાં એકવાર પણ મને થયો નથી. એમના ગૃહજીવન વિષે હું કશું જાણતો નથી પરંતુ ત્યાં હોળી સળગે છે એવું કોઇની પાસેથી સાંભળ્યું નથી. તંદુરસ્તી બાબતમાં નિખાલસપણે કહું તો એ મારા કરતાં તો વધુ તંદુરસ્ત છે જ.

મારા મિત્ર મારી આ વાત સ્વીકારી નહોતી. એમાંના ત્રણને તો એ પણ ઓળખતા હતા. એ ત્રણે ય વિષે એનું અવલોકન મારા કરતાં જૂદું હતું. એ ત્રણે યના સ્વભાવમાં છેલ્લા પાંચ વર્ષમાં કેવા ફેરફારો થયા હતા તેનું વર્ણન એણે કર્યું. ગૃહજીવનના કલેશની પણ કંઈક ઝાંખી કરાવી.

પણ મારા મન ઉપર તેની અસર ન થઈ. ગૃહકલેશનું કારણ શરાબ કે કલબ તે નક્કી કરવું મુશ્કેલ હતું. એ બંને પરસ્પર સંકળાએલા હતાં એ ખરું, છતાં શરાબને જ બધા દોષ આપી શકાય એમ નહોતું. સ્વભાવમાં પડેલો ફેર મારા ધ્યાનમાં આવ્યો ખરો, પરંતુ તેનું એકમાત્ર કારણ દારૂ છે એમ હું સ્વીકારી શકયો નહિ.

અમારી ચર્ચા અનેક મુદ્દાઓ ઉપર ચાલતી હતી. દારૂથી થતી આર્થિક પાયમાલીનો હું સ્વીકાર કરતો હતો. શરાબપ્રિય અથવા શરાબ તરફ સહાનુભૂતિથી જોનારા મિત્રોની એ દલીલ કદી મારે ગળે ઊતરતી નહોતી કે દારૂબંધીથી સરકારને કરોડોની ખોટ જાય છે અને તેનો બોજો જનતા ઉપર પડે છે. હું જાણતો હતો કે જ્યાં પ્રજાકીય સરકાર હોય ત્યાં જનતા અને સરકારના લાભાલાભ જુદા હોઇ શકે નહિ. સરકાર દારૂની જકાતમાં આઠ કરોડ કમાય ત્યારે જનતાએ તો એ દારૂમાં ત્રીસ કરોડનું પાણી કર્યું જ હોય! સરકાર જ્યારે આઠ કરોડ છોડે ત્યારે કુદરતી રીતે જ દારૂપીનાર જનતાના ખીસ્સામાં ત્રીસ કરોડ બચી જાય. આ સીધો હિસાબ હું સમજતો હતો અને તેથી એ મુદ્દા ઉપર દારૂબંધીનો વિરોધ હું કરતો નહોતો.

મારો વિરોધ તો વ્યક્તિસ્વાતંત્ર્યને કારણે હતો માણસને ખાવું હોય તે ખાય અને પીવું હોય તે પીએ, જ્યાંસુધી એનું વર્તન સમાજને હાનિકર ન હોય ત્યાંસુધી એના ઉપર નિયમન શા માટે? મારા આઠદશ પરિચિતોમાંથી કોઈ સમાજને હાનિ રૂપ છે એવું તો મારો પ્રખર દારૂવિરોધી મિત્ર પણ કહી શકતો નહોતો.

મારો મિત્ર કટાક્ષમાં મને કહેતો 'તો પછી તમે શા માટે દારૂ નથી પીતા?'

જવાબમાં હું જણાવતો: 'દારૂ પીવામાં હું પાપ માનતો નથી, પરંતુ તેની મને કશી જરૂર પણ જણાતી નથી, પણ એવી તો અનેક વસ્તુઓ છે જે હું ખાતો પીતો નથી છતાં કોઈ ખાય પીએ તે સામે મારો વિરોધ નથી.'

'તમે તો કહો છો ને કે દારૂથી માણસ તાજગી અનુભવે છે?' એમણે કહ્યું.

મેં સ્પષ્ટતા કરી: 'હું નથી કહેતો, દારૂ પીનારા મિત્રો એમ કહે છે. હું વગર દારૂએ તાજગી અનુભવું છું.'

'દારૂ પીનારાને એ ન મળે તો એનાં પગ ઢીલા થઈ જાય એ ખરું કે નહિ?'

'હશે, પણ ચા-સીગારેટ પીનારાઓ પણ એવી હાલત ભોગવે છે.' મેં જવાબ આપ્યો. મિત્ર સહેજ પાછો પડ્યો.

પાંચમે દિવસે સાંજે મારી ઓફીસમાં જ અમે ચર્ચા કરતા હતા ત્યાં નીચે કંઇક ગડબડ થઈ અને હું ઉઠ્યો. કૅબીન બહાર નીકળું ત્યાં તો પાંચ-સાત મજુરો જેહાને લોહીલોહાણ હાલતમાં લઇને ઉપર આવતા હતા તે મેં જોયું. લોહી વહેતું જોઇ મારી આંખે અંધારા આવ્યાં. પાર્ટિશનનો ટેકો લઇ હું ઉભો રહ્યો ત્યાં સૌ મારી નજીક આવી પહોંચ્યા.

'કયા બોલતે હો!'

'સચ બોલતા હું.' મને જવાબ મળ્યો.

મારો મિત્ર મારા કરતાં સ્વસ્થ હતો, એટલે તરત જ જેહાની હાલત તરફ મારું ધ્યાન ખેચ્યું, જેહાના માથામાંથી જોશભેર લોહી વહેતું હતું. તરત જ મોટર બોલાવી બે માણસ સાથે જેહાને હસ્પીતાલમાં મોકલી આપ્યો ને પાંચેક મિનિટ પછી અસ્વસ્થ ચિત્તે હું કૅબીનમાં આવી ખુરશી ઉપર ઢગલો થઇને પડ્યો, મિત્ર ગમગીન ચહેરે સામે બેઠો.



મેં સહેજ સ્વસ્થ થઇ કંપતા અવાજે પૂછ્યું: 'શું થયું? શી રીતે થયું?'

'ભગતને મારા'

'ભગતને?' હું આશ્ચર્યથી બોલ્યો.

'હાં આપને ઉસકો ઉપર ચડા દીયા હૈ ન! અબ વો પુરાના ભગત નહિ રહા, ખૂની બન ગયા હૈ!'

થોડીવાર રહી મેં ભગતને ઉપર બોલાવ્યો, ભગત આવ્યો. એની આંખો લાલ હતી. મેં ઢીલું પડ્યું હતું પણ આંખનો રંગ હજી બદલાયો નહોતો. હું કંઈ પૂછું ત્યાં એ પાસે આવ્યો, નીચો નમ્યો ને રડી પડ્યો!

આ ભગતને છેલ્લા પંદર વર્ષથી હું પિછાનું છું, એનું નામ તો રણછોડ, સુરતની પાસેના કોઈ ગામનો છે.

મેં કારખાનું શરૂ કર્યું ત્યારથી એ મારે ત્યાં નોકરી કરે છે. સામાન્ય મજૂરમાંથી હવે ફોરમેન થયો છે. મારા નાનકડા કારખાનાના એકસો માણસ ઉપર હકુમત ભોગવે છે. એની સચ્ચાઇ અને વફાદારીમાં મને સદા યે વિશ્વાસ રહ્યો છે. છેલ્લા બે ત્રણ વર્ષથી એના વિષે હું ફરીઆદો સાંભળતો, પરંતુ એ દ્વેષબુદ્ધિથી થાય છે એમ હું માનતો હતો. મારા વિશ્વાસુ મુનીમ પણ એ ફરીઆદમાં સૂર પૂરાવતા પરંતુ મારા મન ઉપર તેની અસર થતી નહોતી.

જો ખરા દિલથી કહું તો આ વિશ્વાસની પાછળ જેમ એના પ્રત્યેનું મમત્વ કારણભૂત હતું તેમ એની વફાદારી પણ કારણભૂત હતી. મારા ભોળા મુનીમજીને ખબર નહોતી, પણ આ ભગતે જ આજ સુધી, ખાસ કરીને છેલ્લા પાંચ વર્ષથી અમારું કારખાનું ચલાવ્યું હતું અને મજૂર-આંદોલનોમાં મારું કારખાનું કોઇ દિવસ સપડાયું નહિ તેનું કારણ આ ભગત હતો તે હું જાણતો હતો.

છેલ્લા પાંચેક વર્ષથી કારખાનાંની ઝીણીઝીણી વિગતો તરફ હું ધ્યાન આપી શકતો નથી. બીજાં બે કારખાનાંઓ અને અર્ધો ડઝન જેટલી એજન્સીઓ હું ધરાવું છું. વધુમાં, આ કારખાનું એટલું સરસ રીતે ચાલે છે કે મારે ધ્યાન આપવાની જરૂર જ પડતી નથી. પહેલા આઠદશ વર્ષ કરેલી મહેનતનાં ફળ હવે આરોગું છું. શરૂઆતના વર્ષોમાં હું ભગતને નજીકથી જોઇ શકતો હતો. એ 'ભગત'નું ઉપનામ આપનાર પણ હું જ છું. દિવસભર કામ કરી એ રાત્રે કારખાનાના ચોકમાં મંડળી જમાવીને ભજનો લલકારતો. કંઠ મીઠો અને બુલંદ. આસપાસનું વાતાવરણ સારું હતું. એ પરણ્યો પણ નોકરી શરૂ કર્યા પછી પાંચ વરસે. આજ એના કુટુંબમાં પાંચ કે છ માણસો હશે. પગાર મોંઘવારી થઇને એને હું મહિને લગભગ ૩૫૦ રૂપિયા આપું છું.

હવે મુદ્દાની વાત કહું. એ દારૂ પીએ છે તે મારાથી અજાણ્યું નથી. કારખાનામાં એ ફોરમેન બન્યો ત્યારે મને પહેલી ખબર પડેલી. મેં એને બોલાવીને કહ્યું ત્યારે એ શરમાયો હતો. મારે કબૂલવું જોઇએ કે હું ઉગ્ર નહોતો બન્યો. 'ભલે રંગ માણે' એવી છાની મનોવૃત્તિ પણ ખરી.

ધીમેથી મારી કેબીનનું બારણું ઉઘડ્યું. મુનીમ અંદર દાખલ થયા. જેઠાના ભાઇએ પોલિસમાં ખબર આપી છે એમ કહ્યું. ભગત ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો. એની પ્રચંડ કાયા અત્યારે ધૂળના ઢગલા જેવી લાગતી હતી.

'શી રીતે આ બધું બન્યું મુનીમજી?' મેં પૂછ્યું. મુનીમ ભગતની સામે જોઇ ચૂપ રહ્યા.

'ડરો છો?' મેં પૂછ્યું.

'જી, હા.' મુનીમ ગંભીરતાથી બોલ્યા. મેં ભગતને બહાર જવા સૂચના કરી. મુનીમ સામેની ખુરશી ઉપર બેઠા. મારા મિત્રને વાતમાં રસ પડ્યો એટલે વધુ નજીક આવ્યો.

મુનીમે શરૂ કર્યું :

'આ ભગતની બાબતમાં આપે કોઈ દિવસ મારું સાંભળ્યું નથી. એ હવે માણસ રહ્યો નથી. એનાં બૈરાં-છોકરાં ટળવળે છે. આપણા ચોપડામાં એના ખાતે બારસો રૂપિયા નીકળે છે. આપવાની એની શક્તિ જ નથી. બધું દારૂમાં ઉડાવી દે છે.'

'પણ આ મારામારી કેમ થઈ?' મેં સહેજ કરડાકીથી પૂછ્યું. મુનીમજી ભગત વિષે પૂર્વગ્રહ સેવે છે એવી મારી દૃઢ માન્યતા હતી.

'મારામારી નથી થઇ, ભગતે જ ઘા કર્યો છે.' મુનીમ ધીમેથી બોલ્યા.

'પણ કારણ તો હશે ને!'

'કારણ છે.'

'શું?'

'ભગતને વહેમ છે કે આ જેઠો એની બૈરી સાથે......'

'એમ?'

'ભગતને ઘણા તરફ એવો વહેમ છે.' મુનીમ તરત બોલ્યા.

'સાચું શું છે તે તમે જાણો છો?'

'જાણું છું એ જ દુઃખ છે ને! ન જાણતો હોત તો તમારી પાસે કડવો શું કામ થાત! ભગત ઉપર તમારાં ચારેય હાથ છે એટલે માતેલો સાંઢ બની ગયો છે.' મુનીમ રોષમાં બોલ્યા.

'તમે સરખી વાત કરો.' મેં એનો રોષ દબાવ્યો.

'મારે હવે સરખી જ વાત કરવી છે. આમાં કોઇક દિવસ કારખાનું ડૂલ થઇ જવાનું છે, માટે જે મનમાં છે તે બધું મારે કહી દેવું છે.'

મુનીમનો રોષ દબાયો નહિ. એ ઊંચે સાદે બોલ્યા. મેં ધીમા સ્વરે કહ્યું:

'જે કહેવું હોય તે કહો.'

'આ જેઠો ભગતની વહુનો દૂરનો સગો છે અને કુંભારવાડામાં એની પાડોશમાં જ રહે છે. વહુથી જ્યારે ભગતની હાલત સહેવાતી નથી ત્યારે એની પાસે જઈને રાતે પાણીએ રૂએ છે........'

'ભગત એને ત્રાસ આપે છે?' હું વચ્ચે બોલ્યો.

'પહેલાં તો એની પાછળ ગાંડો હતો. દારૂ પીતો પણ આજના જેવી હાલત નહોતી. સોબત પણ સારી હતી. આઠ વરસ પહેલાં પંચોતેર રૂપિયામાં લીલાલહેર કરતો ને બૈરી માટે બાર મહિને એક ઘરેણું પણ કરાવતો. હવે સાડા ત્રણસોમાંથી સો રૂપિયા પણ ઘેર પહોંચતા નથી. કારખાનાના કારીગરો યે એની પાસે માગે છે.'

'એની હાલત છે?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'આપ કંઈ જાણતા જ નથી. આજે કારખાનું એના ઉપર નહિ, આ જેઠા ઉપર ચાલે છે. એણે કંઠી બાંધી છે. દારૂમાંસ એને હરામ છે. ભગત ને એના ગોઠિયા કંઈ કામ જ કરતા નથી. રાતપાળી એટલે દારૂપાલી એમ જ એ બધા બોલે છે. જે ભગતને દારૂ પાય તે અહીં નોકરી મેળવી શકે.'

'બીજા કોઈ દારૂ પીએ છે?'

'કોણ નથી પીતું એમ પૂછો ને સાહેબ? જેઠા જેવા આઠદશ ચોખલીઆ નીકળશે, બાકી તો પાંચમી તારીખની રાતે મહેફીલ જામી હોય. બૈરાં તે દિ' શેરીને નાકે નાકે ઉભાં હોય. આપ એની દશા જૂઓ તો આંખમાં આંસુ આવે. એક બાજુ માણસને ફાડી ખાય એવી મોંઘવારી ને બીજી બાજુ દારૂનો દૈત્ય......'

'તમે વાત કેમ ન કરી આટલા દિવસ!'

'મારી તો જીભના કુચા વળી ગયા આપને કહીકહીને. આપને સાંભળવું જ કયાં છે! આપ તો કલબમાં...'

'હું દારૂ પીઉં છું એમ કહેવા માગો છો?'

'એમ કયાં કહું છું? પણ દારૂનો આપને તિરસ્કાર નથી એ જાણું છું. ભગતની તો તમે 'છાંટા પાણી' કહીને મશ્કરી યે કરો છો ને!'

'ઠ. પણ જેઠા ઉપર ભગતને વહેમ શી રીતે આવ્યો?' મેં વાત બદલાવી.

'બસ, એ અવારનવાર ભગતની બૈરીનું ઉપરાણું લે, ભગતને સમજાવે, કયારેક ઉંચે સાદે કહે, કયારેક મારી પાસે આવી ભગતને પૈસા આપવાની ના કહી જાય ....'

'ભગતની વહુ તમારી પાસે આવી છે કોઈ વાર?' મેં પૂછ્યું.

'સો વાર આવી હશે. પણ સૌની વહુ, મા, બેન આવે છે. પહેલીથી પાંચમી સુધી તો ધક્કા ખાતાં થાકે જ નહિ. પણ હું શું કરૂં? હું તો ચિઠ્ઠીનો ચાકર. છતાં યે કોઈ-વાર રહેવાય નહિ તો તમને પૂછ્યા વગર, પણ તમારૂં નામ આપીને, અર્ધો પગાર આપી દઉં ને ભગતની ગાળો સાંભળું.'

'ભગતના કુટુંબમાં કોણ છે?'

'એની વહુ, ઘરડી મા ને બે બાળકો. બધાં ય બિચારાં ટળવળે છે. આજની ખબર પડશે એટલે ડોશીના તો રામ રમી જશે. જેઠાનો ભાઈ વેર લીધા વિના રહેશે નહિ.'

'કંઈક ઉપાય કરવો જોઈએ.' મેં ઉદ્‌ગાર કાઢ્યા.

'ઉપાય તો.........' ચૂપ બેઠેલો મારો મિત્ર બોલ્યો: 'આ સૌને તમારે સમજાવવું જોઈશે મર્યાદામાં રહીને દારૂ પીવો જોઈએ!'

હું એની સામે જોઈ રહ્યો. એનો કટાક્ષ હું સમજ્યો પણ મારા મન ઉપર સારી અસર ન થઈ. થોડીવાર રહીને મેં જવાબ આપ્યો.

'જો એમ થાય તો આ સ્થિતિ નજ આવે.'

'પણ એ 'જો' અને 'તો' શકય છે ખરા?' એણે તરત જ પૂછ્યું.

હું જવાબ આપું ત્યાં મુનીમજી બોલી ઉઠયા:

'હવે બોલશો મા. એ તો ચસકો છે. એમાં હદ કેવી ને મર્યાદા કેવી? કલબવાળાને મરવા દો. એની વાત હું ન જાણું પણ આ મજૂરોની વાત જાણું છું ને મારા ગામના દુબળાઓની દશાય જાણું છું. દારૂએ જેવી પાયમાલી કરી છે તેવી પાયમાલી તો આભમાંયે આગ વરસે તો યે ન થાય. આ ભગત સાચો ભગ હતો, દારૂથી છેટો રહ્યો હોત તો એનાં ઘરમાં આગ લાગત નહિ. એની બૈરી તો રૂપરૂપનો અંબાર છે પણ ભગતને એની કિંમત કયાં છે? પોયા ફૂલ જેવાં છોકરં

બિચારાં બાપનો ખોળો પામી શકતાં નથી ને શેરીઓમાં અથડાઈ કુટાઈને દિવસ પૂરા કરે છે. રોજના કલેશકંકાસ ને દાંડલાની મારામારી ભગતના દારૂથી પેદા થઈ છે. એની મર્યાદાની વાત મહેરબાની કરીને કોઈ કરશો નહિ.'

'હું નહિ ખસું, પાછો જા, નહિ તો પોલિસને હવાલે કરીશ.' મેં કડક અવાજે કહ્યું.

'પોલિસની મને પરવા નથી. મરવાનું એક વાર છે.' એ બોલ્યો અને નજીક આવ્યો. એના મોંમાંથી વાસ



મુનીમનો ઉશ્કેરાટ જોઈ હું ચૂપ થઈ ગયો. મારો મિત્ર મારા ચહેરા તરફ તાકી રહ્યો હતો તે બોલ્યો:

'દારૂબંધીથી વ્યક્તિસ્વાતંત્ર્ય હણાય છે એ ખરું પણ દારૂની છૂટથી કેટલાં સ્વાતંત્ર્યો હણાતાં હશે?'

હું કંઈ બોલું ત્યાં ભગત અંદર ધસી આવ્યો. એની પાછળ ધબધબ કરતાં પગલાં સંભળાયાં. અમે એકદમ ઊભા થઈ ગયા. ભગતની પાછળ આંખમાંથી લાલ જ્વાળા પસરાવતો જોહાનો ભાઈ આવ્યો, એના હાથમાં લોખંડનો જાડો સળીઓ હતો, એનું અંગ ધ્રૂજતું હતું. સાથે પણ ચાર બીજા માણસો હતા.

હું છલંગ મારીને આગળ આવ્યો. મુનીમ અને મારો મિત્ર ભગતની આડે ઊભા રહ્યા. હું કેબીનના દરવાજામાં ઊભો.

'તમે આઘા ખસો!' જોહાના ભાઈએ રાડ પાડી. ભગત ફૂંફાડ ઊઠ્યો.

છૂટતી હતી. આંખો બહાર નીકળી પડતી હોય એમ ફાટેલી હતી. અંગ કંપતું હતું.

'તું પાછો જા.' હું ધીમેથી બોલ્યો.

'પાછો જાઉં?' એમ બોલતો એ મારી તરફ ધસ્યો. મેં જોરથી એને ધક્કો માર્યો. એ પડ્યો પણ પડતાં પડતાં એણે લોખંડનો સળીઓ ઘુમાવ્યો પણ મેં ઘા ચૂકવી દીધો. મારા મિત્ર ને મુનીમ આગળ ધસી આવ્યા..............ભગત બાજુની બારીમાંથી બહાર સરકી ગયો. જોહાના ભાઈની સાથે આવેલા નાસી ગયા. થોડી મિનિટમાં જ બધું બની ગયું.

× × ×

આ પછી ભગત પકડાયો, એને છોડવવા માટે મેં ઠીક ઠીક પૈસા ખરચાઈ કર્યા, પણ એને ફરી નોકરી ઉપર નો રાખ્યો નહિ.

શરાબ અને વ્યક્તિસ્વાતંત્ર્ય અંગેના મારા વિચારો તે દિવસથી બદલાયા, મારી આંખ તે દિવસે ઊઘડી.

# દારૂડિયા ! દવ લાગ્યો

લેખક: શ્રીયુત ઉમાશંકર જોષી

લીલી લીલી સંસારની વાડી, દારૂડિયા દવ લાગ્યો.
તારી રુએ માડી, રુએ લાડી, દારૂડિયા દવ લાગ્યો.
એક પીધી કલાલની પ્યાલી, દારૂડિયા દવ લાગ્યો.
તારો જીવડો માને છે દિવાળી, દારૂડિયા દવ લાગ્યો.
આખા આયખામાં પ્રજળાવી હોળી, દારૂડિયા દવ લાગ્યો.
કોની કોની જો જિંદગી રોળી, દારૂડિયા દવ લાગ્યો.

તેં તો આપુકાં ઘર ગીરો મેલ્યાં, દારૂડિયા દવ લાગ્યો.
તારાં બાળનાં નસીબ દૂર ઠેલ્યાં, દારૂડિયા દવ લાગ્યો.
તેં તો વહુનાં ઘરેણાં વેચ્યાં, દારૂડિયા દવ લાગ્યો.
ભરી ભરી શકોરાં ઢીંચ્યાં, દારૂડિયા દવ લાગ્યો.

તારા ગજવામાં આભલાશાં કાણાં, દારૂડિયા દવ લાગ્યો.
તારા પરસેવાનાં ન રહે નાણાં, દારૂડિયા દવ લાગ્યો.
તેં તો મ્હેર્યાનાં લૂગડાં દીધાં, દારૂડિયા દવ લાગ્યો.
કાંઈ આબરૂનાં લીલામ કીધાં, દારૂડિયા દવ લાગ્યો.

માથે દેવાની તલવાર લટકે, દારૂડિયા દવ લાગ્યો.
તારું કાળજડું કાપે કટકે, દારૂડિયા દવ લાગ્યો.
તારે આખર રહી પછી ચોરી, દારૂડિયા દવ લાગ્યો.
પીવી તારે બસ આગની કટોરી, દારૂડિયા દવ લાગ્યો.

એ રે આગમાં તું આખો ઓરાયો, દારૂડિયા દવ લાગ્યો.
એલફેલ કરી જેલમાં પુરાયો, દારૂડિયા દવ લાગ્યો.

તારા કોઠામાં રામનો વાસો, દારૂડિયા દવ લાગ્યો.
માંહીં બેઠો એ નાખે નિસાસો, દારૂડિયા દવ લાગ્યો.
એ રે માંહ્યલાની મ્હેર કાંઈ ચાખો, દારૂડિયા દવ લાગ્યો.
ભોળાં વ્હાલાં પર મ્હેર કાંઈ રાખો, દારૂડિયા દવ લાગ્યો.
એ રે મ્હેરથી આ આગને બુઝાવો. દારૂડિયા દવ લાગ્યો.
હવે બળતી આ જિંદગી બચાવો. દારૂડિયા દવ લાગ્યો.
મૂકો પાણી: ‘ અડું ન દારૂ-તાડી,’ દારૂડિયા દવ લાગ્યો.
રહો લીલી સંસારની વાડી. દારૂડિયા દવ લાગ્યો.

# દારૂબંધી એ રચનાત્મક કાર્ય છે

લેખકઃ શ્રીયુત શા. રૂ. વસાવડા

ઔદ્યોગિક કેન્દ્રોમાં જ્યાં મોટા સમૂહમાં મજૂરો રહેતા હોય છે, ત્યાં તેમની સગવડ ખાતર દારૂબંધીના અમલ પહેલાં સંખ્યાબંધ પીઠાંઓ ખોલવામાં આવતાં હતાં. મજૂરો અને બીજા માણસો જેમને દારૂ પીવો હોય તેઓ પીઠાં ઉપર જઈ પૂરતો દારૂ પી શકતા હતા. મુંબઈ સરકારે મહાસભાની નીતિ પ્રમાણે કેટલાંક શહેરોમાં આવાં પીઠાંઓ બંધ કર્યાં છે. જ્યારે કેટલીક જગાએ દારૂનો જથ્થો અને પીઠાં ઉઘાડવાના દિવસો ઘટાડવામાં આવ્યા છે. સરકારનો આશય એવો છે કે ધીમે ધીમે દારૂનું વેચાણ તદ્દન બંધ કરવું અને સંપૂર્ણ દારૂનિષેધના કાર્યક્રમને અમલી બનાવવો. સરકારની આ નીતિથી દારૂબંધીનો અમલ કેટલો થયો છે અને લોકો કેટલે અંશે આ બદીમાંથી મુક્ત બન્યા છે તે જાણવાની કોઈને પણ ઈચ્છા થાય. જેમને દારૂની લત લાગી છે તેઓ કેવળ પીઠાંઓ ઉપર જાપ્તો મૂકવાથી દારૂ પીતા બંધ થશે એમ માનવું એ ભૂલભરેલું છે. અમદાવાદમાં અત્યારે દેશી દારૂનું એક પણ પીઠું ચાલતું નથી છતાં જેમને દારૂ પીવો જ છે તેઓ ગેરકાયદેસર આયાત કરેલો દારૂ મેળવી શકે છે અથવા તો જેને વિલાયતી દારૂ કહેવામાં આવે છે તે ખરીદી દારૂ પી પોતાની ઈચ્છા પૂરી પાડે છે.

## બદીનાં કારણો

માનસશાસ્ત્રના અભ્યાસીઓનો એવો અભિપ્રાય છે કે કેવળ દારૂ મેળવવાનું મુશ્કેલ બનાવવાથી દારૂની બદી દૂર નહિ થાય, પરંતુ દારૂ પીવાનાં કારણો શોધી તે કારણો દૂર કરવામાં આવે તો જ લોકો દારૂ છોડે. આ અભિપ્રાય કેટલેક અંશે સાચો હશે, પણ તદ્દન સાચો છે તેમ અનુભવ ઉપરથી જણાતું નથી. ઓછો પગાર, કામગીરીની ખરાબ સ્થિતિ, જાનવર પણ ના રહી શકે તેવાં અંધારાં ઘોલકાં જેવાં મકાનો, આ બધાં કારણોને લઈને મજૂરો દારૂ પીએ છે એમ કહેવામાં આવે છે. પણ આવી સ્થિતિ તો બધા મજૂરોની છે અને બધા મજૂરો દારૂ પીતા નથી. વળી બિનમજૂરો જેમની આ સ્થિતિ નથી, જેમની રહેણીકરણી ઘણી વધારે સારી છે, તેઓ પણ દારૂ પીએ છે. ગામડાંમાં જ્યાં આવાં કોઈ દુઃખો દેખાતાં નથી અને તેથી તે દુઃખો ભૂલવા માટે દારૂ પીવાની જરૂર નથી ત્યાં પણ લોકો દારૂ પીએ છે. અને કેટલીક કોમોમાં તો લગ્ન જેવા સુખદ પ્રસંગે દારૂ પીવાનું લગભગ ફરજિયાત જેવું હોય છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે લોકો દુઃખમાં આવી પડે છે, ત્યારે તે દુઃખો ભૂલવા માટે દારૂ પીએ છે એ માન્યતા સાવ સાચી નથી. વળી એ બધાં દુઃખો દૂર થાય કે તરત જ લોકો દારૂ પીતા અટકી જાય તેમ માનવું પણ ભૂલભરેલું લાગે છે. લોકો દારૂની લતમાં કયાં કારણોને લઈને સપડાયા છે તે શોધી કાઢી તેને દૂર કરવામાં આવે તો દારૂની લત એકદમ છૂટી જતી નથી, પણ તે લત છોડાવવા માટે જે પ્રયત્નો જરૂરી છે તે પ્રયત્નો કરવા માટેનું અનુકૂળ વાતાવરણ પેદા થાય છે અને આવું વાતાવરણ પેદા કરવું એ પણ ઘણું આવશ્યક છે. આ જાતનું વાતાવરણ પેદા કરવામાં ન આવે તો દારૂબંધી માટેના પ્રયત્નોને પૂરી સફળતા મળતી નથી તેવો સામાજિક કાર્યકર્તાઓનો અનુભવ છે.

## રચનાત્મક કાર્ય

દારૂબંધી માટે જે પગલાં લેવાય તે સફળ તો ત્યારે જ થાય, જ્યારે અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન થયું હોય, એટલે કે દારૂ પીવા માટેનાં કારણો શોધી તે કારણો દૂર કરવામાં આવ્યાં હોય. આનો અર્થ એ થયો કે જ્યાંસુધી મજૂરોને સંતોષ થાય તેટલો પગાર ન મળે, સારાં રહેવા લાયક મકાનો ન બંધાય, હરવા ફરવા માટેના બગીચાઓ અને મેદાનો તૈયાર ન થાય ત્યાંસુધી દારૂબંધીના પ્રયત્નો કરવા નિરર્થક છે. દારૂબંધીના પ્રશ્નનો આ રીતે વિચાર કરવો એ પણ ભૂલભરેલું છે. લોકો જે બદીમાં સપડાયા છે તે બદીમાંથી તેમને છોડાવવા એ તો વર્ષોનું કામ છે. કોઈ એક વસ્તુ કરી નાખવાથી ધ્યેયપ્રાપ્તિ થવાની નથી. જેમ પૂ. ગાંધીજીના રચનાત્મક કાર્યમાં પ્રજાજીવનને સ્પર્શતા અનેક પ્રશ્નોનો નિકાલ કરવો પડે છે તેવું જ આ કિસ્સામાં છે. લોકોનાં દુઃખ દૂર કરવાં એ એક અને તદ્દન પ્રાથમિક પગલું છે. તેમનું અજ્ઞાન દૂર કરવું, તેમને તેમની સામાજિક જવાબદારીનું ભાન કરાવવું, તેમને સાચે માર્ગે વાળવા આવાં અનેક કાર્યો કરવામાં

આવશે ત્યારે જ સાચી દારૂબંધી થશે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. આજે જેઓ દારૂ પીએ છે તેઓ દારૂના ગેરફાયદા જાણતા નથી એવું નથી. દારૂ પીવાથી પોતે પાયમાલ થયા છે એવું કહીને સીધા પીઠામાં જનારા માણસો પણ પડ્યા છે. દરેક વ્યસનની માફક દારૂનું વ્યસન પણ માણસના મનોબળને નબળું પાડી દે છે. આ નબળા પડેલા મનોબળને મજબૂત બનાવવું એજ દારૂબંધી સફળ બનાવવાનો સાચો માર્ગ છે.

## દારૂબંધી માટે લેવાઈ રહેલાં પગલાં

હવે આપણે દારૂબંધી માટે જે પગલાંઓ લેવાઈ રહ્યાં છે તે જોઈએ અને દારૂડિયાના દુર્બળ બનેલા મનને મજબૂત બનાવવા માટે તે પગલાં કેટલાં ઉપયોગી છે તે તપાસીએ. દારૂનું વેચાણ તદ્દન બંધ થાય તો દારૂડિયા શું કરે? મોટા ભાગના લોકો ચોરી કરવા પ્રેરાશે તે દેખીતું છે. ચોરી કરનારને સજા કરવામાં આવે તો ચોર લોકો પોતાની ચોરી છૂપાવવા માટે પ્રયત્નો કરશે, અને લાંચ રૂશ્વત આપી સરકારી તંત્રને બગાડવા પ્રયત્ન કરશે. એટલે દારૂનાં પીઠાં બંધ કરી દારૂ પીનારને સજા કરવાથીજ આ મુશ્કેલ પ્રશ્નનો તોડ આવતો નથી. પ્રજાને આમોદ-પ્રમોદના સાધનો પૂરાં પાડવાથી કે પીઠાંને બદલે તેઓ પુસ્તકાલયોમાં જાય તેવો પ્રચાર કરવાથી દારૂ નહિ પીનારા તે બદીમાં સપડાતાં અટકશે, પણ જેઓને ટેવ પડી ગઈ છે તેઓ દારૂને બદલે દૂધ એકદમ પસંદ કરે તેવો સંભવ નથી. ચાનો વ્યસની જેમ ચાને બદલે દૂધ પીતા નથી તેમજ દારૂના વ્યસનનું સમજવું. ઉપર વર્ણવેલ ઉપાયોથી દારૂડિયાની આજુબાજુની હવા સુધરશે એ ચોક્કસ વાત છે. દારૂ નહિ પીનારાઓની માફક સુખી જીવન જીવવાની તેમને ઈચ્છા થશે, પણ તે દારૂ છોડી દેવા જેટલી હિંમત દાખવી શકશે નહિ. ઉપર જણાવેલાં પગલાં લીધાં પછી દારૂબંધીની દિશામાં આગળ પ્રગતિ કરવા માટે એકધારો અને જાગૃત પ્રયત્ન કેળવવો પડશે. આજે કોઈને શહેરના રસ્તામાં નગ્ન હાલતમાં ફરવું હોય તો તે ફરી શકતો નથી, તેને શરમ ઉત્પન્ન થાય છે પ્રજામતનો તે સામનો કરી શકતો નથી. તેવીજ સ્થિતિ દારૂડિયાની થવી જોઈએ. કુટુંબ, જ્ઞાતિ, મહોલ્લો, ગામડું કે શહેર અને છેવટે આખા દેશમાં દારૂની બદી દૂર કરવા માટે સતત પ્રચાર ચાલુ જ રહેવો જોઈએ, અને દારૂ પીનાર તરફ પ્રજા રોષ બતાવે તેટલી હદે એ પ્રચાર લઈ જવો જોઈએ.

## એકજ માર્ગ

ઉપર જણાવેલ બધા ઉપાયો મુંબઈ સરકાર લઈ રહેલ છે, અને લેવા ઈચ્છે છે. પણ આ બધા ઉપાયો લેવાય એટલે દારૂડિયાઓ દારૂ છોડી દે એમ માનવું એ ભ્રમ છે. એ ખરૂં છે કે દારૂની લતમાં જેઓ નથી ફસાયા તેઓ દારૂબંધીનું વાતાવરણ જામતાં તે બદીથી દૂર રહેશે. કેટલાક દારૂડિયાઓ જ્ઞાતિ કે સમાજની અવગણના નહિ કરી શકે અને દારૂ છોડી દેશે. પણ મોટા ભાગના દારૂડિયાઓ ઘરખૂણે કે દૂર જંગલમાં જઈને પણ દારૂ પીવાના. આવા લોકોને બચાવી લેવા માટે તો એકજ માર્ગ રહ્યો અને તે એ કે તેના દરદીની માવજત કરવી. કોઈને તાવ આવે કે ખાંસી થાય તો આપણે શું કરીએ છીએ? આરોગ્યના નિયમોનો ભંગ કરવાથીજ રોગ ઉત્પન્ન થાય છે એ સહુ કોઈ જાણે છે, છતાં રોગીને આપણે નિયમનો ભંગ કર્યા બદલ સજા કરતા નથી પણ તેની માવજત કરીએ છીએ. સાચી માવજત પ્રેમ અને સેવા વિના થતી નથી. જ્યાં કાયદો કે પ્રજામત નિષ્ફળ જાય છે ત્યાં પ્રેમ અને સદ્ભાવ સફળતા મેળવી શકે છે એ જાણીતી વાત છે. દારૂડિયાઓની પ્રેમપૂર્વક માવજત કરી તેમજ તેમના દર્દમાંથી ઉગારવાનું કામ કોઈ સરકારી તંત્ર કરી શકે નહિ. આ કામ રહ્યું સામાજિક કાર્યકર્તાઓનું. આવા સામાજિક કાર્યકર્તાઓ શોધી તેમના કાર્યમાં સરળતા કરી આપવી તે સરકારનું કામ રહ્યું. જ્યાંસુધી આવા સામાજિક કાર્યકર્તાઓ મોટી સંખ્યામાં દેશમાં કામ કરવા નહિ મળે ત્યાંસુધી દારૂબંધીનો સરકારી કાર્યક્રમ અધુરો રહેશે એ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે.



# પ્રજાનો સહકાર : : :

લેખક: શ્રીયુત દિલખુશ બ. દિવાનજી

હિંદુસ્તાનમાં મદ્યપાનની કુટેવ તો અગાઉ પણ હતી પરંતુ તે આટલી બધી વ્યાપક ન હતી. ઉચ્ચ વર્ગના લોકો શોખ ખાતર એનું વ્યસન રાખતા. નીચલા થરોમાં એનો પ્રચાર વ્યાપક થયો હોય તેવું લાગતું નથી. આજે તો મદ્યપાનના વ્યસને આખા દેશમાં પોતાનું સામ્રાજ્ય સારી રીતે પાથરી દીધું છે. આ વ્યસનની ભયંકરતા તો એ છે કે મજૂરી કરનાર અસંત ગરીબ વર્ગમાં એ વધુને વધુ વ્યાપક થયું છે. સરકારે એ વ્યસન વ્યાપક થાય એની પૂરી સગવડ આપી છે. મિલમજૂરો તો એ વ્યસનમાં જટ સપડાઇ જાય છે. પરંતુ ગામડાના ખેડુતો પણ એમાં એ પૂરી રીતે ફસાઇ પડ્યા છે. ગરીબાઇનાં દુઃખ ભૂલવા માટે દારૂતાડીનો આશ્રય લેવાય છે અને એ દારૂતાડીજ ગરીબાઇની ભયંકરતા વધારી દે છે. અનિષ્ટ વર્તુળોની વિનાશકારી પરંપરાના વમળમાં આજે તો પ્રજા સપડાઇ ગઇ છે. સુખી કુટુંબો પણ એમાં સપડાયા છે પરંતુ એમને એ પોષાય છે, જ્યારે ગરીબોના ઝુંપડાઓ અને કુટુંબો તો એ વ્યસનમાં તારાજ થઇ રહ્યા છે.

ગાંધીજીનો દૃઢ સંકલ્પ હતો કે સ્વરાજ્ય સરકારનો પ્રથમ કાયદો એજ થાય કે નિશ્ચિત મુદ્દતમાં આખા હિંદમાં સંપૂર્ણ દારૂનિષેધ થઇ જાય. ૧૯૩૭-૩૮ના ક્ષણજીવી પ્રાંતિક સ્વરાજ્યમાં દારૂનિષેધના પ્રથમ પ્રયાસો થયા હતા પરંતુ પછી તો રાજકીય પરિસ્થિતિમાં પલટો આવ્યો એટલે એ પ્રયાસો અધુરા રહ્યા. હવે આપણે રાજકીય સ્વતંત્રતા મેળવી છે એટલે આ પ્રયાસો પાછા શરૂ થયા છે. મુંબઇ સરકારે મદ્યપાનનિષેધનો ચાર વર્ષનો કાર્યક્રમ ઘડી કાઢ્યો છે અને એવા કાયદાની સાથે લોકમત કેળવવાની પણ મોટી યોજના પણ ઘડી છે. સરકારનું આખુંયે તંત્ર ભલે શિક્ષાત્મક કાયદાથી ચાલે પરંતુ લોકકલ્યાણની બધીએ પ્રવૃત્તિઓને આખરે તો પ્રજાના સહકારથીજ સફળતા મળે છે.

મદ્યપાનનિષેધની પ્રવૃત્તિને સફળ બનાવવા માટે પ્રજા કઇ જાતનો સહકાર આપી શકે એ સ્પષ્ટ સમજી લેવાની જરૂર છે. રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ જણાવેલું તેમ હિંદુસ્તાનમાં લોકસમુદાયનો બહુ મોટો ભાગ વ્યસનમાં વત્તેઓછે અંશે સપડાયો હોવા છતાં એટલું તો સમજે છે અને સ્વીકારે છે કે જો પીણાંઓ બંધ થાય તો તે છુટ્ટાપત્તિજ થશે. લોકમાનસની આવી અનુકૂળતા મદ્યપાનનિષેધ માટે બહુ અનુકૂળ વાતાવરણ પ્રગટાવે છે. પરંતુ મુશ્કેલી તો એ છે કે લોકમાનસની આ અનુકૂળતાને ઓળખી લઇ તેને વ્યવસ્થિત રીતે પ્રગટ કરવાની કાર્યશક્તિ આજે જણાતી નથી. મહાસભાએ તો આ આખીયે પ્રવૃત્તિને પોતાના રચનાત્મક કાર્યક્રમમાં શરૂઆતથી જ અગ્રસ્થાન આપેલું છે. ગાંધીજીના આવ્યા પછી તો એ પ્રવૃત્તિને ઘણો વેગ મળેલો. પ્રજાની જાગૃતિને યોગ્ય દિશામાં વાળવા માટે સરલ પ્રયાસો પણ થયા હતા. એ પ્રયાસોને સફળતા પણ ઠીક ઠીક મળી હતી આ બધું અંગ્રેજ સરકારની ગુલામીમાં પ્રજા હતી ત્યારે બનેલું એટલે સરકાર તદ્દન પ્રતિકૂળ હોવા છતાં આટલી જાગૃતિ અને આટલી સફળતા મળી હતી—આમાં બહેનોએ બહુ મહત્ત્વનો ફાળો આપેલો. પરંતુ સ્વરાજ્ય નજીક આવતું ગયું તેમ એ જાગૃતિ શિથિલ થવા માંડી—આજે તો દારૂનિષેધ માટે લોકમત સંગઠિત કરવાને વિષે મહાસભા પણ ઠીક ઠીક બેદરકાર બની છે. સરકારની મદ્યપાનનિષેધની યોજના માટે મહાસભાની આ કાર્યશિથિલતા હાનિકારક નીવડી રહી છે. સરકારની ચાર વર્ષની યોજનામાં એક વર્ષ તો પસાર પણ થયું અને છતાં જનસમુદાયમાં તો એ વિષે કંઇ ઉત્સાહ પણ દેખાતો નથી. સરકાર તો મદ્યપાનનિષેધ મંડળ મારફત થઇ શકે એટલું પ્રચાર કામ કરે છે પરંતુ પ્રજાના કાર્યકર્તાઓનો તેમાં જોઇએ તેવો સાથ મળતો નથી. પ્રજાના કાર્યકર્તાઓની શિથિલતાનું મુખ્ય કારણ એ છે કે સ્વરાજ્ય મળ્યા પછી લોકોમાં એવી ભ્રમણા જાગી છે કે હવે પ્રજાકલ્યાણનું કામ સરકારજ કરી દેશે—લોકોએ એમાં ખાસ કરવા જેવું નથી—આ ભ્રમણા મહાસભાના બળને છિન્નભિન્ન કરી નાખે છે અને લોકકલ્યાણના કાર્યમાં સરકારના સહૃદય પ્રયાસોને પાંગળા બનાવી દે છે.

મહાસભા તેમજ પ્રજાહિતનું કામ કરનારા બધાએજ સમજી લેવું જોઇએ કે આ ભૂલથી અને એમાંથી જાગેલી કાર્યશિથિલતા મેળવેલા સ્વરાજ્યની શક્તિ ક્ષીણ કરી નાખશે. મદ્યપાનનું અનિષ્ટ એટલું બધું ભયંકર છે કે આજે સેંકડો વર્ષોથી પ્રજાને નિર્માલ્ય બનાવવામાં એ આનાંરે બહુજ મોટો ફાળો આપ્યો છે. પ્રજાનું નૈતિક અધઃપતન કરવામાં મદ્યપાને બહુ મોટો ભાગ ભજવ્યો છે— લોકકલ્યાણની ગમે તેટલી ભવ્ય યોજનાઓ ઘડાશે અને અમલમાં પણ મૂકાશે; પરંતુ દારૂતાડી અફીણમાં ચકચૂર બનેલી પ્રજાને એનો કશો લાભ મળવાનો નથી. પ્રજાનું આર્થિક ધોરણ ગમે તેટલું ઊંચું આવે પરંતુ જ્યાંસુધી દારૂતાડીમાં પ્રજાનો મોટો વર્ગ ફસી પડે છે ત્યાં પ્રજાની આર્થિક ઉન્નતિ ક્ષણજીવીજ નીવડવાની છે. આથી આપણે બધાએ સમજી લેવું જોઇએ કે પ્રજાકલ્યાણના આપણા બધાયે પ્રયાસોને જો પાંગળા ન બનાવી દેવા હોય તો પ્રજાના કાર્યકર્તાઓએ સરકારની દારૂનિષેધની પ્રવૃત્તિમાં પૂરો સાથ અને સહકાર આપવો જોઇએ.

આ સહકારનું તાત્કાલિક સ્વરૂપ એ હોઇ શકે કે જ્યાં જ્યાં પીઠાં છે અને પ્રજાએ વ્યસનમાં સપડાએલી છે ત્યાં ત્યાં કાર્યકર્તાઓએ લોકોની સાથે મળીને સરકારને જણાવી દેવું જોઇએ કે એ પીઠાંઓ સત્વર દુર થવા જોઇએ. સરકાર કાયદાને જોરે એ પીઠાં ચાર વર્ષે બંધ કરે એ પહેલાંજ સરકારને ખબર મળી જવી જોઇએ કે પ્રજાજ એ પીઠાં જલદી દૂર કરવા તત્પર છે. આ માટે આખા પ્રાંતમાં ગામડે ગામડે સભા મેળવી પ્રજાએ રીતસરના ઠરાવ કરી સરકારની મદ્યપાનનિષેધની નીતિને સંપૂર્ણ ટેકો આપવો જોઇએ આવી રીતે કેળવાયેલો લોકમત અને સરકાર પાસે પહોંચેલો એનો અવાજ સરકારનું કાર્ય ખૂબજ સરળ બનાવી દેશે. મહાસભાની સમિતિઓ અને બીજા કાર્યકર્તાઓએ આ કામ જલદી ઉપાડી લેવું જોઇએ.

---

## એકલવાયો



વિશાળ સિન્ધુમાં માણસ એક બિન્દુ માત્ર છે.

# સ્ત્રીઓ અને રાજકીય લડત

લેખિકા: શ્રીમતી લીલાવતી મુનશી

હિંદુસ્તાનમાં સો વર્ષ કરતાં વધુ સમય પહેલાં સ્ત્રીઓની પ્રગતિના ઇતિહાસની તથા તેમના સ્થાનના સ્વીકારની શરૂઆત રાજા રામમોહનરાયથી થઈ હતી. ઓગણીસમી સદીમાં સ્ત્રીઓ પ્રત્યેના સરખા વર્તનની હાકલ તેમણે કરી હતી અને સતી થવા વિરુદ્ધ તથા તે રિવાજને નાબૂદ કરવા માટે ઉપદેશ આપ્યો હતો. પરંતુ હિંદી સ્ત્રીઓને સેવા તથા જાહેરજીવનનો માર્ગ ચીંધવાનું ભાગ્ય પાશ્ચાત્ય સ્ત્રીઓને સાંપડયું હતું.

ભગિની નિવેદિતા હિંદમાં સેવાનો સંદેશો લાવ્યા હતા. ડૉ. એની બિસંટ ઇશ્વરજ્ઞાન તથા વિશ્વભ્રાતૃત્વનો સંદેશો લાવ્યા હતા પશ્ચિમે પેદા કરેલી મહાન સમર્થ સ્ત્રીઓમાંનાં તેઓ એક હતા. તેમણે હિંદને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું, તેઓ હિંદીઓ સાથે ભળ્યા અને તેમને વારસામાં મળેલા જ્ઞાન માટે જાગ્રત કર્યા અને ગર્વ લેતા કર્યા, અને તેમના રાજકીય નેતા બન્યા. તેમની શક્તિનો સ્વીકાર કરીને હિંદે તેમનો આદર કર્યો અને કોઈ પણ વ્યક્તિને આપી શકાય તેવું ઊંચામાં ઊંચું માન તેમને હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ બનાવીને આપ્યું.

શ્રીમતી બિસંટ તેમના સમયના એક મહાન વક્તા હતા, અને તેઓ અજબ સંઘટન શકિત ધરાવતા હતા. તેઓ હિંમતવાન, નીડર, તથા ડહાપણવાળા હતા, અને તેમણે આખી દુનિયામાં મુસાફરી કરી હતી. બધા મહત્ત્વના દેશોમાં તેમણે ઇશ્વરજ્ઞાનનો વાવટો ફરકાવ્યો હતો.

શ્રીમતી સરોજિની નાયડુ, જેઓ શ્રીમતી બિસંટના સમકાલીન છતાં વયમાં તેમનાથી નાનાં હતાં, તેઓ આપણામાં પ્રથમ કવયિત્રી તરીકે ખ્યાતિ પામ્યાં હતાં. તેમને 'હિંદનું બુલબુલ' કહેવામાં આવતા હતા. પરંતુ જલદી તેમણે કવિતાને પાછળ મૂકીને રાજકારણમાં ઝંપલાવ્યું હતું. તેઓ ઘણી સુંદર છટાથી બોલનારા વક્તા હતા અને આજે પણ છે. પ્રથમ પંક્તિના રાજકીય નેતા તરીકેનું સ્થાન જોકે તેમણે મુખ્યત્વે વક્તૃત્વશકિતને કારણે સંપાદન કર્યું હતું, છતાં તેઓ ઘણા કાર્યકુશળ છે, અને જીવનના દરેક ક્ષેત્રમાં, દેશના દરેક ભાગમાં તેમજ દુનિયાના ઘણા દેશોમાં તેમના મિત્રો છે.

હું માનું છું કે તેઓ શ્રીમતી બિસંટથી ભિન્ન માર્ગે જનારાં છે. મેં શ્રીમતી બિસંટને માત્ર એક વખત જ જોયાં હતાં. તેઓ મને ગંભીર લાગ્યા હતા, જ્યારે શ્રીમતી નાયડુ આનંદી-ખુશમિજાજી છે. શ્રીમતી બિસંટ મહાન સંઘટક હતાં, જ્યારે શ્રીમતી નાયડુના વ્યકિતત્વમાં વિશેષ મોહિની છે. શ્રીમતી નાયડુ લોકોને આકર્ષે છે અને ખાસ પ્રયત્ન કર્યા સિવાય તથા કોઇપણ સંસ્થાની મદદ વિના તેમને પોતાની આસપાસ જાળવી રાખે છે.

સ્ત્રીઓમાં સામાન્ય જાગૃતિનો યુગ શરૂ થયો તેનો આરંભ શ્રીમતી સરોજિની દેવીએ કર્યો હતો. કેળવણીના ફેલાવાથી સ્ત્રીઓને તેમની પરાધીનતાનું ભાન થયું હતું, અને તેમને માટે સમાજે નક્કી કરેલા માર્ગે આંખો મીંચીને જવાને બદલે તેઓ પ્રશ્ન કરવા લાગ્યા હતા. ઓગણીસમી સદીના અંતમાં માબાપોને હાથે ગોઠવાતાં લગ્નોની પ્રથા પ્રત્યેના અસંતોષની અને પોતાનો જીવનસાથી પસંદ કરવાના હક્ક માટેની મક્કમતાની અસર જણાવા લાગી હતી. વીસમી સદીની શરૂઆતનું સાહિત્ય બતાવે છે કે લગભગ બધીજ નવલકથાઓમાં લગ્ન તથા પ્રેમના વિષયો મુખ્યત્વે ચર્ચાતા હતા. સ્ત્રીઓને લાગવા માંડયું હતું કે તેમને તેમની સંમતિ સિવાય પરણાવી દેવી ન જોઇએ અને તેમના પતિઓની પસંદગી કરવામાં તેમનું કહેલું સાંભળવું જોઇએ. આ અસંતોષ જોરશોરને અને વ્યવસ્થિત નહોતો, પરંતુ તેનો પડઘો સાહિત્યમાં પડયો હતો.

સ્ત્રીઓના સંબંધમાં મહાત્મા ગાંધીજીના આગમનથી હિંદમાં મહાન પરિવર્તન થયું હતું. રાજકીય હેતુઓ માટે તેમણે સ્ત્રીઓને વ્યવસ્થિત કરવાની શરૂઆત કરી હતી. રાજદ્વારી હક્કો માટે ચળવળ કરવાનું તેમણે તેમને કહ્યું નહોતું, પરંતુ સામાજિક અને રાજકીય ક્ષેત્રોમાં સેવા આપવાનું જણાવ્યું હતું. મિશ્ર સમિતિઓમાં તેમજ પુરુષો સાથે ભિન્નભિન્ન કર્તવ્ય વિસ્તારોમાં કામ કરવાનું તેમણે ફરમાવ્યું હતું. આથી તેમનામાં પોતાની શકિત વિષે શ્રધ્ધા ઉત્પન્ન થઇ હતી. જાહેર કાર્યમાં સ્ત્રીપુરુષોના સહવાસની બંધી તેમણે દૂર કરી હતી. તેમણે સ્ત્રીઓમાં ધૈર્ય ઉત્પન્ન કર્યું હતું અને પોતાના બળ ઉપર ઝઝુમવાનું અને પુરુષોથી ભય નહિ પામવાનું જણાવ્યું

હતું. દુકાનો પર ચોકી—પિકેટીંગ—કરવાનું તથા જેલમાં જવાનું કહીને, મહત્ત્વની જગ્યાઓ આપીને અને તેમની સમાનતાનો સ્વીકાર કરીને તેમણે સ્ત્રીઓની જાગૃતિના વેગને જોર આપ્યું હતું અને આજની તેમની સ્થિતિ આણી હતી. વળી તેમણે માધ્યમિક તથા કોલેજની કેળવણી વિષેનું અનાવશ્યક દબાણ દૂર કર્યું હતું. જે સ્ત્રીઓમાં યોગ્ય સમજશક્તિ હોય, અને જે તેમનામાં આવશ્યક ગુણો હોય તો તેઓ તેમને વિશ્વસનીય સ્થાનેમાં કામ સોંપતા હતા, અને વિચિત્ર વાત તો એ છે કે તેમનામાં મૂકેલા વિશ્વાસને તદ્દન લાયક હોવાનું તેમાંની ઘણી સ્ત્રીઓએ સાબિત કરી આપ્યું હતું.

પરંતુ બીજી કેટલીક એવી સ્ત્રીઓ પણ છે જેઓ ગાંધી તત્ત્વજ્ઞાનના સીધા પરિણામ રૂપે બહાર આવી નથી, છતાં પણ જેમણે ગાંધીજી સાથેના સહવાસથી મોટો લાભ ઉઠાવ્યો છે. થોડાંક જ નામ ગણું. શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય, શ્રીમતી અરુણા અસફઅલી, રાજકુમારી અમૃતકોર, શ્રીમતી સુચેતા કૃપાલાણી, શ્રીમતી રુકમણી લક્ષ્મીપતિ તથા શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત. આ બધીજ પોતપોતાના સ્થાનને લાયક સ્ત્રીઓ છે. કમલાદેવી ચટ્ટોપાધ્યાય અભ્યાસી, સખ્ત શ્રમ કરનારાં અને મહત્ત્વાકાંક્ષી છે; અરુણા અસફઅલીમાં સમાજવાદી વિચારોનું તેજ છે; રાજકુમારી અમૃતકોર દ્દઢ, નિપુણ તથા શક્તિમતી છે; સુચેતા કૃપાલાણી કર્તવ્યપરાયણ તથા સખ્ત શ્રમ-કરનારાં છે; રુકમણી લક્ષ્મીપતિ તેજસ્વી નહિ પરંતુ શક્તિમતી છે; અને વિજયાલક્ષ્મી પંડિત તેજસ્વી અને સફળતા મેળવનારાં છે. કોઇ પણ રાજ્ય અમલમાં યશમાર્ગને શોધી લેનારી આ તેજસ્વી સ્ત્રીઓની આકાશગંગા છે. ગાંધીજીની અધિકારી મંડળી સાથે રહેવાથી તેમને માટે કાર્ય કરવાનું તથ સફળ થવાનું સરળ બન્યું હતું.

પ્રાંતિક ક્ષેત્રોની જુદી જુદી કાર્ય દિશાઓનાં કામ કરતી બીજી ઘણી સ્ત્રીઓ છે. એ બધી સ્ત્રીઓની નામાવલિ અત્રે આપવી અશક્ય છે. કલાના ક્ષેત્રમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હોય તેવી પણ કેટલીક સ્ત્રીઓ છે. સંગીતમાં સુબ્બાલક્ષ્મી, ચિત્રપટોમાં દેવિકા તથા દુર્ગા ખોટે, નૃત્યમાં રુકમણી, અને ચિત્રકામમાં ઘણી સ્ત્રીઓ છે. આ બધી સ્ત્રીઓ પોતપોતાના ક્ષેત્રોમાં જાણીતી છે અને તેમણે આખા હિંદમાં ખ્યાતિ મેળવી છે.

આ ઉપરાંત જીવનના બીજા ક્ષેત્રોમાં સ્ત્રીઓએ પોતાને યોગ્ય સ્થાન મેળવ્યું છે. ધારાસભાઓમાં અને શહેર સુધરાઇઓમાં સ્ત્રીઓએ બતાવી આપ્યું છે કે તેઓ પુરુષો જેવું જ કામ કરી શકે છે અને કેટલીક વખતે તેમનાથી ચઢિયાતું કામ પણ કરી શકે છે. વેપાર-ઉદ્યોગમાં પણ સ્ત્રીઓએ સફળ પ્રવેશ કરવા માંડયો છે. નોકરીઓમાં પણ સ્ત્રીઓ મોટી સંખ્યામાં વધુ ને વધુ દાખલ થવા લાગી છે. દાક્તરો તથા વકીલો તેમજ મુત્સદ્દીઓ તથા જાહેર કાર્યકર્તાઓ તરીકે પણ સ્ત્રીઓ કામ કરી રહી છે. સમાજસેવા એ એક એવું ક્ષેત્ર છે જેમાં ઘણી સ્ત્રીઓ ખાસ કરીને સફળતાપૂર્વક કામ કરી શકે છે.

આમ હોવા છતાં પણ સ્ત્રીઓએ પરાધીનતાની બેડી ફગાવી દીધી હોય તો તે તેમના રાજકીય લડતમાં ભાગ લેવાથીજ સત્યાગ્રહની લડત દરમિયાન સ્ત્રીઓએ કાયદાનો સવિનય ભંગ કર્યો હતો, અને જેલમાં ગઇ હતી—એક વખત નહિ, પરંતુ ઘણી વખત; અને આ લડતમાં માત્ર કેળવાયલી સ્ત્રીઓએ જ ભાગ લીધો નહોતો. હિંદની સ્ત્રીઓએ બતાવેલા ઉત્સાહથી આખી દુનિયા દિંગ થઇ ગઇ હતી. તેથી સ્ત્રીઓને પણ લાભ થયો હતો. જુદી જુદી ભાષાઓ બોલતી તથા પ્રાંતોના જુદા જુદા ભાગોમાંથી આવેલી સ્ત્રીઓ જેલમાં એક-બીજાના સહવાસમાં આવી હતી. તેમના મનની ક્ષિતિજ રેખા વિશાળ બની હતી, તેમના દૃષ્ટિબિન્દુમાં પરિવર્તન થયું હતું. તેઓ એક-બીજા પ્રત્યે માન ધરાવવા લાગી હતી, અને એક-બીજાને સમજવા પ્રયત્ન કરતી હતી, અને તેમના બલિદાનને કારણે તથા બહારની દુનિયા સાથેના સંપર્કને લીધે તેઓ રાજદ્વારી હકો સંબંધમાં સંપૂર્ણ સ્વતંત્રતા મેળવી શકી હતી. ધારાસભા, શહેર સુધરાઇઓમાં અથવા સ્થાનિક સંસ્થાઓમાં પ્રવેશ મેળવવા માટે તેમના વિરુદ્ધ કોઈ પ્રતિબંધ નથી.

રાજકીય આઝાદી મળવાથી તેઓ બીજી દિશાઓમાં પણ પોતાના હકો મેળવવા પ્રયત્ન કરી રહી છે. તેઓ આર્થિક સ્વતંત્રતા મેળવવા માટે મથી રહી છે, અને સરખા માલિકી હકો માટે ચળવળ કરી રહી છે. મને ખાત્રી છે કે થોડાજ વર્ષોમાં તેઓ આ હકો પણ પ્રાપ્ત કરશે.

છેલ્લા ત્રીસ વર્ષોમાં સ્ત્રીઓએ સર્વ વાતે લાભ મેળવ્યો છે. તેઓ વધુ ને વધુ બળ પ્રાપ્ત કરી રહી છે. કદાચ એવો પણ વખત આવશે જ્યારે સ્ત્રીઓ પુરુષોને દુનિયાના કાર્યક્ષેત્રોમાં ડખલ કરવા નહિ દે અને રાજ્યની ધુરા સંભાળવામાં મોખરે રહેશે.

[ તેમનાં વાયુપ્રવચનનો અનુવાદ. ]

# સ્વાતંત્ર્યદિનના સ્મૃતિચિત્રો



દ્વીશો વર્ષની પરતંત્રતા પછી બંધનમુક્ત થયેલી હિંદી જનતા સ્વાતંત્ર્યના ઉત્સાહથી તથા આનંદથી ગાંડી બનીને અસીમ સાગર પ્રમાણે સ્વાતંત્ર્યદિનના સરઘસમાં હજારોની સંખ્યામાં સામેલ થઈ.

# સ્વાતંત્ર્યલક્ષ્મી આવો ઘેર



ઘરો શણગારીને ધ્વજો તથા તોરણો ચઢાવ્યા; જયઘોષો તથા સરઘસોથી બધાં શહેરો તથા ગામડાંઓ ગાજી ઊઠયાં.







## આમોદ-પ્રમોદ

તંદુરસ્ત જીવન ગાળવા માટે આમોદ-પ્રમોદ માટેની રે
જરૂરિયાતો નહિ મળવાથી કેટલાક લોકો દારૂતાડી પીવા માટે
પ્રમોદ અને મત્યાકર્ષણની સગવડો વિશાળ પાયા ઉપર જનતાને
આનંદમાં વીતાવી શકશે. આથી તેમને ફાયદો થશે એટલું જ
કેટલીક રમતોનાં ચિત્રો એકઠાં કરી પ્રાંતિક દારૂબંધી સમિતિએ
થએલા પરિવર્તનો ધ્યાનમાં લઇને નવી રમતો પણ દાખલ કરવા
સમાજ કલ્યાણના કેન્દ્રો ખોલવાનું ઉચિત ધાર્યું છે. આમોદ
પણ કરવામાં આવી છે.

આમોદ-પ્રમોદની સગવડોમાં મેદાનમાં રમવાની રમતો
અંધબારણે રમવાની રમતો જેવી કે સોગઠાબાજી (૪) કેરમ
દુકાનો (૫) તથા કેન્ટીનો, જ્યાં સસ્તી કિંમતે પોષણ આપે
સમાવેશ થાય છે. આ બધી રમતો ઉપરાંત કેન્દ્રોમાં નાચો
મેળવવા માટેના વર્ગો, વાંચનાલય, સંગીતના કાર્યક્રમો જેવા
આપવામાં આવે છે.

ગ્રામ વિસ્તારોમાં જ્યાં આમોદ-પ્રમોદના સાધનો પૂરા પ
જોઇએ કે જેથી મોટી સંખ્યામાં લોકો તેનો લાભ લઇ શકે.
રહી છે. આવી બધી સગવડો પૂરી પાડવામાં આવે તો લોકો







## પ્રત્યાકર્ષણ

કોના અભાવને લીધે અને નાગરિક જીવન માટે રોજની છે. એટલા માટે ખાસ જરૂરી ચીજ તો એ છે કે આમોદ-જોઈએ. તેમ કરવાથી લોકો પોતાનો ફાજલ પડતો સમય ુ સમાજને પણ લાભ થશે. આપણા ગામડાઓમાં રમાતી પ્રચાર કરવા ધાર્યો છે. આ ઉપરાંત જમાના અનુસાર ી છે. આ ઉદ્દેશોને લક્ષમાં રાખીને જુદાં જુદાં સ્થળોએ માટેની સગવડો આપી શકાય તેટલા માટે જરૂરી ગોઠવણો



ખોખો (૧) આટાપાટા (૨) તથા લેઝીમ (૩)નો તથા સમાવેશ કરવામાં આવ્યો છે. શેરડીનો રસ તથા દૂધની ારાક પૂરો પાડવાની સગવડ કરવામાં આવી છે, તેમનો ત્રપટો વિગેરે ભજવી બતાવવામાં આવે છે. સાક્ષરતા ાડા, કીર્તનો, ભજનો (૭ તથા ૮) વિગેરેનો પણ લાભ

ી શકે નહિ ત્યાં મોટા પાયા પર તે પ્રવૃત્તિઓ શરૂ કરવી ાટાપાટા વિગેરે રમતો ગામડાઓમાં વધુ લોકપ્રિય બની સહેલાઈથી ઊગી શકે તેમાં લેશમાત્ર શંકાને સ્થાન નથી.



# સ્વાતંત્ર્યદિનની પ્રાર્થના



હે પ્રભુ ! જનતાજનાર્દન ! તારી કૃપાથી અને ઇચ્છાથી આ લોકરાજ્યના સૂત્રો અમે આજે હાથમાં લઇએ છીએ. આ કાંટાળા મુગટનું અમને ભાન છે. પરંતુ તારા સહકારથી અને અમારી નિઃસ્વાર્થ સેવાથી આ જવાબદારી યોગ્ય રીતે પાર પાડવાનો અમે હંમેશાં પ્રયત્ન કરીશું.

# सह नाववतु सह नौ भुनक्तु



હવે કોઇ કોઇનો માલિક નથી, અને કોઇ કોઇનો નોકર નથી. આપણે બધા લોકો સેવકો છીએ. આપણે બધા હિંદી સંઘના સેવકો છીએ એ નવા સંબંધથી હવે એકત્ર બેસીએ.

# વિ દૂ ષ ક 

લેખક: શ્રીયુત ચન્દ્રવદન મહેતા

**સૂત્રધાર :** વિદૂષક! તમારી આ કીર્તિની આજે પરાકોટિ છે. રંગભૂમિ ખૂબ મ્હાલતાં લોકો તમારા દર્શને અધીરા બન્યા છે. વારંવાર તમારાં દર્શન વાંછે છે. ત્રીશ ત્રીશ વર્ષોથી એક ધારા પ્રેક્ષકોને હસાવનાર નટ ઉપર પ્રજા આવરી જાય એ તો સ્વાભાવિક જ છે. લ્યો, આ મારા તરફથી આટલો ઉપહાર. ફૂલોના ઢગલામાં આમે તો દટાયેલા છો, એમાં કંઈ આથી વધારો નથી થવાનો, પણ મારા મનથી સંતોષ.

**વિદૂષક :** આપનો આભારી છું રંગભૂમિ ઉપરથી વિદાય લેવી મારે મન જિંદગીથી રૂખસદ લીધા બરાબર છે. પણ બસ, અબ મેં બહુત નાચ્યો ગોપાલ.

**સૂત્રધાર :** એથી તો અમે આપને વિનવીએ છીએ કે હજી એક દાયકો રંગભૂમિ ખેલી લ્યો.

**વિદૂષક :** હવે? ના રે ના. આજે આખરનો પરદો પડી ગયો. મારી રંગલીલા સંકેલાઈ ગઈ. સૂત્રધારજી! તમારી કૃપા માટે આભારી છું. પણ હવે મને એમાં લલચાવો નહીં. માણસ સંસારમાંથી મન આવરી લે છે, અમુક સમયે: મારે આ સૃષ્ટિમાંથી એક દિવસ તો સંસાર સંકેલી લેવાનો હતોજ ને—આજે સંકેલો લીધો.

**સૂત્રધાર :** તમારી કલાભક્તિ, તમારો અદ્દાશોખ, તમારી ઉપાસના. તમારી રંગભૂમિ—તમારા વિના સૂની થશે. તમને જીવનમાં સૂનકાર જણાશે.

**વિદૂષક :** સૂત્રધારજી! તમારી સૂચના મને અસ્વીકાર્ય છે.........કારણ? કારણ હું નથી જાણતો. હું ફક્ત એટલું જાણું છું કે મારું આખર ગીત મેં આજે ગાઈ લીધું છે, મારું અંતિમ અટ્ટહાસ્ય મેં આજે કરી લીધું છે, ખૂબ હસ્યો.

**સૂત્રધાર :** અંતરથી રડતાં રડતાં—

**વિદૂષક :** એ તમે ઠીક જાણતા હતા, એટલે તો મને નભાવ્યો.

**સૂત્રધાર :** ના, ના—એવું કંઈ નથી; તમે તમારી કલાથી જ આટલી કીર્તિ સંપાદન કરી શકયા હતા.

**વિદૂષક :** પણ હવે અંતરથી હસવું છે.

**સૂત્રધાર :** અને બહારથી રડવું છે?

**વિદૂષક :** કદાચ,............સૂત્રધારજી, શું કહું? રંગભૂમિ ઉપર હસતો હતો; દુઃખી લોકજીવનને હસાવવા પ્રયત્ન કરતો હતો; રંગભૂમિને હાસ્યથી અજવાળતો હતો: રંગભૂમિની બહારની કારુણિકા એથી કંઈક હળવી કરવા મથતો હતો.

**સૂત્રધાર :** અને હવે.

**વિદૂષક :** હવે હીહી......અંતરના હાસ્યે જીવન અજવાળવું છે. એથી કદાચ બહારના હાસ્ય કરતાં વધારે આનંદ પણ ફેલાવી શકાય.

**સૂત્રધાર :** ત્યારે હવે પછી રંગભૂમિ ઉપર ફરીથી તમે નહીંજ ઉતરો.

**વિદૂષક :** ના. જિંદગીના ખોળીઆના આ સ્વાંગ સાથે તો નહીંજ.

**સૂત્રધાર :** કીર્તિનો કળશ આજે તમારો ઊંચામાં ઊંચે સ્થાને બિરાજે છે ત્યારે

**વિદૂષક :** ત્યારેજ—એને ત્યાં રહેવા દેવા માટે—મારે વિદાય લેવી ઘટે છે.

**સૂત્રધાર :** નાટકશાળાં તમારૂં ઘર છે. રંગભૂમિ ઉપરથી તમે વિદાય લ્યો છો, પણ આ સ્થાન હરહંમેશ તમારે માટે ખુલ્લું છે—તમારૂંજ છે.

**વિદૂષક :** આપનો અસંત આભારી છું.

**સૂત્રધાર :** શું જોઇ રહ્યા છો ?

**વિદૂષક :** આ ફૂલ—એનો ઢગ. એનો પરાગ પારખવા મથું છું. હું વિદૂષક : મશ્કરો—રંગીલો, મૂર્ખ, મદ ; માનવીની મૂર્ખાઇની લોક આટલી કિંમત કરે છે.

**સૂત્રધાર :** ના, એની પાછળ રહેલા તમારા બુદ્ધિવૈભવની.

**વિદૂષક :** બુદ્ધિવૈભવ ? કોનો, મારો તો નહીંજ—લેખકનો.

**સૂત્રધાર :** તમારી અદાએ મૂર્તિમંત થએલો, અભિનયે સજીવન થએલો.

**વિદૂષક :** એનાથી આજે વિખૂટો થાઉં છું. રંગભૂમિ—મારી પ્રિયતમા, માતા, પ્રાણદાત્રી, અહોહો...... અહીં કેટલા સ્વાંગ સજ્યા—કેટલા પાઠ ભજવ્યા—કંઇકનો ઠ્ઠો કર્યો, કંઇકે મૂર્ખ બનાવ્યો, કંઇકના ટોળ કર્યા—હસ્યો, હસાવ્યા હીહીહી, એપણ એક જીવન હતું. રસિક, મનોરંગી, તરંગી, સુચિત્રિત, વાસ્તવિક રંગભૂમિ ! મારા જીવનમાં પણ તેં અનેક પલટા આણ્યા છે. આજથી રામરામ—વિદાય......લે ભાઈ. મુક ઊંચે આ પોષાક ; અને આ સરંજામ............

**વિદૂષક :** આવો જે હોય તે...... .....

**કમળ :** તમેજ વિદૂષકને ?

**વિદૂષક :** હા, કેમ વારૂ ?

**કમળ :** આ હું તમારે માટે ફૂલ લાવી છું અહીં તો બધો ઢગલો છે, પણ........પણ હું તો એ જ લાવી છું.

**વિદૂષક :** ઢગલો છે, ખરી વાત ; પણ એમાં એકે કમળ નથી. આંખની કીકી જેવાં તમે, ખરેખર બે સુંદર કમળ લાવ્યાં છો, બ્હેન, તમારૂં નામ શું ?

**કમળ :** મારૂં નામ કમળ, આમ તો કમલિની છે, પણ મને કોઈ કમલિની કહેતું નથી.

**વિદૂષક :** હું તમને કમલિની કહું તો.

**કમળ :** ના, મને કમળ જ ગમે છે. તમે કમળ જ કહેજો, પણ કમુ કદી ના કહેતા.

**વિદૂષક :** હી હી, નહીં કહું.

**કમળ :** પણ વિદૂષકજી, તમારી લાંબી લાંબી મૂછો, અને પેલો ભારે ભરાઉ ફેંટો, અને પેલી ચિત્રવિચિત્ર બંડી એ બધું ક્યાં છે ? મને તમારી બંડી જોઇને તો બહુ ગમ્મત પડતી હતી.

**વિદૂષક :** કમળ, પેલી પેટીમાં એ બધું રહ્યું.

**કમળ :** તમે આજથી બધું છોડી દીધું, એ વાત ખરી ?

**વિદૂષક :** હા.

**કમળ :** હવે નાટક નહીં કરો ? તમે નાટક નહીં કરો તો અમને હવે હસાવશે કોણ ?

**વિદૂષક :** આજે મારો છેલ્લો નાટક હતો. બહુ વર્ષોથી કમળ, મેં નાટક કર્યા, હવે તો રૂખસદ લઉંને.

**કમળ :** ખરેખર, હું કેટલી અભાગી વિદૂષકજી, મેં તો આજે જ તમને જોયા પહેલીવાર, અને હવે પાછા જોવાના પણ નહી મળે, કેવી ઘટના, વિદૂષકજી !

**વિદૂષક :** મને વિદૂષકજી નહિ કહો, કેવળ વિદૂષક જ કહો.

**કમળ :** તમારું આખું નામ, વિદૂષક ?

**વિદૂષક :** બાળા, મને નામની પડી નથી. વર્ષોથી બધા મને વિદૂષક જ કહે છે. નાટકો બદલાય છે, એમાંનાં પાત્રો બદલાય છે, પણ હું તો હંમેશ વિદૂષક જ રહું છું. ખરું કહું, હું તો મારું નામ જ ભૂલી ગયો છું.

**કમળ :** કેવું સરસ ! હુંયે મારું નામ ભૂલી જાઉં તો પણ મને કોણ ભૂલવા દે ? બહાર તો મારા નામની ચીશાચીશ પડતી હશે

**વિદૂષક :** બહાર, કેમ, કમળ ? તે શી રીતે ?

**કમળ :** કહું ? શું કહું ? થાકી ગઇ, કોને કહું ?

**વિદૂષક :** કેમ આમ બોલે છે, કમળ ? મને કહે, હું સાંભળીશ. શું છે ? કમળ તું આટલી દુ:ખી કેમ ?

**કમળ :** સાંભળો ત્યારે ; પણ સાંભળશો ?

**વિદૂષક :** કમળ ! કમળ ! કેવું બોલે છે ! બોલ શું છે ?

**કમળ :** વિદૂષક, મેં તમારે માટે ખૂબ સાંભળ્યું હતું—નાટકશાળા માટે પણ બહુ સાંભળ્યું હતું. મને ભણવા મોકલી : ત્યાં નિશાળમાં કોઇ કોઇ વાર નાટકો થતાં, મને એમાં ભાગ લેવાનું બહુ મન થતું. પણ મને ઘરમાં હમેશાં ના પાડતા. નાટક જોવા જવા પણ નહિ દેતા, તે નાટક તો કેમ જ કરવા દે ! આજે...આજે કેટલા કંકાસ પછી મને આવવા દીધી.

**વિદૂષક :** એકલી ?

**કમળ :** એકલી હોય ? મારે ઘેર મને એક મહેતાજી ભણાવવા આવે છે, નિશાળમાં પણ એજ મહેતાજી મને ભણાવે છે. એનું મોં જોઇ જોઇને તો હું કંટાળી ગઈ છું. એનો અવાજ ખરાબ છે, મોં ભયંકર છે, અને સ્વભાવ તો એ ભગવાન !

**વિદૂષક :** મહેતાજી જ જેવો.

**કમળ :** હા અરે ; શું કહું તમને ! નાટકમાં તો બધા જાતજાતના વેશ કરે, પણ તે તો ગમે એવા. આ તો એવો વેશ કે બિલકુલ ગમે જ નહીં. નિશાળમાં નાટક હોય તો એમાં ભાગ લેવા એ મને સમજાવે. ઘરમાં હું રજા માગું ત્યારે મારી સામે પડે.

**વિદૂષક :** મહેતાજીઓનો એવો ધર્મ જ છે.

**કમળ :** આજે મહા મુસીબતે અહીં આવી. માબાપ સાથે લઢીને આવી. એમને નાટક જોવાનો શોખ ; મને નહીં ! હું જોવા આવું તો કહે બગડી જાઉં. એ વર્ષોથી જુએ તે ન બગડે.

**વિદૂષક :** તે વાત ખરી છે. એક વાર નાટક જુએ તો તે બગડી જાય, પણ બહુ વાર નાટક જુએ તો ન બગડે.

**કમળ :** તો હું બહુ વાર જોઉં, પણ મને જોવા જ કોણ દે ! મને મા બીવડાવે, બાપ મારે, મહેતાજી સતાવે, નિશાળમાં ગોંધી રાખે, વડા મહેતાજી ધમકાવે.........અહીં નાટક જોઇ ખૂબ હસી, ઘણી રાજી થઇ, બધાએ તમને ફૂલ આપ્યાં, તે મને પણ મન થયું.

**વિદૂષક :** એટલે કમળ લઇ આવી.

**કમળ :** નાટક પૂરું થતાં ટોળું બહાર નિકળતું હતું. હું જાણીજોઇને પાછળ પડી ગઈ. એટલી લુચ્ચાઈ તો હું નિશાળમાં શિખી ગઈ છું. પછી બીજે દરવાજે બહાર નીકળી. સામે માળીની દુકાન પર ગઇ, ત્યાં તો જાત જાતનાં ફૂલ. મને કમળ ગમ્યાં અને લઇ લીધાં. તમને કમળ ગમે છેને?

**વિદૂષક :** ગમે છે. આ બધા ઢગલા કરતાં આ કમળની કિંમત મારે મન વધારે છે. કમળ, તારાં કમળ તો મારી આંખની કીકી જેવાં છે. ખૂબ જતન કરીને રાખી મૂકીશ. પણ કમળ, મને શું ગમે છે એ વાત બાજુએ મૂક, તને શું ગમે છે તે મારે જાણવું છે.

**કમળ :** મને શું ગમે છે...... મને શું ગમે? મને કશું જ ગમતું નથી. નિશાળ નથી ગમતી, ઘર નથી ગમતું, ઘરમાંના ઢોંગ નથી ગમતા, ઘરમાંનો ઘોંઘાટ નથી ગમતો.

**વિદૂષક :** એ તો સમજ્યો, પણ તને ગમે શું ?

**કમળ :** મને ગમે આકાશ, અને એમાંના તારા, મને ગમે ફૂલ, એની રંગબેરંગી જાજમ; પંખી—એનો કિલકિલાટ, તમે તો જોયુ હશે, મેં તો એકજ વખત ઉતાવળે જોયું હતું એક ઝરણું. ઝરમર ઝરમર વહેતું હતું, નિર્મળ મીઠું જળ વહી જતું હતું. એની પાસે બેસી રહેવાનું મને બહુ ગમે············તમે સૂર્યાસ્ત જોયો છે? સૂર્યોદય તો મને જોવા મળતો જ નથી. વિદૂષક! મને કહો—મેઘધનુષ્યના રંગો બહુ સુંદર હોય છે, ખરી વાત? આજના નાટકમાં મેં એકવાર જોયા. મને ગમ્યા, ખરેખર, આકાશમાં એ એવી જ રીતે રચાતા હશે? .

**વિદૂષક :** આ તો નાટકશાળા, કમળ! બહાર તો ગગનનો વિશાળ ચંદરવો પથરાએલો છે. એમાં મેઘરાજા ધનુષ્ય ચઢાવે તેની ભભક તો ઓર જ હોયને!

**કમળ :** વિદૂષક, મારે હવે જીવવું નથી. શું જીવું? હું જન્મી છું, સમજણી થઇ છું, ત્યારથી બીજાને માટે જ જીવું છું, મને મારૂં જીવન નથી, મને મારો પોતાનો આનંદ નથી. મને ભણાવવામાં આવે છે બીજાને માટે, મને પ્હેરાવવામાં આવે છે બીજાને માટે, મને બ્હાર લઇ જવામાં આવે છે બીજાને માટે, મા, બાપ, મહેતાજી ત્રણે એકઠાં થઇ મારી આસપાસ જાતજાતનાં બંધનો મૂકતાં જ જાય છે.

**વિદૂષક :** તને કેટલાં વર્ષ થયાં, કમળ?

**કમળ :** વય પૂછો છો? મારે વળી વય કેવી? કોઇકવાર મને બધા મોટી ગણે છે, કોઈકવાર મને બધાં નાની માને છે. ઘણીવાર વિદૂષકજી, હું સાંભળું છું. 'તું હવે નાની નથી.' બીજી જ પળે, તું હવે મોટી થઇ, એમ પણ સાંભળું છું. મારે વળી વય કેવી? મને સુંદર સ્વપ્નાં આવે છે. તે મારે કોઇને કહેવાનાં નહીં. નિશાળમાં મારે મૈત્રી બાંધવાની નહીં. હું એકલી છું. પણ જાણે હું બધાને માટેજ જીવન જીવવા સરજાઇ છું એમ મને મનાવવામાં આવે છે. બાળપણથી હું જોઉં છું, હું ધારું ત્યારે ઊંઘી નહીં શકું; હું માગું ત્યારે જાગી નહીં શકું. મારી આસપાસની દુનિયા બનાવટી છે. ઘર કે શાળા બને..............

**વિદૂષક :** નાટકી છે, ખરૂં ?

**કમળ :** ખરૂં કહ્યું તમે એમજ છે. મને આ નાટકશાળા ગમે છે. મકાન સુંદર છે, ચિતરામણો છે. ૧ક! મને તમારી નાટકશાળા નહિ બતાવો?

**વિદૂષક :** કમળ! તને કોઈ વાતની ના કહેવાય? લે ચાલ—આવ મારી સાથે. જો આ ચિતરામણો, સૈકેસૈકાનાં ચિત્રોનું આ સંગ્રહસ્થાન છે, અને આ રૂપાળા અલંકારો; અને આ વિવિધ વસ્ત્રો.

**કમળ :** ઓહો, કેવા સુંદર છે!

**વિદૂષક :** આ બાજુ. અને કમળ, જો અહીં કારીગરો રોજ કામ કરે છે, જાતજાતના ઘાટ ઘડે છે. એમાં રંગ પૂરે છે.

**કમળ :** આ તો રમકડાંની સૃષ્ટિ !

**વિદૂષક :** અને આમ આવ—જો, આ જીવતાં રમકડાં—પણ રોજ પાઠ ભણે છે, જુએ છે, શીખે છે, રમે છે, નાચે છે, નવું નવું આમતેમ કરે છે, પ્રયાગો કરે છે, ભણે છે.

**કમળ :** સરસ, સરસ.

**વિદૂષક :** શું બોલી, કમળ ! સરસ ?

**કમળ :** હા, સરસ.

**વિદૂષક :** ત્યારે જો તને ખરેખરો રસ ચખાડીશ, જીભને ગમે એવો નહીં. તારા હૃદયને ગમે એવો, તારો અંતરાત્મા પ્રસન્ન થાય એવો.........આ બધાં પણ વાજિંત્રો છે. તે બધાં વાગે છે, ત્યારે અજબ રસ ઉત્પન્ન થાય છે.

**કમળ :** મારે એ સાંભળવાં છે—વગડાવોને.

**વિદૂષક :** સંભળાવીશ. પણ તે પહેલાં ઘણું જોવાનું છે—પણે પુસ્તકોનો ભંડાર છે. તને ગમે તેવાં પુસ્તકો છે. બહાર બગીચો છે, ત્યા જાતજાતનાં ફૂલો ઉગે છે. પણે ઉપર દેશદેશાવરનું સંગ્રહસ્થાન છે, બીજી બાજુ પડખે આરામઘર છે.

**કમળ :** મને આ શાળા ગમી. મને અહીં નહીં ભણાવો ?

**વિદૂષક :** કેમ નહીં ભણાવું ? પણ આપણે સૂત્રધારજીની રજા લેવી જોઇએ.
અને એ જરૂર આપશેજ. આ જો એજ આપણી પાછળ આવીને ઊભા.

**સૂત્રધાર :** હું બધું સાંભળું છું, અને—

**કમળ :** તમે શી રીતે સાંભળતા હતા ?

**સૂત્રધાર :** હું એક ઠેકાણે બેસીને બધા ખંડમાંનું સાંભળી શકું છું. એવી અહીં કરામત છે. તને અમે જરૂર અહીં ભણાવશું, પણ વિદૂષકજી ભણાવે તો જ.

**કમળ :** એ મને કશાની ના પાડેજ નહિને ! પણ મને પેલાં બધાં વાજિંત્રો સાથે વાગતાં સંભળાવોને.

**સૂત્રધાર :** એ તો ખરું, પણ જુઓ કોક બે જણા તમને શોધતાં આવ્યા છે.

**બાપ :** હરામખોર ક્યાં ચાલી ગઇ ? શોધાશોધ—

**મા :** આખું ગામ શોધી વળ્યાં. બિલકુલ હાડકાંભાંગી થઇ ગઈ છે.

**બાપ :** તારોજ વાંક છે.

**મા :** બધીજ વાતમાં મારોજ વાંક ! તમેજ બગાડી મૂકી છે. હું તો ભણાવવાની જ ના કહું છું.

**બાપ :** તે તને વગર ભણેલી લાવી મેં શો સાર કાઢ્યો તે હું આ જોઉં છું ને.

**મા :** બસ બધામાં મારોજ વાંક મારોજ વાંક !

**બાપ :** બસ હવે ચૂપ રહે, છોકરી ક્યાં છે, તે જો.

**વિદૂષક :** જરા શાંતિ રાખો તો ઠીક. આ નાટકશાળા છે.

**બાપ :** હા, તેજ કહું છું ને— આ બેઠી. ચલ, બેઠી છે, અહીં તે ક્યાંથી ફરી નીકળી!

**મા :** કોણ જાણે ક્યાંથી પગ આવે છે તે!

**વિદૂષક :** પણ તમે જરા શાંત રહીને વાત કરો તો.

**બાપ :** તમને શું વિદૂષક! અમારી તો છોકરી છે ચલ, નીકળ—હરામખોર, હવે તને ફરી નાટક જોવા લઈ આવું તોને...હું તો નાજ કહેતો હતો.

**મા :** અને મેં પણ નાજ પાડી હતી તો! આ એકવાર લઈ આવ્યા, તેમાં આ ફાવટો, ચાલો હવે.

**બાપ :** ચલ, ચલ, એ ચાલ; કેમ આમ વડ થઈને ઊભી રહી છે! ચલ, અરે હાડકાંભાંગી...દમણાં તને....

**વિદૂષક :** ખબરદાર! એને હાથ અરાડ્યો છે તો.

**બાપ :** વિદૂષક! તમે આઘા રહેજો.

**કમળ :** વિદૂષકજી! મને બચાવો, મારે એમની સાથે નથી જવું. એ લોકો મને નહીં જીવવા દે.

**બાપ :** શું બોલી?

**વિદૂષક :** મારી સાથે વાત કરો.

**બાપ :** તમે તમારે નાટક ચેટક કર્યા કરો, સમજ્યા! આ વાતમાં વચ્ચે પડવાનું કામ નથી. છોકરી અમારી છે.

**કમળ :** વિદૂષકજી! આ મારી સાવકી મા છે.

**વિદૂષક :** અંહં અને આ બાપજી?

**કમળ :** એ મારા બાપ.

**બાપ :** ચૂપ.

**વિદૂષક :** ઓહો! વિનય તો ભારે નાટકનો છે.

**બાપ :** તમને નાટક સૂઝે છે, અહીં તમે મારી આબરૂ લ્યો છો અને બેર મુઇ, તને આવું બોલતાં શરમ નથી લાગતી? ચાલ, ચાલ મારી સાથે.

**મા :** નહીં આવે તો ઊંચકીને લઈ જશું.

**વિદૂષક :** હજી વાર છે. ટાઢા પડો. આ છોકરીનો વાળ પણ વાંકો નહીં થવા દઉં. છોકરીની મરજી હશે તે જ પ્રમાણે થશે. કમળ, તારી શી ઇચ્છા છે?

**કમળ :** વિદૂષક, હું તો અહીં રહીશ—તમારી પાસે અને નાટકશાળામાં ભણીશ, તમે જે ભણાવશો તે.

**બાપ :** અરે કંઈ વાત છે?

**મા :** હાય—હાય! આ છોકરી તો નાટકણ થવા બેઠી છે.

**વિદૂષક :** તમારા નાટકાવેશ કરતાં મને એનાં લક્ષણ બહુ ગમે છે. બોલ, તું અહીં જ રહેશેને!

**કમળ :** હા, હંમેશ; તમારી પાસે—નાટકશાળામાં જ.

**સૂત્રધાર :** તો તો બહુ સરસ—વિદૂષક અહીંથી ચાલ્યા નહીં જાય. અને કમળ, તું કહે તો એ રંગભૂમિ પર પાછા ઉતરે પણ. કમળ તારું ઘર માનીને જ આ શાળામાં રહેજે.

**વિદૂષક :** હા, ઘર અને શાળા બંને અહીંજ. તારી આ નવી ઘરશાળા.

**બાપ :** તે તમે સમજો છો શું ?

**વિદૂષક :** ચૂપ રહો. એક અક્ષર પણ વધારે બોલ્યા તો અહીંથી બહાર કાઢવામાં આવશે.

**સૂત્રધાર :** હા, એ તો નાટકશાળાનો કાયદો છે.

**બાપ :** તમે સમજો છો શું ? મારા સંતાનને ફોસલાવો છો. હું તમને સરકારમાં આપીશ. લે ચલ છોકરી, હવે હદ થાય છે. નહીં આવે, તો બાવડાં ઝાલીને લઈ જઈશું.

**વિદૂષક :** અને એને ઘેર લઈ જઈ તમે એને રંજાડશો, તો હું પણ તમને સરકારમાં આપીશ. તમે આચરો છો એવું જાહેરજનતા સમક્ષ કરી બતાવીશ, તમારે માટે ભોંય ભારે કરી મૂકીશ.

**મા :** ઓય મા ! મરવા દો, મારે આ છોકરી ઘરમાં નહિ જોઈએ. છો બલા ટળે.

**બાપ :** હેં !

**કમળ :** હું તો અહીંજ રહીશ, વિદૂષકજી, મને કહો, વિદૂષક ! એક સુંદર ઝરણાને કાંઠે બેસી એક દિવસ, મને મારા મનની વાત કહેવા દેશો ?

**વિદૂષક :** કમળ ! કમળ !

[ પડદો ]

---

# ક્ષિતિજ ઉપર વાદળાં



આપણા મનના સારા માઠા તરંગો પ્રમાણે ને આપણને પ્રકાશમય અથવા અંધકારમય દેખાય છે.

# મુંબઇ સરકારનો દારૂબંધીનો કાર્યક્રમ

મુંબઇમાં દારૂબંધી તા. ૧લી એપ્રિલ ૧૯૪૭થી દાખલ કરવામાં આવી હતી. ખાસ નોંધ કરવા લાયક બાબત એ છે કે મુંબઇ સરકાર દારૂબંધીને ચાર વર્ષમાં ક્રમે ક્રમે દાખલ કરવા માંગે છે. જ્યારે ૧૯૩૮માં સંપૂર્ણ દારૂબંધી પ્રાંતના પસંદ કરેલા વિભાગો, જેવા કે મુંબઇ શહેર, અમદાવાદ અને જુદા જુદા જિલ્લાઓના કેટલાક ભાગોમાં દાખલ કરવામાં આવી હતી, ત્યારે આ વખતે દર વર્ષે વધતી જતી સંખ્યામાં ૨૫ ટકા જેટલો જુદા જુદા દેશી પીણાંનો પુરવઠો કમી કરવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. આવી રીતે તા. ૧લી એપ્રિલ ૧૯૪૭થી આગલા વર્ષ ૧૯૪૬-૪૭ના સરાસરી ખપ ઉપર ૨૫ ટકાનો કાપ મૂકવામાં આવ્યો છે. તેથી આ કાપ તા. ૧લી એપ્રિલ ૧૯૪૮થી ૫૦ ટકાનો થશે, તા. ૧લી એપ્રિલ ૧૯૪૯થી ૭૫ ટકાનો થશે અને તા. ૧લી એપ્રિલ ૧૯૫૦થી સંપૂર્ણ દારૂબંધી થશે. અત્રે એટલો ઉલ્લેખ કરવાની જરૂર છે કે મદ્રાસની સરકાર તદ્દન જુદાજ ધોરણ ઉપર અખતરો કરી રહી છે, જેમકે દર વર્ષે ત્યાં આઠ જિલ્લાઓમાં એકી સાથે સંપૂર્ણ દારૂબંધી દાખલ કરવામાં આવી હતી અને તે મુજબ મદ્રાસમાં ત્રણ વર્ષમાં બધા જિલ્લાઓમાં સંપૂર્ણ દારૂબંધી થઈ જશે.

### ખાસ નોંધવા લાયક બાબતો

અત્યારની મુંબઈની યોજનાની ખાસ નોંધવા લાયક બાબતો નીચે પ્રમાણે છે:—

(અ) ચાર વર્ષમાં સંપૂર્ણ દારૂબંધી થઇ જવી જોઇએ. એ નિયમ દારૂતાડીને લાગુ પડવો જોઇએ એટલુંજ નહિ પણ અફીણ, ભાંગ, ગાંજા વિગેરેને પણ લાગુ પડવો જોઇએ.

(આ) દારૂની જુદી જુદી જાતોના ખપ ઉપર, અને નહિ કે દારૂની વહેંચણી ઉપર, ૨૫ ટકાનો વાર્ષિક કાપ મૂકવો જોઇએ.

(ઇ) અઠવાડિયામાં બંધીના દિવસો નીચે પ્રમાણે રહેવા જોઇએ:—

| | |
|---|---|
| પહેલું વર્ષ ................ | ૨ દિવસો. |
| બીજું વર્ષ ................ | ૩ દિવસો. |
| ત્રીજું વર્ષ ................ | ૫ દિવસો. |
| ચોથું અને તે પછીના વર્ષો...... | બધા દિવસો. |

(ઈ) પ્રાંતમાંના કોઇપણ વિસ્તારમાં આપવામાં આવતા દારૂમાં પહેલે વર્ષે ૪૫ અંશથી વધારે મદાર્ક રહેવો જોઇએ નહિ, અને અત્યારે આપવામાં આવતા થોડા અંશોના બીજા દારૂમાં દરેકમાં વધુ પાંચ ટકા ઘટાડવા જોઇએ.

(ઉ) અફીણ, ભાંગ, ગાંજા વિગેરેની બાબતમાં અત્યારે મુંબઇમાં જેમ ચાલી રહ્યું છે તેમ પરવાનાની પદ્ધતિ દાખલ કરવી જોઇએ, અને વ્યસનીની તબિયતને નુકસાન પહોંચાડ્યા સિવાય અફીણની ટેવનો જડમૂળથી નાશ કરી શકાય કે કેમ તે શોધી કાઢવા માટે પહેલા વર્ષમાં દર ત્રણ મહિને દરેક પરવાના ધરાવનારને વહેંચવામાં આવતા જથ્થામાં ચઢતા પ્રમાણમાં નાનો કાપ મૂકવાનો અખતરો અજમાવવો જોઇએ, અને તેનાં પરિણામો ઉપર નજર રાખવી જોઇએ. આ પરિણામોને ધ્યાનમાં લઇને પરિસ્થિતિમાં સુધારો કરવો જોઇએ.

(ઊ) પહેલા વર્ષમાં જેમ બને તેમ જલદી દારૂબંધીનાં પગલાં અમલમાં મુકી શકાય તે માટે વધારાના અટકાયતી નોકરોની નિમણૂંક કરવાના પગલાં લેવાં જોઇએ.

(એ) પ્રચાર ઉપરાંત, ગામડાઓ તથા શહેરના વિસ્તારોમાં દારૂબંધી સંબંધી કામ કરનારાઓને દારૂબંધીના કાયદા હેઠળ આબકારી અમલદારોને મદદ કરવાના હેતુથી કેટલીક સ્વતંત્ર સત્તાઓ સોંપીને ઉત્તેજન આપવું જોઇએ.

(ઐ) દારૂબંધીના કાયદા હેઠળ નશો કરેલી સ્થિતિમાં જાહેરમાં દેખાવું તેને ગુનો ગણવો જોઇએ, અને તેને માટે ભારે સજા ઠરાવવી જોઇએ. નશામાં ગેરવર્તણુંક ચલાવતા માણસોને શિક્ષા કરવા માટે દારૂબંધીના કાયદામાં એક ખાસ કલમ ઉમેરવી જોઇએ, અને નશો કરેલી સ્થિતિમાં જાહેરમાં દેખાવાના ગુના માટેની શિક્ષા કરતાં વધુ સખ્ત સજા થવી જોઇએ. બન્ને ગુનાઓ માટે દંડસહિત અગર દંડવિના કેદની ઓછામાં ઓછી શિક્ષા ઠરાવવી જોઇએ.

(ઓ) દારૂબંધીવાળા અને સુક્કા વિસ્તાર વચ્ચેનો તફાવત નાબુદ કરવો જોઇએ અને બધા હસ્તીમાં આવેલા દારૂબંધીવાળા તથા સુક્કા વિસ્તારોને હવે પછી ખાસ વિસ્તારો તરીકે ઓળખવા જોઇએ.

તા. ૯મી ડિસેંબર ૧૯૪૬ની પોતાની નોંધમાં આબકારી ખાતાના કમીશનરે બતાવ્યા પ્રમાણે દારૂ પરનો કર વધારવો જોઈએ.

## પ્રાંતિક દારૂબંધી સમિતિ.

સરકાર દારૂબંધીને એક અગત્યના સામાજિક સુધારા તરીકે ગણે છે. જે લોકોને માટે સુધારો કરવા ધાર્યો છે તે લોકોના રાજીખુશીના સહકાર વિના કોઈ સામાજિક સુધારો સફળ થઈ શકે નહિ એ સર્વમાન્ય છે. તેટલા માટે સરકાર તરફથી તેની યોજનામાં પ્રજાનો વધુમાં વધુ સહકાર મેળવવાનો ખાસ પ્રયાસ કરવામાં આવ્યો છે, અને પ્રજાના પ્રતિનિધિઓને કાર્યક્રમ સંબંધમાં મહત્ત્વના નિર્ણયો લેવાની સત્તા આપવામાં આવી છે. કાર્યક્રમને માત્ર વહીવટી પ્રશ્ન ગણવાને બદલે બિનસરકારી અભિપ્રાયો પૂરેપૂરી રીતે વ્યક્ત થઈ શકે તેટલા માટે સરકારે પ્રાંતિક દારૂબંધી સમિતિની સ્થાપના કરી છે. પ્રાંતમાં દારૂબંધીને લગતી સર્વ બાબતોમાં તે સંસ્થા સર્વોપરિ છે. સમિતિ ૩૧ સભ્યોની બનેલી છે, તેમાંના ૨૭ સભ્યો બિન-સરકારી છે. આબકારી ખાતાના પ્રધાન પ્રાંતિક દારૂબંધી સમિતિના પ્રમુખ છે. રાજદ્વારી પક્ષો સાથેના સંબંધોને ધ્યાનમાં લીધા સિવાય દરેક જીલ્લામાંથી સભ્યો લેવામાં આવ્યા છે. સમિતિની મુખ્ય ફરજો નીચે પ્રમાણે છે:—

(૧) મદ્યાર્ક અને બીજી ઔષધોની બંધીના પ્રશ્ન ઉપર જાહેર અભિપ્રાય કેળવવો અને વ્યવસ્થિત કરવો;

(૨) આબકારી, અફીણ તથા ગાંજાના કાયદાઓ વિરુદ્ધના ગુનાઓ શોધી કાઢવા અને અટકાવવા માટે લેવાનાં પગલાં સંબંધમાં સલાહ આપવી;

(૩) આમોદ-પ્રમોદ તથા બીજા પ્રત્યાકર્ષણની સગવડો આપવી અને બિન-મદ્યાર્કવાળાં પીણાં પૂરાં પાડવાં;

(૪) મદ્યાર્ક અને બીજા ઔષધોની બંધી સંબંધમાં સરકારની નીતિ આગળ ધપાવે તેવી પ્રવૃત્તિઓને મદદ કરવી; અને સામાજિક તથા લોકકલ્યાણનું કાર્ય ચાલુ રાખવું.

## તેની પેટા-સમિતિઓ

આ ઉપરથી જોઈ શકાશે કે સરકાર માને છે કે દારૂબંધીને સફળ બનાવવા માટે નીતિનો અમલ તથા રચનાત્મક કાર્ય બન્ને આવશ્યક છે.. આ શક્ય બને તેટલા માટે પ્રાંતિક દારૂબંધી સમિતિએ નીચેની પેટા સમિતિઓની નિમણૂંક કરી છે:—

(ક) શિક્ષણ તથા પ્રચાર પેટા-સમિતિ.—શિક્ષણ તથા પ્રચારને લગતી સર્વ બાબતોમાં શોધખોળ કરવાના તથા સમિતિને સામાન્ય રીતે સલાહ આપવાના તથા માર્ગ-સૂચન કરવાના હેતુથી અને નીચેના હેતુઓ પાર પાડવાનાં માર્ગો તથા સાધનો શોધી કાઢવા અને તેનું વર્ગીકરણ સૂચવવા માટે આ પેટા-સમિતિની નિમણૂંક કરવામાં આવી છે:—

(૧) દારૂબંધી વિષે જાહેર મત કેળવવા માટેનાં પગલાં,

(૨) યોગ્ય સાહિત્ય તથા બીજાં સાધનોની તૈયારી,

(૩) પ્રચાર માટે યોગ્ય કાર્યક્રમ ઘડવો,

(૪) પ્રાંતમાંની શિક્ષણસંસ્થાઓના પાઠ્યપુસ્તકોમાં દારૂબંધી વિષે પાઠો દાખલ કરવાના માર્ગો તથા સાધનોની યોજના કરવી.

દારૂ, તાડી, ગાંજો વિગેરે કાયમ તથા ક્વચિત લેનારા વ્યસનીઓને દારૂબંધીના ફાયદાઓ શીખવવા, દારૂબંધીના વિરોધીઓને બુદ્ધિગમ્ય તથા પધ્ધતિસરના પ્રચારથી જીતી લેવા; તટસ્થ વૃત્તિ તથા નિષ્કાળજીપણાનું કાર્યક્રમને સક્રિય ટેકો આપવામાં પરિવર્તન કરવું; શહેરની તથા ગામડાની સ્ત્રીઓનો સક્રિય ટેકો મેળવવો; આવતી પેઢી દારૂની બદીમાંથી મુક્ત રહે તેટલા માટે શાળાઓ તથા પાઠશાળાઓના વિદ્યાર્થીઓનો સહકાર મેળવવો; ઉપરની બાબતો જોવાની પેટા-સમિતિની ફરજ છે.

(ખ) આમોદ-પ્રમોદ, પ્રત્યાકર્ષણ તથા સામાજિક કલ્યાણ પેટા-સમિતિ.—આમોદ-પ્રમોદ, પ્રત્યાકર્ષણ તથા સામાજિક કલ્યાણને લગતી સર્વ બાબતોમાં શોધખોળ કરવા તથા સમિતિને સામાન્ય રીતે સલાહ આપવા તથા માર્ગસૂચન કરવાના હેતુથી અને નીચેના હેતુઓ પાર પાડવાનાં માર્ગો તથા સાધનો શોધી કાઢવા અને તેનું વર્ગીકરણ સૂચવવા માટે આ પેટા-સમિતિની નિમણૂંક કરવામાં આવી છે:—

(૧) આમોદ-પ્રમોદ, પ્રત્યાકર્ષણ તથા સામાજિક કલ્યાણના કેન્દ્રોની વ્યવસ્થા,

(૨) પેટા-સમિતિએ યોજેલા કાર્યક્રમને અમલી બનાવવા માટેનું યંત્ર,

(૩) બીજી સમાન પ્રવૃત્તિઓમાં સહકાર તથા તેમની સાથેનું જોડાણ,

(૪) દારૂબંધીથી જેમને ગેરફાયદા થયા હોય તેમને ફરી ઘટતી સ્થિતિએ પહોંચાડવા.

આ પેટા-સમિતિ માને છે કે દારૂ પીનારા, ખાસ કરીને ગરીબ વર્ગના લોકો, ઇચ્છાપૂર્વક વ્યસની બનેલા હોતા નથી. અમુક આર્થિક કારણોને લઇને, આસપાસના વાતાવરણની અસરને લીધે, માનસિક, કૌટુંબિક કે સંબંધીની પરિસ્થિતિને લીધે તે દારૂ પીએ છે. તેને એકબીજા સાથે સંપર્કમાં આવવાની ખાસ આવશ્યકતા જણાય છે. દારૂ તથા તાડીનું પીણું થોડા વખત માટે પણ તેની ચિંતાઓને ભૂલવામાં મદદ કરે છે, અને સમાન સંજોગોમાં આવી પડેલા માણસો સાથે ભળવાની તક આપે છે. તેથી દારૂ છોડવા માટે જેમને સમજાવવામાં આવ્યા છે તેમની ઉપરની જરૂરિયાતો સાથે બંધબેસતી યોગ્ય સગવડો પૂરી પાડવાનો આ પેટા-સમિતિ પ્રયાસ કરશે.

(ગ) શોધખોળ અને આંકડાવારી પેટા-સમિતિ.—પેટા-સમિતિએ તૈયાર કરેલો કાર્યક્રમ પરિસ્થિતિને અનુકૂળ છે કે નહિ, તે યોજના કાર્યસાધક સાબિત થઈ છે કે નહિ, અને સરકારની ધારણા પ્રમાણે પરિણામો આવે છે કે નહિ તે શોધી કાઢવા માટે ચાલુ દેખરેખ રાખવામાં આવે તે જોવાની આ પેટા-સમિતિની ફરજ રહેશે. આ પ્રાંતના લોકો પર દારૂની તથા દારૂબંધીની સામાજિક, આર્થિક, નૈતિક તથા શારીરિક અસરો શોધી કાઢવાની આ પેટા-સમિતિની ફરજ રહેશે પોતાની તપાસને આધારે આ પેટા-સમિતિ અમલી બનાવવાના યોગ્ય માર્ગો, યોગ્ય ધારાઓ અને પ્રચારની સાચી પદ્ધતિઓ વિષે સરકારને સલાહ આપશે.

(ઘ) નીરા પેટા-સમિતિ—સરકાર માને છે કે નીરા એ એક ઘણી ઉપયોગી વસ્તુ છે અને તેથી નીરાનો સદુપયોગ થવો જોઇએ. નીરાને લગતી સર્વ બાબતોમાં શોધખોળ કરવા અને સમિતિને સામાન્ય રીતે સલાહ આપવાના હેતુથી અને નીચેના હેતુઓ પૂરા પાડવા માટે ઉપાયો સૂચવવા નીરા પેટા-સમિતિની નિમણૂંક કરવામાં આવી છે:—

(૧) તાડી પેદા કરતાં વૃક્ષોના બીજા ઉપયોગ, જેવા કે ગોળ, ખાંડ, સરબત વિગેરે,

(૨) ખાટી થઇ ઉભરાઇ જાય તે પહેલાં નીરાનો પીણા તરીકે ઉપયોગ,

(૩) નીરા ખાટી થવામાં ઢીલ થાય તથા થએલી જાણી શકાય તે માટેનાં પગલાં.

(ચ) મોલેસીસ (ગોળ) પેટા સમિતિ—ગોળ, મહુડા ફૂલો તથા ડીનેચર્ડ સ્પીરીટને લગતી સર્વ બાબતોમાં શોધખોળ કરવાનો અને સમિતિને સામાન્ય રીતે સલાહ આપવાનો તથા માર્ગસૂચન કરવાનો, અને નીચેના ઉદ્દેશો સિદ્ધ કરવાનાં માર્ગો તથા સાધનો શોધી કાઢવા અને ઉપાયો સૂચવવા એ આ પેટા-સમિતિનો હેતુ છે:—

(૧) ગોળ તથા મહુડા ફૂલોનો દારૂ ગાળવા સિવાયનો ઉપયોગ,

(૨) ગોળ તથા મહુડાના ફૂલો સંઘરવા, અન્ય સ્થળે મોકલવા, વેચવા તથા તેમનો ઉપયોગ કરવા પર પ્રતિબંધ મૂકવા માટેનાં પગલાં,

(૩) વાહન વ્યવહારમાં પેટ્રોલ અને સ્થિરતા આપનારા અથવા બીજા અંશો સાથે ભેળવીને પાવર અલ્કોહોલ તથા શુદ્ધ કરેલા (રેકટીફાયડ) સ્પીરીટનો ઉપયોગ.

આ પ્રાંતના ઔદ્યોગિક લાભ માટે પાવર અલ્કોહોલ તૈયાર કરવું અને તેના શક્ય તે ઉપયોગ કરવા સરકાર આતુર છે તેનો અત્રે ઉલ્લેખ કરવામાં આવે છે.

(છ) જાગૃતિ (વિજિલન્સ) પેટા-સમિતિ.—દારૂબંધી યોજનાના અમલમાં જનતાનો સંપૂર્ણ સહકાર મેળવવાના સરકારના પ્રયાસોમાં આ પેટા-સમિતિની નિમણૂક એક વધુ પગલું છે. ૧૯૩૮માં એક સફળ પ્રયોગ કરવામાં આવ્યો હતો, જ્યારે મુંબઇ શહેર માટે વિજિલન્સ કાર્યકર્તાઓનું એક ઘણું સારૂં સ્વયંસેવક મંડલ ઊભું કરવાનું બની શક્યું હતું. આખા પ્રાંતમાં આવું એક સ્વયંસેવક મંડળ ઊભું કરવાનો આ પેટા-સમિતિ પ્રયાસ કરશે. તેથી આ પેટા-સમિતિની નીચે પ્રમાણે કરવાની ફરજ રહેશે:—

(૧) અવેતન તથા પગારદાર વિજિલન્સ કાર્યકર્તાઓ તથા રક્ષકો પસંદ કરવા અને તેમને શિક્ષણ આપવું,

(૨) તેમની ફરજો અને સત્તાઓનું સ્પષ્ટીકરણ કરવું, અને

(૩) તેમને સજાનો સરંજામ તથા તેમનું વેતન ઠરાવવાં.

આ ૭ પેટા-સમિતિઓમાંની દરેકની પાસે નિષ્ણાતો છે અને તેઓ કાર્યક્રમની સવિસ્તર વિગતો તૈયાર કરી રહ્યા છે અને વખતો વખત ઉપસ્થિત થતા પ્રશ્નો ઉપર સરકારને ચાલુ સલાહ આપ્યા કરે છે.

## કાર્યકારિણી સમિતિ

આ મહત્ત્વની પેટા-સમિતિઓના કાર્યને એકત્રિત કરવાની આવશ્યકતા જણાતાં દારૂબંધી સમિતિએ એક કાર્યકારિણી સમિતિ નીમી છે. કાર્યકારિણી સમિતિમાં ૭ પેટા-સમિતિઓના ૭ પ્રમુખો તથા દરેક પેટા-સમિતિના ચૂંટેલા એક એક પ્રતિનિધિનો સમાવેશ થાય છે. અત્રે ઉલ્લેખ કરવાની જરૂર છે કે દરેક પેટા-સમિતિના પ્રમુખ તરીકે મુંબઈ સરકારના પ્રધાનમંડળમાંના એક પ્રધાનને રાખવામાં આવ્યા છે. પ્રાંતિક દારૂબંધી સમિતિનો પ્રમુખ તથા મંત્રી અનુક્રમે કાર્યકારિણી સમિતિના પ્રમુખ તથા મંત્રી તરીકે કામ કરે છે.

બધી પેટા-સમિતિઓની ભલામણોને તપાસવી અને એકસૂત્રી બનાવવી, નવી યોજનાઓ શરૂ કરવી તથા પ્રાંતિક દારૂબંધી સમિતિના નિર્ણયોને અમલી બનાવવા તે કાર્યકારિણી સમિતિની ફરજ છે.

## અવેતન સલાહકારો

૭ પેટા-સમિતિઓની ફરજોનો અભ્યાસ કરતાં જણાશે કે નીચેના વિભાગોને કાર્યક્રમના રચનાત્મક ભાગ સાથે સંબંધ છે અને બિન સરકારી સલાહ તથા માર્ગસૂચનની આવશ્યકતા છે :—

(અ) શિક્ષણ તથા પ્રચાર,

(આ) આમોદ-પ્રમોદ,

(ઇ) નીરા, અને

(ઈ) વિજિલન્સ

તેથી આ વિભાગોના દરેકને બિનસરકારી સલાહકારની મદદ મળે છે. ચાલુ વર્ષમાટે નીચે પ્રમાણે નિમણૂકો કરવામાં આવી છે :—

(૧) શિક્ષણ તથા પ્રચાર માટેના અવેતન કમીશનર-પ્રોફેસર જે. સી. દરૂવાલા.

(૨) આમોદ-પ્રમોદ માટેના અવેતન કમીશનર— મી. હોમી જે. એચ. તાલ્યારખાન.

(૩) નીરા વ્યવસ્થાપક—શ્રી. કૃષ્ણદાસ શાહ.

(૪) જનરલ ઑફિસર કમાંડિંગ—શ્રી. વિ. એસ. ઢાંગરે.

આ વિભાગોના અમલદારો પોતપોતાના વિષયોનું ખાસ જ્ઞાન ધરાવે છે, અને તે વિષયોને લગતી બાબતોમાં દારૂબંધી સમિતિને તેઓ સલાહ આપશે એમ ધારવામાં આવે છે. સરકારે નિશ્ચિત કરેલા કાર્યક્રમને પ્રજાનો ટેકો મેળવી આપવા માટે માર્ગો તથા સાધનો શોધી આપવાની તેમની મુખ્ય ફરજ છે.

## જિલ્લા દારૂબંધી સમિતિઓ.

પ્રાંતના દરેક જિલ્લામાં જિલ્લા દારૂબંધી સમિતિની તથા મુંબઈ, પુના, શોલાપુર તથા અમદાવાદમાં ચાર શહેર દારૂબંધી સમિતિઓની પણ સરકારે નિમણૂંક કરી છે. દરેક જિલ્લાના કલેક્ટર અનુક્રમે જિલ્લા તથા શહેર દારૂબંધી સમિતિના પ્રમુખ છે, એક મુંબઈના અપવાદ સિવાય જ્યાં આબકારી ખાતાના પ્રધાન શહેર દારૂબંધી સમિતિના પ્રમુખ છે. આ જિલ્લા તથા શહેર સમિતિઓની ફરજો પ્રાંતિક દારૂબંધી સમિતિના જેવી જ છે, માત્ર ફરક એટલોજ છે કે જ્યારે પ્રાંતિક દારૂબંધી સમિતિની પ્રવૃત્તિઓનો વિસ્તાર આખા પ્રાંતમાં છે, ત્યારે જિલ્લા અથવા શહેર સમિતિનો પોતાના જિલ્લા તથા શહેર પૂરતોજ છે. પ્રાંતિક દારૂબંધી સમિતિની સામાન્ય સલાહ તથા તેના માર્ગસૂચન હેઠળ આ સમિતિઓ પોતપોતાના વિસ્તારમા કાર્યક્રમની વિગતો ગોઠવવા સ્વતંત્ર છે. પ્રાંતિક દારૂબંધી સમિતિ સામાન્ય નીતિ દોરી આપે છે અને જિલ્લા સમિતિઓએ સ્થાનિક સંજોગોને ધ્યાનમાં લઇને જરૂરી સુધારાઓ કરી તેનો અમલ કરવાનો છે.

એવી ધારણા રાખવામાં આવે છે કે હવે પછીના સમયમાં સરકાર જો જરૂર જણાશે અથવા ઇચ્છનીય હશે તો તાલુકા દારૂબંધી સમિતિઓ અથવા ગ્રામ્ય દારૂબંધી સમિતિઓની નિમણૂંક સલાહભરેલી છે કે નહિ તે પર વિચારણા કરશે.

## જિલ્લાના અવેતન સલાહકારો

ઉપર જણાવેલી ચાર શાખાઓમાંની દરેક શાખા માટે જેમ મધ્યમાં અવેતન સલાહકારો નીમવામાં આવ્યા છે તેમ શિક્ષણ તથા પ્રચાર, આમોદ-પ્રમોદ, નીરા તથા

વિજિલન્સ સાર દરેક જિલ્લા માટે એક અવેતન સલાહકારની નિમણુંક કરવા ભલામણ કરવાની દરેક જિલ્લા સમિતિને છૂટ આપવામાં આવી છે. આ સલાહકારો પોતાના વિભાગોનો ખાસ ચાર્જ સંભાળશે, અને પોતાના જિલ્લા અથવા શહેર સમિતિઓના નિર્ણયોનો તાકીદથી અમલ કરવામાં મદદ કરશે. આવા બધા અવેતન સલાહકારો પોતાની જિલ્લા અથવા શહેર સમિતિ જેને માટે તેઓ કામ કરે છે તેના સભ્યો હોય છે.

## દારૂબંધી ખાતાનો અધિકારી વર્ગ

આબકારી ખાતાના કમીશનર આ ખાતાના ઉપરી છે, અને તેમને ડેપ્યુટી કમિશનર મદદ કરે છે. તેમના હાથ નીચે પ્રાંતિક દારૂબંધી સમિતિના મંત્રી તથા બે ઉપમંત્રીઓ કામ કરે છે. બીજા કાયમના સરકારી નોકરો ઉપરાંત શિક્ષણ તથા પ્રચાર શાખામાં ગુજરાતી, મરાઠી તથા કાનડી ભાષામાં સાહિત્ય તૈયાર કરવા માટે દરેક ભાષાના એક સીનિયર એસીસ્ટંટની નિમણુંક કરવામાં આવી છે. આ શાખાના માસિક વિભાગમાં એક ઉપતંત્રી ( તંત્રી અવેતન હોય છે ) અને એક બિઝનેશ મેનેજર નીમવામાં આવ્યા છે. પ્રાંતના ત્રણે પ્રદેશોમાંના દરેક માટે એટલે કે ગુજરાત, મહારાષ્ટ્ર તથા કર્ણાટક માટે એક પ્રાદેશિક પ્રચાર અમલદારની નિમણુંક થઈ છે યા થનાર છે.

સહકારી રીતો તથા હિલચાલોનો પૂરેપૂરો ઉપયોગ કરવાનો સરકારનો હેતુ હોવાથી સહકારી મંડળીઓના ખાતાએ દારૂબંધી ખાતામાં કામ કરવા માટે ચાર અમલદારોને સુપ્રત કર્યા છે. પ્રચાર, નીરા તથા આમોદપ્રમોદના સાધનો માટે અત્યારની સહકારી મંડળીઓનો ઉપયોગ કરવાના હેતુથી તેઓ માર્ગો તથા સાધનો શોધી કાઢશે. ઉપર જણાવેલી પ્રવૃત્તિઓ અને દારૂબંધીને લીધે બેકાર બનેલા માણસોને કામધંધો અપાવવા માટે વધુ સહકારી મંડળીઓની વ્યવસ્થા કરવાનો પણ તેઓ પ્રયાસ કરશે.

દરેક જિલ્લા માટે એક જિલ્લા દારૂબંધી અમલદાર તથા ચાર શહેર દારૂબંધી સમિતિઓમાંની દરેક માટે એક શહેર દારૂબંધી અમલદાર નીમવામાં આવ્યા છે. તે શહેર/જિલ્લા માટે વહિવટી અમલદાર છે અને તે પ્રાંતિક દારૂબંધી સમિતિના મંત્રીના હાથ નીચે કામકાજ કરે છે. દરેક જિલ્લામાં પોવાડા ગાનારાઓની ટોળી રાખવામાં આવી છે, જેમનું કામ ગીતો મારફત દારૂબંધી વિષે જનતાને મનરંજન તથા કેળવણી આપવાનું છે. ગ્રામ્યવિસ્તારોમાં પ્રચાર તથા સામાજિક કલ્યાણની પ્રવૃત્તિઓ યોજવામાં દારૂબંધી અમલદારના મદદનીશો તરીકે કામ કરવાની તેમની ફરજ છે. દરેક તાલુકામાં દારૂબંધીના વ્યવસ્થાપક હવે પછીના સમયમાં નીમવાનો વિચાર રાખવામાં આવ્યો છે. કલેકટર સાહેબ જે જિલ્લા દારૂબંધી સમિતિના પ્રમુખ હોય છે તે જિલ્લા માટેના દારૂબંધી ખાતાના મુખી છે, અને દારૂબંધી અમલદાર જે જિલ્લા દારૂબંધી સમિતિના મંત્રી છે તે કલેકટર સાહેબના હાથ નીચે કામ કરે છે.

# પ્રાંતિક દારૂબંધી સમિતિ

## કાર્યકારિણી સમિતિ




## જીલ્લા/શહેર દારૂબંધી સમિતિ




(હવે પછીના સમયમાં સરકાર તાલુકા સમિતિઓની કદાચ નિમણૂંક કરશે.)

# દારૂબંધી ખાતાનો નોકર વર્ગ

- આબકારી કમીશનર
  - આબકારીના ડેપ્યુટી કમીશનર
    - પ્રાંતિક દારૂબંધી સમિતિના મંત્રી
      - મદદનીશ મંત્રી ( પ્રાંતિક દારૂબંધી સમિતિ )
        - ઑફીસ સુપ્રિન્ટેન્ડન્ટ
          - શિક્ષણ તથા પ્રચાર પેટા-સમિતિ
            - પ્રાંતિક પ્રચાર અમલદાર તથા ગુજરાતી, મરાઠી તથા કાનડી સાહિત્ય માટેના સીનિયર ઍસિસ્ટંટ
              - સીનિયર ઍસિસ્ટંટ
                - જુનિયર ઍસિસ્ટંટ
                  - કારકુનો
                    - સ્ટાફ આર્ટિસ્ટ
          - સામાજિક કલ્યાણ
            - વેલ્ફેર ઑર્ગેનાઇઝર
              - સીનિયર ઍસિસ્ટંટ
                - જુનિયર ઍસિસ્ટંટ
                  - કારકુનો
          - શોધખોળ તથા આંકડાવારી
            - રિસર્ચ ઑફિસર
              - સીનિયર ઍસિસ્ટંટ
                - કારકુન
          - માસિક
            - ઉપતંત્રી
              - બિઝનેસ મેનેજર
                - કારકુન
      - મદદનીશ મંત્રી ( પ્રાંતિક દારૂબંધી સમિતિ )
        - ઑફિસ સુપ્રિન્ટેન્ડન્ટ
          - વિજિલન્સ
          - ગોળ
          - નીરા
            - સીનિયર ઍસિસ્ટંટ
              - જુનિયર ઍસિસ્ટંટ

## જિલ્લાઓમાં

- જિલ્લા/શહેર દારૂબંધી અમલદાર
  - પ્રેરક ગાનારાઓ
    - નીરા સુપરવાઇઝરો
      - વેલ્ફેર ઑર્ગેનાઇઝરો
        - કારકુનો વગેરે

# પ્રાંતના સમાચાર

## મુંબઈ શહેર

ચોમાસું બેસી જવાથી, વરસાદને લીધે બહારની પ્રવૃત્તિઓમાં ખલેલ પડે છે અને દરેકને અંધારણે કામ કરવું પડે છે. પાણી પડવાને લીધે સભાઓ ભરી શકાતી નથી અને તેથી કલ્યાણ કેન્દ્રો ઉપર વધુ લક્ષ આપવું પડે છે. માટુંગા તથા નારદુલ્લા ટેંકના કેન્દ્રો હસ્તગત કરવામાં આવ્યા, છે, અને તેમને આદર્શ કેન્દ્રો બનાવવા માટે સુધારણા કરવાની શરૂઆત થઈ ગઈ છે. અંધારણે રમવાની રમતો માટેની સગવડો મળી શકે તે માટે છાપરાંઓ બાંધવામાં આવ્યાં છે. આથી સાંજની રમતો રમવામાં ખેલાડીઓને વરસાદથી રક્ષણ મળશે. મજૂરોને સસ્તું છતાં પોષણકારક ખાવાપીવાનું મળી શકે તે માટે કેન્ટીનો ખોલવાની ગોઠવણો ઝપાટાભેર થઈ રહી છે. ખોરાકની તથા પીણાંઓની જાતોમાં હલકો માલ કોઈપણ વખતે ન આપવામાં આવે તે પર ધ્યાન આપવા માટે કેન્ટીનોને શહેર દારૂબંધી સમિતિના તાબામાં મૂકવામાં આવી છે. સામાજિક કાર્યકરો તથા બીજા મજૂર કલ્યાણ કેન્દ્રો સાથે સંપર્ક સાધવામાં આવે છે, અને જ્યાં જરૂર લાગે ત્યાં ખુશીથી મદદ કરવામાં આવે છે.

લોકો અક્ટોબર મહિનાની આતુરતાથી રાહ જોઈ રહ્યા છે, કારણકે તે વખતે નીરા કેન્દ્રો ખોલવામાં આવનાર છે.



નીરાના વેચાણમાં વિશ્રાંતિગૃહના ચાલકનું આશ્વાસન

ધારાવી ખાતે માછીમારોની એક મોટી સભામાં ભાષણ કરતાં પ્રધાન માનનીય શ્રી. જી. ડી. તપાસેએ



અખિલ ભારતીય ટ્રેડ યુનિયન કોંગ્રેસના અધિવેશન સમયે ઊઘાડેલું નીરા કેન્દ્ર

દરિયામાં સખ્ત મહેનત કરનારા માછીમારો માટે દારૂ-તાડી આવશ્યક છે એવી એક દઢ થયેલી માન્યતા પાયા વિનાની હોવાનું જણાવીને કહ્યું હતું કે આ એક ભ્રમ માત્ર છે અને તેનું મૂળ અજ્ઞાન છે. સખ્ત શ્રમ કરવો પડે તેવા કોઈપણ ધંધામાં દારૂતાડીનો ઉપયોગ કરવો જરૂરી છે એવું છેજ નહિ. માછીમારના ધંધામાં તેના વિના ન ચાલે એવું નથી.

પ્રધાને આગળ ચાલતાં જણાવ્યું હતું કે દારૂતાડીને લીધેજ માછીમારોના આરોગ્ય, સુખ તથા ધનપ્રાપ્તિનો તેઓનો નાશ થયો હતો. જે મહાન કાર્ય ઉપાડ્યું છે તેનો સંપૂર્ણ વિચાર કરીનેજ સરકારે દારૂબંધીના કાર્યક્રમની શરૂઆત કરી છે. શ્રીમંત તથા ગરીબ લોકોની સામાજિક તથા આર્થિક ઉન્નતિને ધ્યાનમાં રાખીને જ દારૂબંધીની યોજના ઘડવામાં આવી છે, અને દરેક ઊંચ-નીચ વ્યક્તિએ સહકાર આપીને દારૂબંધીના કાર્યને સફળ બનાવવા માટેની પોતાની ફરજ અદા કરવાની છે. ભાષણ પૂરું થયા બાદ હાજર રહેલા લોકોનું પોવાડા, નૃત્ય તથા ગીતોથી મનરંજન કરવામાં આવ્યું હતું.

ફર્ગ્યુસન રોડ પર આવેલી શ્રીરામ મીલની સામેના ત્રણસો જેટલા ઝુંપડાંઓમાં રહેતા ૧૪૦૦ હિંદુ તથા મુસલમાન



**માનનીય શ્રી. લ. મા. પાટીલે નીરા કેન્દ્ર ખુલ્લું મૂક્યા પછીનું રાષ્ટ્રગીત**

રહીશોએ ગૃહપ્રધાન માનનીય શ્રીયુત મોરારજી દેસાઇને ખાત્રી આપી હતી કે તેઓ દારૂતાડીને હવે પછી કદી અડશે નહિ અને મહાત્માજીના સત્ય તથા અહિંસાના ઉપદેશને તેમના જીવનમાં ઉતારશે.

આ પ્રસંગ તે વિસ્તારને ગાંધીનગરનું નામ આપવાનો હતો. જેની ઉદ્‌ઘાટન વિધિ ગૃહપ્રધાને કરી હતી. આ વિસ્તારના રહીશો બધા મજૂરો છે અને તેમનામાંના ઘણા હૈદ્રાબાદ રાજ્યના મૂળ વતનીઓ છે.

હાજર રહેલા લોકોને સંબોધીને બોલતાં શ્રીયુત દેસાઇએ તેમને મહાત્મા ગાંધીજીના મહાન ઉપદેશોની યાદ આપી હતી અને જણાવ્યું હતું કે મહાત્માજીના જીવનનો સંદેશ આમવર્ગની ઉન્નતિ સાધવાનો હતો. જ્યાંસુધી ગાંધીજીના ઉપદેશોને અનુરૂપ અહીંના રહીશો પોતાનાં જીવન ઘડવાની ખાત્રી આપે નહિ ત્યાંસુધી હું આ વિસ્તારને ગાંધીનગરનું નામ આપી શકું નહિ એવી ગૃહપ્રધાને ચેતવણી આપી હતી, અને કહ્યું હતું કે જ્યાંસુધી તમે હવે પછી દારૂ-તાડીને નહિ અડવાનું વચન ન આપો, ત્યાંસુધી આ મહાપુરુષનું નામ આ વિસ્તારને આપવાનો કંઇજ અર્થ નથી. મજૂરોનાં જીવનનું ધોરણ ઊંચું લાવવા માટે સરકાર પ્રયત્ન કરી રહી છે અને તેમાં તેને સફળતા તોજ મળે જો મજૂરો પોતે સરકારના આ મહાન કાર્યમાં સહકાર આપવા આગળ આવે.

ગૃહપ્રધાને અંતમાં જણાવ્યું હતું કે આપણે આજે આઝાદ છીએ, પરંતુ જો આપણે દારૂની બદીના ગુલામ બની રહીશું તો પછી આઝાદી તેના નામને લાયક ગણાશે નહિ. આપણે બધાએ આઝાદીને અનુરૂપ જીવન જીવવાનો પ્રયાસ કરવો જોઇએ.

ભાષણ પૂરું થયા બાદ હાજર રહેલી મેદની એકીસાથે ઊભી થઇ હતી અને વચન આપ્યું હતું કે તેઓ દારૂ-તાડી પીશે નહિ અને ગાંધીજીના ઉપદેશને અનુરૂપ જીવન ગુજારશે. ગૃહપ્રધાને સ્મિત કરીને બધાને સફળતા ઇચ્છી હતી.

## અમદાવાદ શહેર

અમદાવાદના મજૂરોને ગાંધીજી માટે હંમેશાં ભલી લાગણી રહેતી. તેમને મહાત્માજીએ વારંવાર કહેલું કે મારા સ્વપ્નના હિંદમાં દારૂ, તાડી, ગાંજો, ભાંગ વિગેરે કેફી પીણાંઓના શાપ માટે કોઈ સ્થાન હોઇ શકે નહિ. તે ટેવ તજવાની પૂરતી ઇચ્છાશક્તિના અભાવે તેમને પોતાને માટે શરમ લાગતી. પરંતુ જ્યારે તેમણે મહાત્માજીની હત્યાના સમાચાર જાણ્યા ત્યારે તેમણે ઘણો કલ્પાંત કર્યો અને જાહેર કર્યું કે "મહાત્માજીએ અમારે વાસ્તે જાન આપ્યો."

લક્ષ્મીદાસ ચાલના રહીશોએ પ્રતિજ્ઞા કરીને જાહેર કર્યું કે "મહાત્માજીનું અવસાન થયું છે, પરંતુ તેઓ અમારા દરેકના હૃદયમાં જીવતા જાગતા રહેશે. અમે આજથી દારૂતાડીનો ત્યાગ કરીએ છીએ." મહાત્માજી જેમણે લોકકલ્યાણ માટે પોતાનું આખું આયુષ્ય ગાળ્યું હતું અને મૃત્યુનું શરણ શોધ્યું હતું તેમની છબીને તેમણે હાર પહેરાવ્યા હતા અને નિશ્ચય કર્યો હતો કે હવેથી તેઓ કદી આડે માર્ગે જવાને લલચાશે નહિ.

આ લક્ષ્મીદાસ ચાલમાં દુહા વિગેરેનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. જે શ્રોતાજનો આસપાસના વિસ્તારમાંથી દુહા સાંભળવા આવ્યા હતા તેમણે લક્ષ્મીદાસ ચાલના રહીશોની પ્રતિજ્ઞા જાણીને આનંદ વ્યક્ત કર્યો હતો. દુહાની પણ ઘણી પ્રસંશા કરી હતી. દારૂના ત્યાગ માટે ચાલના રહીશોએ કરેલી પ્રતિજ્ઞાની સુંદર છાપ બીજાઓ ઉપર પણ પડી હતી અને તેમણે પણ તેમનું અનુકરણ કરવા દૃઢ નિશ્ચય કરીને આનંદના વાતાવરણમાં વિદાય લીધી હતી.

## સુરત

સુરત જીલ્લામાં અનેક સ્થળોએ દારૂબંધીના કાર્યક્રમનો આરંભ કરવામાં આવ્યો હતો.

વાલોદ મહાલના વેડછી ગામે ભરાએલી સભાના પ્રમુખ-સ્થાનેથી નાણાંપ્રધાન માનનીય શ્રીયુત વૈકુંઠલાલ મહેતાએ જાહેર કર્યું હતું કે દેશની સાચી પ્રગતિ સાધવામાં આબકારી મહેસુલમાં પડનારી ખોટ આડે આવવી જોઇએ નહિ. દારૂબંધીથી આપણે નવ કરોડ રૂપિયા ગુમાવીશું, પરંતુ કરોડો લોકોના કુટુંબોમાં દુઃખ ટળીને સુખનો પ્રવેશ થશે તેની સરખામણીમાં નવ કરોડ રૂપિયાની ખોટ શી વિસાતમાં છે. પાંચ હજાર લોકોની માનવમેદની સમક્ષ બીજા નેતાઓએ પણ ભાષણો કર્યાં હતાં.

બારડોલી તાલુકામાં વાંકાનેર મુકામે દારૂબંધીના કાર્ય-ક્રમની શરૂઆત કરવામાં આવી હતી. હાજર રહેલા લોકોની સંખ્યા નાની હતી, પરંતુ જેઓ હાજર રહ્યા હતા તેમાંના ઘણાખરા દારૂ-તાડીના વ્યસનીઓ હતા.

ચીખલી તાલુકામાં આપરીઆ ખાતે કાર્યક્રમની શરૂ-આત કરવામાં આવી તે વખતે એક પુસ્તકાલયની ઉદ્‌ઘાટન વિધિ પણ કરવામાં આવી હતી.

સુરત શહેરમાં દારૂબંધીના કાર્યક્રમની પ્રારંભ વિધિ થઇ ત્યારે ઘણા લોકોએ હાજરી આપી હતી. સભામાં લગભગ અડધા ભાગની મજૂર સ્ત્રીઓ હતી.

ચોર્યાસી તાલુકામાં કેળવણી પરિષદ પૂરી થયા પછી દારૂબંધીના કાર્યક્રમની શરૂઆત કરવામાં આવી હતી. આ સભાનું પ્રમુખસ્થાન શ્રીમતી ઇંદુમતી શેઠે લીધું હતું.

પારડી તાલુકામાં વાઘછીપા ખાતે ભરાએલી સભાનું પ્રમુખપદ શ્રી. જ્યોતિરામ શુકલે લીધું હતું; અને માંડવી ખાતે દારૂબંધીના કાર્યક્રમની શરૂઆત મુંબઈ સરકારના કેળવણી સલાહકાર શ્રી. સૈયદીને કરી હતી.

આ સભાઓમાં હજારોની સંખ્યામાં લોકોએ હાજરી આપી હતી અને નેતાઓના પ્રવચનોને સાંભળ્યા હતા. બધી સભાઓમાં રમતગમત તથા હરિફાઈ, ગીતો તથા દુહાઓ વિગેરેનો ભરચક મનોરંજન કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો.

## પુના

જુલાઈ મહિનામાં નીમવામાં આવેલી પોવાડા ગાનારી ટોળીએ પોતાનું કામ શરૂ કરી દીધું છે. તેઓ ઘેર ઘેર ફરે છે અને તેમાં રસ લેતા ગામડીઆઓનું મનરંજન કરે છે અને ગીતો મારફત તેમને દારૂબંધીનો ઉપદેશ આપે છે. મદ્યપાન સિવાય પણ ટોળીનો પ્રવાસ સફળ થઇ શકે છે તે આથી સાબિત થયું છે.

## નાશિક

પિંપળગાંવના રહીશોમાં એક જ વિષય ખૂબ ચર્ચાઇ રહ્યો હતો. શ્રીયુત..............એ દારૂનો ત્યાગ કર્યો. જે વાત અસંભવિત મનાની હતી તે શક્ય બની ગઈ. દારૂબંધી અમલદારને લોકો ધન્યવાદ આપતા હતા. દારૂની બદી સામે બધે મોરચે લડત શરૂ કરવા બદલ સરકારની પ્રશંસા થતી હતી. જો શ્રીયુત......... દારૂ છોડી શકે તો પછી પિંપળગાંવના કોઇપણ રહીશ માટે તે મુશ્કેલ નહોતું. ટેવ પડયા પછી તે છૂટી શકતી નથી એવું હવે કોઇપણ કહી શકશે નહિ. આ બદીમાં સપડાએલા બીજા દુર્બળ મનના ઘણા લોકોને આથી ઉત્તેજન મળ્યું હતું. આ ટેવ છોડવાને આનાકાની કરતા કોઇપણ પતિદેવને તેની પત્ની સલાહ આપે છે કે શ્રીયુત.........નું અનુકરણ કરો.



માનનીય શ્રી. લક્ષ્મણરાવ પાટીલ મજુર વિશ્રાંતિગૃહની મુલાકાત લે છે.

અળગાંવના લોકોએ કહ્યું કે દારૂ તરફ વળનારા અમારા મન ઉપર કાબૂ મેળવી શકીએ ત્યાંસુધી સાંજનો



માનનીય ડૉ. ગીલ્ડર નીરા કેન્દ્રનું ઉદ્‌ઘાટન કરે છે.

સમય કોઈ સારા કાર્યમાં પસાર થાય એવું કરો. શ્રી. જીવરામ બાગલે જવાબ આપ્યો કે તમે ચર્ખાસંઘ કાઢો તો કેમ? તમને પૈસા પણ મળશે અને કામ પણ શીખી શકશો. આ સૂચનાને બધાએ ટેકો આપ્યો. તુળશીના કુંડાની સાક્ષીમાં બધાએ પ્રતિજ્ઞા કરી કે હવેથી અમે દારૂ-તાડીને અડીશું નહિ અને ફાજલ પડતા સમયમાં ચર્ખો કાંતીશું અને દેશની સેવા કરીશું. દારૂબંધી રક્ષકોના જનરલ ઑફિસર કમાંડિંગ શ્રીયુત વી. એસ. ડોંગરેએ પ્રાંતિક દારૂબંધી સમિતિના મંત્રી તથા નાશક જીલ્લાના દારૂબંધી અમલદાર અને બીજાઓ સાથે જીલ્લામાં ત્રણ દિવસનો પ્રવાસ કર્યો હતો. દારૂબંધી પ્રચાર માટે તાજેતરમાં ખરીદેલી સ્ટેશન વેગન (મોટર)માં અડગાંવ, ઓઝાર, શિંદે, સિન્નર, પળસે, ચેહાડી વિગેરે ગામોની મુલાકાત લીધી હતી અને સભાઓ ભરી હતી આ મોટરમાં પ્રચાર માટેનો બધો સરંજામ રાખવામાં આવ્યો હતો. આ ગામોના પ્રવાસ વખતે શ્રી ડોંગરેએ લોકોને કહ્યું હતું કે દારૂની બદીને લીધે ઘણા લોકો હજુ પહેલાંની સ્થિતિમાં પડ્યા રહ્યા છે; તેઓ અભણ, ગરીબ અને સારા સંસ્કાર વિનાના છે. આ વ્યસન છૂટ્યા સિવાય સર્વોદયના ધ્યેયને પહોંચી શકાશે નહિ. હિંદુસ્તાનના લોકો સમક્ષ ગાંધીજીએ સર્વોદયનો આદર્શ મૂક્યો છે. આ સંબંધમાં સરકારે પ્રથમ પગલું ભર્યું છે, પરંતુ ખરૂં કામ તો લોકોએ જ કરવાનું છે. તેમણે લોકોને વિનંતિ કરી હતી કે હજારોની સંખ્યામાં લોકોએ દારૂબંધીના રક્ષકો તરીકે જોડાઈ જવું જોઈએ. ગામડામાં દારૂની બદી સામે લડત કરવાને તમે દરેક સૈનિક થઈ જાઓ એવું અમે ઇચ્છીએ છીએ. દરેકે પોતાની ફરજ બજાવવી જોઈએ. બીજા આપણું કામ કરી આપશે એવા ખોટા ખ્યાલમાં રહેવું જોઈએ નહિ. આવા જુસ્સાદાર સંદેશાને લોકોએ પોતાની સંમતિથી વધાવી લીધો હતો. તેમના મુખીએ ખાત્રી આપી હતી કે જોકે અમે ઊંચ આદર્શને પહોંચી નહિ શકીએ તોપણ હમે પાછળ પડી જઈશું નહિ.

## શોલાપુર

આબકારી પ્રધાન માનનીય શ્રીયુત લક્ષ્મણરાવ માધવરાવ પાટીલ તથા તેમના ધારાસભાના મંત્રી શ્રીયુત યશવંતરાવ ચવ્હાણે શોલાપુરના કર્માળા તથા બારસી તાલુકાઓમાં ઘણી સભાઓ ભરી ભાષણો કર્યાં હતા. તેમના બે દિવસના પ્રવાસ દરમિયાન દારૂબંધીના વિષય ઉપર જીલ્લામાં ખૂબ ચર્ચા ચાલી હતી. પહેલી સભા જેઉર ખાતે ભરવામાં આવી હતી. સભામાં આસપાસના ગામડાઓમાંથી બે હજાર ખેડુતોએ હાજરી આપી હતી. તેમાં પ્રધાને સરકારે શા માટે દારૂબંધીની લડત શરૂ કરી હતી તે મુદ્દો સમજાવ્યો હતો. કોંગ્રેસે જે પ્રતિષ્ઠા મેળવી છે તેનું કારણ હિંદની સ્વતંત્રતા માટે હજારો સામાજિક કાર્યકરોએ પોતાના સર્વસ્વનું બલિદાન આપ્યું છે તે છે. કોંગ્રેસના શરૂઆતથી બે ઉદ્દેશો હતા, એક તો હિંદની સ્વતંત્રતા મેળવવી અને બીજો આમ વર્ગની સામાજિક તથા આર્થિક ઉન્નતિ કરવી. પહેલો ઉદ્દેશ પાર પડ્યો છે, હિંદ આઝાદ થયું છે. પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં સત્તા આવવાથી બીજો ઉદ્દેશ પાર પાડવા માટે પૂરજોશથી દારૂબંધીની લડત શરૂ કરવામાં આવી છે. આજે મોટામાં મોટો અમલદાર પ્રજાનો સેવક છે. પ્રજાની ઇચ્છા અમલમાં મૂકવા માટે અમલદારો હોવાથી આમ વર્ગની ઉન્નતિ તેમનું પહેલું અને છેલ્લું કર્તવ્ય છે.

શ્રીયુત પાટીલે વધુમાં જણાવ્યું હતું કે હિંદુસ્તાનના રાજકીય જીવનમાં પરિવર્તન થતાં હવે બીજો ઉદ્દેશ અમલમાં મૂકવાનો સમય આવી પહોંચ્યો છે. રચનાત્મક

કાર્યક્રમમાં દારૂબંધીનું સ્થાન પ્રથમ છે. તેના ઉપર બીજી યોજનાઓની સફળતાનો આધાર છે. માણસોએ પોતે નિર્માણ કરેલા નરકવાસમાંથી છૂટવા માટેનું વાતાવરણ પેદા કરવું એ દારૂબંધીના કાર્યક્રમની વિધાયક બાજુ છે.

શોલાપુર જિલ્લા સહકારી ઉદ્યોગખાતામાં કામ કરતા શ્રી. ગુરૂને એક સુંદર વિચાર આવ્યો. તેમણે શોલાપુર ખાતેના સામાજિક કલ્યાણ કેન્દ્રની મુલાકાત લીધી. તે કેન્દ્રમાં આવતા લોકોને ઉદ્દેશી તેમણે જણાવ્યું કે સહકારી ધોરણ ઉપર રચાયેલા એક કેન્ટીનની જરૂરિયાત છે. આબકારી ખાતાના પ્રધાને તાજેતરમાં જાહેર કર્યું હતું કે ઘણી કેન્ટીનો ખોલવાની જરૂર છે અને જો તે સહકારી ધોરણ ઉપર ચલાવવામાં આવશે તો સારી રીતે ચાલી શકશે. સામાજિક કલ્યાણ કેન્દ્રના મકાનના એક ભાગમાં આવી કેન્ટીન ખોલવાનું નક્કી થયું હતું. ત્યાંના લોકો હવે તે ચલાવશે. કેન્દ્રનું કામ જોરમાં ચાલે છે. મજૂર લોકો નિયમિત રમવા આવતા દેખાય છે. જેઓ જોવા આવે છે તેઓ બીજે દિવસે રમતા દેખાય છે, એટલી બધી આ રમતોની તેમનાં મન ઉપર અસર થાય છે. દારૂબંધી અમલદાર આ રમતો ગોઠવી આપે છે. દારૂબાજ વણકરો હવે દારૂ છોડીને આ રમતો રમવા આવે છે. દારૂબંધી અમલદારની સલાહ લેવા તેઓ ઘણા આતુર જણાય છે.

### પશ્ચિમ ખાનદેશ

"સહકાર એ દારૂબંધી કાર્યક્રમની સફળતાની મોટી ચાવી છે," એવું દારૂબંધી અમલદારે બધી બિનસરકારી સંસ્થાઓ તથા પ્રજાને જણાવ્યું. તેની લોકો ઉપર સારી અસર થઈ. ભારતીય કલાપથકે, દોલત નામનું નાટક ભજવી બતાવ્યું. જેઓ મનોરંજન માટે કદી પૈસા ખર્ચ કરતા નહોતા એવા સેંકડો ગરીબ ખેડુતો ભેગા થયા. નાટકમાંના પાત્રોના સુખદુઃખના હાવભાવ સાથે પ્રેક્ષકોના મનમાં પણ તેવી લાગણી પેદા થતી. તેમને આ રંગભૂમિ ન જણાતાં તેમનાં જીવનનું પ્રત્યક્ષ ચિત્ર આલેખાતું જણાતું હતું. દારૂબંધી વિષે લોકોમાં જાગૃતિ લાવવા માટે સરકાર જોડે સહકાર કરવાની પહેલી પાયરી તરીકે આ નાટકે સારો ભાગ ભજવ્યો. ગામવાસીઓને પોવાડા, ગીતો વિગેરેનું ઘણું આકર્ષણ હોય છે તેથી તેનો સમાવેશ દારૂબંધી કાર્યક્રમમાં કરવામાં આવે છે.

શહાદા, પ્રકાશ, શિરૂડ, વડલી વિગેરે ગામોમાં આવા મનોરંજનના કાર્યક્રમો ગોઠવવામાં આવ્યા હતા. નિશાળના છોકરાઓએ સારો સહકાર આપ્યો હતો.

### કોલાબા

દારૂના ખાસ વિસ્તારો તરીકે ગણવામાં આવતા શેન્ડ્રી, ચિમણગાંવ, ભાતવાડી, કુમઠા, શિરોંબે, રહમતપુર ગામોમાં એક અપરિચિત મોટરગાડીએ પ્રવેશ કર્યો. તેને ધ્વનિવર્ધક યંત્ર જોડેલું હતું. ગ્રામોફોનની રેકર્ડો વાગવાની શરૂઆત થતાં મેદની મોટી થવા લાગી. દારૂબંધી અમલદારે આવીને સંગીતનો કાર્યક્રમ થોભાવ્યો અને દારૂબંધીની યોજના સમજાવી. ત્યારબાદ ચિત્રપટ બતાવવામાં આવ્યું. હાજર રહેલા લોકો ઘણા રાજી થયા.

### રત્નાગિરિ

માલવણના ખ્રિસ્તી લોકોએ એક સારો ધડો બેસાડ્યો છે. ખ્રિસ્તી લોકોના એક ધાર્મિક મેળાવડામાં જીલ્લા દારૂબંધી અમલદાર તથા તેમની સાથે જીલ્લા દારૂબંધી સમિતિના એક સભ્ય શ્રી. જી. ટી. તપકીરકર હાજર રહ્યા હતા. મેળાવડો પૂરો થયા બાદ જીલ્લા દારૂબંધી અમલદારે "દારૂ તથા ધાર્મિક વિધિ" એ વિષય ઉપર ભાષણ કર્યું



ઢીંગલા ઢીંગલીનું નાટક

હતું. ત્યારબાદ શ્રી. જી. એ. ફર્નાન્ડિસે હાજર રહેલા લોકોના વતી દારૂબંધી સફળ કરવા માટેના સરકારના પ્રયાસોમાં સહકાર આપવાની ખાત્રી આપી હતી. સેંકડો વર્ષોથી ચાલતા આવેલા દારૂ પીવાના રિવાજને તિલાંજલિ આપી સરબત પાઈને મેળાવડાની પૂર્ણાહુતિ કરી હતી.

શિરગાંવ ખાતે ખેડુતોએ મદિરારાક્ષસનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. દારૂબંધી અમલદારે કહ્યું, "આ નિશ્ચય પાર પાડવા માટે ઘણી જાગૃતિ રાખવાની જરૂર છે. તે રાક્ષસ ગમે તે આડે માર્ગે થઈને પાછો પ્રવેશ કરવાનો પ્રયત્ન કરશે." "અમે ગ્રામરક્ષક દળ ઊભું કરવા તૈયાર છીએ," હાજર રહેલા લોકોએ કહ્યું. પચાસ જુવાન તથા વૃધ્ધ ખેડુતોએ પોતાનાં નામો નોંધાવ્યાં.

પરંતુ ગોવળકોટના ખેડુતોએ સરસાઈ મેળવી. દારૂબંધી અમલદારે ત્યાં સભા ભરીને તેમને દારૂબંધી યોજના સવિસ્તર સમજાવી અને છેવટે કહ્યું, "આ યોજનાની સફળતાનો બધો આધાર તમારા ઉપર છે." બીજે દિવસે સભા ભરીને લોકોએ જાહેર કર્યું, "સરકાર અમારી પોતાની છે, દારૂની બદી ખરાબ છે, તે કહેવાની જરૂર નથી; અમે ખુશી છીએ કે સરકાર દારૂબંધી કરે છે. અમે જોઈશું કે હવે પછી કોઈ દારૂ પીશે નહિ. દારૂનું એક પણ ટીપું હવે આ ગામમાં દાખલ થઈ શકશે નહિ. જે કોઈ વિશ્વાસઘાત કરશે તેને અમે ગામ બહાર કાઢીશું. અમારા ગામની પવિત્રતા કોઈને બગાડવા દેશું નહિ"

દરેક ગામવાસી સિપાઈ બન્યો. બે હજાર આંખોની જોડીઓ દેખરેખ રાખી રહી હતી. જે બે માણસો દારૂ પીતા દેખાયા તેમને વગર મુશ્કેલીએ ગામ બહાર કાઢી મૂક્યા.

---

## આમોદ-પ્રમોદના કેન્દ્રમાં



વિરામસ્થાનું દૃશ્ય



સાંઘિક કવાયત



# મદ્યાર્કની મન તથા કાર્યશક્તિ પર માઠી અસર

લેખક : શ્રીયુત કનૈયાલાલ મહેતા

દારૂમાં રહેલો મદ્યાર્ક (ઍલ્કહોલ) મુખ વાટે પેટમાં જતાંજ તે લોહી સાથે ભળી જાય છે અને થોડીજ વારમાં તે મગજમાં પહોંચી જાય છે. લોહી જ્યાં જ્યાં ફરતું હોય છે ત્યાં ત્યાં તેની અસર થાય છે. મદ્યાર્ક જ્ઞાનતંતુઓને નબળા બનાવે છે અને કાર્યશક્તિને ધીમી પાડે છે.

વિચારશક્તિ અને ઇચ્છાશક્તિ પરનો સંયમ મદ્યાર્કથી ખરેખર ઘટે છે.

દારૂના કેફથી જે માનસિક તથા શારીરિક જોશ આવે છે તેનો મુખ્ય આધાર આસપાસના વાતાવરણમાં રહેલી ઉત્તેજક વસ્તુઓની અસરો પર છે, જેમકે આનંદી સોબત, ઝગારા મારતા દીવાઓનો ચકચકિત પ્રકાશ, કોઇપણ જાતની રોકટોક વિનાની વાતચિતો તથા ગાનતાન, અને ભોજન સમારંભની મોજ.

દારૂમાંના મદ્યાર્કથી મગજ પર નીચે જણાવેલી અસરો થાય છે:—

(૧) શરૂઆતમાં થોડા થોડા ચક્કર આવવા અથવા માથું હલકું લાગવું.

(૨) ધીમે ધીમે માથું ભારે થવું, કોઈપણ પ્રકારનું કામ કરવાની અનિચ્છા અને પછી ભર ઉંઘમાં પડી જવું.

(૩) કલાકોના કલાકો સુધી ઉંઘમાં પડ્યા રહેવું.

દારૂ પીનારની વાતચિતો તથા તેના હલનચલનમાં કોઈ જાતનો નિયમ રહેતો નથી; તેની લાગણીઓ તેજ અને સ્વચ્છંદી બને છે. તે જરાજરામાં સ્મિત કરે છે યા ખડખડાટ હસી પડે છે. તે સહેજમાં ગુસ્સે થાય છે અને પાછો નરમ પડી જાય છે. તે આનંદી બને છે અને નિરુત્સાહી થાય છે. તે તિરસ્કાર કરે છે યા સહાનુભૂતિ બતાવે છે. સંજોગો પ્રમાણે તે ઘીનારે ઘીનારે નવું નવું રૂપ ધારણ કરે છે.

વિશેષ દારૂ પીવાથી તેની મગજશક્તિ વધુને વધુ નબળી પડતી જાય છે. દૃઢ બનેલી શક્તિ કરતાં તાજેતરમાં ખીલેલી શક્તિ પર મદ્યાર્ક વધુ વેગથી અસર કરે છે.

દારૂથી સારૂં નઠારૂં પારખવાની શક્તિ નાશ પામે છે, એટલે દારૂ પીનાર લાગણી પ્રધાન બને છે અને તેથી તેને એમ લાગે છે કે તે હમેશ કરતાં વધુ ઉત્સેજન બન્યો છે.

મોટી વયના અને કેળવાએલા મગજમાં વિવેકશક્તિની સારી અસર નીચે ઉત્તમ વિચાર અને ભાવનાની આપ-લે થાય છે. તેની સામાજિક વર્તણૂંકની છાપ સોબતીઓમાં પડેલા તેના પ્રભાવને આધારે પડે છે. પરંતુ મદ્યાર્ક તેના આત્મસંયમને જે પ્રમાણમાં રોકે છે તે પ્રમાણમાં તેના વિચારો યા ભાવનાઓની બીજાઓ ઉપર સારી યા માઠી અસર થાય છે.

જેમ જેમ તે પોતાને વિષે વધુને વધુ વિચાર કરે છે તેમ તેમ તેનામાં ચિંતા, સંભાળ તથા નિરાશાની લાગણીઓ પેદા થાય છે. તેની સામે મુશ્કેલીઓ, અગવડો, લાલચો, ભયો, વિગેરેનો વંટોળ ધસી આવે છે એવો તેને વારંવાર ભાસ થાય છે.

અંદરના તેમજ બહારના આત્મસંયમનો અભાવ દારૂના નશાની કોઇપણ સ્થિતિએ ખુલ્લો દેખાઇ આવે છે. આ સ્થિતિને દૂર કરવા માટે આત્મસંયમ જાળવી રાખવાના ખાસ પ્રયાસ કરવામાં આવે છે, પરંતુ મદ્યાર્કની અસર જેમ જેમ વધતી જાય છે તેમ તેમ ચાલુ પ્રયાસની અસર ઓછીને ઓછી થતી જાય છે. ધીમુ હસીને યા નાની સરખી મજાક સાંભળી ખડખડાટ હસીને અગર વિચિત્ર ટીકા યા હાવભાવ કરીને પોતે આત્મસંયમ ગુમાવી બેઠો છે એવી છાપ પાડીને દારૂ પીનાર જોનારને અજાયબીમાં ગરકાવ કરી નાંખે છે.

જ્યારે પહેલી સ્થિતિના દારૂ પીનારનું ઉપર જણાવ્યા પ્રમાણે બને છે, ત્યારે બીજી સ્થિતિએ પહોંચેલો દારૂ પીનાર વિચિત્ર વર્તણૂંકની શરૂઆત કરે છે. તે અણઘટતા હાવભાવ કરે છે. તે મેજ ઉપર ગ્લાસ મુકવા જાય છે ત્યારે તેને મેજ ઉપર જોરથી પછાડ્યો હોય એવો અવાજ કરે છે. ઊભો થવા જતાં તે ખુરશી સાથે અથડી પડે છે અથવા ખુરશીને ઉંધી પાડી દે છે. સિગરેટ સળગાવતી વખતે દીવાસળીને ઘસીને ચેતાવવા જતાં ભાંગી નાંખે છે. તે બોલવામાં કોઇ શબ્દ ગળી જાય છે અગર હકાર પર ઓછો ભાર મૂકે છે.

દારૂ પીનારની નજર, સાંભળવાની શક્તિ, સ્વાદ જાણવાની શક્તિ તથા સ્પર્શશક્તિ મંદ પડી જાય છે. તેને કોઇ કોઈ વખતે એકને બદલે બે વસ્તુઓ જેમકે

દીવાને બદલે બે દીવા દેખાય છે. તે ગરમી તથા ઠંડી, ખોરાકની સોડમ, દારૂની ગંધ, દીવાઓનો પ્રકાશ, સંગીતના સૂર અને પોતાના તથા પાડોશીના અવાજ પ્રત્યે પહેલાં કરતાં વધુ બેદરકાર બને છે. તે વધુ ઝડપે ગુસ્સામાંથી પ્રેમમાં, આનંદમાંથી શોકમાં, આશામાંથી નિરાશામાં ફેરવાઇ જાય છે.

મદ્યાર્કની અસર થયા બાદ દારૂ પીનાર બેવડું જીવન જીવવા લાગે છે. તેનો અંતરાત્મા ચુપચુપ તેના શરીરના વિચિત્ર હાવભાવ નિહાળે છે તેથી તેને કેટલીક વખતે અચંબો પણ થાય છે. કાંતો તે આનંદમાં આવી જાય છે અગર વિમાસણમાં પડી જાય છે. જાણે અરીસામાં જોતો હોય તેમ શાંત રીતે મુખ પરના ભાવો જોયા કરે છે પોતે ગમે તેવું બોલતો હોય તે તેનો અંતરાત્મા સાંભળી રહે છે, પરંતુ તેને અટકાવવાનો પ્રયાસ પણ કરતો નથી, કારણકે તે બધું તેની ઇચ્છા વિનાજ બનતું હોય છે.

જ્યારે દારૂ પીનાર ત્રીજી સ્થિતિએ પહોંચે છે, ત્યારે તેનાં ન્યાય, વિવેક તથા આત્મસંયમ સુસ્ત બની જાય છે. તેનાં નજર તથા તેના હાવભાવ મંદ પડી જાય છે, અને તેની ભાવના નબળી પડતી જઇને નહિ જેવી થઇ જાય છે. સ્નાયુઓ પાસે કામ લેવા માટે તેને ઘણા જોરદાર પ્રયાસો કરવા પડે છે, અને જો તે તેમ નથી કરતો તો તે અશક્ત બની જાય છે. તે ઉંઘમાં પડી જાય છે અને પ્રાણવાયુ મદ્યાર્કને ખતમ કરી નાંખે છે ત્યાંસુધી તેની સ્થિતિ તેવીજ રહે છે.

આથી જોઇ શકાય છે કે મદ્યાર્કની સીધી અસર જ્ઞાનતંતુઓને શક્તિ વિનાના બનાવવાની હોય છે, કારણકે મદ્યાર્ક એ ઉંઘ લાવનારી ચીજ છે.

દારૂ પીધાના માનસિક લક્ષણો નીચે પ્રમાણે હોય છેઃ—

(૧) પોતે જે કરતો હોય તેમાં તે સંતોષ માણે છે,

(૨) સાધારણ રીતે ચેતવણી મળે તેવા પ્રસંગો પ્રત્યે તે ઉપેક્ષા કરે છે,

(૩) માન્ય રાખેલા નિયમો તથા રિવાજો વિરુદ્ધ વર્તે છે,

(૪) સમય જાણવાની બાબતમાં તે બેદરકાર બને છે,

(૫) ગ્રામોફોનની રેકર્ડ માફક તે બોલબોલ કરે છે,

(૬) દલીલબાજી કરે છે.

વધુ પડતા મદ્યાર્કને લીધે આંકડાઓના સરવાળા તથાં ટાઇપ કરવાને ટેવાયેલો માણસ જ્યારે તેવું કામ કરવાને અશક્ત બને છે ત્યારે દારૂ પીનારમાં માનસિક લક્ષણો દેખાવા માંડે છે.

સાંસારિક જીવનમાં બજાવવી પડતી મુખ્ય જવાબદારીઓ પર મદ્યાર્કની બહુ માઠી અસર થાય છે. તે કામમાં ચોક્કસાઇ રાખી શકતો નથી, અકસ્માતો ટાળી શકતો નથી, સાથીદારો તથા હાથ નીચેના નોકરો સાથે યોગ્ય વર્તન રાખી શકતો નથી, શિસ્ત જાળવી શકતો નથી, નિયમિત રહી શકતો નથી, છાની રાખવાની વાતો સંબંધમાં મૌન જાળવી શકતો નથી. વળી શેઠ તથા નોકર વચ્ચેના સંબંધમાં ઊંચું દીલ થાય છે.

---

## દારૂબંધી વિષે સૂત્રો

દારૂની ઝેરી અસરને લીધે શરીરની ઇંદ્રિયો તથા રક્તવાહિનીઓ વિકારના ભયસ્થાનો બને છે.

દારૂપીનારાઓ બીજા કરતાં વધુ માંદગીના ભોગ બને છે.

દારૂ પીનારાઓની માંદગી બીજા કરતાં વધુ લાંબો વખત રહે છે.

દારૂ પીવાથી જે માંદગી આવે છે તેમાં કમાવાનો સમય બરબાદ થાય છે અને તેટલા પ્રમાણમાં પગાર ઓછો મળે છે.

ઘણા દારૂ પીનારાઓ વહેલાં મરે છે.

દારૂ પીવાથી સૂર્યકિરણઘાત (sunstroke) લાગવાનો ભય વધે છે.

દારૂને લીધે માણસ તડકામાં ભટકવાની બાબતમાં બેદરકાર બને છે, જ્યારે દારૂ ગરમી સાથે રક્ષણ મેળવવાના શરીરના કુદરતી ઇલાજોને અસ્તવ્યસ્ત કરી નાંખે છે.

દારૂ પીવાની ટેવને લીધે કફજ્વર (ન્યુમોનિયા)થી થતાં મરણનું પ્રમાણ વધી જાય છે.

દારૂ પીનારને કફજ્વર (ન્યુમોનિયા) થવાનો સંભવ વધારે હોય છે, અને તેથી તેનું મરણ નિપજવાનો પણ સંભવ છે.

દારૂ પીવાની ટેવને લીધે ફેફસાના ક્ષય (ટયુબરક્યુલોસીસ)ના દર્દીને જલ્દી આરામ થતો નથી.

ફેફસાના ક્ષયના રોગમાં દારૂ ભયંકર પરિણામ લાવે છે, માટે દારૂનો ત્યાગ કરવો એ સૌથી સહિસલામત માર્ગ છે.

આંતરડાના તાવ (ટાઇફોડ) તથા શીતળાથી જેટલા માણસો મરે છે તેનાં કરતાં વધુ માણસો દારૂથી બગડતા યકૃત (લીવર)ને લીધે મરે છે.

દારૂ પીનારા કરતાં બિલકુલ ન પીનારાને થોડી માંદગી આવે છે અને તેમનું મરણ પ્રમાણ પણ ઓછું હોય છે.

# "કોઈ દારૂને અડશો નહીં"

લેખક: શ્રીયુત ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

(રાગ: તારા નામમાં એ સ્વતંત્રતા મીઠી આ શી વત્સલતા ભરી)

હો પાપીઆ દૂર દારવા! મુજ દૃષ્ટિએ પડતો નહીં
જગ સકળમાં મૂળ ના રહો તુજ, તું ફરી દમતો નહીં

મારી સોનવરણી જુવાની તેં
મારાં મૂલ્યવંતાં વર્ષ તેં
સઘળું હર્યું મુજ થોક તેં

કીધાં નષ્ટ: વૃદ્ધ થયો અકાળે: માનવી હું રહ્યો નહીં!
હેવાન સમ હડધૂત થતો હું દરિદ્ર, હામ ઠર્યો નહીં!

મુજ માતતાત સહોદરો
મુજ ધર્મપત્ની: કુટુમ્બીઓ:
નિર્દોષ મારાં ફૂલમલો—

કહ્યાં કોઈના માન્યાં નહીં: તવ પાશથી હું ખસ્યો નહીં!
અરૂલા હવે હા! હામ હાર્યો: સ્વજન કો સરસ્યો નહીં!

ન ભજ્યા કદી ભગવાન મેં
વ્રત ના કર્યાં કે દાન મેં
કર્યું કો ન જીવન-સુકાન મેં

હરવાયું ઢોર ચરેફરે ત્યમ દારૂમાં ભટકી રહ્યો!
હા! સાનભાન વિના સદા ગટરો વિષે ગબડી રહ્યો!

વેશ્યાની સંગતમાં ફર્યો
તસ્કર બન્યો: જુગટાં રમ્યો
મળી જેલ: નફ્ફટ શઠ ઠર્યો

અતિ પાપી પૃથ્વી-ઉતાર હું પડયો રોગ-સાગરમાં અરે!
પસ્તાવું, મરવું, એ લલાટે: શરણું તરણું ના જરે!

નહીં મુજ પ્રતિષ્ઠા સહેજે પણ!
ના માન-આદર રેખ પણ!
અમી કોઈની નવ લેશ પણ!

રૂપ, ગુણ, સુવિદ્યા, યશ, સુસંપત, સત્ય, સંયમ, શાન્તિ સહુ,
આરોગ્ય, બળ, રજ, તેજ, મુજ હૈવત લુંટ્યું મદિરા! બધું

સરકારે-હિંદ અમર હજો
હવે દારૂબંધી સદા હજો
પીઠું એક પણ નવ કયાં હજો

મળ્યો છે કિનારો સુખતણો: કોઈ દારૂને અડશો નહીં
શિક્ષા ગણી, એ હરામ કરજો: દુઃખમાં પડશો નહીં.

દારૂ એ યમનો દૂત છે




દારૂબંધીને ટેકો આપો

દારૂબંધી તથા બીજા સામાજિક પ્રશ્નો ચર્ચતું એકનું એક માસિક

# સંજીવન

## સત્વર ગ્રાહક થાઓ

### લવાજમના દર

| | રૂ. | આ. | પાઈ |
|---|---|---|---|
| વાર્ષિક ... ... ... ... | ૩ | ૦ | ૦ |
| છ માસિક ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| છુટક અંક ... ... ... ... | ૦ | ૪ | ૦ |

### જાહેરખબરના ભાવ

#### કવર પેજ

| | એક વખતના રૂપિયા |
|---|---|
| કવર પેજ નં. ૪ ... ... ... ... | ૨૫૦ |
| કવર પેજ નં. ૩ ... ... ... ... | ૧૫૦ |

#### અંદરના પાનાં

| | |
|---|---|
| આખું પાનું ... ... ... ... | ૧૦૦ |
| અડધું પાનું ... ... ... ... | ૬૦ |
| પા પાનું ... ... ... ... | ૩૫ |

---

છૂટક જાહેર ખબરના દર કોલમ ઈંચના ... ... ... ... ૮ રૂપિયા

૨૫૦ ઈંચથી વધુ માટે દર કોલમ ઈંચના ... ... ... ... ૬ રૂપિયા

ખાસ પસંદગીની જગા માટે ૨૫ ટકા વધારે પડશે (જગા ખાલી હશે તો).

## અનુક્રમણિકા



'સંજીવન' માટે સામાજિક પ્રશ્નો ચર્ચતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ વગેરે આવકારવામાં આવે છે. બદલાનાં સામયિકો તથા અવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે. પસંદ કરેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે. શિરનામું:—૭૫, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ નં. ૧.

# સંજીવન

વર્ષ ૧લું ] .સપ્ટેમ્બર ૧૯૪૮ [ અંક ૨જો


## જોગન્દર જાગે !

ધન ધન! ભાગ્ય કશું જગ તારૂં? જોગન્દર જાગે!
કુંજ કુંજ તવ મધુરી મ્હેકે યુગ યુગ પુણ્ય પરાગે;
સત્ય અહિંસા પ્રેમ ક્ષમાના મંત્ર મનોહર ગાજે!
જોગન્દર જાગે!

વામતના વિશ્વે વિરલી શી મૂર્તિ વિરાટ વિરાજે,
દીનહીનનાં હૃદય છલકતાં અભયતણા અનુરાગે!
જોગન્દર જાગે!

એના સ્મિતની સુધા સવે ત્યાં વૈતરણા વિષ વામે,
એનાં સ્નેહલ નયન સ્પર્શતાં સંજીવન શબ પામે.
જોગન્દર જાગે!

વિષમ વર્તમાને એવો કો અતીતનો અવતારી,
પૃથ્વી પર પ્રભુતા પાથરતો ભમે સ્નેહવ્રતધારી.
જોગન્દર જાગે!

— મનસુખલાલ ઝવેરી

# સામાજિક કાર્યના વિકાસ : :

લેખક: જે. એમ. કુમારપ્પા
(ડાયરેક્ટર, ટાટા ઇન્સ્ટીટ્યુટ ઓફ સ્પેશીઅલ સાયન્સ.)

સામાજિક સેવાનાં લક્ષણ અને હેતુ અંગે આપણે ગમે તે દૃષ્ટિબિંદુ રાખીએ છતાંયે એક વાત તો ચોક્કસ છે કે સામાજિક સેવા એ સમાજના બંધારણનો એક અતિ અગત્યનો ભાગ છે. સોવિયેટ રશિયા અને યુનાઇટેડ સ્ટેટ્સના દાખલા ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે જુદા જુદા દેશમાં પ્રવર્તતી પધ્ધતિઓ, હેતુ અને વસ્તુમાં એકબીજાથી જુદી તરી આવે છે. છતાંયે આપણે એક વસ્તુ સ્પષ્ટ જોઇએ છીએ કે બધીજ પધ્ધતિઓના કાર્યક્રમમાં સંસ્કારના બુધ્ધિપૂર્વકના વણાટને ઝંખતા કાર્યક્રમને, ચોક્કસ સ્થાન આપવામાં આવ્યું છે.

પીડિતોની સંભાળ રાખવાનું કાર્ય એ સામાન્ય સામાજિક સેવાના ક્ષેત્રનું એક અગત્યનું અંગ છે. સામાજિક કાર્ય અને સામાજિક પૂનર્રચના વચ્ચેનો સંબંધ એ ઔષધિ અને પ્રજાના આરોગ્ય વચ્ચેના સંબંધ જેવો છે. આપણે રોગને ભલે અટકાવી ન શકીએ તોયે માંદાની માવજત માટે તો બંદોબસ્ત કરવો જોઇએ અને જેમ જેમ સમાજ આગળ વધતો જાય છે તેમ તેમ ઇલાજ વધુને વધુ ઉચ્ચ કક્ષાનો બનતો જાય છે.

મૂળભૂત કારણનો વિચાર કરવા કરતાં અવ્યવસ્થિત બંધારણના ભોગ બનેલાઓની જરૂરિઆતો તરફ લક્ષ આપવાનું કાર્ય, ભૂતકાળમાં સમાજસેવા તરીકે ગણાતું. પીડેતો અને દીન દુઃખીઓની જરૂરત તરફ, તેમજ તેમની સંખ્યા ઘટે તેવાં પગલાં લેવાનું કાર્ય એ મૂખ્ય હેતુ હતો. દાન, દયા, રાહત, આશ્વાસન વગેરે કાર્યો દ્વારા તેમને મદદ કરવામાં આવતી. જે જે તત્ત્વોમાંથી પીડિત માનવ માટે સહાનુભૂતિ પ્રગટે છે તેવાં જુદા જુદા પ્રકારના તત્ત્વોમાંથી આવા રાહતકાર્યના પ્રયાસો જન્મે છે. 'યુગોથી માનવ હૃદયમાં પીડિતો માટેની લાગણીને આસરો મળ્યો અને માનવને દયાળુ કાર્ય કરવા માટે પ્રેર્યો' ધાર્મિક હેતુને પણ એક ગર્ભિત કારણ તરીકે ગણી શકાય. દાનને તો એક મૂખ્ય ગુણ ગણવામાં આવ્યો છે ધાર્મિક શિક્ષકો તો દાનને એટલું બધું મહત્વ આપ્યું છે કે જનતા માનતી થઇ ગઇ કે દાનમાં પાપ ધોવાની શક્તિ છે. સામાજિક પ્રશ્નો અને નીતિ અંગેના અભ્યાસોના ધ્યાનમાં જૂની પધ્ધતિની નિષ્ફળતા આવી છે અને આ પધ્ધતિ કોઈ રચનાત્મક નિરાકરણનો રસ્તો ચીંધવા નિષ્ફળ ગઇ છે એટલું જ નહિ પરંતુ કાર્યના વેગના અભાવે, આ પધ્ધતિથી, વિકાસ ઉલટો રૂંધાયો છે.

સામાજિક સેવાના ભાગ તરીકે ઓળખાતી આ પધ્ધતિની વ્યાખ્યા સરળતાથી આપી શકાય તેમ નથી. વધુ મોટા કાર્યક્ષેત્રને લઇને એની સંતોષકારક વ્યાખ્યા આપવામાં મૂશ્કેલીઓ ઊભી--થાય છે. 'સમાજ સેવા' એ શબ્દ સામાન્ય અર્થમાં પૂણ્યદાન અને લોકહિતની પ્રવૃત્તિને માટે વપરાય છે. રાહતકાર્ય અને દાનધર્મ સાથે સંકળાયલી બધી પ્રવૃત્તિને માટે એ શબ્દપ્રયોગ વપરાય છે. એટલે તો સામાજિક હિતના હેતુવાળી ઘણી પ્રવૃત્તિઓ નવી જ રીતે રજુ થઇ છે અને એને કયા કાર્યક્ષેત્રનાં ભાગ તરીકે ગણવી એ એક પ્રશ્ન છે.

સામાજિક સમાનતા એ સંગઠીત સેવાની પ્રવૃત્તિનું મૂળ છે અને તે વ્યક્તિની સામાન્ય સુખસગવડ તરફ ધ્યાન આપે છે. સામાન્ય પરિસ્થિતિની સુધારણા માટે નવી રીતો દાખલ કરવામાં આવી છે અને જૂની રાહત કાર્ય પધ્ધતિને વૈજ્ઞાનિક રીતે સુધારવામાં આવી છે. એટલે આધુનિક સમાજસેવાની પધ્ધતિ, ખાસ કરીને વધુ માનવતાભરી અને અસરકારક બની શકી છે. ગરીબો માટેનું રાહત કાર્ય, નાનજાતની પરિસ્થિતિ અંગેના કાર્ય અને વ્યક્તિગત સુખસગવડ તર ખાસ લક્ષ આપવામાં આપવામાં આવ્યું છે.

ગમે તેમ પણ આજની સમાજ સેવાનો મોટો ભા અપંગોની સંભાળ રાખવામાં અને આર્થિક રીતે ખખ ગયેલાને મદદ કરવામાં સમાઇ જાય છે. પરંતુ જૂના ચાલ આવેલા કાર્યક્રમ આજના રાહત કાર્યને રૂંધે છે. બરછ અને બુધ્ધિહીન પધ્ધતિઓ હજીએ સામાન્ય રીતે નજરે પ છે. વ્યક્તિગત સગવડનીતિ અંગે સુધરેલી વૈજ્ઞાનિ પધ્ધતિઓને અમલી બનાવવાને બદલે આપણે સમય અ પૈસો, દાનધર્મ અને એવા બીજા અવળ રસ્તે ખરચીએ છીએ.

જનતાને મુસીબતમાંથી બહાર લાવવાના કાર્ય તરી ઓળખાતી સમાજસેવાનો આજે વિકાસ થઇ રહ્યો છે. ગરીબાઇ અને વ્યક્તિગત હિતોના પ્રશ્નોને માનસશાસ્ત્રીય રીતે અને વ્યક્તિગત સંબંધોને ધ્યાનમાં રાખીને ઉકેલ શોધવાનો આ પધ્ધતિનો દાવો છે.

સમાજસેવકે વ્યક્તિ અને સમૂહ વચ્ચે જુદી જુદી રીતે મધ્યસ્થ તરીકે રહેવાનું છે અને એ વચ્ચે સંબંધો કેળવવાના છે અને વ્યક્તિગત જીવન કે કુટુંબોમાં આવતી મુશ્કેલીઓનો અભ્યાસ કરવાનો છે,

વ્યક્તિગત અભ્યાસની કાર્ય પદ્ધતિમાં વ્યક્તિગત દાવા તપાસવા પડે છે. સમૂહસેવાની પદ્ધતિથી એ રીત જુદી પડે છે. આ જાતની ખાસ પદ્ધતિથી, દરેક વ્યક્તિની ચોક્કસ જરૂરિઆતો, સંજોગો અને મુશ્કેલીઓનો ખ્યાલ આવી શકે. વ્યક્તિગત દાવાના અભ્યાસની પદ્ધતિથી જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં વ્યક્તિગત મદદ કરી શકાય અને માણસને પોતાના પગ ઉપર ઉભો રહેવા માટે ઉપયોગી થઇ શકાય.

ગુનાના ક્ષેત્રમાં આ પદ્ધતિનો બુદ્ધિપુર્વક ઉપયોગ કરવામાં આવે તો નાનાં મોટા બધીજ ઉમરના તેમજ પ્રકારના ગુનેગારોના જીવન નવેસરથી ઘડવામાં ઉપયોગી નીવડે. તાલિમબદ્ધ કાર્યકર્તાઓએ વ્યક્તિગત દાવાઓનો અભ્યાસ કરવો જોઇએ અને સમાજના સડા જેવાં તત્વોનું માનસિક વલણ, ઇતિહાસ વગેરે અંગે માહિતીઓ ભેગી કરવી જોઇએ. એક ડોકટરનું આ પ્રીસ્ક્રીપશન હોય એમ એનો ઉપયોગ અદાલતે કરવો જોઇએ.

વ્યક્તિગત સગવડને સ્પર્શતી સામાજિક સેવાને સમાજ સુધારણાનો એક પ્રકાર ગણી શકાય. એટલા માટે તે વ્યક્તિગત જરૂરિઆતોને પહોંચી વળવા સાધનો અને મધ્યસ્થોનો વિકાસ કરવા માટે પ્રયત્ન કરવો જરૂરી છે. આ મથાળા નીચે આપણે કેળવણી, આરોગ્ય અને સમાજના આમોદપ્રમોદના સાધનોના વિકાસ પરત્વે લક્ષ આપવું પડશે. સામાન્ય સમાજના બંધારણ અંગે પણ બહુજ ઓછું કરવામાં આવ્યું છે. આખા સમાજના બંધારણને લગતા જુદી જુદી જાતના સિદ્ધાન્તો આજે ઓછા યા વત્તા પ્રમાણમાં સાંસ્કૃતિક સંસ્થાના ચર્ચાના વિષયો બની રહ્યા છે.

આ દેશમાં આજે એક એવો લાગવગવાળો વર્ગ છે જે ચુસ્ત પણે માને છે કે વ્યક્તિગત જરૂરિઆતના પ્રશ્નો વ્યક્તિ માટે રહેવા દેવા. તેમના મત પ્રમાણે જ્યારે જ્યારે કાયદેસર નિયમન કે છૂટછાટની જરૂર પડે ત્યારે જ સરકારની એમાં માથું મારવાની જવાબદારી છે, તે સિવાય નહિ જ.

કેળવણી અને જાહેર આરોગ્યના આપણા અનુભવથી સ્પષ્ટ લાગે છે કે આ દૃષ્ટિબિંદુ બેહૂદું છે. હકીકતમાં, આ પરિસ્થિતિથી લાગ્યું છે કે જવાબદારીનું ક્ષેત્ર વધુને વધુ વિસ્તૃત બનતું જાય છે અને આ રીતે આપણે જોઇ શકીએ છીએ કે સરકારે સામાજિક કાર્યમાં મધ્યસ્થ ભાગ તરીકે એક મહાન પાઠ ભજવવો જોઇએ.

જ્યારે આજનું વલણ, સરકાર ઉપર, સામાજિક કલ્યાણ માટે વધુ જવાબદારીઓ લાદવા માગે છે, ત્યાં તે આપણે ભૂલવું ન જોઇએ કે સમાજ સેવાના ખાનગી પ્રયત્નોને [illegible] ઓછું કર્યું નથી. ...મરજિયાત સેવાકાર્યનું એક [illegible] અગત્યનું અંગ તે નેતાગીરી. બીજા શબ્દોમાં કહીએ તો એનું ક્ષેત્ર એટલે અખતરો, નવીન કરવાની શક્તિ, [illegible] અને આ બધાં તત્વો વડે સમાજનું ઘડતર કરે છે એવાં તેનું કામ સામાજિક ક્ષેત્રને ખેડવાનું છે, અખતરા [illegible] વચ્ચે, જનતા ગ્રહણ કરે તેવો રસ્તો યોજવાનો છે. [illegible] પ્રયત્નો તેને અખતરા કરવાના હોય છે [illegible] જોખમે તેને અમલી બનાવવાના હોય છે. [illegible] સેવાની આવી.

## દારૂબંધી વિષે સૂત્રો

# આઝાદ દિન ઉજવણીની બે ભવ્ય તસ્વીરો



ઉભરાતો માનવ મહાસાગર



મુંબઇ પ્રાંતના ગવર્નર સર મહારાજસિંહના
વરદ હસ્તે થતું ઝંડાવંદન




મૂળ લેખક:
**નામદાર શ્રી ચક્રવર્તી રાજગોપાલાચારી**

અનુવાદક:
**શ્રી. મધુકાન્તા પ્રભાશંકર વ્યાસ**

માધવપુર એક ઔદ્યોગિક શહેર હતું, જાહોજલાલી અને સમૃદ્ધિથી ભરપૂર. એ શહેરમાં વેપારીઓ હતા, દુકાનદાર હતા, કારખાનાવાળા હતા, મજદૂરો હતા, નોકરીઆત હતા, વિદ્વાનો પણ હતા. બધા સુખી હતા, તંદુરસ્ત હતા. નાગરિક જીવનની ફરજોને સમજનાર હતા. એક સંપથી રહેનાર હતા. પરસ્પર મદદ કરનાર હતા. કોઈને કોઈ બાબતનું દુઃખ ન હોતું, ખાસ મોટી ચિંતાઓ નહોતી. દુઃખ, બિમારી, ઝઘડા, ચોરી, રોગચાળો, અકાળમૃત્યુ, કે ગુન્હાઓનું નામનિશાન નહોતું. કેળવણી માટે શાળાઓ હતી, આરોગ્ય અને દ્રવ્યસંપત્તિ તો પ્રજાજનો નિઃસંકોચ ભોગવી રહ્યા હતા. નગરજનો પરિશ્રમ કરતા, અને કમાણી મેળવતા. જીવનના શોખ ઓછા હતા, અને જીવનની ચિંતાઓ પણ તેથી ઓછી હતી. નગરના સામાજિક કાર્યોમાં તેઓ ખૂબ રસ લેતા, ભેટ, ફાળો ભરીને સામાજિક સંસ્થાઓ અને કેળવણી દેતી શાખાઓને મદદ કરતા. સાંજ પડતી કે તુરત, સડકો ઉપર વિજળીના દીવા ઝળુકી ઊઠતા, મંદિરોમાં સાયં-પ્રાર્થનાના ઘંટારવ ગાજી ઊઠતા, અને આસ્થાવાળા શ્રદ્ધાળુ મજદૂરો—પોતાના કુટુંબીજનો સાથે ઘરના દેવસ્થાને દીવો પ્રગટાવી ભોજનની તૈયારી કરતા. આ હતું સુખી અને સમૃદ્ધ નાગરિક જીવન, જે માધવપુરના પ્રજાજનો અનુભવી રહ્યા હતા.

એક દિવસ માધવપુરમાં એક નવી વ્યક્તિનો પગપેસારો થયો. તેણે કહ્યું કે "હું જાદુગર છું, પ્રજાનો હિતેચ્છુ છું, મજૂરોનો મદદગાર સાથી છું, તમારો દુઃખ દૂર કરવા આવ્યો છું, તમારા થાકને મટાડવા આવ્યો છું, તમને નવી દિશા, નવું જીવન, જિવવાનો પાઠ શીખવાડવા આવ્યો છું." પરંતુ પોતાની ફરજોમાં મસ્ત એ શ્રમજીવી વર્ગને તેનો બકવાટ સાંભળવાનો સમય ક્યાંથી હોય? સૌ પોતપોતાના કામમાં મસ્ત હતા અને આથીજ તેનો બકવાટ પ્રથમ દિને નિષ્ફળ ગયો.

બીજે દિવસ......અને એ જાદુગર એ શહેરના એક મુખ્ય રસ્તાનો વિશાળ ચોક પાસે ઊભો રહ્યો. ટેબલો ઉપર રંગબેરંગી પ્રવાહી ધરાવતા શીશાઓને આકર્ષક સ્વરૂપમાં ગોઠવીને તેણે પોતાનું પ્રવચન આદર્યું.

"મહાશયો, ભાઈઓ, બહેનો, આ જુઓ, તમે જાણતા નથી કે આ શીશાઓમાં શું છે? એ બાટલીઓમાં એક પીણું છે—કલિયુગનું અમૃત. આ વિચિત્ર દવાનો અનુભવ

તમે કર્યો છે? એ તો તમારા જેવા મહેનતુ કારીગર લોકો માટે જીવનનો રસ છે. તમને ચેતન આપનાર પીણું છે. જુઓ આ ગ્લાસ, તેમાં આ અમૃતનાં ટીંપા—બિંદુ સૂર્યના કિરણોમાં હીરાની જેમ ચમકી રહ્યાં છે. આ ગ્લાસ—આ બાટલીનો એક છાંટો તમને નવું જીવન આપશે, તમારો થાક મટાડશે—તમારાં દુઃખ ભુલાવશે—આ કલિયુગનું અમૃત! તમારા રોગનો દુશ્મન હું તમારે જ માટે શોધી લાવ્યો છું. ખરીદ કરો, ચાખીને અનુભવ કરો."

પરંતુ સાંજના વખતે મીલોના ઝાંપામાંથી પાછા ફરતાં, દિવસભર કામ કરીને થાકેલા મજદૂર ભાઈઓ પોતાનાં સ્ત્રી અને બાળકોના મિલન માટે ઝડપી પગલાં ભરી રહ્યાં હતાં. વહાલાં ભૂલકાઓનું સુંદર મુખદર્શન, પોતાની સ્ત્રીના હાથનું તૈયાર થએલ ભોજન અને ત્યાર બાદ રાત્રિની ભજનમંડળીમાં, "કહે નરસૈયો અને મીરાંકે પ્રભુ ગિરધર નાગર"ની ધૂન—આ વિચારો સેવતા મજદૂરને એ જાદુગરનો અવાજ જરાકે સ્પર્શી ન શક્યો. જાદુગરનો અવાજ તે દિવસે પણ અરણ્યરુદન શો નિષ્ફળ ગયો.

ત્રીજા દિવસની સાંજ; અને આજથી વ્યક્તિની આસપાસ તેના થોડા પગારદાર સ્વાર્થી માણસોનું ટોળું ઉભરાયું. તેની દેખાદેખીએ બીજા મજૂરો પણ ઊભા રહ્યા. આજે એ જાદુગરના અવાજમાં મીઠાશ હતી. તેની આંખમાં પોતાના નવા ઘરાકો મેળવવાની આશા હતી. અને એથીજ મધુર અવાજે ફરી એકવાર તેનો સ્વર ગર્જી ઊઠ્યો.

"તમે મારી વાતોનો વિશ્વાસ નથી કરતા. હું તમને પરદેશી લાગું છું, પરાયો દેખાઉં છું, પરંતુ હું તો તમારો મિત્ર છું. તમારા જ ભલા માટે આ અમૃત લાવ્યો છું—મહા મહેનતે અને પરિશ્રમે. તમે પહેલાં તેને ચાખી જુઓ, પીઓ અને પછી પૈસા દેજો. આવું શરબત તો તમારા જીવનમાં કદીએ નહિ પીધું હોય. કેવો સ્વાદિષ્ટ પદાર્થ! વાહ વાહ! તેનાં કેટલાં વખાણ કરું? જુઓ, તમારા ચહેરા ઉપર કેટલો થાક છે! તમારાં કપડાં કેવાં ગંદાં અને મેલાં છે! દિવસના અંતે આરામ મળવો જોઈએ તેને બદલે તમે સાંજે અશાંતિ અનુભવી રહ્યા છો. હવે આ બાટલીમાંથી એક ગ્લાસ પીઓ. તમારો થાક એક પળમાં અદશ્ય થઈ જશે. તમને સાચું જીવન કેવી રીતે જીવવું તે કોઈએ શીખવાડ્યું જ નથી. દિવસભર તનતોડ મહેનત કરો છો અને સાંજે ઘેર જઈને જાણે મડદું પડ્યું હોય તેમ ખાટલા ઉપર પડો છો—નિશ્ચેતન અને બેભાન જેવા. આ અમૃતને જે પીશે તેની રાત આનંદમાં જ વીતશે. તેની ઊંઘ, તેની ચિંતાઓ આ અમૃતના પહેલા જ છાંટાથી નાસી જશે. જે જીંદગીથી ગભરાતા હશે, તેનાથી રોતા હશે, તેઓ આ દવાના સેવનથી ખુશીના માર્યા નાચી ઊઠશે. ભૂખથી તરફડતા માનવો ભૂખને ભૂલી જશે. વૃદ્ધ પુરુષો આ અમૃતને પીતાંજ જુવાની અનુભવશે. કમજોર, શક્તિ વિનાના નિર્બળ પુરુષો આ પીને તુરત શેર-સિંહની માફક ગર્જના કરી ઊઠશે. બિમાર તંદુરસ્ત બનશે. અક્કલ વિનાના તેને પીને બૃહસ્પતિ બનશે. કિંમત તેની થોડી જ છે. દરેક શીશીનો ફક્ત અર્ધો આનો જ. વાહ! વિચાર કરો છો અર્ધા આનાનો? એક બાજુ અર્ધો આનો અને બીજી બાજુ સ્વર્ગનું સુખ, અમૃતનું પાન. આ પૃથ્વી ઉપર અર્ધા આનામાં સ્વર્ગનું સુખ મેળવતાં અટકશો?"

પહેલા બે ત્રણ દિવસ તો કોઈ તે જાદુગરનાં પાશમાં ન સપડાયા. બધાના મનમાં ભય હતો કે એ બાટલીઓમાં શું હશે? પરંતુ આ જાદુગર બાહોશ હતો—પૂરો સ્વાર્થી અને પક્કો હતો. તેની લીલાથી તેણે બીજા કેટલાએ ગામોમાં અને દેશોમાં પોતાના દાનવલીલા પ્રસરાવી હતી. તે નિરાશ કઈ રીતે બને? દરરોજ સાંજ પડે અને નગરના એજ વિશાળ ચોકમાં તેની બેઠક મંડાય—એજ પુકાર ચાલુ રહે. આખરે દેખાદેખી કેટલાક લોકોને સાહસ કરવાનું મન થયું. અને પછી તે અમૃતના નામે કેટલાક ફસાયા. પીનારા આ પીણાના વખાણ કરવા લાગ્યા. એક વખત પીનારા ત્રણ વખત પીવા મંડ્યા. ન પીનારા પણ એ દુકાને ઘસડાયા. અને પછી એ જાદુગરનો વેપાર દિનપ્રતિદિન વધતો ગયો. બે ત્રણ સાલમાં તો તે શહેરના ચોથા ભાગના લોકો તેના કાયમી ઘરાક થઈ ગયા. એક દુકાનને બદલે લત્તે લત્તે તે રંગબેરંગી પીણાની દુકાનો ખૂલી ગઈ.

અને જેમ વેપાર વધ્યો, દુકાનો વધી, પીનારા વધ્યા તેમ તેમ તે અમૃતનો ભાવ પણ વધ્યો. શરૂઆતમાં અર્ધો આનો હતો, તેનો એક આનો થયો. એક આનામાંથી બે આના અને બેમાંથી ચાર આના. પરંતુ લોકો, તેના ચસકે ચઢેલી શરાબી જનતા તો તેનું સેવન કરતી જ રહી.

૨

માધવપુર શહેરમાં વિદ્વાનો પણ હતા. નગર ઉપર આવેલી આ આફતે તેમને ચોંકાવી દીધા. તેઓ લોકોની

આ રીતે સાત—આઠ વર્ષ વીતી ગયાં. ધન અને ધાન્યથી ભરપુર એ શહેર ગરીબી અનુભવવા લાગ્યું. રોગચાળો ફાટી નીકળ્યો. દવાખાનામાં રોગીઓની ભરતી થવા લાગી. મહેનત કરીને આજીવિકા મેળવવાનો જમાનો ગયો. હવે તો ભીખારીઓની સંખ્યા વધી પડી. ભીખ દેનારા પણ ઘટી ગયા. ચોરી, ખૂન, તોફાનના બનાવો પણ વધતા ગયા. એક કોર્ટની દશ કોર્ટ થઈ. એક કેદખાનાને બદલે સરકારને એંસી કેદખાંના ખોલવાં પડયા. શહેરના ખૂણે ખૂણે પાગલખાના ખોલવા પડયા. નાના બાળકો ભૂખ અને રોગથી પીડાઈને સુકાવા લાગ્યા. માતાઓ રોવા લાગી. જ્યાં જુઓ ત્યાં દુઃખ અને શોકની છાયા પ્રસરી ગઈ.

પરંતુ શહેરના લોકોની ગરીબાઈથી વેપારીને શું? વેપારીને ઘેર તો રૂપીઆની છનછના થઈ. ચાર તીજોરીને બદલે દશ તીજોરીઓ વસાવવી પડી. લત્તે લત્તે તેના દશ પંદર મકાનો માલીકીના થતાં ગયાં. તે મોટા ઠાઠ—માઠથી રહેવા લાગ્યો. તે દરેક માસે પોતાની કમાણીનો મોટો ભાગ પોતાને દેશ મોકલતો ગયો. તેણે પૈસા અને સત્તાના બળે રાજાને, મંત્રીઓને અને બીજા અધિકારીઓને પોતાને કબજે કરી લીધા.

માધવપુર શહેરના શાણા માણસોમાં એક મહાત્મા પણ હતા. તેણે જોયું શહેર ઉપર ભયંકર આફત-આંધી આવી રહી છે. જો હવે થોડો સમય પણ તે ચૂપ રહેશે તો શહેર બરબાદ થઈ જશે. તુરત તેણે એક સભા બોલાવી. તે વેપારીની જાળમાં ફસાએલા લોકો પણ પુરતી સંખ્યામાં તે સભામાં હાજર રહ્યા. આ મહાત્માને રાજાની કે રાજાના કાયદાની બીક નહોતી. તેને મન તો પ્રજાનું કલ્યાણ અને શહેરની ભલાઈ વસી હતી. તેણે એ વેપારીની બધી ચાલબાજીઓને ઉઘાડી પાડી. તેણે યાદ દેવરાવ્યું કે માધવપુર દશ સાલ પર કેવું સમૃધ્ધ શહેર હતું, અને પ્રજા કેવી સુખી હતી. પછી એ સમયની શોકજનક અને દુઃખદાયક પરિસ્થિતિનું બયાન કર્યું. તેણે જણાવ્યું: "આ બધાનું કારણ શું? તેનું કારણ એ પરદેશી વેપારીની ચાલબાજી. તેના પગરણથીજ આપણા નગરની બરબાદી શરૂ થઈ છે. આપણે મજૂરો, વેપારીઓ, નોકરીઆતો બધા તેના ફંદામાં ફસાએલા છીએ. હવે આંખો ઉઘાડવી જોઈએ. ઘેર તમારાં બાલબચ્ચાં ભૂખ્યાં હોય, માંદા હોય, રોતાં તરફડતાં હોય તેમને ભૂલીને તમે તુરત નોકરીથી છૂટતા તે બાટલીના ધ્યાનમાં દુકાને પહોંચી જાઓ છો. કોઈ સમજુ માણસ આવું કરે ખરો?

તમે સમજો છો કે એ પરદેશી ભલો છે. તમારા લોભ માટે આ દેશમાં આવ્યો છે. તે રાજાને ધન દે છે. શાળાઓના મકાન બાંધવા રકમ ભેટ આપે છે. દવાખાનાઓમાં ફાળો નોંધાવે છે પરંતુ એ પૈસો લાવ્યો ક્યાંથી? પોતાના ઘેરથી લાવ્યો છે? ના, શહેરમાં જ્યારે પહેલા દિવસે આવ્યો ત્યારે તે બેહાલ હતો, ગરીબ હતો, તમારી આજીજીઓ કરતો અને પગે પડતો હતો. તેની પાસે એક પાઈ પણ નહોતી. અને આજે તે નગરનો તાલેવંત પુરુષ છે. તેની પાસેનું ધન આપનું જ છે. તમને નશામાં ચકચૂર કરીને તે તમારૂં ધન લૂટે છે અને એ લુંટનો થોડો ભાગ સાર્વજનિક કાર્યોમાં આપી તમારી વાહવાહ લે છે.

તમે તેની ઉદાર સખાવતનું ધ્યાન રાખો છો, પરંતુ તેને ખાતર તમારૂં અને રાજ્યનું ખર્ચ વધ્યું તે સમજો છો? એક જેલને બદલે દશ જેલ, એક પાગલખાનાને બદલે લત્તે લત્તે પાગલખાના, અને તમારી આવક? તેની દવા ખાઈને—તેનું અમૃત પીને તો તમે કમજોર બન્યા છો, આળસુ થયા છો, ગરીબ બન્યા છો, તમે તમારી આવડત, બુદ્ધિ, શક્તિ, દ્રવ્ય બધાનો નાશ વહોર્યો છે. જ્યાં દશ રૂપીઆ મેળવતા ત્યાં આજે તમે ત્રણ રૂપીઆ મેળવો છો. તમારી નૈતિક અને શારીરિક શક્તિના દુઃખદ હ્રાસને માટે જવાબદાર કોણ?

એ પરદેશી આવ્યો અને તેના પગલે અન્યાય અને અનીતિ વધ્યાં, લાંચરૂશ્વત અને ગુન્હાઓ વધ્યા. અજ્ઞાન અને રોગચાળો ફેલાયો. દેશ અને આપણા ભાઈઓનો ભ્રાતૃભાવ ભૂલ્યા. ગુલામીને નોતરી તેની ડુગડુગીએ નાચતાં શીખ્યા. હવે જો થોડા દિવસ આમ ચલાવીએ તો આપણો, આપણા નગરનો, સર્વનાશ થશે. અત્યારેજ, આ જ ઘડીએ—આ જ પળે તેને નસાડી મૂકવો જોઈએ. તેના પીણાને—શરાબને દેશવટો દેવો જોઈએ. ચાલો આપણને બેહાલ બનાવનાર તેને નસાડી મૂકવા. નહિ તો આપણે બચીશું નહિ."

આ મહાપુરુષની વાતોથી લોકોની આંખો ખૂલી. બધાને ખબર પડી કે તેમની મુશ્કેલીઓ અને દુઃખનું કારણ તે વેપારી જ છે. બધા લોકોનો એક અવાજ થયો "પરદેશી દૂર હો," "ફરેબી સ્વાર્થી લુટેરા બ્યાપારી દૂર હો," "શરાબકા નાશ હો." લોકોનું એ મહા સરઘસ વેપારીને ઘેર જઈને તેને નસાડવાનો પ્રયત્ન કરવા લાગ્યું. તે ઘરની પાછલી

બાજુથી નાસીને રાજાના મહેલમાં ભરાયો. રાજાએ કહ્યું, "હું લાચાર છું. મારે પ્રજાનું માનવું પડે. હવે પ્રજાનું રાજ્ય છે. પ્રજા એ રાજા અને રાજા તે પ્રજા. મારી આંખો પણ ખૂલી ગઇ. પ્રજાકીય સરકારના પ્રતિનિધિ રૂપ સરકારે તો શરાબી અને માદક પીણાનો નાશ કરવો જોઇએ. મારાથી કશું નહિ થઇ શકે. તું અહીંથી ચાલ્યો જા. તારા જાનને બચાવી લે."

જાદુગરને બીજો કોઇ રસ્તો ન દેખાયો. તે શહેરને છોડીને ચાલ્યો ગયો. પછી તો એ શરાબના વેપારીને ભગાડવામાં તેની દુકાનની રખેવાળી કરનાર પોલીસોએ પણ પ્રજાને સાથ આપ્યો. જનતાએ "શરાબકા નાશ હો—પરદેશી દૂર હો"ના પુકારો સાથે તે વેપારીને દેશવટો દીધો.

આજે એ માધવપુર શહેર આઝાદ છે. શહેનશાહતના અંત સાથે ત્યાં પ્રજાકીય સરકાર છે—જનતાના પ્રતિનિધિરૂપ, જનતાના લોકમત ઉપર નભતી. પરદેશી વેપારીનો ઓછાયો ત્યાંથી દૂર થયો છે. પ્રજાજને શરાબ નહિં પીવાની પ્રતિજ્ઞા લીધી છે અને આજે મહાત્મા માધવપુરમાં નથી છતાં એ પ્રજા "મહાત્મા ઘણું જીવો," "મહાત્મા ઝીંદાબાદ"ના નાદ સાથે જાદુગરના અમૃત પીણા તરફ પૂર્ણ નફરતથી જુએ છે અને પ્રજાને ફરી જાગૃત કરનાર એ મહાત્માને ચરણે માધવપુર શહેરના આબાલવૃદ્ધ સૌ કોઇનાં મસ્તક નમે છે.



છેલ્લા દારૂબંધી સમયે ફરજ ઉપર કામ કરતી શ્રી પોલિસ

આ રીતે સાત—આઠ વર્ષ વીતી ગયાં. ધન અને ધાન્યથી ભરપુર એ શહેર ગરીબી અનુભવવા લાગ્યું. રોગચાળો ફાટી નીકળ્યો. દવાખાનામાં રોગીઓની ભરતી થવા લાગી. મહેનત કરીને આજીવિકા મેળવવાનો જમાનો ગયો. હવે તો ભીખારીઓની સંખ્યા વધી પડી. ભીખ દેનારા પણ ઘટી ગયા. ચોરી, ખૂન, તોફાનના બનાવો પણ વધતા ગયા. એક કોર્ટની દશ કોર્ટ થઇ. એક કેદખાનાને બદલે સરકારને એંસી કેદખાના ખોલવાં પડયા. શહેરના ખૂણે ખૂણે પાગલખાના ખોલવા પડયા. નાના બાળકો ભૂખ અને રોગથી પીડાઇને મુકાવા લાગ્યા. માતાઓ રોવા લાગી. જ્યાં જુઓ ત્યાં દુઃખ અને શોકની છાયા પ્રસરી ગઇ.

પરંતુ શહેરના લોકોની ગરીબાઇથી વેપારીને શું? વેપારીને ઘેર તો રૂપીઆની છનંછના થઇ. ચાર તીજોરીને બદલે દશ તીજોરીઓ વસાવવી પડી. લત્તે લત્તે તેના દશ પંદર મકાનો માલીકીના થતાં ગયાં. તે મોટા ઠાઠ—માઠથી રહેવા લાગ્યો. તે દરેક માસે પોતાની કમાણીનો મોટો ભાગ પોતાને દેશ મોકલતો ગયો. તેણે પૈસા અને સત્તાના બળે રાજાને, મંત્રીઓને અને બીજા અધિકારીઓને પોતાને કબજે કરી લીધા.

મધવપુર શહેરના શાણા માણસોમાં એક મહાત્મા પણ હતા. તેણે જોયું શહેર ઉપર ભયંકર આફત-આંધી આવી રહી છે. જો હવે થોડો સમય પણ તે ચૂપ રહેશે તો શહેર બરબાદ થઇ જશે. તુરત તેણે એક સભા બોલાવી. તે વેપારીની જાળમાં ફસાએલા લોકો પણ પૂરતી સંખ્યામાં તે સભામાં હાજર રહ્યા. આ મહાત્માને રાજાની કે રાજ્યના કાયદાની બીક નહોતી. તેને મન તો પ્રજાનું કલ્યાણ અને શહેરની ભલાઇ વસી હતી. તેણે એ વેપારીની બધી ચાલબાજીઓને ઉઘાડી પાડી. તેણે યાદ દેવરાવ્યું કે માધવપુર દશ સાલ પર કેવું સમૃધ્ધ શહેર હતું, અને પ્રજા કેવી સુખી હતી. પછી એ સમયની શોકજનક અને દુઃખદાયક પરિસ્થિતિનું ધ્યાન કર્યું. તેણે જણાવ્યું: "આ બધાનું કારણ શું? તેનું કારણ એ પરદેશી વેપારીની ચાલબાજી. તેના પગરણથીજ આપણા નગરની બરબાદી શરૂ થઇ છે. આપણે મજૂરો, વેપારીઓ, નોકરીઆતો બધા તેના ફંદામાં ફસાએલા છીએ. હવે આંખો ઉઘાડવી જોઇએ. ઘેર તમારાં બાલબચ્ચાં ભૂખ્યાં હોય, માંદા હોય, રોતાં તરફડતાં હોય તેમને ભૂલીને તમે તુરત નોકરીથી છૂટતા તે બાટલીના ધ્યાનમાં દુકાને પહોંચી જાઓ છો. કોઇ સમજુ માણસ આવું કરે ખરો?

તમે સમજો છો કે એ પરદેશી ભલો છે. તમારા લોભ માટે આ દેશમાં આવ્યો છે. તે રાજાને ધન દે છે. શાળાઓના મકાન બાંધવા રકમ ભેટ આપે છે. દવાખાનાઓમાં ફાળો નોંધાવે છે પરંતુ એ પૈસો લાવ્યો ક્યાંથી? પોતાના ઘેરથી લાવ્યો છે? ના, શહેરમાં જ્યારે પહેલા દિવસે આવ્યો ત્યારે તે બેહાલ હતો, ગરીબ હતો, તમારી આજીજીઓ કરતો અને પગે પડતો હતો. તેની પાસે એક પાઇ પણ નહોતી. અને આજે તે નગરનો તાલેવંત પુરુષ છે. તેની પાસેનું ધન આપણું જ છે. તમને નશામાં ચકચૂર કરીને તે તમારું ધન લૂંટે છે અને એ લૂંટનો થોડો ભાગ સાર્વજનિક કાર્યોમાં આપી તમારી વાહવાહ લે છે.

તમે તેની ઉદાર સખાવતનું ધ્યાન રાખો છો, પરંતુ તેને ખાતર તમારું અને રાજ્યનું ખર્ચ વધ્યું તે સમજો છો? એક જેલને બદલે દશ જેલ, એક પાગલખાનાને બદલે લત્તે લત્તે પાગલખાનાં, અને તમારી આવક? તેની દવા ખાઇને—તેનું અમૃત પીને તો તમે કમજોર બન્યા છો, આળસુ થયા છો, ગરીબ બન્યા છો, તમે તમારી આબરૂ, બુદ્ધિ, શકિત, દ્રવ્ય બધાનો નાશ વહોર્યો છે. જ્યાં દશ રૂપીઆ મેળવતા ત્યાં આજે તમે ત્રણ રૂપીઆ મેળવો છો. તમારી નૈતિક અને શારીરિક શકિતના દુઃખદ હ્રાસને માટે જવાબદાર કોણ?

એ પરદેશી આવ્યો અને તેના પગલે અન્યાય અને અનીતિ વધ્યાં, લાંચરૂશ્વત અને ગુન્હાઓ વધ્યા. અજ્ઞાન અને રોગચાળો ફેલાયો. દેશ અને આપણા ભાઇઓનો ભ્રાતૃભાવ ભૂસ્યા. ગુલામીને નોતરી તેની ડુગડુગીએ નાચતાં શીખ્યા. હવે જો થોડા દિવસ આમ ચલાવીએ તો આપણો, આપણા નગરનો, સર્વનાશ થશે. અત્યારેજ. આ જ ઘડીએ—આ જ પળે તેને નસાડી મૂકવો જોઇએ. તેના પીણાને—શરાબને દેશવટો દેવો જોઇએ. ચાલો આપણને બેહાલ બનાવનાર તેને નસાડી મૂકવા. નહિ તો આપણે બચીશું નહિ."

આ મહાપુરુષની વાતોથી લોકોની આંખો ખૂલી. બધાને ખબર પડી કે તેમની મુશ્કેલીઓ અને દુઃખનું કારણ તે વેપારી જ છે. બધા લોકોનો એક અવાજ થયો "પરદેશી દૂર હો," "ઝેરી સ્વાર્થી લૂંટેરા વ્યાપારી દૂર હો," "શરાબનો નાશ હો." લોકોનું એ મહા સરઘસ વેપારીને ઘેર જઇને તેને નસાડવાનો પ્રયત્ન કરવાં લાગ્યું. તે ધરતી ધ્રુજી

બાજુથી નાસીને રાજાના મહેલમાં ભરાયો. રાજાએ કહ્યું, "હું લાચાર છું. મારે પ્રજાનું માનવું પડે. હવે પ્રજાનું રાજ્ય છે. પ્રજા એ રાજા અને રાજા તે પ્રજા. મારી આંખો પણ ખૂલી ગઇ. પ્રજાકીય સરકારના પ્રતિનિધિ રૂપ સરકારે તો શરાબી અને માદક પીણાંનો નાશ કરવો જોઇએ. મારાથી કશું નહિ થઇ શકે. તું અહીંથી ચાલ્યો જા. તારા જાનને બચાવી લે."

જાદુગરને બીજો કોઇ રસ્તો ન દેખાયો. તે શહેરને છોડીને ચાલ્યો ગયો. પછી તો એ શરાબના વેપારીને ભગાડવામાં તેની દુકાનની રખેવાળી કરનાર પોલીસોએ પણ પ્રજાને સાથ આપ્યો. જનતાએ "શરાબકા નાશ હો—પરદેશી દૂર હો"ના પુકારો સાથે તે વેપારીને દેશવટો દીધો.

આજે એ માધવપુર શહેર આઝાદ છે. રાજાશાહીના અંત સાથે ત્યાં પ્રજાકીય સરકાર છે—જનતાના પ્રતિનિધિરૂપ, જનતાના લોકમત ઉપર નભતી. પરદેશી વેપારીનો ઓછાયો ત્યાંથી દૂર થયો છે. પ્રજાજનોએ શરાબ નહિં પીવાની પ્રતિજ્ઞા લીધી છે અને આજે એ મહાત્મા માધવપુરમાં નથી છતાં એ પ્રજા "મહાત્માજી ઘણું જીવો," "મહાત્મા ઝીંદાબાદ"ના નાદ સાથે એ જાદુગરના અમૃત પીણા તરફ પૂર્ણ નફરતથી જુએ છે, અને પ્રજાને ફરી જાગૃત કરનાર એ મહાત્માને ચરણે માધવપુર શહેરના આબાલવૃદ્ધ સૌ કોઇનાં મસ્તક નમે છે.



છેલ્લા દારૂબંધી સમયે ફરજ ઉપર કામ કરતી સ્ત્રી પોલિસ

# નીરો

લેખક: ગજાનન નાયક
(પામગુર એસીસ્ટન્ટ, ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયા.)

ખજૂરીના ઝાડનો આથો ચઢ્યા વિનાના મિષ્ટ રસનો એક પૌષ્ટિક પીણા તરીકેનો ઉપયોગ, બંગાળ અને મદ્રાસના ગામડાંઓમાં જૂના વખતથી ચાલ્યો આવ્યો છે. આ બે પ્રાંતોમાં આ રસમાંથી ગોળ બનાવવાનો ઉદ્યોગ સારા પ્રમાણમાં ફેલાયેલો છે. આ મીઠા રસનો કેવળ પૌષ્ટિક પીણા તરીકેના ઉપયોગ માટે જ, ખજૂરીના ઝાડને છેદવામાં આવે છે એવું નથી. ગોળ બનાવનારાઓ, થોડાક પ્રમાણમાં આ રસનો પીણા તરીકે ઉપયોગ કરે છે. આથો ચઢ્યા વિનાનો ખજૂરીનો રસ મીઠા પીણા તરીકે વપરાય છે અને જુદી જુદી પ્રાદેશિક ભાષામાં જુદા જુદા નામે ઓળખાય છે. દા. ત. તામિલમાં "પદની", બંગાળીમાં "ખજૂરેર રસ" અગર તો "તાડેર રસ", મહારાષ્ટ્રમાં "નીરા" તરીકે પ્રચલીત છે, અને ગુજરાતીમાં "નીરો". આ રસનો દવા તરીકે ઉપયોગ થાય છે, પણ ક્વચિતજ. મદ્રાસમાં 'પદની' ઘણો જ સસ્તો મળે છે. બંગાળમાં આ રસ વેચવામાં આવતો નથી પરંતુ ઘરગથ્થુ વપરાશ પૂરતો તેનો ઉપયોગ થાય છે. મહારાષ્ટ્ર જેવા બીજા પ્રાંતોમાં તાડી છેદનારા નીરા સંબંધી બહુ મોટી મોટી વાતો કરે છે અને નીરો કાઢવામાં બહુજ અટપટી રીત યોજવી પડતી હોય તેમ, વધુ દામ પડાવે છે. નીરો કાઢવાની રીત ખરેખર બહુ જ સીધી સાદી છે અને સામાન્ય શારીરિક બળ અને બુધ્ધિવાળો માણસ તરતજ ગ્રહણ કરી શકે તેમ છે. નવા માણસ માટે ચાર માસની તાલીમ પૂરતી છે. તાડીને છેદવાની ક્રિયા જેઓને આવડે છે, તેઓ એક માસમાં નિપૂણ થઈ શકે છે.

સામાજિક કાર્યના એક ભાગ તરીકે નીરાને એક તંદુરસ્ત પીણા તરીકે લોકપ્રિય બનાવવાનું કાર્ય અખિલ હિંદ ગ્રામોદ્યોગ સંઘ તરફથી, તેના મૂખ્ય કેન્દ્ર વર્ધાથી શરૂ કરવામાં આવ્યું. મધ્યપ્રાંતોમાં ખજૂરી અને તાડના લગભગ સાત લાખ ઝાડ હોવા છતાંયે નીરાનો ગોળ બનાવવાનો ઉદ્યોગ અજાણ્યો હતો. આ વૃક્ષોનો બહુ ઓછો ભાગ તાડી બનાવવાના કાર્ય માટે છેદવામાં આવતો. ૧૮૬૬માં ખિલ હિંદ ગ્રામોદ્યોગ સંઘે તાડ-ગોળ (તાડનો ગોળ) ાવવાની પ્રથમ શરૂઆત, મધ્યપ્રાંતમાં આવેલા સેવા-ગ્રામમાંથી કરી. લોકોને આ ગોળ તરફ સૂગ હતી. તેઓ નતા હતા કે તાડના ઝાડના રસમાંથી તો સામાન્ય રીતે ાવાતી તાડી જેવાજ પદાર્થ બને એટલે એ ગોળનો યોગ ન કરવો જોઈએ કારણ કે ગોળમાં પણ નશાનું તત્વ આવી જાય અને ગોળનો જથ્થો ભેગો થવા માંડ્યો. અખિલ હિંદ ગ્રામઉદ્યોગ સંઘે આ સૂગ દૂર કરવા માટે એક પ્રત્યક્ષ પાઠ આપવાનું નક્કી કર્યું.

તાડના ઝાડને જ્યારે છેદવામાં આવે છે ત્યારે "નીરો" નીકળે છે. એમાં ખાંડ હોવાથી એ મીઠો લાગે છે, પાણીની જેમ એ પારદર્શક છે. કાનડી ભાષામાં 'નીર' શબ્દનો અર્થ પાણી થાય છે. તાડીનો રંગ સફેદ હોય છે. તાડમાંથી આથો ચઢેલી નશાયુક્ત તાડી નીકળતી નથી. તાડી ખારી હોય છે. આથો ચઢવાથી ખાંડના તત્વનું તેમાં રૂપાન્તર થઈ જાય છે. સફેદ તાડી જો ઉકાળવામાં આવે તો, સફેદ, ચીકણો, ખાટો પદાર્થ તેમાંથી નીકળે છે અને તેના ખાંડ જેવા પડેલવાળા દાણા પણ પડતા નથી, જ્યારે પાણીના રંગ જેવા નીરાને ઉકાળવામાં આવે છે ત્યારે શેષ પદાર્થ ગોળ જેવો મિષ્ટ હોય છે. ગોળ તાડમાંથી મેળવેલા કુદરતી 'નીરા'માંથી મળી શકે છે, નહિ કે તાડીમાંથી.

'નીરો' એ જો તદ્દન નિર્દોષ પીણું હોય તો, એમાંથી બનતા ગોળને વાપરવાનો જરાયે બાધ નથી. આ વાત જનતાને સહેલાઇથી સમજાવી શકાશે. આ દ્રષ્ટિબિંદુ રાખીને અખિલ હિંદ ગ્રામઉદ્યોગ સંઘે ૧૯૩૭માં સેવાગ્રામ ખાતે 'નીરો' વેચવાનું શરૂ કર્યું અને ત્યારથી વર્ધામાં 'નીરો' એક પૌષ્ટિક પીણા તરીકે જાણીતો થયો અને આ પ્રવૃત્તિને દિનપ્રતિદિન વધુને વધુ ઉત્તેજન મળતું ગયું.'

ખાનગી સેવાભાવી સંસ્થાઓ અને લોકપ્રિય સરકાર ઉપરની મોટી લાગવગ ધરાવનાર કેન્દ્રોમાં, વર્ધા એ મૂખ્ય કેન્દ્ર હોવાથી, આ વિચાર બીજી જગ્યાએ પણ અમલી બન્યો.

૧૯૩૯માં તીરૂપુરમાં કોન્ગ્રેસ અધિવેશન ભરાયું. અને ત્યાં અખિલ હિંદ ઉદ્યોગના વાર્ષિક પ્રદર્શન વિભાગમાં, અખિલ હિંદમાં જાહેરાત કરવા માટે, નીરાનો એક ખાસ સ્ટોલ રાખવામાં આવ્યો. આ વર્ષમાં બિહારમાં બ્રિંદાવન મુકામે અખિલ હિંદના રચનાત્મક કાર્યકર્તાઓની એક સમિતિ બોલાવવામાં આવી હતી અને ત્યાં પ્રદર્શનમાં પણ નીરાનું વેચાણ ચાલુ હતું. મહાત્મા ગાંધીએ, 'આ કાર્યમાં ખૂબ જ રસ લીધો હતો અને કેટલાયે દિવસો સુધી તેમણે નીરાનો ઉપયોગ કર્યો હતો. બ્રિંદાવનમાં ગ્રામઉદ્યોગ પ્રદર્શનનું ઉદ્ઘાટન કરતી વેળાએ તેમણે નીરાની ભલામણ કરી અને એટલુંજ નહિ પણ હરિજન પત્રની કતારોમાં પણ નીરો સંબંધી લખ્યું.

કમનસીબે નીરો વિષેના આ સૂચનોને, કડવા અનુભવોમાંથી પસાર થવું પડયું. કેટલાક ઉત્સાહી પ્રચારકોએ જનતાને આકર્ષવા નીરો પીતા કાર્યકર્તાઓના ફોટોગ્રાફ પ્રસિધ્ધ કરવા વિચાર કર્યો. આ કાર્ય માટે સેવાગ્રામથી વર્ધા સુધી, નીરાને એક ટીનના ડબ્બામાં ભરીને, એક જણ લઇ આવ્યો. લોઢાના વાસણને લઇને નીરાએ ગંભીર મુશ્કેલી ઊભી કરી. આ નીરો પીનારામાંથી ત્રણ જણ મરી ગયા અને બીજા ત્રણ જણ ડાયેરીઆના ગંભીર હુમલાથી માંડમાંડ બચી શકયા. આ કમનસીબ બનાવે, મહારાષ્ટ્રમાં નીરો વિરૂધ્ધ એક મોટો ઉહાપોહ શરૂ કર્યો. આના મૂળ કારણમાં 'નીરો' નહિ પણ લોખંડનું વાસણ જ હતું.

અખિલ હિંદ ગ્રામઉદ્યોગ સંઘે આની સામે પડકાર ફેંકયો અને આ ગંદી પ્રવૃત્તિ સામે વિશાળ પાયા ઉપર એક પ્રચારકાર્ય સફળતાપૂર્વક શરૂ કર્યું.

૧૯૩૯માં મુંબઇ સરકારે થાણા જીલ્લામાં બોરડી મુકામે એક સંશોધન કેન્દ્ર શરૂ કર્યું. અમુક માણસોને નિયમિત રીતે નીરો આપવા માંડયો અને તેમના વજનની નોંધ વખતોવખત રાખવા માંડી. જુદા જુદા પ્રમાણમાં અને જુદી જુદી ઉમરના સ્ત્રીપુરૂષો ઉપર આ અખતરો કરવામાં આવ્યો અને જોયું તો બધાનાંજ વજનમાં અને સામાન્ય તંદુરસ્તીમાં સુધારો જણાતો હતો. કેટલાક લોકો ખોટી રીતે માની બેઠા છે કે નીરાથી નશો ચઢે છે પરંતુ રોજ દશ દશ રતલ નીરો લેનાર માણુંસ ઉપર એવી કોઇ અસર દેખાઇ નથી. રોજનો એક રતલ નીરો પુખ્ત વયના માણસ માટે પુરતો છે. મધ્યપ્રાંત અને બિહારના કોંગ્રેસ પ્રધાન મંડળે પચાસ ખાનગી માણસોને નીરો વેચવાનું લાયસન્સ આપ્યું.

નીરાને જાળવી રાખવાની કોઇ રીત જાણીતી ન હતી. કેટલીક જગ્યાએ તો આથો ચઢેલો નીરો વેચવામાં આવતો. આથી દારૂબંધીને રક્ષણ મળે એટલા માટે નીરાનું વેચાણ બંધ કરવામાં આવ્યું. ૧૯૪૨-૪૪ દરમિયાન બધાજ રચનાત્મક કાર્યક્રમોને ધકકો પહોંચ્યો. છેલ્લા મુક્તિ સંગ્રામ પછી રાષ્ટ્રના ઘડતરની પ્રવૃત્તિઓ વેગ પકડવા લાગી અને વધાની સંસ્થામાં પ્રથમની જેમ 'નીરો' સ્ટોલ ઉઘાડવામાં આવ્યો. મુંબઇ સરકારે, અખતરના ધોરણે, મુંબઇ અને અમદાવાદમાં નીરો કેન્દ્રો ઉઘાડયાં. આ યોજનાને વિસ્તૃત કરવામાં આવી અને ૧૯૪૮માં મુંબઇ, ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક વગેરે સ્થળોમાં નીરાની દુકાનો ખોલવામાં આવી અને જનતાએ ઉત્સાહપુર્વક અપનાવ્યો પણ ખરો.

ઐતિહાસિક કાળ પહેલાંના સમયથી, હિંદમાં 'નીરો' જાળવી રાખવા માટે ચૂનો વપરાતો. લાખો માણસો ચૂનાવાળો નીરો પીવા માંડયો. ચૂનાથી કોઇ નૂકસાન થા છે એમ માલમ પડયું નથી. સામાન્ય રીતે લોકોની, પાન સોપારીમાં ચૂનો ખાવાની ટેવ જાણીતી છે. પાન સા ચૂનાનું જે પ્રમાણ લેવામાં આવે છે તેના કરતાંયે ઓછ પ્રમાણ નીરામાં હોય છે. ચૂનો નીરાના વાસણની ની ઠરી જાય છે એટલે પીતી વખતે તો ઉપરનો નીતરેલ ની જ આવે છે. ચૂનો નાંખવાથી નીરાને બાર કલાક સુ આથો ચઢતો નથી. એપ્રીલ, મે જેવા ગરમીના દિવસોમ ખરે બપોરે નીરો કાઢી શકાય છે. જાણકારો માને કે નીરાનું પાન સૂર્યોદય પહેલાં જ કરવું જોઇએ. એ વાત ચૂનાવાળા વાસણમાં ભેગો થવા દીધેલા નીરાને લાગુ પડતી નથી. ચૂના વિનાના ઘડીયામાં નીરાને સૂર્યોદય પછ આથો ચડે છે, પણ ચૂનાવાળા ઘડીયામાં આથો ચઢતો નથ અને દિવસના ગમે તે ભાગમાં તેને પી શકાય છે.

બધી નાતજાત અને ઉમરના ભેદભાવ સિવાય, નીરો સૌ ફાયદાકારક નીવડયો છે. છતાંયે નીરો તરફ લોકોને હજ જાતજાતની સુગ છે: ગુજરાતમાં કેટલાક લોકો માને છે નીરો પીવાથી પક્ષાઘાત થાય છે, પરંતુ પ્રત્યક્ષ હકીકત આથ ઉલટી છે. કેટલાક જિલ્લામાં, દા. ત. થાણા અને સુરત જિલ્લામાં, સહેજ આથો ચઢેલો રસ પીવામાં આવે છે અ એને નીરો તરીકે માને છે. સાચો નીરો તો રંગ, સ્વાદ અ ગુણમાં નિરાળો છે. કલ્પનાની ભૂમિકા ઉપર, આ અદ્ભુત નીરા વિરૂદ્ધ પ્રચાર કરવો અને સુરત અને થાણા સાથેન નીરા સાથે સરખાવવો એ ભૂલ છે.

દારૂબંધીને સફળ બનાવવામાં અગત્યનો ઉપયોગી ફાળો આપવાનું માન નીરોને છે, કારણ કે એ એક તંદુરસ્ત, સસ્તો અને સરળતાથી પ્રાપ્ત થઇ શકે તેવો રસ છે. હજારો બેકાર બનેલા તાડી કાઢનારાઓને, આથી ફરીથી ધંધો મળ્યો અને સામાજિક પ્રસન્નતા સ્થાપવામાં નીરો અસરકારક નીવડયો. તાડનાં ઝાડનો ઉપયોગ, માદક પીણાં માટે થતો હતો તે અટકયો અને તેમાંથી પૌષ્ટિક પીણું અને ગોળ બનવા લાગ્યાં.

નીરામાં કેટલાક વૈદક ગુણો હોવાથી જૂના કાળથી મૂત્રાશયનાં દર્દ ઉપર એનો ઉપયોગ થતો આવ્યો છે. કેટલાક તબીબો એને ક્ષયના દર્દ ઉપર લેવાની ભલામણ કરે છે.

નીરામાંથી તાડી થતાં વાર લાગતી નથી અને રૂઢીચુસ્તોને ગળે નીરોના પ્રચારની ગોળી

ી નથી. નીરામાં જે ખોરાકનું તત્ત્વ રહેલું છે તે જોતાં, ી અવગણના કરવી એટલે લાખો માણસને ભૂખે મારવા. ા એકજ ઉકેલ છે અને તે એ કે લોકોને વૈજ્ઞાનિક રીતે પીવાની ટેવ પાડવી અને નીરાના થતા દુરૂપયોગને કાવવો. અગ્નિનો ખોટો ઉપયોગ કરવામાં આવે તો તે રે વિનાશક છે. સમાજે નીરાનો સફળ ઉપયોગ કરવાની બરાબર અપનાવી લીધી છે. મદ્રાસ તેમજ બંગાળના કામાં તાડનો ગોળ બનાવનાર ધંધાર્થીઓએ નીરાનો ા ઉપયોગ ન કરવાનો સોનેરી નિયમ મરજિયાત રીતે—યના દબાણ વિના—જાળવી રાખ્યો છે. દારૂબંધી દાખલ પછી પણ નીરો કાઢવાના કાર્યને ઉત્તેજન અપાયું છે. બનાવનારાઓમાંથી લગભગ ૪૦ ટકા માણસોને તાડનો ા અને નીરો બનાવવાના કાર્યમાં રોકવામાં આવ્યા છે.

ાળીએરી, ખજુરી, તાડ અને સાગોમાંથી નીરો કાઢી ય છે. પૌષ્ટિક અને તાત્વિક પીણું આપનાર તાડવૃક્ષને વું એ એક સામાજિક ગુનો છે. જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ખજૂરી અને તાડના ઝાડનું વાવેતર કરવું કે જેથી લોકોને સરળતાથી નીરો પ્રાપ્ત થઇ શકે.

મુંબઇ પ્રોહિબીશન બોર્ડના હાથ નીચે એક્ષ્ડ કસ્ટમ સમાં એક સમિતિ નીમવામાં આવી છે. દારૂબંધીને જા ધપાવવા માટે પ્રચારના એક અંગ તરીકે નીરોને પ્રિય બનાવવો અને એને માટે એક નિયમીત યોજના ાનું કાર્ય હાથ ધરવું એ એનો ઉદ્દેશ છે.



---

## રૂબંધી વિષે સૂત્રો

દારૂ પીનારના જખમો ધીમેથી રૂઝે છે.

અકસ્માતોની ક્ષતિપૂર્તિમાં અને જખમોની રૂઝ લાવવામાં દારૂ વિલંબ કરે છે.

કારીગરોને બદલો આપવાના કાયદાના પરિણામે કારખાનાવાળાઓને દારૂ ન પીનાર નોકરોને રાખવાની લેવી પડે છે.

દારૂબંધીએ અકસ્માતોનું પ્રમાણ ઘટાડ્યું છે.

કેફી પીણાં ન લેવાથી બાળકો તથા વટેમાર્ગુઓને માટે, રસ્તાઓ વધુ સહિસલામત બને છે.

દારૂ મનને મંદ પાડે છે તથા ગુંચવે છે અને તેથી તે તાત્કાલિક પગલાં ભરવાં પડે તેવા પ્રસંગની સ્થિતિનો સહેલાઇથી મુકાબલો કરી શકતું નથી.

# દારૂના પીઠાં પર

(૧)

'સારૂં' થજો 'પીકેટીંગ' વાલા,
'સારૂં' થજો મહાત્મા ગાંધી!
છોડાવ્યા છાકટા કંઈને,
ઊતારી આંખથી આંધી:

(૨)

સાંજે મારી ઘરવાળીને,
નીકળવું પડતું'તું બહાર;
કંઈક ગટરમાં પડી રહેલા
અભાગીઆ 'રૂડા' ભરથાર!
ખીસા કાતરૂ સાફ કરીને,
ખીસાં હલકાં કરી જાતા;
ઘેને ઊતર્યે ઘરવાળીના,
પતિદેવ પછી પસ્તાતા!
'નવાં નવાં શેઠાણી જ્યારે,
રૂમઝુમ રૂમઝુમ ચાલીને;
સાસરીએ શુભદિન પધાર્યાં,
વિદાય સાહેલી લઈને:
સફાઈથી શીખામણ દેતાં,
રૂડું હતો જોવા જેવો;
પણ બંદા કંઈ બાયડીઓના,
તાબામાં શું રહેવાનો?
જેમ જેમ એ શીખામણ દઈ
"ના પીવાનું" કહેતી'તી;
તેમ તેમ હું વધુ હસતો,
એ શું સીધો કરતી'તી?
એક દિન તો આતસ લાગી,
પાપડ પહેલાં ખાઈ ગયો;
ઘોળી ઝેરી પીવા ના દે,
કલાલ પાછળથી લાગ્યો;
છાની પ્યાલી મોંમાં રેડી,
ઉન્મત્ત થઈ કુવે પડીઓ;
સૌભાગ્યવંતી દોરડું ફેંકી,
ડુબતો કંઈ ઉગાર્યો.
શૂન્ય હૃદયના પાપી જીવે,
પછી એને ફટકારી!
રેહેણીકરણી રાત દિવસની,
કજીઆ ખોરી લડકારી!

(૩)

શુભ દિવસ એક 'પીકેટીંગ'નો,
ઉગ્યો ચક્રમ ચક્રોનો;
ભરંત કસ્તુરબા ત્યાં ચોકી,
જોવા મળ્યાં પુરજનો:
તે સાંજે મેં કરી પ્રતિજ્ઞા,
છોડયો દારૂ અંતરથી;
સુખશાન્તિથી રેહેવા લાગ્યો,
નમ્ર બની તનથી મનથી:
માટીની ગાડી ભરી ફરતો,
પોળે પોળે વેચાતી;
પૈસા ઘરમાં રહેવા લાગ્યા,
શ્રીમતી મનમાં મલકાતી.
તાંબાપિત્તળનાં બેડાંથી
ગરીબ ઘર ઝળકંત હતું
બૈરી હાથે પગે ઘુઘરી
મધુર નાદે ઘમઘમતું.

ડા. હરિપ્રસાદ દેસાઈ

નથી. નીરામાં જે ખોરાકનું તત્ત્વ રહેલું છે તે જોતાં, અવગણના કરવી એટલે લાખો માણસને ભૂખે મારવા. મેકજ ઉકેલ છે અને તે એ કે લોકોને વૈજ્ઞાનિક રીતે પીવાની ટેવ પાડવી અને નીરાના થતા દુરૂપયોગને રવો. અગ્નિનો ખોટો ઉપયોગ કરવામાં આવે તો તે વિનાશક છે. સમાજે નીરાનો સફળ ઉપયોગ કરવાની રાબર અપનાવી લીધી છે. મદ્રાસ તેમજ બંગાળના માં તાડનો ગોળ બનાવનાર ધંધાર્થીઓએ નીરાનો ઉપયોગ ન કરવાનો સોનેરી નિયમ મરજિયાત રીતે— ા દબાણ વિના—જાળવી રાખ્યો છે. દારૂબંધી દાખલ થી પણ નીરો કાઢવાના કાર્યને ઉત્તેજન અપાયું છે. બનાવનારાઓમાંથી લગભગ ૪૦ ટકા માણસોને તાડનો મને નીરો બનાવવાના કાર્યમાં રોકવામાં આવ્યા છે.

ાળીએરી, ખજુરી, તાડ અને સાગોમાંથી નીરો કાઢી છે. પૌષ્ટિક અને તાત્વિક પીણું આપનાર તાડવૃક્ષને એ એક સામાજિક ગુનો છે. જ્યાં જ્યાં શક્ય હોય ાં ખજૂરી અને તાડના ઝાડનું વાવેતર કરવું કે જેથી ને સરળતાથી નીરો પ્રાપ્ત થઇ શકે.

૧૪ પ્રોહિબીશન બોર્ડના હાથ નીચે ઓલ્ડ કસ્ટમ માં એક સમિતિ નીમવામાં આવી છે. દારૂબંધીને ા ધપાવવા માટે પ્રચારના એક અંગ તરીકે નીરાને ય બનાવવો અને એને માટે એક નિયમીત યોજના ં કાર્ય હાથ ધરવું એ એનો ઉદ્દેશ છે.



## ંધી વિષે સૂત્રો

 પીનારના જખમો ધીમેથી રૂઝે છે.

કસ્માતોની ક્ષતિપૂર્તિમાં અને જખમોની રૂઝ ામાં દારૂ વિલંબ કરે છે.

રીગરોને બદલો આપવાના કાયદાના પરિણામે ાનાવાળાઓને દારૂ ન પીનાર નોકરોને રાખવાની ૭ લેવી પડે છે.

ી પીણાંનો ત્યાગ ચેતનતા રખાવે છે તથા સ્થિરતા છે, અને તેથી તે ગાત્રો તથા જીવનને બચાવે છે.

ર પીનાર પોતાના સોબતીઓને પણ ભયમાં મૂકી

દારૂબંધીએ અકસ્માતોનું પ્રમાણ ઘટાડ્યું છે.

કેફી પીણાં ન લેવાથી બાળકો તથા વૃધ્ધોને માટે, રસ્તાઓ વધુ સહિસલામત બને છે.

દારૂ મનને મંદ પાડે છે તથા ગુંચવે છે અને તેથી તે તાત્કાલિક પગલાં ભરવાં પડે તેવા પ્રસંગની સ્થિતિનો સહેલાઇથી મુકાબલો કરી શકતું નથી.

દારૂ, તાડી વિગેરે કેફી પીણાંઓમાં મદ્યાર્ક થોડા વધુ પ્રમાણમાં હોય જ છે.

ગમે તે રૂપમાં મદ્યાર્ક લેવામાં આવે તોપણ તે નુકસાન જ કરે છે.

# દારૂના પીઠાં પર

(૧)
'સારૂં થજો 'પીકીટીંગ' વાળા,
સારૂં થજો મહાત્મા ગાંધી!
છોડાવ્યા છાકટા કંઇને,
ઊતારી આંખથી આંધી:

(૨)
સાંજે મારી ઘરવાળીને,
નીકળવું પડતું'તું બહાર;
કંઇક ગટરમાં પડી રહેલા
અભાગીઆ 'રૂડા' ભરથાર!
ખીસા કાતરૂ સાફ કરીને,
ખીસાં હલકાં કરી જતા;
ઘેન ઊતર્યે ઘરવાળીના,
પતિદેવ પછી પસ્તાતા!
નવાં નવાં શેઠાણી જ્યારે,
રૂમઝુમ રૂમઝુમ ચાલીને;
સાસરીએ શુભદિન પધાર્યાં,
વિદાય સાહેલી લઇને:
સફાઇથી શીખામણ દેતાં,
રોફ હતો જોવા જેવો;
પણ અદ્દા કંઈ બાયડીઓના,
તાબામાં શું રહેવાનો?
જેમ જેમ એ શીખામણ દઈ
"ના પીવાનું" કહેતી'તી;
તેમ તેમ હું વધુ હસતો,
એ શું સીધો કરતી'તી?
એક દિન તો આતસ લાગી,
પાપડ પેહેલાં ખાઈ ગયો;
ધોળી ટોપી પીવા ના દે,
કલાલ પાછળથી લાવ્યો;
છાની પ્યાલી મોંમાં રેડી,
ઉન્મત્ત થઈ કુવે પડીઓ;
સૌભાગ્યવંતી દોરડું ફેંકી,
ડુબતો કંઈ ઉગાર્યો.
શૂન્ય હૃદયના પાપી જીવે,
પાછી એને ફટકારી!
રેહેણીકરણી રાત દિવસની,
કજીઆ ખોરી લટકારી!

(૩)
શુભ દિવસ એક 'પીકીટીંગ'નો,
ઉગ્યો ચકમ ચકોનો;
ભરંત કસ્તુરબા ત્યાં ચોકી,
જોવા મળયાં પુરજનો:
તે સાંજે મેં કરી પ્રતિજ્ઞા,
છોડયો દારૂ અંતરથી;
સુખશાન્તિથી રેહેવા લાગ્યો,
નમ્ર બની તનથી મનથી:
માટીની ગાડી ભરી ફરતો,
પોળે પોળે વેચાતી;
પૈસા ઘરમાં રહેવા લાગ્યા,
શ્રીમતી મનમાં મલકાતી.
તાંબાપિત્તળનાં બેડાંથી
ગરીબ ઘર ઝળકંત હતું
બૈરી હાથે પગે ઘુઘરી
મધુર નાદે ઘમઘમતું.

ડૉ. હરિપ્રસાદ દેસાઈ



સફળ અખતરાનો નમુનો—બંગાળના આ ઝાડને ૩૨ વખત છેદવામાં આવ્યું છે. બંગાળી પદ્ધતિથી છેદાયલું ઝાડ જલદી મરતું નથી તેમ વાંકું થતું નથી બલ્કે ચઢવાને માટે સુલભ બને છે.

તરફના પ્રેમના ચિહ્નરૂપે પતિપરાયણપત્ની ચિતામાં પોતાના જીવનનું બલિદાન હવે આપી શકતી નથી. તમારી ઇચ્છા મુજબ તમે ઘણી કન્યાઓ જોડે પરણી શકતા નથી. તમે તમારી પત્નીને ઘાતકી રીતે મારી શકતા નથી. તમે શાળાની કેળવણીમાં માનતા હો કે નહિ, તોપણ તમારે તમારા બાળકોને શાળામાં મોકલવાં પડે છે. તમારી પાસે કલમ હોવા છતાં કોઈની તિરસ્કાર ઉત્પન્ન કરે તેવાં લખાણો લખવાની તમને છૂટ હોતી નથી. નિયત કરેલી જગ્યાઓ સિવાય બીજે તમે રસ્તાઓ ઓળંગી શકતા નથી. તમારું જીવન પણ તમારું પોતાનું નથી, કારણકે તમે આત્મહત્યા કરી શકતા નથી. જો તેમ કરવામાં તમે સફળ થાઓ છો તો ધર્મ કહે છે કે તમે નરકમાં જશો અને નિષ્ફળ જાઓ છો તો કાયદો તમને કેદખાનામાં લઈ જાય છે. તમે જાહેરમાં નાગા ફરી શકતા નથી એટલુંજ નહિ પરંતુ તમે તમારી મરજી મુજબનો પહેરવેશ પહેરી શકતા નથી. આ બધા પ્રતિબંધો દરેક વ્યક્તિને જરૂર કંટાળા ભરેલા લાગશે અને તેને પોતાની અબાધિત સ્વતંત્રતા કાયમ રાખવાની ઇચ્છા થશે. પરંતુ આખા સમાજના જાહેર કલ્યાણ માટે સરકારને આવા પ્રતિબંધો મૂકવા પડે છે.

પોતાને મન ફાવે તે ખાવા તથા પીવાની સ્વતંત્રતાના હિમાયતીઓ ઘણી વખતે એક અગત્યની બાબત તરફ દુર્લક્ષ કરે છે કે દરેક હકની સાથે સાથે ખાસ જવાબદારી સંકળાયેલી હોય છે. જો હકની સાથેની ખાસ જવાબદારીઓ અદા કરવામાં આવે તોજ તે હકની માંગણી કરવાનો તેમને અધિકાર હોય છે. જે માણસ કેફી પીણાં પીએ છે તે તેના કુટુંબના હકો તથા સમાજ પ્રત્યેની તેની જવાબદારીઓની અવગણના કરે છે. આર્થિક તપાસને અંતે માલમ પડ્યું છે કે મુખ્યત્વે તે પોતાની પત્ની તથા બાળકોના જીવનની રોજની જરૂરિયાતો છીનવી લઈને તે કેફી પીણામાં ખર્ચ કરવાની પોતાની "કહેવાતી" સ્વતંત્રતાનો ઉપયોગ કરે છે. કુટુંબ, પછી તે ગરીબ વર્ગનું હોય યા શ્રીમંત વર્ગનું હોય, તેના ગુજરાનની જવાબદારી સરકાર પર હોય છે, અને તેથી વ્યક્તિના તરંગોને કારણે કુટુંબના હિતોનું બલિદાન ન આપવું પડે તેટલા માટે કુટુંબના દરેક સભ્યના વર્તનને યોગ્ય માર્ગે દોરવાનો સરકારને હક્ક હોય છે એટલુંજ નહિ પણ તેમ કરવાની તેની ફરજ થઈ પડે છે. તેથી જે બાબતની ફરજ ન બજાવવામાં આવી હોય તેવા હક્ક પર કાપ મૂકવો પડે છે. દારૂના હિમાયતીઓ કહે છે કે માણસને દારૂ પીવાનો તેટલોજ હક્ક છે કે જેટલો બીજાને ચાહ પીવાનો છે; પરંતુ ચાહના ... કોઈએ બીજાનું ખૂન કર્યાની વાત તમે કદિ સાંભળી નહિ હોય. માણસને શું પીવાનો હક્ક છે તે સવાલનો આપતાં પહેલાં આ બાબત ચોક્કસ ધ્યાનમાં લેવી ... તમને મરજી માફક તમારો પગાર ખર્ચ કરવાની છૂટ ... કારણકે તમારા કુટુંબના ગુજરાનનો તમારે પ્રથમ વિચ[ાર] કરવો જોઈએ. મનુષ્ય જ્યારથી હકો અને ફરજોનો વિચ[ાર] કરતો થયો છે ત્યારથી ગુલામો, સ્ત્રીઓ અને બાળકોને સ્વતંત્રતા મળી છે. તેમને જણાઈ આવ્યું છે કે મિલકત[ના] હકો કરતાં વધુ મહત્ત્વનો સવાલ એ છે કે હકો કરતાં ફરજનું સ્થાન મોટું છે. સમાજના નિર્બળ સભ્યો પ્રત્યે ફરજ બજાવવી અને તેમને માટે બલિદાન આપવું જોઈએ. માનવજીવનમાં પોતાના હકોની માંગણીજ કર્યા કરવી તે[ના] કરતાં ફરજ અને બલિદાન વધુ મહત્ત્વનાં છે તે ભૂલવું જોઈએ નહિ. આખા માનવસમાજના કલ્યાણનો પ્રશ્ન જ્યાં ઉપસ્થિત થતો હોય ત્યાં જે માણસ પોતાના હકો જતા કરવા તૈયાર હોય તે જ મહાન કહેવાય. બીજાઓ ગમે તેટલું કષ્ટ પડે તોપણ પોતાના હકો પ[ર] મુસ્તાક રહે છે તે માણસ ખરેખરો સાંકડા મનનો છે. આ બધાનો વિચાર કરીએ તો દારૂબંધી કોઈની પણ સ્વતંત્રતા ખૂંચવી લેતી નથી, કારણકે કાયદો જો સમજપૂર્વક ઘડવામાં આવે છે તો તે સ્વતંત્રતાના ઘા[તક] ન બનતાં પોષક બને છે.

દારૂની શારીરિક, સામાજિક, આર્થિક તથા નૈતિક બદી[ઓના] ઊંડાણમાં ઉતરવાની અત્રે જરૂર નથી. વ્યક્તિ, કુટુંબ ત[થા] સમાજ પર કેફી પીણાનાં થતાં દુષ્પરિણામ વિષે શ્રીમંત ત[થા] ગરીબ બન્ને જાણે છે. પરંતુ એવા પણ માણસો હોય છે કે જેઓ દલીલ કરે છે કે જે વ્યક્તિ કુટુંબ તથા સમાજને ભયરૂપ ન બને તેટલી હદમાં રહીને દારૂ પીએ તો તેને શા માટે તેમ કરવાની સ્વતંત્રતા ન હોવી જોઈએ. કોને હદ ... તેનો કોઈ ચોક્કસ ખ્યાલ અસ્તિત્વમાં નથી એટલે હદ[માં] રહીને પીધેલાં કેફી પીણાં તેવા વ્યસનીના શરીરને નુકસાન કરે છે એવો ઘણા ડૉક્ટરોનો અભિપ્રાય છે એ વાત બાજુએ રાખીએ તોપણ એટલું તો ધ્યાનમાં રાખવું જોઈએ કે સામાજિક કાયદાના ઘડતરમાં ભેદભાવ રાખી શકાય નહિ. જે વ્યક્તિને ઓછાવત્તા પ્રમાણની સમજ ન પડતી હોય તે[ને] સાધારણ કેફી પીણાં વિનાનું જીવન જીવવામાં સરકારે ... વાતાવરણ ઊભું કરીને મદદ કરવી જોઈએ. ગરીબ મજ[ૂર] તથા ખેડૂતને તમે પૂછો એટલે તે તરત જવાબ આપશે, દારૂ એ ખરાબ વસ્તુ છે એટલે તેને તે છોડવા માંગે છે. પ[ણ] જ્યાંસુધી તે મળી શકે છે ત્યાંસુધી તે તેની લાલચમાં[થી] છૂટવાને અશક્તિમાન બને છે. દારૂ પીવાનો હક્ક એ શામ...

બદીઓ માટેનો પરવાનો છે. જ્યાંસુધી નિરંકુશ કુદરતી હાજતો પરિણામનો વિચાર કર્યા સિવાય મેળવવાનો મનુષ્ય સ્વભાવ છે ત્યાંસુધી નાગરિકોના જીવનોને સન્માર્ગે દોરવવાની સરકારની ફરજ થઇ પડશે.

તેથી દારૂબંધી આમવર્ગના હિતમાં છે. સમાજના નિર્બળ સભ્યોના હિતને ખાતર પોતાની સ્વતંત્રતાના અલ્પ અંશનું બલિદાન આપવાની દરેક નાગરિકની ફરજ છે. બીજી વ્યક્તિઓ સાથે સંબંધ રાખ્યા સિવાય જો કોઇ માણસ કુદરતી હાલતમાં જીવી શકતો હોય તો તો પછી કુદરતના કાયદા તથા ઇશ્વરના કાયદા સિવાય બીજા કોઇપણ કાયદાની આવશ્યકતા જ રહેતી નથી. પરંતુ માનવસમાજને ખાતર તેનું અસ્તિત્વ હોવાથી તે એકલવાયો જીવી શકતો નથી એટલું જ નહિ, પરંતુ તેવી રીતે રહેવાની તેની હિંમત પણ હોતી નથી. દરેક સભ્યના હકોનું રક્ષણ સમાજ સંસ્થાએ કરવું જોઇએ અને તેના બદલામાં દરેક સભ્યે સંસ્થાના નિયમોનું પાલન કરવું જોઇએ, કારણકે બધા સભ્યો આવી રીતે નિયમોનું પાલન ન કરે તો કોઇપણ સભ્યને રક્ષણ આપવાનું અશક્ય બને છે. બીજાઓને નુકસાન કરતાં જે કાયદો એક નાગરિકને અટકાવે છે તેજ જો કે કુદરતી સ્વતંત્રતાને કમી કરે છે, પરંતુ નાગરિક સ્વતંત્રતાને વધારે છે.

મનુ, મોઝિસ, જીસસ, મહમદ વગેરેએ દારૂ વિષે અગર બીજા કોઇ સંબંધમાં ઘડેલા કાયદાઓ જણાવે છે કે તું અમુક કરીશ નહિ, તું તમુક કરીશ નહિ, અને સમાજમાં માનવ વર્તણુંકને નિયમમાં રાખવા માટે કુદરતી સ્વતંત્રતાને અંકુશમાં જરૂર લે છે. પરંતુ આપણી સ્વતંત્રતા પર કાપ મૂકવા માટે આપણે તે કાયદાઓનો જોરશોરથી વિરોધ કરતા નથી. જ્યારે દારૂ વિગેરે કેફી વસ્તુઓની બનાવટ બધા લોકોના જીવનને બોજા રૂપ બનાવે છે, તે એવી સામાજિક અને આર્થિક ગુંચો ઉભી કરે છે કે જેનાથી માનવ જીવનમાંની સૌથી સુંદર વસ્તુઓ ભયમાં આવી પડે છે, અને તે માણસના શરીર તથા આત્માનો નાશ કરી સમાજને ભયરૂપ થઇ પડે છે, ત્યારે સરકારને તેના વ્યવહારનો નાશ કરવાનો હક્ક છે. આપણે આવો સિદ્ધાંત જીવનના બીજા બધા સંબંધોમાં સ્વીકારીએ છીએ તો પછી તે કેફીપીણાં સંબંધમાં શા માટે ન સ્વીકારવો જોઇએ?





છલ્લી દારૂબંધી સમયનું એક યાદગાર દશ્ય

# " રાષ્ટ્રની આર્થિક રચનામાં સહકારનું સ્થાન "

લેખિકા :
સૌ. જયવતી અશોકભાઈ કાછ,
બી. એ.

જગતને આજે ખાત્રી થઈ ચૂકી છે કે જો સંસ્કાર અને સંસ્કૃતિમાં સતત પ્રગતિ ચાલુ રાખવી હોય તો મનુષ્યોના તેમજ સરકારના કાર્ય પાછળ મુખ્યત્વે સહકાર જ હોવો જોઈએ. વ્યક્તિવાદ, સમાજવાદ કે રાષ્ટ્રવાદ માનવજાતના વિકાસની પરિસીમા રૂપ વિશ્વબંધુત્વના આદર્શને પહોંચવા માટે અત્યન્ત જરૂરી એવી શાંતિ અને સમભાવ આપી શકે તેમ નથી.

બધાના હિત માટે અંગત સુખ જતું કરવું, પોતાના સમૂહને સહાય આપવા માટે તૈયાર થવું, ગરીબોનો રક્ષણ માટેનો હક્ક સ્વીકારવો—સહકારના આ મૂળભૂત સિદ્ધાંતો—એ ઉચ્ચ શિક્ષણ અને સંસ્કારના પરિપાક રૂપ છે. પ્રત્યેક માનવી આટલી ઊંચી કક્ષાએ ન પહોંચી શકે, પરંતુ જેમ સંસ્કૃતિનો ફેલાવો થાય છે તેમ બીજા સાથે સહકાર સાધવાની અભિલાષા પણ વધુ તીવ્ર બનતી જાય છે. યંત્રવાદને લીધે તેમજ ઔદ્યોગિક પરિવર્તનને પરિણામે ઓગણીસમી સદીનું મુખ્ય લક્ષણ સ્પર્ધા હતું તે સમયે જ એવી આશા સેવતી હતી કે વીસમી સદીમાં જરૂર કંઈક મહાન પરિવર્તન થશે. બે મહાન વિશ્વવિગ્રહો થયા અને સંસ્કૃતિનો પાયો હચમચી ઊઠ્યો છે છતાં પણ વીસમી સદીના ઉત્તરાર્ધમાં આક્રમણ અને ચુસ્ત રાષ્ટ્રવાદમાંથી શાંતિ અને આંતરરાષ્ટ્રિયવાદ તરફ ઢળીશું એમ આશા રાખીએ તો તે વધારે પડતું નથી.

જ્યારે જગત આંતરરાષ્ટ્રિય વિષયોમાં સ્પર્ધામાંથી સહકાર તરફ જઈ રહ્યું છે ત્યારે એ તો સુનિશ્ચિતજ છે કે બધા દેશોની રાજકીય નીતિ સહકારી વિચારસરણી પ્રમાણે જ ઘડાશે. હિંદની આર્થિક રચના દરેક ક્ષેત્રમાં—ખેતી, વ્યાપાર અને ઉદ્યોગ—સહકારી ધોરણ પરજ થશે. આ વીસમી સદીનો ઉત્તરાર્ધ આર્થિક તેમજ અન્ય રીતે માનવમાત્રનું રક્ષણ કરવા માટે સહકારનો વધુને વધુ ઉપયોગ કરી માનવજાતની પ્રગતિમાં સુંદર ફાળો આપશે એમ આપણે આશા રાખીએ છીએ.

સહકારી પ્રવૃત્તિ મુખ્યત્વે કરીને આર્થિક પ્રવૃત્તિ હોવા છતાં એની પશ્ચાતભૂમિકામાં મોટું નૈતિકબળ રહેલું છે. આપણી હાલની આર્થિક રચનામાં વહેંચણી બરાબર થતી નથી. ઉત્પાદનમાં મૂડી જ ફક્ત જરૂરી નથી તેની સાથે મહેનતમજૂરીની પણ એટલી જ આવશ્યકતા છે, છતાં પણ તો આપણે શું જોઈએ છીએ? મૂડીને એનું વ્યાજ મળે છે, મજુરોને મહેનતાણું મળે છે; પણ વ્યાજ, મજૂરી તથા ઉત્પાદનનો સઘળો ખર્ચ બાદ કરતાં જે નફો રહે છે તેને લીધે જ આર્થિક ઘર્ષણ ઊભું થાય છે. આ નફા ઉપર ન્યાયની રીતે કોનો હક્ક હોવો જોઈએ? મૂડીવાદી રચનામાં આ નફો મોટે ભાગે મૂડીને મળે છે અને મજૂર બિચારો એમને એમ રહી જાય છે. મજૂરોની સ્થિતિ સુધારવાને તેમજ મૂડીવાદીઓના જુલ્મોથી તેમને બચાવવા માટે ઉપસ્થિત થયેલા મજૂરસંઘો એ નફો બધોયે મજૂરોને જ મળવો જોઈએ એવી માંગણી કરે છે. સમાજવાદ તેમજ મૂડીવાદ બંનેમાં આ પ્રમાણે વહેંચણીમાં અન્યાય થાય છે, પરંતુ ફક્ત સહકારજ પરિસ્થિતિ અંગે સ્પષ્ટ અને સત્ય અભિપ્રાય ધરાવે છે. સહકારી મંડળીમાં જે વધારો રહે છે તે મૂડી અને મજૂરીને સમાનહિસ્સે વહેંચી આપવામાં આવે છે.

સહકારમાં ન્યાયયુક્ત વહેંચણી થાય છે એટલું જ નહિ પણ શોષણનો વિરોધ કરે છે અને બિનજરૂરી દલાલો કાઢી નાંખવા માટે ખાસ ભાર મૂકે છે. સહકાર ઉત્પાદકોનો અને વાપરનારાઓનો સમાન હક્ક સ્વીકારે છે. ઉત્પાદનમાં રહેલા બધાનેજ કેવી રીતે સૌથી વધારે લાભ મળે એટલુંજ નહિ પણ ખરીદનારને પણ ચીજો કઇ રીતે સસ્તી મળી શકે તેનો વિચાર કરે છે. માલ બનાવનારાઓ અને ખરીદનારાઓ વચ્ચે દલાલો અને આડતીઆઓનું મોટું સૈન્ય હોય છે. આ દલાલોને લીધે માલ ઉત્પન્ન કરનારાઓને બહુ ઓછું મળે છે અને ખરીદનારાઓને મોટી કિંમત આપવી પડે છે અને દલાલો મોટો નફો કરે છે. વિશ્વની મૂડીવાદી રચનાનું મુખ્ય લક્ષણ નબળાનું શોષણ છે. મોટા અને આગળ વધેલા દેશો નબળા અને પછાત દેશોનું આર્થિક શોષણ કરે છે, અને તેમને કાચો માલ ઉત્પન્ન કરવાના માત્ર સાધન તરીકે અને પોતાનો બનાવેલો માલ વેચવાના ક્ષેત્ર તરીકે ગણે છે. " જીવનધોરણ ઊંચું કરો "ને નામે આગળ વધેલા દેશો પોતાની અને પછાત દેશો વચ્ચેનું આર્થિક અંતરજ વધારે છે. કોઈ દેશ પોતાનું જીવનધોરણ બીજા દેશોનું જીવનનું ધોરણ નીચું કર્યા સિવાય ઊંચુ લાવી શકતો જ નથી. ભ્રાતૃભાવ આજે વિસારે પડ્યો છે. પછાત દેશોનું જીવનધોરણ ઊંચુ લાવવાની કે આ બે અંતરો દૂર કરી સમસ્ત માનવજાતનું જીવનધોરણ થાય અને પૌર્વાત્ય દેશોનું જીવનધોરણ પણ પાશ્ચાત્ય દેશોના જેટલું ઊંચું આવે એ ફીકર કોઈને નથી. સ્પર્ધા અને

સ્વાર્થને સ્થાને સહકાર અને સમભાવ પર સર્જાયેલો આંતરરાષ્ટ્રીયવાદ જ શોષણનીતિને દુર કરી શકે. ફક્ત દેશો વચ્ચે જ આ નથી ચાલી રહ્યું પણ સાવકાર કરજદારની જરૂરિયાત અને અજ્ઞાનનો લાભ લે છે. જમીનદાર ખેડૂતોને, કોન્ટ્રેક્ટર મજુરોને અને કારીગરોને, છૂટક વેચનાર ખરીદનારને અને દલાલ માલ બનાવનારને તથા ખરીદનારને ચૂસે છે! અહા! કેવી દુનિયામાં આપણે જીવીએ છીએ. મનુષ્યને શકિત નબળાનું રક્ષણ કરવા માટે અને તેમના ઉત્થાન માટે આપેલી છે નહિ કે તેમના પર અત્યાચાર કરવા માટે. સંયમ અને સેવાથી પ્રાપ્ત થતું સુખ જાતે માણેલા ભોગવિલાસના સુખ કરતાં અનેકઘણું અધિક છે. માનવીઓ વચ્ચેનો ભ્રાતૃભાવ, વસુધૈવકુટુમ્બકમ્‌ની ઉચ્ચ ભાવના, સેવા અને સમર્પણ એ તો સહકારના વિશિષ્ટ લક્ષણો છે અને સહકાર પ્રત્યેક જાતના શોષણનો સામનો કરે છે.

સહકાર એ એક નવી જ ભાવનાનું પ્રતિક છે. સ્વાલંબનની, સંયુકત કાર્યની, બીજાને સહાય કરવાની સદ્‌વૃત્તિને તે સતેજ કરી જીવનધોરણ ઉંચું લાવે છે.

સહકારી પ્રવૃત્તિ નૈતિક બંધારણ પર છે એટલું જ નહિ પણ તે જનતાને નાગરિક તેમજ રાજકીય કર્તવ્યનું પણ શિક્ષણ આપે છે. ગ્રામ્યજીવનની વિવિધ બાજુઓ સુધારવાનું તે સુંદર શસ્ત્ર છે એ નિર્વિવાદ છે. મતાધિકાર, ચુંટણીની પ્રથા સ્વાશ્રયી તથા સુવ્યવસ્થિત કાર્યનીતિથી સહકારી મંડળીઓ રાજકીય અને નાગરિક શિક્ષણની શાળાઓ છે એમ કહીએ તો પણ ચાલે.

આ તો આયોજનનો યુગ છે. જ્યારથી રશિયાએ આયોજનાની પહેલ કરી ત્યારથી દુનિયાને લાગવા માંડયું કે આયોજન સિવાય ઉદ્ધાર નથી. આજે હિંદ સમક્ષ પણ યુદ્ધોત્તર પુનર્રચનાનો મોટો પ્રશ્ન છે અને મધ્યસ્થ અને પ્રાંતિક સરકાર તેનો ઉકેલ કરવાને મથી રહ્યા છે. એ આનંદની વાત છે કે આયોજનમાં સહકારને સરકારે ઊંચું સ્થાન આપ્યું છે અને ઇ. સ. ૧૯૪૫માં સહકારી યોજના સમિતિની નિમણૂક કરી હતી.

સહકારના ક્ષેત્રમાં આયોજન અગત્યના પ્રશ્નો ઉપસ્થિત કરે છે. આયોજન ત્યારે જ સફળ થાય છે જ્યારે તે ફરજિયાત હોય પણ સહકારમાં ફરજિયાત કાર્યને સ્થાન નથી. વિવિધ માણસોને એકત્ર કરી સહકારી મંડળી સ્થાપવાની તેમને ફરજ પાડ્યા પછી ભલે તેમને આર્થિક લાભ થતો હોય તો પણ તેમ કરવાથી સહકારમાં રહેલું ઊંચું તત્ત્વ ચાલ્યું જાય છે. રાજ્ય તરફથી સહકારની આવશ્યકતાની અને તેનાથી થતા ફાયદાનો પ્રચાર થઈ શકે. રાજ્ય તરફથી સહકારી સંસ્થાઓને ઉત્તેજન આપવા માટે છૂટછાટ પણ આપવામાં આવે પરંતુ આયોજન કરવું હોય કે ન કરવું હોય તો પણ સહકારી મંડળીઓમાં જોડાવાની ફરજ તો સરકાર નહિ જ પાડી શકે.

સરકાર સહકારી યોજના સમિતિની સૂચનાઓ પર ધ્યાન આપશે અને સહકારી સંસ્થાઓનું મરજિયાતપણું તે સ્વીકારશે એવી આશા રાખીએ છીએ.

રાષ્ટ્રની આર્થિક રચનામાં સહકારને સ્થાન છે એ નિર્વિવાદ છે. ગામડાંઓમાં અને નાનાં શહેરોમાં રહેતા સાધારણ માણસોથી વસેલા હિંદ દેશમાં આર્થિક ઉન્નતિ માટે સહકાર જેવું બીજું એકે સાધન નથી. ભૂતકાળ વિસરી જઈ ઉજ્વળ ભાવિ રચવાની અભિલાષા સ્વાતંત્ર્યના સુવર્ણ પ્રભાતમાં હિંદ સેવી રહ્યું છે. ખેતી ફક્ત જીવન નિભાવવા માટે નજીવી આજીવિકા મેળવવાનું સાધન મટી જઈને દેશનો મુખ્ય ઉદ્યોગ બને, ઉત્પાદન વધે અને વેચાણ વધુ વ્યવસ્થિત બને, ગૃહઉદ્યોગોને વિકસાવી ઔદ્યોગિક હિંદની આમદાનીમાં વધારો કરે, નિર્ધનતામાંથી સમૃદ્ધિ લાવે તેને માટે સહકાર જેવું બીજું એકે સાધન નથી.

[ દિ. બ. હીરાલાલ કાજીના લેખને આધારે ]

---

## દારૂબંધી વિષે સૂત્રો

જખમોથી દારૂ પીનારના મરણો વધારે થાય છે.
દારૂ કામ કરવાની શકિતને મંદ પાડે છે.
દારૂ થાક વધારે છે, જ્યારે બળ ઘટાડે છે.
વ્યાપારમાં ફત્તેહમંદ થવામાં દારૂ વિઘ્નરૂપ છે.
રોગ સામેના રક્ષણને દારૂતાડી નબળું પાડે છે.
ક્ષયરોગના ફેલાવામાં દારૂ મુખ્ય ભાગ ભજવે છે.
જંતુઓના તથા અનીતિના રોગોને દારૂ મદદ કરે છે.
દારૂબંધી આબાદી લાવે છે.

# એક વખત હું દારૂડિયો હતો......

મારું નામ મિ. ક્ષ અને મારે તમને, મારે વિષે જ, એક વાત કહેવાની છે. હું મારવાડી તાલુકાનો વતની છું અને નાશિકમાં સોમવાર પેઠમાં રહું છું.

હું જ્યારે આ લખું છું ત્યારે ભૂતકાળની યાદ મને આવ્યા સિવાય રહેતી નથી. આટલાં વર્ષો વિત્યાં છતાંયે હજીયે એ બનાવ તાજો જ લાગે છે. મારા પિતા એમની પ્રિય બારી પાસે બેઠા છે અને ખોં ખોં કર્યા કરે છે. તેમનાં ફેફસાં દમના વ્યાધિથી ગુંગળાય છે અને તેમની ખાંસી લાંબા કાળ સુધી ચાલુ રહે છે. 'પેલો શીશો લાવતો' તે બૂમ પાડે છે. 'દમના રોગનો આ એક જ ઉપાય છે' પોતાની જાતને કહેતા હોય તેમ બબડે છે.

દારૂ એ ઈલાજ હતો પરંતુ એ ખરેખર ઈલાજ હતો કે કેમ તેને વિષે તેમની પાસે કોઈ પુરાવો ન હતો. આજીવન પર્યન્ત દમથી એ રીબાયા અને એજ દર્દે એનો જીવ લીધો. વખતોવખત એ શીશામાંથી મિષ્ટ પીણાને હું ચાખવા લાગ્યો. ગળાની નીચે જ્યારે આ પીણું ઉતરતું ત્યારે આગ ઊઠતી હોય તેવું લાગતું.

અને આ રીતે હું દારૂની લતે ચઢયો. મારા પિતાની બાબતમાં તો કદાચ દમ એ કારણભૂત હશે પરંતુ મારી બાબતમાં તો મને ખાત્રી છે કે દારૂએ જ મને દમ તરફ દોર્યો. હું અઠવાડીઆમાં એકાદ વાર છાંટોપાણી લેતો, કદીક બેવાર પણ થઇ જાય. એમ કરતાં કરતાં તો મારા પિતાએ બચાવેલી બધી જ પૂંજી હું પી ગયો.

હું એક હમાલ છું.

ચાળીસ વર્ષની ઉમર; એક સ્ત્રી, બે પુત્ર અને એક પુત્રીના ભરણપોષણનો ભાર અને ફકત સાઠ રૂપીઆનો મહિનો: આવી વ્યકિત સાઠે સાઠ રૂપીઆ પીવામાં જ ખર્ચે એ ન માની શકાય તેવી વાત છે.

છતાંએ હું એમજ કરતો હતો.

મારી સ્ત્રી, મારા બે છોકરા અને એક છોકરી કઇ રીતે જીવતાં હશે? તમે આ પ્રશ્ન તેમને જ પૂછી જોશો તો ઠીક પડશે, મને એના જવાબની ખબર નથી. કોઈ દારૂડિયાને આવી ખબર હોતી નથી.

હું સ્વાર્થી હતો, હું નાસ્તિક હતો, બહારની દુનિયા પ્રત્યે અંધ હતો.

આ ઊંડી ગર્તામાં વધુને વધુ ઊંડે ગરકતા માણસને પડોશમાં રહેતા એક દયાળુ સજ્જને બહાર ખેંચી કાઢયો.

એક દિવસે સવારે તે મારી પાસે આવ્યો. તેની આંખોમાં ચમકારો હતો. કોઈ દૈવી પ્રેરણાથી તે આવ્યો હશે એમ આજે મને લાગે છે. પ્રભુએ, મારા ઉપર, બલ્કે મારા પરિવાર ઉપર ઉપરટે દયા કરી ખરી.

'ભાઈ, મને થોડોક દારૂ આપશો? તમે પીઓ છો એમ મેં સાંભળ્યું છે એટલે કદાચ તમારી પાસે હોય!' તેણે કહ્યું.

બે દિવસ પહેલાં હું છેલ્લું ટીપું ગટગટાવી ગયો હતો અને આજે વિચાર કરતો હતો કે હવે બીજો કયાંથી મેળવવો.

પેલા સજ્જન નીચે બેઠા અને મારી સાથે છૂટથી અને સરળતાથી વાત કરવા માંડી. તેણે મને પ્રશ્નોની ઝડીઓ કરવા માંડી. અને તેના મુખ ઉપરના સ્મિતે મારી પાસેથી બધા જવાબો કઢાવ્યા.

'તમે દારૂ પાછળ કેટલા પૈસા અત્યાર સુધીમાં ગુમાવ્યા હશે?' આ તેનો છેલ્લો પ્રશ્ન હતો.

એક સ્ત્રી અને ત્રણ છોકરાંવાળા હમાલે દારૂ પાછળ હજારો રૂપિયા ખર્ચ્યા! આ હકીકતે, મારા મોઢા ઉપર થપ્પડ મારી અને હું ચમકયો. મેં આ શું કર્યું? મને ખ્યાલ આવ્યો કે મારા પરિવારનો—મારા બાળુડાંનો મારી કમાણી ઉપર શું અધિકાર છે. મેં મારા સ્વાર્થી હેતુ માટે, દમના રોગના બહાના હેઠળ, તેમનો હિસ્સો પચાવી પાડયો!

મને આઘાત લાગ્યો. મારા પડોશી સામે વાચાહીન દશામાં તાકયા કર્યું.

તેના હાસ્યે મને ભયભિન કર્યો તે વખતે હું એટલો બધો દુઃખમાં હતો કે મેં આંસુ સાર્યા કે નહિ તેનોયે ખ્યાલ નથી.

'બધાંજ પાપો ધોઈ શકાય છે. દારૂ પીવાના પાપ માટે પણ પ્રાયશ્ચિત છે. હવેથી દારૂ નહિ પીવાની તમે પ્રતિજ્ઞા લો છો?'

'અબઘડીએ જ,' અને મા ગોદાવરી નદીની સાક્ષીએ મેં પ્રતિજ્ઞા લીધી: 'મા ગોદાવરી, બધા પ્રકારના અનિષ્ટોથી મારું રક્ષણ કરજે!'

પેલો અજાણ્યો સજ્જન તો ચાલ્યો ગયો. સાંજની વેળાએ મારી પત્ની તેમજ બાળકો મારી આજુબાજુ ફરી વળ્યાં ત્યારે તેમની આંખોમાં નવિન પ્રકાશ ચમકતો મેં જોયો.

'તે દિવસથી હું દારૂને અડક્યો સુધ્ધાં નથી કારણ કે, 'કાપડનો ભાવ નીચો આવશે એટલે લેવાશે,' એવા તેના આગ્રહને મારે વશ થવું પડ્યું. મેં થોડા પૈસા પણ બચાવવા માંડ્યા કારણ કે શાહુકારનું દેવું મારે ચૂકવી દેવું છે અને મારી ગીરવે રાખેલી જમીનને છોડાવવી છે.

હું પાછો જુવાન થતો જતો હોઉં એવું મને લાગે છે. શક્તિ પણ વધી છે. પહેલાનાં જેવા જંગાલીયત જીવન તરફ પાછું ફરીને જોવાની ઇચ્છા પણ હવે તો નથી થતી. સાચું કહું તો હું એને ભૂલવા માંડ્યો છું.

હું હજીએ નાશિકમાં હમાલ છું. નાશિકના હમાલો સુખી છે કે કેમ તેની તો મને ખબર નથી પરંતુ હું તો ખરેખર સુખી છું.

(નાશિક જીલ્લાના પ્રોહિબીશન અમલદારની નોંધ)

મારા આ પડોશી તરફ હું ધ્યાન રાખું છું. જો કોઈને પણ દારૂની લતથી વધારે નુકશાન થયું હોય તો, તેની સ્ત્રીને થયું છે. હું તેને કોઈ કોઈવાર પૂછું છું કે એનો ધણી વચન પાળે છે કે નહિ. તે હંમેશા હસતી હસતી જવાબ આપે છેઃ 'હજી સુધી તો તેમણે વચન તોડ્યું નથી અને ભવિષ્યમાં તેમ કરે તેવું લાગતુંયે નથી.' મેં જોયું તો તેમનું આખું કુટુંબ શારીરિક તેમજ આર્થિક રીતે જોતાં, પહેલાં કરતાં વધુ સુખી લાગ્યું. હું એને એકાદ બેવાર મળ્યો. પહેલાંના નિરાશાના ભૂતને જાણે કે હંમેશને માટે તેણે રામ રામ કર્યા હોય તેમ તેનું મોઢું અભિમાનથી ઝળકી ઊઠ્યું. ગૌરવપૂર્ણ વદને તેણે મને કહ્યું કે હવે તો તે દારૂબંધીનો એક ઉપદેશક બન્યો છે અને તેનો દાવો છે કે તેનાં બે સગાંને તેણે દારૂની બૂરી લતમાંથી ઉગારી પણ લીધા છે.



# મધ્યમસર ! મધ્યમસર !

લેખક: શ્રી. રામનારાયણ પાઠક

મને આ ટુચકો શ્રી. નરહરિભાઈએ કહેલો અને તે પૂજ્ય મહાત્માજી પાસેથી સાંભળેલો એમ કહીને કહેલો. તેમ પણ યાદ છે કે મહાત્માજીએ કોઈ પુરોહિત પાસેથી તે સાંભળેલો.

એક પૈસાદાર જમીનદાર હતો. તેને ઘણીએ કુટેવો હતી પણ 'મધ્યમસર' કંઈપણ કરવામાં દોષ નથી એમ કહી તે હમેશા પોતાનો બચાવ કરતો. જુગટું ભલે ખરાબ હોય પણ મધ્યમસર જુગટું રમવામાં કંઈ ખોટું નથી. દારૂ ખરાબ છે પણ મધ્યમસર દારૂ સેવવામાં કંઈ ખોટું નથી. એમ દરેક ખરાબ બાબત ચાલુ રાખતો.

એક વખત તેણે પોતાના નોકરને કહ્યું કે ખેતરમાં છીંડાં પડ્યાં છે, અને ઢોર વગેરેથી પાકને નુકસાન થાય છે માટે વાડ કરી નાંખ. નોકરે કોઈ છીંડાં અર્ધાં કર્યાં, કોઈ બિલકુલ ન કર્યાં, એમ ને એમ રહેવા દીધાં. ક્યાંક વાડ કરી ક્યાંક ન કરી. માલિક સમારકામ જોવા આવ્યો ને નોકરને કહ્યું કે આ છીંડાં કેમ રહેવા દીધા છે ?

નોકરે કહ્યું: છીંડાંનું મધ્યમસર સમારકામ કરેલું છે. મધ્યમસરની વાડ કરેલી છે.

ઘણા દલીલ કરે છે કે દારૂ મધ્યમસર પીવાથી નુકસાન નથી કરતો, તો પૂરેપૂરી દારૂબંધી કરવાની શી જરૂર છે? પણ એમ મધ્યમસર પીવાનો દાવો, કરનારા પણ હદબહાર જાય છે, અને તેવું ટકે તો દારૂ પીને બેભાન થતાં સુધી કદી માફકસર પીવાનો વિચાર પણ કરી શકતા નથી. અને કાયદો ઘડનાં મધ્યમસર પીનારાને શોધીને શી રીતે તેમને માટે જુદો કાયદો ઘડવો? અને એ છીંડામાંથી દારૂના ગરેડીઓને પેસતા શી રીતે અટકાવવા? દુનિયામાં ચોર થોડા છે, સારા માણસો ઘણા છે, પણ એટલા માટે આપણે ઘરને તાળું મારતાં અટકતા નથી. તેમ સારા માણસો ઉઘાડીને પેસી શકે, અને ચોરો અટકી જાય એવાં તાળાં વાસવાની વાત કરતા નથી.

અને આ બદીમાંથી ઉગરવાનો એક જ સાચો ઉપાય છે કે આખી પ્રજાને દારૂથી મુક્ત વાતાવરણમાં ઉછેરવી જોઈએ. એ સંપૂર્ણ દારૂબંધી સિવાય કેમ બને? ગુજરાતના ઊંચા વર્ગોએ આજસુધી એવી દારૂબંધીમાંજ કુટુંબો ચલાવ્યાં હતાં. આજથી પચાસ વરસ પહેલાં ગુજરાતના શિષ્ટ ગણાતા લગભગ બધા વર્ગોએ દારૂ નજરે પણ નહોતો દીઠો, એવો સામાન્ય વ્યવહાર હતો. ઊંચા વર્ગોમાં દારૂ સરકારી રાજ્ય સાથે આવ્યો. નહિતર દારૂ છોડો એમ પણ એ વર્ગોને કહેવું પડે એમ ન હોતું. અને આજ સુધી એ સ્થિતિ હતી તો તેને પાછી લાવવામાં શા માટે મુશ્કેલી લાગવી જોઈએ? અને અત્યારે આપણે નીચ ઊંચનો ભેદ માનતા નથી, તો પ્રજાના કોઈપણ વર્ગને દારૂ છોડવામાં શા માટે મુશ્કેલી પડવી જોઈએ? શા માટે તેમાં હક જતો રહેતો હોય એમ લાગવું જોઈએ!

---

## દારૂબંધી વિષે સૂત્રો.

દારૂ પીનાર કરતાં બિલકુલ દારૂ ન પીનાર સ્ત્રી યા પુરુષ આખા જીવનમાં ચઢિયાતો દરજ્જો ભોગવે છે.

તમે જાણો છો કે દર ચાર ગાંડા માણસોમાં એકનું ગાંડપણ દારૂને આભારી છે?

દારૂના પીઠાં કર ભરનારા તથા દાન કરનારાઓ ભરે છે/ શામાંનું તમે કેટલું ભરો છો!

દુઃખી કુટુંબોનું મોટામાં મોટું કારણ દારૂ છે.

જીવન અને મૃત્યુ વચ્ચે જે ગજગ્રાહ ચાલે છે તેમાં દારૂ માણસને કબર તરફ ખેંચી જાય છે.

દારૂ પીવાથી અકસ્માતમાં સપડાવાનો સંભવ વિશેષ હોય છે.

તાજેતરમાં વ્યભિચાર કરવાથી યા હંમેશની ટેવ મુજબ દારૂ પીવાથી જે માણસના જ્ઞાનતંતુઓ અસ્થિર બની ગયા હોય તે માણસને જોખમી યંત્રો ચલાવવા યા જોખમી કામો કરવા દેવાં ન જોઈએ, કારણકે તે એકલા પોતાનેજ નહિ પણ બીજાના જીવનને પણ ભયમાં મૂકે છે.

રસ્તાઓ ઉપર કામ કરનારા મજૂરો એવા હોવા જોઈએ કે જેઓ કદિ દારૂ પીતા ન હોય.

બિલકુલ દારૂ ન પીનાર માણસો હંમેશાં વધુ સહિ-સલામત હોય છે.

રોગીના ઝેરનો ભય દારૂથી વધે છે; દારૂને લીધે ઘણા દર્દીઓ સારવારમાં બેદરકાર બને છે, અને તેથી પરિણામ સારું આવતું નથી.

# એક હરીફાઈ

(શ્રીમતી એફ. એલ. માર્લરના એક ચાર-અંકી અંગ્રેજી નાટકને આધારે.)

[ અનુવાદક: શ્રીયુત કનૈયાલાલ મહેતા ]

પાત્રો.

મણિભાઈ : ગામનો મુખી.
ખંડુભાઈ : મુખીનો જમાઈ.
ગંગા : મુખીની પત્ની.
તારા : મુખીની પુત્રી.
એક નોકર
મોહન, ઠાકોર, છગન, મગન — ચાર સલાટો.

પ્રતાપ : મોટર ડ્રાઇવર.
ડાહી : એક ગરીબ વિધવા.
ધની : ડાહીની પુત્રી.
જીવી : ડાહીની બ્હેન.
બીજા ગામડિયાઓ.

## અંક પહેલો—પ્રવેશ પહેલો.

(મણિભાઈ પોતાના ઘરમાં તેમના જમાઈ ખંડુભાઈ સાથે વાતો કરતા બેઠા છે.)

**મણિભાઈ :** ખંડુભાઇ ! તમે બે વર્ષ અગાઉ આવ્યા ત્યારે કહેતા હતા કે તમારા જીલ્લામાં દારૂબંધીનો પ્રચાર ખુબ થઈ રહ્યો છે તે હજી ચાલુ છે કે ?

**ખંડુભાઈ :** તમે ભૂલો છો, સાહેબ ! અમારા જીલ્લામાં સરકારે દારૂ-તાડીની બધી દુકાનો બંધ કરી દીધી છે. હવે વધુ પ્રચારની શી જરૂર છે ?

**મણિભાઈ :** તમારું કહેવું બરાબર નથી. જ્યાંસુધી લોકો ફરજિયાત નહિ, પરંતુ દારૂ-તાડીના માઠાં પરિણામો સમજીને પોતાની મેળે પીવાનું છોડી દે નહિ, ત્યાંસુધી આપણે તે બદીમાંથી ઉગરી ગયા છીએ એવું કહી શકાય નહિ. કોઇપણ સમયે દારૂ રૂપી રાક્ષસ પાછો દેખા દે પણ ખરો.

**ખંડુભાઈ :** હા, પણ લોકોને પૂરેપૂરા સમજાવવા કેવી રીતે ? આપણે તેમને વારંવાર કહીએ, પરંતુ તેઓ સાંભળે જ નહિ તો શું કરવું ? આપણે તેમને કહીએ કે લોકોમાં દારૂથી ગરીબાઇ આવે છે, રોગો થાય છે અને અકાળે મરણ આવે છે, ત્યારે કેટલાક વિરોધ કરે છે અને કહે છે કે તે તદન ખોટી વાત છે, અમે હદમાં રહીને પીએ છીએ એટલે અમને તો કંઇ નુકસાન થતું નથી.

**મણિભાઈ :** ભલે તેઓ તેમ કહે. હદમાં રહીને પીનાર બહારથી તંદુરસ્ત માલમ પડે છે, પરંતુ તેને પણ થોડુંઘણું નુકસાન પહોંચે છે. કેવું નુકસાન થાય છે તે તમે નથી જાણતા ?

**ખંડુભાઇ :** ના. હું નથી જાણતો. મને મહેરબાની કરીને કહો. જો આપણે તેમને તે બરાબર સમજાવી શકીએ તો તેઓ તે જરૂર ધ્યાનથી સાંભળે.

**મણિભાઈ :** કહેવા કરતાં બતાવવું સારું છે. મારે મોટું ઘર બંધાવવું છે એટલે મેં સલાટોને રોક્યા છે હું હમણાં તેમનો રોજ ચૂકવવા જાઉં છું: જો તેઓ કબૂલ થશે તો હું એક હરીફાઈ ગોઠવવા માગું છું અને મારે જે કહેવું છે તે બતાવી આપવા ચાહું છું. તમે મારી સાથે આવશો ?

**ખંડુભાઇ :** જરૂર આવીશ. હું તૈયાર છું.

## પ્રવેશ બીજો.

(ચાર સલાટો તેમણે તૈયાર કરેલા પથ્થરોની બાજુમાં ઊભેલા છે. મણિભાઈ તથા ખંડુભાઇ દાખલ થાય છે.)

**મણિભાઇ :** (પથ્થરો ગણીને) ઠીક છે. આજે તો તમે બધાએ એકસરખું કામ કર્યું છે. આ લો તમારો રોજ (દરેકને એક એક રૂપિયો આપે છે).

**મોહન :** સાહેબ ! અમે આવતી કાલે પણ આવીએ ?

**મણિભાઈ :** હા, તમારે બધાને કાલે આવવાનું છે. જો તમે કબૂલ થાઓ તો કાલે હું એક હરીફાઈ ગોઠવવા માંગું છું. હું જોવા માંગું છું કે કોણ વધારે કામ કરે છે, તાડી પીને કામ કરનારા કે નહિ પીનારા ?

**મોહન :** હરીફાઇની શી જરૂર છે સાહેબ ! એ તો સૌ કોઈ જાણે છે કે તાડી પીનારામાં વધુ બળ અને ઝડપ હોય છે.

**મણિભાઈ :** એવું કહેવાનો રિવાજ પડી ગયો છે. પરંતુ તે વાત સાચી છે કે નહિ તે સાબિત કરી બતાવવું જોઇએ. હું જાણું છું કે તમે દારૂડિયા નથી, પરંતુ તમે કોઈ કોઈ વાર તો પીતા હશો ?

**મોહન :** સાહેબ, કોઈ કોઈ વાર મળે તો પીએ છીએ, પરંતુ અમે તો ઘણા ગરીબ છીએ. અમને તો કવચિત જ પીવાની તક મળે છે. સાહેબ ! તમે તાડી પાશો ?

**મણિભાઈ :** હા. આવતી કાલે તથા પરમ દિવસે તને તથા ઠાકોરને પાઇશ, પરંતુ છગન તથા મગનને પાઇશ નહિ. પછીના બે દિવસે છગન તથા મગનને પાઇશ, ત્યારે તમને બેને નહિ પાઉં. તમે કબૂલ છો ?

**ચારે જણા :** (આનંદમાં આવી જઇને) હા, સાહેબ ! અમે કબૂલ છીએ.

**મણિભાઈ :** પરંતુ એક શરત છે. દરેકને તેના કામના પ્રમાણમાં રોજ મળશે.

**ચારે જણા :** ભલે સાહેબ ! હવે અમે જઇએ ?

**મણિભાઈ :** હા, તમે જાઓ.

---

## અંક બીજો—પ્રવેશ પહેલો.

(સલાટો પોતાના પથ્થરોની બાજુમાં ઊભા છે. મણિભાઈ, ખંડુભાઈ તથા એક નોકર બે લોટા લઇને દાખલ થાય છે.)

**મણિભાઈ :** મેં જે હરીફાઇ ગોઠવી છે તે તમને બધાને કબૂલ છે ને ?

**મોહન :** હા, સાહેબ ! અમે ખુશી છીએ. અમને તાડી પણ મળશે અને વધુ રોજ પણ મળશે.

**મણિભાઈ :** મોહન તથા ઠાકોર, તમે બન્ને એકએક લોટો તાડી પીઓ અને તમે ચારે જણા કામ શરૂ કરો. હું એક કલાક પછી પાછો આવીશ.

(નોકર મોહન તથા ઠાકોરને એકએક લોટો તાડી આપે છે; અને મણિભાઈ, ખંડુભાઇ તથા નોકર બહાર જાય છે.)

## પ્રવેશ બીજો

(ચારે સલાટો કામ કરતા દેખાય છે. મણિભાઈ, ખંડુભાઈ તથા નોકર દાખલ થાય છે.)

**મોહન :** (આવેશમાં આવી જઇને) સાહેબ ! અમે જીતવાના છીએ. અમારૂં કામ જુઓ.

**મણિભાઈ :** (પથ્થરો તપાસીને) ઠીક છે, પણ હું સાંજે તમારૂં કામ બરાબર જોઇશ. (નોકરને) તું, મોહન તથા ઠાકોરને બાર વાગે તથા ફરીથી ચાર વાગે એક એક લોટો તાડી આપજે.

ખંડુભાઇ : પણ જુઓ ! જેમણે તાડી પીધી છે તેમણે વધુ કામ કર્યું છે. હવે વધુ સાબિતીની શી જરૂર છે?

મણિભાઇ : જરા થોભી જાઓ. એ ખરી વાત છે કે અત્યાર સુધીમાં તેમણે થોડું વધારે કામ કર્યું છે. પરંતુ તે સારું કામ નથી. ગમે તેમ હોય, પણ આપણે ઘરે જઇએ અને સાંજે આવીને બરાબર જોઇશું.

## પ્રવેશ ત્રીજો

(સલાટો કામ કરી રહ્યા છે. મણિભાઈ તથા ખંડુભાઈ દાખલ થાય છે.)

મણિભાઇ : બસ. તમે બધા કામ બંધ કરો. (જેમણે તાડી પીધી નથી તેમનું પહેલાં તથા જેમણે તાડી પીધી છે તેમનું પછી કામ બરાબર તપાસીને) આ શું મોહન? તેં તથા ઠાકોરે છગન તથા મગન કરતાં ઓછું કામ કર્યું છે, અને તમે ગઇ કાલે કર્યું હતું તેના કરતાં પણ ઓછું છે.

મોહન : ના, ના, સાહેબ ! મેં વધારે કર્યું છે.

મણિભાઈ : તારી જાતે પથ્થરો ગણી જો અને પછી કહે.

મોહન : (ગણે છે અને અચંબો પામે છે.) આ શું ! કંઇ સમજ પડતી નથી.

મણિભાઈ : આવતી કાલે ફરીથી જોઇશું. તમારો રોજ લઇ જાઓ.

(મોહન તથા ઠાકોરને ૧૪ આના આપે છે, અને છગન તથા મગનને એક એક રૂપિયો આપે છે.)

---

## અંક ત્રીજો

(બીજા દિવસની સાંજે સલાટો કામ કરી રહ્યા છે. મોહનની એક આંગળી પર પાટો બાંધેલો છે.

મણિભાઇ તથા ખંડુભાઇ દાખલ થાય છે.)

મણિભાઈ : વખત થઇ ગયો. કામ બંધ કરો તમે બધા. (મોહન તરફ જોઇને) તારા હાથને શું થયું છે?

મોહન : છીણી છટકી ગઇ તેથી હાથને વાગ્યું છે.

મણિભાઈ : તે કેવી રીતે બન્યું? હું ધારતો હતો કે તું તો હોશિયાર કારીગર છે.

મોહન : તમારી વાત સાચી છે. મને અગાઉ કદિ આવી રીતે ઇજા થઇ નહોતી.

મણિભાઈ : પણ આતો તાડીનો પ્રભાવ છે ખરું ને ! (ચારે જણનું કામ તપાસીને) આજે પણ જેમણે તાડી નથી પીધી તેમણે વધારે કામ કર્યું છે.

મોહન : મને જો ઇજા ન થઈ હોત તો હું સૌથી વધારે કામ કરત.

ખંડુભાઈ : ગઇ કાલે તને ઇજા થઇ નહોતી, છતાં તેં વધારે કામ કર્યું ન હતું.

(મોહન શરમાઇ જાય છે. બીજા હસે છે.)

મણિભાઇ : કંઇ વાંધો નહિ. આવતી કાલે તથા પરમ દિવસે હું તમને તાડી નહિ પાઉં. માત્ર છગન તથા મગનને તાડી પાઉં. પછી આપણે જોઇશું કે કોણ વધારે કામ કરે છે.

(બધાને રોજ ચૂકવે છે અને જવા દે છે.)

## અંક ચોથો—પ્રવેશ પહેલો.

(મણિભાઇ, ખંડુભાઇ, ગંગા તથા તારા ઘરમાં બેઠા છે. તેમની સામે ચારે સવારો ઉભા છે.)

**મણિભાઈ :** આપણી હરીફાઇ પૂરી થઇ છે. કોણ જીત્યું ? તમારે જ તે કહેવું જોઇએ.

**છગન તથા મગન :** અમે બે વખત જીત્યા.

**મોહન તથા ઠાકોર :** અમે પણ બે વખત જીત્યા.

**મણિભાઇ :** તે ખરોબર છે. પણ કયે દિવસે તમે જીત્યા.

**છગન :** જે દિવસે અમે તાડી નહોતી પીધી તે દિવસે અમે જીત્યા હતા..

(રસ્તા પર ઝઘડો ચાલતો હોય તેવો શોરબકોર સંભળાય છે.)

**મણિભાઇ :** (નોકરને) આ શી ધમાલ છે? જા જરા જો તો ખરો.

**નોકર :** (બહાર જઇ જોઈ પાછો આવીને) કેટલાક માણસો તમારી પાસે ન્યાય મેળવવા આવે છે.

**મણિભાઈ :** ભલે. તેમને આવવા દો.

(ડાહી, જીવી, ધની, પ્રતાપ તથા બીજા ગામડિયાઓ દાખલ થાય છે.)

**ડાહી :** (મણિભાઇને નમન કરીને) અરે સાહેબ! આ માણસે મારા બકરાને મારી નાંખ્યો છે. તે પાસે મને બદલો અપાવો.

**પ્રતાપ :** (આવેશમાં) તે મોટર ગાડી નીચે આવી ગયો તેમાં મારો શું દોષ છે?

**મણિભાઇ :** શાંત રહે. બકરાની દેખરેખ કોણ રાખતું હતું!

**ધની :** સાહેબ! હું રાખતી હતી. બકરાઓ ચરતા હતા, તે વખતે મોટરગાડી એકદમ આવી. મેં બકરાંઓને એક બાજુ કરવા પ્રયત્ન કર્યો પરંતુ મોટરગાડી એકદમ આવી અને હું જ માંડ માંડ બચી.

**મણિભાઈ :** (પ્રતાપને) તેં આજે તાડી પીધી છે?

**પ્રતાપ :** (ગુસ્સે થઇને) તમે શું કહેવા માગો છો? તમે ધારો છો કે હું દારૂડિયો છું?

**નોકર :** ચૂપ કર! તું ભૂલી જાય છે કે તું મુખી જોડે વાત કરી રહ્યો છે.

**મણિભાઈ :** તું દારૂડિયો નહિ હોય. પણ તું મારા સવાલનો જવાબ આપ. તેં આજે થોડીપણ પણ તાડી પીધી છે?

**પ્રતાપ :** હા, મેં આજે બે લોટા તાડી પીધી હતી, પણ તેથી શું?

**મણિભાઈ :** બીજા કોઇએ આ અકસ્માત જોયો છે?

**જીવી :** હા, સાહેબ! મેં જોયો છે. મોટરગાડી ઘણી ઝડપથી આવી હતી. મને તો થયું કે ધની પણ મોટરગાડી નીચે કચરાઈ ગઇ હોવી જોઇએ.

**પ્રતાપ :** આ તદ્દન જુઠું છે. હું તો સાધારણ ઝડપથી જતો હતો. મેં બકરાં જોયાં કે તરત બ્રેક

**મણિભાઇ :** તેમ હશે. હવે પ્રતાપ! મારી વાત સાંભળ. તેં તાડી પીધી હતી તેથી તને ગાડીની ઝડપ વધારે હતી કે ઓછી તે જણાયું નહિ, અને તારી આંખમાં પણ નશો હતો એટલે તે બકરાંઓ કેટલાં દૂર હતાં તે પણ તું જોઈ શક્યો નહિ. તારા જ્ઞાનતંતુઓ નબળા પડી ગયા હતા એટલે એક દાબવામાં તને વિલંબ થયો. તેં બે લોટા તાડી પીધી તેથી બકરો ચગદાઇ ગયો. કદાચ આ છોકરી પણ ચગદાઇ જાત, તો પછી તારું શું થાત?

**ડાહી :** (ગંગાને પગે પડીને) બ્હેન! મને તે માણસ પાસે બદલો અપાવો.

**ગંગા :** તું ગભરાઇશ નહિ. ઊઠ. (પોતાના પતિને) હું જાણું છું કે ડાહી ઘણી લાયક બાઇ છે જો કે ગરીબ છે. તમે તેને મદદ કરો.

**મણિભાઇ :** હા, જરૂર હું તેને ન્યાય આપીશ. (પ્રતાપને) આ ડોસીને તારે પાંચ રૂપિયા આપવા જોઇએ. (પ્રતાપ આપે છે). હવે તમે બધા જરા થોભો. ખંડુભાઈ! તાડી પીવાથી શું નુકસાન થાય છે તે તમે બધાને કહી સંભળાવો.

**ખંડુભાઇ :** સલાટોએ જે કામ કર્યું તે ઉપરથી આપણે જોઈ શક્યા છીએ કે તાડી પીધા પછી એક કલાકમાં પીનારને નવું જોમ આવે છે અને વધુ કામ કરે છે, પરંતુ તે કાળજી વિનાનો બને છે અને તેથી તેનું કામ સારું થતું નથી. વળી તેનાથી કસૂર થાય છે અને તેથી તેને પોતાને ઇજા પણ થાય છે. લાંબો વખત તેવી રીતે કામ કરવાથી તેનું બળ ધીમે ધીમે ઘટતું જાય છે, અને આખરે તે તાડી ન પીનાર માણસ કરતાં ઓછું કામ કરે છે.

**મણિભાઇ :** (સલાટોને) તમે કબૂલ થાઓ છો કે આ વાત બરાબર છે?

**ચારે જણા :** હા, સાહેબ! આ વાત બરાબર છે.

**ખંડુભાઇ :** વળી જો કે એક માણસ બે લોટા તાડી પીએ છે તો પણ તેની નજર, તેની શક્તિ, તેની ન્યાયબુદ્ધિ, તેનાં હલનચલન મંદ પડે છે, અને આખરે પરિણામ ભયજનક આવે છે.

**મણિભાઇ :** (પ્રતાપને) તમને આ વાત કબૂલ છે?

**પ્રતાપ :** (શરમાઇને) હા, મને કબૂલ છે.

**ખંડુભાઇ :** જો આ વાત સાચી હોય તો આપણે સૌએ એક કામ કરવું જોઇએ. તમારે બધાએ પ્રતિજ્ઞા લેવી જોઇએ. (તારાને) તું જા અને પ્રતિજ્ઞાપત્રો લઇ આવ. (તારા પ્રતિજ્ઞાપત્રો લઈ આવે છે.)

**મણિભાઇ :** (પ્રતિજ્ઞાપત્રક લઇને વાંચે છે) "હું પ્રતિજ્ઞા કરું છું કે આજથી દારૂ-તાડી વગેરે કોઇપણ મદ્યાર્કવાળા પદાર્થને અડીશ નહિ." (બીજાઓ તરફ જોઇને) તમે સહી કરશો?

(સલાટો તથા પ્રતાપ સહી કરે છે.)

**તારા :** બાપુજી! તમે મને નાનપણમાં જે શીખવ્યું હતું તે આજે યાદ આવે છે. હું તે સૂત્રો બોલી જાઉં?

**મણિભાઈ :** હા, બોલ. આપણે બધા સાંભળીએ.

(તારા દારૂબંધીના સૂત્રો બોલે છે.)

**બધા :** આપણને આજે સારું જ્ઞાન મળ્યું. પ્રભુનો ઉપકાર.



# દારૂના નામને બાળો રે

લેખક: સદ્‌ગત 'પ્ર'

દારૂ તેં દાટ શો વાળ્યો રે
મને તેં જીવતાં બાળ્યો રે.

દારૂ તારી ન'તી સોબત ત્યારે નખમાંય ન'તો તાવ,
પછી તો તારો ચેપ લાગ્યો રે રોમે રોમે ઝરે ઘાવ:
પરૂને પાતની પીડ રે
ફરેરો ફરેરો કીડ રે—૧

તારી માયાના મોહમાં મારા ભોંયે ન ઠરતા પાય,
ધોળે દહાડે હું તો દેખતો તારા, ઊડતી આભે કામ:
આજે પછડાઈ એ કાયા રે
ઊડી ગઈ જૂઠડી માયા રે—૨

હું માતેલા સાંઢના જેવો ચોમાસે ચરતો ચાર,
કીધો મને તેં દુબળો કેવો બકરી રે લાચાર:
મને તેં રાંકડો કીધો રે
બિચારો બાપડો કીધો રે—૩

ગામડે રહેતો ખાતો પીતો ખેડતો ઘરની ખેડ,
તારો ભમાવ્યો શહેરમાં જાતો ધાતો શહેરની કેડ:
મને ભુલથાપ તેં દીધી રે
બધે મેં ઠોકરો ખાધી રે—૪

ઘરમાં ઘુમતી ઘરવાળીને બારણે બોલતાં બાળ,
એમના રોટલા ઝુંટવી તું ઘેરવ્યો, ઓ વિકરાળ!
એને તેં ભરખી ખાધાં રે,
લોહી તેં હરખી પીધાં રે—૫

ભાવ કરીને આવતો તારે દેવળ દારૂ દેવ!
ગજવાં ખાલી કરતો ત્યારે પામતો તારો મેવ;
છતાં તને ઓળખ્યો મેં નાહિ
પામ્યો હું ફળ આ તેનાં રે—૬

પેટને માટે વેઠ કરી ના કીધી એ તારે કાજ,
લાતડી ખાતાં હામ કરી ના, ચોરી કરી તજી લાજ:
પીલ્યો તેં અવળી ઘાણી રે
પામ્યો હું ફળ આ તેનાં રે—૭

આજ ચૂસાયા ગોટલા જેવો એકલો બેસી રોઉં,
મરવા ટાણે પતિયા જેવો પાપના ડાઘા ધોઉં:
દારૂના નામને બાળો રે
બાળો રે દાનવ કાળો રે—૮



# ઠોકર

લેખક :
શ્રીયુત સીતારામ જે. શર્મા

રવિવારની સાંઝ, વડોદરાથી અમે થોડાક મિત્રો અમદાવાદ આવવા નીકળેલા, તમામ સ્ટેશને ગાડી ઊભી રહે એટલે ગરદી અને ચઢઉતરનો તો પાર નહિ, પણ અમે બધા અમારા તાનમાં એવા મસ્ગૂલ કે આસપાસ શું થઇ રહ્યું છે એનું કોઇને ભાન જ નહિ !

પણ એકાએક અમારી ઘ્રાણેન્દ્રિય પર ગૂંગળાવી નાખે એવી બદબૂનું આક્રમણ થયું અને અમારાં ચિત્ત હવામાંથી ડબ્બાના પાટિયાં પરનાં શરીરોમાં સ્થિર થયાં. આમતેમ જોયું તો ગાડી મહેમદાવાદ અને અમદાવાદ વચ્ચેના કોઇક સ્ટેશનની પાસે ઊભી હતી. એ સ્ટેશન દારૂડિયાઓનું રવિવારિયા યાત્રાનું સ્થાન હતું. એવા યાત્રિકોનો દરોડો અમારા ડબ્બામાં જોયો એટલે પેલી દુર્ગંધ દારૂની છે એની અમને પ્રતીતિ થઇ.

મદ્યપીઓનાં ગળાંમાંથી માથું ફાડી નાખે તેવી ગંધ આવતી હતી, એમાંના કેટલાક શરીર અને અક્કલ પરનો કાબૂ ગુમાવી બેઠા હતા, એમની નશાથી લાલચોળ આંખો અને લથડતાં શરીર તથા બેકાબૂ જબાન જોઇ કોઇએ અંદર અંદર કહ્યું:

"આમાં આમને શું મજા આવતી હશે ?"

"મજા શાની ? માંદલા મનને મનાવવાનાં એ તો ફાંફાં ! ગાંઠના પૈસા ગુમાવવા અને ઉપરથી આવી દુર્દશા વહોરવી !"

"અરે ભાઇ, એ તો જેણે ચાખ્યો હોય તે જ સમજે !"

"એ બિચારા દુઃખ ભૂલવા આનો આશરો લે છે......"

આમ શબ્દોની ફેંકાફેંકી શરૂ થઇ.

એવામાં એક દારૂડિયાને ઊલટી થઇ અને આજુબાજુના બે ચાર માણસો પર તેના છાંટા પડ્યા.

દુર્ગંધ અને ગંદવાડ ! ડબ્બામાં બેસવા જેવું નહોતું, છતાં બેસી રહ્યા વિના છૂટકો ન હોતો. ગાડી આરૂતરની ભૂમિની છાતીપર દોડતી હતી: ખટ્ ખટ્ ખટાક ; ખટ્ ખટ્ ખટાક ; ખટ્ ખટ્ ખટાક. અવાજ વધુ અટક્યો ચાલુ જ હતો.

"અ...રે, ભ...ભા...ઇ, જ...જ...જરા આને આઘો પ...પ...પકડા દયો......!"

જરા મન પર કાબૂવાળા મદ્યપીએ બીજા ઉતારૂઓને અરજ કરી.

ઉપર ચઢીને સૂઈ ગયેલા એક દારૂડિયાને એજ વખતે ગાવાનું તાન ચઢ્યું, એણે શરૂ કર્યું:

"નદી કિનારે બંગલા......"

"અબે......યે, તેરે કો ક...ક...કયા, બંગલા ચાહીયે? ...તું ઐસા ગદ્ધાકી સુઆરીક બ....બ....બૂં...ક...ના બંધ કર, મંએ, હાં...હાં મયેં તેરેકું એક અચ્છા બંગલા દે દુંગા..."

"અબે, બ...ચ...ક, બડા તિ...તિ...તિસ...મા...ર... ખાં, કહાંકા..."

"મયેં, મ...મ....મયેં યે મુલક કા બ...બ...બડા બા...બા...દશાહ..."

ઉપરવાળા આમ બંગલો ને બાદશાહત વહેંચતા હતા, તે સાંભળી વચ્ચે પડેલો બરાડો પાડીને બોલી ઊઠ્યો:

"તું અ...અથા બંધ ક...ક...કરશીલ તુઝા ત...ત... તાં...ડ; મોઠા પાદશાહ, બ...બગીતલ્યા મી; આમચ્યા શ...શ...શિવાજી મ...મ...હારાજાને, તુમચી પ...પ...પા ...દ...શાહી..."

ઓ...ઓ...ઓ...બોલનારને ઉલટી થઇ.

ડબ્બો એકજ પણ અમારાથી બે ખાનાં છોડીને આ ધમસાણ મચ્યું હતું. મારું મન તે વખતે ત્યાં નહોતું, ભૂતકાળમાં ભુસકો મારી બાલ્યાવસ્થામાં જોયેલું એક દશ્ય એ મન પોતાની આંખોથી જોવામાં રોકાઈ ગયું હતું.

અમારા ગામની સુધરાઈના દવાખાનાનો પટાવાળો પૂંજોજી આમ તો બધી વાતે મજાનો. અમે આંખોમાં દવાનાં ટીપાં પડાવવા કે ક્રિકેટ રમતાં વાગ્યું હોય ત્યાં આયોડીન ચોપડાવવા જઇએ ત્યારે અમારી સાથે હસીહસીને, 'પાટી દઉં હો ભાઈ, ચોપડી દઉં હો ભાઇ, આ જરાક બેસો તો, હું આને પટી આપી લઉં...' કહીને મીઠાશથી વાતો કરે, પણ એને દારૂ પીવાની ભૂરી લત.

એક દિવસ સાંજે દારૂ ઢીંચીને એ આવતો હતો, પગ એના જમીન પર ટકે જ નહિ, ગુરુત્વાકર્ષણના નિયમમાંથી પ્રકૃતિએ એને તે વખતે બાદ કર્યો હોય, તેમ આમ લથડિયું ખાય ને સહેજ સીધો થવા જતાં બીજું લથડિયું ખાય.

પછી તો એ પડી ગયો, પડતાં પડતાં જે ભૂંડા અપશબ્દો બડબડતો હતો, કોઇની જૂની અદાવતો યાદ કરી તેની સામે હવામાં હાથ ઉગામવાનાં હવાતિયાં મારતો હતો, તે બધું થંભી ગયું. એ પડ્યો ત્યાર પહેલાં એણે પહેરણ ચીરી નાખ્યું હતું અને પછી તો ધોતિયું છૂટી ગયું. માતાને પેટ પડ્યો ત્યારે હતો તેવો દિગંબર એ ધૂળમાં પડ્યો હતો, મોંમાંથી ઉલટી વહેતી હતી.

કેવા એ પટાવાળા પૂંજાજીના ભૂંડા હાલ? જે જોતું તું એના એ હાલ તરફ ઘૃણા દર્શાવીને ચાલ્યું જતું. કર્ણોપકર્ણ વાત મળી હશે તેથી મોડેથી ઠાકરડાવાસમાંથી એની વહુ, આવી, તેને જેમતેમ કરીને ઘેર ખેંચી ગઈ. કેવી હાલતે? અંગ પર વસ્ત્રનું ઠેકાણું નહિ, શરીર ગંદુ, મોંમાં મેલ ને ધૂળ, પગ પર ઊભા રહી શકાય નહિ; એની વહુ બિચારી રોતી જાય, કકળતી જાય અને એની દારૂની લતને ગાળો ભાંડતી જાય.

એ દશ્યને ગાડીમાં બની રહેલી ઘટના જોડે ગોઠવતો હું વિચારી રહ્યો હતો: "ખરેખર, આ લોકો સંસારનાં દુઃખ અને શરીરનો શ્રમ ઘડીભર ભૂલવા કાજે આ વ્યસન કરતાં હશે કે શોખના માર્યા ધન ખોઇ આમ બેહાલ બની પાયમાલી નોંતરતા હશે? આમાં શી મજા પડતી હશે એમને?"

"કેમ ઊંઘવા માંડ્યું કે શું?" મારા એક સાથીએ મારો હાથ હલાવતાં પૂછ્યું.

"ધ્યાન ધરતા હશે?"

"ના ના, કાંઇક વિચારમાં ડૂબી ગયા લાગે છે..."

સાથીદારોની એ ચર્ચાથી મેં પોપચાં ઉંચકયાં.

"આવામાં ભલી ઊંઘ આવી?" એક ભાઇએ પૂછ્યું.

મેં કહ્યું: "ઊંઘ તો શું આવે? પણ આમને જોઇને નાનપણમાં જોયેલું દારૂબાજની દુર્દશાનું ચિત્ર ફરીથી જોતો હતો."

"આપણી સામેનું જ ચિત્ર કયાં ઓછું કરુણ છે?"

"આવી તે નશાબાજી હોતી હશે? માનવી માનવતા ભૂલે, પોતાની જાતને લગતાં સાન ભાન ભૂલે, પછી એમના કુટુંબના તો કેવા હાલ થતા હશે?" એક ભાઇએ ફિલસુફી વહેવડાવી.

"કોઇપણ નશાબાજને ઘેર જઇને જુઓ તો એની પત્ની ઊંડે ઓરડે પેસીને રડતી હશે, એનાં છોકરાં બેહાલ હશે, ઘરમાં પેટ પુરતું ખાવાનુંય નહિ હોય."

"મુંબઈમાં દરરોજ સાંજે અમારા છાપખાનાના બારણાની બરાબર સામે આવીને ઊભી રહેતી એ ગોવાનીઝ બાઇની નિરાધાર આંખોમાંથી નીતરતા કરુણની છાપ મારાથી ભૂલાશે નહિ. એક નશાબાજ

કરતો, ત્યાંથી એને પાંસરો ઘેર લઇ જવા માટે એની પત્ની અને પુત્રી રોજ સાંઝે આવીને ગેસની બત્તીના થાંભલાના ટેકે ઊભી રહેતી... "

" નશો માત્ર મજૂરી કરનારની જ ખરાબી કરે છે એમ ન સમજશો. સારા, ઉજળા, ભણેલા, બીજાઓને શિખામણો આપે તેવાઓને નશાબાજીમાં ખુવાર થતાં, સાર્વજનિક પેશાબખાનામાં પડી જતાં, રાતની છેલ્લી લોકલોમાં ભળતા જ સ્ટેશને ઉતરી પડી, અજાણ્યા સ્ટેશનના બાંકડા પર રાતે પડી રહેતા જોયા છે. "

" ભાઈ નશો માત્ર બૂરો. "

અત્યાર સુધી અમારી વાતો સાંભળી રહેનાર એક સાથી મુસાફરે કહ્યું. " યાદવો જેવાનો વિનાશ નશાએ જ કર્યો, રજપૂતોના રાજ્ય પણ નશાબાજીમાં જ ગયાં. "

વાતોમાં ત્રીજા ભાઇ ભળ્યા એમણે જરાક જુસ્સાથી કહ્યું. " નશાવાળી ચીજનો વેપાર કરવો તે પણ પાપ છે. "

મારાથી તે વખતે બોલી જવાયું : " તમારી વાત સાચી છે. દારૂપાણી ભેગાં કરી, વેચી, પૈસા જમાવી, તેમાંથી બંગલો બાંધનાર એક દારૂવાળાને બૂઢેહાલે ધર્માદાના મકાનનો અને ખોરાકનો આશરો લેવો પડેલો એ મેં નજરે જોયેલી હકીકત છે. "

" હ્યો ને ત્યારે હું મારી જ પેટ છૂટી વાત કહુ. " એમ કહીને પાછળથી અમારી વાતમાં ભળેલા ભાઇએ કહ્યું.

" મારા જ સગા મામા દારૂની દુકાનોહરાજીમાં રાખતા અને એ દુકાનો બીજાઓને ચલાવવા આપી તેમાંથી એકાં બેકાં હજારોની કમાણી કરતા. દારૂબંધ કરવાની કોઇ વાત કરે તેના એ કટ્ટર દુશ્મન બની જાય. દારૂની તરફેણમાં એ આપણા જૂના રાજા મહારાજાઓ, ભૂદેવો, ઋષિઓથી માંડીને અંગ્રેજો સુધીનાઓના ઉદાહરણ રજૂ કરે અને દારૂ તો તાકાત આપનાર છે એવી એવી દલીલો કરે.

" કેટલાયે દારૂડિયાઓનો વિનાશ થયેલો એવી તેમને ખબર છતાં એમના દિલને જરા જેટલીયે અસર થાય નહિ. પણ એક દિવસ એમનેય દિલની ઠોકર વાગી ગઇ.

" એમનો સહુથી મોટો છોકરો માંદો પડ્યો. કાંઇ કરતાં તાવ ઉતરેજ નહિ. સારા સારા દાકતરોની પણ કશી જ કારી ચાલે નહિ. મામાની ચિંતાનો પાર નહોતો. મનની એવી બેચેન સ્થિતિમાં એક રાતે એમને વિચિત્ર સ્વપ્નુ આવ્યું અને બીજે જ દિવસથી એમણે દારૂ વેચવાના ધંધાને તિલાંજલિ આપી."

અમને એ વાતથી કુતૂહલ થયું.

ગાડી અમદાવાદ તરફ દોડે જતી હતી, હજુ અમદાવાદ આવવાની વાર હતી. ત્રીજા ખાનામાં દારૂડિયાઓમાંથી કેટલાક ગમે ત્યાં ઢળી પડયા હતા, કેટલાક રીતા જરા ટટાર થઇ, આજુબાજુવાળાઓને કહેતા હતા, ' આ નશો પચાવી જાણે તેનો છે. નહિ તો આમના જેવા કૂતરિયા હાલ થાય."

અમારા કોઇનું ધ્યાન એ તરફ નહોતું, સહુ પેલાં ભાઇના મામાના શમણાની વાત જાણવા આતુર બની રહ્યાં હતાં.

મારાથી જ ન રહેવાયું એટલે મેં પુછ્યું.

" તમારા મામાને એવું કેવી જાતનું સ્વપ્નું લાધ્યું હતું............"

" હા, હા, વાતનું ખરું રહસ્ય તો એમાં છે. હજી અમદાવાદનેય વાર છે.........

" માટે વાત પૂરી જ કરો."

આમ ઉપરાઉપરી અમે આગ્રહ કર્યો એટલે પેલા ભાઇએ વાત શરૂ કરી.

" સપનું આમ તો સાધારણ હતું. મામાને થયું કે એમનું મરણ થયું છે અને યમરાજના દૂતો એમને ધર્મરાજાના દરબારમાં લઇ ગયા. ત્યાં ચિત્રગુપ્તે એમનું ખાતું ઉઘાડીને કહ્યું: " આ જીવ મહા અધમી અને પાપીઓ છે. એને યુગોના યુગો સુધી ભડભડતા અગ્નિમાં રાખવામાં આવે તો પણ એના પાપનું યોગ્ય પ્રાયશ્ચિત નહિ થાય."

ધર્મરાજાએ પુછ્યું: " એવાં એણે કેવાં પાપ કર્યાં છે ?"

ચિત્રગુપ્તે તાળી પાડી અને સિનેમાનો ચિત્રપટ દેખાયો. બધા ધ્યાનપુર્વક જોવા લાગ્યા. એક માણસ મામાની દારૂની દુકાનમાં દારૂ પીતો દેખાયો. ધીરેધીરે એ અઠંગ દારૂબાજ થયો. એણે દારૂ માટે પત્નીનું શિયળ લુંટાવવાનો પ્રયાસ કર્યો. એની ભલી સ્ત્રી શરીર પર સ્પીરીટ છાંટીને બળી મૂઇ અને દારૂડિયો મોટર નીચે કચરાઇને મૂઓ. બીજા દશ્યમાં દારૂડિયાનાં નેરી છોકરાં ભૂખે મરતાં દેખાયાં. સ્ત્રી બિચારી ન છૂટકે શરીર વેચવા ગઇ અને છોકરાં ચોરી કરી જેલમાં ગયાં. ત્રીજા દશ્યમાં દારૂડિયો એને દારૂ નહિ પીવા સમજાવતી પત્નીનું ખુન કરી ફાંસીએ ચડતો દેખાયો. આવાં તો ચિત્રોની પરંપરા ચાલી. સહુ મામા તરફ આંગળી કરી ' આણેજ અમારો વિનાશ કર્યો ' એમ કહેવા લાગ્યા.

ચિત્રગુપ્તે ધર્મરાજાની આજ્ઞા માગી. તેમણે કહ્યું: "આ પાપી જીવને રૌ રૌ નર્કમાં નાખી દો."

યમના દૂતોએ એમને પકડી, જકડીને નર્ક તરફ ધક્કા મારતા લીધા. ભડભડતી જ્વાલાઓમાં એમને ધકેલી મૂક્યા. મામા ચીસ પાડીને બેઠા થઈ ગયા. એ જ વખતે એમણે સંકલ્પ કર્યો કે, 'દારૂના ધંધામાં લાખો મળે તો પણ આજથી મારે તે હરામ.'

"કાગડાને બેસવું ને ડાળનું ભાંગવું એવો અકસ્માત કહો કે ગમે તે પણ બીજે જ દિવસે મામાના છોકરાને સુવાણુ વરતાયું."

"શ્રદ્ધાય ફળે." અમારામાંથી કોઈકે કહ્યું.

"એને આત્મશ્રદ્ધા કહેવી જોઈએ."

"ગમે તે કહો............"

ગાડી મણિનગરથી ઉપડી અમે બધા ઉતરવા માટે સર-સામાન ઠીક કરવામાં પડ્યા. મદ્યખોરોમાંથી જેઓ હોશમાં હતા તે બીજા સાથીઓને ઢંઢોળવા લાગ્યા. તે જોઈ કોઈકને હાસ્યનો વિષય જડ્યો.

પેલા ભાઈએ પોતાની થેલી ખોળામાં મૂકીને જરા ગંભીર બનીને કહ્યું, "હું પણ એક વખત પેલાઓના જેવો જ દારૂભક્ત હતો. પણ મામાના સ્વપ્નની વાતથી મેં દારૂ છોડવાનો સંકલ્પ કર્યો ત્યારથી કદિ એને છાંયે સુદ્ધાં નથી ગયો."

ગાડીમાંથી ઉતરતાં ઉતરતાં અમે સહુ મુગ્ધ ભાવે એની તરફ જોઈ જ રહ્યા.



**દારૂનિષેધ ગાર્ડ્ઝની રેલી**—ગેરકાયદેસર દારૂ ગાળવા માટે પ્રખ્યાત થયેલા દંડ ગામે, ૨૨મી ઓગસ્ટને રોજ, વિસ્તૃત મુંબઈના દારૂનિષેધના ગાર્ડ્ઝની એક રેલી યોજવામાં આવી હતી. આબકારી અને બાંધકામ ખાતાના પ્રધાન શ્રીયુત એલ. એમ. પાટીલને ગાર્ડ્ઝ તરફથી સલામી આપવામાં આવી હતી.

ગાર્ડ્ઝને સંબોધતાં એમણે જણાવ્યું કે આ કાર્યમાં, સાચા સમાજસેવકનો આત્મા રેડીને દારૂનિષેધને સફળ બનાવો. ગેરકાયદેસર દારૂ ગાળનારાઓ અને દાણચોરી કરનારાઓની ધાકધમકી કે લાલચને વશ થઈને કાર્યને બગાડવું ન જોઈએ. તેમણે ખાત્રી આપતાં જણાવ્યું કે સરકાર તેમને બધી જાતની સગવડ અને રક્ષણ આપશે કે જેથી તેઓ પોતાની ફરજ બજાવી શકે.

ગામલોકોને પ્રધાનની મુલાકાતથી આનંદ થયો અને દારૂનિષેધના ગાર્ડ્ઝને તેમજ આ કાર્ય અંગે સરકાર તરફથી યોજાતી બધી પ્રવૃત્તિઓમાં સહકાર અને મદદ આપવાનું વચન આપ્યું.

# નીરા તાલીમ કેન્દ્ર

કેટલાક લોકો એવો ભ્રમ સેવે છે કે નીરા એ બીજું કંઈ નહિ પણ તાજી તાડીજ છે. જોકે તાડમાંથીજ નીરા અને તાડી નીકળે છે છતાં એ બે વચ્ચે ખુબ તફાવત છે. તાડી કરતાં નીરા કાઢવામાં વધારે મુશ્કેલી પડે છે અને નીરાને જાળવી રાખવાનું કાર્ય એથીયે વધુ મુશ્કેલ છે. તાડના ઝાડમાંથી નીરાને કાઢવામાં બહુજ કાળજી અને સ્વચ્છતા જાળવવી પડે છે. તાડી કાઢવામાં એવી કોઈ કડાકુટ પડતી નથી. નીરા મિષ્ટ છે. તાડના વૃક્ષનો એ તાજો રસ છે અને એમાં કિંમતી પૌષ્ટિક તત્વો રહેલાં છે. તાડીમાં આ તત્વોનો અભાવ છે. નીરાને પીવામાં આવે ત્યાંસુધી એ નીરાજ રહેલ હોય એટલે કે એને આથો ન ચઢ્યો હોય તો, એનો એક તાજગી ભર્યા પીણા તરીકે ઉપયોગ થઈ શકે અને એમાંથી ગોળ, ખાંડ, આઈસ્ક્રીમ, મિઠાઈ વગેરે બનાવી શકાય છે. આ બધી ક્રિયામાં સ્વચ્છતા અને તકેદારી રાખવી એ ઘણુંજ જરૂરી છે એટલે તો નીરા કાઢવા માટે, જાળવી રાખવા માટે, વેચવા માટે કે એમાંથી વિવિધ વાનગીઓ બનાવવા માટે તાલિમ લીધેલા માણસોનીજ જરૂર પડે એ વાત ઘણીજ અગત્યની છે.

કેવા પ્રકારના માણસોની આમાં જરૂર પડે તે નીચે આપેલાં મથાળાં ઉપરથી સમજ પડશે. (૧) માનદ્ વ્યવસ્થાપકો, (૨) માનદ્ નિરીક્ષકો, (૩) નિયમન નિરીક્ષકો, (૪) વેચાણ અને વેપાર અંગેના સલાહકારો, (૫) કેન્દ્રો માટેના વ્યવસ્થાપકો, (૬) વિક્રેતાઓ અને તેમના મદદનીશો, (૭) છેદનક્રિયા કરનારા, (૮) પહેરાવાળા અને હમાલો.

નીરાને પીણા તરીકે લોકપ્રિય બનાવવા માટેનો અખતરો ગયા વર્ષે કરવામાં આવ્યો હતો. સ્થાપિત હિતો ધરાવનાર વ્યક્તિઓ તરફથી તેમજ દારૂ વેચનારાઓ તરફથી મુંબાઈમાં અને બીજા જીલ્લાઓમાં, નીરા વિરૂદ્ધ પ્રચાર કરવામાં આવ્યો.

નિયમન નિરીક્ષકોએ તાડ—છેદન અંગે નીરા બનાવનારા કોન્ટ્રાક્ટરોની ઉપરે, તેમજ વેચાણ ઉપર, ખાસ ધ્યાન રાખવું પડે છે. આ બધું વ્યવસ્થિત કરવા માટે તાલિમની ખાસ જરૂર પડે છે.

૧૯૪૭-૪૮માં નીરા સીઝન દરમિયાન રોકેલા પગારદાર નોકરોનું નૈતિકબળ એકંદરે સંતોષકારક હતું છતાં આ યોજના સંપૂર્ણ સફળ બનાવવા એનું ધોરણ હજી ઉચ્ચ કરવાની જરૂર છે. એટલા માટે તેમને યોગ્ય તાલિમ આપવી અને તાલિમ દરમિયાન તેમને જરૂરી વેતન પણ આપવું.

એટલે તો મુંબાઈ સરકારે, ૧૯૪૮-૪૯માં નીરા અને નીરામાંથી બનતી વસ્તુઓને લોકપ્રિય બનાવવા માટે તેમજ પગારદાર અને માનદ કાર્યકર્તાઓને તૈયાર કરવા માટે એક તાલિમ કેન્દ્ર ખોલવામાં આવ્યું.

સોલાપુર પાસે, હિપ્પરગામાં ૧૯૪૮માં ૨૦૦ માણસોને તાલિમ આપવા માટે એક કેન્દ્ર ઉઘાડવામાં આવ્યું.

આ કેન્દ્રમાં સ્ત્રીઓ તેમજ પુરુષો, તાડ છેદનની, નીરાને જાળવી રાખવાની, નિરક્ષણ અમલદારની, હિસાબી ખાતાની વગેરે વગેરે તાલિમ લઈ રહ્યા છે. આવતા ઓકટોબરમાં ઉઘડનારા નીરા કેન્દ્રોમાં અસરકારક કામને માટે આ બધાને પૂરતી તાલિમ મળી ગઈ હશે.

૧૯૪૭-૪૮માં, નીરા કેન્દ્રોને ખૂબજ વ્યાપકપણે, જનતાએ સહકાર આપ્યો છે અને આ કેન્દ્રોનો લાભ લીધો છે. તેમનો અનુભવસિદ્ધ અભિપ્રાય છે કે નીરાએ તેમને ખુબજ ફાયદો કર્યો છે અને તેમનું સ્વાસ્થ્ય સુધારવામાં ઉપયોગી નીવડ્યો છે. અનુભવથી ઘડતરથી અને તાલિમ પામેલા સેવકોની મદદથી નીરાને ગામડે ગામડે પ્રચલિત કરી શકાશે.

આ કેન્દ્રોના અભ્યાસક્રમમાં તાડમાંથી બનતી બધી વસ્તુઓના ઉદ્યોગને ખિલવવાની તાલિમને સ્થાન આપ્યું છે.

## શિબિરના ઉદ્‌ઘાટન સમયે શ્રી. કૃષ્ણદાસ શાહનું નિવેદન

માનનીય મંત્રી મહાશયજી ડૉ. અંબોલીકર, ભાઈઓ અને બહેનો,

પરમપૂજ્ય બાપુજીની કૃપાથી અમારે મન આજનો દિન એક મોટા પર્વ જેવો થઈ પડ્યો છે: જે વસ્તુ, અત્યારસુધી ખાનગી સંસ્થાઓ કરતી હતી, તે વસ્તુ આજે ખુદ સરકાર કરી રહી છે. મુંબઈ સરકારની ગ્રામઉદ્યોગ સમિતિ તરફથી, બે વર્ષથી નીરાનો ગોળ બનાવવા માટેની, ઘરગથ્થુ પ્રવૃત્તિનો પ્રયોગ કરવામાં આવ્યો છે. એનો નતીજો એ આવ્યો કે નાનાં નાનાં ગામડાંઓમાં પણ, લોકો થોડા થોડા નીરા કાઢીને, તેનો ગોળ બનાવવા લાગ્યા અને ઘરગથ્થુ વપરાશમાં એને વાપરવા લાગ્યા. એમ કરતાં ગોળ વધતો તો તેઓ બજારમાં વેચી આવતા. આ ઘટના ઉપરથી અમને ખાત્રી થઈ ગઇ છે કે જેવી રીતે હમારે ત્યાં ગાયો રાખવામાં આવે છે અને એના દૂધનો ઉપયોગ કરતાં બચે તો તેને બજારમાં વેચી આવવામાં આવે છે. બસ બરાબર એવી જ રીતે નીરા કાઢીને, પી શકાય તેટલો પીવો અને બાકી વધે તેમાંથી ગોળ, ખાંડ વગેરે ચીજો બનાવવી. આ કલ્પના જરૂર યશસ્વી બનશે.

આજકાલ ગ્રામઉદ્યોગ સમિતિ દ્વારા નીરામાંથી ફક્ત ગોળ જ બનાવવાનું કાર્ય ચાલી રહ્યું છે, પરંતુ બંગાળ સરકારની નીરા-સમિતિ તરફથી તો તાડમાંથી નીરો, ગોળ, ખાંડ, ચોકલેટ, આઇસ્ક્રીમ, બિસ્કીટ વગેરે વસ્તુઓ બનાવીને પ્રચાર કરવો એવું નક્કી કરવામાં આવ્યું છે. એજ પ્રમાણે ગઇ સાલ, આપણે પણ ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક અને મુંબઇમાં નીરા-કેન્દ્રો શરૂ કર્યા હતાં. કુલ ૬૭ કેન્દ્રો ખોલવામાં આવ્યાં હતાં. આ કામ તદ્દન નવું હોવાથી કોઈ કોઇ વાર નીરો બગડતો હતો, છતાંયે એનો દુરૂપયોગ થવા દીધો નથી; એટલું જ નહિ પણ જ્યાં જ્યાં નીરા કેન્દ્ર ઉઘાડવામાં આવ્યાં હતાં ત્યાં ત્યાં નીરા માટેની લોકોની માંગ વધતીજ ચાલી. કર્ણાટકમાં પહેલાં ચાર દુકાનો હતી પણ આ સાલ તો ૪૦ દુકાનોથી પણ લોકોની માંગણી પૂરી થઇ શકતી નથી. શ્રી. દાદાસાહેબ કાળેએ રાષ્ટ્રિય સેવામાં ૨૧ વર્ષથી પગલાં માંડ્યાં છે અને ગઇ સાલ એમની દેખરેખ નીચે કેન્દ્રો ચાલતાં હતાં અને તેઓ તો છાતી ઠોકીને કહે છે કે એક ટીપું નીરાનો દુરૂપયોગ થવા દીધો નથી. આવી રીતે મહારાષ્ટ્રમાં, સોલાપુર, પુના, મુંબઇ, અહમદનગર, બોર્ડી વગેરે સ્થળોએ શ્રી. ડૉ. અંમોલીકરજી, શ્રી. નાનાસાહેબ ઠોકોર, શ્રી. સાંબબાવા વગેરે વિભૂતિઓની દેખરેખ નીચે અનેક કેન્દ્રો ચલાવવામાં આવ્યાં છે. ગુજરાતમાં સુરત, ભરૂચ, અંકલેશ્વર વગેરે જગ્યાઓએ સારા સારા સેવકોએ નીરાના કેન્દ્રો ચલાવ્યાં, છતાંયે કોઇપણ સ્થળે નીરાનો દુરૂપયોગ થયો હોય એવું જણાયું નથી.

ગઈ સાલ મુંબઈમાં નીરા કેન્દ્ર શરૂ કરવામાં આવ્યું, તે સમયે દારૂબંધીના વિરોધીઓએ નિરો વિરૂદ્ધ ખૂબ જ પ્રચાર કર્યો પરંતુ જનતાએ એટલો બધો સરસ જવાબ આપ્યો કે વિરોધીઓ આપોઆપ ચૂપ થઇ ગયા.

ગયે વર્ષે, નીરા-યોજનાને સરકારે બહુ મોડી મંજૂરી આપી એટલે ગોળ કે ખાંડ બનાવી ન શકાઇ કે નતો એનો સારી રીતે પ્રચાર કરી શકાયો. એટલે વિરોધીઓના પ્રચારની સામે આપણે ચુપચૂપ કામ કરવું પડ્યું છતાંયે આપણને સંતોષકારક સફળતા મળી. આ સાલ તો સરકારે નીરા-યોજનાને બહુ જલદી મંજૂરી આપી દીધી છે એટલે નીરાની મોસમ શરૂ થતાં પહેલાં, નીરો અને તાડ-પદાર્થ વિષયક શિક્ષણ-શિબિર શરૂ કરવામાં આવે તો નીરો અને તેમાંથી બનતાં પદાર્થોનું જ્ઞાન કાર્યકર્તાઓને પુરેપુરં મળી જાય અને આ સાલ વધુ કામયાબી સાધી શકાય.

હિંદુસ્તાનમાં, અરે મુંબઇ પ્રાંતમાં પણ એવી કેટલીયે જડીબુટ્ટીઓ હશે કે જેનો ઉપયોગ આપણે જાણતા નથી. એમાંથી તાડ, ખજૂરી વગેરેનો સદુપયોગ કેમ કરવો તે પરમ પૂ. બાપુજીએ આપણને બતાવ્યું છે. અમારો તો એવો મત છે કે બધા જ તાડના ઝાડમાંથી નીરો કાઢવામાં આવે. આજે ઘણા ગામોમાં સારૂં દૂધ મળતું નથી એટલે દૂધની જગ્યાએ નીરાનો ઉપયોગ કરવો અને નીરો વધે તો તેમાંથી ગોળ, ખાંડ વગેરે પદાર્થો બનાવવા. જો આમ થાય તો અન્નની ચાલુ રહેલી તંગ પરિસ્થિતિને હળવી કરી શકાય. નીરો એ તો પૃથ્વી ઉપરનો અમૃત રસ છે. અમારા હિસાબથી અમને લાગ્યું છે કે આ રસમાં પછીથી તે ૧૦% જેટલા ભાગનો દુરૂપયોગ કરવામાં, દારૂ વેચનારાઓ હથિયાર બન્યા છે. એટલે આ રસ અને એવું વૃક્ષ લોકોની નજરમાં એટલી બધી નીચી કક્ષાએ ઉતરી ગયું છે કે એ ઝાડ નીચે ઊભા રહેવામાં પણ સંસ્કારી લોકો, પાપ લાગે છે એવું માને છે. મારા પ્રત્યક્ષ અનુભવથી અને પૂ. બાપુજી સાથે ૧૦-૧૨ સાલથી રહીને નીરા અને તાડ-ગોળનું કાર્ય કરનાર શ્રી. ગજાનન નાયકના અનુભવથી અમને એમ લાગ્યું છે કે આ ઝાડનો રસ, એટલે કે નીરો, અને તેમાંથી બનતા પદાર્થોનો સંસ્કારી લોકો ઉપયોગ કરે એવું કરવું જોઇએ જેથી એનો દુર ઉપયોગ કરનારા વર્ગના હાથમાં એ જતો અટકે.

પૂ. બાપુજીએ તા. ૧૩-૫-૩૯ના 'હરિજન' પત્રમાં લખ્યું હતું કે:

" હું જાણતો નથી કે મુંબઇ સરકારે નીરાનો કેવો ઉપયોગ કર્યો પરંતુ હું એટલું તો ચોક્કસ જાણું છું કે જેણે નીરાનો ઉપયોગ કર્યો છે અને કરે છે તેમને તો નીરાએ ચોક્કસ ફાયદો કર્યો છે. સેવાગ્રામ આશ્રમનો અખતરો નિષ્ફળ ગયો છે અને પ્રાણઘાતક પરિણામ આવ્યું છે એ વિધાન તદ્દન જૂઠું છે. નીરા સાથે એવું કોઇ પરિણામ સંકળાયું નથી. ઉલટું સેવાગ્રામમાં તો નીરાનો છૂટથી ઉપયોગ થઇ રહ્યો છે અને તંદુરસ્તીને ફાયદો કર્યો છે. વધારામાં નીરામાંથી શરબત અને ગોળ બનાવવામાં આવ્યો અને મેં તેમજ બીજાઓએ એનો ઉપયોગ લગભગ દરરોજ કર્યો હતો."

આવી રીતે પૂ. બાપુજીના અનુભવથી અને દેખરેખ નીચે સેવાગ્રામમાં હિંદુસ્તાની તાલિમી સંઘ તરફથી બે ત્રણ જગ્યાએ દરવર્ષે લોકોને નીરો પીવાડવામાં આવતો અને તાડ-ગોળ બનાવી વેચવામાં આવતો અને એજ યોજના પ્રમાણે મુંબઇ સરકારે, નીરો અને તેમાંથી બનતા પદાર્થોનો પ્રચાર કર્યો.

કેટલાક દર્દો ઉપર, ખાંડ અને ગોળ જેટલું કામ નથી આપતું તેટલું કામ નીરો આપે છે. ગઈ સાલે કેન્દ્રોના અનુભવે સિદ્ધ કર્યું છે કે શરીરની ખુજલી, લોહીનો બિગાડ, અશક્તિ વગેરે રોગ પર નીરો સારી અસર કરે છે. એટલા માટે અમે આ વર્ષે મોટા મોટા ડોકટરો પાસે તબીબી અખતરાઓ કરાવીને ક્યાં ક્યાં દર્દો પરે નીરો અસકારક નીવડે છે તે અમે બતાવી શકીશું. જેથી લોકો વિલાયતી દારૂ અને દવાઓને છોડીને અમારી સામે પડેલી સંપત્તિનો ઉપયોગ કરતાં શીખે.

આયુર્વેદમાં પણ એનું વર્ણન કર્યું છે તે જોતાં એમ લાગે છે કે આ ઉત્તમ ચીજ જૂના સમયથી જાણીતી છે. એનું વર્ણન નીચે પ્રમાણે છે.

खर्जूरी वृक्षजातं तु जलं चाग्नि प्रदीपिकं
रुच्यं वल्यं धातुवृध्धिकारकं मतं
मादकं (ल्हादकं) कफ घातानां नाशनं संप्रकीर्तितम् ॥
(नि. र.)

खजूरी तरु तोयं तु मदापित्तहरं भवेत्
वात श्लेष्महरं रुच्यं दीपनं बलशुक्रकृत् ॥
(भा. प.)

આ દૃષ્ટિથી આપણા કાર્યકર્તાઓને બધાજ પ્રકારનું શાસ્ત્રીય જ્ઞાન મળી શકે, એટલા માટે એને અભ્યાસનું એક અંગ ગણવામાં આવ્યું છે અને એ હિસાબે શિક્ષણ શિબિરમાં એ અંગેનું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે.

બંગાળની છેદન-ક્રિયા (ટેપીંગ) અમારા પ્રાંત કરતાં એટલી સરસ છે કે વૃક્ષનું આયુષ એથી વધે છે અને દરવર્ષે એકસરખા પ્રમાણમાં રસ મળી શકે છે. હમણાં હમણાં વર્ધાના ગ્રામોદ્યોગ સંઘમાં તાડ-ગોળ, ખાંડ, મિઠાઈ, બિસ્કીટ વગેરે બનાવનારાઓને બોલાવ્યા છે. તાડ અને ખજૂરીનાં ...માંથી પણ કેટલીયે ચીજો બની શકે છે અને આ ... જાણકારોને પણ આમંત્રવામાં આવશે. તાડ-ગોળ ખાતાના સરકારના સલાહકાર શ્રી. ગજાનન નાયકે, તેમના પ્રતિનિધિ શ્રી. વાઘને, જુદા જુદા પ્રકારની છેદન-કળા વિષેનો પ્રદર્શન સમજાવવા અહીં મોકલ્યા છે અને શ્રી. ગજાનન નાયક પણ પ્રસંગોપાત માર્ગદર્શન માટે અહિં આવતા હશે. સદ્ભાગ્યે આજે તેઓ અહિં હાજર છે.

હોપકિન્સ ઇન્સ્ટીટ્યુટના ડૉ. વાગળે અને એમના રસાયણ-શાસ્ત્રી શ્રી. સદાશિવંતજી આ કાર્યમાં ખૂબજ રસ લઈ રહ્યા છે અને આપણને આ શાસ્ત્ર વૈજ્ઞાનિક રીતે શીખવવા માગે છે અને આ ૨૭ તારીખે તેઓ આવી પણ રહ્યા છે.

નીરાનો આઇસક્રીમ પણ સારો બને છે એમાં ખાંડ નાખવાની જરૂર રહેતી નથી. મુંબઈમાં આઇસક્રીમ બનાવવાનો પહેલો પ્રયોગ કરવામાં આવ્યો ત્યારે ખાંડ નાંખી હતી પરંતુ આપણી છેદન-ક્રિયાને સુધારીને, એટલો મીઠો રસ મેળવી શકીશું કે નીરાને આઇસક્રીમ બનાવની વખતે તેમાં ખાંડ નાંખવાની આવશ્યકતા નહિ રહે.

અહિં આવેલા કાર્ય-સેવક ભાઈ બહેનોને, સામાજીક સેવાને માટે પસંદ કરવામાં આવ્યા છે અને આવેલા ભાઈબહેનો સમાજસેવક તરીકે કાર્ય કરવાની શરત મંજૂર રાખી છે અને એટલા માટે નીતિ અને સંસ્કારનો વધુ વિકાસ સાધવા માટે શ્રી. શંકરરાવ દેવ, આચાર્ય ભાગવત જેવા વિદ્વાનોને આમંત્રણ આપીને અહિં બોલાવવા ધાર્યું છે.

આ શિક્ષણ કેન્દ્રમાં કુલ ૬૭ જણ આવ્યા છે. બીજા ૩૦-૪૦ માણસો બે ત્રણ દિવસમાં આવી જશે. મેનેજર, સેલ્સમેન વગેરેના અભ્યાસીઓ ૧૫મી ઓગષ્ટે આવશે. તે ઉપરાંત આપણા જુદા જુદા કેન્દ્રના સન્માન્ય નિરીક્ષક અને દારૂબંધી તેમજ જકાતી ખાતાના અમલદારો એક અઠવાડીયા પૂરતા આવશે. બધા થઈને લગભગ ૨૫૦ જેટલા કાર્યકર ભાઈબહેનો આ શિબિરનો લાભ લેશે.

આ શિબિરના સંચાલનને માટે, સરકાર તરફથી ડૉ. અમોલીકરજીના અધ્યક્ષપણા હેઠળ એક સમિતિ નીમવામાં આવી છે જેમાં શ્રી. છન્નુસીંગજી, શ્રી. આયવલે, શ્રી. ગોરે, શ્રી. ગજાનન નાયક અને શ્રી. પ્રભુદાસ શાહનો સમાવેશ થાય છે.

અમારા મંત્રી મહાશય, શિક્ષણ શિબિરનું ઉદ્ઘાટન કરવા અહિં ઉપસ્થિત થયા છે, તે અમારા કાર્યમાં ઉત્સાહિત કરે, અને અમે શરૂ કરેલા કાર્યને વેગ આપે એજ પ્રાર્થના.

# બાપુના પત્રો

બાપુને બાળકો પત્યે ખુબ પ્રેમ હતો અને બાળકો પણ બાપુને ખુબ ચાહતા અને તેમના પ્રત્યે ભક્તિ ભાવ દાખવતા. આવો ભાવ બહુ ઓછા માણસમાં હોય છે. ગાંધીજી ગમે ત્યાં હોય, સાબરમતી આશ્રમમાં હોય, સુંદર નંદી પર્વતમાળા ઉપર વિહાર તા હોય કે કાંતો જેલના સળીઆ પાછળ હોય છતાંયે બાળકોને તેઓ ભૂલ્યા નથી. આ વાત તેમના નીચેના પત્રો ઉપરથી મજાશે. આ પ્રેમાળ પત્રો તો બાળકો માટે એક વારસો છે. બાળકો આ પત્રો વાંચે એટલુંજ નહિ, પરંતુ આ પત્રો દ્વારા વાત બાપુ સમજાવવા માંગે છે, તેને હૃદયમાં કોતરી કાઢવી જોઈએ.

ાશ્રમના બાળકોને :—

હરદ્વાર,
ફાગણ સુદી ત્રીજ, વાર સોમ.

ાળકો,

બાળકો સ્વભાવે નિર્દોષ, પ્રેમાળ અને પરોપકારી હોય છે. મોટા થયા પછીજ તેમનામાં દુર્ગુણ પેશે છે. બાળકોનું તોફાન પણ નિર્દોષ હોય છે. જો તમારી બાબતમાં આ વાત સાચી હોય તો મારે બીજાઓની સેવા કરવી જોઈએ અને તેમને નીચી કક્ષાએ પડતા અટકાવવા જોઈએ. તમારે ા વાત ઉપર નજર રાખવી જોઈએ અને જરૂર પડે એક બીજાને ચેતાવવાં પણ જોઈએ. તમારી નજર ક પોલિસના જેવી નહિ પણ પ્રભુ જેવી હોવી જોઈએ. પ્રભુ આપણા ઉપર ધ્યાન રાખે છે તે ાપણને શિક્ષા કરવા માટે નહિ પણ આપણને સુધારવા માટેજ. તમારી તકેદારીમાં પણ આજ ષ્ટિ હોવી જોઈએ. જે વસ્તુ, બીજાઓ જાણતા ન હોય તેમને તમારે શીખવવી જોઈએ. જે કોઈ ડું બોલે તેને તમારે તમારી પાસેથી પ્રેમથી દૂર કરવું જોઈએ. યાદ રાખજો કે, તમે જે વચન ાપ્યું છે તેને તો જરૂર પાળવુંજ જોઈએ.

૨

ચૈત્ર વદી નોમ, મૌનવાર.

તમે બધા કેટલા સરસ છો ! કાકા સાહેબ ફરિયાદ કરે છે કે તમને તેમણે પત્રો લખ્યા છતાં તમને ઇને જવાબ આપવાની ફુરસદ સરખીયે મળતી નથી. હવે પરિસ્થિતિમાં કંઈક સુધારો થયો છે? મારે એકતો જવાબ ન આપવા ને બીજાઓ પાસે પત્રો લખાવવાની આશા રાખવી એ કયાં સુધી બને ? ીતાનો એક ફકરો 'પરસ્પરમ્ ભાવયન્ત' યાદ રાખો. પ્રભુ અને માનવ વચ્ચેના સંબંધનો લાભ રસ્પર છે એટલુંજ નહિ પરંતુ માનવ માનવ વચ્ચે, ગુરૂ અને શિષ્ય વચ્ચે, મિત્ર મિત્ર વચ્ચેનાં બંધમાં પણ પરસ્પર લાભજ હોય છે. જે વ્યક્તિ ફક્ત લઇંજ જાણે છે અને આપતી નથી તે ાસ્તેયના સિધ્ધાન્તનો ભંગ કરે છે. સત્ય, અહિંસા જેવા નિયમો તો દરેક વિદ્યાર્થીઓ માટે જરૂરી અને આ નિયમો ન પાળનાર વિદ્યાર્થી આગળ વિદ્યાભ્યાસ કરવા માટે લાયક નથી.

૩

નંદી,
વૈશાખ વદ તેરસ.

કાંતિ બહાર ગયો છે એ સાચું છે છતાંયે તમે એક મંડળ સ્થાપી શક્યા છો. એના સભ્યો ઘટે કે વધે પરંતુ એમાં એક લાભ તો ચોક્કસ છે. મહાજન, પંચ, રાષ્ટ્ર, જાતિ અને સંસ્થા, આ બધાં કદી મરતાં નથી. આપણે જેટલા સભ્યોને ઓળખીએ છીએ એ બધા જો આજે મરી જાય તોપણ આ સંસ્થા જીવતી રહી શકે. આજેય દેશમાં આવી કેટલીએ સંસ્થાઓ જીવે છે. તમારૂં નાનું મંડળ પણ આવીજ રીતે જીવો. એક રાજા મરી જાય છે પરંતુ સરકાર મરી શકતી નથી, એ તો હંમેશ માટે જીવતી રહે છે. એટલા માટે તો, ફ્રાંસમાં જ્યારે રાજા મરી જાય છે ત્યારે ત્યારે કહેવાતું: "રાજાનો સ્વર્ગવાસ થયો છે; રાજા ઘણું જીવો." આનો એ અર્થ થાય કે રાજ્યનું સિંહાસન કદી ખાલી રહી શકતું નથી અને તમારા મંડળનું પણ આમજ થજો. તમને રજાઓ હોવા છતાં મેં બને ત્યાંસુધી દરેક અઠવાડિયે તમને લખવાનું ચાલુ રાખ્યું છે અને તે એટલા માટે કે તમે પણ આ ટેવ કેળવી શકો. રજા દરમિયાન મેં લખેલા બધા પત્રોનો હિસાબ હું તમારી પાસે માગીશ.

૪

મૌનવાર.

મારી મૈસુરની મુસાફરી સમયે મેં તમને ખૂબ યાદ કર્યાં કારણ કે મારા કરતાં તમે વધુ વસ્તુઓ જોઈ શક્યા હોત. દરયો જોવા માટે મારી પાસે સમય નથી. હું તો મારા હાથમાં લીધેલું કામ પુરૂં કરવા માટે જીવું છું પરંતુ મૈસુરનું કુદરતિ સૌંદર્ય, જુદી જુદી સંસ્થાઓ, તેના બાગબગિચા; ગામડાંઓ અને ચિત્રો વગેરે વસ્તુઓ તમારે જોવા જેવી છે પરંતુ અમે આ બાબતમાં કંઇ કરી શકીએ એમ નથી. આપણે જે કાંઈ કરવાની ઈચ્છા રાખીએ છીએ તે બધું કરી શકતા નથી. જો આપણે એમ કરી શકતા હોત તો, આપણે કેટલી બધી દુનિયાનાં સંહાર અને સર્જન કર્યાં હોત તે એકલો પ્રભુજ જાણે છે. માટે સંતોષ એજ સૌથી મોટી દોલત છે.

૫

મૌનવાર.

હું જાણું છું કે તમે મને નિયમિત પત્રો લખી શકવાના નથી કારણ કે તમે બધા હમણાં કામમાં રોકાયલા છો. જો તમારૂં કામ એ સાચેસાચ સેવાજ હોય તો તમે મને પત્રો લખ્યા છે એમ માની લેવાને હું તૈયાર છું. આપણું શરીર કાર્ય કરે અને મન તેમાં ગેરહાજર હોય તો આપણી સેવામાંથી કશું ફળ મળવાનું નથી. સેવામાં પોતાની સ્થૂલ હાજરી ન હોય તો ચાલી શકે. હું આશા રાખું છું કે તમારી સેવાની સુવાસ આપોઆપ ફેલાશે. સેવક નેતા થવા માટે પ્રયાસ નથી કરતો. તે બીજાની સેવાની અપેક્ષા રાખતો નથી. તે જે કાંઈ મેળવે છે તેનાથી તે સંતુષ્ટ રહે છે અને કોઇ જાતની ફરિયાદ કરતો નથી. તેને તો ફક્ત સેવા કરવાનોજ અધિકાર છે. બદલામાં તેને ખાવાને ખોરાક કે રહેવાને ઘર ન મળે તોયે શું થયું? દુઃખીઓના વિસ્તારમાંયે સુખીઆ વસે છે. બધાજ દુઃખીઆ હોય તો નર્સની કોણ સેવા કરવાનું હતું? આપણે સેવા કરવા નીકળી પડીએ ત્યારે આ વસ્તુનો ખ્યાલ રાખવો જોઇએ. આપણે બીજા ઉપર આધાર ન રાખવો જોઇએ આપણને જે કોઈ મદદ કરે તેમનો આભાર માનવો જોઇએ.

૬

મૌનવાર.

હવે હું કહી શકું કે તમારા વર્ગો નિયમિત રીતે ચાલે છે. તમે સેવા વિષે પ્રત્યક્ષ પાઠ શીખી રહ્યા છો. સ્થૂલ શિક્ષણ તો આપણી સેવાની ભાવનાને વેગ આપવા માટેજ યોજવામાં આવ્યું છે. હવે તમને સેવા કરવાની તક સાંપડી છે તો તમારા આત્માને એમાં રેડો અને એમાંથી પુરેપુરો આનંદ માણવાનું શીખો. જ્યારે તમે સેવા કરતા હો ત્યારે, 'આ હું કરૂં છું' એ પ્રકારના આત્મગૌરવને વશ ન થતા. અહંકારથી રંગાયેલી સેવાનો કશોજ અર્થ નથી. ગીતા આપણને શીખવે છે કે આપણે કશું કરતા નથી કે કરી શકતા નથી. આપણે તો ઈશ્વરની ઈચ્છાના નિમિત્ત માત્ર છીએ. માણસ અને ઘડીઆળ વચ્ચે શો તફાવત છે? ઘડીઆળ એની જાતે કામ કરતું નથી, માણસ એને ચાલુ કરે છે. એવીજ રીતે આપણે હાલી પણ શકતા નથી, આપણે સ્વયં કોઈ કાર્ય કરી શકતા નથી. આપણને આપણા કાર્ય પાછળ જે શક્તિ કામ કરે છે તેજ પ્રભુ. એક ઘડીઆળને આપેલી ચાવી ઉતરી જાય છે ત્યારે ઘડીઆળ બંધ પડે છે એવીજ રીતે આપણી ચાવી ઉતરી જાય ત્યારે આપણું ગાડું અટકી જાય છે. આપણું ગાડું ચાલે છે તેનો એજ અર્થ કે આપણને કાર્ય અંગે અમુક સ્વતંત્રતા મળી છે. તો મહાન સર્જનહારની ઇચ્છાને જાણવા અને તેનો અમલ કરવા પાછળ, આ સ્વતંત્રતાનો આપણે ઉપયોગ કરીએ.

૭

યરવડા મહેલ,
મૌનવાર.

બાલ પંખીઓ,

સામાન્ય પક્ષીઓ પાંખ વિના ઉડી શકે નહિ. અલબત્ત પાંખો હોય તો તો બધાજ ઊડી શકે. પરંતુ તમે, પાંખો વિના ઊડતાં શીખો તો તમારી બધી મુશ્કેલીઓનો અંત આવી જશે અને તમને હું આ શીખવીશ.

જુઓ, મારી પાસે પાંખો નથી છતાં હું વિચારદ્વારા તમારી પાસે ઊડીને આવું છું. જુઓ અહિં વિમળા છે, અહિં હરિ છે, અહિં ધર્મકુમાર છે અને તમે પણ વિચારદ્વારા મારી પાસે ઊડીને આવી શકો છો.

જેઓને વિચાર કરતાં આવડે છે તેમને શિક્ષકની જરૂર નથી પડતી. શિક્ષક આપણને દોરવણી આપી શકે પણ વિચાર કરવાની શક્તિ આપી ન શકે. આ શક્તિ તો આપણામાં છુપાઈ છે. જેઓ શાણા છે તેમને વિચાર પણ શાણા આવે છે.

ચાલો, મને કહો જોઈએ કે પ્રભુભાઈની સાથે પ્રાર્થનામાં કોણ હાજર નથી રહેતું?

તમારી બધાની સહીવાળો એક પત્ર મારા ઉપર લખો. જેને સહી કરતાં ન આવડતી હોય તે ચોકડી કરે.

બાપુના આશિષ.

(અંગ્રેજીમાંથી અનુવાદ.)

# દારૂડિયાને

તું તો શીદ દારૂ પીએછ, મારા ભાઈ!
હવે કાંક સારૂં પીને તું, મારા ભાઈ!

દારૂએ મુખડું કાળું કીધું ને અશ્યા, દારૂએ દુઃખડાં દીધાં,
પૂછું હું, ભાઈ! શીદ પૈસા આપીને તેં જીવતાં મોતને લીધાં?
જરા જોને તપાસી તારી કાય! તું તો.

દારૂની બાટલીએ ચેતવી ચિતા તારા કાળજાની કોરની માંય.
લાગી છે લાહ્ય માંય, લાગતી નથી ભુંડા, ભડભડતી તોય તને કાંઈ?
જરા જોને તપાસી તારી કાય! તું તો.

દારૂના દરિયામાં જીવનની નાવ તારી ડૂબશે અધવચ, ભાઈ!
તુંયે ડૂબીશ અને તારાંયે ડૂબશે, રોશે ન કૂતરો—ભાઈ!
જરા જોને તપાસી તારી કાય! તું તો.

તારે તે દેશ તારા દાદાએ કોઇ દિ દેખ્યો'તો દારૂને કાંઈ?
ભારતના યુદ્ધમાં જે ખેલ્યા ભડવીર તેણે પીધેલાં પાવલાં કાંઈ?
જરા જોને તપાસી તારી કાય! તું તો.

તારે તે દેશ હોય વાણુ લાડુનાં કે દારૂના જામનાં, ભાઈ?
બાટલીમાં આટલી શી લાગી લગન, ગણે દૂધ-છાશ કામનાં ન કાંઇ?
જરા જોને તપાસી તારી કાય! તું તો.

દારૂનો દવ બધી સોમકા ભરખશે ને શખોડી રહી જશે આંહીં.
ચેતવું હોય, વીરા ચેતી જજે—તારી લાખેણી લાજ બચી જાઈ!
જરા જોને તપાસી તારી કાય! તું તો.

હિંદુ કે મુસ્લીમ-હો ભાઈ, કે ઈસાઈ તું, પારસી ભલો યે ભાઈ!
ધર્મોનાં ઢોલ બધાં ધણુણી ધ્રૂકે, "દારૂ ન કોઈથી પીવાય."
જરા જોને તપાસી તારી કાય! તું તો.

દારૂએ મુખ કીધું કાળું, તું કર હવે કાળું એ દારૂનું, ભાઇ!
તારું યે મુખ લીધું, મારું યે મુખ લીધું, દેશનું એ દુઃખ વડું, ભાઇ!
ભલે જતો એ દરિયે તણાઈ! તું તો.

—પોપટલાલ પંચાલ

# ફેશનનું રેશન કરો

લેખક: ઇન્દુમતી પટેલ

હું મારી બહેનપણી કલાબેનને ત્યાં જઇ ચઢી. મારી બહેનપણીના વર કોઇ સામયિક વાંચતા હતા અને મારી બહેનપણી બંગડીઓ, બુટ્ટીઓ અને બીજા શણગારની વસ્તુઓનો ઢગલો કરી, જાણે કે દુકાન માંડતી હોય તેમ વસ્તુઓ ફેંદતી હતી, કે ગોઠવવાની કોશીશ કરતી હતી.

'શું ચાલે છે?' મેં દાખલ થતાંજ પ્રશ્ન પૂછ્યો.

'અહિં તો દુકાન માંડી છે. તમારે કંઇ જોઇતું કરતું હોય તો પસંદ કરી લો.' મારી બહેનપણીના વરે સામયિકમાંથી મોઢું કાઢી જવાબ આપ્યો.

'એમને તો આડું અવળું બોલવાની ટેવ છે. મારી પાસે એવું શું છે? અને જરા એમને પૂછો તો જુઓ કે આમાંની કેટલી વસ્તુઓ એ લાવ્યા છે?'

મારી બહેનપણીના વરે જવાબ આપ્યો.

'દુકાનમાં નજરે ન પડે એવી એવી વસ્તુઓ પણ તેં ભેગી કરી દીધી છે પછી મારે લાવવાપણું પણ શું રહે?'

'એ બધા બહાનાં જવા દો. આટલું બધું કહીને તમે મને હલકી પાડો છો.' કલાબેને કહ્યું.

'એમાં હલકી પાડવાનો ક્યાં સવાલ છે? પરંતુ આ બધો ખર્ચ ખોટો થાય છે એમ તો તારે કબુલ કરવુંજ પડશે?

'જુઓ બેન, આમાં કઇ વસ્તુ એવી કિંમતી દેખાય છે? સાચું કહેજો.' મારા તરફ ફરી કલાબેને કહ્યું.

મારે કહેવાનું પણ શું હોય? પરંતુ મારા મનની વાત મારી બેનપણીના વરે કહી દીધી.

'કિંમતી નથી એજ દુઃખ છે ને. આ શણગારને તું વેચવા જાં જોઇએ કેટલા પૈસા આવશે? દસમા ભાગનાએ નહિ આવે.'

'મારી વસ્તુની પસંદગી માટે લોકોને કેટલું માન છે? જે હોય તે કલાબેન કલાબેન કરતાં આવે છે. પણ અહિ તો ઘરકી મુરઘી દાલ બરાબર થઇ ગઇ છે.'

'એ તો કારણ દુઃખકા હૈ. ફેશનમાં તું બધાથી આગળ છે. એમ તારા મનમાં ઠસી ગયું છે અને એ વસ્તુ ટકાવી રખાય એટલા માટે ફેશનનો ટોપલો ગમે તેટલો ભારે હોય, ગરદન તોડી નાંખતો હોય તોયે તારે માથેથી હેઠે ઉતારવો નથી. કલાબેનનાં વરતો આજે આખા જીવનની દાઝ કાઢવાનો પાકો નિશ્ચય કરી બેઠા હોય તેમ મને લાગ્યું.

'તમને પહેરવા ઓઢવાની ગમ ઓછી છે તેની તો વાત કરતાં નથી.' મામલો રંગત પકડતો હતો.

'તને ગમ છે તેમાં તો હું ગમગીન છું. ક્યુટીકોરા સાબુ વિના ન ચાલે, પેરીસ પાવડર જ જોઇએ, એ બધી વસ્તુ યુદ્ધકાળ દરમિયાન ન મળે તો તે ન ચાલે, કાળા બજારમાંથી પણ લાવવી જ જોઇએ. તે ઉપરાંત લુગડાં પણ કેટલાં છે? કૃષ્ણ ભગવાનને ફરીથી કોઇ દ્રૌપદીના ચીર પુરવાની જરૂર પડે તો તે સાડીઓ માટે આ ઘર તરફજ દૃષ્ટિ દોડાવે. આટલી બધી સાડીઓ છે છતાં નવી ડીઝાઇન માટે રોજની શોધખોળ હજુ અટકી નથી.'

'બંને જણ લઢી પડશો. એના કરતાં બીજી કોઇ વાત કરીએ તો ઠીક.' મારાથી વચ્ચે સાક્ષી પૂર્યા સિવાય ન રહેવાયું.

'એવું કશું જ નથી. આ તો એક ચર્ચા છે.' કલાબહેને સમાલી લીધું.

'ચર્ચા છે પણ ખર્ચાની' મેં કહ્યું.

'ખર્ચનો સવાલ નથી. પૈસા તો મળી રહે છે. પરંતુ તેનો આવો વ્યય શા માટે કરવો.' બીજા ઘણા સારા કામમાં એને વાપરી શકાય છે. મારી બહેનપણીનો વર ભાવનાશીલ હતા. જાતે સાદું જીવન ગાળવાની તરફેણમાં હતા. સુશિક્ષિત પતિના કોઇ કામમાં બહુજ ઓછી આડે આવતી હતી. બંનેના જીવન પણ સારી રીતે વ્યતિત થતાં હતાં. છતાંયે આજેજ બંને જણ આટલું બધું ચર્ચાના સ્વરૂપમાં બોલી ગયાં. 'કલાબેનના વરના શબ્દો ચાલુ પરિસ્થિતિને કેટલા બધા અનુકુળ હતા?' હું વિચારે ચઢી. મદ્રાસમાં વિદ્યાર્થીઓની કવાયત વખતે બહેનપણી અને સગાંવહાલાંઓની સાથે અંગ્રેજીમાં બોલવા બદલ ગાંધીજીએ તેમને ઠપકાર્યાં હતાં. વિદ્યાર્થીઓમાં અને ખાસ કરીને વિદ્યાર્થીનીઓમાં દેખાતી બાહ્ય ટાપટીપ, હેરા, પફ પાવડર, લીપસ્ટીક વગેરે ઉપર કડક ટીકા કરી હતી. જ્યારે દેશ ભૂખે મરે છે ત્યારે વૈભવ પાછળ અને કૃત્રિમ ખુબસુરતી પાછળ પૈસાનો દુર્વ્યય કરવો એ અયોગ્ય છે, પથ્થરની મૂર્તિને પોલિશની જરૂર પડે, પ્રાકૃતિક સૌંદર્યની બક્ષીસ થયેલી છે તેવી જીવંત મૂર્તિઓને પોલિશની જરૂર રહેતી નથી.

પૂજ્ય ગાંધીજીનાં વચનો કેટલાં સાચાં છે સમયને કેટલાં અનુરૂપ છે? ખોરાકનું રેશનીંગ આવ્યું તેની સાથે?

ફેશનની પણ ખુમારી જરૂર છે. રોજ ઉઠીને એટલી બધી નવી ફેશનો નીકળે છે કે તેની સાથે મિલ માલિકને પણ રહેવું અઘરૂં થઈ પડે. સામાન્ય કોટીના માણસો ફેશનના મોહમાં તણાય છે અને પૈસાને ફરતા રાખવાનો આનંદ તોય લઇ શકે એમ છે. ફેશન એ ક્ષણજીવી છે. આજની સુંદરમાં સુંદર ગણાતી શણગારની વસ્તુ મો આવતી કાલે ગ્રામ્ય ફેશનમાં તણાઈ જવાની. તે વખતે નવેસરથીજ ખરીદે છુટકો. આ વેલછા જેને લાગે છે તેનાથી મરતાં સુધી છોડી શકાતી નથી. અને પરિણામે એ વિકૃતિ બાળકોને વારસામાં જાણ્યે અજાણ્યે આપી જાય છે. જીવનના ઘડતરની દૃષ્ટિએ કે આર્થિક દૃષ્ટિએ જોઇએ પરંતુ બધીજ દૃષ્ટિ, ફેશનની સૃષ્ટિને અપનાવવા તૈયાર નહિ થાય.

આ ફેશનનો ચેપ શહેરની સરહદમાંજ રહ્યો હોત તો તો ખેર પરંતુ એણે તો એનો ચેપ ગામડાઓ સુધી ફેલાવવા માંડ્યો છે. ફેશનના પ્રચારતત્વોનો આપણે જરા વિચાર કરીએ.

સિનેમા, નાટક, છાપાઓમાં આવતી જાહેર ખબરો, સચિત્ર સામયિકો અને ઉત્સવો વગેરેને ફેશનનાં પ્રચાર સાધનો તરીકે ગણી શકાય. સિનેમાએ તો આપણા જીવનમાં સારા પ્રમાણમાં ભાગ ભજવ્યો છે. બીજા લાભાલાભોની ચર્ચા આજે અસ્થાને છે. ચિત્રપટોમાં દેખાતી સ્ત્રીઓના પોષાક, ટાપટીપ વગેરે વસ્તુએ, આપણા મગજનો કબજો લઈ લીધો છે. આ વસ્તુ શણગારના ઉત્પાદકો સમજી ગયા હોય તેમ તેમની વસ્તુઓમાં સિનેમા નટીઓના અભિપ્રાયો અને છબીઓ આપે છે. ફેશન માટે સિનેમાના પગેજ આપણા માટે આદર્શ છે એ વાત કેટલી સાચી છે? દરજીઓ બ્લાઉઝના જુદા જુદા કટો—કાનનકટ, વાપસકટ વગેરે નામોથી ઓળખાવે છે. ઝવેરીઓ પણ સાંકળાં, વીંટી, નેકલેસના ઘાટને કંગન, બંધન, કિસ્મત વગેરે નામો આપી માલની સુંદર જાહેરાત કરે છે. ચંપલોવાળા, ટોપલેસવાળા, અરે ખુદ મિલવાળા પણ પોતાના માલ ઉપર ચિત્રપટોના નામનો ઉપયોગ કરી છે.

બીજા સંસ્કાર અને સંસ્કૃતિને નામે, પુરાતત્વને નામે, પ્રાચિન આર્યોની બુધ્ધિની તેજસ્વીતાને નામે, અરે કળાને નામે વિવિધ શારીરિક શણગારની વસ્તુઓ અપનાવે છે. કથકલી નૃત્યો અને લાસ્ય નૃત્યોની આજની વધતી જતી લોકપ્રિયતામાંથી જન્મેલા વિકૃત દૃષ્ટિબિંદુનું એ પરિણામ છે. પાશ્ચાત્ય ફેશન અને આપણી પૂર્વની કળાને નામેની ફેશન આજે તો ભેગી થઇને નવી નવી વર્ણસંકર ફેશનો જન્માવેજ જાય છે.

સામાન્ય કુટુંબને આ ફેશનો કયે રસ્તે લઇ જાય છે, એ વિચારવું અઘરૂં નથી. પૂર્વની સંસ્કૃતિ તરફ મને જરાએ દ્વેષ નથી, અનુરાગ છે પરંતુ તેથી શું? સોનાની છરીથી નાક ઓછું કાપી શકાય છે? સમય, શકિત અને પૈસાને ભોગે કળાના ટોપલાને માથે લઇને ઓછું ફરી શકાય છે?

ફીક્કા પડી ગયેલા હોઠો ગાલે લીપસ્ટીક શોધે છે, ટુંકા વાળો લાંબા વાળના દંભને પુષ્પો કે ફુમતાં વડે પોષે છે, પીળી ફીક્કી પડી ગયેલી ચામડીને પાવડર અને ક્રીમવડે ઓજસ્વંતી બનાવવાની નિષ્ફળ કોશીશ કરે છે. ખોટી ઉંચાઈની પ્રતિતી આપવા ઉંચી એડીવાળા સેંડલ ગોઠવ્યાં છે, આકર્ષક દેખાવા વસ્ત્રપરિધાનની નવી સજાવટો સર્જાય છે, પરસેવાની બદબો લવંડરથી દૂર કરવામાં આવે છે!

વિવેક બુધ્ધિથી વિચાર કરતાં એમ નથી લાગતું કે સ્વાસ્થ્ય વિના શરીર સુંદર સંભવી શકતું નથી? સ્વાસ્થ્ય શબ્દ ગમે છે તો બધાનેજ પરંતુ તેને પ્રાપ્ત કરવા માટે જે શારીરિક શ્રમના ઉપાયો બતાવવામાં આવે છે તેનાથી બધાનું મોં મચકોડાઇ જાય છે. સૌંદર્ય શું છે તેનો આપણને ખ્યાલજ નથી. શું આપણે સાથે સાથ એટલા વિકૃત માનસવાળા થઇ ગયા છીએ કે સૌંદર્ય અને કૃત્રિમતા વચ્ચેનો ભેદ પારખી શકતા નથી?

આજની વિકટ પરિસ્થિતિમાં આપણા દેશને ફેશનની નહિ પરંતુ કરકસરની, રચનાત્મક કાર્યની જરૂર છે. વધતી જતી આર્થિક ભીંસને હલકી કરવી હોય, જીવનને જીવવા જેવું બનાવવું હોય તો ફેશનનું રેશન કર્યેજ છૂટકો.

# રાજકીય મતભેદથી દેશની સેવામાં કોઈ અંતરાય આવતો નથી

આઝાદ દિને કલ્યાણ કેન્દ્રની ઉજવણી પ્રસંગે આબકારી-ખાતાના પ્રધાનનો પ્રેરક સંદેશ

માટુંગા અને નારકુલમાં મજુરસંઘ અને આબાદી કેન્દ્ર, જે હમણાં દારૂબંધી સંઘે પોતાના હાથમાં લીધાં છે, તેમનો ઉપયોગ દારૂબંધી કાર્ય માટે કર્યો છે. કાર્યક્રમના પ્રસંગે વરસાદના છૂટાં છવાયાં ઝાપટાંઓ હોવા છતાં મજૂરોએ તેમાં ભાગ લીધો હતો.

જ્યારે જ્યારે શહેરની સ્ત્રી-કાઉન્સીલના સભ્યો આ કેન્દ્રોને ચાલુ રાખવા સહકાર આપે છે, ત્યારે ત્યારે વરસાદ મજુરોના ઉત્સાહને મંદ નથી કરી શકતો. ખરી વાત તો એ છે કે તુતુતુની રમત અસામાન્ય આનંદ વચ્ચે મજૂરોએ રમી હતી અને અસંખ્ય માનવીઓની એ સુંદર રમત જોવા મેદની જામી હતી—ઉમટી હતી. બન્ને વિભાગના ખેલાડીઓની રમતમાં રસાકસી જામી હતી અને છેવટે જ્યારે વિજેતાઓને 'ટ્રોફી' આપવામાં આવી ત્યારે માનવ મેદનીએ તેઓને હર્ષના પોકારો વચ્ચે વધાવી લીધા હતા.

પરંતુ મજુરોએ માટુંગાખાતે સુંદર અને વિજયી રમેલી રમતનો માનવ દુશ્મને રાક્ષસે નાશ કરવા પ્રયત્ન કર્યો. મજુર ભાઈઓની ફરિયાદથી જણાયું કે આ કેન્દ્રથી થોડે દૂર કાયદાના ભંગ કરતું દારુ ગાળવાનું કારખાનું છે. જ્યાં 'ચાતીસાં' નામનો ખૂબ જ નુકશાનકારક દારુ બનાવાય છે. મજુર ભાઈઓની વિનંતિને માન આપીને એ જગ્યા પર દરોડો પાડવામાં આવ્યો અને આવા અત્યંત ભયંકર કાર્ય કરનારને પકડવામાં આવ્યા.

દારુ-નિષેધક મંડળી વધુને વધુ મજબૂત થતી જાય છે. મ્યુનીસીપાલ વેલ્ફેર વર્કર્સ, 'એફ' વોર્ડ કોંગ્રેસ કમિટી, સીટી એડલ્ટ એજ્યુકેશન કમિટી, સોશીયલ ઇન્સ્ટીટ્યુશનસ અને કલા-પથકના હેતુને બર લાવવા કેટલીક વાટાઘાટો થઈ. દરમ્યાન મ્યુનિસીપલ આબાદી મજુર સંઘે પોતાનું સ્થળ દારુનિષેધ પ્રચાર કાર્યમાં વાપરવા માટે મંજૂરી આપી અને કોંગ્રેસ કમિટીના 'એફ' વોર્ડે 'દારુ નિષેધ'ની વધુ જાહેરાત માટે એક કાર્યક્રમ ઘડી કાઢ્યો અને દરેક તાલુકામાં જોસભેર આ કાર્ય ઉપાડી લેવા દરેક તાલુકામાંથી એક એક કમીટી બોલાવવામાં આવી.

દારુ પીવાની બેહુદી ટેવ એ એક અજ્ઞાનતાનું પણ મોટું કારણ છે, અને આ ટેવથી લોકોને બચાવવા દારુનિષેધ પ્રચાર અને શિક્ષણ બન્ને જરુરી છે. આ કાર્ય માટેના ખાસ અમલદાર મી. કાપડીઆએ, કહ્યું કે દરેક સુપ્રીન્ટેન્ડન્ટ અને શિક્ષકોની કોન્ફરન્સ બોલાવી અભ્યાસ વર્ગમાં દારુનિષેધના ફાયદા ઉપર આબાદી માટેના બીજા વર્ગો શરુ કરવાની પણ ગોઠવણ કરવી. માટુંગા કેન્દ્રમાં લોકોને શિક્ષણ આપવામાં આવે છે તે જોવા એક નાના કાર્યક્રમની પણ ગોઠવણ કરવામાં આવી હતી.

કુંભારવાડામાં નાની નાની સભાઓ ભરવામાં આવી હતી અને તેથી ત્યાંના રહેવાસીઓ—કુંભારો—પણ દારુ નિષેધ વિષે જાણતા થયા હતા. દારુનિષેધ પ્રચારને સફળ બનાવવા બધા કુંભારોએ ખાત્રી આપી અને 'પ્રોડ્યુસર્સ' કોઓપરેટીવ સોસાયટી'થી તેની શરુઆત કરી. દરમ્યાન માટુંગા લેબર કેમ્પમાં બન્ને 'કોઓપરેટીવ સોસાયટી'ના બંધારણને લગતું કાર્ય શરુ કરી દેવામાં આવ્યું.

સ્વાતંત્ર્ય દિને માનનીય પાટીલ સાહેબે—દારુનિષેધ પ્રચાર કાર્ય માટેના પ્રમુખે—માટુંગા લેબર કેમ્પમાં નાના છોડવાનું આરોપણ કર્યું. શ્રી પાટીલે કહ્યું કે આપણે આશા રાખીએ કે લોકોને દુર્ગુણોથી દૂર રાખવા આ નાનો છોડ પ્રેરણાદાયક બને. લોકોને સંબોધતાં માનનીય પાટીલે સમાજ સુધારણા માટેનાં કારણ સમજાવતાં કહ્યું, "જેઓ રાષ્ટ્રની સેવા કરવા બહાર નીકળ્યા છે તેઓએ નાત-જાતના બંધન, રાજદ્વારી મતભેદ કે ધાર્મિક મતભેદ વિચારવો ન જોઇએ. માનવતાનું ભલું થાય એ આપણે જોવાનું છે અને પછી આપોઆપ પ્રગતિ થવા માંડશે." તેમણે કહ્યું, "જેઓ રાજદ્વારી મતભેદ માટે પ્રજામંચ પર ચડ્યા હતા—તેઓ અત્યારે ફક્ત પ્રેક્ષક તરીકે દૂર ઉભા ન રહી શકે. આ જોરદાર અપીલ પહેલાં નાના મતભેદો ભૂલાઇ ગયા હતા અને નજીવી અદેખાઇ ક્યારનીયે ઓગળી ગઇ હતી. આના જવાબમાં ઉતરતી કોમના પ્રતિનિધિઓએ સંપૂર્ણ સહકાર આપવાની જાહેરાત કરી હતી. તે દિવસે જે છોડનું આરોપણ થયું હતું તેનું કોઇપણ ઉપાયે રક્ષણ કરવામાં આવશે અને આ વૃક્ષની વૃદ્ધિ થાય અને એક દિવસ સંપૂર્ણપણે તે પોતાનું પોત પ્રકાશે—એવી વ્યવસ્થાની ખાત્રી આપવામાં આવી હતી.

આ રીતે તેઓ માટુંગા કેમ્પમાં બીજા સ્વાતંત્ર્ય વર્ષના પ્રભાતે દાખલ થયા.

## ધી લોસ્ટ વીક એન્ડ

જેને સીંકલર લુઇએ હૃદય ધ્રુજાવતી છતાં પ્રેરણાદાયી વાર્તા કહી હતી તે ધી લોસ્ટ વીક એન્ડ! અરોરા થીએટરમાં સ્વાતંત્ર્ય દિને બતાવવામાં આવી હતી. આ ચલચિત્ર ફક્ત જેઓ દારૂનિષેધના પ્રચારકો હતા તેઓના માટેજ રાખવામાં આવ્યું હતું અને આ વખતે માનનીય પાટીલ પણ હાજર હતા. શ્રી પાટીલે કહ્યું, "એક માનવી પોતાની જાતને દારૂ પર છોડી દે છે કે જેનું હૃદય માનવતાથી ભરેલું હતું અને એના હૃદયે તે છોડવાની ના પાડી—આ એક સુંદર વાર્તા છે અને તેમાં કલા, પ્રચાર અને મઝાનું સરસ મિશ્રણ થયેલું છે. મી. પાટીલે કહ્યું કે આ ચિત્ર જે આજે અહીં બતાવવામાં આવ્યું છે તે આપણા કલાકારો અને ચિત્ર નિર્માતાને પ્રેરણાદાયી બનશે.

આ ચિત્રની ખૂબી તો એ હતી કે જેઓ દારૂ-નિષેધ થઇ શકે તે વિશે શંકા ઉઠાવે છે તેને આમાંથી તેમના મોં બંધ કરી દે તેવો જવાબ મળી રહે છે.





# પ્રાંતીય સમાચારો

## શ્રી. મોરારજી દેસાઈનું પ્રવચન

સોલાપુરથી ત્રણ માઈલ દૂર, તાડના ઊંચા ઝાડો અને જંગલની ઘટાઓ વચ્ચે દીપારાગા નામનું ગામડું આવેલું છે. એ ગામડું આજે તો ખાસ 'નીરા શિક્ષણ કેન્દ્ર' બન્યું છે અને ત્યાં દોઢસો જેટલા વિદ્યાર્થીઓ નીરાની તાલીમ લઈ રહ્યા છે.

એ શિક્ષણ કેન્દ્રની ઉદ્‌ઘાટન વિધિ માનનીય ગૃહપ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ ૧લી ઓગસ્ટે કરેલી.

"આપણી આસપાસ આપણે જે આ સુંદર ઊંચા તાડના ઝાડો જોઈ રહ્યા છીએ તે દેશની તંદુરસ્તી દેશની પુંજી છે અને દેશની તંદુરસ્તી જાળવી રાખવા નીરા યોજના ઉત્તમોત્તમ યોજના છે." માનનીય ગૃહપ્રધાને ઉદ્‌ઘાટન પ્રસંગે તેમના વક્તવ્યમાં કહ્યું. તેમણે આગળ બોલતાં જણાવ્યું કે, હાલમાં, દૂધની અછતના સંજોગોમાં, એની બદલીમાં એટલો જ પૌષ્ટિક છતાં સસ્તો ખોરાક આપવાનો આ પ્રયત્ન છે, અને ઉત્તમ પૌષ્ટિક પદાર્થોના બધાજ ગુણો નીરામાં છે.

આગળ બોલતાં તેઓ નામદારે કહ્યું: "અહિંઆ જ આપણે વિજ્ઞાનની મદદ લેવાની છે, માત્ર નશા ખાતર જ તાડી પીવાની જુની રીત હવે નહિ ચાલે અને એટલેજ આજની તાત્કાલિક જરૂરિઆત એ શોધી કાઢવાની છે કે મીઠા અને ચોકખા નીરાને સાત્વિક ખોરાકમાં કેમ ફેરવી નાખવો."

"અત્યાર સુધી, તાડીના વપરાશના કારણમાં, એમાં ખોરાકનું પ્રમાણ છે એવી દલીલ કરી છે, તો એ લોકોનું એ તો માત્ર બહાનું હતું. એમાં ભાગ્યે જ સત્યનો અંશ હશે. એ લોકો તો તાડી તંદુરસ્તીની દષ્ટિએ નહિ, પણ નશા ખાતર પીતા હતા.

નીરામાંથી ગોળ, આઈસ્ક્રીમ અને બીસ્કીટ જેવા સાત્વિક અને સ્વાદિષ્ટ પદાર્થો પણ બનાવી શકાય છે અને એવી આશા રાખવામાં આવે છે કે નીરો બનાવનારાઓ હવેથી ગોળ બનાવવાના ઉદ્યોગનો વધુ પ્રમાણમાં વિકાસ કરે આ આપણા દેશમાં એ ગોળની વધુ માંગ ઉભી થશે અને સાથે સાથે તાડીની દુકાનો બંધ થતાં બેકાર થયેલા માણસોને કામે લગાડશે.

તેઓશ્રીએ કહ્યું: "જે લોકો એમાંથી ઝેરી પીણું બનાવતાં હતા એજ લોકો એમાંથી જ્યારે રોજ-બ-રોજની જીવનની જરૂરિયાતની ચીજો બનાવતા થશે, અને એ રીતે રાષ્ટ્રની સમૃદ્ધિમાં પોતાનો ફાળો આપશે ત્યારે તેમની ખુશીનો પાર નહિ રહે.

નીરા શિક્ષણ કેન્દ્ર એ તો માત્ર દારૂબંધી યોજનાની સફળતાનું પ્રથમ સોપાન છે. એની સફળતા વિશે સંપૂર્ણ વિશ્વાસ વ્યક્ત કરતાં શ્રી. દેસાઈએ કહ્યું. "દારૂબંધી નબળાઈમાંથી નથી ઉદ્‌ભવી. આજના સામાજિક અને આર્થિક પ્રશ્નોનો ખરો ઊકેલ દારૂબંધીજ છે એટલે અમે અમારૂં ધ્યાન અને સત્તા એની સફળતા માટે ત્વરિત ગતીએ કામે લગાડ્યાં છે."

કેન્દ્રમાં શિક્ષણ લેનારાઓને સલાહનો માત્ર એકજ શબ્દ કહ્યો, "સેવા" જનતાની સેવા એજ માત્ર તમારૂં લક્ષ્ય હોવું જોઈએ. શિક્ષણ કેન્દ્રમાં તેઓ જે કંઈ શીખવાના છે, તે જ્ઞાન, તેઓ જ્યારે તેમના ગામમાં પાછા ફરે ત્યારે ત્યાંના લોકોને શિખવશે જ એવી આશા વ્યક્ત કરી અને એમને ખાત્રી છે કે, તેમની જેમ, જનતાની સેવા કરતાં, સેવાનો આનંદ તેઓ જરૂર અનુભવશેજ.

સોલાપુર તો દારૂબંધીના ગીતોથી જાણે સંગીતમય જ બની ગયું છે. ૭ માણુસોના કલાપથક બેંડને કૂચ કરતાં, હજારો લોકોએ કલાકો સુધી આનંદથી સાંભળ્યા કર્યું. પ્રખ્યાત કવિ "સંજીવ", જેમણે લગભગ ૨૦૦ કરતાં પણ વધારે ગીતો રેકોર્ડ માટે લખ્યાં છે. તેઓ હવે દારૂબંધીના ગીતો લખવામાં ગુંથાઈ ગયા છે, અને જે થોડાંક એ વિશે તેમણે લખ્યાં છે તે ગીતો જનતામાં વખણાઈ પણ ચૂક્યાં છે. સોલાપુરનું સુધારણા કેન્દ્ર, જે 'શ્રમ પરિહાર કેન્દ્ર'ના નામે ઓળખાય છે, તે પણ વધુને વધુ ખ્યાતિ પામતું જાય છે. રોજની સરેરાશ હાજરી ૨૫૦ કરતાં પણ વધી ગઈ છે, અને એ સંખ્યા ત્યાં રેડીઓ આવી જતાં વધી જશે. વાંચનાલય તો, ત્યાંની સંખ્યા જોતાં સૌથી વધારે આકર્ષણ રૂપ બન્યું છે એમ લાગે છે.

### સુરત

સુરત સુધારણા કેન્દ્રમાં આવનારાઓની સંખ્યા લગભગ ૧૦૦ કરતાં પણ વધી ગઈ છે. બાળકો પણ આવે છે અને ઘરમાં અને ઘર બહાર રમાતી રમતગમ્મતમાં ખૂબ જ રસ લઈ રહ્યાં છે. વોલી બોલ અને રીંગ ટેનીસ જેવી આઉટડોર રમતોએ ઘણી જ લોકપ્રિયતા મેળવી છે. ત્યારે કેરમ, હુતુતુ, ગંજીપા અને સ્નેકસ અને લેડર્સની ઇન્ડોર રમતો તો મુખ્ય આકર્ષણ બની છે. વાંચનાલય અને પુષ્પ વયના

સમિતિ અને બીજી પેટા-સમિતિએ તેમની સાથે કેટલીક મુશ્કેલીઓ રજુ કરી હતી અને તેનું નિરાકરણ તેમની પાસેથી મેળવ્યું હતું.

ચેંબોલા આજે આગળ પડતું સ્થાન બની રહ્યું છે.

ચેંબોલામાં ભાંગ ગારૂડી સમિતિ અને ત્યાંના રહેવાસીઓએ દારૂબંધી શું કરી શકે છે એનો સચોટ પુરાવો આપ્યો છે. જ્યારે દારૂબંધીના વડા અને શ્રી. પી. ડી. ગુપ્તેએ જ્યારે ત્યાંની મુલાકાત લીધી ત્યારે આનંદિત ચહેરા, હસતાં બાળકો અને પ્રફુલ્લિત સ્ત્રીઓ, મળ્યાં હતાં. મુલાકાત દરમ્યાન ત્યાંની બન્ને કોમોએ કબુલ કર્યું હતું કે આર્થિક રીતે અને બીજી બધી રીતે બે મહિના પહેલાંનાં કરતાં આજે તેઓ વધુ સુખી છે. શ્રી. ગુપ્તેએ જ્યારે ટૂંક સમયમાંજ તેમના બાળકો માટે નિશાળ શરૂ કરવાનું જણાવ્યું ત્યારે તેમના આનંદનો પાર રહ્યો ન હતો. વણકરો, જે અત્યાર સુધી આ બે કોમ કરતાં પછાત હતા તેઓ આજે આગળ આવવા માટે હાર્દિક પ્રયત્ન કરી રહ્યા છે. તેઓએ કબુલ કર્યું કે અત્યાર સુધી સોગન ન લેવામાં તેમણે ભૂલ કરી છે પણ હવે તેઓ વધુ સમય ગુમાવવા માટે તૈયાર નથી.

મુસ્લિમો પણ પાછળ નથીજ રહ્યા. તેમની કોમની બે આગેવાન વ્યક્તિઓએ ફરી વખત દારૂને ન અડકવાના સોગન લીધા છે. બીજા આગેવાન શ્રી. શેખ મહમદ એસ. શાહ મીયાંએ તો તેમની કોમમાં દારૂબંધીના પ્રચાર માટેની જવાબદારી પણ લીધી છે.

નાગડાની ભીલ જાતીએ તો "સોગંદ-વિધિ" દિવસ ઉજવ્યો હતો. કોમના બધાજ લોકો એકઠા થયા અને એક પછી એક એમ બધાએ સોગંદ લીધા હતા. સોગંદ વિધિ વખતે તેઓ સાથે નાળીએર લાવ્યા હતા અને પ્રભુના મંદિરે વધેર્યાં હતાં.

"નશા"ની ફિલ્મ અત્યાર સુધીમાં પાંચ જગ્યાએ દેખાડવામાં આવી છે અને ઘણી જ સફળ અસર થઈ છે.

પીંપાલ ગામમાં તો લગભગ બધાંએ દારૂને તિલાંજલી આપી દીધી છે; આથી ત્યાંના પંચના માથા પરથી ભારે ચિંતાનો બોજો જાણે હળવો બની ગયો છે. છતાં છેક જ નીકળી ગયો છે એમ પણ ન કહી શકાય. એટલે તેઓ દારૂબંધીના વડાની રાહ જોઈ રહ્યા છે. એ ફરિયાદ અધિકારીને પહોંચડવામાં આવી હતી જેથી અધિકારી ત્યાં ગયા હતા અને પીનારાઓની બરાબર ખબર લીધી હતી. તેઓ ત્યારે "હાવડી"માં ગયા ત્યારે બહાર લોકો આનંદિત ચહેરે ટોળે વળ્યાં હતાં અને બહાર નીકળ્યા ત્યારે દરેકે તેમની સાથે હાથ મીલાવ્યા હતા.

અને પંચાયતના વડાએ પૂછ્યું: "શું પરિણામ આવ્યું?" ત્યારે દારૂબંધીના વડાએ કહ્યું: "હવે પીંપાલમાં એક પણ દારૂડીઓ નથી એવો દાવો તમે ખુશીથી કરી શકો છો."



દારૂનો સદંતર ત્યાગ કરો; નીરો જ આરોગ્યપ્રદ પીણું છે.

# પારિતોષિક

મુંબઈ પ્રાંતિક મદ્યનિષેધ સમિતિને જાહેર કરતાં આનંદ થાય છે કે અત્યારના ચુનાના સત્વસંરક્ષકને બદલે નીરોનું બીજું યોગ્ય સત્વસંરક્ષક જે કોઇ વ્યકિત શોધી આપશે તેને રૂ. દસ હજારનું પારતોષિક આપવામાં આવશે. ઇનામ માટે હક કરનાર વ્યકિતએ નીચેની આવશ્યકતાઓ પુરી પાડવાની રહેશે.

(૧) સત્વસંરક્ષક નાખેલા ઘડામાં નીરો એકઠો કરવાથી એ ઓછામાં ઓછા સાઠ કલાક સુધી પોતાના સ્વાભાવિક સ્વરૂપમાં રહે અને ઘડામાંથી બહાર કાઢયા પછી પણ બીજા કોઇ પણ પ્રયોગ વગર એક ઉપયોગી પીણા તરીકે એને વાપરી શકાય.

(૨) સાઠ કલાક પુરા થયા પછી નીરો ખાટો થઇ જાય અથવા બગડી જાય પણ મદાક વાળો તો નજ થાય. સાઠ કલાક પછી ફરી એમાં સત્વસંરક્ષક નાખવામાં આવે તો પણ એ સારી સ્થિતિમાં રહે.

(૩) સત્વસંરક્ષક સામાન્યત: સરતુ અને ગ્રામ વિસ્તારોમાં તેમજ શહેરી વિસ્તારોમાં સહેલાઇથી મળે તેવું હોવું જોઇએ.

(૪) વ્યવહારમાં એનો ઉપયોગ સાદો અને મુશ્કેલી વગરનો હોવો જોઇએ અને એના પ્રયોગમાં ગૂંચવણુ-ભર્યા સાધનો ન હોવાં જોઇએ.

(૫) નીરોમાંથી ગોળ બનાવતી વખતે એને ઉકાળતાં આ સત્વસંરક્ષક ઊડી જાય તેવું હોવું જોઇએ.

(૬) નીરોનાં આંતરિક ઘટક તત્વોને નષ્ટ કરે એવું તે ન હોવું જોઇએ.

(૭) એ માણસની તંદુરસ્તીને હાનિકારક ન હોવું જોઇએ.

(બ) પારિતોષિક માટે પ્રયત્ન કરનાર વ્યક્તિએ:—

(૧) પોતાનો પ્રયોગ, એના નામ, ઘટનાવિધાન અને સત્વસંરક્ષકના પ્રમાણની સંપૂર્ણ વીગતો સાથે રજૂ કરવો પડશે અને પ્રત્યક્ષ અખતરાથી એને સાબિત કરવો પડશે.

(૨) પ્રયોગની સંપૂર્ણ પદ્ધતિ સાથે દર્શાવવું પડશે કે સત્વસંરક્ષક ખટાશ અટકાવે છે, નીરોનાં પોષક તત્વોને બિલકુલ નષ્ટ કરતું નથી અને શરીરને જરા જેટલું પણ હાનિકર્તા નથી.

(ક) પારિતોષિક માટે નીચેની શરતો બંધનકર્તા રહેશે:—

(૧) સત્વસંરક્ષક ઉપરની સઘળી આવશ્યકતાઓને પુરી પાડે છે એમ સાબિત કરવાની જવાબદારી ઇનામના હકદારને શિરે રહેશે.

(૨) બહુજ મોટા પાયા ઉપર પદ્ધતિની સફળતાની ચિકિત્સા કર્યા પછી જ ઇનામનો હક મંજુર કરવામાં આવશે.

(૩) પ્રયોગનું સાફલ્ય સાબિત થયા પછી અને એનો સ્વીકાર થયા પછી એનો માલિકી હક સરકારનો રહેશે.

(૪) ઇનામની આ શરતો તાં. ૩૧મી માર્ચ ૧૯૫૦ના રોજ પુરી થશે.

(૫) સરકારનો નિર્ણય અંતિમ અને બંધનકર્તા ગણાશે. સરકાર પોતાના નિર્ણય માટે કારણ આપવા બંધાશે નહિ.

Registered No. B-5301

બાળકનો જન્મસિદ્ધ હક્ક

૧ યોગ્ય પરિસ્થિતમાં જન્મ

૨ યોગ્ય ઉછેર

3 યોગ્ય કેળવણી

દારૂ ત્રણેનો નાશ કરે છે

# દારૂબંધીને અપનાવો

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ તરફથી પ્રકાશિત

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર ગવર્નમેન્ટ સેન્ટ્રલ પ્રેસમાં છાપ્યું છે અને
મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રકાશિત કર્યું છે.

[ કિંમત ૪ આના ]

# અનુક્રમણિકા



'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામ પુનર્ઘટના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે. બદલાનાં સામયિકો અને ગ્રન્થાવલોકન માટે પુસ્તકો મોકલવા પણ આમંત્રણ છે પ્રકાશન અર્થે પસંદ કરેલી કૃતિઓ માટે યોગ્ય **પુરસ્કાર આપવામાં આવે છે.**

'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટ બીડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.


'સંજીવન'ની સેલીંગ એજન્સી અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેને શિરનામે કરવો:—

**મેસર્સ બોમ્બે બુક એજન્સી**

૭૦, સુલતાન બિલ્ડીંગ, તુલસી પાઇપ રોડ, દાદર, **મુંબઈ ૧૪.**


'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ સરકાર કે મુંબઈ પ્રાંતિક મદ્યનિષેધ-સમિતિ હરહમેશ સંમત છે એમ માનવું નહિ.


મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ: નં. ૭૫, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ.



હીંદુસ્તાન
સ્નો
ચહેરાની સુંદરતા માટે
લવંડર બ્રાલીયનટાઈન
વાળો માટે ઉત્તમ છે.
યુનીવર્સલ પરફ્યુમરી વર્કર્સ
પો બો ૩૧૩૦ ૯૫ કામ્બેકર સ્ટ્રીટ. મુંબઈ.૩




મીસ્વાક
વાપરો
મીસ્વાક માં
કોઈ પણ જાનવર ના
બાલ આવતા નથી.
MISWAK
NYLON TUFTED
MIRACLE
TOOTH BRUSH

# સંજીવન

વર્ષ ૧લું ] ઑક્ટોબર ૧૯૪૮ [ અંક ૩જો


## અમર બાપુ

નથી રે ગયા હો બાપુ નથી રે ગયા,
હૈયે હૈયે છે રહ્યા હો, બાપુ નથી રે ગયા !—

સૂર્યના કિરણે કિરણે, તારાનાં તેજે રે,
બાપુ નિજ ચેતને કેવું ગ્રથી રે ગયા !
હૈયે હૈયે છે રહ્યા હો, બાપુ નથી રે ગયા !

વાયુની લહરે લહરે, કૈં કૈં ધ્વનિ આવે રે,
તેમાં નિજ શબ્દો મોંઘા ગૂંથી રે ગયા !
હૈયે હૈયે છે રહ્યા હો, બાપુ નથી રે ગયા !

ભારતના રથનું પૈડું બાપુનો રેંટિયો રે,
કયાં યે એના નથી સારથી રે ગયા !
હૈયે હૈયે છે રહ્યા હો, બાપુ નથી રે ગયા !

અદલ એ બાપુ વ્હાલા બન્યા દુનિયાવાળા રે,
સતિયા કો' છૂટી નથી મોહનથી રે ગયા !
હૈયે હૈયે છે રહ્યા હો, બાપુ નથી રે ગયા !

—શ્રી. અરદેશર ફરામજી ખબરદાર



# કાયદો કે કેળવણી ?

દારૂનિષેધ ક્ષેત્રમાં મારું કામ હું દક્ષિણ આફ્રિકામાં ૧૮૯૩માં ગયો ત્યારથી શરૂ થયું. ત્યાં જ્યારે મેં મારાજ બંધુઓને—મારાજ દેશ ભાઈઓને, અને બહેનોને પણ, દારૂ પીતાં જોયાં—જેનો તેઓ હિન્દમાં હોત તો વિચાર સરખો ન કરત—અને એને પરિણામે ગંદી ગટરની જિંદગી ભોગવતાં જોયાં, ત્યારે મેં જોયું કે દારૂનિષેધનું કામ ચઢાવ ચઢવા જેવું વસમું છે. મેં એમ પણ જોયું કે તેમાંના કેટલાક તદ્દન અસહાય હતા, અથવા એમ તેઓ પોતાને માનતા હતા. મેં ઘણા ઉપાયો કર્યા; કોઈપણ વગર સત્તાના માણસની શક્તિમાં જેટલા હોઈ શકે એ બધા કર્યા પરંતુ એ પ્રયત્નોના કંઈક અંશે પણ, ચોખ્ખા ફળનો દાવો હું કરી શકું તેમ નથી. દક્ષિણ આફ્રિકાનું યુનિયન થયું ત્યાર પછી તેની સરકારે એક જાતનું "દારૂ-કમિશન" નીમેલું. મેં તેની આગળ જુબાની આપી. અથવા એમ કહેવું ઠીક છે કે કમિશનને એક નોંધ લખી આપી. પરંતુ મને ફરીથી તમને જણાવતાં ખેદ થાય છે કે તેનું કાંઈ પરિણામ ન આવ્યું. દક્ષિણ આફ્રિકામાં સ્થિતિ જેવી વિચિત્ર અને અધકચરિયા હતી તેવીજ રહી છે. મદ્ય રાખવા અને પીવા બાબત ત્યાં ત્રણ પ્રકારના પ્રતિબંધ છે. બેન્ટુ અને હિંદુ લોકો દારૂની શીશીઓ ન લઈ જઈ શકે કે તેમને દુકાનમાં પીવા ન આપી શકાય એવો પ્રતિબંધ છે. છતાં તેઓ પીએ છે. હિન્દી લોકો શીશીઓ ન લઈ જઈ શકે, પરંતુ દુકાનોમાં જેટલો જોઈએ તેટલો પીવે, જેનું પરિણામ, અને ખાસ કરીને બહેનો પર, મેં ઉપર જણાવ્યું. ગોરી પ્રજા તો અલબત્ત, પ્રતિબંધ-રહિત છે, તેને માટે કશો કાયદો નથી. પરંતુ હું શું કહેવા ઇચ્છું છું તે તમે અનુમાન કરી લો. તે આ છે કે આ અનિષ્ટનો ઉગમ દક્ષિણ આફ્રિકાના ગોરાની આ છૂટમાંથી છે. એમનામાંના કેટલાકે તો બેન્ટુ અને હિંદી લોકોની પીવાની ...નો લાભ લઈને મોટાં ભવિષ્ય ભેગાં કરી લીધાં છે.

## હિન્દમાં અનુભવ

પછી હું હિન્દુસ્તાનમાં આવ્યો. ત્યાં મને દક્ષિણ આફ્રિકા કરતાં એક બાબતમાં ભેદ માલૂમ પડ્યો. બાકી વસ્તુતાએ સ્થિતિ એજ હતી. તમને ખબર છે કે ૧૯૨૦-૨૧માં દારૂનિષેધની વાવાઝોડાના જેવી એક જોરદાર ચળવળ થઈ હતી. અને હું તમને કહું તો ખોટું ના લગાડશો કે જો આખા દેશનાં બધાં દારૂનિષેધક મંડળોનો અમને તેમાં સાથ મળ્યો હોત તો અમે સંપૂર્ણ ફતેહ મેળવી હોત. જો તમે હિન્દની દારૂનિષેધ પ્રવૃત્તિનો કાળજીથી અભ્યાસ કર્યો હશે તો તમને સરકારી નિવેદનોમાંથી આ જ્ઞાન મળ્યું હશે કે અમે લગભગ સંપૂર્ણ ફતેહ નજીક આવી ગયા હતા; ઓછામાં ઓછું કેટલાક પ્રાંતોમાં તો ખરુંજ. ઘણી ખરી દારૂની દુકાનો વ્યવહારમાં બંધ થઈ ગઈ હતી. સેંકડો અફીણની દુકાનો આસામમાં સૂની પડી હતી. અને પછી દુઃખની કહાણી આવી કે સરકારે દમનનીતિ ચલાવી. તે દુઃખદ અને શરમ ઉપજાવનારી બીના હતી. હું કબૂલ કરું છું કે ચળવળને રાજકીય રંગ હતો. તે રાજકીય રંગ તેને, અવશ્ય હોય તેવી સ્થિતિ હતી. પરંતુ જે ચળવળ તત્ત્વતઃ નૈતિક હતી તેને મદદ કરવામાંથી, રાજકીય રંગને કારણે, દારૂનિષેધક મંડળો પાછાં પડ્યાં એમ નહોતું બનવું જોઈતું. આ કરુણ ઇતિહાસ હું તમારા આગળ રજૂ કરું તે માટે માફ કરશો; પરંતુ તે રસિક પણ છે. દમન આવી રીતે આવ્યું. સરકારી આંકડા બિહાર, આસામ અને મધ્ય-પ્રાંતમાં એકદમ ઘટી ગઈ. લોકોમાં આત્મશુદ્ધિની લાગણીનું, ઇચ્છાનું, તીવ્ર ઇચ્છાનું એક મોજું આવ્યું હતું. એ તીવ્ર ઇચ્છા કેવી રીતે આવી તે હું જાણતો નથી. તે આવી. ઈશ્વર કેવી ગૂઢ રીતે કામ કરે છે તે હંમેશ આપણને જાણવા નથી મળતું. પણ એ સત્ય વાત છેજ કે એ રાજકીય ચળવળ આત્મશુદ્ધિની ચળવળ પણ બની હતી, અને એ આત્મશુદ્ધિના મોજામાં હજારો કાર્યકર્તાઓ દારૂ—અફીણની દુકાનો ઉપર પહેરો ભરવા સ્વયંસેવક બન્યા; અને એ લોકોએ પણ માન્યું કે દુકાનોનો ત્યાગ કરવો એ આપણો ધર્મ છે. સરકારે દમન શરૂ કર્યું અને દુકાનો પર પહેરો ભરવાના ગુના સર હજારો સ્વયંસેવકોને જેલમાં પૂરવામાં આવ્યા. એનું પરિણામ એ આવ્યું કે જે દુકાનો સૂની પડી હતી અને લગભગ બંધ કરી દેવામાં આવી હતી તે બધી મને બીતિ છે કે, ૧૯૨૦-૨૧ પહેલાં જેટલો ધંધો કરતી હતી એટલોજ લગભગ આજે કરતી થઈ ગઈ છે.

## કાયદો કેળવણીની પહેલાં

આના પરથી એ સિદ્ધાન્ત હું કાઢવા માગું છું કે દારૂની બાબતમાં હિન્દમાં અને બ્રહ્મદેશમાં—બ્રહ્મદેશને આપણી દલીલ ખાતર અલગ ગણીએ તો—કાયદાએ, જો કેળવણીની પ્રવૃત્તિની આગળ નહિ તો પણ, તેની સાથે સાથે તો ખરેખર, વધવુંજ જોઈએ. બ્રહ્મદેશવાસીની મદ્યપાનની ટેવનો અભ્યાસ મને જેટલો કરવો ગમે તેટલો બધો હું કરી શક્યો નથી. હું તમને ખાતરી આપું છું કે જ્યારથી હું બ્રહ્મદેશના લોકમત સાથે સંબંધ ધરાવતો થયો છું ત્યારથી બ્રહ્મદેશી

મિત્રો પાસેથી આ બ્રહ્મદેશવાસીની મદ્યની ટેવ વિશે જાણવા પ્રયત્ન કરું છું. પરંતુ, જ્યારે હિન્દ વિષે હું જાતજ્ઞાનથી કહી શકું છું ત્યારે બ્રહ્મદેશ વિષે બીજા પાસેથી જાણીનેજ બોલી શકું, અને હું તમારી આગળ મારી જુબાની આપું છું કે મદ્યપાનની ટેવ ઊંચ વર્ણમાં નથી; મધ્યમ વર્ગના લોકમાં તો નથીજ. એ ટેવ મજૂર વર્ગમાંજ છે, અને ખાસ કરીને જેઓ કારખાનામાં મજૂર છે તેમાં છે, અને આજે મારી જુબાની તમારી આગળ મૂકું છું તે રસિક છે. આ કારખાનાના મજૂરો કારખાનામાં ગયા પહેલાં નહોતા પીતા તે જાણે શા માટે પીતા થયા? પેલાં દક્ષિણ આફ્રિકામાં કામ કરવા ગયેલાં સ્ત્રી પુરુષો પણ દેશમાંથી ગયા પહેલાં નહોતાં પીતાં. આ પ્રશ્નનો જવાબ એ છે કે ત્યાંની પરિસ્થિતિ એવી છે અને તેમની આગળ આવેલાં પ્રલોભનો એવાં છે કે જેથી તેઓ પીતા ટેવાયાં. પરંતુ આમ ટેવાયેલાં તે માણસો પણ તેનો બચાવ નથી કરતાં, તેમને તેની શરમ આવે છે. જો તમે એ બાબત વાત કરો તો તમને તેઓ કહેશે કે અમે લાચાર છીએ. અમે મજૂર છીએ. આમ તમને અનેકવિધ બહાનાં કહેશે અને તમને પટાવવા પ્રયત્ન કરશે. પણ વાત એ છે કે તેઓને એ ટેવની શરમ આવે છે. યુરોપમાં એવું છે કે જો તમે મને મળવા આવો અને હું દારૂ પીવામાં ન જોડાઉં તો તે મને અણછાજતું લેખાય. જ્યારે હું ઇંગ્લૈન્ડમાં ભણતો ત્યારે હું મિત્રો જોડે દારૂ પીવામાં ન જોડાઉં તેથી મારી બહુ કફોડી દશા થતી. પરંતુ હિન્દમાં એવું નથી. એટલે હું કહું છું કે કેળવણી પહેલી અને કાયદો પછી એમ તમે કહો છો તે ખોટું છે. કેળવણી દારૂની બદીને કદી નહિ પહોંચી વળી શકે. સંપૂર્ણ દારૂનિષેધ દેશમાં એટલા વાસ્તે નથી કે દારૂથી સરકારને મોટી આવક આવે છે. હિન્દી પ્રધાનો પણ કહે છે, "અમે આ આવક જતી નહિ કરી શકીએ. પરંતુ તમારે તો (દારૂનિષેધક) કેળવણી આપતા રહેવું જોઈએ."

## દુષ્ટ દલીલ

આ આવકની બાબત પણ એક મોકાણ છે. પ્રધાનોને— અને એ બાબત તો બ્રહ્મદેશને પણ હિન્દ જેટલીજ લાગુ પડે છે—આવી મૂંઝવણની સ્થિતિમાં નહોતા નાખવા જોઈતા. તમે જાણો છો કે આબકારી ખાતું સરકારના હાથમાંથી લઈને પ્રધાન હસ્તક કરવામાં આવ્યું છે. એમ કદી ન—હોતું થવું જોઈતું, આબકારી આવકને હિન્દ સરકારની આવકનોજ ભાગ રાખવો ઘટતો હતો; જેથી સરકારને, ગમે ત્યારે એને જતી કરી, સંપૂર્ણ દારૂનિષેધ જાહેર કરવા છૂટી રહેત. અમેરિકા જેવા વિશાળ દેશમાં જ્યાં મદ્યપાન સાધારણ ટેવ છે ત્યાં લોકો સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કરી શક્યા છે તો પછી હિન્દમાં અને બ્રહ્મદેશમાં, જ્યાં પીવું શિષ્ટાચાર નથી, જ્યાં મોટા ભાગના લોકો પીવા માગતા નથી, અને જ્યાં જો પૂછવામાં આવે તો કરોડો લોક સંપૂર્ણ દારૂનિષેધના પક્ષમાં કહો તેટલી સહી આપે—તેવા સ્થળમાં કાયદો કરવો કેટલું બધું વિશેષ સહેલું હોવું જોઈએ? પચ્ચીસ કરોડ રૂપિયાની આબકારી આવક છે! આ એવી આવક નથી કે જે લઈને પોતાનું તંત્ર ચલાવવા માટે કોઈ પણ સરકારે ગર્વ ધારણ કરવો જોઈએ! એ આવકનો તો ભોગજ આપવો ઘટે; અને જ્યાં સુધી તે આવતી હોય ત્યાં સુધી તેને બદીનો નાશ કરવા સિવાય બીજામાં વાપરવાનું હરામ ગણવું જોઈએ. પરંતુ આજે એ આપણાં બાળકોને કેળવણી આપવામાં ખરચાય છે. પરિણામે, આવશ્યક એવો આ મદ્યનિષેધક કાયદો કરવામાં મોટું વિઘ્ન નંખાયું છે. લોકોને એમ સમજાવવામાં આવે છે કે જો આ આવક બંધ થશે તો તમે તમારાં બાળકોને કેળવણી નહિ આપી શકો. જો આ પ્રમાણે બિનરોક ચાલ્યા કરે તો આખી પ્રજાનો નાશ થવા વારો આવે. જો બદી ફેલાતી ગઈ તો કાયદો કરવાનો વખત પણ વીતી જશે. અમેરિકામાં લોકમતને સંપૂર્ણ દારૂનિષેધ બાબતમાં કેળવી શક્યા તેનું કારણ ત્યાંની સર્વવ્યાપી કેળવણી છે. પરંતુ એની જેમ હિન્દ જેવા દેશમાં જ્યાં આટલા બધા લોકો અભણ છે અને સાથે વહેમી છે ત્યાં લોકમત તૈયાર કરવાનું ન બને તેથી દારૂનિષેધનું કામ કરતાં તમને, અને ખાસ કરીને બહેનોને, હું વિનંતિ કરું છું કે તમે હિંમતવાન થાઓ. મેં જે કહ્યું તેને તમે વેદવાક્ય ગણો એમ નથી કહેતો, તમે તમારી મેળે એ તપાસી જુઓ. અને તેમ કરતાં તમને લાગે કે મેં જે કહ્યું તે નિઃશંક વાત છે તો હું સૂચવું છું કે તમે સંપૂર્ણ દારૂનિષેધ માટે પ્રબળ આંદોલન ચલાવવાનો તમારો પવિત્ર ધર્મ ગણો. કામ એટલા પૂરતુંજ અઘરું છે કે દારૂની બદીથી ઉપજતા દુઃખો રાજ કરનાર પ્રજા ભોગવે છે.

## સુધારકનો ધર્મ

જો રાજકર્તાઓ આગળ તમે આ પ્રશ્નની ચર્ચા કરશો તો તેઓ તમને અનેક જાતની આડી વાત કરશે. અને આવો કાયદો પસાર કરવામાં અનેકવિધ બાધાઓ બતાવશે. આ બાધાઓને તમે બિલકુલ માનશો નહિ. કશી મુશ્કેલી છેજ નહિ, સિવાય કે સરકારી આવકમાં ખાડો પડવાની. જો તમને અને મને એમ ચોક્કસ લાગે કે આ બદીને તો ઉખાડીજ નાખવી જોઈએ, અને તે સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કરીને ઉખેડી નાખી શકાય છે તો પછી આવકની ખાદની

મુશ્કેલીનો રસ્તો શોધવાનું કામ સરકારનું છે. તે ખાત્ર કેમ કરીને પૂરવી એના માર્ગો એ તમને ન પૂછી શકે. એ તો કોના જેવું થાય કે એક ગુનેગાર માણસ તમારી પાસે આવે અને તમને કહે કે મને મારો ગુનો કાઢવામાં મદદ કરો! છતાં પીઠાં પર પહેરાનો પ્રશ્ન રહે છે જ્યારે એ દ્વારા વાતાવરણ જામ્યું હશે અને કાંઇક કરવાને સુયોગ્ય પ્રસંગ આવશે—અને એ પણ આવી લાગે એવી હું પ્રાર્થના કર્યા કરું છું—ત્યારે દારૂ અફીણની દુકાનો પર પહેરો ભરાનો હશે, ત્યારે હું તમારી મદદની આશા રાખીશ. તે વેળા તમારી પાસેથી હું આવાં વાક્યો સાંભળવાની આશા નથી રાખતો કે, "એને અમે શી રીતે મદદ કરીએ? એ તો ચળવળિયો છે!"

હાલ પણ દારૂનિષેધની જોરદાર ચળવળ સુરત જિલ્લામાં ચાલે છે; અને તેનું ચાલવું એને આભારી છે કે ત્યાં બહાદુર ત્યાગી સ્વયંસેવકોની મંડળી છે, જેમાં સંસ્કારી કુટુંબોની બહેનો પણ છે. જ્યારે અમને વિશ્વાસુ અને નિર્દોષ કાર્યકર્તાઓનું સંગઠિત મંડળ મળશે ત્યારે અમે આખા દેશમાં આ ચળવળ ચલાવીશું તે વખત આવ્યે તમે આખા હિન્દમાં પહેરા ગોઠવાયેલા જોશો. હું આશા રાખું છું કે ત્યારે તેની અસર બંગાળના ઉપસાગરની પાર બ્રહ્મદેશમાં પહોંચશે. તે વખતે, જો પસંદ પડે તો, બ્રહ્મદેશનાં સ્ત્રી પુરુષો પણ પીઠાં પર પહેરા ભરવા લાગે; અને, જે વિનાશમાંથી વખતસર જો ઊગરી ન જવાયું તો હિન્દની જેમ અહીં પણ જે સામો આવીને ઉભો છે, તેમાંથી તેઓ ખાનદાન પ્રજાને બચાવે.

—મહાત્મા ગાંધીજી

(યંગ ઇન્ડિયામાંથી)
તા. ૧૮ માહે એપ્રિલ સન ૧૯૨૯.

મહાબળેશ્વર ૨૯-૫-૪૫.

[illegible] मेरा अभिप्राय यह है.
[illegible]
[illegible]
[illegible] और [illegible]
[illegible]
[illegible] ऐसा मेरा
मत है.
चि. गजानन नायकने बापु. आशीर्वाद
[illegible]

## રાષ્ટ્રપિતાના હસ્તાક્ષર

હિન્દ-સરકારના પામ-ગુર-એડવાઇઝર શ્રી. ગજાનન નાયકને મહાત્મા ગાંધીજીએ લખેલો પત્ર.

# છેલ્લી યાત્રા

લેખક: ડૉ. હરિપ્રસાદ દેસાઇ

૧૯૪૨ની યરોડા જેલમાંથી છુટ્યા પછી મેં મહાત્માજીને રવિશંકર મહારાજ જોડે સંદેશો કહાવ્યો હતો કે " અખિયાં હરિ દરસન કી પ્યાસી " જેવું આપના દર્શનનું મન થયું છે પણ આપ બહુ કામમાં છો એટલે આપ રજા આપો તો વર્ધા ( સેવાગ્રામ ) આવી જઉં.

મહાત્માજીનો પોતાના હાથનો જવાબ આવ્યો કે ફલાણા અઠવાડિયામાં આવો, કેટલું રહેવું તે મારી પર છોડો. મારી પત્ની અને પૌત્રીઓ સાથે આવી. રેલ્વેની હાડમારીનો પાર નહતો પણ યાત્રાનું ખરું પુણ્ય કષ્ટ વેઠવામાંજ છે એમ માનતાં અમે વર્ધા સ્ટેશને ઉતર્યા. ઉતારે ટેલીફોન આવી પહોંચ્યો કે રૂસ્તમજીના ઉતારે નવ વાગે આવી પહોંચો.

જતાંની સાથે બધાં મહાત્માજીને મળ્યાં અને મારી આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. મારી પત્નીને તો મળ્યે ખેડા સત્યાગ્રહ જેટલાં વર્ષ થયાં હતાં એ તો તેથી બહુજ સંતોષ પામી અને મહાત્માજીએ "બહુ દિવસે મળ્યા" એમ કહ્યું.

બપોરે મહાદેવના ઘરમાં બધાં કાંતવા બેસતાં હતાં તે વખતે હું પણ રેંટિયો લઇને ગયો અને મહાત્માજીની સાથે બેસવાનો લાભ લીધો. મહાદેવ વગર મને સુનુસુનુ લાગતું હતું. મારા મિત્ર મશરૂવાળા એમનાં પત્ની, મહાદેવનાં પત્ની એ બધાંને મળીને કુટુંબીજનોને મળ્યા જેટલો આનંદ થયો.

મહાત્માજીએ આશ્રમની સ્વચ્છતા, આરોગ્યની વ્યવસ્થા તથા જાજરૂઓમાં કરાવેલી સેપ્ટીક ટેન્કની યોજના વગેરે તપાસી તે ઉપર મારો અભિપ્રાય આપવાનું ફરમાવ્યું અને બે દિવસ એ બધું જોઇને મેં અભિપ્રાય આપ્યો. સેપ્ટીક ટેન્ક સિવાયની બધી વ્યવસ્થા મને ગમી હતી.

બેન્ને વખત મહાત્માજી ફરવા જતા ત્યારે હું સહકુટુંબ એમની સાથે ફરવા જતો અને ફરતાં ફરતાં અમદાવાદની રાજકીય સ્થિતિના સમાચાર વીગતવાર કહેતો હતો.

મહાત્માજીને અમદાવાદના જે સમાચાર મળેલા તેથી એમને નિરાશા થાય એવું હતું પણ કિનારીવાળાનું બલિદાન, લાલુપોળની માદીંગમાં મહાદેવના મૃત્યુનો શોક દર્શાવવા સરકારની મનાઇ છતાં સ્ત્રીઓની મળેલી વિરાટ સભા; ત્યાં અમદાવાદની તમામ સ્ત્રીઓએ બતાવેલી વીરતા; કિનારીવાળાની પાલખી દર અઠવાડિયે કેસરિયાં કરીને કહાડનારા યુવકો; મજૂરોએ ત્રણ મહિના પાળેલી હડતાલ; મ્યુનિસિપાલીટીના નોકર વર્ગે લડતમાં જોડાઇ કરેલો સ્વાર્થત્યાગ—આ બધી વાતો મહાત્માજીને કોઇએ કહીજ ન હતી. આ બધું સાંભળીને મહાત્માજી બહુ રાજી થયા અને વધારે કરનાર પાસે હું વધારે આશા રાખું છું એમ વિદાય આપતાં એમણે મને સંદેશો આપ્યો.

છગનભાઇ અને સંતોક બ્હેને કસ્તુરબા ન્હોતાં એ માટે અમને કોઇને ઓછું ના આવે તે માટે અનેક પ્રયત્નો કર્યા મહાદેવભાઇનો નારાયણ અમને તાલીમ વર્ગમાં ઉપદેશ આપવા લઇ ગયો. આશાદેવી અને એમના મહાન પતિ આર્યનાયકે અમને ત્યાંના શિક્ષણવર્ગો ઝીણામાં ઝીણી વીગતો કહીને સમજાવ્યા. ગૌશાળા, ખાદીભંડાર, ખેતી, ઉકરડાનાં ખાતર કરવાની પદ્ધતિ, રેંટ એ બધું વીગતવાર અમને બતાવવામાં આવ્યું અને એ વિષે મારા મનપર જે જે અસરો પડી હતી તે મહાત્માજીને ફરતાં ફરતાં હું કહી જતો. એક સાંજે મહાત્માજીએ મને કસ્તુરબા મેડીકલ સોસાઇટીની સલાહકારક સમિતિમાં જોડાવા આજ્ઞા કરી અને ફરજો શી છે તે સુશીલાબ્હેન પાસે સમજ્યા પછી મેં એ આજ્ઞા સ્વીકારી. સવારની પ્રાર્થનામાં અમે બધાં જોડાતાં હતાં પણ બહુજ ઊંડી અસર તો સાંજની પ્રાર્થનાઓની જ અમારાં હૃદય પર પડની હતી.

શાન્તિ, સંગીતની મધુરતા, અને શુક્લ પક્ષના ચંદ્રનું ભૂરા આકાશમાં સૌન્દર્ય વાતાવરણને પ્રેરક બનાવતાં પણ સૌથી વધારે પ્રેરણા આપનાર તો મહાત્માજી પોતે હતા. ત્યારે ખબર ન હતી કે એ પ્રેરણા આપનારને અમે છેલ્લી વારજ જોતાં હતાં.

પ્રો. ભણસાલી, પ્યારેલાલભાઇ, કુમારઆપ્પા (ન્હાના) મૃદુલાબ્હેન, ચીમનભાઇ, દેવદાસ અને મણિલાલ ગાંધી પણ મળ્યા હતા. મણિભાઇ તો થોડા વખતમાં આફ્રિકા જવાના હતા પણ આ બધાને મળવાથી અમને અમદાવાદના સત્યાગ્રહ-આશ્રમનું વાતાવરણ મળી ગયું હતું. આશ્રમમાં દરેકને પોતપોતાનાં કામ કરવાનાં હોવાથી અમે એ નિયમને અનુસરતાં હતાં પણ મારી પત્નીને કૂવામાં પાણી ભરતી જોઇને મણિભાઇ ગાંધી એમના હાથમાંથી ડોલ લઇ લેતા હતા.

કનુ ગાંધી અને એમનાં પત્ની પણ અમારા પર બહુ ભાવ રાખતાં. કનુને તો મેં કહ્યું કે દેવદાસકાકા જેવો વિદ્વાન થવાનો પણ તું પ્રયત્ન કરતો રહેજે નહીં તો આશ્રમમાં પુસ્તકો વાંચવાને માટે થોડોજ સમય રહે છે.

હરિભાઉ ફાટક એક દિવસ મળ્યા હતા અમે યરોડામાં સાથે હતા એટલે મહાત્માજીની હાજરીમાં અમે યરોડાનાં (ઇન્ડસ્ટ્રીયલ

સ્કૂલને એ વખતે ખાસ જેલ બનાવવામાં આવી હતી) સંસ્મરણો કહી ગયાં. હરિભાઉ કહેતા હતા કે કાકા ગાડગીલ કરતાં હું ઉમ્મરમાં મોટો પણ ગાડગીલ મારા કરતાં તાનમાં મોટા.

એ સમયમાં વિનોબા ભાવેના ભાઈ બાલકોબા ભાવે ક્ષય રોગથી હેરાન હતા પણ દૂરનાં ખેતરમાં મહાત્માજીએ એમને રાખ્યા હતા તેમને હું મહાત્માજીની સાથે જોવા જતો.

સ્વ. જમનાલાલ બજાજનાં નાની પુત્રી એક દિવસ મળ્યાં હતાં. એ પણ નાનાં હતાં ત્યારે અમદાવાદ રહેતાં હતાં તે દિવસની અમે વાતો કરી. એમને ગુજરાતી સરસ આવડતું હતું.

મહાત્માજીએ પાછા જતાં વરધામાંના સ્રીઓના આશ્રમની, શ્રીયુત અગરવાલવાળી કોમર્સ કોલેજની અને સ્વ. મગનભાઇ સંગ્રહસ્થાન અને ઉદ્યોગગૃહ જોતા જવાની ભલામણ કરી હતી તે બધુ અમે જોઇને ગયાં હતાં.

અમારા જુના મિત્ર અને ગુજરાતના શુભેચ્છક પુનાનાં સ્વ. ત્રિવેદીનાં પત્ની, પુત્ર ડૉ. મનુભાઇને મળીને ૮ દિવસે અમે વર્ધા છોડેલું પણ એ દિવસોમાં મહાત્માજી જેવા મહાન પુરૂષના કોમળ હૃદયનું એક દૃશ્ય જોવા મળેલું તે વર્ણવ્યા વેના આ લેખ અધુરો ગણાય.

વાચકોએ શ્રીયુત હિંગોરાણીનું નામ સાંભળ્યું હશે. એ સિંધી ગૃહસ્થે મહાત્માજીનાં ગુજરાતી લખાણોનાં વિષયવાર અંગ્રેજીમાં પુસ્તકો કરવા માંડ્યાં હતાં. એમની સાથે પણ મને ઘણી વાતો કરવાનો લાભ મળ્યો હતો.

એક સવારે ફરીને આવતાં મહાત્માજી સાથે હિંગોરાણીની ઓરડીમાં અમે બધાં ગયાં. હિંગોરાણીએ થોડાક સમય એની હૃદયવ્યથા ખાલી કરવા મહાત્માજી સામે ગોઠવણ કરી હતી એને અનુસરીને પોતે આજે ગયા હતા.

હિંગોરાણીનાં પત્ની થોડા વખતમાં ગુજરી ગયાં હતાં અને એ ભાઇ એના વિજોગના દુ:ખમાં રીબાતા હતા. એણે એક નું સરખું મંદિર જેવું કબાટ કર્યું હતું. એમાં પત્નીના : પ્રેમપત્રો; નિત્યનોંધ વસ્ત્રોના કકડા, મર્મદારક સ્મરણ વગેરે રાખી મૂક્યું હતું.

મહાત્માજીને એ બધું એક પછી એક બતાવતા જાય અને રોતા જાય. છેવટે એમણે પૂછ્યું કે આપ કહો તો હું આ રાખું અને આપ કહો તો ગંગાજીમાં પધરાવી આવું. આ કંઇ ગાંડી મૂર્તિપૂજા નથી પણ રોવાઇ ગયેલા હૃદયની વિના છે.

મને લાગ્યું કે મહાત્માજી જેવા ત્યાગી અને મોહમાયાથી પર થયેલા સાધુ, હમણાં કહેશે કે ગંગાજીમાં નાખી આવ્ય અને શું વળગી રહ્યો છે? પણ ના. એ તો વજ્રથી કઠોર તો હતા પણ કુસુમથી પણ કોમળ હતા. એ પોતે પણ ગળગળા થઇ ગયા અને હિંગોરાણીને છેવટે કહીને ઉઠ્યા કે 'હમણાં રહેવા દે. પછી એનું શું કરવું તે હું તને વિચાર કરીને કહીશ."

આવાં આવાં અનેક સ્મરણો લઇને ચાર વર્ષ પર હું વર્ધાથી છેલ્લી યાત્રા કરીને નીકળ્યો હતો. એને હું અને મારૂં આખું કુટુંબ એક અમૂલ્ય પુણ્ય પ્રસંગ તરીકે સાચવી રહ્યા છીએ.



રાષ્ટ્રપિતાની અંતિમ વિભૂતિને માનનીય વડા પ્રધાન શ્રી. બાળાસાહેબ ખેર વંદન કરે છે.

# નીતિનું ઉત્પાદન

લેખકઃ શ્રી શ. રૂ. પશાવાલા

●

## દારૂબંધી: કોંગ્રેસનું પ્રધાન ધ્યેય

દારૂબંધીને પૂજ્ય ગાંધીજીએ રચનાત્મક કાર્ય તરીકે સ્વીકારેલ છે. મહાસભાએ વર્ષોથી દેશના ઉદ્ધારના સાચા માર્ગ તરીકે આ કાર્યક્રમને અપનાવ્યો છે. અને મહાસભાવાદી સરકારોએ જુદા જુદા પ્રાંતોમાં આ કાર્યક્રમને અમલી બનાવવા માટે અત્યારસુધીમાં ઠીક ઠીક પ્રયત્નો કર્યા છે. ધારાસભાઓની ચૂંટણીઓ વખતે જુદા જુદા પ્રાંતોમાં મહાસભા પક્ષ તરફથી દારૂબંધી અમલી બનાવવામાં આવશે એવાં વચનો પણ અનેક વખત આપવામાં આવ્યાં છે. દારૂબંધીનો કાર્યક્રમ ખર્ચાળ છે, નિરુપયોગી છે, મનુષ્યની સ્વતંત્રતા ઉપર તરાપ મારનારો છે—આવા આવા અનેક આક્ષેપો એ કાર્યક્રમ સામે મૂકવામાં આવ્યા છે. છતાં પણ મહાસભાવાદી સરકારો અત્યારસુધી આ રચનાત્મક કાર્યને આગળ ધપાવવાના પોતાના નિર્ણયને વળગી રહેલ છે તે ખરેખર સંતોષની વાત છે.

## ભાવો અને પગારો વચ્ચે હરીફાઈ

છેલ્લા યુદ્ધના સમયમાં દેશમાં આર્થિક કટોકટી ઉભી થઈ છે. પ્રજાનો વ્યવહાર ચલાવવા માટે સરકારે તેના કરતાં નાણાંનું ચલણ ઘણું વધારે કરી મૂક્યું છે. પરિણામે ચીજવસ્તુઓની કિંમત ખૂબ ચઢી જવા પામી છે. ચીજવસ્તુઓની તંગી તો રોજ અને કિંમત ઘણી વધી જવાથી આમજનતાની હાડમારીનો પાર નથી. ખેડૂતો પોતાના માલના વધુ દામ માગે છે કે જેથી કરીને બીજી ચીજવસ્તુઓ તેઓ ખરીદી શકે. મજૂરો વધારે પગાર માગે છે કે જેથી કરીને તેઓ જીવનવ્યવહાર ચલાવી શકે. ખેડૂતો અને મજૂરોની માગણી સંતોષવાના રોજને રોજ પ્રયત્નો થાય છે. છતાં પણ ચીજવસ્તુઓના ભાવો અને મજૂર વર્ગના પગારો વચ્ચે જે સનાતન ઘોડદોડ ચાલી રહી છે તેમાં પગારો હમેશાં પાછળ રહે છે તે જાણીતી વાત છે.

## કયા ખર્ચમાં કાપ મૂકી શકાય ?

ઉપરના સંજોગોમાં સરકાર પાસે ચીજવસ્તુઓની કિંમત ઓછી કર્યા સિવાય બીજો માર્ગ નથી. કિંમત ઓછી કરવી એટલે નાણાંના ફુગાવાને અંકુશમાં લાવવો. સરકાર, આ દિશામાં જે કંઈ પ્રયત્નો કરે તે પ્રશંસાને પાત્ર જ હોઈ શકે. પરંતુ તાજેતરમાં ફુગાવો ઓછો કરવા માટે સરકારને મળેલી ભલામણો જે અનેક અખબારોમાં પ્રસિદ્ધ થયા છે તે જોઈ આશ્ચર્ય થાય છે. સરકારને એવી પણ સલાહ આપવામાં આવી રહી છે કે ફુગાવો ઓછો કરવા માટે જુદી જુદી પ્રાંતિક સરકારો દારૂનિષેધના કાર્યક્રમ પાછળ જે ખર્ચ કરે છે તે બંધ કરવું. અલબત્ત, બિનજરૂરી ખર્ચમાં જે કંઈ કાપકૂપ થાય તેને લઈને ફુગાવો ઓછો થાય તે તો અર્થશાસ્ત્રનો સામાન્ય નિયમ છે. પરંતુ કયા ખર્ચ ઉપર કાપ મૂકવો અને એનું પરિણામ શું આવશે તેનો વિચાર ન કરવો તે કોઈપણ સરકારને પાલવી શકે ખરું ? મદ્યનિષેધના ઉદ્દેશની પાછળ જે ખર્ચ કરવામાં આવે છે તે દેશના હિતમાં છે એમ સમજીને નાણાંનો ફુગાવો હોવા છતાં તે ખર્ચ ઉપર કાપ મૂકવા જેવું કંઈ જ નથી. અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે તો તે કાપ પણ મૂકી શકાય અને ફુગાવો ઓછો કરી શકાય. આ દેશમાં કામ કરતા ચાલીસ લાખ જેટલા મજૂરોને મળતા મજૂરીમાંથી બારસો કરોડ રૂપિયા મદ્યપાનમાંથી પાછા ખેંચી શકાય. પણ આનું પરિણામ શું આવે ? કારખાનામાલનું ઉત્પાદન ઓછું થઈ જાય અને ચાલીસ લાખ જેટલા મજૂરો અને એમના કુટુંબીઓ મળીને કે કરોડ બે કરોડ માણસોનો વ્યવહાર ખોરવાઈ જાય. ફુગાવો ઓછો કરવાનું આ પગલું દેખીતી રીતે અસરકારક લાગે છે પરંતુ વહેવારમાં તે તદ્દન અશક્ય લાગે છે અને આવું પગલું ભરનાર સરકાર દેશદ્રોહીને પાત્ર બને છે.

## નૈતિક બળની અગત્ય વિશેષ છે

જો પ્રજા કાપડ, લોઢું, કોલસા વગેરે વસ્તુઓ વિના જીવી ન શકે અને આ વસ્તુઓ ખરીદવા માટે ફુગાવો હોવા છતાં પણ નાણાંનો ઉપયોગ કરવાનું મુનાસિબ ગણાય તો કોઈપણ પ્રજા પોતાના નીતિબળ વગર જીવી શકશે ખરી ? દારૂથી ગરીબ પ્રજાનું નૈતિકબળ નષ્ટ પામે છે એ વિષે કોઈપણ મતભેદ નથી. પ્રજાનું નૈતિકબળ વધારવા માટે સરકારે પૈસા ખરચવા ન જોઈએ એવી જો કોઈની દલીલ હોય તો કંઈ કહેવાનું રહેતું નથી. પરંતુ આજે એ દલીલનું ખંડન સારા નસીબે આપણે કરવાનું રહેતું નથી. પ્રજાને બીજી ચીજવસ્તુઓ કરતાં પ્રજાને જીવવા માટે જરૂરી એવી નીતિ એ ઘણી અગત્યની વસ્તુ છે. અને તેના ઉત્પાદન પાછળ જે કંઈ ખર્ચ થાય તેમાં કાપ મૂકવો તે પણ ખરેખર હાસ્યાસ્પદ લેખાય. દુનિયાની પ્રજાઓને અનાજ, વસ્ત્ર અને મકાનની તંગી હોવા છતાં કેવળ પોતાના નૈતિક બળને લીધે જીવન વીતાવ્યાના દાખલાઓ ઇતિહાસમાં તાજેતરમાં જ છેલ્લી...

લડાઇઓ દરમિયાન જોઇએ તેટલા મળી આવે છે. તેથી ઉલટું જીવનની જરૂરિયાતોની વિપુલતા હોવા છતાં નીતિભ્રષ્ટ થયેલી પ્રજાનો નાશ થયાના દાખલા પણ મળી આવે છે. એટલે પ્રજાના નૈતિક બળને જીવનની જરૂરિયાતો કરતાં વધારે નહિ તો છેવટ એટલુંજ સ્થાન હોવું જોઇએ એમ કહેવામાં હરકત નથી.

## બચત યોજનાને આવકાર મળશે

અને છેવટે દારૂબંધી પાછળ થતો ખર્ચ અટકાવવાથી ફુગાવો કઇ રીતે અટકી પડશે એ પણ સમજવું મુશ્કેલ છે. ઘડીભર માની લઇએ કે પ્રાંતિક સરકારો દારૂબંધીનો કાર્યક્રમ રદ કરે. શું પરિણામ આવશે? દારૂના ઇજારામાંથી સરકારને આવક મળી રહેશે અને તેટલે અંશે નાણાંનું ચલણ ઓછું થશે. ઇજારદારો આ પૈસા ક્યાંથી લાવશે? દારૂ પીનારા દારૂની જે કિંમત ચુકવશે તેમાંથી પોતાનો નફો રાખીને પછી સરકારને ઇજારાની રકમ મળશે.. આ બધી વિધિમાંથી સાર તો એટલોજ નીકળે છે કે ગરીબ પ્રજા પાસેથી દારૂના વેપાર મારફતે સરકારે પૈસા લેવા અને એ રીતે ચલણમાંથી પૈસા ખેંચી લેવા. સરકારનો જો આજ હેતુ હોય તો દારૂનો વેપાર માંડ્યા વગર નાણાં પાછાં ખેંચી શકાતાં નથી? અત્યારના આર્થિક કટોકટીના સમયમાંથી દેશને ઉગારવા માટે સરકાર જો ગરીબ અને મજૂર જનતાને તેમની આવકમાંથી થોડાં નાણાં બચાવી સરકારને પાછાં આપવા આવવાનું કહે તો આ દેશની પ્રજા સરકારને સુંદર જવાબ વાળશે તેમાં શંકા નથી. દારૂની આવકનો મોટો ભાગ જો ગરીબ પ્રજા પાસેથીજ મળવાનો હોય તો સરકારને માટે ઇષ્ટ માર્ગ તો એ છે કે તેમણે ગરીબ પ્રજા માટે કોઇ બચતની યોજના તૈયાર કરવા જોઇએ અને, અને એવી કોઇ બચત યોજના આખા દેશને લાગુ પાડવામાં આવે તો મજુરો કે ખેડુતો આ દેશની અંદર તેનો વિરોધ જરૂર નહિ કરે. મહાસભાવાદી સરકારો દારૂનો વેપાર ફરીથી શરૂ કરવાનો સ્વપ્ને પણ વિચાર નહિ કરે તેવી આશા રાખવી તે વધુ પડતું નથી.





# પીતે છોડો આજથી દારૂ કેરું નામ રે

દારૂબંધી દેશમાં આવી, હાય હવે શું થાશે ?
પીનારાને ચિંતા પેઠી, કેમ કરી દિ જાશે ?
સાધુ બાવા બેઠા રૂવે, 'ગાંજો લાવો ભૈયા'
ભાંગ વિના ભૈયાજી રૂવે 'જે હો જમુના મૈયા'
પિનાકપાણિ પરમીટ લેવા મથતા વિજયા કેરી;
માતાને તો મદિરા વિના, દુનિયા લાગે વેરી
શિવને જોવે ભાંગ ને ગાંજો, શક્તિ મદિરા માગે
ભક્તોનાયે ભોગ લગાડયા, આદત ક્યાંથી ત્યાગે ?

'બાપુઓ' કંઈ બોલી ઉઠયા, "જુલ્મ થયો છે યાર
જો દિ' થી આવી છે 'ધોળી ટોપી'ની સરકાર!
રાજપાટ તો છીનવી લીધાં મન વીસારા કાજ
એક હતો દારૂ તેને યે, ટાળવા ચાહે આજ!
દારૂ હરતાંઈ જાશે તો તો જોયા જેવી થાશે
અંતરનો છેલ્લો વીસામો તેયે ચાલ્યો જાશે!"

શેઠીઆ બોલ્યા, "દારૂબંધી કેમ કરાશે આમ?
કલેઅમાં ક્યાંથી પ્યાલી વિના આગળ વધશે કામ?
પ્રાયવેટ મંગાવતા પીતે આઠ ગણા દઈ દામ
મહેફિલો મોળી દેખાશે જો નહીં ફરશે જામ!"

ઉઠયો કરાંઝી ત્યાં કવિ, "આ મોટો અન્યાય રે
થતો હોય તો એકલી, કવિ-સૃષ્ટિને થાય રે

જામ-સુરા-સાકી જાશે તો, લર્ખવાનું શું રહે બાકી ?"
મયખાનાં જો મટી જશે તો જીવવાનું કોને તાકી ?
મી લમજૂરો બોલી ઊઠયા, "શે વીસરીશું મનનો થાક ?
બંધ કરાવે પીઠાં તો તો, જીવનમાં શું રહેશે ખાક ?
રાતને દિ ઘુસવાના સાંચા, લોઢા સાથે લોઢું થઈ
પીવાનું ના પામીશું તો, લેશે કામ કરાશે નહી."

પીઠાવાળો બોલી ઊઠયો, સુણીને સહુની ફરિયાદ
"ભૂતકાળને ભૂલી જાઓ, આ તો છે ભારત આઝાદ.
સરકારે કેરી પીણાંના, નાશ તણો કીધો નિરધાર
શાણા થઈને સુધરી જાઓ, તોજ હવે તો બેડોપાર
મંદર દ્વારે જામે તેવી, આંહી શીદ જમાવો ઠઠ ?
પીને શીદને પાગલ થાઓ, બુદ્ધિ પાછળ લઈને લઠ
પાનારા પલટાયા ત્યારે, પીનારા સુધરો હીરા
મદિરા સાટે કરમાં સારો, બબ્બે જોડી મંજીરા"

કલાલનાં સુણી અને, શાણાં શીખ-વચન રે......
ક્રોધેથી બોલી ઊઠયો, એક શરાબી જન રે......

"કાલ સુધીનો કહેનારો" લ્યા, આંખો મીચી પી બે પી
નિકલેગા જબ જી લો તુજકો કોન કહેગા આ કે પી ?
આજે કયાંથી આપવા બેઠો, અમને આવી શીખામણ
મુજને તો લાગે છે તારૂં રાંડયા કેરનું ડા'પણ
દીકરા દ્વારિકાંજીમાં જઈને, દેજે આ ઘેલો ઉપદેશ
પીનારા તો પીધે જાશે, છોને કકળે આખો દેશ !
સમજાયે ના, શાને માટે આવું લઈ બેઠી સરકાર !
આવ્યું 'અપના રાજ' નિહારે કંજુસાઈ શાને યાર ?
પીનારાની સગવડ માટે દારૂ 'ફ્રી' આપે સરકાર !
પરબો મંડાવી દીયે તો, દેશનો થઈ જાયે ઉદ્ધાર !
ઘરમાં દારૂ, ગટરમાં દારૂ, ચોરે ચૌટે મદિરાપીઠ !
દરિયો દારૂ થકી ભરાવો, પીવો ખુલ્લા. પીવો અ દીઠ.

પીનારાના પ્રશ્ન પર બનશો બેદરકાર રે......
તો ટેકો મળશે નહી, શરાબીનો તલભાર રે......

બે કર જોડી કવાલ બોલ્યો, સુધરે છે સારો સંસાર
ત્યારે આપ નશા મસ્તીમાં, શીદને ડૂબવા ચાહો યાર?
મૂળ મીંયાં ગાંડા ને પાછા, ઉપર પીવા માંગો ભાંગ
મૂડી સેવાળે ખોશો ને ઊંચી રહી જવાની ટાંગ!
સુધર્યા ત્યાંથી ગણો ફરીથી, પીવાનું છોડીને પાપ
દેશના દુઃખો ટાળવાં કાજે, આજે સુધરી જાઓ આપ!
દારૂએ તો અચ્છા અચ્છા ને કીધા પૂરા 'ખુવાર'
બૈરી-બાળક રઝળાવ્યાં છે, ખાવા ના છે ખોટા જાર.

મ્હોં પર માખો બણબણ થાતી, ગટર મહીં રાખીને મુખ
રસ્તા વચ્ચે પટકાઓ છો, તેનું ના છે લેશે દુઃખ
દેવાના ડૂંગરમાં ડૂબો, કાયાને ઘેરી લે રોગ
વાડી વજીફા વેચી ખાઓ, હાથે શીદ લગાડો ભોગ
સમાજમાં હડધૂત બનોને, વ્યસનોના થાઓ ગુલામ
તંદુરસ્તી તાકાત વેચો, નાહકના થાઓ બદનામ

મારામારી ખુનામરકી એકની પૂઠે આવે આઠ
જુઓ ને જાણો છો તો યે હાય, હજી ના શીખો પાઠ?
દારૂ છોડી ઘી ખૂબ ખાઓ, પીવો મીઠા પયના જામ
તાકત તાઝગી મળશે ઝાઝી અંતરને થાશે આરામ
સ્ત્રી-બાળકને સુખી કરશો, તારશો 'ભારત કેરૂં' વહાણ
નિર્વ્યસની થાવામાં સાચું માનવ જાત તણું કલ્યાણ.

પ્રીત છોડો આજથી દારૂ કેરૂં નામ રે......
ભીષ્મ પ્રતિજ્ઞા લ્યો હવે, દારૂ પીવો હરામ રે......

જામ-સુરા-સાકી જાશે તો, સર્જવાનું શું રહે બાકી ?"
મયખાનાં જો મટી જશે તો જીવવાનું કોને તાકી ?
મેં લમજૂરો બોલી ઊઠ્યા, "હવે વીસરીશું મનનો થાક ?
બંધ કરાવે પીઠાં તો તો, જીવનમાં શું રહેશે ખાક ?
રાતને દિ ચુસવાના સાંચા, લોહા સાથે લોહું થઈ
પીવાનું ના પામીશું તો, હેશે કામ કરાશે નહીં."

પીઠાવાળો બોલી ઊઠ્યો, સુણીને સહુની ફરિયાદ
"ભૂતકાળને ભૂલી જાઓ, આ તો છે ભારત આઝાદ.
સરકારે કેરી પીઠાંના, નાશ તણો કીધો નિરધાર
શાણા થઈને સુધરી જાઓ, તોજ હવે તો બેડોપાર
મંદર દ્વારે જાએ તેવી, આંહી શીદ જમાવો ઠઠ્ઠુ ?
પીને કીદને પાગલ થાઓ, બુદ્ધિ પાછળ લઈને લઠ્ઠ
પાનારા પલટાયા ત્યારે, પીનારા સુધરો હીરા
મદિરા સારે ઠરમાં સારે, બન્ને જેવી મંદિરા"

કલાલનાં સુણી અને, શાણાં શીખ-વચન રે......
ક્રોધેથી બોલી ઊઠ્યો, એક શરાબી જન રે......

"કાલ સુધીનો કહેનારો" ત્યાં, આંખો મીંચી પી ને પી-
નિકલેગા જબ જી સે તુજકો કૌન કહેગા આ કે પી ?
આજે ક્યાંથી આપવા બેઠો, અમને આવી શીખામણ
મુજને તો લાગે છે તારું ચસ્કો કેરું ગાંડપણ
દીકરો હાઈસ્કૂલમાં જઈને, દેખે આ ઘેલો ઉપદેશ
પીનારા તો પીધે જાશે, છોને કરશે આના દેશ !
સમજાયે ના. શાને માટે આવું લઈ બેઠી સરકાર !
આવ્યું 'અપના રાજ' નિહાળે કંઈ સુધાર્યું શાને યાર ?
પીનારાની સગવડ માટે દારૂ 'ફ્રી' આપે સરકાર !
પરબો બંધાવી દીધે તો, દેશનો થઈ જાયે ઉદ્ધાર !
ઘરમાં દારૂ, ગટરમાં દારૂ, ચોરે ચૌટે મદિરાપીઠ !
દરિયો દારૂ થકી ભરાવો, પીવો ખુલ્લા, પીવો અધીક.

પીનારાના પ્રશ્ન પર બનશો બેદરકાર રે......
તો ટેકો મળશે નહીં, શરાબીનો નક્કાર રે......

બે કર જોડી કવાલ બોલ્યો, સુધરે છે સારો સંસાર
ત્યારે આપ નશા મસ્તીમાં, શીદને ડૂબવા ચાહો યાર?
ભૂખ મીંયાં ગાંડા ને પાછા, ઉપર પીવા માગો ભાંગ
મૂડી સેવાળે ખોશો ને ઊંચી રહી જવાની ટાંગ!
સુધર્યા ત્યાંથી ગણો ફરીથી, પીવાનું છોડીને બાપ
દેશના દુઃખો ટાળવાં કાજે, આજે સુધરી જાઓ આપ!
દારૂએ તો અચ્છા અચ્છા ને કીધા પૂરા 'ખુવાર-
બૈરી-બાળક રઝળાવ્યાં છે, ખાવા ના છે બેટા જાર.'

મ્હોં પર માખો બણબણ થાતી, ગટર મહીં રાખીને મુખ
રસ્તા વચ્ચે પટકાઓ છો, તેનું ના છે લેશે દુઃખ
દેવાના ડુંગરમાં ડૂબો, કાયાને ઘેરી લે રોગ
વાડી વજીફા વેચી ખાઓ, હાયે શીદ લગાડો ભોગ
સમાજમાં હડધૂત બનોને, વ્યસનોના થાઓ ગુલામ
તંદુરસ્તી તાકાત વેચો, નાહકના થાઓ બદનામ

મારામારી ખુનામરકી એકની પૂઠે આવે આઠ
જુઓ ને જાણો છો તો યે હાય, હજી ના શીખો પાઠ?
દારૂ છોડી ઘી ખૂબ ખાઓ, પીવો મીઠા પયના જામ
તાકત તાઝગી મળશે ઝાઝી, અંતરને થાશે આરામ
સ્ત્રી-બાળકને સુખી કરશો, તારશો ભારત કેરું વ્હાણ
નિર્વ્યસની થાવામાં સાચું માનવ જાત તણું કલ્યાણ.

પ્રીતે છોડો આજથી દારૂ કેરું નામ રે......
ભીષ્મ પ્રતિજ્ઞા લ્યો હવે, દારૂ પીવો હરામ રે......

# ગાંધીજી અને ગુજરાતી ગદ્ય

લેખક :
પ્રા. વિજયરાય ક. વૈદ્ય

## તેજસ્વિતા : વ્યક્તિત્વની તેમજ લેખનની

પ્રવર્તમાન યુગના આપણા સાહિત્ય વિશે બોલતાં શ્રી. રમણલાલ વ. દેસાઈએ વડોદરામાં આપેલા એક ભાષણમાં છેક ૧૯૩૪માં કહ્યું હતું :

"જ્વલન્ત સાહિત્યકૃતિઓનું એક જગતપ્રદર્શન થાય તો તેમાં આપણે ન્હાનું પણ તેજસ્વી સ્થાન લઈ શકીશું કારણ ગોવર્ધનરામનો 'સરસ્વતીચન્દ્ર', ન્હાનાલાલના રાસ અને કાવ્યો; મુનશીની નવલકથાઓ અને ધુમકેતુની નવલિકાઓ તથા ગાંધીજીનું સ્વચ્છ, સમર્થ અને તેજસ્વી ગદ્ય જરૂર જગત સાહિત્યને દીપવશે. એ વગર, જગતસાહિત્યનું પ્રદર્શન અધુરું રહેશે."

આ અવતરણમાંના આપણા કાર્ય માટેના બે અંશો—જેમાનું તથ્ય નિર્વિવાદ છે તેવા અંશો—પહેલા તારવી લઈએ. એક તો એ કે ગોવર્ધનરામ આદિની સાથે ગાંધીજીને (માત્ર હિંદના નહિ પણ) જગતના સાહિત્યમાં સ્થાન છે. બીજું, એમના ગદ્યમાં નિર્મળતા છે, સામર્થ્ય છે અને તેજસ્વીપણું છે.

## સરળતામાં પણ સામર્થ્ય

જેની ગદ્યરચના જગતભરના સાહિત્યમાં સ્થાન પામે તેવી હોય તે ગોવર્ધનરામ આદિથી જુદી રીતે પણ મહાન શક્તિઓ ધરાવનાર પુરુષ હોય એ તો સ્વયંસિદ્ધ વાત છે. એ એનામાં હોય ત્યારે જ તે એની અસાધારણ મહત્તા આપોઆપ પામે કે એની વાણી જગતમાં અપૂર્વ પદવી—ભાષા પટે તો "શું શાં પૈસા ચાર"—વાળી હોવા છતાં. ગાંધીજીની વાણી એટલી અસામાન્ય હોવા ઉપરાંત—એ સ્વચ્છ, સમર્થ તથા તેજસ્વી હોવા ઉપરાંત—સાદી હોઈ, વિશિષ્ટ અર્થમાં શણગાર વિનાની છે અને સરળ પ્રવાહવની છે એ સુવિદિત છે. પરન્તુ આ સાદાઈ તથા સરળતાનાં મૂળ શોધવાનો યત્ન પણ કરવા જેવો છે. સરળ તથા સાદું લખાણ તો ઘણા ય લખે છે—કોઈક અલ્પાત્માથી ય અલ્પ કહેવાય તેવા બિચારા પરસુરણ જાહેર ખબરોના લખનાર કારકુનના લખાણમાં ભરી પડી હોય છે તેવી સાદાઈ કે સરળતા આપણને દુનિયામાં બીજે ક્યાં મળવાની? એટલે એક મહાત્માની શૈલીના એ ગુણો શબ્દના વડે સાદા કે ભાવહીનતા વડે સરળ બનતા નથી એ વાત આપણે ખાસ કરીને એ માટે ધ્યાનમાં રાખવી ઘટે કે એ ગુણોની પ્રશંસા કરનારા એનું ઉદ્ભવસ્થાન જે એક મહાપુરુષનો આત્મા તેનાં સત્યનિષ્ઠા કે સુરુચ ગૌરવનો જે હિસ્સો ઉક્ત સાદાઈમાં તથા સરળતામાં છે તે જાણવા સમજવાની દરકાર કરતા નથી. તેથી જ એકપણ અપવાદ વિના લેખકમાત્રે સાદુંને સાદું જ લખ્યું, સરળતાને ખાતર જ સરળતા તેવી એવો બેસમજવાદ ઉભાવતા હોય છે. તેથી બજારુ સાદાઈ કે ફક્ત વ્યવહારુ જ સરળતા જે લખાણોમાં હોય તેની ને તેના લખનારની બૂનપરસ્તી પણ ઘણીવાર સખેદ જોઈએ છીએ.

## કેટલાંક વ્યાપક લક્ષણો

આટલું અનિવાર્ય સૂચન વિષયાન્તર જેવું લાગે છતાંએ આવશ્યક લાગ્યું. હવે, ગાંધી—ગદ્યનાં બીજા વિશિષ્ટ લક્ષણો ક્યાં?

આવાં લક્ષણ મુખ્યત્વે આટલાં ગણાવાય : ગૌરવતાપૂર્ણ, લક્ષ્યવેધિત્વ, સાત્વિકતા, સહજ સંયમ તથા ઉદાત્ત રસિકતા.

ગૌરવ તથા સંયમ વિનાનું તો ગાંધીજીનું એક પણ લખાણ નથી એમ કહી શકાય. હવે જેને જિન્સી વિષય કહેવાય છે તે પ્રકારનો એમનો લેખ નામે 'એકાંતની વાત' છે તેમાં આ લક્ષણો સૌથી આગળ પડી આવે છે. વળી, હિંદુ વિધવા વિશેનો તેમનો લેખ 'ત્યાગમૂર્તિ' એ તેમની સહજસિદ્ધ સૌમ્યતાનો, સાત્વિકતાનો અને અસરકારક લાઘવનો સરસ નમુનો છે. એમાંથી શરૂઆતનાં તથા વચ્ચેનાં થોડાં વાક્યો જોઈએ :

"હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઈ નાખ્યા છે.......અનેક વિધવા પોતાના દુઃખને દુઃખ માનતી નથી. ત્યાગ એ તેને સારુ સ્વાભાવિક વસ્તુ થઈ પડી છે. ત્યારનો ત્યાગ તેને દુઃખરૂપ થાય, વિધવાનું દુઃખ જ તેનું સુખ મનાયું છે....વિધવાની પાસે પુરુષ પામર પ્રાણી છે. વિધવાના ધૈર્યનું અનુકરણ અસંભવિત છે. પ્રાચીન કાળનો વારસો જે વિધવાને મળ્યો છે તેની આગળ પુરુષના ક્ષણિક ત્યાગની પૂંજીની શી કિંમત હોઈ શકે!"

સર્વ મહાન લેખકોનું એક ખાસ લક્ષણ એ છે કે તેમને હાથે એક જ શબ્દની પુનરુક્તિ નીરસતા આણનારી નહિ પણ એ પ્રસંગોચિત હોઈને રસપોષક બને છે. એ રીતે 'ભય' શબ્દ "અભય" નામના લેખમાં વપરાયલો જોઈએ છીએ :

"અભય એટલે બાહ્ય ભયમાત્રથી મુક્તિ—મોતનો ભય, ધનમાલ લૂંટાવાનો ભય, કુટુંબપરિવાર વિશેનો ભય, રોગનો ભય, શસ્ત્ર પ્રહારનો ભય, આબરૂનો ભય, કોઈને ખોટું

લગાડવાનો ભય, એમ ભયની વંશાવળી જેટલી લંબાવીએ તેટલી લંબાવી શકાય."

૧૯૨૨ના બારડોલી સત્યાગ્રહના મહાપ્રસંગને બધી રીતે શોભે તેવો મહાત્માજીનો લેખ 'પરીક્ષા' છે. તેમાં એમણે હૃદયના ખરા રંગથી લખ્યું છે. તેમને પોતાને જ એ પ્રેરણાનુભવ કેટલો આનન્દ આપનો હશે એ તો તે આપણા સાહિત્યનું અણમોલું રત્ન, ખરા રત્નને નિરખી નિરખીને જોઈએ તેમ, ફરીફરીને વાંચતાં પણ ધરાઈ નહિ તેવું છે. તેની મોટી ખૂબીઓમાં એ ગણાવી શકાય: સોંસરપટ ઊતરી જાય તેવી સુસરલ બેધકતા; અને, ધરગતુ વસ્તુઓનો —'ખોટો રૂપીઓ' 'ભાણું' 'ટકોરો' 'માટલી' જેવા શબ્દોથી સૂચવાતી વસ્તુઓનો લેખકને હાથે સહજભાવે થતો પણ કેટલીક ઊંડામાં ઊંડી અસર કરે તેવો ઉપયોગ.

## સાત્વિક અને સંયમશીલ

શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ-ઇતિહાસ તથા 'આત્મકથા'માં ઉદાહરણ આપીને કહ્યું છે: "જીવન્ત રેખાચિત્રો દોરવાનું કૌશલ ગાંધીજીમાં જન્મસિદ્ધ છે;" ને તેમણે જ ઉમેર્યું છે તેમ, ગાંધીજી કલાકાર કે સાહિત્યકાર નથી એ ટીકા નિરાધાર છે. એમના ગુરુ ટોલ્સ્ટોયમાં હતું— ઉત્તર વયમાં—તે યતિપણું પણ ગાંધીજીમાં હોવાથી ઉપરના નમુનાઓમાં આપણે જોઈ તેવી સાત્વિકતા તથા સંયમશીલતા એમનાં કેટલાંક લખાણોમાં તો ભરપૂર ભરી છે; અને એ પરિણામ છે એ મહાનુભાવના સત્યપરાયણ જીવનનું, નિર્ભયતાપરાયણ ચારિત્રનું તથા અહિંસાપરાયણ માનસનું. 'આત્મકથા'માંના વધારે યાદગાર રેખાચિત્રોમાંનું એક તે આજના જુવાનો જેનું નામ પણ નહિ જાણતા હોય તે ગયા જમાનાના એક વિશિષ્ટ ગુજરાતી અને લેખક નારાયણ હેમચંદ્રનું છે. તેઓ સ્વ. નરસિંહરાવના 'મનોમુકુર' (ભા. ૧) તથા એમની હાલ છપાતી રોજનીશીમાં પણ એને વિશે વાંચી શકે. ગાંધીજીને જ હાથે જેમને દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહ લડત લડનારાઓના પહેલા વર્ગમાં સ્થાન આપ્યું છે નાંખી નાયડુ નામે અનેકભાષાવારી તથા શૂરા લડવૈયાનું રેખાચિત્ર એક બીજો આ પ્રકારનો દાખલો છે.

વર્ણનોનું શું? આકાશની અદ્ભુત આકર્ષકતા તો ગાંધીજીએ એકથી વધુ વખત વખાણી છે. દાર્જિલિંગથી દેખાતા હિમાલયનું વર્ણન પણ સ્મરણીય કંડિકાઓ આપે છે. પરન્તુ અહીં તો બ્રહ્મપુત્રા પરની મુસાફરીના વર્ણનમાંથી જ લેખની સમાપ્તિ લેખે કેટલાંક વાક્યો ટાંકીશું—જેથી જોઈએ, એ શાન્તિમાં પણ એમનું જીવનવ્રત—દેશસેવા—એમને તો પાછી અશાન્તિ પણ અનુભવાવતી હતી. "નદીમાં સ્ટીમર ચાલી રહેલી છે. અમે બધા તૂતક પર બેઠા છીએ. નદી દરિયા જેવી વિશાળ લાગે છે. દૂર દૂર બંને બાજુ કાંઠા દેખાય છે. પટ લગભગ બે માઈલ કે તેથી વધારે હોવો જોઈએ. મુસાફરી પંદર કલાકની છે. નદીની શાન્તિ ભવ્ય લાગે છે. વાદળામાં છુપાયેલો ચન્દ્ર પાણી ઉપર પોતાનું આછું તેજ પાડી રહ્યો છે. સ્ટીમરના પંખા—હલેસાં—પાણી કાપે છે તેનો મધુર અવાજ આવે છે. તે સિવાય ચોમેર બધું શાન્ત છે. છતાં મનની શાન્તિ મળવી મુશ્કેલ જોઉં છું. સ્ટીમર મારી નથી, નદી મારી નથી. જે સત્તાના જુલમથી હું થાકેલો છું, જે સત્તાના બળથી હિંદુસ્તાન જખમી, નિસ્તેજ ને ભિખારી થયું છે, તે જ સત્તાના મહેરબાનીથી સ્ટીમરમાં પણ ફરું છું એ વિચાર મને આ શાન્તિમાં અશાન્ત કરી મૂકે છે."

## બાપુ !



કલાકારની વિનમ્ર અંજલિ

શિલ્પ-વિધાન નિર્જીવ છે છતાં એમાંથી
પ્રસરતું અલૌકિક તેજ અનંત
બ્રહ્માંડમાં વિસ્તરી રહ્યું છે !




# સ્વરાજ્યનો સૂર્ય ઊગ્યો

લેખક:
શ્રી. ઈશ્વર પેટલીકર.

*

**પહેલી** સવારથી કાપડ ઓકતી મહેન્દ્ર મિલે સાડાપાંચ થતાં છેવલેણ ચીસ પાડી. એ અસહ્ય દર્દથી કંટાળી તેનો આત્મા એ સ્થૂલ શરીરમાંથી પલાયન થયો હોય તેમ બધા ગતિમાન અવયવો બંધ પડયા. દરદીની ભાડુતી સેવા કરતી નર્સો દરદીનું મરણ થતાં વગર ચિંતાએ છૂટકારાનો દમ ખેંચી ચાલવા માંડે છે, એમ મિલ કામદારો પણ નાસી છૂટયા. સૌથી પાછળ માધુ વિચારની ધૂનમાં અમળાતે પગે ચાલતો હતો.

"માધુ! ઘર તો ખુલ્લું છે." આગળ ચાલતા કામદારોમાંથી પાંચ દશ જણે ઊભા રહી પાછળ આવતા માધુને કહ્યું.

"જો તો ખરો, કેવું સરસ ધોળીને બનાવ્યું છે!" એક જણે પગેરો ફેરફાર બતાવ્યો. પણ ધૂની માધુને ઓછું જ કોઈનું સાંભળવું હતું! રોજના બોલવા તરફ લક્ષ આપ્યા સિવાય તે ચાલ્યો ચાલ્યો એ ઘરમાં ગયો. રોજના જેવાં આજે ત્યાં કચરો ને ગંદકી ન હતાં, ચૂનાથી ધોળેલી દિવાલ વિશેષ પ્રકાશ ફેંકતી હતી. સોનેરી અક્ષરે લખેલાં પાટિયાં ચારેય દિવાલ ઉપર લટકતાં હતાં, પરંતુ તેથી નિરક્ષર માધુને મન ચિત્રામણ સિવાય બીજો ખ્યાલ આવે તેમ ન હતો. અક્ષરજ્ઞાન સમજાય માટે સાથે સાથે ચિત્રો પણ ચોંટાડેલા હતાં. બેસવા માટે ડબ્બા ઉપર ગોઠવેલા ગંદાં પાટિયાંને બદલે સ્વચ્છ બાંકડા મુકેલા હતા. આમ પહેલાંનું બાહ્ય શરીર બદલાયું હતુ, એટલું જ નહિ પણ આત્માય પલટાયો હતો. હમેશાના બંડીઓ ને ચુન્નટ ટોપીને બદલે બે ખાદીધારી યુવકો હતા અને માધુના જેવા બીજા ચાર પાંચ જણ પણ હતા. યંત્રવત માધુ પણ બેઠો, તેના ટેવાયેલા મનને તો કોણ જાણે, પરંતુ આપને તો શાન્તિ વળી.

"ભાઈ, લેશો?" ખાદીધારી યુવકે વિચારમાં બેઠેલા માધુને પ્યાલો ધર્યો અને સાથે બીજાઓને પણ પ્યાલા આપ્યા.

"થૂ, થૂ, થૂ!" સહેજ પીવાની સાથે માધુએ થૂંકવા માંડ્યું. હાથમાંથી પ્યાલો નીચે પડ્યો. કાચના કટકા કૂદી કૂદીને દૂર પડ્યા. આખાય ખંડમાં દૂધના છાંટાએ ભાત પાડી.

"ભાઈ, શું થયું?" પેલે યુવકે પૂછ્યું. માધુની સાથેના બે જણ દૂધ ગટગટાવી ગયા, બીજા બેએ ઓછું હતું તે અર્ધું બાકી રાખ્યું અને એકે સહેજ ચાખીને જ મૂકી દીધું.

'હરામખોર!' 'સાલ્લા!' 'દેવાળિયા!' 'નાગ!' એવાં એવાં સ્વસ્તિવચન સાંભળેલા કાનને 'ભાઇ!' શબ્દમાં મીઠાશ લાગી. એ ભલાઇની લાગણીએ હૃદયના તારને ઝણઝણાવ્યા. પડેલા કાચના કટકા વીણી લીધા. બીજા યુવકે બીના કપડા વતી ખડ સાફ કર્યો, ત્યારે માધુના હૃદય માંથી પણ 'ખોટું કર્યું,' એવો અવાજ આવ્યો. પણ જેમ પ્રજાનો અવાજ અમલદારો રાજાના કાન સુધી પહોંચે તે પહેલાં દાબી દે છે એમ પોતાનું આધિપત્ય નષ્ટ થાય એ બીકે તેનું મન હૃદયના શુદ્ધ અવાજને રૂંધી રાખતું હતું.

"અમે પીતા એમાં સરકારનું શું જતું હતું?" નિરાશ થયેલા માધુએ લવવા માંડ્યું.

"અંગ્રેજ સરકાર હતી ત્યાં સુધી તો એણે ચાલવા દીધું. પણ હવે ગાંધીવાળા સરકાર થયા એટલે બીજાનું ક્યાં ચાલે છે?" બીજાએ કહ્યું.

"ગાંધીવાળાને તો અમારું પૂરું કરવું નથી પડતું ને? ભૂખ્યે મરતાં હોઇ શું તો અમે! એમાં એમનું શું જતું હતું?" માધુ સહેજ ચગ્યો.

"દારૂનું ઝેર તમે પીતા હતા, એના કરતાં હવે સરકારે દૂધ પાવા માંડ્યું." એક યુવકે સમજ પાડી.

"સરકારનો વાંક શું કરવા કાઢો છો? બધું તમારા ગાંધીવાળા કરે છે એમ જ કહો ને" બીજાએ કહ્યું.

પેલે યુવકે સરકાર અને ગાંધીવાળા વચ્ચેનો સંબંધ સમજાવતાં કહ્યું. ગાંધીવાળા અત્યારે રાજ ચલાવે છે એટલે સરકાર કહેવાય."

"જો, બધાય સ્વાર્થી આપણે જાણતા કે ગાંધીવાળા લોકોના ભલા માટે લડે છે. અને હવે તો સરકાર થઇ બેઠા!" માધુ બોલ્યો.

"સરકાર થાય ત્યારેજ ખરું ભલું કરી શકાય ને? આ દારૂ બંધ કર્યો તેથી કેટલા લોકો સુખી થશે?" પેલે યુવકે સરકારની સત્તાનો ફાયદો બતાવ્યો.

અત્યાર સુધી શાન્ત બેઠેલે એક જણે કહ્યું: "ભાઇ, ભલું તો ખરું. દારૂ પીનારાંય સમજે છે કે પોતે પાયમાલ થાય છે. પણ નબળા મનના એટલુંજ, કાયદો થયો એટલે બધાય સમજશે."

"આ મોટી સમજની પૂંછડી!" માધુ ઉશ્કેરાયો.

અત્યાર સુધી ગમ્મત ખાતર બહાર માધુની રાહ જોતા પાંચ દશ જણ ઊભા હતા. તે નજીક આવ્યા. માધુને ઉશ્કેરાયેલો જોઇ એક જણ બોલ્યો: "માધુ! એ···એ···એ."

"હા......આ......આ..." બધાએ ઉપાડી લીધું.

ઉશ્કેરાયેલો માધુ બહાર આવવા દોડે તે પહેલાં પેલા બે યુવકો વચ્ચે પડયા અને પેલાને સમજાવતાં એકે કહ્યું: "ભાઇઓ! તમારે તો દારૂનિષેધના પવિત્ર કાર્યમાં અમને સહાયતા કરવી જોઇએ. આમ કરવાથી તો દારૂડિયા ખિજાય ને નુકસાન કરી બેસે."

એકે સલાહ આપતાં કહ્યું: "અમસ્તી સરકાર હવે આવા 'દારૂનિષેધ પ્રચારગૃહ' રાખે છે."

"કેમ?"

"કેમ શું? હવે પ્રચારની શી જરૂર છે? કાયદો થયો એટલે એની મેળે સીધા થઇ જશે" બીજાએ કાયદાની સત્તા બતાવી.

"આમ દમદાટીથી તો આપણે આપણું કાર્ય મુશ્કેલ બનાવીએ છીએ. સત્તા કરતાં પ્રેમથી માણસ કામનો વશ થાય છે."

પેલા ભાઇ બોધ આપે તે પહેલાં માધુને ખેંચી બધા ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં એકે કહ્યું: "આ વખતે ગંગાભાભી પગાર દેખશે."

"હજુ તો સરકાર ઉપરની રીસ ગંગાભાભી ઉપર કાઢશે." બીજાએ ભવિષ્ય ભાખ્યું.

"એ તો એ ગરીબ છે. બીજી કોઇક હોય તો એના માથામાં આપે!" ત્રીજાએ ઉમેર્યું.

"આપનારાવાળી તો મરી ગઇ!" માધુ બોલ્યો.

"પેલા કડાનો માર ના સહન થયો ત્યારે છતી એક વખત એની છાતી ઉપર ચઢી બેઠી, તે હવે નામ દેશે!" એકે મારનો ચમત્કાર બતાવ્યો.

"ને કહ્યું કે 'ખબરદાર!' જો દારૂ પીધો છે તો, ઘરમાં જ નહિ પેસવા દઉં!" બીજે કહ્યું.

"તે હવે પીશે!" ત્રીજાએ પૂરું કર્યું.

"એ રૂડાના જેવા બધા બાયલા ભાળ્યા કે શું?" માધુ તડૂક્યો.

"હજારવાર!" એકે જવાબ આપ્યો ને બધાય તેને ઉશ્કેરાયેલો મૂકી હસતા હસતા ચાલતા થયા.

× × × ×

"બા ખાવું છે!" બે ત્રણ વરસના કેશવે પોતાની માને કહ્યું. પણ જાણે સાંભળતી જ ન હોય તેમ ગંગા બેસી -

"બા! આપને?" ઉંબરે કેશવ સાડલાનો પાલવ ખેંચવા લાગ્યો.

"લે આપું." આમ કહેવાની સાથે ધમાક કરતો ગંગાનો હાથ કેશવની પીઠ ઉપર પડ્યો. માર ખાઈ તૃપ્તિના ઓડકાર આવતા હોય તેમ કેશવ ડૂસકાં ભરવા લાગ્યો.

રમવા ગયેલી નાની મણિ રડતા ભાઈને જોઈ માને પૂછવા લાગી: "બા, બા, ભાઈ કેમ રડે છે?"

નિર્દોષ બાળકીના પ્રશ્નથી ગંગાનો રહ્યો સહ્યો ડૂમો નીકળી ગયો ને છૂટે મોંએ રડવા લાગી.

નાની મણિ મોટે વળગી કહેવા લાગી: "બા, બા, તું શું કામ રડે છે?" પણ ગંગા પોતાનું રુદન ન રોકી શકી.

"ઉં......ઉં......ઉં..." કરતી મણિનાં આંસુ ગંગાના ગાલ ઉપર પડ્યાં. માનું રુદન કયા બાળકને આંસુ નહિ લાવતું હોય?

રડતે સાદે ગંગા બોલી: "બેટા! તું શું કામ રડે છે?" ગંગાએ સાડલા વતી આંખ લૂછતાં કહ્યું: "હું મારું દુઃખ રડું છું, બેટા! અને મારે પેટે આવી તમારેય રડવાનું રહ્યું." ગંગાનું દુઃખ કોણ સમજતું હતું? સાત વર્ષનો કેશવ ને ચાર વર્ષની મણિને શી ખબર કે દુઃખ શી વસ્તુ હશે?

ગંગાને જન્મ આપી એની મા મરી ગઈ હતી. એને પૂરાં પાંચેય વર્ષ નહિ થયાં હોય ને એનો બાપ કૂવા ઉપર કોસ ઝીલતાં શરત ચૂક્યો, પછી કૂવો કંઈ ચૂકે? પાણીમાં પડેલો એક વખત ઉપર આવે એવું સદ્‌ભાગ્ય એનાં નસીબમાં ન હતું. ઊંડી બખોલમાં મડદું પેસી ગયું. ચાર કલાકે મહામુશીબતે એને શોધી કાઢ્યો. બધાં છોકરાં લોકોના ટોળા ભેગાં જોવા ગયાં હતાં, તેમાં ગંગા ય હતી.

"બિચારી છોકરીની શી વલે!" દરેકને નાની ગંગાની દયા આવતી.

"એ બા, ગંગાનો બાપ મરી ગયો." સમજણ વગરનાં બાળક ગમ્મત કરતાં હોય તેમ બોલતાં. ગંગા ટગર ટગર જોયા કરતી, જ્યારે એને અગ્નિસંસ્કાર કરવા લઈ ગયા, ત્યારે તો તે ચીસેચીસ પાડવા લાગી; "મારા બાપાને ના બાળી જશો." એમ બૂમો પાડતી એ રહી ને લોક એના બાપને સ્મશાનમાં લઈ ગયા.

પછી તો ગંગા મોસાળમાં રહેવા ગઈ. પણ નસીબ બે ડગલાં આગળનું આગળ! દિવસ ઊગે ને મામીનો મેથીપાક મળે!

"ઓ...બાપ...રે. મરી ગઈ!...ઓ...બાપ...રે મરી ગઈ!" આખા મહોલ્લામાં કાન ફાટી જાય એવી ચીસો સંભળાતી હતી. હાથ બાંધેલી ગંગા ખીંટીએ લટકતી હતી ને ઉપરથી માર પડતો હતો.

"બોલ! હવે કોઈ વખત ફોડીશ? મામીની ગર્જના સંભળાતી હતી.

"મને જવા દો. કોઈ દિવસ નહિ ફોડું." પાણી ભરતાં ઘડો ફૂટેલો તેને એ સજા હતી. બાળપણનાં સુખી સંસ્મરણો સંભારી માનવી કેટલો આનંદ મેળવે છે! ત્યારે દુઃખી સ્મરણો જ જેના ભાગ્યમાં હોય તેને બાળપણ કેવું લાગતું હશે?

આમ થોડા દિવસ વીત્યા પછી એક દિવસ મામીએ પોતાના પતિને કહ્યું: "સાંભળો છો કે?"

"શું છે?"

"જરા આમ આઘા તો આવો."

"કહે ને, શું છે?"

"આ મારી માએ સંદેશો મોકલ્યો છે."

"શાનો?"

"કે ગંગા હવે મોટી થવા આવી."

"તેમાં તારી માને શી પંચાત?" ગંગાનો મામો બોલ્યો.

"લો વળી, સગાંનો જીવ તો બળેને! મારી માસીની ભાણી છે ને?"

"તે શું છે તારી માસીની ભાણીનું?" મામાએ કંટાળીને પૂછ્યું.

"ભાણીની જેઠાણી પેલી હતાં, આપણો બનેવી મરી ગયો ત્યારે કાણે આવી હતી. આખું ગામેય કહેતું હતું કે જબરી કૂટનારી!"

"ભસતી હોય તો ભસી નાખ ને!"

"હું કૂતરી છું? આ મોટા રાજકુંવરના જોયા હોય તો! મારે મન જાણે છોકરી ઠેકાણે પડે. એ હતાંના ભાઈનો છોકરો અમદાવાદ રહે છે." મામીએ જરા મિજાજ ઠેકાણે રાખી વાત કરી.

"આ પેલો દારૂડિયો માધુ ને?"

"ઓ...હો...હો...આટલો બધો મિજાજ શો! દારૂ તો મોટા મોટા સાજનલોક પીએ છે. એની જોડે ગંગાનું ચોકઠું બેસાડવાનું છે." મામીએ સ્પષ્ટ વાત કરી.

"ગામમાં ઘર નહિ ને સીમમાં ખેતર નહિ. એનો બાપ મરી ગયો તે પાછળ બારમું કરવાનું તો મળ્યું નહિ!" મામાએ તેનું તળિયું તપાસવા માંડ્યું.

"એ મહિને ત્રીસ લાવે છે."

"ને બધાનો ય દારૂ પીવી જાય છે."

"એ તો બધાય એકલા હોય ત્યાંસુધી એવા! લફરું વળગ્યું એટલે સીધોસટ થઈ જશે."

અને છેવટ એક દિવસ ગંગા માધુની થઈ.

ભાવિ સુખનાં સ્વપ્ન સેવતી ગંગા અમદાવાદ આવી શહેરને એક છેડે ભંગીવાસથીએ ભૂંડી ચાલીમાં માધુ રહેતો હતો. સાત-ફુટથી લાંબી નહિ એવી એક અંધારી ઓરડીને બારણે માધુના કબજાનું આપવાળું તાળું લટકતું હતું. ઓરડી ખુલ્લી થતાં ગંગાએ શું જોયું? કલાઈ વિનાની એક થાળી, વાટકી અને એલ્યુમિનિયમની એક તપેલી, લોટો ને પ્યાલો. અનાજમાં ચોખાના ડબ્બામાં બશેર ચોખા, પણ તેમાંય ઉંદર મૂતર્યા હતા બિલાડીએ દાળનો ડબ્બો ઊંધો વાળ્યો હતો. ઘેરથી આણેલી ગોદડી ફાટી ગઈ હતી.

સ્વગૃહે આવતાં ગંગાને પ્રથમ પ્રશ્ન થયો: પાંચ વરસથી રહે છે, પણ કશું કંઈ નહિ?"

બીજી ક્ષણે તેણે મન વાળ્યું: "નોકરીયે કૂતરા જેવીને! વહેલા ઊઠીને નાસવું પડે ને અંધારે ઘેર આવવાનું. ધીમે ધીમે સૌ નવું લાવીશું."

આમ ગંગાએ ગૃહસ્થાશ્રમ માંડ્યો.

"અત્યાર સુધી શું કરો છો?" રાત્રે નવ વાગે આવતા માધુને ગંગા પુછતી.

"થાક્યાપાક્યા ધીમે ધીમે આવીએ તે વાર થાય" માધુ જવાબ આપતો.

"મિલ કેટલા વાગે બંધ થાય છે?" અજાણી ગંગા પૂછતી.

"એનુ કશું ય ઠેકાણું નહિ. સાતે ય થાય ને આઠે ય થાય." નાના બાળકને ઊંડાં ભણાવતો હોય તેમ માધુ કહેતો. અજાણી ગંગા શરૂઆતમાં સાચું માનતી. માધુ દારૂની ખબર ન પડે તેમ પાને મોડી રાતે આવતો.

ઘરમાં અનાજ ખૂટતાં ગંગા પૂછતી: "પગાર આવ્યો?"

"હજુ વાર છે."

ઘણુય દિવસ કંટાળી તે પૂછતી: "કેટલે દિવસે પગાર મળે?"

ભોળી ગંગાને ભમાવવા માધુ જવાબ આપતો: "એનુ કશુંય ઠેકાણું નહિ. શેઠની જેવી સગવડ." ગામડામાં મજૂરોને સગવડે મળતા પૈસાની માફક અહીં પણ હશે, એમ ગંગા સમજતી. પણ આવું અજ્ઞાન ક્યાં સુધી ટકે?

ધીમે ધીમે માધુ પીધેલ હાલતમાં ઘેર આવવા લાગ્યો ને વગર વાંકે ગંગાને મારતો પણ ખરો. દુઃખી ગંગા ભાગ્યને દોષ દેતી ચોધાર આંસુએ રડતી. ગમે તેવી અસહ્ય પરિસ્થિતિ પણ ટેવથી સહ્ય બને છે. ગંગા આ પરિસ્થિતિથી ટેવાઈ ગઈ.

"તમે આ ખોટી લત નથી મૂકવાના?" માધુને ખુશમિજાજમાં જોઈ ગંગા કોઈ વખત ટકોર મારતી.

"ગંગા, ખરું કહું? તે વખતે પરણવાની બીકે હું સંતાતો ફરતો હતો ને તેં કાનના વેઢલા વેચી પૈસા આપ્યા, ત્યારે મને ખરે એમ થયેલું કે હવે જાણે કોઈ દિવસ ના પીઉં. પણ લાલચુ મન નથી માનતું."

ગરીબ બની જઈ જ્યારે માધુ આમ કહેતો ત્યારે ગંગાને લાગતું: "છે તો બિચારો ભલો, પણ વ્યસને ભૂંડો કર્યો છે." અને આથી તો રોજ એ પ્રાતઃકાળે ઊંચે આકાશ તરફ મીટ માંડી કહેતી: "પ્રભુ! એમને બચાવજે."

આમ તો દશ વર્ષ વહી ગયાં. બે બાળકની એ મા થઈ હતી, ત્રીજાની થવાની તૈયારીમાં હતી, પણ માધુની એ લત ના છૂટી તે નાજ છૂટી. બે વખત તો મારથી ગંગાનો હાથ ઉતરી ગયો. કેટલીયે ટંક અનાજ વગર ગઈ હશે. માધુની એક માંદગીમાં તો એણે ઘરનાં રહ્યાસહ્યાં વાસણ પણ વેચી દીધાં. માધુને એ લતમાંથી મુક્ત કરવા તે રિસાઈને ગામ જતી રહી. પણ તે એકનો બે ના થયો તે નાજ થયો.

ઓચિંતું એક સવારે તેણે સાંભળ્યું કે સરકાર અમદાવાદમાં દારૂ બંધ કરે છે. પીઠાં બધાં બંધ થવાનાં, દારૂ પીનારને સજા થવાની. ભક્તને ભગવાન મળે જેટલો આનંદ થાય, તેથીયે અધિક આનંદ ગંગાને થયો!

"સરકારનું ભલું થજો!" વાત સાંભળી ગંગાએ કહ્યું.

વાત કહેનાર બોલ્યો: "એ તો ગાંધીરાજા સરકાર થયા ત્યારે."

"દારૂનું દુઃખ દૂર થયું એટલે ધીમે ધીમે બાજાં પણ દુઃખ ઓછાં થશે." આનંદના આવેશમાં ગંગા બોલતી હતી. તેને થયું કે જરૂર તેની અરજ પરમેશ્વરે સાંભળી.

પણ દરિયો તરી કિનારે ડૂબે એમ એક દિવસ ગંગાએ કર્યું. આજે દારૂનિષેધનો પ્રથમ દિવસ હતો. [illegible]

આજે શહેરમાં આવ્યો હતો. પણ ગંગાના ઘરમાં ખાવાનું કરવા બળતણ ન હતું. લાકડાંવાળો પૈસા માગતો એટલે નવાં લેવા જવાની તેની હિંમત ન ચાલી. એવામાં કેશવે ખાવાની હઠ લીધી. આવતા સુખના પવને તેનામાં દુઃખ સહન કરવાની શક્ત નષ્ટ થઇ હોય તેમ દુઃખનો આ છેલ્લો દિવસ સહન ન કરી શકી. અકળાઇને વગર વાંકે તેણે પુત્રને માર્યો. નાની મણિની આંખ લૂછતી હતી એવામાં માધુ આવ્યો, રોજના કરતાં વહેલો. આજે તેનું મોં વાસ મારતું ન હતું. પણ તેનો મિજાજ ઠેકાણે હોય તેમ લાગતું ન હતું.

કોટ ખીંટીએ ભરાવવા જતાં નીચે પડ્યો. દારૂ ન મળવાથી ચઢેલી રીસ તેણે નિર્જીવ કોટને લાત મારીને કાઢી. તે આગળો તથા ગંગા તરફ આંખ કાતરી બહાર જઇ બેઠો. જાણે એમને જ પાપે દારૂનિષેધ ન થયો હોય તેમ માધુએ કર્યું.

"જોઉં તો ખરી!" એમ વિચારી ગંગાએ કોટનાં ખિસ્સાં તપાસવા માંડ્યાં. આજ થયેલો આખોય પગાર અકબંધ હતો. પીઠું બંધ થવાનું હોવાથી પીઠાવાળે તો પહેલેથી જ પૈસા ચૂકતે કરી લીધા હતા. દારૂમાંથી વધે ત્યારૂ બીજે દેવું કરે ને? એટલે આજે પગારમાંથી એક પાઇ પણ વપરાયેલી ન હતી. ગંગાના આત્માએ જીવનમાં આજ પહેલ વહેલો અકથ્ય આનંદ અનુભવ્યો. એ-સાંજે આખુંય કુટુંબ સંતોષથી કંસાર જમ્યું!

ચૈત્રી પુનમનો ચંદ્ર આકાશની અટારીએ રમવા નીકળ્યો હતો. રૂપેરી ચાંદનીમાં નાના શા ઘરની પતરાંની અગાસી ઉપર બેસી એક કુટુંબ આનંદ કરતું હતું. મણિ અને કેશવ પતરાં ઉપર પગ પછાડતાં હતાં. ગંગાના ખોળમાં નાનો બચુ હસતા ચંદ્રને જોઇ હસતો હતો.

"આએ દહી દારૂનિષેધની, પહેલી જયંતી ઉજવી." માધુએ કહ્યું.

"આપણેય આપણા જીવનની પહેલીજ જયંતી જોઇને?" ગંગાએ પ્રશ્ન કર્યો.

"આપણેજ કેમ? કેટલાંયે દુઃખી કુટુંબોની આ પહેલી સુખી જયંતી હશે." માધુએ ભૂલ સુધારી.

આજ ૭ માસથી માધુ અને તેનું કુટુંબ અંધારી ઓરડી ખાલી કરી આ નાના પણ પ્રકાશ અને સગવડવાળા ઘરમાં રહેતું હતું.

"ગંગા! તેં બહુ દુઃખ વેઠ્યું હોં!" માધુએ કહ્યું.

"ને હવે પરમેશ્વરે આપણી સામે જોયું." ગંગા બોલી.

આમ પતિપત્નીની વાતમાં કેશવ માથું મારતાં બોલ્યો: "બાપુ! તમે પહેલાં માડી બાને બહુ મારતા, ખરું ને?" અને કેશવ બોલી રહે તે પહેલાં તો મણિ બોલી: ને બાપુ ના હોય ત્યારે બા કેટલું રડતી!"

"હવે તો બા સારું સારું ખાવાનું અને સારાં સારાં કપડાં આપે છે." કેશવે કહ્યું.

"પેલા ઘરમાં રહેતાં ત્યારે તને, ખાવા માગ્યું ત્યારે, બાએ કેવો માર્યો હતો, યાદ છે!" મણિએ ભૂતકાળ યાદ કર્યો.

"અને ત્યાં તો નિશાળ પણ ન હતી. અહિં તો પાસેજ નિશાળ. હવે તો મને બજારનાં બધાંય પાટિયાં વાંચતાં આવડે છે."

બંને પતિપત્ની નિર્દોષ બાળકોની વાતો સાંભળી જતાં હતાં. તેમાં નાની મણિએ પૂછ્યું: "બાપુ! હવે મારી બાને મારશો?"

માધુએ હસતાં જવાબ આપ્યો "હવે તો તારી બા માર ખાય તેવી નથી તો!"

"બાપુ, તમને મારે તો?" કેશવે કહ્યું અને હાસ્યના ચોમેર પડઘા પડ્યા. એ પડઘાનેય બેદીને ખોળામાં હસતે બચુ જાણે કહેતો ન હોય કે "એ તો હું આવ્યો ત્યારથી મારી બાને બાપુ મારવાનું ભૂલી ગયા, હોં કે!"

"ચુ...ચુ...ચુ..." કરતાં ગંગાએ બચુના ગાલ ઉપર ચુંબનનો વરસાદ વરસાવ્યો. આકાશની છેક ઊંચી અટારીએ બેઠો બેઠો ચંદ્ર હસી રહ્યો હતો.



પહેલવાન બનો: અને રાષ્ટ્રનું નૈતિક બળ વધારો



# બુદ્ધનું વૃત્ત

કંકુભીની કમળકુમળી પાનીએ ઠેક લીધી,
ને રંગાએ સ્વર મધુર શું ગોઠડી બાંધી દીધી;
તખ્તામાથે મદછક બની કલ્પનાએ ઉજાણી
માંડી, હૈયે અમૃતરસની માધુરી ખૂબ માણી.

વસ્ત્રો રૂડાં મઘમઘ થતાં ફૂલ ને મોતી મોંઘાં
અંગો માથે ભરચક સજી ફૂટડી કોક કન્યા,
રાણી વેશે 'પ્રિય નવ તમે પ્રીતિબંધો વિછોડો,
નંદાશે આ ઉર, નંવ જશો!' બોલી કાયા પછાડે;
ને ધીરેથી પ્રિય ઉચરતો વેણ 'હું' સાદ કેમ
નોધારાં ને સ્વજનહીનનો હાય ઉવેખું છેક?'

છોડ્યાં જેણે ગૃહ, પ્રિયતમા, પુત્ર, માતાપિતાને,
હોમાવાને જનહિતતણી યજ્ઞમાંગલ્યજ્વાળે;
એની આજે પુનિત કથની—બુદ્ધનો દિવ્ય ત્યાગ
રંગો, વાદ્યસ્વર, રૂપભર્યાં મ્હોં, અને નૃત્ય, ગાન
રેલાવીને ખબલખ, રહ્યાં ઊજવી હર્ષકેફે
તખ્તા માથે; ઘડી પળ ન રે, જિંદગીમાં કદિયે!

આ મારાં, એ પરજન; તમે પોતીકાં, તે પરાયાં;
ભેદો એવા અમલ સબલ સ્રોતથી પ્રીતિ કેરા,
ભૂંસ્યા ના જો નિજ જીવનમાં, વ્યર્થ સૌ ખેલ, નૃત્ય;
ખેલંદા હો અતિ કુશળ, હો બુદ્ધનું વૃત્ત ભવ્ય!

—પ્રો પ્રેમશંકર હ. ભટ્ટ

# મહાત્માજીનું મંગલ હાસ્ય :

લેખક :
પ્રો. ઉપેન્દ્ર પંડ્યા, એમ.એ.

મહાત્માનું હાસ્ય? મહાત્માનું તો સહન તપન હોય, તેજ હોય, ત્યાગ હોય, હાસ્ય તે મહાત્માઓના જીવનમાં કદીએ મહત્ત્વનું હોય કે?

આપણે જાણીએ છીએ કે મહાત્મા ગાંધીજી તપસ્વી હતા, ત્યાગવીર હતા; પણ તે જગતને છાંડી બેઠેલા અવધૂતોની જમાતના નહીં છેક છેલ્લે જ્યારે એમને કહેવામાં આવ્યું કે 'હવે તો તમે હિમાલય ચાલી જાવ,' ત્યારે પણ આ જીવનવીરે આવું કાંઈક -હેતું કહ્યું કે, "હિમાલય મારે એકલા માટે ન હોય. મારે તો જનતાની વચમાં જ જીવવું છે ને મરવું છે. તમે સૌ હિમાલય આવો તો જ મારાથી ત્યાં જવાય." ને તેથી ગીતાની પરિભાષામાં કહીએ તો કર્મમાં અકર્મ ને અકર્મમાં કર્મ જોનાર આવા મહામના મહાત્માના જીવનમાં સમસ્ત જગત પ્રત્યેની વિશાળ કરુણામાંથી—ભૂતાનુકમ્પામાંથી—જન્મેલી હાસ્યલીલા અહીં તહીં વિલસતી દેખાય તો તેમાં નવાઈ શાની હોય? મરમી બનીને જેણે જીવનનો મર્મ પૂરેપૂરો પારખી લીધો છે, વેદનાને જે પીને પચાવી ગયો છે, તેનાં તો અશ્રુ-પણ હાસ્યમય હોવાનાં: અલબત્ત કદીક હાસ્ય પણ અશ્રુમય હોય ખરું! એ તો "કહે અખો મુજ આવે હસું," એમ જ અખાની જેમ કહેવાનો.

મહાત્માનું સૌમ્ય ધવલ સ્મિત ગરલના ઘુંટ પીનાર શંકરના અટ્ટહાસ્ય જેવું નહીં તો એ મુક્ત હૈયાનું તો હતું જ—પણ એ નાશ ક્યાં પામ્યું છે? માટે કહીશું—છે જ. ઘણીએ એમની તસ્વીરોમાં આ મહાત્મા ખડખડાટ હસતા નથી દેખાતા! આજના જુવાનજોધને પણ જે હાસ્ય સહેજે સુલભ નથી તે એમને સ્વાભાવિક હતું. કેમ જાણે નર્યા બાળક જ ન હોય? ને ક્યારેક અંતરની તીવ્ર અણકથ્ય વ્યથાને પણ ગાંધીજી હાસ્યમાં લીલાપૂર્વક પલટી નાખતા હતા, તેમ પણ લાગે છે. હાસ્ય એ એમના જીવનમાં આ રીતે અવિશ્લેષ્ય . ભાગ્યે કોઈ દિવસ એવો ગયો હોય જ્યારે મહાત્માજી ઓ સાથે, મુલાકાતીઓ સાથે, અંતેવાસીઓ સાથે વાર્તાલાપ તાં ફૂલ જેવું હાસ્ય વેર્યા વિના રહ્યા હોય! સ્વ. કસ્તુરબા, મહાદેવભાઈ,[1] વલ્લભભાઈ, પંડિત જવાહરલાલ, કાકાસાહેબ રે અનેક પાસેથી મહાત્માજીના પ્રસન્ન હાસ્યના કેટલાયે મલા મળી આવે!

આ હાસ્યમાં રહેલી મહાત્માજીની જીવનદૃષ્ટિ એમના જ ોમાં આપણે જોઈએ. પણ તે પહેલાં એટલું કહેવું ઈએ કે મહાત્માજીનું હાસ્ય કદીએ છીછરું, કરડું, કડવું, , ડંખીલું હતું નહીં. અનેકાનેક વિચિત્રતાઓથી ભર્યા- આ જગતને જોઈ જોઈ એનો પેલો સરજનહાર રડતો હશે એમ કલ્પવા કરતાં, ખડખડ હસતો પણ હશે, એમ કલ્પવું ઠીક નથી લાગતું? આ હાસ્ય છે. એની નરી નિર્મળ ધવલતા છે, ત્યાં લગી આ જીવતરમાં ક્યાંક ભલાની આશા છે, એમ કહીએ તો!

ખરું કે "હસું છું એકથી ને હું રડું છું બીજી આંખથી"[2] એમ મહાત્માજી ઘણીવાર એકી સાથે એક આંખે રડે છે ને બીજીએ હસે છે, એ તો કોણ નહીં જાણતું હોય? એમના વિરાટ જીવનમાં વેદના યે વિરાટ જ હતી ને! છતાં એમના જ શબ્દો સાંભળીએ: "અત્યારે મારું હૃદય રડે છે. પણ હું આંખમાંથી આંસુ કેમ ઢાળું? ભારે વેદના હોય છતાં મારે તો હસવું છે."[3]

ઈ. સ. ૧૯૩૬માં અમદાવાદમાં બારમું સાહિત્ય પરિષદ સંમેલન યોજાયું ત્યારે અતિગંભીર વેદનાથી ભરેલા એમના યાદગાર ભાષણમાં પણ એમણે સૌને કેટલા હસાવ્યા હતા? સ્વ. આચાર્ય આનંદશંકર ને સ્વ કેશવ હર્ષદ ધ્રુવને પણ હસતા કરી મૂકનાર મહાત્માજીનું હાસ્ય જીવનનો ભવ્ય ઉન્નત ઉન્મેષ હતું એમ કહીએ તો કશું ખોટું નથી. હાસ્યના આ વિભાવ અંગે એમણે તે વેળા ભાષણમાં કહ્યું હતું: "મારે તમને વિનોદ કરતાં કરતાં ગંભીર વાતો સંભળાવવી છે. પણ ગંભીર વાતો કહીને તમને શું હું રડાવું? એવું ગાંભીર્ય મારામાં નથી. એટલું ગાંભીર્ય તો ફાંસીએ ચઢું ત્યારે પણ મારામાં ન આવે. એટલે હું હસાવું તો પણ તમારે ડાહ્યા થઈને સાંભળવું." આનો મર્મ સ્પષ્ટ છે વાત ખરી છે તેની ના કેમ કહેવાય? જે હસે હસાવે તે તો નિરુદ્દેશ જ હોય, એમ માનીએ તે ખોટું. કદાચ હાસ્યમય લખાણ જો સોદ્દેશ હોય તો તે વધુ સાળ નીવડવાનો સંભવ છે. હાસ્યના પડ નીચે છુપાયલું રહેલું ગંભીર મંથન કે સંવેદન રોળાઈ ન જાય તે માટે મહાત્માજીની ચેતવણી સર્વથા યોગ્ય છે.

પણ હાસ્યસર્જનમાં ખરી મુશ્કેલી તો એ છે કે જીવનમાં હસનાર અથવા ભાષણોથી હસાવનાર માણસ પણ તેના લખાણમાં ઘણો વધુ ભારેખમ ને ઘણો ગંભીર બની જતો હોય છે. જે હાસ્યને જ સાધ્ય બનાવે તેના લખાણમાં હાસ્ય આવે તેની તો નવાઈ નહીં. પણ તત્ત્વતઃ—સ્વરૂપતઃ જે લખાણ ગંભીર હોય ને છતાં જેમાં હાસ્યના ચમકાર હોય, એવું આપણને કેટલું મળશે! ગુજરાતી સાહિત્યમાં એવા લેખકો કેટલા?

---

1. વાજેતરમાં મળેલી સ્વ. મહાદેવભાઈની રોજનીશીમાં પણ મહાત્માનું આ હાસ્ય કેટલું વધુ ભર્યું છે!
2. પ્રો. ઉમાશંકરની પંક્તિ જરા ફેરવી છે અહીં.
3. બારમાં સા. પ. સં.માં મહાત્માજીનું ભાષણ.

સ્વ. નવલરામ—આપણા આદ્ય વિવેચક, સ્વ. રમણભાઈ નીલકંઠ, શ્રી. સ્વૈરવિહારી, જેવા લેખકો કે, શ્રી. મુનશી જેવા વક્તા, જે હાસ્યકાર છે અથવા તો હાસ્ય જન્માવી શકે છે, તેમનાંએ ગંભીર લખાણોમાંથી હાસ્યના અંશ શોધવા મુશ્કેલ બને છે. એક માત્ર કાકાસાહેબના લખાણમાં વ્યાપકપણે વિનોદવૃત્તિનાં દર્શન થાય છે. એમનાં લખાણો કલ્પનારમ્ય, સૌંદર્યપર્યવસાયી, સર્જનરૂપ જ્યારે જ્યારે બને છે, ત્યારે એમાં પ્રસન્નચિત્ત કલાકારની મુદ્રા કેવી મજાની પડેલી દેખાય છે? પણ મહાત્માજીનું લખાણ કેવળ કલ્પનાલીલાયુક્ત કે સૌંદર્યપર્યવસાયી તો ક્યાંથી જ હોય? એમણે સત્યને જ પરમ ઇશ્વર માન્યો છે ને? તેથી જ આવાં ગંભીર, વિચારપૂર્ણ, વા હકીકતકથનથી ભરેલાં લખાણમાં, હાસ્ય લાવવું પણ ઘણું મુશ્કેલ બને.

પણ મહાત્માજીના તો હાડમાં હાસ્ય ભરેલું છે. ને તે પણ કેવું ખુશનુમા! અકૃત્રિમ, સહજોત્થ, લીલામય હાસ્યની જીવંતતાને કારણે જ એ આશાવાદી ને નિસ્તાનંદી રહ્યા છે. આવા મહાત્માના લખાણમાં, ધૂપસળીની લહેરાતી ધૂમ્રરેખાની જેમ હાસ્ય ક્યાંયે લહેરાતું ન દેખાય, એ પણ ત્યારે કેમ બને? એટલે એમનાં જે જે લખાણોમાં આપણને હાસ્યનો સદંશ જોવા મળે છે તે પ્રમાણમાં ઘણી ન્હાની દીસતી છતાં ન ઉવેખવા જેવી મહત્ત્વની ઘટના છે. વસ્તુતઃ એમના ભાવનાપૂર્ણ નિર્દોષ જીવનના અચ્છા પ્રતિબિંબરૂપે—તેના એક વિશેષાંશ તરીકે—જ્યાં જ્યાં એમનું રમતિયાળ મુક્ત હાસ્ય લખાણોમાં આવ્યું છે, ત્યાં ત્યાં તે લખાણ અનેરી આભાથી ઝળકી ઊઠ્યું છે.

અલબત્ત આથી એમ નહિ કે ગંભીર લખાણમાં હાસ્ય હોવું જોઈએ. પણ લખાણનું પોત ગંભીર હોય ને છતાં તે વાંચતાં વાંચતાં ક્યાંક મો મરકી ઊઠે, હૈયું ક્યાંક હસી ઉઠે, તો તેના જેવું રૂડું શું? પણ આપણાં ગંભીર લખાણોમાં હાસ્યનું તત્ત્વ તો ક્વચિત્ જ દેખાય છે. આપણે હસીએ ત્યારે પણ જાણે ભૂલા પડ્યા હોઈએ કે ભૂલ કરતા હોઈએ, એમ રુસકો કોય મહા પરાણે હસીએ એવી આપણી મનોદશા છે. તેમ નહીં તો એ હાસ્ય નટવિટચેટની કોટિનું નરી નફટાઈનું પ્રદર્શન બની રહે છે. નિર્દોષ હસવું એ આપણો જન્મસિદ્ધ હક્ક છે એ વાત જ વીસરાઈ ગઈ છે. હસું હસું થતું ગુલાબી બાળક તંદુરસ્તીની કેવી મોટી નિશાની છે?

પણ મહાત્માજીના લખાણમાં જીવતું હાસ્ય જોવા મળે છે, એમ કહ્યું તેના અર્થ એમ તો નહીં જ કે એ હાસ્ય એમનાં લખાણોમાં સાર્વત્રિક છે. બન્યો વખત એમ બને તો તે પણ કાં કૃત્રિમ કાં છેતરામણું બને. એવું હાસ્ય હાસ્યોત્પાદક નહીં પણ હાસ્માસ્પદ બને. વળી સ્વભાવગંભીર લેખનમાં—કેવળ સત્યપૂત લખાણમાં—જ્યારે ત્યારે હાસ્યની અપેક્ષા પણ શાની રખાય? એટલે વિવક્ષિત છે તે આટલું કે, પ્રસંગ આવ્યે, તક આપોઆપ આવી મળતી હોય તે તેમાંથી મુલાયમ હાસ્યનું સંસ્ફુરણ મહાત્માજીને સહજ છે એમનું હાસ્ય ગંભીરને ભોગે નહીં પણ ગંભીરને પોષવાને જ જાણે કે સ્ફુરતું હોય છે. નહિ તર જે હાસ્ય વિડંબનારૂપ કે ખેલ જેવું બની રહે તે હાસ્યની હાસ્યલેખે પણ કેટલી કિંમત? આમ હોઈ, મહાત્માજીનું હાસ્ય, પછી તે પ્રસંગ કે પરિસ્થિતિમાંથી નીપજતું હોય, વ્યક્તિની વિલક્ષણતામાંથી વા સામાજિક નિર્ભર્ત્સનામાંથી નીપજતું હોય, મીઠા રોષ કે માર્મિક કટાક્ષ રૂપ હોય, એ ઘડી વિનોદ ખાતર પોતાનીય મશ્કરી કરી લેતા આત્માની પ્રસન્નતાના પ્રતીકરૂપે હોય, કે પછી એકાદ શબ્દને લડાવીને તેમાંથી નિષ્પન્ન થતું હોય—હમેશાં જીવંત અનામય બની રહે છે.

મહાત્માજી શબ્દસૌંદર્યના શોખીન નથી એ ખરૂં. તેથ એ શબ્દોને લાડ લડાવે એમ પણ ભાગ્યે જ બને. પણ યોગ્ય શબ્દની પસંદગી માટેની ચોકસાઈ, તેમાં આવી વસેલું રહસ્ય કે તેની અર્થશક્તિનું ભાન વા સૂઝ એમનામાં ઘણાં સચોટ છે. ને તેથી જ 'ધર્મમંથન' જેવા ગંભીર ગ્રંથમાં પણ હાસ્યની એકાદી લ્હેરખી તો ફરકી જાય છે. એમાં આવતો "કન્યા કુમારિકાનાં દર્શન "વાળો પ્રસંગ કુળા કવિત્વથી યુક્ત તો છે જ; પણ ત્યાં યે સૂર્યાસ્ત વેળા કન્યાકુમારીનાં દર્શન અત્યંત મનોરમણીય હોવા છતાં પોતે ઉતાવળમાં એનો રસ લૂટી શક્યા નહીં, તેનું વર્ણન એક જ શબ્દમાત્રના ફેરફારથી કેવું વિનોદી બનાવી દે છે! "દરબારી અતિથિગૃહના રક્ષકે તો છેવટે સૂર્યાસ્તનો ભવ્ય દેખાવ જોવાને રોકાવા અમને બહુ લલચાવ્યા. પણ ઘોડે—નહિ મોટરે—ચડીને આવેલ અમે એ રસ લૂંટવા ક્યાંથી રોકાઈ શકીએ?"

તો ૧૯૩૬માં સા. પ. સં.ના પ્રમુખપદેથી આપેલા ભાષણમાં પણ સ્ફુર્જથી કહે છે: "ત્યાં (સેગાંવમાં) મેલેરિયા છે. પણ હું જાઉં ત્યાં મેલેરિયા ન નભી શકે. એવી મેલેરિયા સાથે અમારે સંધિ છે." તો 'પરીક્ષા' નામના એક લેખમાં દૃષ્ટાંત લેખે કહે છે: "ભૂમિતિના સિદ્ધાંતો જે ગોખી જાય પણ સમજે નહિ, તે બારનું બારમું કરી નાંખે તો શી નવાઈ?" આથી સચોટ ને માર્મિક લખતો કાકાસાહેબે

આવેલો છેજ. ૯૬૦ ફૂટ ઊંચાઈએથી પડતો ગેરસપ્પાનો ધોધ મહાદેવભાઈએ પણ જોવા જેવો છે, એમ કહેનાર કાકાસાહેબને "હું જ એનો ગેરસપ્પા છું" એમ હળવેથી કહી હસાવનાર મહાત્માજીનો આ મોઘ જવાબ સાંભળવા જેવો છે. "વરસાદનું પાણી આકાશમાંથી પડે છે એ કેટલે ઊંચેથી પડે છે?" મહાત્માજીની આ પ્રત્યુક્તિમાં સ્થિતપ્રજ્ઞનું ગાંભીર્ય છે, અદ્‌ભુત સંદેશ‌દર્શન છે, કાવ્યત્વ છે, રમુજ છે, કે શું છે ને શું નથી, એ સ્પષ્ટ કોણ કહી શકે?

પરંતુ મહાત્માજીની સૌમ્યશાંત હાસલીલાનું સ્વૈર સ્ફુરણ તો સૌથી વધુ જોવા મળે છે, આપણને એમની આત્મકથામાં. એમ બને એમાં નવાઈ પણ શી? જ્યાં કેવળ અમૂર્ત વિચારણા કે ભાવના રજુ કરવાની હોય તેવાં ચિંતનપ્રધાન લખાણો કે ગ્રંથોમાં તો આવી આવીને હાસ્યની એકાદી લહેર માત્ર આવી શકે. પણ જ્યાં જીવનની સ્થૂળ સૂક્ષ્મ ઘટનાઓ, કિસમ કિસમના માણસો ને તેમનો રંગબેરંગી સ્વભાવ, સ્થળસ્થળનાં જુદાં વાતાવરણ, જીવનના બહુવિધ પ્રયોગો—એમ જ્યાં વિશાળ પટમાં બહુરૂપ બહુરંગી સૃષ્ટિ મૂર્તિમંત થતી હોય, ત્યાં તો હાસ્ય કરુણ વીર વગેરે રસો રસરૂપે નહીં તોયે, તેમના વિભાવાનુભાવો તો આવ્યા વગર કેમ જ રહે? એટલે મહાત્માજીના લખાણમાં ક્યાંય જો સૌથી વધુ હાસ્યને અવકાશ હોય તો તે અહીં આત્મકથામાંજ હતો. પરિણામે અહીં આપણને એમનું લાવણ્યસભર્યું લીલામય હાસ્ય અનેક સ્વરૂપો ધારણ કરતું દેખાય છે. ક્યાંક મહાત્માજી બાવ જીના બિલાડી જેવ દૃષ્ટાંતથી હાસ્ય નીપજાવે છે, તો ક્યાંક પરિપક્વ દશાએ પહોંચતાં પોતે જ પોતાના પૂર્વજીવનની ઠેકડી ઉડાડે છે! તો ક્યાંક નારાયણ હેમચંદ્ર જેવા પાત્રનો ને તેમ ા સાથે સંકળાયેલા પ્રસંગોનો રસિક-મધુર ચિતાર આપી આપણને હળવાફૂલ બનાવી દે છે. તો ક્યાંક "શું ભાઈશી ા સંબ્યાનપણું શોતીકું, ને કોદારી ખટ કરમ' કહેતા એમના રસોઇઆ પેલા રવિશંકરનું અતિ મજાનું નખચિત્ર દોરી દઇ આપણને બસ હસતાજ કરી મૂકે છે. એ ચિત્ર આપણી નજર આગળથી ખસ્યું, ગયું, વીસરાયું, ત્યાં તો, નિરંતર સેવાને કારણે છાનીનાં બટન બીડવાનો પણ વખત ન મળવાથી 'બેરા' પાસે બટન બીડાવતા ગોખલે બાજુનું નિર્દોષ ચિત્ર તેની સ્વાભાવિક સુંદરતામાં જ ખડું કરી દે છે! ત્યાંથી તમે જરા આગળ ગયા ન ગયા, ત્યાં તો અરે એક ઔર ચિત્ર ઊભું થાય છે; તે તો જુઓ!" 'નયું તો તેરા બૂરા હોવે' કહેતા, મંદિરમાં એજ ગણાતા કાશી વિશ્વનાથના પંડ્યાનો મહાત્માજીને અત્યંત વિલક્ષણ અનુભવ જે થયો તેનું હૂબહૂ ચિત્ર જોયા પછી તમે તે ભૂલી જ શી રીતે શકો?

આ અને આવા બીજા અનેક નાના મોટા પ્રસંગોમાંથી ગાંધીજીનું શ્વેત ફૂલ જેવું નિર્દોષ નિર્દંશ ધવલ હાસ્ય આપણને જોવા મળે છે. એના નમૂના લેખે નીચેનાં કેટલાંક વાક્યો પરથી પણ એ હાસ્યની વિવિધતા જીવંતતા ને નિર્દંશતાની પ્રતીતિ થઇ રહેશે. મહાત્માજી કેવી કાબેલ કલાત્મકતાથી તોળી તોળીને શબ્દનો ઉપયોગ કરી જાણે છે, તેનો પણ ખ્યાલ એ દૃષ્ટાંતોથી આવી રહેશે. એમની અનોખી કટાક્ષ કલાનાં પણ એ જીવતાં ઉદાહરણો છે:

—આવા વાર્તાલાપો વખતે હું નર્સ હોવાથી ઘણીવેળા હાજર હોઉં (પા. ૪૭.)

—વાળ મુલાયમ નહિ, એટલે તેને ઠીક વળેલા રાખવાને સારુ બ્રશ (એટલે સાવરણીજ ના!)ની સાથે રોજ લડાઇ થાય (૬૮)

—શેક્સપિયરના ચહેરાનો અભ્યાસ કર્યો પણ લંડનના રસ્તાઓ પર ચાલતા શેક્સપિયરોને ઓળખવાની શક્તિ તો નજ આવી. (૧૦૯)

—મેં કોટપાટલુનથી ઘર પુનિત કર્યું. (૧૧૯)

—શિરસ્તેદાર એટલે દોઢ સાહેબ. (૧૨૯)

—મને શેતરંજની રમત ગમી, પણ તે કોઇ દહાડો સ્ટીમરથી નીચે ન ઊતરી. (૧૩૩)

—આવું સાંભળી કોઇ અંગ્રેજ શરમાય ને કોઇ બિનતય ને વધારે ગાળો દે, અને ભલે હોય તો મારે પણ ખરો. (૧૭૮)

—દાક્તર આવ્યા તપાસ કરી પાંચ દિવસનું સૂતક—નાંખ્યું. (૨૩૯)

—તારે માથે ઉંદર ફરી ગયા છે! (૨૬૫)

—રસોડું એટલે નિજ્જેરી કપાયેથી ઊતડું ન જ, હોતું જોઇએ. (૨૭૯)

જગતમાં સુખ અને દુઃખનો સૌથી વધુ અનુભવ કરવાનું માણસ જાતના ભાગ્યમાં લખાયું હશે તેથી તો એને હાસ્યની અમુલખ ભેટ નહીં મળી હોય? ગમે તે હો, કવિ નરસિંહરાવ કહે છે તેમ "છે માનવી જીવનની ઘટમાળ એવી, દુઃખપ્રધાન સુખ અલ્પથી ભરેલી" એવું જ્યાં સુધી છે—આજના આપણા સંતપ્ત ચિંતાગ્રસ્ત જીવનમાં તો સવિશેષ—ત્યાં સુધી આવા મુલાયમ મંગલ હાસ્યનું માપ જીવનમાં ને સાહિત્યમાં જેટલું આંકીએ તેટલું ઓછું જ છે.

# પ્રાચીન ભારતના વિનોદ પ્રકારો

લેખક:
રામપ્રસાદ પ્રે. બક્ષી

### વિનોદપ્રકારોની પ્રાચીનતા

કાવ્ય, નાટક, ચિત્રાલેખન, પુસ્ત-કર્મ (Modelling) ઇત્યાદિ સુવિદિત કલાપ્રવૃત્તિ ઉપરાંત અન્ય વિનોદ સાધનો વિશે માહિતી જેટલી સાહિત્યગ્રન્થોમાંથી નથી મળતી તેટલી વાત્સ્યાયન સૂત્રમાંથી મળે છે. ગીત, વાદ્ય, નૃત્ય એ મુખ્ય કલાઓનો તેમ જ પ્રહેલિકા સમસ્યાપૂરણ વગેરે ચાતુર્યની રમતોનો પ્રચાર પુરાણો અને સુવિદિત છે. કલા અને બુદ્ધિના ક્ષેત્રમાં આવતાં આ વિનોદ સાધનો ઉપરાંત, પ્રકારમાં ઉતરતાં પરંતુ દેશ-કાલમાં વિશેષ વ્યાપક એવાં, અન્ય રમત-ગમતોનાં સ્વરૂપો આજે જેવાં છે તેવાં જ હજારો વર્ષ પહેલાં હતાં એ માહિતી લોકવ્યવહારના સતત અને અવિચ્છિન્ન પ્રવાહનું પ્રમાણ આપે છે અને આપણી રોજિંદી રમતોની પ્રાચીનતાનો આનંદજનક ખ્યાલ આપે છે.

### વિનોદની ઉત્પત્તિ

આહાર, નિવાસ, પરિધાન વગેરે બાબતોમાં સંસ્કૃતિના પૂર્વાંગણમાં સમાજ પહેલો પદનિવેશ કરે તે સાથે જ, ગંભીર જીવનવ્યવહારની, નવરાશના સમયમાં વિનોદાર્થે કરેલી પ્રતિકૃતિ જેવી, રમતગમતો ઉદ્ભવવા લાગે છે. કલા માત્ર અનુકૃતિ છે એવું પાશ્ચાત્યપંડિતનું વિધાન વિશિષ્ટપ્રકારે જેમ સાચું છે; તેમ રમત ગંભીર જીવનની પ્રતિકૃતિ છે એ પણ મ્હોટે અંશે સત્ય છે. ઇંગ્લન્ડની ક્રિકેટની રમતનું તત્ત્વ બૅટથી દડાને મારીને દૂર ફેંકવામાં નથી, પણ દડાથી "વિકેટ" નામના દ્વારને તોડી પાડવામાં છે. બૅટવાળો એ વિકેટનો રક્ષક છે—પણ ક્રિકેટનું મુખ્ય અને મૂલગત સ્વરૂપ વિકેટ પાડવાનું છે, જે યુદ્ધની, દુર્ગપ્રવેશની, પ્રતિકૃતિ છે. ઋગ્વેદમાં દોડવાની સ્પર્ધા માટે પ્રયોજાયલો શબ્દ આજિ એનો આવી સ્પર્ધા ઉપરાંત યુદ્ધ અર્થ થાય છે. આજિ એટલે યુદ્ધ: આજિં ધાવન્તિ એવો પ્રયોગ થયં એટલે સરત દોડે છે એવો અર્થ થાય. આજનો આપણો વિજયાદશમીનો ઉત્સવ સીમોલ્લંઘનની પ્રતિકૃતિ જ છે.

બધી રમતો સંપૂર્ણતઃ જીવનના ગંભીર વ્યવહારની પ્રતિકૃતિ કે વિડંબના છે એવું વ્યાપક વિધાન તો ન થઇ શકે: કારણ કે કેટલીક રમતો યુદ્ધાદિકની પ્રતિકૃતિ નથી પણ પરિપૂર્તિ છે, અથવા તો એનો પૂર્વાભ્યાસ છે. વૈદિકસમયમાં રથકૌશલ એ યુદ્ધનિપુણતાનું આવશ્યક અંગ હતું: તેથી જ રથ દોડાવવાની શરતો તે જમાનામાં બહુ પ્રચલિત હતી.

માનવના જીવનલક્ષ્યના આપણાં શાસ્ત્રોએ કરેલા વર્ગીકરણથી જે ચાર પુરુષાર્થો ગણાયા છે તેમાંના બે લોકજીવન જોડે નિકટ અને વ્યાપક સંબંધ ધરાવે છે: અર્થ અને કામ; અને આ બન્ને પુરુષાર્થોની છાયા રમતગમતોએ ઝીલી છે. અર્થોપાર્જનની છાયા, ધેરી અને શ્યામ છાયા, દ્યૂત ઉપર પડી છે, અને તે ઘણી પ્રાચીન છે. ઋગ્વેદનો કિતવ અર્થાત્ દ્યૂતકાર, એના 'અક્ષ' એટલે પાસા અને એ દ્યૂતનાં અનિષ્ટ પરિણામો વર્ણવતો કિતવવિલાપ (મંડલ ૧૦ સૂક્ત ૩૪) બહુ વિખ્યાત છે. આ દ્યૂત માત્ર પાસાની રમતમાં જ ન રહેતાં કાળક્રમે અનેરા પ્રદેશો પર આક્રમણ કરતું જણાય છે. આ જમાનામાં દર શનિવારે ઘોડદોડના જુગારમાં સંસારની ઉપાધિને વિસ્તારે પાડનારા race-goersના જેવા પ્રાચીન સમયમાં પણ કુક્કુટ યુદ્ધમાં રાચનારા ઘણા હતા. મેષયુદ્ધ, કુક્કુટયુદ્ધ અને લાવકયુદ્ધ એ ત્રણ આ પ્રાણીઓની સ્પર્ધા પુરતાં જ વિનોદનો હતાં એમ નહિ: એ પ્રાણીઓની હારજીત જોડે એના સ્વામીઓ અને પક્ષકારો પણ ધન હારતા અને જીતતા. તેથી જ આ યુદ્ધોને "સજીવ દ્યૂતવિધાન" કહેવામાં આવેલ છે.

બીજો પુરુષાર્થ કામ એ પણ વિનોદ સાધનોનો જનક છે: સ્ત્રીપુરુષના અન્યોન્યને હાવભાવલાલિત્ય વગેરે વડે આકર્ષવાના પ્રયત્નો નૃત્યનું રૂપ ધરે છે. અને નૃત્ય પણ વેદના વારા જેટલું જૂનું જ છે. ક્ષત્રિયોનો પ્રિય વ્યાયામ 'મૃગયા' એ યુદ્ધમાં થતા શસ્ત્રઉપયોગનું શાન્તિસમયમાં થતું આયોજન છે—જેમાં યુદ્ધની પ્રતિકૃતિ તેમ જ પૂર્વાભ્યાસ એ બન્ને તત્ત્વોનો સમન્વય થાય છે. આજે વ્યાયામના બે પ્રકાર ગણાય છે competitive અને constitutional; તેવા જ બે પ્રકાર અગાઉ ગણાયા છે: વૈજયિકી અને વ્યાયામિકી ક્રીડા. વિજયાર્થે થતી સ્પર્ધા એ યુદ્ધની પ્રતિકૃતિ છે, અને વ્યાયામાર્થે કરાતો શ્રમ એ યુદ્ધમાં ઉપયોગી બલનું સાધન છે.

### ઉત્સવો

ઋતુઋતુના ઉત્સવો પણ જીવનયાત્રામાં વિસામો આપનારાં વિનોદસાધનો છે. યક્ષરાત્રિ અથવા સુખરાત્રિ (આજની દીવાળી), કૌમુદી જાગર, સુવસન્તક વગેરે પ્રાચીન ઉત્સવોની ગણનામાં હોલિકા ઉત્સવને એટલે આજની હોળીને પણ સ્થાન મળ્યું છે. આ ઉત્સવ આ રીતે પ્રાચીન અને અર્વાચીન સમયને સાંધનારો બને છે, અને તે સમયની આ

ઉજવવાની રીત પણ આજથી જૂદી નથી. તે વખતે પણ કિંશુક વગેરે પુષ્પોનો રંગ પરસ્પર છાંટવો, અને એકબીજા ઉપર "પટવાસ" ફેંકવો એ આ ઉત્સવનાં મુખ્ય અંગો હતાં. કહેવાની જરૂર નથી કે કિંશુક એટલે કેસૂડાં અને પટવાસ એટલે સુગંધી ચૂર્ણ. ઉત્સવવર્ણનમાં ઉદકક્ષ્વેડિકા નામની ક્રીડા પણ વર્ણવાય છે; જેનો અર્થ ક્ષ્વેડા અર્થાત વંશનાડી વડે પાણી છાંટવું એવો થાય છે. પિચકારી માટે વંશનાડી ઉપરાંત શૃંગ શબ્દ પણ પ્રચલિત છે. આ શબ્દો પિચકારીની બનાવટ સૂચવનારા છે—વાંસની નળી અથવા શીંગડું.

## બૌદ્ધિક રમતો

કેટલીક રમતો ગંભીર વ્યવહારની પ્રતિકૃતિ ગણી શકાય એવી છે, પણ એને ગંભીર વિષયરૂપમાંથી ખીલી નીકળતાં આનંદપ્રદ પુષ્પો કહીએ તો વધારે યોગ્ય ગણાય. ઘણીખરી બૌદ્ધિક રમતો આવી છે: સમસ્યાપૂર્તિ અથવા પાદપૂર્તિ, પ્રતિમાલા અથવા અન્ત્યાક્ષરિકા અર્થાત અંતકડી, દુર્વાચકયોગ અર્થાત્ tongue-twisters, વગેરે આજે પણ જાણીતી રમતો આ વર્ગમાં આવે છે. ઉપરાંત આજે પ્રચારમાં નહિ તેવી પણ બીજી ઘણી આ વર્ગની રમતો પ્રાચીન કાળમાં રમાતી હતી. દાખલા તરીકે અક્ષરમુષ્ટિકાકથન (છુપાવેલા અક્ષર કહી દેવા) અને છલિતકયોગ (પોતાના મૂલરૂપને છૂપાવીને અન્યરૂપે પ્રકટ થઈને સ્હામાને છેતરવો). આ છલિતક યોગ અને આજના impersonationમાં વંચનાતત્ત્વ સમાન છે: પણ એકમાં વિનોદ છે, બીજામાં ધૂર્તતા છે.

## યાત્રા

દેવનિમિત્ત થતી યાત્રાઓ દરમ્યાન એક જ ધંધાના માનવીઓ એકઠા થઈને સમૂહલભ્ય વિનોદ મેળવતા તે ઘટાનિબન્ધન (મેળા) અને વિદ્યાવિલાસીઓનો ગોષ્ઠીસમવાય (મુશાયરો) આજે બને છે તેમ પ્રાચીન સમયે પણ વિનોદ ઉપરાંત ધનવૃદ્ધિનો અથવા પ્રજ્ઞાવિવૃદ્ધિનો ઉદ્દેશ સાધનારા પણ બનતા.

## બાળ રમતો

જ્યાં પ્રાચીન વિનોદોનો વિષય હોય ત્યાં તે સમયનાં બાળકોની રમતગમતોને વીસરાય એ ચાલે નહિ. આજે કન્યાઓ 'પાંચીકા' અને 'ઢીંગલાં' રમે છે તેનાં પ્રાચીન નામો 'પંચિકા' અને 'પટ્પાષાણિકા' છે. આ નામ ઉપરથી કાંકરાની સંખ્યા નિર્દિષ્ટ છે એ તો દેખીતું. રમતનું વર્ણન પણ આજની રમતને બંધ બેસતું છે. यत्र स्वल्पानि षट् पाषाणानि हस्तस्य कोष्ठेन (ખોબાથી) उपरि पृष्ठेन गृह्यन्ते। કન્યાનાં રમકડાંઓમાં કન્દુક અને દુહિતૃ (=પુત્રિકા) મુખ્ય જણાય છે. કન્યાઓની કન્દુકક્રીડા સાહિત્યમાં સુવિદિત છે. ભોજપ્રબન્ધના विदितं ननु कन्दुक ते हृदयं એ શ્લોકે તો કન્દુકને કામુકપદ અર્પીને રસિકતા વિષયમાં સ્થાપ્યો છે, તે મશહૂર છે. પુત્રિકાનાં પાંચાલિકા પુત્તલિકા એવો પણ નામો હતાં. કંદુકો અનેકભક્તિચિત્ર અર્થાત અનેક ભાત અને ચિત્રવાળા બનાવવામાં આવતા. પૂતળી સૂતર, કાષ્ઠ, મહિષશૃંગ, ગજદન્ત એ ટકાઉ દ્રવ્યો તેમ જ મીણ, લોટ, માટી, એ જલદી ભાંગે તેવા પદાર્થો પણ કરવામાં આવતી.

બાલરમતો અનેક રમાતી; તેનાં નામો જૂદાં છે, પણ રમતો આજે જેવી રમાય છે તેવી જ હતી એવું એનાં વર્ણનોથી જણાય છે.

આંખમીંચામણી (मुनिमीलितिका), સાનતાળી (आलिङ्गिका), એનધેન ડાહીનો ઘોડો (अंगुलिताडितकम् *); આજની ઢગલીની રમત—ઢગલી છુપાવેલું નાણું ખોળવાની રમત—તે વખતે जंबूमुञ्जिका નામે રમાતી. આજની ફેર ફૂદડીને પ્રાચીન બાળકો 'अनिलताडितिका' કહેતાં, વળી યુદ્ધાદિ ગંભીર વ્યવહારની અનુકૃતિનો પણ બાળકોની રમતોમાં અભાવ ન્હોતો. આ પ્રકારના આજે રમાતી એક રમતને 'આટાપાટા' અથવા "ખારોપાટ સુરોપાટ" આપણે કહીએ છીએ. આ રમતનાં પ્રાચીન નામો પૈકી लवणवीथिका એ નામ આ રમતની મીઠાંના અગરમાંથી, અથવા એની અનુકૃતિ રૂપે, ઉત્પત્તિ સૂચવે છે; જ્યારે એનું બીજું નામ लवणहार એ તો મીઠું લઈ આવવાના સાહસકાર્યનું જ પ્રતિબિંબ આ રમતમાં પડેલું જણાવે છે, અને તેથી બતાવી આપે છે કે પ્રૌઢોની આજ્ઞા અથવા મૃગયાની માફક, પશ્ચિમના ક્રિકેટની માફક, આ બાલક્રીડા પણ ઉપર જણાવેલા વૈજયિકી વર્ગની છે અને સંગ્રામની પ્રતિકૃતિરૂપ છે.

---

* આ રમત આંખમીંચામણી જેવી જ છે: પણ એમાં દાવ દેનાર આંખ બંધ કરીને ઊભો રહે અને પોતાને ટાપલી મારનારને નામથી ઓળખી કહેવા મથે એ અંશ "ડાહીના ઘો"ના માર ખના ભાગને મળતો આવે છે.

# નૂતન હિંદનો નિર્માતા

*

લેખકઃ શ્રી નવરંગ ધોલકિયા,
બી.એ., એલ એલ બી., વિશારદ

*

## યુગમૂર્તિ બાપુ

જગતે મહાપુરુષો તો અનેક જોયા છે—કોઈ સંત તો કોઈ શૂર; કોઈ સુધારક તો કોઈ શાસ્ત્રજ્ઞ; પરંતુ એક સાથે સંત, શૂર, સુધારક અને શાસ્ત્રજ્ઞ કહી શકાય એવા મહામાનવનું દર્શન તો જગતને આ યુગના પયગંબર બાપુમાંજ સાંપડ્યું. અંગેઅંગમાંથી ચેતન ગુમાવી બેઠેલા એક હતભાગી રાષ્ટ્રનું ઉત્થાન અર્ધ શતાબ્દિ કરતાં પણ ટૂંકા ગાળામાં સાધનાર એ કર્મવીરનું જીવન જગતના ઇતિહાસનું એક અવનવું પૃષ્ઠ બની રહેશે અને એ વાંચીને ભાવિ માનવ કદાચ બોલી ઊઠશે, "અસંભવિત! એક દુર્બળ દેહવાળો, અર્ધનગ્ન માનવ આ બધું સિદ્ધ કરી શકેજ નહિ. આ તો કોઈ સાહિત્યકારે ઘડી કાઢેલી કલ્પનાકથાજ લાગે છે." એવા એ યુગપુરૂષની અજબ સિદ્ધિની હકીકત જાણવા જેવી છે.

## બાપુની અમર કરણી

સેંકડો વર્ષોથી વિદેશી શાસનની નાગચુડમાં ભિંસાએલા સમાજમાં એણે નવું ચેતન પૂર્યું. અંધ અનુકરણથી ચાલી આવેલી અનેક કુરૂઢીઓની જાળ ઉપર એણે પોતાના વિચારોની તીક્ષ્ણ છરી ચલાવી. ભાગલા અને પેટા-ભાગલાઓથી વધારે ને વધારે નિર્બળ બની રહેલા હિન્દુ સમાજને એણે સાચી બત્તી બતાવી અને એને સન્માર્ગે દોરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો. અસ્પૃશ્યોને મનુષ્ય તરીકે જીવવા માટેના હક અપાવવા માટે એણે ધર્મના ખોટા ખ્યાલોમાં રાચતા ધર્મધુરંધરો સામે પ્રચંડ બળવો જગાવ્યો અને જીવનના સાંયકાળે એમાં સફળતા પણ મેળવી. પશ્ચિમની રીતભાતનું અવિચારી અનુકરણ કરી રહેલા જનસમાજને એણે સાદાઈ અને સ્વાશ્રયના પાઠો ભણાવ્યા અને "સાદું જીવન અને ઉત્કૃષ્ટ ચિંતન" એ ભારતીય મંત્રનો પુનરૂચ્ચાર કર્યો. પોતાના વિચારો લોકહૃદય સુધી પહોંચાડવા માટે એણે નવીજ ઢબનું સરળ અને હૃદયંગમ સાહિત્ય સર્જ્યું અને રોજંદા જીવનમાં માર્ગદર્શન આપતાં સામાયિકોનું પ્રકાશન પણ કર્યું. સમાજના થરેથરને ઉથલાવીને એની નવરચનાનું દુઃસાધ્ય કામ એણે ઘણે અંશે સિદ્ધ કર્યું. બાપુના અવસાનથી હિંદે કદી ન જોયેલો સાચો સમાજસુધારક ગુમાવ્યો છે.

## સત્યાગ્રહના શાસ્ત્રકાર

પણ માત્ર કલમ ચલાવીનેજ અને ભાષણો કરીનેજ એ બેસી ન રહ્યા. આ દેશમાં ખૂબ ઊંડા મૂળિયાં જમાવીને ફૂલી ફાલેલાં અંગ્રેજી સલ્તનતના વિષવૃક્ષના મૂળમાં ઘા કરવાનો એણે પ્રારંભ કર્યો. લડાઈની નવીજ તરકીબ એણે શોધી કાઢી. દુશ્મનનો વિનયપૂર્વક સામનો કરીને એને ભોંઠો પાડવાની અજબ યુક્તિ એ વણિકવીરને સૂઝી. સરકારના જુલ્મી કાયદાઓનો સવિનય ભંગ કરીને એણે સલ્તનતનાં ઊંડાં મૂળિયાં ઢીલાં કરવા માંડ્યાં. સજાની એને બીક ન્હોતી. જેને હતી તેની બીક પણ એણે સત્યાગ્રહનું મહારસાયણ શોધીને ગાળી નાખી. નખશિખ શસ્ત્રોથી સજ્જ રહેતી વિદેશી હકુમતની સામે એણે તણખલુંયે ન ઉગામ્યું પણ આત્મબળનું અણુશસ્ત્ર ધારેધીરે ઘડ્યું. મીઠાનો સત્યાગ્રહ અને ના-કરની લડત, સામુદાયિક સવિનયભંગ અને હડતાળો, વ્યક્તિગત સત્યાગ્રહ અને 'કરેંગે યા મરેંગે'નો આખરી નિર્ણય—એમ એક પછી એક શસ્ત્રો એના સરંજામમાંથી બહાર પડ્યાં અને સલ્તનતનું મહાવૃક્ષ કડડભૂસ કરતું જમીનદોસ્ત થયું. દુનિયાના કોઈપણ રાજનીતિજ્ઞે ન ખેલેલી એવી એની રાજનીતિ હતી. અંગ્રેજોના એ સાચા મિત્ર હતા પણ અંગ્રેજી હકુમતના એ પાકા દુશ્મન હતા. જ્યારે અંગ્રેજોની ચાલબાજીની અવધિ આવી ગઈ ત્યારે એણે ઐતિહાસિક શબ્દો સંભળાવી દીધા "હિંદ છોડો" પાંચ વર્ષ પહેલાં તો અંગ્રેજ શાસકોએ એ શબ્દો હસી કાઢેલા પણ તેઓને ખબર ન્હોતી એ શબ્દો કોઈ સામાન્ય માણસે ઉચ્ચારેલા ન્હોતા. એ છેલ્લી ચેતવણી સાંભળ્યા પછી વિદેશી સરકાર સ્વસ્થતાથી રાજ નજ કરી શકી અને ૧૯૪૭ના ઓગસ્ટની પંદરમી તારીખે એને સત્તા છોડવી પડી. જગતે કદી નું જોએલો ચમત્કાર નિહાળ્યો. એવા ચમત્કારના નિર્માતા બાપુ એક અડગ સેનાપતિ અને મહાન મુત્સદી હતા.

## અનોખા સન્ત

સંતો ઘણાયે જન્મ્યા અને સિધાવ્યા. એમાંના ઘણાખરાની પ્રવૃત્તિઓ તેમનાં ભજનમંડળમાંજ સમાપ્ત થતી. ઇશ્વરનું ચિંતન કરવા માટે તેઓને કોઇ અરણ્ય, પર્વતગુફા કે નિર્જન ખૂણો શોધવો પડતો. પણ બાપુ તો વિચિત્ર કોટીના સંત હતા. એ તો મોટા મેદાનમાં આસન માંડીને બેસે અને પ્રાર્થના કરે. ધીમેધીમે એની પ્રાર્થનાનું જાદુ એવું તો ફેલાયું કે હજારોની મેદની એની પ્રાર્થનાસભામાં ભેગી થવા લાગી. એમાં જાતજાતના લોકો આવતા છતાં નીરવ શાંતિથી એની પ્રાર્થના ચાલુ રહેતી. રામનામ એટલે 'ઇશ્વરનું નામ; ખુદાનું નામ' એ સત્ય એણે એવી સરસ રીતે સમજાવ્યું કે નવખલીના કટ્ટર મુસલમાનોએ પણ હજારોની સંખ્યામાં એની રામધુનમાં સૂર પુરાવ્યા. એની પ્રાર્થનામાં ગીતાનો નિત્યપાઠ તો હોયજ. પણ એ માત્ર ગીતા ગાઇને બેસી ન રહ્યા. એણે તો ગીતાના શબ્દે શબ્દ પ્રમાણે જીવન ઘડવાનો પ્રયત્ન કર્યો. એ સાચા કર્મયોગી બન્યા. એણે ધર્મનાં સૂત્રોનું રક્ષણ કરવામાંજ ધર્મદ્દનની સમાપ્તિ ન માની; પણ ધર્મનું રહસ્ય ઓળખીને એ સિદ્ધ કર્યું કે બધા ધર્મોનો મૂલગત સિદ્ધાન્ત સત્યોપાસના છે. એટલે તો એણે 'સર્વધર્મસમાનત્વ' કેળવ્યું. એણે ભવ્ય હવેલીઓમાં બેસીને ધર્મનાં વ્યાખ્યાનો ન આપ્યાં પણ આમજનતાની સાથે ધૂળમાં બેસીને જે માનવધર્મનું પોતે આચરણ કર્યું એનોજ ઉપદેશ કર્યો અને એ ઉપદેશ કરતાં કરતાંજ પોતાની કાયાનું બલિદાન આપ્યું. પ્રાર્થનાના મેદાન ઉપરજ કુરબાન બનનાર આ સંતનો જોટો જગતને હજારો વર્ષે મળે તો એનાં સદ્ભાગ્ય.

## ચારેય વર્ણના પ્રતિનિધિ

બાપુ એ વ્યક્તિ ન્હોતા, સંસ્થા હતા. એની પાસે વૃદ્ધો અને બાળકો, યુવકો અને સ્ત્રીઓ, વિદ્વાનો અને વૈરાગીઓ, મુત્સદીઓ અને માંદાઓ—સૌ કોઈ આવતાં અને શાન્તિ મેળવતાં. એ અને એની ભજનમંડળી જ્યાં જતાં ત્યાં નવી રોશની ફેલાવતાં. સાબરમતીને તીરે કે સેવાગ્રામના ઝૂંપડાંઓમાં, નવખલીની શાંતિયાત્રામાં કે વાલ્મિકી આશ્રમમાં, જુહુને કિનારે કે કાસિમરની ખીણમાં—એનો અવાજ ઝીલવા લોકો ચાતકની જેમ ઉત્સુક રહેતા. જાતે એ વૈશ્ય છતાં વીરતામાં ક્ષત્રિયને પણ શરમાવે એવા, ભક્તિમાં બ્રાહ્મણને પણ નીચું જોવડાવે એવા અને સેવામાં શૂદ્રને પણ ગૌરવ લેવડાવે એવા એ ચારેય વર્ણોના પ્રતિનિધિ હતા. બાળકોની સાથે ગમ્મત કરનાર, યુવાનોમાં સાહસ ભરનાર અને વૃદ્ધોની સાથે ગાંભીર્ય ધારણ કરનાર બાપુ બધીજ વયના માનવીના પણ જાણે પ્રતિનિધિ હતા. એ વકીલ પણ હતા અને વૈદ પણ હતા. નેતા પણ હતા અને ધર્મગુરૂ પણ હતા. પત્રકાર પણ હતા અને તત્ત્વજ્ઞાની પણ હતા. અનેક વિધ માનવધર્મોના પુંજ એ સાચા મહાત્મા હતા. એટલેજ એનું મૃત્યુ એ માત્ર પંચમહાભૂતોનું વિલીકરણ છે. એનો અક્ષરદેહ તો ભારતવર્ષમાં યુગો સુધી રમતો રહેશે. એની અજબ સિદ્ધિઓ હિંદને અમર પ્રેરણા પીવડાવતીજ રહેશે.



સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ

આ જગતમાં મનુષ્યને રોજનું જોઇએ તેટલું કુદરત રોજ પેદા કરે છે તેમાં જો કોઇ પોતાની હાજત કરતાં વધારે વાપરે તો તેના પડોશીને ભૂખે રહેવુંજ પડે. પણ પોતાની હાજત ઉપરાંત પણ લે છે તેથી આપણે જગતમાં ભૂખમરો જોઇએ છીએ. આપણે ગમે તેમ કુદરતની બક્ષિસો વાપરીએ, પણ કુદરત રોજ બેઉ પાસાં સરખાંજ રાખે છે.

—મહાત્મા ગાંધીજી

# રવિગમન વેળા—

[ શિખરિણી : ]



અમે વીંધ્યો એને, કર ઉભય બાલાયુગલને
ખભે રાખીને જ્યાં, ત્વરિત ચરણે, મગ્ન મનને,
સદાનાં વિશ્વાસુ વિમલ નયનોને હરિતણે—
સ્વરૂપે ગૂંથીને, રવિગમન વેળા જનગણે—
રચી કેડીએ થૈ નિકટ અમ એણે ડગ ભર્યાં.

અમે વીંધ્યો એને ! નિજ સમ લહી લોક જગનાં
કદી ના કોઇને અરિજન ગણે એ, નિત રહે,
"બધાં ભાંડુઓ ત્યાં કતલહુરીફાઈ કયમ, ભલા ?
વિધર્મી તેમાં શું મનુજ મટિયાં ? રે, અવરનાં—
વિચારો છો પાપો, પણ નિજતણાં કાં ન સ્મરતાં ?"—
રિપુ એનું એ તે સતત, અમ પાસે નિત ચહે
રુડું બીજાનું ! ના અમ મહીં ધખી આગ નિરખે !

અમે વીંધ્યો એને ! રુધિર ઉછળ્યાં કાં પણ અરે,
ધરા રોમે રોમે જલ અનિલ વ્યોમે ઉરઉરે ?

હસિત. હ. બુચ

# સાચને નહિ આંચ !

લેખક :
શ્રી. ધનસુખલાલ મહેતા

ભાઈ! દુનિયામાં પળે પળ બધું બદલાતું જાય છે. પણ એમાં અમુક કુદરતના નિયમો કહો કે પછી કોઈ ગેબી શક્તિના નિયમો કહો કે પછી ભગવાનની ઇચ્છાને પરિણામે જે કાંઈ બને છે એમ કહો પણ તે તો અચળ જ રહે છે. તે બદલાતા જણાતા નથી. સાધારણમાં સાધારણ વાતમાં આપણે બોલી નાખીએ છીએ કે "બાપા! આખરે સાચને આંચ આવનાર નથી!" "સત્યનો તો વિજયજ છે!" પણ તે વખતે આપણને પોતાને પણ ખબર નથી રહેતી કે ખરેખર એમ બનેજ છે. હા, એ પરિણામ લાવનાર સંયોગો એવા હોય છે કે ઘડીભર માણસો એને અકસ્માત તરીકે ગણી કાઢે. કેટલીક વાર એ 'પરિણામ એટલું મોડું' આવે છે કે ભલભલા શ્રધ્ધાળુ માણસોની શ્રધ્ધા ઊડી જાય.

પણ એ બધું પિંજણ જોઈએ શું કામ? અમારા ગામમાં બનેલી અને અમે તરતજ જાણેલી એક વાત જ કહી નાખું. પછી તમારે ધારવું હોય તે ધારી લેજો.

વિલાયતનાં કે અમેરિકાના મોટામાં મોટાં શહેરથી માંડીને નાનામાં નાનું ગામડું લો તો એમાં પણ તમે જોશો કે એના પોતપોતાના સંત પુરુષો હોય છે, સાધ્વી સ્ત્રીઓ હોય છે, મવાલીઓ હોય છે અને કુલટાઓ પણ હોય છે. એજ પ્રમાણે અમારા નાનાં ગામમાં પણ મવાલીઓ હતા. તેમાંથી ત્રણ મવાલી તો બહુ નામચીન હતા: આમદ પીર, લક્ષ્મણ છોગાળો અને જોરૂ પહેલવાન. સગા ભાઈનાં કે બાપના ખૂન કરીને હાથ પણ ધોયા વિના જમવા બેસી જાય એવા એ ત્રણ મવાલી હતા. અમારા ગામમાં કે પાસેના ગામમાં ચોરી, લૂંટફાટ કે ખૂન વગેરેના બનાવ બને તો અમે ધારીજ લઈએ કે એ ત્રણમાંથી કોઈકનો કે પછી ત્રણેનો હાથ એમાં હોવો જ જોઈએ. પણ એ લોકો એવી સિફતથી કામ કરતા કે પોલીસ એમને કશું કરી શકતી ન હતી. વળી એમની સામે કોઈ જુબાની આપવાની હિંમત બીડે તો એનું આવી જ બન્યું. એ જુબાની આપનારને કુદરતી જણાય એવો કોઈ પણ અકસ્માત નડી જતો. એને પરિણામે, એ બાપો કાંતો છ મહિના ખાટલો ભોગવતો કે કાંતો જાનનો જતો. એટલે પછી એ ત્રગડીની સામે કોઈ સાક્ષી તરીકે જુબાની આપવા તૈયારજ થતું નહિ!

અમારા ગામમાં જે બે ચાર સારા પૈસાદાર માણસો ગણાતા તેમાંના એક પૈસાદાર માણસને ત્યાં નાથુસંગ કરીને ચોકીદાર હતો. એ નાથુસંગ જુવાન હતો, શોખીન હતો પણ સાથે સાથે પ્રમાણિક અને નિમકહલાલ હતો. તુલસીદાસનું રામાયણ જેવાં બેત્રણ ધરમનાં ચોપડાં વાંચ્યા કરવાથી નાથુસંગના મનમાં એક વાત સચોટ ખૂપી ગઈ હતી કે સાચને કોઈ દિવસ આંચ નહિ અને આખરે તો સત્યનો જ વિજય છે. એને માટે એને દલીલોની જરૂર પડતી નહોતી. એ માન્યતામાં શ્રુધ્ધને સ્થાન નહતું.

પેલા ત્રણ મવાલીઓની નજર આ જુવાન, શોખીન નાથુસંગ ઉપર પડી. એ જુવાનીઓ એમને ખપનો લાગ્યો. પેલા પૈસાદારની એક મોટા શહેરની પેઢીમાંથી આ ચોકીદાર આવ્યો હતો એટલે એને અમારા ગામના આ નામચીન મવાલીઓની ત્રગડીની ઝાઝી ઓળખ નહતી. એ સંજોગનો લાભ લઈને પેલી ત્રગડીએ આ જુવાનને પોતાની કંપનીમાં પલોટવા માંડયો. કોઈ વાર હોટેલમાં, તો કોઈ વાર પાસેના ગામડામાં જયાહતે નાથુસંગ એમની સાથે જવા લાગ્યો. બે ત્રણ વાર તો દારૂ પીવામાં પણ પેલા ત્રણ જણાએ એને ભાગીદાર બનાવી દીધો!

આમને આમ લાંબો વખત ચાલ્યા કરત તો કદાચ નાથુસંગ ચળત પણ ખરો. કારણ કે, આખરે પણ ભાઈ, આપણે બધા માણસોજ છીએને! ભાઈ, સીધે રસ્તે ચાલવાનું કામ જ મુશ્કેલ છે. ખાડીમાં પડવાનું તો સહેલું: એટલે નાથુસંગ પણ કદાચ સરી પડ્યો હોત. પણ પેલા ત્રણે ઉતાવળ કરી અને નાથુસંગને એમણે એના માલેકનું ... ફાડવા બાબતમાં મદદ કરવાનું કહ્યું. નાથુસંગે એક પળ પણ વિચાર કર્યા વગર એ વાતને ધૂતકારી કાઢી. એટલે પેલા મવાલીઓને બીજો માર્ગ રહ્યો નહિ કે તો નાથુસંગ એમને એમના આ પાપી કામમાં મદદ કરે અને કાં તો નાથુસંગનો કાંટો પેલાઓના માર્ગમાંથી નીકળી જાય. એ સિવાયનો ત્રીજો રસ્તો પેલી ત્રગડીને સૂઝતો નહિ. એમણે નાથુસંગને બે દિવસની મહેતલ આપી. તે દરમ્યાન ...

નાથુસંગે કોઇને પણ આ વાત કરી તો એ મુદત એને ઠેકાણે કી જશે અને નાથુસંગ એના ભગવાનને મળવા ચાલ્યો જશે વેવી સાફ વાત પેલા બુરખાધારીઓએ આ ચોકીદારને સંભળાવી ધી હતી. આવી જાન લેવાની ધમકી આપ્યા છતાં પણ ઈ એમની સામે થાય એ આ ત્રગડી માનવાને તૈયાર હતી અને એ બે દિવસમાં પણ ચોવીસે કલાક પેલા ણમાંથી એક નાથુસંગના પડછાયા તરીકે તેની પાછળ ફર્યાજ રતો હતો.

ગામમાં એ બિચારો નાથુસંગ કોઈ બીજાને ઓળખે નહિ અને પોતાના શેઠને આ વાત કહી દેવી એવો વિચાર એના સાદાં જીવનમાં ઊગ્યો નહિ. એના મનમાં તો માત્ર એક વાત ઘૂમ્યા કરતી હતી કે મેં કશું પણ ખોટું કામ કરવાની દા પાડી નથી એટલે સત્યનો જ વિજય થશે. એ ત્રણ જણ મને કશું કરી શકવાના નથી. આવા વિચારને લઈને એ જુવાનના રોજના કાર્યક્રમમાં કશો ફેર પડ્યો નહિ. એજ પ્રમાણે નહાવા-ધોવાનું, રામાયણ વાંચવાનું અને રાતે ચોકી કરવાનું કામ નિયમિત બે દિવસ લગી નાથુસંગે કર્યું.

ત્રીજા દિવસની રાત આવી. નાથુસંગ ફિરપણ લઈને માલિકના કમ્પાઉન્ડમાં આંટા મારવા લાગ્યો. તે આખો દિવસ પેલા ત્રણમાંથી કોઇપણ એની નજરે ચડ્યો ન હતો. એટલે એ પણ જરાક અસાવધ બન્યો હતો. એટલામાં કોઇએ 'નાથુસંગ' કરીને સાદ માર્યો. અસાવધ નાથુસંગ દરવાજો છોડીને બહાર રસ્તા ઉપર આવ્યો. રાતના દસેકનો સુમાર હશે એટલે રસ્તો સાવ નિર્જન હતો. અચાનક એણે ત્રણ ઓળા જોયા. 'નાથુસંગનું મગજ બહેર મારી ગયું. એને આગળથી ખબર હોત તો એકલો એ ત્રણ જણનો સામનો જરૂર કરત. પણ અચિંતાનો પકડાયો એટલે એણે ન તો મદદ માટે બૂમો મારી કે ન તો એ સામો થયો. એ તો મુઠ્ઠીઓ વાળી દોડ્યો. પાછળ ત્રણે પડછાયા પણ અવાજ કર્યા વગર દોડતા આવતા હતા.

આગળ નાથુસંગ અને પાછળ પેલા ત્રણ એમ ઝપાટાબંધ ગામને વટાવી ગયા. પણ એમ સીધે રસ્તે ક્યાં લગી એક માણસ દોડી શકે ? એટલે નાથુસંગ કોઇપણ લાગ શોધતો હતો. એટલામાં એક કારખાનું આવ્યું અને તેની ભીંત આગળ એક મોટું ઝાડ એણે જોયું. નાથુસંગ જલદીથી એ ઝાડ પર ચઢી ગયો અને ત્યાંથી ડાળી મારફતે, કારખાનાની એક બારી ઉઘાડી હતી તે વાટે કારખાનામાં દાખલ થઇ ગયો. દાખલ થયા પછી, બારી બંધ થઇ શકે કે કેમ એનો વિચાર કર્યા વગર તે આગળ બીજા ઓરડાઓમાં દોડ્યો. થોડીજ વારમાં એને જણાયું કે પેલા ત્રણ જણ પણ એજ માર્ગે દાખલ થયા છે અને એની પૂંઠ પકડી રહ્યા છે. કારખાનામાં કોઇપણ માણસ નહતું. માત્ર કોઇ કોઇ જગાએ નાના નાના વીજળીના દીવા ઝાંખું અજવાળું આપતા હતા. એક પછી એક ઓરડા વટાવતાં નાથુસંગને જણાયું કે હવે આગળ જવાનો રસ્તો નથી. પાછા ફરવાનો તો સવાલ રહ્યોજ નહતો. બારી બંધ નહિ કરી એ ભૂલ પોતાને સાલતી હતી એથી આ વેળા એણે તરતજ પોતાની પાછળનું મોટું લોખંડનું બારણું બંધ કરી દીધું. બેચાર પળમાં તો એ બારણા ઉપર ત્રણ ચાર લાત પડી !

નાથુસંગ ગભરાટનો માર્યો, ત્યાં બારણા આગળજ ઢગલો થઇને પડ્યો. એનો શ્વાસ માતો નહતો અને છાતી ધમણની પેઠે ઉંચી નીચી થતી હતી. બારણા ઉપર થોડી વાર લાતો અને લાકડીઓના અવાજ ચાલુ રહ્યા. પણ પછી એકદમ અટકી ગયા. એનું કારણ નાથુસંગ સમજી શક્યો નહિ. પણ આ સ્થિતિમાં એનાથી એનું કારણ શોધાય તેમ પણ નહતું.

નાથુસંગ જે ઓરડામાં હતો તે ઓરડાથી કોઈ પણ રીતે આગળ વધાય તેમ તો હતુંજ નહિ. ત્યાં ત્રણચાર નાની બારીઓ હતી પણ એમાં તો મજબૂત લોખંડની જાળી જડી લીધી હતી. એટલે એને નીકળવું હોય તો પેલાં એકજ બારણા તરફથી નીકળાય તેમ હતું. એને એ બારણા પાછળ તો પેલા ત્રણ જણ એનો જાન લેવાના કસમ ખાઇને બેઠા હતા !

આવી પરિસ્થિતિ થઈ હતી એને પરિણામે લગભગ અધમુઆ જેવો થઇને નાથુસંગ ચૂપચૂપ પડ્યો રહ્યો. પેલી તરફ બારણા ઉપરના અવાજ તો બંધ પડયા તે પડ્યાજ— પાછા શરૂ થયાજ નહિ. પણ તપાસ કરવા માટે બારણું ઉઘાડવા જેટલી શક્તિ કે હિંમત નાથુસંગમાં રહી નહતી. એટલે એતો પડ્યો પડ્યો રામનામ ગણગણતો હતો અને રામાયણમાંથી જે લીટીઓ યાદ આવતી તે આડીઅવળી બોલતો ગયો. પણ એમ ક્યાં સુધી નભે ? ભયથી, ત્રાસથી, થાકથી નાથુસંગ ઊંઘી ગયો. ઝબકીને જાગ્યો ત્યારે નાની બારીઓમાંથી પરોઢનું અજવાળું આવતું હતું. થોડી પળોમાં નાથુસંગને પોતાની કપરી સ્થિતિનો ખ્યાલ આવી ગયો. પણ હવે એને ટક્કર ઝીલવાની શક્તિ નહતી તેમ ઇચ્છા પણ નહતી. ધ્રુજતા હાથે, એણે, રામનામનું સ્મરણ કરતેકરતે ભારે બારણાં ઉઘાડ્યાં અને કંપતે અવાજે

"તમારે મને જે કરવું હોય તે કરી નાખો. મારા કાપીને કટકા કરશો તોય હું મારા માલેકને દગો નહિ દઉં."

એટલું બોલીને એ આશ્ચર્યથી અટકી ગયો. તેણે ઝાંખા અજવાળાંમાં આમતેમ જોયું. હમણાં ડાંગ માથાં ઉપર ઝીંખાશે અથવા છૂરો પડખામાં ઘોંપાશે એવું ધારીને એણે બારણાં ખોલ્યાં હતાં. મરણની તૈયારી કરીનેજ એણે આટલું કર્યું હતું. પણ કશું જ બન્યું નહિ. કોઇએ એને સામો પડકાર્યો પણ નહિ. અને અચાનક, આમ તેમ શોધતી એની નજરે તરફડાઇને મરણ પામેલ ત્રણ શબ, એકેકને અડકીને પડેલાં જોયાં !

થોડા સમયે, એના વિહ્વળ મગજે વિચાર કરીને જાણી લીધું કે અંધારમાં દીવા માટે ફાંફાં મારતાં, સ્વિચને બદલે આ ત્રણમાંના એકનો હાથ કોઇ વીજળીનાં જીવતાં જોડાણ ઉપર પડયો હશે અને ત્રણે એકેકને અડકીને ઊભા હતા એટલે ત્રણે એકે સામટા એ વીજળીનો ભોગ થઇ પડયા હશે.

રામનામ દેતાં, મનમાં ઊંડાણમાં, સત્યનોજ વિજય છે—સાચને આંચ નથી એવી ખાતરી થતાં, નાથુસંગે આભા બની જઈ, શક્તિવિહોણા થઇ જઇ બીજી બાજુનાં બારણાં માંડ માંડ ઉઘાડયાં.



નૂતન હિન્દના સર્જકો

સ્વાશ્રય અને સ્વાનુભવ માણસના સર્વશ્રેષ્ઠ શિક્ષકો બની શકે છે તે કોઈ મતભેદની વાત છે નહિ. જે માણસ પારકાના આશરે જીવે છે તે મુવા સમાન છે. જે માણસ પારકાના અનુભવો ઉપર પોતાના જીવનનું નાવ ચલાવે છે તે નાવ કોઇ વખત અણધારી રીતે ડૂબવાનુંજ.

—શ્રી. હરભાઈ ત્રિવેદી

* * * * * *

જગતના એક મહાન ફિલસૂફ એરિસ્ટોટલે કહ્યું છે કે સદ્ગુણ એ ગુણોનું મધ્યબિન્દુ છે અને એક તરફ ખસી પડવાથી તે દુર્ગુણ બની જવાનો ભય રહે છે. ઉદાહરણ તરીકે, હિંમતની એક બાજુ બીકણપણું રહ્યું છે અને બીજી બાજુ અવિચારીપણું વસે છે. તેજ પ્રમાણે સ્વતંત્રતાથી ઉતરતી પરતંત્રતા, પણ સ્વતંત્રતાનું દુષ્ટ રૂપ સ્વચ્છંદતા. આથી સ્વતંત્રતાનો પુરેપુરો અને ખરો અર્થ સમજી લેવો જોઇએ.

—આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ

## હોમી સ્વયં નિજની જાત—

કો’ કર્મકાંડી નિજ મન્ત્ર તણા પ્રભાવે
કાષ્ઠો તણી ઢગલિયે દવને સ્ફુરાવે,
ને દોહ્યલાં બલિ કંઈ ધરતાં છતાંયે,
વાંછેલ કોઈ શુભ વસ્તુ કદિ ન પામે;

ત્યારે ઝુકાવી દઈ સત્વર યજ્ઞ કુંડે
હોમી સ્વયં નિજની જાત બલિ બનાવે.

એવીજ રીત અમ બાપુ! તમે જગાવી
વાંચ્છા વિમુક્તિ તણી અન્તરમાં અમારી,
ને અન્તરે કલહને અમના શમાવા
હોમી સ્વયં નિજ સુજાત તમે અમોલી.

—પ્રભાકર વૈષ્ણવ



નૂતન હિન્દના ભાવિનો ગાંભીર્યપૂર્વક વિચાર કરતા રાષ્ટ્રપિતા અને પંડિત જવાહરલાલજી.

# સત્ય અને અહિંસાની મહાકથા

## પુણ્યશ્લોક રાષ્ટ્રપિતાના જીવનની તેજોમય તવારીખ

### બાલ્યકાળના સંસ્કારો.

સૌરાષ્ટ્રના પશ્ચિમ કિનારે આવેલ એક શહેર—પોરબંદરમાં તા. ૨૭ ઓક્ટોબર ૧૮૬૯ના રોજ મહાત્મા ગાંધી (મોહનદાસ કરમચંદ ગાંધી)નો જન્મ થયો હતો. એમના પિતાશ્રી કબા ગાંધી કહેવાતા અને એમની માતાનું નામ પૂતળીબાઈ હતું. એને બહુજ ધાર્મિક વૃત્તિનાં હતાં. ધર્મધ્યાન, પૂજાપાઠ, જપતપ વગેરે પૂતળીબાઈનો તો રોજનો કાર્યક્રમ હતો. માતા અને બાળક મોહનદાસ વચ્ચે પ્રેમનું એક અતૂટ બંધન હતું અને એમની પાસેથીજ તે ઊંચી જીવનભાવના કેળવતાં શીખ્યા.

### અસ્પૃશ્યતા નિવારણનો શિવ સંકલ્પ.

તે પોતાની માતૃભાષા ગુજરાતી બોલતાં શીખ્યા—ન શીખ્યા એટલામાં તો એમને કહેવામાં આવ્યું કે બાગમાં રમવા આવતાં બાળકોને એણે અડકવું નહિ કારણ કે તેઓ 'અંત્યજ' છે! બાળક આ સમજી શક્યો નહિ. તેણે તેની માતાની પૂછ્યું. તેણે તેની આયાને પૂછ્યું. તેઓ એટલુંજ સમજાવી શક્યાં કે તે બાળકોને અડકવાથી અભડાઈએ! કેમ અભડાઈએ, શા માટે અભડાઈએ—તે વિષે તેઓ કંઇ કહી શક્યાં નહિ. એક દિવસે બાળક મોહનદાસ એક 'અન્ત્યજ' ને અડ્યા અને અડકવામાં આનંદ માન્યો, તેઓ બાર વર્ષના થયા તે પહેલાંજ તેમણે આ અન્ત્યજોનો ઉધ્ધાર કરવાનો શુભ નિરાધાર કર્યો, અને ત્યારપછી એ એમનું એક જીવન ધ્યેય રહ્યું.

### અધ:પાતમાંથી ઉધ્ધાર.

તેર વર્ષની ઉમ્મરે એ હાઈસ્કૂલમાં ભણતા હતા ત્યારે એમનાં લગ્ન થયાં. લગ્ન પછી પણ એમણે વિદ્યાભ્યાસ ચાલુ રાખ્યો અને એમાંથીજ એમને ખરાબ સોબત થઇ. એક મોટા કસરતબાજ વિદ્યાર્થીએ એના ઉપર બહુ અસર કરી અને એણેજ એમને માંસાહાર કરવા પ્રેર્યા. મોહનદાસે ઉત્સાહમાં માંસ ખાધું પણ પાછળથી એમને લાગ્યું કે પોતાનો અધ:પાત થયો છે. તે રાતે જ્યારે તેઓ સૂતા ત્યારે એમણે સ્વપ્નામાં પેટની અંદર એક જીવતા બકરાને બેં બેં કરતું જોયું. માંસાહારમાં રહેલી ચોરી છૂપી અને અપ્રમાણિકતાથી એમનું મન વિહ્વળ થઇ ગયું અને એમણે ત્યારપછી નિશ્ચયપૂર્વક માંસાહારનો ત્યાગ કર્યો.

### ત્રણ પ્રતિજ્ઞા સાથે વિદેશગમન

મોહનદાસની ઉમ્મર જ્યારે સોળ વર્ષની થઈ ત્યારે એના પિતા કે જે પોરબંદરમાં દિવાન તરીકે કામ કરતા હતા તેમનું મૃત્યુ થયું. ત્યારથી એમના જીવનમાં મોટું પરિવર્તન થયું. એણે એમની મેટ્રીકની પરીક્ષા ૧૮૮૭માં પસાર કરી. પછી શું કરવું એ એક પ્રશ્ન હતો. લાંબી ચર્ચાઓ પછી એની માતાએ એમને આગળ અભ્યાસ માટે ઇંગ્લેન્ડ મોકલવાની સંમતિ આપી. પરંતુ હિન્દ છોડતાં પહેલાં એની માતાએ એમની પાસે "માંસ—મદિરા અને સ્ત્રી"—એ ત્રણેથી વર્જિત રહેવાની પ્રતિજ્ઞા લેવડાવી.

### યુવાન બેરીસ્ટર

સપ્ટેમ્બર ૧૮૮૭ના અન્તમાં એક ઉત્સાહી જુવાન સાઉધમ્પટનના કિનારે ઉતર્યો. એ ઓગણીસ વર્ષના મોહનદાસ હતા. ઇંગ્લેન્ડમાં એમણે પોતાની ત્રિવિધ પ્રતિજ્ઞા જાળવી રાખી. ઇંગ્લેન્ડમાં તે એની બિસન્ટને તેમજ કાર્ડિનલ મેનીંગને મળ્યા પરંતુ બેમાંથી એકેયે એના ઉપર ખાસ નોંધપાત્ર અસર કરી નહિ.

બેરીસ્ટરની પદવી લઇ એ સ્વદેશ પાછા ફર્યા ત્યારે એ જાણવા પામ્યા કે એમની માતા અવસાન પામ્યાં છે.

### આફ્રિકા માટે આમંત્રણ

ત્યારપછીનું દોઢ વર્ષ યુવાન બેરીસ્ટર ગાંધીએ મુંબઇમાં અને રાજકોટમાં ગાળ્યું. પરંતુ એમને બહુ કામકાજ નહોતું એટલે ખાસ ચેન પડતું નહોતું. એટલે દાદા અબદુલ્લાએ એમને પોતાના કેસ અંગે પ્રિટોરિયા મોકલવાની ઇચ્છા દર્શાવી અને એ તક એમણે ઝડપી લીધી.

### અદાલતમાં અપમાન

૧૮૯૩માં ગાંધીજી નાતાલ પહોંચ્યા. ત્યાં એમની "કુલી-બેરીસ્ટર" ગણવામાં આવતા. અને જ્યારે મેજિસ્ટ્રેટે એમને અદાલતમાં પોતાની પાઘડી દૂર કરવાનું કહ્યું ત્યારે એમને એટલું બધું અપમાન લાગ્યું કે એમણે ચાલ્યા જવાનુંજ પસંદ કર્યું. મેજીસ્ટ્રેટની વર્તણૂક વિ...

ગાંધીજીએ છાપામાં લખ્યું. પરંતુ એથીયે વધારે દુઃખદ બીજું ઘણું બનવાનું હતું. દક્ષિણ આફ્રિકામાં રંગભેદ ખૂબ ઊંડે ઘર કરી ગયો હતો. ફર્સ્ટ કલાસના ડબ્બામાં એક યુરેપિયન પેઠા પછી એમને બહાર ફેંકી દેવામાં આવ્યા. એમને એક ગુનેગાર તરીકે ગણવામાં આવતા.

**ટ્રાન્સવાલના 'અન્ત્યજો' માટે—**

અદાલતના એક નજીવા કામ માટે આવેલ બેરીસ્ટર આફ્રિકામાં વીસ વર્ષ રહ્યા ! અહીં આફ્રિકામાં એ એમના જેવા બીજા અનેક દેશબાંધવોની પેઠે ડચ લોકોના ગુલામ જેવા હતા. દક્ષિણ આફ્રિકાના હિન્દીઓના નસીબમાં ગોરાઓ તરફથી તિરસ્કાર અને મુશ્કેલી એ બેજ વસ્તુઓ હતી. ચાલીસ વર્ષ પછી પણ ગાંધીજીએ લખેલું કે હિન્દીઓ ટ્રાન્સવાલના અન્ત્યજો બની ગયા છે.

આફ્રિકામાં એમના વસવાટના પહેલા વર્ષને અન્તે એમનું અદાલતને લગતું કામકાજ પૂરું થઈ ગયું એટલે એમના પરોણાએ એમને માટે એક વિદાયમાનનો મેળાવડો યોજ્યો. એ મેળાવડામાં એમણે સાંભળ્યું કે નાતાલ લેજિસ્લેટિવ કાઉન્સીલ હિન્દીઓનો મત આપવાનો હક નાબુદ કરતું એક બીલ લાવનાર છે. આ તો હિન્દીઓનું એક મોટામાં મોટું અપમાન થયું ! વિદાયમાનનો મેળાવડો એક વિરોધ સભામાં ફેરવાઇ ગયો ! અને વિરોધ સભામાંથી એ નાતાલની હિંદી કોંગ્રેસ બની. ગાંધીજી એના વરાયેલા પ્રમુખ બન્યા.

**રાજકારણમાં નવ પ્રસ્થાન**

આમ ગાંધીજી હિંદને ભૂલી ગયા અને એમનાં પત્ની કસ્તુરબા રાહ જોતાંજ રહ્યાં ! એ પચીસ વર્ષના થયા ત્યાં તો એમણે પોતાનો ધંધો છોડી દીધો ! એ સભાઓમાં ભાષણો આપતા અને શ્રોતાજનોમાં ચેતન રેડતા. ચળવળમાં એ ઠીક ઠીક પ્રગતિ કરી રહ્યા હતા. દક્ષિણ આફ્રિકાના હિંદીઓના હિત માટે એમણે અંગ્રેજીમાં, હિન્દીમાં, ગુજરાતીમાં અને તામીલમાં "ઇન્ડિયન ઓપીનિયન" નામનું પત્ર ૧૯૦૩માં શરૂ કર્યું. પોતાની મૂડી અને પોતાની મહેનત એમણે એજ અર્થે વાપરવા માંડ્યાં.

અંગ્રેજ કલાવિવેચક રસ્કિનના "અન ટુ ધીસ લાસ્ટ" નામના પુસ્તકે ગાંધીજી ઉપર ખૂબ અસર કરી અને એનાજ સિદ્ધાન્તોનો પ્રચાર એમણે કરવા માંડ્યો.

**સત્યાગ્રહનું નવું શસ્ત્ર**

૧૯૦૬ના સપ્ટેમ્બરની અગિયારમી તારીખે ગાંધીજીએ જગતને સત્યનિષ્ઠા અને દૃઢતામાંથી નિષ્પન્ન થયેલું સત્યાગ્રહનું નવું શસ્ત્ર આપ્યું. ટ્રાન્સવાલની સરકારે જાહેર કર્યું હતું કે પ્રત્યેક હિન્દીએ એશિયાવાસીઓના રજિસ્ટ્રાર પાસે રજિસ્ટ્રેશન સર્ટિફિકેટ માટે અરજી કરવી. એશિયાવાસીઓ અને કેદીઓ બન્નેની એક સરખી ગણના થતી. ગાંધીજીએ આવાં પગલાં સામે બળવો પોકાર્યો. સવિનય ભંગ સફળ થયો. ખીજાયેલી સરકારે ગાંધીજી અને બીજા કેટલાક નેતાઓને ટ્રાન્સવાલ છોડી જવા કહ્યું. આ હુકમ સામે પણ એમણે સત્યાગ્રહ આદર્યો એટલે એમને જેલ મળી. પરંતુ બ્રિટિશ અને બોર વર્તમાનપત્રોએ એટલો બધો ઉહાપોહ કર્યો કે જનરલ સ્મટ્સને ગાંધીજી પાસે જવું પડ્યું, કાયદામાં સુધારો કરવાનું એમને વચન આપવું પડ્યું અને એમને છોડવા પડ્યા. સત્યાગ્રહે પોતાનો હેતુ સિદ્ધ કર્યો હતો. પરંતુ બધુંજ રસ્તાસર નહોતું. ત્યારપછીનાં વર્ષો દરમિયાન એમને ફરી બે વાર કાયદાના ભંગ માટે જેલમાં જવું પડેલું.

આ પ્રમાણે સંઘર્ષણ ચાલ્યા કર્યું. ૧૯૧૧માં ગાંધીજીએ ગોપાલ કૃષ્ણ ગોખલેને દક્ષિણ આફ્રિકા આવવા આમંત્રણ આપ્યું. અને એમની મદદથી સરકાર સાથે કામચલાઉ સંધિ કરી. છતાં બધા અન્યાયો દૂર થયા નહોતા. એટલે ૧૯૧૩માં ગાંધીજીએ પોતાનો સત્યાગ્રહ ફરી શરૂ કર્યો. નાતાલની જેલો સત્યાગ્રહીઓથી ઉભરાઈ ગઈ. માત્ર શાહી દરમિયાનગિરી વડે જ ગાંધીજીની માગણીઓ મંજુર થઈ.

**હિન્દમાં પુનરાગમન**

૧૯૧૫ની શરૂઆતમાં ગાંધીજી હિન્દ પાછા આવ્યા. અને સાબરમતીને કિનારે પોતાના હરિજન આશ્રમમાં નેતાઓ તૈયાર કરવા માંડ્યા. તરતજ એમને ચંપારણનાં રમખાણોનો પ્રશ્ન હાથમાં લેવાનું ઉપસ્થિત થયું. ગાંધીજી પકડાયા. પરંતુ એને તરત છોડવામાં આવ્યા અને કાયદામાં જરૂરી સુધારો થયો.

પહેલા મહાયુદ્ધ પછી રોલેટ એક્ટ, જલિયાંવાલાનો હત્યાકાંડ, મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા વગેરે એક પછી એક બનાવો બનતા ગયા. પરદેશી સત્તાની નાગચૂડમાંથી છુટવા માટે ગાંધીજી અને બીજા નેતાઓએ એક દીર્ઘદૃષ્ટિથી ભરેલો કાર્યક્રમ ઘડી કાઢ્યો. સ્વરાજ્યની સિદ્ધિ માટે સ્વદેશી એ એકજ સાધન મનાયું. ખાદી એ હિન્દ સ્વરાજ્યનો પ્રધાન મંત્ર બન્યો. પરંતુ શાન્તિમય સત્યાગ્રહનો એમના પ્રયાસો હિંસાનાં કૃત્યોથી કલંકિત બન્યા. એટલે એમને સત્યાગ્રહની પ્રધાન આવશ્યકતા તરીકે અહિંસા ઉપર ભાર મૂકવો પડ્યો.

**કોમી એકતા માટે નિરધાર**

૧૯૨૨માં ગાંધીજીની રાજદ્રોહના ગુના સબબ ધરપકડ કરવામાં આવી. એને ૭ વર્ષની કેદની સજા મળી પરંતુ

એજ વર્ષમાં એમનો બિનશરતી છૂટકારો થયો. જેલમાંથી બહાર આવ્યા પછી એમણે કોમી એકતા સ્થાપવાના પ્રશ્ન ઉપર નજર સ્થિર કરી, અને તે પ્રસંગેજ એમણે માણસના હૃદયનું પરિવર્તન કરવા માટે અજમાવેલી ઉપવાસની મહાન પરંપરામાંના સૌથી પહેલા એકવીસ દિવસના ઐતિહાસિક ઉપવાસ શરૂ કર્યા.

### 'કાંતો અને વણો'નું સૂત્ર

૧૯૨૫માં જ્યારે ગાંધીજી હિન્દની રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે ચુંટાયા ત્યારે તેમણે પોતાના વ્યાખ્યાનમાં "કાંતો અને વણો" એજ સૂત્ર રજૂ કર્યું. ત્યારપછી વિશાળ જનસમુદાયના વલણ ઉપર એમનો કાબુ બહુ લાંબા વખત સુધી રહ્યો. એમણે પોતાની જાતને રાષ્ટ્રિય સેવામાંજ રોકી દીધી. ૧૯૨૭માં એક રાજકીય મડાગાંઠ ઉભી થઇ અને ગોળમેજી પરિષદ બોલાવવામાં આવી પરંતુ હિન્દને સાંસ્થાનિક સ્વરાજ્ય આપવાની જરૂરી ખાતરી ન મળતાં એમને માટે માત્ર સત્યાગ્રહનોજ ઉપાય રહ્યો.

### દાંડીની ઐતિહાસિક કૂચ

૧૯૩૦ના માર્ચની ૧૨મી તારીખે દાંડીની ઐતિહાસિક કૂચ શરૂ થઇ. આખા રાષ્ટ્રે સારો જવાબ વાળ્યો. ઠેર ઠેર દમનરાજ શરૂ થયું, અને ગાંધીજી સહિત બીજા હજારો જેલના સળિયા પાછળ પૂરાયા. પરંતુ એમને ૧૯૩૧માં છોડવામાં આવ્યા અને "ગાંધી—ઇરવીન કરાર" થયા. બીજી ગોળમેજી પરિષદમાં હિન્દી રાષ્ટ્રિય મહાસભાના એકમાત્ર પ્રતિનિધિ તરીકે ગાંધીજી ઇંગ્લેન્ડ ગયા. પરંતુ એમને જે જોઇતું હતું તે પરિષદ આપી શકી નહિ. એટલે ફરી એમણે સત્યાગ્રહ શરૂ કર્યો, એમની ધરપકડ થઇ અને એમને યરવડા જેલમાં લઈ જવામાં આવ્યા.

### ઉપવાસનું પ્રબળ સાધન

૧૯૩૩માં જાતિભેદનો કાયદાનો એમણે પ્રખર વિરોધ ઉઠાવ્યો પણ એનો કંઈજ અર્થ ન સર્યો ! એટલે સપ્ટેમ્બરની ૨૦મીએ એમણે પોતાના ઐતિહાસિક ઉપવાસ શરુ કર્યા. નેતાઓએ એ કાયદાના ત્યાગ કરતા ખત ઉપર સહી કરી. પરંતુ ફરી તેમણે ધર્માન્ધતાની દુર્ભેદ્ય દિવાલો તોડવા માટે ૨૩ દિવસના ઉપવાસ શરૂ કર્યા. અને સરકારે એમને તરત છોડી મૂક્યા. એજ વર્ષમાં સાબરમતી આશ્રમ છૂટો થયો અને સવિનય કાનુન ભંગની ચળવળ પાછી ખેંચાઇ. પરંતુ એમણે વ્યક્તિગત સત્યાગ્રહનો આદેશ આપ્યો અને ફરી જેલમાં ગયા.

### પ્રાંતિક સ્વરાજ્ય

૧૯૩૫માં પ્રાંતોમાં જવાબદાર રાજ્યતંત્રની સ્થાપનાનું નક્કી થતાં ગાંધીજીએ નવી ધારાસભાનો એકાદ અનુભવ લેવા કોંગ્રેસને સલાહ આપી. ૧૯૩૬ની ચુંટણીએ કોંગ્રેસને ઝળકતી ફત્તેહ અપાવી. અને એનો મુસ્લીમ નેતાઓ ઉપર નવા પ્રત્યાઘાતો પડ્યા. મુસ્લિમ આગેવાન મિ. મહમદઅલી ઝીણા સાથેના એકતા અને સહકાર માટેના મહાત્માજીના અનેકાનેક પ્રયાસો નિષ્ફળ ગયા. પરિણામે બન્ને વચ્ચે મોટું અન્તર પડ્યું અને ૧૯૪૦માં જ્યારે મિ. ઝીણાએ પોતાનો દ્વિરાષ્ટ્ર સિદ્ધાન્ત પ્રતિપાદિત કર્યો ત્યારે તો એ અન્તરને પુરાવાની શક્યતા જ રહી નહિ. ગાંધીજીને એમ ખાતરી થઈ કે હિન્દમાં ત્રીજી સત્તાની—બ્રિટિશરોની હાજરી જ હિન્દુ-મુસ્લિમ એકતામાં મોટી આડખીલી રૂપ હતી.

### 'હિન્દ છોડો'નો નાદ

જ્યારે બીજું મહાયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે બ્રિટીશ સરકાર હિન્દના ભાવિને સ્પર્શે તેવા કોઇ યુદ્ધના હેતુ દર્શાવી શકી નહિ. અને કોંગ્રેસે બ્રિટીશ સરકાર જો હિન્દ માટે સંપૂર્ણ સ્વાતંત્ર્ય જાહેર કરે તોજ યુદ્ધમાં એને મદદ કરવાનું નક્કી કર્યું. મહાત્માજી સર સ્ટેફર્ડ ક્રીપ્સની દરખાસ્તો સ્વીકારી શક્યા નહિ કારણ કે એમાં રાષ્ટ્રના ભાગલા પાડવાના મુસ્લિમોના ધ્યેયને ઉત્તેજન મળે એવી હિન્દની રચના થતી હતી વાટાઘાટો પડી ભાંગી અને હિન્દમાં એક તીવ્ર રાજકીય મડાગાંઠ ઉભી થઇ. મહાત્માજીએ "હિન્દ છોડો"નો મન્ત્રોચ્ચાર કર્યો.

### પ્રચંડ લોકક્રાન્તિ

૧૯૪૨ના ઓગસ્ટ માસની નવમી તારીખે પ્રભાતમાં બધા નેતાઓ પકડાયા અને ત્યારપછી સરકારે જે દમનનીતિ અખત્યાર કરી એને પરિણામે રાષ્ટ્રભરમાં એક અપૂર્વ લોકક્રાન્તિ સળગી ઉઠી ! સરકારે ક્રાન્તિનું આળ કોંગ્રેસ માથે ચઢાવ્યું. ગાંધીજીને સરકારની આ નીતિથી ખૂબ દુઃખ થયું અને એમણે ૧૯૪૩ના ફેબ્રુઆરીની ૧૦મી તારીખે એકવીસ દિવસના ઉપવાસ શરૂ કર્યા. આગાખાનના મહેલમાં પોતાના જેલનિવાસ દરમિયાન મહાત્માજી ઉપર બે અંગત આપત્તિ આવી પડી. એક પોતાના ખાસ અન્તેવાસી મહાદેવભાઇ દેસાઇનું અવસાન અને બીજું ધર્મપત્ની કસ્તુરબાનું અવસાન !

## સત્તા સોંપણી માટે બ્રિટનનો નિરધાર

ઓગસ્ટ ૧૯૪૪માં એમની મુક્તિ પછી "ગાંધી-ઝીણા" મુલાકાત યોજાઈ. ૧૯૪૫માં વાઈસરોય લૉર્ડ વેવેલે શીમલામાં નેતાઓની પરિષદ ભરી. પરંતુ ત્યાં પણ વાટાઘાટો પડી ભાંગી, ત્યાર પછી બ્રિટીશ વડા પ્રધાન મિ. એટલીએ હિન્દને સત્તા સુપ્રત કરવાનો બ્રિટનનો નિરધાર જાહેર કર્યો. સત્તા સોંપણીની યોજના નક્કી કરવા માટે એક મંત્રી-મિશન હિન્દ આવ્યું. બ્રિટનની સત્યનિષ્ઠાની ગાંધીજી ઉપર ખુબ અસર થઈ. પંડિત નેહરૂને વચગાળાની સરકાર રચવાનું આમંત્રણ આપવામાં આવ્યું. બરાબર એજ સમયે મુસ્લિમ લીગે પંડિત નેહરૂની આગેવાની હેઠળ રચાયેલ સરકાર સામે વિરોધ પ્રદર્શિત કરવા માટે "સીધાં પગલાં દિન" ઉજવવાનું નક્કી કર્યું. આનું પરિણામ કલકત્તાના ભયંકર હત્યાકાંડોમાં આવ્યું અને એના પ્રત્યાઘાતો ઠેર ઠેર પડ્યા. ત્યારપછી નોઆખલી અને બિહારના કરૂણ બનાવો બન્યા. આ લોહીની નદીઓ, કોમી તિરસ્કારની વર્ષા અને વર્ષો જૂના કોમી એકતા સ્થાપવાના પોતાના ભગીરથ પ્રયાસને ધૂળમાં મળતો જોઈ ગાંધીજીને પારાવાર ખેદ થયો. એટલે આ ગોઝારી ભૂમિમાં પોતાનો પ્રેમ અહિંસા અને શાન્તિનો સંદેશો પાઠવવા એમણે પ્રયાણ કર્યું.

## શાન્તિના સંદેશ વાહક

મહાત્માજીની શાન્તિયાત્રા હજી ચાલતીજ હતી ત્યાં મુસ્લીમ લીગે લૉર્ડ વેવલના આમંત્રણથી મંત્રીમંડળમાં સ્થાન લીધું.



લૉર્ડ વેવલ પછી લૉર્ડ માઉન્ટબેટન આવ્યા. ગાંધીજીએ અને કોંગ્રેસે ભારેહૈયે દેશના ભાગલા સ્વીકાર્યા. તા. ૧૫મી ઓગસ્ટ ૧૯૪૭ના રોજ જ્યારે હિન્દે સ્વાતંત્ર્ય દિન ઉજવ્યો ત્યારે પણ મહાત્માજીની શાન્તિયાત્રા દૂર દૂરનાં ગામડાંઓમાં ચાલુ હતી જ.

પંજાબના કરપીણ ઉલ્કાપાતોના પ્રત્યાઘાતો દિલ્હી અને કલકત્તામાં પડ્યા. પરંતુ કલકત્તામાં ગાંધીજીની હાજરીની અસર અદ્ભુત નીવડી. પંજાબમાંથી તિરસ્કાર અને કડવાશની લાગણી લઈને આવેલા નિર્વાસિતો દિલ્હીમાં આવી વસ્યા અને દિલ્હીના મુસ્લિમોને પોતાની જીન્દગી જોખમાતી લાગી. આવા વાતાવરણને કારણે ગાંધીજી કલકત્તાથી દિલ્હી આવ્યા અને દરરોજનાં પ્રાર્થના પછીનાં વ્યાખ્યાનોમાં દિલ્હીના કલુષિત વાતાવરણને શુદ્ધ બનાવવા માટે આજીજી કરવા લાગ્યા. તેરમી જાન્યુઆરી ૧૯૪૮ના રોજ બન્ને કોમો વચ્ચે એખલાસ સ્થાપવાના એક ભગીરથ પ્રયાસ તરીકે એમણે અચોક્કસ મુદત પર્યન્તના ઉપવાસ શરુ કર્યા. પરંતુ દિલ્હીના બન્ને કોમોના નેતાઓ તરફથી એકતાની ખાતરી મળવાથી એ ઉપવાસનો માત્ર ૭ દિવસમાંજ અન્ત આવ્યો.

ઉપવાસ પૂરા થયા પછી એક ભાન ભૂલેલા યુવાને પ્રાર્થનાના મેદાનમાં ગાંધીજીથી માત્ર ત્રીસ જ વાર દૂર એક બોમ્બ ફેંક્યો. પરંતુ ગાંધીજીએ એ બનાવને કેવળ ગૌણ ગણી કાઢ્યો અને સરકારને તેમજ લોકોને ગુનેગાર તરફ રહેમની નજર રાખવા વિનંતિ કરી.

રાષ્ટ્રપિતા કહેતા કે એને પોતાને પોતાની જીંદગી માટે બિલકુલ બીક નથી, કારણ કે એ તો એણે પરમેશ્વરના હાથમાં મૂકી હતી.

કોઈએ એમ માન્યું પણ નહોતું કે મહાત્માજીના જીવનનો અંત કેવળ નજીક હતો. ત્રીસમી જાન્યુઆરીએ સાંજે જ્યારે મહાત્માજી પોતાના હંમેશના નિયમ મુજબ પ્રાર્થનાના મેદાન તરફ જતા હતા ત્યારે એક મૂર્ખ ખૂનીની કાતિલ ગોળી એમના ક્ષર દેહની આરપાર ઉતરી ગઈ!!!

અને દુનિયાએ આંસુ સાર્યાં.

# બાપુનાં તર્પણ

વન્દન, હે કરુણામય! વન્દન! ભારત ભાગ્ય વિધાતા
મહાન તારો પ્રાણ પામજો સદા ચિરંતન શાતા!
તારા પુણ્યે પલ્લવિત આ ભારત કેરા બાગ
તારાં સ્વપ્નો સફળ થતાં જો, વ્યર્થ ન જાયે જાગ
અમોઘ તેં જે કીધી સાધના, વ્યર્થ ન જાયે લેશ
જગને ખંડે ખંડ પ્રસરશે ભારતનો સંદેશ.

—નાથાલાલ દવે
('સેવક'ના સૌજન્યથી)



યમુનાનાં નીરમાં રાષ્ટ્રપિતાના ફૂલ-વિસર્જનનો વિધિ સ્તબ્ધ હૃદયે નિહાળતા પંડિત જવાહરલાલજી



## બાલ વિભાગ

# દુનિયાને પ્રેમથી જીતો

[ રૂપેરી વાળ અને તીણા મધુર સાદવાળાં નારી તે શ્રીમતી સરોજિની નાયડુ. હવે તેઓ એક મોટા પ્રાંતનાં ગવર્નર છે. ઘણા વખત પહેલાં તેઓ દક્ષિણ આફ્રિકા ગયેલાં. ત્યાં તેમણે જે જોયું તેનાથી એમને ખૂબ શોક થયો. માણસ માણસને તિરસ્કારતા, એક જાત બીજી જાતને તિરસ્કારતી; કેવળ ધિક્કારનુંજ વાતાવરણ સર્વત્ર હતું. બાળકો—નાનાં અને મોટાં—ના હા, મોટાં બાળકો, કારણ કે ઉમ્મર લાયક માણસો પ્રેમને ભૂલી જઈ એકબીજા સાથે કકાશ કરી પરસ્પર ધિક્કારે ત્યારે તે 'મોટાં બાળકો'જ કહેવાયને?—એ એમને આમંત્રણ આપ્યું અને તેમણે તેઓની સાથે વાતચીત કરી. ડરબનમાં એમને સાંભળવા માટે એકત્ર થયેલ બધીજ જાતનાં બાળકો સમક્ષ એમણે આપેલું વ્યાખ્યાન અહીં નીચે આપવામાં આવ્યું છે. તે દિવસે તેમણે આપેલું વ્યાખ્યાન દુનિયાના તમામ દેશનાં તમામ બાળકો માટે સર્વકાલીન વ્યાખ્યાન છે. ]

આજે હું દુનિયામાં જેમને સૌથી વધારે ચાહું છું તે બાળકો વિષે બોલવા માગું છું. માત્ર હિન્દનાંજ બાળકો નહિ, પણ નાનાં ગોરાં બાળકો, નાનાં કાળાં બાળકો, અને નાનાં પીળા પ્રદેશનાં બાળકો—બધાંજ! બાળપણ એક અદ્ભુત વસ્તુ છે. એ એવી વસ્તુ છે કે જેમાં મોટા માણસોના કજિયાથી વિક્ષેપ પડતો નથી, એમાં નાતજાત નથી, એમાં ધિક્કાર નથી; એ તો પ્રેમથી ભરેલો કાળ છે. અને દુનિયાનાં બાળકો તો દક્ષિણ આફ્રિકાના આ મહાન સંસ્થાનમાં રહેતી તમામ પ્રજાઓ વચ્ચે સોનેરી સાંકળ જેવાં બનવાનાં છે. એવાં વ્હાલાં બાળકો, હું તમારી સમક્ષ બોલવાની છું.

તમે બધાં શાળામાં ભણતાં બાળકો છો અને હું માનું છું કે તમે મારી એક છબી રાખવાનાં છો. જ્યારે તમે એ છબી જુઓ ત્યારે તમારે કહેવું: "દુનિયાનાં બધાં બાળકોની આ મિત્ર છે." દક્ષિણ આફ્રિકા, ઇંગ્લેન્ડ, ઇટાલી, નોર્વે—તમામનાં બાળકોની આ વૃદ્ધ સ્ત્રી મિત્ર અને સાથીદાર છે, અને જ્યાં જે કોઈ બાળક હોય તે પણ આ ખુરશીમાં બેઠેલ વૃદ્ધ સ્ત્રીનું મિત્ર છે.

હું બધાં નાનાં બાળકોની શા માટે મિત્ર છું? કારણ કે બે હજાર વર્ષ પહેલાં પેલેસ્ટાઈનમાં રહેતા એક માણસે કહેલું કે નાનાં બાળકોને મારી પાસે આવવા દો, કારણ કે સ્વર્ગનું રાજ્ય એમનુંજ છે. દુનિયાના તમામ માણસોમાંથી ઇસસ ક્રાઇસ્ટ નામના એકજ માણસે કહેલું કે નાનાં બાળકોને મારી પાસે આવવા દો! પૈસાદાર માણસો નહિ, હોશિયાર માણસો નહિ, સિપાઈઓ નહિ પણ કેવળ નાનાં બાળકો જ!

સ્વર્ગનું રાજ્ય એટલે શું? એ આકાશને પેલે પાર નથી; એ નાનાં બાળકોના હૃદયમાં છે. કારણ કે નાનાં બાળકો, મને વિચારતાં દિલગીરી થાય છે કે, મોટાં માણસોની પેઠે કંજુસ અને કજિયાખોર થતાં શીખ્યાં નથી. જેવા તમે સ્વાર્થી અને મદાંધ બનો કે તરત તમે સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરવાનો હક ગુમાવો છો. ઇશ્વરે આ દેશને ખૂબ સુન્દર બનાવ્યો છે. અહીં લાલ માથાંવાળાં અને લાંબી કાળી પૂંછડીઓવાળાં પક્ષીઓ છે; રાતી, વાદળી, લીલી

પાંખોવાળી અને પુષ્પોના જેવા રંગવાળી સુન્દર મધમાખો છે; સુન્દર પુષ્પોવાળાં વૃક્ષો અહીં છે; અહીં પર્વતો ઉપરથી પડતા જળધોધો છે. આવા સુન્દર દેશમાં નાનાં બાળકો સુન્દર શબ્દો બોલે અને સારી વસ્તુઓ કહે એમજ પરમેશ્વર ઇચ્છે. નહિતર આવા સુન્દર દેશમાં રહેવા માટે એ પાત્ર જ કેમ ગણાય?

અમારું હિન્દી લોહી અમને કહે છે કે આપણે સ્વાર્થી ન બનવું જોઇએ, પરંતુ બીજા બધાની સાથે મૈત્રીથી રહેવા પ્રયત્ન કરવો જોઇએ. તમે એ કઈ રીતે કરશો? તમારાં હૃદયને પ્રેમ અને માયાળુતાથી એવાં ભરી દો કે દરેક કઠોર માણસ, દરેક કંજુસ માણસ, તમારી માયાળુતા જોઇ જાતે જ માયાળુ બને.

ડરબનમાં ઘણાં વરસ પહેલાં રહેતા એક ઘણા મોટા માણસે આ પ્રમાણેજ કહેલું. ઘણાં વર્ષો પહેલાં ડરબનમાં, ત્યારપછી જોહાનબર્ગમાં અને અત્યારે હિન્દમાં રહેતા એ અદ્‌ભુત મહાપુરુષને તમે જો ઓળખતાં હોત તો તમે અવશ્ય જાણવા પામત કે જ્યાં જાય છે ત્યાં એને એકજ સંદેશો દુનિયાને આપવાનો હોય છે. એનું નામ મહાત્મા ગાંધી. તે ખૂબ નાના છે અને ખૂબ નબળા છે છતાં એનો આત્મા એટલો વિશાળ છે અને એનું હૃદય એટલું મજબૂત છે કે ડરબનની આસપાસના તમામ સમુદ્રો એના આત્મા જેટલા વિશાળ ન થાય અને ડરબનની આસપાસના બધા પર્વતો એના હૃદય જેટલા મજબૂત ન થાય. તે કહે છે: "હું તમને પ્રેમથી જીતીશ. તમે મને લૂટો, શિક્ષા કરો, મારી નાખો છતાં હું તો તમે કરેલાં તમામ બૂરાં માટે માફી આપીશ."

બાળકોને તે આ સંદેશો આપે છે કારણ કે તે કહે છે કે મોટી ઉમ્મરનાં માણસો તેનું કહ્યું માનશે નહિ. તેઓ સ્વાર્થી અને લોભી છે એટલેજ લડાઇઓ કરે છે. અને એમાં બહાદુર જુવાન માણસો મરી જાય છે. દુનિયાનાં નાનાં બાળકોએ આને અટકાવવાની જરૂર છે. એટલે સૌથી પહેલાં તો મહાત્મા ગાંધીજીએ તમને તથા દક્ષિણ આફ્રિકાના લોકોને શું શીખવવા માટે મને અહીં મોકલી છે તે તમારે જાણવું જોઇએ. તમે અત્યારની શાળામાં ભણતાં બાળકો છો એટલે તમારાં માબાપ કરતાં તો ઘણાંજ હોશિયાર હો કારણ કે તેમને હતી તેના કરતાં અથવા તો મને મારાં માબાપ આપી શકેલ તેનાં કરતાં પણ વધારે સારી તક તમને મળી છે. તમારે નાનાં સરસ મનુષ્યો બનવા માટે મળેલી તકનો ઉત્તમ ઉપયોગ કરવો જોઇએ. એવા પણ પાઠો છે કે જે તમે નિશાળમાં ન શીખી શકો પણ માત્ર એક બીજા પાસેથીજ શીખી શકો. તમે એક બીજા તરફ માયાળુ બનવાનું અને એક બીજાને મદદ કરવાનું શીખી શકો, હંમેશાં કહો: "જો હું વધારે મજબૂત હોઉં તો મારે નબળા છોકરાને અથવા છોકરીને રમતમાં તેમજ કામમાં મદદ કરવીજ જોઇએ. શાળામાં તમોએ તમારી વચ્ચે સત્યનું, માયાભાવનું, હિંમતનું અને એક બીજાને મદદ કરવાની વૃત્તિનું એવું સુન્દર વાતાવરણ ખડું કરવું જોઇએ કે જેમાં જો કોઈ છોકરો કે છોકરી સત્યથી વેગળું બોલે, અથવા કઠોર કાર્ય કરે અથવા જુઠું બોલે તો તમારે એકત્ર થઇ તે છોકરાને અથવા છોકરીને કહેવું જોઇએ કે તમને અમે અમારી વચ્ચે નહિ રાખીએ, તમે અમને શરમરૂપ છો. આનું નામજ માન કહેવાય અને માન બહુ સુન્દર વસ્તુ છે. કેટલીક વાર લોકો આપણને માન આપે છે પણ તે પૂરતું નથી. આપણે આપણને અપાએલ માનને યોગ્ય થવું જોઇએ. અહિંયાં બહુ મોટી સંખ્યામાં આવીને લોકોએ મને માન આપ્યું છે. પણ મને માન મળે એ હું માનને પાત્ર બનું એનાથી ઘણીજ ભિન્ન વસ્તુ છે. જો મારા હૃદયમાં કોઇના વિષે દુષ્ટ વિચારો ભર્યા હોય તો હું માનને પાત્ર નથી, જો મારામાં દુષ્ટ વિચારો હોયજ નહિ તો હું માનને પાત્ર છું. અને તાનથી એ પ્રમાણે બનશે કે જેથી કોઇ મને સાંભળવા આવ્યું કે નહિ તે બાબત મને લાગશેજ નહિ. તો પછી આ સુન્દર દેશમાં અને આ અદ્‌ભુત દુનિયામાં માણસો ખુશીથી ઇશ્વરને ભજતા હોય એવી માનવી દૃષ્ટિ ખીલે એમ હું ઇચ્છું છું. પુષ્પો પોતાની ખીલેલી અવસ્થામાં તેની પ્રશંસા કરે છે, પરંતુ નાનાં બાળકો જેટલી બીજી કોઇપણ વસ્તુ ઇશ્વરને પસંદ નથી. તમે હિન્દનાં હો કે આફ્રિકાનાં, ડચ હો કે અંગ્રેજ, ધનિક હો કે ગરીબ—એની કશીજ દરકાર નથી: તમે દુનિયાનાં બાળકો છો. તમે કહેશો કે જે દેશમાં જાત-જાત વચ્ચે ભેદભાવ હોય, જ્યાં તિરસ્કાર અને સ્વાર્થ હોય ત્યાં અમે રહેવા તૈયાર નથી.

જ્યારે તમે આખી દુનિયાને ચાહશો ત્યારે આખી દુનિયા શાન્તિ અને આનંદથી ભરપૂર બનશે.

—શ્રી. સરોજિની નાયડુ

# જનતાએ ઉજવેલો બીજો સ્વાતંત્રિયદિન



નાસિકમાં સ્વાતંત્ર્ય દિનનાં બે યાદગાર દશ્યો

## નવા વર્ષનું નવું પ્રસ્થાન

છેલ્લાં કેટલાંયે વર્ષોથી સુરત જિલ્લામાં આવેલ સલબાટપુરાનું દારૂનું પીઠું ખુલ્લા નરકાગાર જેવો દેખાવ દઇ રહ્યું હતું. ચાલુ વર્ષના ઓગસ્ટ માસની પહેલી તારીખે એને કાયમને માટે બંધ કરવામાં આવ્યું અને માથે સીલ દેવામાં આવ્યું. પંદરમી ઓગસ્ટે જ્યારે દેશ આખાએ સ્વાતંત્ર્ય દિન ઉજવ્યો ત્યારે આ સ્થળ ભજન, કીર્તન અને ઇશ્વરની પરમ સ્તુતિ રૂપ ગીતાના ગાનથી ગણગણી ઊઠ્યું. સલબાટપુરા-મજુર-કલ્યાણ-કેન્દ્રના યુવાન અને ઉત્સાહી કાર્યકરો આ કાર્યક્રમના પ્રણેતા હતા. પ્રેક્ષક વર્ગમાં અગાઉ જુદાજ હેતુસર નિયમિત રીતે આ સ્થળની વારંવાર મુલાકાત લેનારા પણ કેટલાક હતા. પરંતુ હવે પરિવર્તન થઇ ગયું છે.

## રંજનાત્મક કાર્યક્રમ

તે દિવસે બપોરે રેશમી માલની મિલના ગોડાઉનમાં ખાસ ઉભા કરેલા નાટ્યગૃહમાં જેવાં ઢોલ અને બ્યુગલો વગ્યાં કે તરત પડદા ઉપડ્યા. લગભગ હજારેક જેટલા પ્રેક્ષકો હતાં. તેમાંના ઘણાખરાં મજૂરો અને તેઓનાં બાળબચ્ચાં હતાં. માધ્યમિક શાળાની બાળાઓએ સુંદર ગરબા ગાઇ બતાવ્યા અને કવાયત કરી બતાવી. વાદ્યસંગીતે પણ પ્રેક્ષકોનું લક્ષ થોડા કલાકો સુધી ખેંચી રાખેલું. વિશ્રાન્તિના સમય દરમિયાન શ્રીયુત આઇ. જી. દેસાઇએ મદ્યનિષેધ અંગે જે વ્યાખ્યાન આપ્યું તેમાં તે લોકોને બહુ રસ પડ્યો. કાર્યક્રમને અન્તે 'વંદેમાતરમ્'નું સમૂહગાન કરવામાં આવેલું.

## કૃષ્ણ મંદિરને રસ્તે—નાટકો

કૃષ્ણ મંદિર તરફ જતા વિશાળ રસ્તા ઉપર જ્યારે બે નાટકો ભજવવામાં આવ્યાં ત્યારે તો પ્રેક્ષકવર્ગ ઘણો વિશાળ હતો. બન્ને નાટકોનું વસ્તુ લોકોમાં સુવિદિત હતું. પહેલા નાટકમાં કૃષ્ણની કૌમાર અવસ્થાનાં પરાક્રમો વર્ણવાયાં હતાં, અને બીજા નાટકમાં દારૂની આદતનાં અનિષ્ટો વર્ણવાયાં હતાં. નાટકોની રજૂઆત સુન્દર થઇ હતી; સંગીત પણ સરસ હતું અને બધાયે ત્રણ કલાક સુધી ખૂબ આનંદ કર્યો.

## નાસિકમાં દારૂબંધીનો સંદેશ

નાસિકમાં તેજ દિવસે શહેરના મુખ્ય રસ્તાઓ અને મહોલ્લાઓમાં સ્થાનિક નેતાઓની આગેવાની હેઠળ એક મોટું સરઘસ કાઢવામાં આવ્યું હતું. એમાં "દારૂ પીના હરામ હૈ" અને એવાં બીજાં લખાણોવાળી જાહેરખબરો સાથે સ્ત્રી કાર્યકરો પણ નીકળેલાં હતાં. કલ્યાણ કેન્દ્ર નજીક સરઘસ વીખરાયું હતું. પવાડા, ભજન, કીર્તન, લોકગીતો વગેરેથી ભરપૂર એવો લાંબો કાર્યક્રમ જોવાનો સ્થાનિક લોકોને લાભ મળ્યો. દારૂબંધીના સંદેશાને દૂર દૂર સુધી સંભળાવવામાં પોતાનો સાથ આપવા માટે બે સિનેમાગૃહોએ "નશા" નામે ચિત્ર રજૂ કરેલું. જ્યાં જ્યાં આ ચિત્ર બતાવવામાં *આવ્યું ત્યાં ત્યાં તે એકી અવાજે સફળ ગણાયું.* ભજનમંડળી ઘણી મોટી છે અને એને માટે ગામડાંઓમાંથી ઠેર ઠેર વિનંતિઓ આવે છે. પરંતુ તેઓને પોતાના વારાની રાહ જોવી પડે છે કારણ કે ચિત્ર ગ્રામ વિસ્તારોમાં ખૂબ પ્રચલિત બની રહ્યું છે.

## આ માસનું ગૌરવ

બે વધારે ગામો સંપૂર્ણ મદ્યવર્જિત થયાં છે. એટલે આ માસનું માન ચન્દ્રાપુરી અને ખજોડાને જાય છે.

બીજી એક અભિમાન લેવા જેવી અને ગૌરવપ્રદ વસ્તુ નાસિક માટે એ છે કે ત્યાં સંખ્યાબંધ સ્ત્રી કાર્યકરોએ લોકોને કેળવવા માટે અને વિનાશને પંથેથી એમને પાછા વાળવા માટે મદદ કરવા પોતાની સેવાઓ આપવાની તત્પરતા દર્શાવી છે. તેઓ જુદા જુદા વિસ્તારોમાં ફરી વળેલ છે, જુદી જુદી પરિસ્થિતિનો અભ્યાસ કરેલ છે અને મંજુર થાય કે તરત જ અમલમાં મૂકવા માટે એક લાંબો પ્રોગ્રામ પણ તૈયાર કરી રાખ્યો છે.

## પ્રશંસાપાત્ર નિર્ણય

રત્નાગિરિ જિલ્લાના સુશેરીએ લૂંટારૂઓનો અને દારૂ પીનારાનો કડક સામનો કરવાનો નિર્ણય કર્યો છે. ગુનેગાર ગામની હદની બહાર કાઢવા સુધીની શિક્ષા કરવાનું આ લોકોએ નક્કી કરેલ છે. એક તાલુકાના અજાની ગામના માછીમારોએ એક સભા ભરી દારૂનો સંપૂર્ણ ત્યાગ કરવાનો નિર્ણય કરેલ છે. અને કાર્ય ગમે તેટલું કઠિન હોવા છતાં સંપૂર્ણ રીતે સાદું જીવન જીવવા માટે તેઓ કૃતનિશ્ચયી થયા છે.

## બેલગામનું લાક્ષણિક દૃષ્ટાંત

એક આખો સમાજ જો એના નેતાઓ પોતાની લાગવગ વાપરે તો કઈ રીતે સત્યને પંથે વળે છે તેનો દાખલો તાજેતરમાં બેલગામમાં બન્યો છે. પરાસગઢ તાલુકા ઉત્પાદક સંઘ એક નિમિત્ત છે. પરંતુ સંઘના સંસ્થાપકો ખાસ અભિનંદનને પાત્ર છે. ડિસ્ટ્રીક્ટ પ્રોહીબીશન ઓફિસરના આમંત્રણથી સમાજના તમામ યુવાન અને વૃદ્ધ સભ્યો



પંચમહાલ જિલ્લાના કલ્યાણ ગામે સ્થાનિક કોંગ્રેસ કાર્યકરો ગ્રામજનોને સરકારની દારૂબંધી-નીતિ સમજાવે છે



**પંચમહાલ જિલ્લાનું એક લાક્ષણિક દૃશ્ય. ડિસ્ટ્રિક્ટ પ્રોહીબિશન ઓફિસર દારૂબંધીનું મહત્વ સમજાવે છે અને નિર્દોષ ગ્રામજનો કુતુહલથી સાંભળે છે.**

બોલાવવામાં આવ્યા હતા અને તમામને એકપણ અપવાદ વગર સોગન લેવાનું કહેવામાં આવ્યું હતું અને બધાયે સોગન લીધા હતા પણ ખરા.

### ગામડામાં થતો આવશ્યક પ્રચાર

ગામડાંના લોકોમાં દારૂબંધીનો સંદેશ પહોંચાડવા માટે બેલગામ, સોલાપુર, આંગોલ અને ચૌડગઢ મહાલની તાલુકા કોંગ્રેસ સમિતિઓ એ વિસ્તારોમાં ઘુમી રહી છે. રાષ્ટ્રિય પ્રચાર સેવા પણ સુન્દર રંજનાત્મક કાર્યક્રમો મારફત લોકોને તેઓની યથાશક્તિ સેવા આપી રહેલ છે.

### તંદુરસ્ત શરીર શું કરી શકે ?

કારવારની રમતગમત માટેની એક ખાસ સમિતિ આખા જિલ્લામાં લોકોની તંદુરસ્તી વધે તે માટે કાર્યક્રમ ઘડી રહી છે. કોઈપણ પ્રલોભનનો અને ખાસ કરીને તો દારૂનો સામનો કરવા માટે તંદુરસ્ત શરીર ઠીક ઠીક મદદગાર થઈ શકે અને સમિતિ ખાતરીપૂર્વક માને છે કે રમતગમતો, કુસ્તી અને રકાબિની પ્રવૃત્તિઓ જુવાનને દૂષણમુક્ત અને પ્રગતિશીલ રાખશે.

### 'શાંતિસદન'ની અસાધારણ લોકપ્રિયતા

વધારે પ્રચાર અને લોકોના સહકાર માટે વિનંતિ ફલવતી બનતી જાય છે. શ્રી. એસ. એફ. ફિરનાન્ડીઝ કહે છે તેમ પ્રાથમિક શાળાના શિક્ષક હોવું એ કંઈ સંકોચનું કારણ નથી. "શાંતિસદન" નામે એનું નાટક જ્યાં જ્યાં ભજવાય છે ત્યાં ત્યાં પ્રેક્ષગૃહ પ્રેક્ષકોથી ઉભરાઈ જાય છે. લેખકે એજ ધાટી ઉપર બીજાં નાટકો પણ લખી આપવાનું વચન આપેલ છે.

### ધારવારમાં સહકારી સોસાયટીઓની પ્રવૃત્તિ

કર્ણાટકના બીજા મુખ્ય મથક ધારવારમાં સહકારી સોસાયટીઓએ લોકોના હિતમાં કલ્યાણ કેન્દ્રો શરૂ કરવાનું કબૂલ કરેલ છે. રોનની સાત સોસાયટીઓએ પોતાની પ્રાથમિક તૈયારીઓ પુરી કરી દીધી છે. હવેરી અને હાંગલની સોસાયટીઓના પ્રતિનિધિઓએ એકઠા થઈ એ જાતના કામનો કાર્યક્રમ ઘડી કાઢ્યો છે.

### ભરૂચમાં કલ્યાણ કેન્દ્ર

ભરૂચમાં જિલ્લા અધિકારીના હસ્તે કલ્યાણ કેન્દ્ર ખુલ્લું મુકાયું છે. ડૉ. ચંદુલાલ દેસાઈએ દારૂબંધીનું સ્વરૂપ અને કલ્યાણ કેન્દ્ર ખુલ્લું મુકવાનો ઉદ્દેશ સમજાવેલ. મજૂરો અને ગામડિયાઓને રંજનનાં સાધનો તો ઘણાં હતાં. બધામાં સૌથી લાક્ષણિક વસ્તુ તો ગરબા અને ગીતોનો લાંબો કાર્યક્રમ હતો અને 'ભજન' તો ગામડિયાનાં પોતાનાંજ ગણાયને !

### સોલાપુરમાં લોકોનો ઉમંગભર્યો સહકાર

સોલાપુરમાં કલેક્ટર શ્રી. એસ. એ. ઘાટગેના ... દારૂબંધી કલાપથકે સ્વાતંત્ર્યદિન નિમિત્તે

કાર્યક્રમ યોજ્યો હતો. તેમને મુશ્કેલી માત્ર એટલીજ હતી કે તેઓની પાસે જરૂરી વાદ્ય સામગ્રી નહોતી. લોકોએ આ જોયું અને તરતજ ખોટને પુરી પાડી. તે અને તે ઘડીએ તેઓએ લગભગ ૬૦૦ રૂપિયાનો ફાળો એકત્રિત કર્યો.

## અમદાવાદમાં દારૂબંધી સપ્તાહ

અમદાવાદ શહેરમાં દારૂબંધીના પ્રચાર માટે સાત દિવસનો ભરચક કાર્યક્રમ રખાયો હતો. દારૂની આદતનાં અનિષ્ટો સૂચવતાં રંગબેરંગી પાટિયાંઓ અને સૂત્રો સ્થળે સ્થળે અને ખૂણેખાંચરે જોવામાં આવતાં હતાં. વિવિધ પ્રકારના રંજનાત્મક કાર્યક્રમો, આનંદ-ઉત્સવો અને આગેવાન નેતાઓનાં ભાષણો વગેરેએ દારૂબંધી અમલદારને તથા લોકોને સાતેય દિવસ ખૂબ કાર્યરત રાખ્યા. વિખ્યાત કલાકારો અને સંગીતકારોએ પોતપોતાની વિશિષ્ટ વાનગી દરરોજ સાંજે આપેલી. દાંડી-કૂચના ઐતિહાસિક પ્રસંગો, એલીસબ્રીજમાં અને સાબરમતીમાં પૂજ્ય ગાંધીજીનાં ભાષણો અને એવા બીજા સંસ્મરણો અને આંસુથી ભરપુર પ્રસંગો એ દિવસો દરમિયાન ચલચિત્રોમાં બતાવવામાં આવેલા.

મજુર કલ્યાણ અધિકારી, મહાસભાવાદી આગેવાનો, મ્યુનિસિપલ સભ્યો, નાના મોટા સામાજિક કાર્યકર્તાઓ અને શહેરીઓ સમારંભને સંપૂર્ણ રીતે સફળ બનાવવા માટે કૃતનિશ્ચય થયા હતા અને એ બન્યો હતો પણ ખરો.

## દારૂડિયાને થવી જોઇતી સજા :

### શ્રી. દવેનું પ્રવચન

શ્રી. સોમનાથ પી. દવેએ પહેલેજ દિવસે ખૂબજ છટાદાર વ્યાખ્યાન આપ્યું હતું. દારૂડિયાનું અને એના કુટુંબનું એણે જે વેધક ચિત્ર પોતાના વ્યાખ્યાનમાં દોરેલું એથી શ્રોતાઓનાં હૃદય સ્તબ્ધ થઇ ગયાં હતાં. એણે કહેલું: "મારી તો એવી સૂચના છે કે જો દારૂડિયો એને કહેવામાં આવે છતાં દારૂની આદતને ન છોડે અને એને છોડવા પ્રયત્ન પણ ન કરે તો કોઈ જાહેર સ્થાનમાં મોટું પાટિયું ટીંગાડી એવા લોકોનાં નામ એ પાટિયા ઉપર લખવાં અને જ્યારે દારૂની લત એ છોડે ત્યારેજ નામ કાઢી નાખવાં."

## સરકારને સંપૂર્ણ સાથ આપો

દરિયાપુરમાં ડો. મોતીભાઇ પટેલે વ્યાખ્યાન આપેલું. એમણે દારૂબંધી જેવા રચનાત્મક અને સંસ્કારપ્રેરક કાર્યક્રમોમાં સરકારને સંપૂર્ણ સહકાર આપવાની પ્રજાને સાદી પણ આગ્રહભરી વિનવણી કરી હતી.

શ્રી. ટી. જે. પટેલે કહેલું: "આપણે આપણા ઉપરની પરદેશી સત્તાની નાગચૂડો તોડવામાં સફળ થયા છીએ પરંતુ જ્યાં સુધી આપણે દારૂની કુટેવ રૂપી બંધનને તોડવામાં સફળ થશું નહિ ત્યાં સુધી સંપૂર્ણ રીતે સ્વતંત્ર થયા ગણાઇશું નહિ." હિન્દના નવસર્જનને અર્થે એમણે મજુરોને વફાદાર અને એકનિશ્ચયી બનવા વિનંતિ કરી હતી.

## શ્રી. વસાવડાએ આપેલી આદર્શ મજૂરજીવનની રૂપરેખા

શ્રી. શામપ્રસાદ વસાવડાએ રાયપુરમાં વ્યાખ્યાન કરતાં મજુરો માટે આદર્શ જીવન કયું હોઇ શકે એનો સચિત્ર ચિતાર આપ્યો હતો. દારૂની આદતથી વર્જિત એ જીવન જ મજુરો માટે આદર્શ હોઇ શકે એમ એમણે ભારપૂર્વક કહેલું. મજુરોને જે મોંઘવારી ભથ્થાં રૂપે વધારે પગાર આપવામાં આવે છે તેનો વિનિયોગ સુખ અને સમૃધ્ધિના વિવર્ધનને બદલે એનો વિનાશ નીપજાવે એવા માર્ગોમાં થાય છે. શ્રી વસાવડાએ મજૂરોને તાકાતવાન અને દારૂની બદીને અટકાવવાના નિર્ણયમાં એકમત અને સંગઠિત થવા વિનંતિ કરી હતી.

## વધુ અનિષ્ટ અટકાવો

"ઇષ્ટ અને અનિષ્ટ વચ્ચેના યુદ્ધનો કોઇક દિવસ તો અંત આવવાનો જ છે અને અન્તે તો ઇષ્ટનો, સત્યનો જ વિજય થવાનો છે." એવા શબ્દો શ્રી. રમણલાલ જાનીએ રાયપુરના મજુર કલ્યાણ કેન્દ્ર ઉપર વ્યાખ્યાન કરતાં ઉચ્ચાર્યા હતા. વિશેષમાં તેમણે આગળ બોલતાં કહેલું: "દારૂ પીવાથી કોઇ માણસને આનંદ આવ્યો હોય એવો દાખલોજ મારી કલ્પનામાં આવતો નથી. આપણે આપણી આસપાસ જેમ જેમ જોતા જઇએ છીએ તેમ તેમ આપણને ખાતરી થતી જાય છે કે આ બદીને દૂર કરવા માટે કોઇપણ સમય વધારે પડતો વહેલો નથી. આપણા જીવનને વધારે નુકસાન થતું આપણે હવે અટકાવીએ."

## પ્રજાનું કલ્યાણ એજ સરકારનું ધ્યેય છે

સાતમે દિવસે શ્રી. શાન્તિલાલ શાહે પ્રમુખસ્થાનેથી જણાવ્યું હતું કે વર્તમાન પરિસ્થિતિમાં ઘણોજ સુધારો થયો છે. વિશેષમાં તેમણે કહ્યું હતું કે જે સરકારના હૃદયમાં પ્રજાનું કલ્યાણ વસેલું છે તે સરકારને ટેકો આપવો ઘટેજ અને દારૂબંધી જેવા પ્રજાકલ્યાણના કામમાં દરેક માણસે સરકારને મદદ કરવી એ તેની ફરજ છે.

ઉપર્યુક્ત સભાઓમાં દરરોજ પાંચ હજારથી વધારે સંખ્યામાં હાજરી રહેતી અને પાંચ પાંચ હજારની મેદનીઓ વસ્તીઓમાંથી ઉત્સાહ મેળવવો એ કોઇપણ સભા માટે ઓછા સંતોષની વાત નથી.

# ગણેશ-ઉત્સવ નિમિત્તે

### ઉત્સવ નિમિત્તે ઉત્સાહ

દસ દિવસ પર્યન્ત ચાલેલા ગણેશ ઉત્સવ નિમિત્તે શહેરમાં અનેરો ઉત્સાહ પથરાયેલો માલુમ પડતો હતો. સાર્વજનિક મહોત્સવને સ્થળે હજારો માણસો ભગવાન લંબોદરની પ્રાર્થના કરવા અને નવા વર્ષની સુખાકારી માટે યાચના કરવા એકત્રિત થતા હતા. જે લોકો પ્રાર્થના કરવા આવતા તેઓ ગીતો, ભજનો, કીર્તનો અને સત્ય અને પ્રેમના સિદ્ધાન્તો ત્રેનાં વ્યાખ્યાનો સાંભળવા પણ રોકાતા. આપણા બાહોશ પ્રોહીબીશન અમલદાર જેમ આવા બીજા પ્રસંગોએ તેમ અહીં પણ હાજર હતા. પરંતુ જે વિષય ઉપર તે બોલવા તે વખારે પાર્થિવ હતો. એમને એકજ વિષય પસંદ છે અને તે—દારૂબંધી !

### વિદ્યાર્થીઓનો સહકાર

આજના વિદ્યાર્થીઓ આવતી કાલના નાગરિકો છે. અને શહેરની જુદી જુદી સંસ્થાઓમાં ભણતી આ નવી પેઢીએ પણ પોતાને દારૂબંધી વિષે શું લાગે છે તે બતાવી આપ્યું છે. જુદી જુદી સંસ્થાઓના અધિપતિઓને મોકલેલી પ્રશ્નપત્રિકા અને નિવેદન પત્રનાં જે જવાબો આવ્યા છે તે ગૌરવ લેવા જેવા છે. કોલેજોમાં વિદ્યાર્થીઓએ સભાઓ ભરી છે, સમિતિઓ સ્થાપી છે અને સંપૂર્ણ ખાતરી આપી છે કે તેઓ પોતાની શક્તિ-મર્યાદામાં હોય તેવા તમામ દારૂબંધી અંગેના પ્રચારમાં સાથ આપશે. પ્રોહીબીશન અમલદાર હાલમાં તેઓનો સંપર્ક સાધી રહ્યા છે અને આ ઉદાત્ત કાર્યમાં તેઓની ઐચ્છિક સેવા અને શક્તિનો વિનિયોગ કઇ રીતે થઇ શકે તેની ચર્ચા કરી રહ્યા છે. જ્યારે વિદ્યાર્થીઓ બહાર પડશે ત્યારે રંજનાત્મક કાર્યક્રમનો, આનંદ-ઉત્સવનો તો પારજ નહિ રહે.

### બીનસરકારી સંસ્થાઓની પ્રવૃત્તિ

બીનસરકારી સંસ્થાઓ કે જેણે દારૂબંધીના પ્રચાર માટે કાર્યક્રમ અગાઉ ઘડી રાખ્યો હતો, તેઓ હવે એ ક્ષેત્રમાં શરૂઆત કરી રહી છે. વોર્ડ કોંગ્રેસ સમિતિઓ સ્થાપવામાં આવી છે અને કાર્ય કરવા માટે હવે તે આગળ પડી રહી છે. વિદેશી સમાચાર સંસ્થાઓ સાથે સંપર્ક સધાયો છે અને તેઓએ રાષ્ટ્રના નવવિધાનમાં ઉપયોગી એવા વિષયો ઉપર ફિલ્મો, સાહિત્ય, મેગેઝીનની પુસ્તિકાઓ વગેરે મોકલવાનું વચન આપ્યું છે. આ બધી વસ્તુઓ જ્યારે લોકો આપણાં કલ્યાણ કેન્દ્રો અથવા દારૂબંધીની સભાઓમાં આવશે ત્યારે તેઓને ખૂબ રસ અને વિવિધતા આપશે.

અને તા. ૨૭ ઓક્ટોબરે, મહાત્મા ગાંધીજીનો જન્મદિન ઉજવવા માટે પણ ખૂબ ખૂબ તૈયારીઓ ચાલી રહી છે. તે દિવસે દારૂબંધી વિષે વ્યાખ્યાનો થશે, રંજનાત્મક કાર્યક્રમો યોજાશે અને ભવ્ય પ્રદર્શન પણ યોજવામાં આવશે.



ગુજરાતી, મરાઠી, કાનડી અને અંગ્રેજી એ ચાર ભાષામાં પ્રગટ થતા

# "સંજીવન" માટે જાહેરાતના ભાવો

## એકજ ભાષાના 'સંજીવન' માટે

વિવિધ રંગોમાં છેલ્લું કવર-પાનું રૂ. ૩૫૦

| | રૂા. |
|---|---|
| કવરનું ચોથું પાનું ... ... | ૨૫૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૨૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૧૫૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૧૦૦ |
| અંદરનું અરધું પાનું ... ... | ૬૦ |
| અંદરનું ¼ પાનું ... ... | ૩૫ |
| અંદરનું ⅛ પાનું ... ... | ૨૦ |

## ત્રણ જુદી જુદી ભાષાનાં 'સંજીવન' માટે

વિવિધ રંગોમાં છેલ્લું કવર-પાનું રૂ. ૮૦૦

| | રૂા. |
|---|---|
| કવરનું ચોથું પાનું ... ... | ૬૦૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૫૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૩૫૦ |
| અંદરનું આખું પાનું . ... | ૨૫૦ |
| અંદરનું અરધું પાનું ... ... | ૧૫૦ |
| અંદરનું ¼ પાનું ... ... | ૮૫ |
| અંદરનું ⅛ પાનું ... ... | ૫૦ |

## બે જુદી જુદી ભાષાનાં 'સંજીવન' માટે

વિવિધ રંગોમાં છેલ્લું કવર-પાનું રૂ. ૫૫૦

| | રૂા. |
|---|---|
| કવરનું ચોથું પાનું ... ... | ૪૦૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૩૫૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૨૫૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૧૭૫ |
| અંદરનું અરધું પાનું ... ... | ૧૦૦ |
| અંદરનું ¼ પાનું ... ... | ૬૦ |
| અંદરનું ⅛ પાનું ... ... | ૩૫ |

## ચારેય ભાષાના 'સંજીવન' માટે

વિવિધ રંગોમાં છેલ્લું કવર-પાનું રૂ. ૧૦૦૦

| | રૂા. |
|---|---|
| કવરનું ચોથું પાનું ... ... | ૭૫૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૬૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૫૦૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૩૦૦ |
| અંદરનુ અરધું પાનું ... ... | ૧૮૫ |
| અંદરનું ¼ પાનું ... ... | ૧૧૦ |
| અંદરનું ⅛ પાનું ... ... | ૬૦ |

**એકજ ભાષામાં** એક વર્ષ સુધી સતત બારેય મહિના જાહેરાત આપનારને દસ ટકા વળતર આપવામાં આવશે. જુદી જુદી ભાષાઓમાં થઇને એકંદરે બાર હપ્તા માટે કંઇ વળતર આપવામાં નહિ આવે.

**પાનાનું માપ** :—કોલમની સંખ્યા ૨

કોલમની લંબાઈ ૮½ ઇંચ

કોલમની પહોળાઈ ૩ ઇંચ

દરેક મહિનાની પંદરમી તારીખ સુધીમાં જાહેરાત મળી જવી જોઇએ.

**લવાજમના દર**

| | રૂા. |
|---|---|
| વાર્ષિક ... ... ... ... ... | ૩—૦—૦ |
| ૭ માસિક ... ... ... ... ... | ૧—૮—૦ |
| છૂટક નકલ ... ... ... ... ... | ૦—૪—૦ |

કોઈપણ જાતની જાહેરાત માટે લખો યા મળો:—

**રમેશ પબ્લિસીટી કોર્પોરેશન,**

ઠે. બોના કાસા, બીજે માળે: સર ફિરોઝશાહ મહેતા રોડ, **મુંબઈ ૧.**


દારૂ એટલે જ
સર્વનાશ!

## અનુક્રમણિકા



* * * * * *

'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્ઘટના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

બદલાનાં સામયિકો અને ગ્રન્થાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

**પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થનાં મન્તવ્યો સાથે મુંબઇ સરકાર કે મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહમેશ સંમત છે એમ માનવાનું નથી.

મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિઃ નં. ૭૫, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧.






ચહેરાની સુંદરતા માટે
લવંડર બ્રાલીયનટાઈન
વાળો માટે ઉત્તમ છે.

યુનીવર્સલ પરફ્યુમરી વર્કસ
પો બો ૩૧૩૦ ૯૫ કામ્બેકર સ્ટ્રીટ, મુંબઈ.૩ ગ્રામ.હીરસો





# આપણે એમને ભૂલ્યા તો નથી?..........

દિવાળીના આ ઉત્સવમય દિવસોમાં આપણે, આપણા દેશ માટે બલિદાન આપી ગયેલા એ પુણ્યાત્મકનું સ્મરણ કરીએ, આ સ્મરણ થોડા ઘણા અંશે કાર્યમાં ઉતારવાનો એક જ માર્ગ છે કે જેના થકી મહાત્માજીએ દેશ માટે જે જાતનું મહાન કાર્ય કર્યું હતું તેના ઉપકારનો કિંચિત્ અંશે પણ બદલો આપી શકાય, અને તે 'ગાંધી સ્મારક નિધિ'માં પોતાનો ફાળો મોકલવો એ છે.

રાષ્ટ્રપિતાએ દેશ માટે કરેલું વિરાટ કાર્ય ધ્યાનમાં લેતાં 'સ્મારક નિધિ'માં અત્યાર લગી એકઠો થયેલો ફાળો બહુ ભૂષણાસ્પદ ન ગણાય. ચાલો, આપણે નક્કી કરી હતી તેના કરતાં ય વધારે આ ફાળામાં રકમ ભરીએ આપણાથી જેટલી બને એટલી રકમ ભરીએ. એટલું યાદ રાખજો કે મહાત્માજીએ માનવીઓના બંધુત્વ માટે કાર્ય કરતાં હુતાત્મા બની ગયા છે.

સંજીવન

વર્ષ ૧૯મું ]		નવેમ્બર–ડિસેમ્બર ૧૯૪૮		[ અંક ૪–

# મંગલ

મંગલ શરદની ચાંદની, મંગલ મેહ અષાઢ,
મંગલ સરનાં પોયણાં, મંગલ પુષ્પ પરાગ.
હરિયાળી મંગલ ધરા, મંગલ નદીનાં નીર,
મંગલ કુંજ કદમ્બની, મંગલ મલયસમીર.
મંગલ મીઠી ગોઠડી, મંગલ નિર્મળ હાસ,
મંગલ નયનન નયનનો, રમ્ય રચાતો રાસ.
મંગલ કુમકુમ ચાંદલો, રેશમી મંગલ વાસ,
મંગલ દીપક ઘીતણો, મંગલ ધૂપ સુવાસ.
મંગલ શિશુ ધવરાવતી, જનની હૃદયની છોળ,
મંગલ ભરતી છલકતા, સમદરનો કલ્લોલ.
મંગલ તારાગણમઢી, અભ્રવિહોણી રાત,
મંગલમાં મંગલ અતિ પ્રાણ અને પમરાટ.

શ્રી. મનઃસુખલાલ ઝવેરી

# દીપોત્સવી



**આર્ય સંસ્કૃતિના અનેકવિધ સંકેતોને પ્રદર્શિત કરતી, સ્નેહ, શૌર્ય અને સાહસની પ્રતિષ્ઠા કરતી—પ્રવૃત્તિના પ્રારંભની મહાપર્વિણી**

લેખક: શ્રી. મંજુલાલ સાકરલાલ દેસાઈ, બી.એ.

## આર્ય સંસ્કૃતિમાં પર્વ

સામાન્ય રીતે ઘણીખરી પ્રજાઓના પર્વો—તહેવારો—ઋતુઓમાં થતાં ફેરફારો કે પ્રજાના સામાજીક જીવનના મહત્વના તબક્કા દર્શાવવા યોજાયા હોય છે. કેટલાક પર્વો અમુક ધર્મ કે સંપ્રદાયના ઇતિહાસમાં બનેલા પ્રસંગોની સ્મૃતિઅંગે પળાતા હોય છે આમ ખ્રિસ્તીઓના સંતદિનો અને મુસ્લીમોના તહેવારો પણ આ પ્રકારના છે.

પણ રૉમન કે કેથોલિકોના વ્રતો—લેન્ટ, માઇકલપાસ વગેરે તેમજ જમશેદી નૌરોઝ, મે ડે (May day), નાતાલ વગેરે તહેવારો પાછળ ઋતુને લગતી દૃષ્ટિ રહેલી છે.

પણ હિંદુઓના પર્વોમાં એક વિશિષ્ટતા છે. એમણે પોતાના ઉત્સવો અને વ્રતોને આધ્યાત્મિક કે ધાર્મિક ઓપ આપ્યો છે, એટલુંજ નહિ, પણ ઓછામાં ઓછી દસહજાર વર્ષ વિકસતી રહેલી સંસ્કૃતિને પરિણામે આ દરેક પર્વમાં અનેકવિધ તત્વોની સુમેળ ગુંથણી ખૂબ કુનેહથી કરી છે. એટલેજ એમનાં ઘણાંખરા પર્વોમાં સામાજીક, આધ્યાત્મિક તેમજ આયુર્વૈદિક તત્વો મળી આવે છે. તે ઉપરાંત એ પર્વોની ગોઠવણમાં, તેની ઉજવણીમાં અને તેની ઉપાસનામાં પણ ક્રમબદ્ધ અને હેતુમય સંકલના દેખાય છે. એટલી સુંદર કલાથી આ ફુલ ગુંથણી કરવામાં આવી છે, કે આ એકેક પર્વનો પદ્ધતિસરનો અભ્યાસ કરવામાં આવે તો સાચી હિંદી સંસ્કૃતિનું સંપૂર્ણ ભાન થાય, અને એવા અભ્યાસ વિના બીજાં સર્વે શાસ્ત્રોનો અભ્યાસ એ સંસ્કૃતિની ઓળખ આપી શકે નહિ. આર્ય ધર્મ વિષે હજીએ જે વિશાળ અજ્ઞાન વિદ્વાનોમાંયે વ્યાપ્ત છે, તેનું આ પ્રધાન કારણ છે.

પણ આ વિષય પર લંબાણ ચર્ચા માટે અહિં અવકાશ નથી, એટલે આપણે માત્ર દીપોત્સવીના મહાપર્વ વિષેજ વિચાર કરીએ.

## ઉત્સવોની પરંપરા

આપણા સર્વે તહેવારોમાં દીપોત્સવી—દીવાળીની એક વિશિષ્ટતા છે. બીજા તહેવારો એકલ દોકલ છે. સાધના માટેનાં અમુક વ્રતો એક કરતાં વધારે દિવસનાં હોય છે પણ હોળી અને દિવાળી એ બેજ પર્વો એવાં છે, કે જેમાં ઉત્સવોની પરંપરા આવે. તેમાંયે દીવાળીમાં તો સળંગ તહેવારોની પરંપરા છે, એટલુંજ નહિ, પણ એમાંયે બે ત્રણ પ્રકારનાં પર્વ ગુચ્છો છે.

સામાન્ય માન્યતા તરીકે દીવાળી એટલે ધનતેરસથી ભાઈબીજ સુધીના પાંચ તહેવારોનું જુથ. પણ આ દિવસોને યમપંચક તરીકે પણ ઓળખવામાં આવે છે, એટલુંજ નહિ, પણ બારસથી પડવા સુધીના પાંચ દિવસોને વત્સપંચક તરીકે પણ ગણવામાં આવે છે. આથીજ કેટલાક બારસથી દીવાળીનો આરંભ ગણે છે. આ સાથે ધનતેરસથી દીવાળી સુધીના ત્રણ દિવસ ગોત્રિરાત્ર (ગોત્રાટ) વ્રત માટે નક્કી કરેલા છે. એ જોતાં દીપોત્સવી એ આપણાં બધાં પર્વોમાં અપૂર્વ બને છે. આ વસ્તુપાછળના કારણોનો વિચાર કરીએ.

આપણા બધા ઉત્સવોમાં મહોત્સવો પાંચ—રથયાત્રા, બળેવ, દશેરા, દીવાળી અને હોળી. આર્યોએ સંવત્સરને પહેલેથીજ કાળચક્રનું રૂપ કલ્પ્યો છે, અને ચોવીસ પખવાડીઆ ચોવીસ આરાના સંવત્સરચક્રનેજ ધર્મચક્ર ગણેલ છે. આપણા રાષ્ટ્રધ્વજમાંનું ચોવીસ આરાનું ચક્ર તે ખરું જોતાં આ સંવત્સર ચક્ર છે. ઉપલકીઆ ઇતિહાસકોએ એને અશોકનું, બુદ્ધનું કે જૈનોનું ધર્મચક્ર ગણાવ્યું છે તે તેમની ભૂલ છે.

હિંદની આબાદીનો આધાર વરસાદ પર છે. એટલે પ્રજા સંવત્સરનો ગમે ત્યારે આરંભ ગણે, પણ પ્રજાજીવનના વર્ષનો આરંભ તો વર્ષાના આરંભથીજ ગણાય. એથી આપણાં વ્રતોની પરંપરા આષાઢથી શરૂ થાય છે. તેથીજ પાંચ મહોત્સવોમાં પહેલો મહોત્સવ આષાઢને આરંભેજ આવે છે. એ છે જગન્નાથનો ઉત્સવ—રથયાત્રા,—એ છે સમસ્ત જનસમુદાયનો—વર્ણભેદના ખ્યાલ વગરનો મહોત્સવ. જગન્નાથના મંદિરમાં કોઇ ઉચ્ચ નથી, નીચ નથી, સ્પર્શ્ય નથી, અસ્પર્શ્ય નથી. આમ સમસ્ત વર્ણનો એ મહોત્સવ પહેલોજ ઉજવાવો જોઇએ અને ઉજવાય છે.

## ઉત્સવો: વર્ણાશ્રમ ધર્મની દૃષ્ટિએ

તે પછીના ચાર મહોત્સવો જુદા જુદા વર્ણોના કર્મો અને ધર્મોને અનુસરીને ગોઠવવામાં આવ્યા છે. બ્રાહ્મણો વર્ણોમાં આગળ મૂકાયા, તેમનો વિશિષ્ટ તહેવાર બળેવ એ શ્રાવણમાં

આવે છે. ક્ષત્રિયો વર્ણમાં બીજા ગણાતા હોવાથી બીજો મહોત્સવ વિજયાદશમીનો તેની પછી રાખ્યો છે. દીવાળી વૈશ્યોની અને હોળી શૂદ્રોની એમ વિશિષ્ઠ વિચારપૂર્વકની ગોઠવણ કરવામાં આવી છે.

આમ આ ચાર મહોત્સવ ચાર ભિન્ન વર્ણ પરત્વે હોવા છતાં એમાં બીજા વર્ણોના કર્મોનેય વિચાર કરવામાં આવ્યો છે. કારણ કે જન્મથી માનવી ગમે તે વર્ણમાં હોય, કર્મથીયે ગમે તે વર્ણમાં આવતો હોય, છતાં ગુણથી તો દરેક માનવી દરેક વર્ણમાં ઓછે વત્તે અંશે સમાઈ જાય છે. તેથી જો કે રથયાત્રા સિવાયનાં ચારે ય મહાપર્વો વિશિષ્ટ વર્ણનાં પર્વ છે, છતાં સમગ્ર જનતા પણ એ પર્વો પોતાનાં ગણે છે, અને આ વસ્તુસ્થિતિ લાવવા માટેજ આ દરેક પર્વ જોડે એવી વસ્તુઓ ગૂંથી છે, કે ઇતર વર્ણોને પણ એમાં રસ પડે.

આમ દીપોત્સવી એ વૈશ્યોનું મહાપર્વ છે. ખરું જોતાં એ ઉત્સવનો આરંભ આસોવદ બારસથી શરૂ થાય, અને કાર્તિક સુદ પાંચમ—સૌભાગ્ય પાંચમને—દિવસે પૂરો થાય. આ નવ દિવસોનો સમય એ સાર્વત્રિક ઉત્સાહ રેલતો સમય છે. પ્રધાનતઃ વૈશ્યોનું પર્વ છતાં, દરેક વર્ણના આબાલવૃધ્ધ સર્વેને આ દિવસો ઉત્સવના છે. આની પાછળ કેટલાક સામાજિક પરિબળોએ કામ કર્યું છે, તે આપણે પહેલાં વિચારીએ.

## પ્રવૃત્તિના પ્રારંભનું પર્વ : દીપોત્સવી

ખરું જોતાં, આપણાં બધાં પર્વ કરતાં આમાં વિશેષતા એ છે, કે એ સામાજિક પ્રવૃત્તિના પ્રારંભનું પર્વ છે. એમાં હિંદની આબોહવા કારણભૂત છે. હિંદ મોસમી વાયુઓનો પ્રદેશ છે, એટલે ચોમાસામાં અનરાધાર મેઘ વર્ષે અને લોકો ખેતીમાં પરોવાઈ જાય. આ વખતે સામાન્ય રીતે નદીનાળાં જળથી ભરપૂર બને, જમીન માર્ગે વ્યવહાર ઘણો મુશ્કેલ બને, અને મુખ્યત્વે ગ્રામવિસ્તારના બનેલા આ દેશમાં મુસાફરીમાં ઘણી અગવડ પડે.

જળમાર્ગે વ્યવહાર પણ બંધ થઈ જાય છે. ચોમાસામાં નૈઋત્યના પવનો જોરથી ફુંકાય છે, અને હિંદના પશ્ચિમકાંઠા પર તો એટલા જોરથી અથડાય છે, કે જેથી શ્રાવણ સુધીનો સમય વહાણવટાં માટે જોખમ ભરેલો છે. માત્ર શ્રાવણના અંત ભાગમાં આફ્રિકા ઇરાન તરફ વહાણો જઇ શકે. પણ આસો મહિનો ઉતરે ત્યાં સુધી પ્રશાંતી પવનો ફુંકાતા નથી. એટલે મલબાર, જાવા, ચીન વગેરે દેશો સાથેનો જળવ્યવહાર તે પછી જ શરૂ થાય. આમ વાણિજ્યની ખરી પ્રવૃત્તિ કાર્તિક માસથી શરૂ થઇ શકે.

ગુજરાત વાણિજ્યપ્રધાન હોવાથી દીપોત્સવી એ ગુજરાતીઓનું ખાસ પર્વ બન્યું છે. હિંદના બીજા ભાગમાં એનું માહાત્મ્ય છે ખરું, પણ ગુજરાતમાં તેનું સ્થાન અનોખું છે. બંગાળમાં કાલીપૂજા અને ઉત્તર હિંદમાં હોળીમાં જે ઉત્સાહ છે, તે ગુજરાતમાં દીપોત્સવીમાં દેખાય છે. કારણ કે બંગાળમાં ભારે વરસાદ હોવાથી ત્યાં ચોખા અને શણની મુખ્ય પેદાશ છે. આ વસ્તુઓની ખેતીમાંથી લોક ભાદરવામાં પરવારી ગયા હોય છે, એટલે આસોની શરૂઆતમાં તેમની ઇતર સામાજિક પ્રવૃત્તિઓનો આરંભ થાય છે. ઉત્તરમાં વસંત મુખ્ય ઋતુ છે. તે પછી ખેતીમાં લાગી જવાનું છે. માટે હોળી મુખ્ય તહેવાર છે. પણ ગુજરાતમાં તો કાર્તિકમાં જ જૂના વખતમાં મુખ્ય પ્રવૃત્તિ આરંભાતી, તેથી જ દીપોત્સવીને પ્રાધાન્ય આપવામાં આવે છે.

## ગુજરાતની અનોખી પ્રણાલિકા

અને એ પણ એક લાક્ષણિક વસ્તુ છે, કે હિંદભરમાં ગુજરાત કાર્તિકમાં સંવત્સરનો આરંભ કરે છે. વૈદિક પ્રણાલિકાને અનુસરી હિંદના બીજા ભાગમાં મેષ સંક્રાંતિથી કે એ સંક્રાંતિવાળા માસની પ્રતિપદાથી—ચૈત્રી પ્રતિપદાથી સંવત્સરનો આરંભ ગણાય છે. દક્ષિણીઓ ચૈત્રી પડવો, બંગાળીઓ વૈશાખની સંક્રાંતિ, અને તામીલો મેષસંક્રાંતિથી કાલગણના કરે છે. પણ ગુજરાતે એ પ્રણાલિકા તોડી છે, અને પોતે વ્યાપારી પ્રજા હોવાથી વ્યાપારના મહાપર્વથી સંવત્સર ગણવાનો રીવાજ પાડ્યો છે. ધર્મ કે રાજ સત્તા કરતાં મહાજન સત્તા આ પ્રદેશમાં કેટલી વધારે સબળ હતી તેનો આ સચોટ પુરાવો છે. ગુજરાતનો ઇતિહાસ આવી હકીકતો લક્ષમાં રાખી ઉકેલવામાં આવે તો ઘણાં વિકટ પ્રશ્નોનો ખુલાસો થઈ જાય.

અને એ સંવત્સરમાં ખરું નવાઈ જેવું તત્વ તો એનું નામકરણ છે. દંતકથાઓથીજ ઓળખાયેલા અને ઇતિહાસમાં ખૂબ ચર્ચાને પાત્ર એવા વિક્રમના નામ સાથે એને સાંકળવામાં આવ્યો છે. એ ગુજરાતનો રાજા નહોતો એ ચોક્કસ છે. પ્રચલિત સંવત્સરને પ્રચારમાં આવ્યે પછી લગભગ ૭ સૈકે એનું નામ એની સાથે સંકળાય છે. એપણું ચોક્કસ છે. દંતકથા પ્રમાણે એ શકોનો ઉચ્છેદક હતો; સ્ત્રીઓ, બ્રાહ્મણો અને ખેડૂતોનો સહાયક હતો, પરદુઃખભંજન હતો, ગરીબોનો બેલી હતો. પણ વાણિજ્ય માટે એણે કશું કર્યું હોય એવો ઉલ્લેખ નથી છતાં આ વ્યાપારી સંવતને એનું નામ એક મહાજનસત્તાક પ્રદેશની વ્યાપારરત પ્રજા આપેછે એ એક વિચારપ્રેરક વસ્તુ છે.

પણ આ વસ્તુ અત્યારે ચર્ચવી અસ્થાને ગણાય. તેમજ વિક્રમ કોણ હતો એ ચર્ચવાનું પણ અહિં અસ્થાને છે. બાકી એટલું કહેવાનું પ્રાપ્ત થાય છે, કે અત્યારસુધી જેમને જેમને એ સંવત્સરના પ્રવર્તક તરીકે વિદ્વાનોએ ગણ્યા છે, તેમણે ભૂલ કરી છે. ચંદ્રગુપ્ત કે પુષ્યમિત્ર, હર્ષવર્ધન કે યશોવર્ધન એ કોઈ પ્રજાના માનેલા વિક્રમાદિત્ય નથી. પ્રજાએ તો હિંદી ઇતિહાસમાંથી બેજ રાજાઓને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું છે. રામ અને વિક્રમ; એજ બતાવે છે, કે આર્યોનાં મૂલ્ય જુદાં હતા. તેઓ મહત્તા શૌર્યથી નહિ પણ માનવતાથી માપતા. આથીજ સત્તાલોભી અને આપખુદ રાજવીઓથી ઉભરાતા ઇતિહાસમાંથી જેણે જનક વિદેહી જેવું નિષ્કામ, રામ જેવું પ્રજાવત્સલ, અને યુધિષ્ઠિર જેવું ધર્મરાજ્ય સ્થાપ્યું, એવા એક ગુર્જર માળવાના અધિપતિને લોકોએ પોતાના હૃદયમાં સ્થાન આપ્યું હતું, અને એનું સ્મારક કર્યું હતું. એના નામનો સંવત્સર પ્રવર્તાવીને! એમજ એ સંવત્સરનો આરંભ થાય છે પ્રજાના મહાપર્વને ટાણે—વિદ્વાનો, બ્રાહ્મણો કે રાજાઓના પર્વને દિવસે નહિ.

ટૂંકમાં ઉપર કહ્યું તે દીપોત્સવીનું ઉપલક સામાજિક મૂલ્યાંકન છે. પંચમહોત્સવમાં એ વૈશ્યવર્ણનું પર્વ છે. વર્ષભરની બધી સામાજિક પ્રવૃત્તિઓના આરંભે અને ખાસ કરીને વ્યાપારી પ્રવૃત્તિના આરંભે એને સ્થાપવામાં આવ્યું છે અને એની સાથે જગત ઇતિહાસમાં દુર્લભ એવા લોકસંગ્રહી રાજવીનું નામ સાંકળવામાં આવ્યું છે. ઐતિહાસિક દૃષ્ટિએ એ નવી પ્રણાલિકા પાડે છે, એથી આ વસ્તુ પ્રાચીનકાળથી ગુજરાતમાં જે નાનાં બંદરો, નાનાં છતાં સમર્થ મહાજન-સત્તાક રાજ્યો પ્રવર્તક હતાં તેની ગવાહી આપે છે. ટૂંકમાં કવીશ્વર નાનાલાલે ગુજરાત માટે કહ્યું છે, કે—

વૃદ્ધ ચાણક્યે વર્ણ્યા પુર્વે નાનાં પ્રજાનાં તંત્ર,

એહ જીવનકેરા પડછાયા એનુંજ જીવનયંત્ર.—

એ નાના પ્રજાતંત્રોની પ્રબળ લોકપ્રિયતાનો પુરાવો આ પર્વને મળેલા મહત્વથી મળે છે.

## ઉત્સવો પાછળ આર્યોની દૃષ્ટિ

હવે આપણે દીપોત્સવીના વિવિધ પર્વ ગુચ્છો, વ્રતો, અને જુદા જુદા દિવસોને લગતાં વિધાનો, માન્યતાઓ વગેરે પર નજર નાંખીએ. હિંદુ તહેવારો એ દસ હજાર વરસની વિકસની સંસ્કૃતિનો પરિપાક છે, એટલે દરેક પર્વ પાછળ ભાવના, સાધના, દંતકથાઓ અને ખોરાકથી માંડી ઉપાસના સુધીની વસ્તુઓમાં વિચારપૂર્વક રચના કરવાનો પ્રયત્ન થયો આવે છે. આર્યોને મન ધર્મ એ જીવનનું એક વિશિષ્ટ અંગ નહોતું. પણ જીવન અને ધર્મ ઓતપ્રોત હતાં (આમાં ધર્મ એટલે સંપ્રદાય નહિ, પણ માનવ ધર્મ સમજવાનું છે.)

એથી એમણે એમના પર્વોની પસંદગીમાં જેમ જુદાં જુદાં વર્ણો, ઋતુ, દેશકાળ અને આચારનો વિચાર કર્યો છે, તેમ એને માટે દિવસની પસંદગીમાં જ્યોતિષ અને તંત્ર દૃષ્ટિથી પણ વિચાર કર્યો છે. એજ પ્રમાણે વ્રતની આરાધના અને ઉત્સવની ઉજવણી માટે એમણે નૈતિક અને આધ્યાત્મિક ભાવનાને અને આયુર્વેદિક દૃષ્ટિને પણ નજર સમક્ષ રાખ્યા છે. અત્યારે આપણે માત્ર આ ભાવના દૃષ્ટિ પર નજર નાંખીશું, જેથી દીપોત્સવીનું સાંસ્કારિક મૂલ્ય કેટલેક અંશે સમજાય.

## ચાતુર્માસની પ્રક્રિયા.

આ માટે પહેલાં એક વસ્તુ ટૂંકમાં કહેવાની છે. ચાતુર્માસ એ એકલા સાધુઓ માટેજ નહિ પણ સંસારીઓ માટે પણ સાધનાનો સમય ગણવામાં આવ્યો છે. એ માટે અહિં વીગતવાર ચર્ચા માટે સ્થાન નથી. પણ ટૂંકમાં જણાવું છું, કે આષાઢમાં જનપદ, શ્રાવણમાં દેવો, ભાદરવામાં પિતૃઓ અને આશ્વિનમાં શક્તિની આરાધના કરી પછી કાર્તિકમાં પ્રવૃત્તિનો પ્રારંભ કરવો એ પ્રણાલી છે. સંસ્કારદૃષ્ટિએ આષાઢ એ નવા સંકલ્પો અને યોજના ઘડવા માટે છે. શ્રાવણમાં ઇષ્ટ સાધના, ભાદરવામાં શ્રાદ્ધનિમિત્તે સગાવહાલાંઓ સાથે મેળાપ કરી એ સંકલ્પો નવા વર્ષમાં પાર પાડવા જોઈતી અનુકૂળતાની ગોઠવણ કરવાની છે. આશ્વિનમાં શરીર, મન અને આત્મશ્રદ્ધા કેળવી, વ્યાવહારિક વીગતો પુરી કરવાનો સમય અને તેમાં દીપોત્સવીના ઉત્સવો દરમ્યાન નવા વર્ષનાં નવપ્રસાદનો પ્રારંભ કરતાં પહેલાં કુટુંબીઓ, સગાંઓ, મિત્રો વગેરેને મળી લઈ આખરી વિદાય લેવાની પૂર્ણ તૈયારી કરવાની છે.

## માનવતાની આરાધના.

પણ ઉત્સવના ઉત્સાહમાં આર્યોની દૃષ્ટિ જીવનનાં બીજા પાસાં કે મહત્વ ચૂકતી નહિ. આથી એમણે તેરસને દિવસે ધનપૂજા, ચૌદસને દિવસે શક્તિપૂજા અને દીવાળીને દિવસે લક્ષ્મીપૂજા અને શારદા—સરસ્વતી પૂજાની વ્યવસ્થા રાખી છે. આ રીતે સમજે તેને માટે ખૂબજ માનવના ભર્યા મહામૂલા સંકેતો તેમણે રજૂ કર્યા છે. ચૌદશની શક્તિપૂજાની પહેલાં ધન અને પછી લક્ષ્મી એમ જે રીતે, તાંત્રિકો મંત્રસંપુટ રચે છે તેમ તેમણે શક્તિને લક્ષ્મીનો સંપુટ રચ્યો છે. એટલે

સમગ્ર શકિત અને લક્ષ્મીની આરાધના માટે છે એમ સૂચવાયું છે. છતાં જે દિવસના નામ પરથી આવું પર્વ ઓળખાય છે, અને જે દિવસ લક્ષ્મીનો માનીતો તે દિવસ તેમણે શારદા—સરસ્વતીની આરાધના માટે રાખ્યો છે.

આ આખા સંકેતનો અર્થ કેટલો સુંદર અને માનવતાથી ભરેલો છે? લક્ષ્મીની આરાધના કરવાની છે, સમગ્ર શક્તિથી, પણ આખરે તો સરસ્વતી,—નિષ્કામ તપસ્વિનીની જ આરાધના માટે એ બધું કરવાનું છે। ધન મેળવો, પણ તે સરસ્વતી—સંસ્કારની આરાધના માટે એ જ આ ગોઠવણનો પ્રધાન આદેશ છે.

અને કુદરતી રીતે જુદાં ગણાયેલાં **શ્રી** અને **સરસ્વતી** પ્રવૃત્તિના આરંભના મહાપર્વમાં જોડે પૂજાય, જોડે એમના આશીર્વાદ મંગાય, એમાં યે કેવી ભવ્ય માનવતાનો ધ્વનિ છે? તે દિવસે એ પૂજા કરનારે ધ્યાનમાં રાખવાનું છે, કે દ્રવ્ય મેળવવાનું છે, પણ સરસ્વતી—વિદ્યા, સંસ્કારની દેવીને રૂચે, છાજે તેમ. એ પૂજનમાં જ એ પ્રમાણિકતા અને માનવતાના કોલ આપે છે, એ દ્રવ્ય માનવકલ્યાણમાં વાપરવાની પ્રતિજ્ઞા લે છે, અને પછી જ ઇતિહાસમાં વીતરાયેલા છતાં બે હજાર વર્ષથી કરોડોના હ્રદયમાં સુવર્ણાક્ષરે અંકિત થયેલા પરદુઃખભંજન મહાભાગ વિક્રમની સુવાસથી મહેકતા નવા વર્ષમાં પ્રવેશ કરે છે !

અને બીજે દિવસે એ જાય છે બ્હેનને ત્યાં. સ્ત્રીપુરૂષના અનેકવિધ સંબંધોમાં સૌથી નિઃસ્વાર્થ, સૌથી નિર્મળ એ સંબંધને એ આદર્શ રૂપે આગળ રાખે છે. એ બહાર જાય, એની શક્તિ, એનું ધન, એના સંજોગો એને બીજાઓ પર ગમે તે સત્તા આપે, પણ પરસ્ત્રી માત્ર હવે તેને બહેન છે, એ વસ્તુ નવસાહસના આરંભકાળે એ સ્વીકારે છે.

અને પછી પંચમી. સૌભાગ્ય અને જ્ઞાનના સુમેળ જેવી પંચમીને દિવસે એ કાર્યારંભ કે મહાપ્રસ્થાન કરે છે. જીવનનું ધ્યેય માનવતા, પ્રવૃત્તિમાત્રનું લક્ષ્ય જ્ઞાન એની કેટલી સુંદર સૂચના આ પર્વ વ્યવસ્થામાં ગુંથાઈ છે?

### યમપંચકની ધર્મભાવના

અંતે સર્વગ્રાહી દૃષ્ટિથી જીવનનાં સર્વે પાસાં જોનાર આર્યોએ એ નવસાહસયાત્રાનાં બીજાં પાસાં પણ છોડયા નથી. દીપોત્સવી પછીના મુખ્ય કાર્યક્રમનો ઝોક દેશાટન પર હતો. વણઝારો અને વહાણો દેશાવર ખેડવા નીકળી પડતી, અને દેશાટન એટલે કુટુંબથી વિયોગ—તાર, ટપાલ વગેરે વિનાના, અનેક નાના રાજ્યોવાળા, ભૂમિ અને દરીઆના લુંટારાઓથી ભરપુર અને યોગ્ય વૈદકીય કે આરોગ્યવિષયક વ્યવસ્થાના અભાવવાળો તે જમાનામાં પરદેશગમન એ જેવું તેવું સાહસ નહોતું, અને તે વખતે થતો વિયોગ આત્યંતિક હતો. એકમેકના સમાચાર પણ દિવસો, કદાચ વર્ષો સુધીયે ના મળે, એટલું જ નહિ પણ ફરી સંયોગ થાય એ પણ ભાગ્યની વાત હતી. એ માટે આ ઉત્સવમાં યમપંચકની વ્યવસ્થા કરી છે. તેરસને દિવસે યમને દીપદાન, ચૌદશે યમતર્પણ, અને છેલ્લે—બીજને દિવસે યમની મહાપુજા કરી કુટુંબનું અને બધાનું ક્ષેમ પ્રાર્થી, પછીજ મુસાફરી શરૂ થાય. તર્કશુદ્ધ વિચારસ-ણીથી તેટલા માટેજ આ પર્વને પહેલે દિવસે તેરસે આયુર્વેદના મહાઆચાર્ય ધન્વંતરીનો જન્મ દિવસ કલ્પી તેમની મહાપૂજા રાખી. સાથે વનસ્પતિઆહારી પ્રજાના આરોગ્યના પાયા જેવાં, દૂધ, દહિં, છાશ, માખણ વગેરે અમૃતોનું સેવન ધ્યાનમાં રહે એ દ્વારા આરોગ્ય જળવાય રહે તેથી વત્સપૂજન અને ગૌત્રાટનાં વ્રતો પણ આમાં સામેલ કર્યા છે. આમ આ મુખ્ય અને આરોગ્યની આરાધનાના સંકેતો પણ આ પર્વ ગુચ્છમાં સામેલ કરવામાં આવ્યા છે.

### શાબ્દિક સંકેત

પણ આ પર્વોમાં માત્ર આટલાજ સંદેશ નથી સમાયા. ગો એટલે ગાય તેમજ ગો એટલે પૃથ્વી. એટલે ગો પૂજનમાં પૃથ્વી પૂજા; વત્સ પૂજા એટલે તેનાં વંત્સ માનવ જાતની સેવા એ સંકેત છે.

પણ આથીએ ભવ્ય સંકેતનો 'યમ' શબ્દમાં સમાયા છે. એ માત્ર મૃત્યુનોજ દેવ નથી. એ છે મૃતપાત્રનો ન્યાયાધીશ. એનું નામ સૂચવે છે તેમ એ છે સંયમ અને નિયમબધ્ધ જીવનનો દેવ। તેથીજ એનું બીજું નામ ધર્મ છે. આર્યોની આ ભવ્ય કલ્પના જગતની કોઈપણ પ્રજાએ માણી નથી. હવે દીપોત્સવીમાં યમપંચક એ યમ—સંયમ—ની સાધનાનો સંકેત છે, કારણકે જ્યાં યમ—સંયમ હોય ત્યાંજ ધર્મ છે. આ માટે તેરસને દિવસે ધન પૂજા કરી, ધન્વંતરી પૂજી, યમને દીપદાન દેવાનું છે. એનો અર્થ સ્પષ્ટ છે. ધન મેળવવાનું છે, પણ સંયમથી. ચૌદશે શક્તિની આરાધના કરતાં પહેલાં યમનું તર્પણ કરવાનું છે. એનો અર્થ પણ સ્પષ્ટ છે. સંયમથી શોભે એવીજ શક્તિ મેળવવાની છે. અને આખરે સગી કે માનેલી બહેનને ઘેર જમી, તેના આશીર્વાદ લઈ, સ્ત્રીપુરૂષના સ્વાભાવિક આકર્ષણને નિર્મળ પ્રેમમાં ફેરવી નાંખી તેજ યમની મહાપૂજા અને પૂર્ણાહુતિ કરવાની છે. તેરસે લોભ, ચૌદશે ક્રોધ, દીપોત્સવીએ મોહ, વર્ષારંભે મદ અને મત્સર અને બીજને દિવસે ષડરિપુમાં દુર્જર એવા કામને

વશ કરવાનો અને વાસના માત્રનાં ઉર્ધ્વીકરણ (sublimation)નો આ યમપંચકમાં સંકેત છે. વિશ્વમાં કોઈપણ પ્રજાના, કોઈપણ સંપ્રદાયે, કોઈપણ કવિએ કદપી નથી એવી ભવ્ય ભાવના સૃષ્ટિ આ યમ પંચક દ્વારા ખડી કરવામાં આવી છે.

### સંસ્કૃતિનું સત્વ

આમ આર્યોએ જાણે પોતાની સમગ્ર સંસ્કૃતિના સત્વનો નિચોડ આ પર્વગુચ્છમાં રજુ કર્યો હોય એમ લાગે છે. તે સાથે જ્યારે એનાં વ્રત નિયમો પાછળ જ્યોતિષ, આયુર્વેદ અને જુદા જુદા વ્રતો સાથે સંકળાયેલી પર્વકથાઓમાંના રૂપક તત્વનો વિચાર કરીએ તો તો આ પર્વગુચ્છના વિધાયકો માટે પ્રશંસાના શબ્દોએ જડે એમ નથી. માત્ર એટલુંજ કહેવાનું, કે આજે દીપોત્સવી ઉજવનાર પ્રજા આ પર્વગુચ્છના પ્રધાન મર્મો જીવનમાં ઉતારે, લક્ષ્મી, શક્તિ અને સરસ્વતીની આરાધના અને સંયમની સાધના માટે ક્રિયાશીલ બને, અને જેણે અપ્રતિમ ત્યાગ, અપ્રતિમ ન્યાય અને અજોડ પદાર્થસેવામાં જીવન ગાળ્યું. હતું એ મહાભાગ વિક્રમનાં સ્મરણ તાજાં રાખી, નવા વર્ષના સંકલ્પો કરે, અને વર્ષભર તે પાળે. એ સંકલ્પો પ્રમાણે સેવાકાજે સમૃદ્ધિ મેળવીએ, વ્યવહારમાં ન્યાય હોય ત્યાં સ્વાર્થ તજીએ, અને પ્રત્યેક કાર્યમાં પોતાનાં કરતાં પારકાનો વિચાર વધારે કરીએ. વિશ્વમાં એવી સંસ્કાર ભાવના સરજી ગયેલા પિતૃઓનો એટલો હક્ક તો છે જ.

---

## વિજ્ઞાનના ઉત્તેજનાર્થે



ધારવારની કર્ણાટક-કૉલેજમાં વનસ્પતિ-વિજ્ઞાન-શાસ્ત્રની શાખાનું ખાતમુહૂર્ત કરતા મુંબઈના નામદાર ગવર્નર રાજા મહારાજ સિંગ.

# આંખના પાટા છૂટ્યા



લે. શ્રી. ઈશ્વર પેટલીકર

ગંગા હસીને ઠપકો આપતી હોય તેમ બોલી: "તમે તો આ છોકરા કરતાં ય ગયા!"

'એક કેમ' થાય, એકડ એકકો'ના લાંબા રાગડા કાઢી લખતો કેશવ બોલી ઊઠ્યો: "બા, શું છે?" અને જ્યારે ગંગાની પાસે પૈસાનો ખડખડાટ સાંભળ્યો ત્યારે તો "બા, મને પૈસો!" એમ બૂમ પાડીને ઊછળ્યો.

ગંગાએ પોતાના પુત્રની કિંમત આંકવા કહ્યું: "કેશવ, લે આ પૈસા ગણ જોઈએ."

વિવિધ વસ્તુઓની ગણત્રી કરતો હોય તેમ રૂપિયો, આઠ આની, આની, પૈસા એ સૌની કિંમત સરખી માની કેશવ ગણવા લાગ્યો:

"એક...... બે...... ત્રણ...... ચાર......"

આમ વિચિત્ર રીતે કેશવને ગણતો જોઈ ગંગાએ કહ્યું: "તુંય દીકરો તો એમનો જ ને?"

માધુ આ બીજી ટીકા સાંભળી ન રહ્યો. તે બોલ્યો: "અને ગણત્રીમાં પસાર થયો હોત તો તારો દીકરો થાત, ખરું ને?"

ગંગા: "હારતો! ને તમે ગણો એવું એ ગણે."

માધુ: "મેં શું ખોટું ગણ્યું?"

ગંગા: "આ મેં પૂછ્યું કે કેટલો પગાર થયો?"

માધુ: "મેં ના કહ્યું કે સવા છત્રીસ?"

હાસ્યને છુપાવતાં ગંગાએ કહ્યું: "લો, ગણો જોઈએ કેટલા થાય છે?"

માધુ: "તું જ ગણને?"

ગંગા: "મેં તો ગણ્યા ત્યારે જ આવડાની વાત કરું છું ને?"

શંકાશીલભાવે માધુએ પૂછ્યું: "તે કેટલા થયા?"

ગંગા: "પોણી છત્રીસ."

પોતે શું કહ્યું તે યાદ ન આવતાં માધુ બોલ્યો: "ત્યારે મેં શું કહ્યું?"

ગંગા: "તમે તો કહ્યું સવા છત્રીસ."

સવા છત્રીસ ને પોણા છત્રીસમાં સમજ ન પડતાં માધુએ પૂછ્યું: "તે એમાં ફેર કયો વળી મોટો?"

અને આ છેલ્લે પ્રસંગે ગંગાનું હાસ્ય આખા ઓરડામાં વેરાયું. માને હસતી જોઇ વગર સમજ્યે કેશવ હસવા લાગ્યો. માધુને લાગ્યું કે તેની ગણત્રી ખોટી હતી.

તેણે ઓછો જ પગાર ગણ્યો હતો? પગાર કારકુને ચિઠ્ઠી આપી હતી. તેને ઓછું જ સૂઝતું હતું કે તે વાંચે? સાથેનો સાચાવાળો માંડ માંડ આંકડા ઉકેલી શકતો, તેણે શું કહ્યું તે માધુને યાદ પણ ન રહ્યું. પરંતુ પગાર લેતી વેળા કારકુને કહ્યું હતું: 'આ તારા પોણી છત્રીસ રૂપિયા.' માધુએ નોટો અને સિક્કા ઘસાયેલા તો નથી એમ જોઇ ખિસ્સામાં નાખ્યા હતા.

ઘેર આવતાં ગંગાએ પૂછ્યું: "કેટલો પગાર થયો?"

કારકુનના શબ્દોની સ્મૃતિ અને વિસ્મૃતિના કંઇક ભાવ અનુભવતાં તેણે જવાબ આપ્યો: "સવા છત્રીસ." પરંતુ ગંગાએ એની ભૂલ માટે હાસ્યનાં મોજાં ઉછાળ્યાં ત્યારે માધુને ધરતી પગ નીચેથી ખસતી હોય તેમ લાગ્યું. પત્ની આગળ મૂર્ખ બનતાં કયા પતિની આવી સ્થિતિ નહિ થતી હોય? છતાં કયો મૂર્ખ પતિ પત્ની આગળ મહત્તર બનવા પ્રયત્ન નહિ કરતો હોય?

માધુ પોતાની મહત્તા બતાવવા બોલ્યો: "ગણવાની કિંમત છે કે રૂપિયાની?"

હસતી ગંગા બંધ થઇ માધુને જવાબ આપે તે પહેલાં તેણે પુત્રને કહ્યું: "કેશવ, રમવા જા."

રમત એ બાળકોનો પ્રિય વિષય છે. માબાપોનો એ સગવડિયો ધર્મ છે. રમાતયાળ બાળક માબાપને કામ ન લાગે ત્યારે રમત અગવડતા રૂપ બને, પણ યુવાન પતિપત્નીને વિનોદના વખતમાં બાળકને દૂર કરવાનું રમત પ્રબળ સાધન છે.

કેશવ ગયો એટલે ગંગા બોલી: "પૈસા કમાવા એમાં શું?"

અભિમાનપૂર્વક માધુએ કહ્યું: "અમસ્તું નથી કમાવાતું. મહેનત કરવી પડે છે, હોવે?"

ગંગા: "મહેનત તો માણસ કરતાં મશીન વધારે કરે છે."

માધુ: "એટલે માણસમાં ને મશીનમાં તફાવત નહિ?"

ગંગા: "બુદ્ધિનો જ."

ગંગાનું આ તીર માધુને સચોટ વાગ્યું. પોતે પગાર લાવે તેમાં બુદ્ધિનો ઉપયોગ ખરો? સમાજમાં બુદ્ધિ વિનાના મિલકામદારો, મજૂરો ને ખેડૂતોની કિંમત નથી ને? કારકુનો તો મજૂરો કરતાંય ઓછું કમાય છે, છતાંય તેમના કરતા કામદારો હીણા! કામદારો એટલે મૂર્ખ, વ્યસની, જુગાર વગેરે માન્યતા નથી શું? અને પોતે એક દિવસ દારૂડિયો ક્યાં ન હતો? ત્યારે ગંગાએ આવી વાત કરી હોત તો એનું એકકે હાડકું આખું રહ્યું હોત?

આમ પોતાની ભૂતકાળની સ્થિતિ યાદ આવતાં માધુએ પૂછ્યું: "ગંગા, પહેલાં તેં આવી વાત કરી હોત તો?"

ગંગાએ પૂછ્યું: "દારૂનિષેધ પહેલાં?"

સંકોચાતે મને માધુએ કહ્યું: "હા."

ગંગાને ભૂતકાળની સ્મૃતિ તાજી થતાં મુખ ઉપર વિષાદની છાયા વળી. કૃત્રિમ હાસ્યથી એ ભાવ છુપાવતાં તેણે જવાબ આપ્યો: "બે વખત હાથ ઉતરી ગયો હતો, વળી એક વખત વધુ સદ્ભાગ્ય સાંપડત!"

માધુને પણ એ જૂનાં ચિત્રો બિહામણાં લાગતાં હતાં. તેણે કહ્યું: "મેં તને બહુ દુઃખ દીધું છે, નહિ?"

ગંગા સહજ ભાવે બોલી: "તમારો એમાં શો વાંક!"

માધુ: "ત્યારે કોનો?"

ગંગા: "દારૂનો તે વખતે તમે માનવ અવતારમાં પણ હતા. દારૂ દૈત્ય છે, એ જેને વળગે છે તેને પોતાના જેવો બનાવે છે."

માધુ: અને હવે?"

ગંગાએ ઉલ્લાસથી જવાબ આપ્યો: "માનવી! નહિ તો તમે મારી ટીકા સાંભળો ખરા? તે વખતે ખાધા વિના ટકો ગઇ છે. અને આજે તમે નાના બચુને બાલમંદિરમાં મૂકવાની વાત કરો છો."

પત્નીના વખાણથી માધુને પોતાનું જીવન ધન્ય લાગ્યું. ઉત્સાહના પૂરમાં તણાતાં તે બોલ્યો: "અને મને તો એમ થાય છે કે હું ય ભણું ભણું! અભણનું તે કંઇ જીવન છે? નહિ તો પોણાસો-સો રૂપિયાનો પગાર લાવતા કામદારને પેર બાળકો રોટલાના ટૂકડા માટે ટળવળે? પણ હવે રાંડ્યા પછીનું ડહાપણ શા કામનું?"

પતિને ખુશમિજાજમાં જોઇ ગંગા જરા પાસે જઇ ને બોલી: "કેમ રાંડ્યા પછીનું ડહાપણ?"

માધુ: "નાની ઉમરે ના ભણ્યા. કંઇ આટલી ઉમરે ભણાય છે?"

ગંગા માધુની આંખમાં આંખ પરોવી બોલીઃ "ભૂલતા ના? ગાંધીવાળા સરકાર થયા છે. નહિ કરે તે ઓછું?"

માધુએ આશ્ચર્ય પામતાં પૂછ્યુંઃ "ગાંધીવાળા તે કંઇ મોટાને ભણાવવા બેસશે?"

ભવિષ્યશાસ્ત્રીની અદાથી ગંગાએ કહ્યુંઃ "એનું કહેવાય નહિ. કાલે ઉઠીને એવો કાયદો નીકળેય ખરો."

માધુ : "કેવી ગાંડી વાત કરે છે!"

ગંગાએ પોતાના ભવિષ્યવાદને સબળ કરવા દલીલ કરીઃ "પહેલાં દારૂનિષેધ પણ ગાંડી વાતો હતી ને? અને આજે? ત્યારે આજની ગાંડી વાત આવતી કાલે ખરી પણ હરે."

માધુને કંઇ તથ્ય લાગતું હોય તેમ બોલ્યોઃ "તો તો ગંગા, જરૂર હું અભણ ન રહું. આ તો છતી આંખે પાટા!"

"અને આ ગંગા તમારાથી કંઈ પાછળ ન રહે, હોં કે?"

એમ કહેવાની સાથે તેણે માધુના ગાલ ઉપર આંગળી અડાડી. અને એ પ્રેમનો પ્રયોગ પુરો થાય તે પહેલાં નાની મણિ દોડતી આવી ને બોલીઃ "બા, ભાઇને પૈસો ને મને નહિ?"

"કેશવ! બહાર શાની ધમાલ છે?" ગંગાએ બહારથી આવતા કેશવને પૂછ્યું.

"બા, મોટું સરઘસ નીકળ્યું છે મોટાં મોટાં ચિત્રો દોરેલાં છે. લુગડાના કકડા ઉપર લખેલું છે. એક અક્ષર વાંચું ત્યાં તો સરઘસ આગળ જાય, પછી વાંચવાનું શું ફાવે?

કેશવ વર્ણન પુરું કરે તે પહેલાં ગંગા બોલીઃ "હા, પેલા નટવરભાઈ છે ને? કોલેજમાં ભણવા જાય છે તે? કાલે વાત કરતાં હતાં કે મોટા લોકો અભણ હોય તેમને ભણાવવાનો સરકારે વિચાર કર્યો છે." અને પતિનું લક્ષ તે તરફ દોરવા તેણે કહ્યુંઃ "સાંભળ્યું કે? તે દિવસે ગાંડી વાત કહેતા હતા તે?"

નાહીને શરીર સાફ કરતાં કરતાં માધુ બોલ્યોઃ "તે શું છે?"

ગંગા : "ભણવાનો વારો આવ્યો!"

માધુ : ગાંધીવાળા સરકાર થયા ત્યારનું તો કંઈ ને કંઇ કર્યાજ કરે છે!"

ગંગા : "તે ખોટું તો નથી કરતા ને?"

માધુ : એટલા બધા માસ્તર ક્યાંથી લાવશે? બધાય તે પોતાનો ધંધો કરશે કે ભણશે?"

ગંગા : "આ નટવરભાઈ કાલેજ એ બધી વાત કરતા હતા. જે લોકો ભણેલા હોય તે બધા ભણાવવાનું કામ કરે અને રાત્રે નિશાળ ચલાવવાની, એટલે કોઇને કામ નીચે અડચણ નહિ."

આમ નવી નવી વાતો સાંભળી અધીરો બનેલો માધુ બોલી ઉઠ્યોઃ "એમ તે કેટલા ભણેલ નવરા હોય? ને તેમને પગાર તો આપવો પડે ને?"

ગંગા ગુસ્સે થયાનો દેખાવ કરીને બોલીઃ "અંગ્રેજી ભણતા છોકરા ઓછા છે? બધા મફત કામ કરે. આ તો દેશસેવા. પંડિતજી છે ને, જવાહરલાલ? એમના પ્રાંતમાં તો કહે છે, પ્રધાનો સુદ્ધાં ભણાવવા મંડ્યા છે અને હમણાં હું યે ભૂલી જાત, આ તમે સરઘસમાં જુઓ. નટવરભાઇ કહેતા હતા કે મોટી સભા ભરાવાની છે. મુંબઇ ઇલાકાના મોટા પ્રધાન આવવાના છે."

માધુને જવાનો વિચાર થતાં પૂછ્યું: "સભા તો ભદ્રના મેદાનમાં ભરાશે ને?"

ગંગા : ત્યારે બીજે કયાં? ત્યાં તો માણસ માશેય નહિ!

સરઘસ હજુ સભાસ્થાને પહોંચ્યું ન હતું, ત્યાં તો માધુ સામેલ થયો. જોતો જોતો તે સૌથી આગળ પહોંચ્યો. લખેલાં પાટિયાં તેને ઓળંજ ઉકલતાં હતાં! પણ ચિત્રો જોતાં તેને સૌથી મોખરેનું ચિત્ર ઘણું ગમ્યું. જ્યોતિસંઘનું એ ચિત્ર હતું. એક સ્ત્રીને આંખે પાટા બાંધેલી ચીતરી હતી, તેના મોં આગળ પુસ્તકોનો થોકડો પડ્યો હતો.



આંખ વિના અંધારૂં! એ તો જાણે ઠીક, પણ આંખ છતાં અંધારૂં એટલે દેખતી આંખે પાટા! ધોળા ઉપર કાળું ન સૂઝે એ આંધળા નહિ તો બીજું શું? (પૃષ્ઠ ૧૪)

અભણુની દશા બરાબર ચીતરી હતી. માધુને મનમાં વિચાર થયો; આંખ વિના અંધારૂં ! એ તો જાણે ઠીક, પણ આંખ છતાં અંધારૂં એટલે દેખતી આંખે પાટા ! ધોળા ઉપર કાળું ન સૂઝે એ આંધળા નહિ તો બીજું શું ? પણ આટલી ઉમરે તે કંઇ ભણાય ? નાનપણનું જ એ કામ. ત્યારે સરકાર નહિ સમજતી હોય ? પણ માણસને ઇચ્છા હોય તો મોટા નાનાનો સવાલ ખોટો છે. આ ક્યાં મોટા બારિસ્ટર જેટલું ભણવાનુ કે મન ન ચોંટે ? વાંચતાં લખતાં તો નાનાં છોકરાનેય આવડે છે, તો પછી મોટાંની એટલીય બુદ્ધિ ન ચાલે ? રાત્રે ભણવાનું કહે છે ને ? પછી ક્યાં કામ ખોટી થવાનું છે ? બે માસનું ય પુરૂં કામ નહિ, તો પછી આટલી આળસે આખી જિંદગી આંધળા રહેનાર મૂર્ખ નહિ તો બીજું શું ? નામ નોંધાવવાનું હશે તો હું પહેલું નોંધાવીશ. આમ વિચારની ધૂનમાં માધુને ખબર ન પડી કે સભાસ્થાને બધા ગોઠવાઈ ગયા હતા.

"એ ભાઈ ! જરા નીચે બેસો." સ્વયંસેવકે નીચે બેસવા કહ્યું ત્યારે એ પોતાના વિચારમાંથી જાગ્યો. પરમેશ્વરની ભક્તિમાં ભક્ત એકધ્યાન થાય તેમ માધુ સભાના વખત દરમ્યાન ધ્યાનમગ્ન થઈ રહ્યો. સભાના વિસર્જન પછી પણ તેના કાનના પડદા ઉપર અવાજનાં આંદોલનો અથડાતાં હોય તેમ ભણકારા વાગતા હતા. સમાધિમાંથી મુનિ જાગીને જુએ તેમ એણે જોયું ત્યારે સભાસ્થાન ખાલીખમ હતું. તેના હૃદયમાં ઉત્સાહનો વેગ ઉછળી રહ્યો હતો. 'નર કરણી કરે તો નરનો નારાયણ થાય.' વડા પ્રધાનનું એ વાક્ય તેના કાનમાં સંગીતના સૂરના જેવું ગુંજન કરતું હતું. 'ભાગ્યની વાત મિથ્યા છે, કર્મ શું કરે ? સરકાર રાત્રિશાળાઓ ચલાવશે. લોકો સેવા ભવે કામ કરશે. છતાં પ્રયત્ન કર્યાં વિના કપાળે હાથ દેઇ બેસી રહેવાથી કંઈ ઓછું આવડવાનું છે ? લોકો અત્યારે કહે છે કે નાનપણમાં ન ભણ્યા તે અત્યારે સાંભરે છે, પણ ત્યારે હવે કોનો દોષ કાઢશે ?' માધુની વિચારમાળા અટકે તે પહેલાં.........

"ઓ...હો...હો ! સભામાંથી નટવરભાઇ ક્યારનાય આવ્યા. તમે શું કરતા હતા ?" ગંગાએ પ્રશ્ન કર્યો. માધુ બીજી વાર સમાધિમાંથી જાગ્યો.

"ગંગા, તું આવી હોત તો સરસ સાંભળવાનું મળત." માધુએ આનંદના વેગમાં તણાતાં કહ્યું.

ગંગા આશ્ચર્યથી બોલી ! "ભૂત તો નથી વળગ્યું ને ?"

માધુ: "કેમ ?"

ગંગા: "સ્ત્રીઓથી તે ત્યાં જવાતું હશે ?"

માધુ: "સભામાં તો ઘણી સ્ત્રીઓ હતી."

ગંગા: "એ તો મોટા લોકો, આપણા જેવાથી કં જવાય ?"

કોઈ સુધારક બોલે તેમ માધુ બોલ્યો: "એજ ભૂલ છે. અભણની આ સભા હતી. ભણેલા લોકોને કંઇ ભણવાનું હતું ? મને તો લાગે છે કે જેટલા અભણ ત્યાં આવ્યા હશે તે દરેક ભણ્યા વિના નહિ રહે. મોટા લોકોની સ્ત્રીઓ આવે તે તો જાણે સમજ્યા, પણ અભણ અને સામાન્ય વર્ગની સ્ત્રીઓની પહેલી જરૂર. મને તો થયું કે ઊભા થઇને જણાવી દઉં કે સ્ત્રીઓની આવી સભા થવાની જરૂર છે ને તેમાં અભણ સ્ત્રીઓને બને તેટલી કેળવવી."

ગંગા વ્યંગમાં બોલી: "જાણે એક સભામાં જઇને આવ્યા એટલે મોટા બારિસ્ટર થઇ ગયા !"

માધુએ નમ્ર બનીને કહ્યું: "ગંગા, તું આવી હોત તો તને પણ એમ થાત."

ગંગા: "એવું તે એ સભામાં શું હતું ?"

ભક્ત પરમેશ્વરના ગુણગાન ગાય તેમ માધુએ શરૂઆત કરી: "મેં તો શરૂઆતમાં વડા પ્રધાનને ઓળખ્યા પણ નહિ."

ગંગા: "એવા મોટા માણસ તે કંઇ ઢાંક્યા રહેતા હશે ?"

માધુ: સહજ ચિડાઇને બોલ્યો: "જરા વાત સાંભળશે કે એમને એમ ? સાથેના માણસને મેં પૂછ્યું: 'મોટા પ્રધાન નથી આવ્યા ?' મારો પ્રશ્ન સાંભળી તે હસ્યો; મેં કહ્યું: 'કેમ હસો છો ?' તેણે જવાબ આપ્યો: 'ભલા માણસ છો ! આ ભાષણ કરે છે એ જ વડા પ્રધાન !' અને મને તો વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ થયું. ખાદીનાં કોટ, ધોતિયું ને ટોપી જ બસ !"

ગંગાએ પણ આશ્ચર્યના આંચકા સાથે પ્રશ્ન કર્યો "પાટલુન કે ટોપો કશું ય નહિ ?"

માધુ: "ના, ના, આપણા કરતાં ય સાદા ! અને ભાષણ પણ સરસ, નાનું છોકરૂં પણ સમજે ?"

ગંગા: "તે એમણે શું ભાષણ કર્યું ?"

માધુ: "પ્રથમ તો વડા પ્રધાને પૂછ્યું: 'અભણ હોય તે જરા આંગળી ઊંચી કરો જોઇએ;' ચારે બાજુથી મારા જેવા નીકળ્યા ખરા ! તેમણે શરૂઆતમાં કહ્યું: 'આ ભાષણ

નથી, પણ ઘડીભર આપણે નિશાળમાં બેઠા છીએ એમ માની લઇએ. કોઇને ય જાણે વાંચતાં આવડતું નથી. અભણ અચૂક એક માણસને જોયા પછી ફરી ઓળખે કે નહિ?' ઘણાએ મોટેથી ને ઘણાએ ધીમેથી જવાબ આપ્યો: 'હા' 'હા'. તેમણે આગળ ચલાવ્યું. 'માણસ, ઢોર ને આપણી બીજી ચીજોને આપણે ઓળખીએ છીએ તેમ આપણી બોલીને ઓળખવાની છે. પણ એ કાંઈ વસ્તુ નથી તે આંખે દેખાય, એટલે એને ઓળખવા માટે જુદા જુદા આકાર કાઢયા. કોઈ વસ્તુનું ચિત્ર દોરે તેમ બોલીનાં ચિત્ર દોર્યા. એને કક્કો કહે છે. આપણે જેટલી વસ્તુઓને ઓળખીએ છીએ તેની ગણત્રી કરી હોય તો? કદાચ ગણત્રી કરવી મુશ્કેલ પડે. વસ્તુઓ જેમ જોવાથી યાદ રહે છે તેમ અક્ષરો પણ. આવા અક્ષર ૪૦થી વધારે નથી, જુઓ!' એમ કહી તેમણે ખિસ્સામાંથી કાગળ કાઢયો ને સભા તરફ રાખી બોલ્યા; 'આમાં બે મોટા અક્ષર છે. આ પહેલો અક્ષર ઘ અને બીજો ર છે'. અને તેમણે આંગળી વતી એ અક્ષરો બતાવ્યા, ત્યાં તો સભામાંથી અવાજ થઇ રહ્યો: '**ઘર...ઘર...ઘર**'. બધા શાન્ત પડે તે પહેલાં તેમણે આગળ ચલાવ્યું; 'આ અક્ષરને ઓળખતા હશે તે વાંચશે **ઘર**. આવા ચાળીસ અક્ષર યાદ રાખવા તેમાં મુશ્કેલી છે? કોઇ માણસને એકાદ વાર જોયા પછી ઓળખતાં કદાચ વાર લાગે, પણ વારંવાર આંખે ચડતો હોય તે તો આપોઆપ ઓળખાય. તેમાં વિચાર કરવાની જરૂર પડતી નથી તેવુંજ આ અક્ષરોનું'. આમ એમણે ઘણું કહ્યું; પણ બધું કંઇ યાદ રહે છે? ભાષણ પૂરું કરતા પહેલાં તેમણે કહ્યું: 'દુનિયામાં કશું અશકય નથી. આપણાં શાસ્ત્રોએ તો ત્યાં સુધી કહ્યું છે કે નર કરણી કરે તો નરનો નારાયણ થાય. આમ નરનો નારાયણ થાય તેટલી શક્તિ માનવીમાં છે, તો પછી અભણ ચાળીસ અક્ષર યાદ રાખી વાંચતો થઇ જાય તેમાં આશ્ચર્ય શું?' આમ કહી જ્યારે તે નીચે બેઠા ત્યારે તાળીઓનો ગડગડાટ થઇ રહ્યો."

અત્યાર સુધી સાંભળી રહેલી ગંગા બોલી: "તમે તો બરાબર યાદ રાખ્યું છે ને! ત્યારે તમે તો હવે ભણવાના જ ને?"

રણમેદાનમાં ઊભેલા કોઇ અડગ યોદ્ધાની છટાથી માધુએ જવાબ વાળ્યો: "મૂર્ખો હોય તે નહિ ભણે! નટવરભાઇ આપણી ચાલીમાં જ રાત્રિશાળા ખોલવાના છે."

ગંગા: "અને અમે કંઇ તમારાથી જવાનાં નથી. પેલાં શારદા બહેન! કન્યાશાળામાં મોટાં મહેતાજી છે ને? એમણે કહ્યું છે કે આ ઉનાળાની રજાઓમાં સામેના મેડા ઉપર બપોરે એક કલાક વર્ગ ચલાવીશું. અમારે બપોરે કામે ય શું છે?"

ઉત્સાહમાં ને ઉત્સાહમાં માધુએ કહ્યું: "ગંગા, ગમે તેમ થાય તોય આ માધુ તને આગળ નહિ જવા દે."

ગંગાએ તેટલાજ ઉત્સાહથી જવાબ આપ્યો: "ભસતા કૂતરા ભાગ્યેજ કરડે! એ તો વખત આવ્યે સમજાશે. પણ હવે ચાલો જમી લઇએ." અને એ ચર્ચા તો જમતાં જમતાંય ચાલુજ રહી.

× × × ×

ગંગા અક્ષરજ્ઞાનયોજનાની બાળપોથી '**ચાલો વાંચીએ**' વાંચતી હતી ત્યાં મિલમાંથી આવતા માધુના પગ સંભળાયા. માધુ ઘરમાં પગ મૂકે તે પહેલાં ગંગા સામે ગઈ, માધુ આગળ ચોપડી ધરતાં બોલી: "લો, આ વાંચો જોઇએ"

માધુએ સહેજ પણ કંટાળ્યા વિના ધીમેથી વાંચ્યું: "આ કા'''કા છે."



"એમ ધીમે નહિ વાંચવાનું. "આ કાકા છે" એમ જલદી વાંચવું જોઇએ" ગંગાએ કહ્યું.

[ પૃષ્ઠ-૧૧ ]

હરીફાઇમાં માધુને પાછળ રાખવા પ્રયત્ન કરતી ગંગાનું ન ચાલ્યું ત્યારે તેણે બીજું બહાનું કાઢયું: "પણ એમ ધીમે નહિ વાંચવાનું. 'આ કાકા છે,' એમ જલદી વાંચવું જોઇએ."

માધુ: "નાચનારીનું આંગણું વાંકું! કંઈ ભૂલ ન જડી ત્યારે 'ધીમે નહિ!'" અને બન્ને પતિપત્ની હસી પડયાં. સમક્ષર થવાની ઊલટમાં ગંગાને ન લાગ્યું કે થાકયાપાંકયા આવતા પતિને આરામ લેવા દેવો જોઇએ. ન તો માધુને પણ કંટાળો આવ્યો. આવી એકલીનતામાં કદીય નિષ્ફળતા સંભવે ખરી ?

આમ તલ્લીનતામાં ગંગાને અને માધુને, અક્ષરો કયારે ઓળખતાં થઈ ગયાં તેની યે ખબર ન પડી! આજે તો તે પોતાના જૂના જે નજીકના મિત્રો હોય તેમ લાગતા હતા. આંખે બાંધેલા પાટા છૂટયા જેટલો આનંદ બન્નેને થતો! બંને સાથે હોય ત્યાં સુધી ચોપડીઓ સિવાય બીજી કંઇ વાત હોય જ નહિ.

કોઇવાર માધુ કહેતો: "મને તો હવે અક્ષરજ્ઞાન કરતાંય પુસ્તકાલયની વધારે જરૂર લાગે છે."

માધુના વાકયને સુધારતાં ગંગા બોલી: "એમ નહિ, પુસ્તકાલયની યોજનાં વિના અક્ષરજ્ઞાન નિષ્ફળ નીવડે, પણ એનો અર્થ એમ નહિ કે પુસ્તકાલય પહેલું અને પછી અક્ષરજ્ઞાન."

માધુ: "પણ બુદ્ધિના વિકાસ માટે પુસ્તકોની પહેલી જરૂરને?"

ગંગા: "હા, એ ખરૂં; પણ અક્ષરજ્ઞાન વિના પુસ્તકો શા કામનાં? અને તેથી અક્ષરજ્ઞાનની યોજનાની સાથે ને સાથે સરકાર પુસ્તકાલયની યોજના વિચારી રહી છે."

માધુ: "એ તો ઠીક, પણ કેળવણી માટે ફરજિયાત કાયદો કરવો જોઇએ કે પછી નવા અભણ રહેવાજ ન પામે".

ગંગા: "ફરજિયાત કેળવણી આ સાલથી શરૂ થઇ છે".

માધુ: "અને કેળવણી ફરજિયાત થઇ એટલે પુસ્તકાલય પણ ફરજિયાત કર્યેજ છૂટકો."

ગંગા: "કેળવણી અને પુસ્તકાલય એ બન્નેને જુદાં ન પાડી શકાય. સ્ત્રી અને પુરુષ મળી એકમ થાય, તેવું જ એકમ કેળવણી અને પુસ્તકાલયનું."

ગરીબને ધનભંડારથી જેટલો હર્ષ થાય તેથી અધિક માધુને પુસ્તકોથી થતો હતો. ને તેની પ્રશંસા કરતાં બોલ્યો: "પુસ્તક તો જીવનમિત્ર છે."

ગંગા: "હમણાં મેં એક ચોપડી વાંચી તેમાં પણ હતું કે પુસ્તક મનુષ્યનો સાચો મિત્ર છે. આપત્તિમાં મનુષ્યને માનવમિત્ર તજી દે છે, પણ પુસ્તક તેનો ત્યાગ કરતું નથી."

માધુ: "મારા વાંચવામાં એ ન આવ્યું".

ગર્વથી ગંગાએ કહ્યું: "પહેલાં તો મોટી મોટી વાતો કરતા હતા. મારા જેટલી વાંચવાની ય ઝડપ કયાં છે! તમે તો હજી 'કિશોરમાળા'માંથી 'હેન્રી ફોર્ડ', 'અબ્રાહામ લિંકન', 'જમશેદજી તાતા,' વગેરે વાતો કયાં વાંચી છે!"

ગંગાની દલીલને તોડતાં માધુ બોલ્યો: "પણ તારે આખો દિવસ કામે ય શું? અને હું તો રાતે જાગીને વાંચું એટલું જ ને?"

હસતી હસતી ગંગા બોલી: "મિયાં પડ્યા, પણ તંગડી ઊંચી ને ઊંચી!"

# સંપૂર્ણ દારૂનિષેધ

મનુષ્યની શક્તિ અને સાધનસંપત્તિના સંગ્રહાર્થે આ મહાન પગલું ભરી આગળ વધવાને, જેઓ સમજપૂર્વક કે સમજણ વિના, ના પાડે છે તેઓ, ચોક્કસ, સુધરેલી દુનિયામાં પછાતપદ ભોગવવાનું પસંદ કરે છે.

—ડો. ટોમસ કાર્વર.
(હાર્વર્ડ વિદ્યાપીઠ).

# પંડિત જવાહરલાલજી
# કવિ, દ્રષ્ટા અને નેતા

લેખક :
શ્રી. ગુલાબદાસ બ્રોકર.

પંડિત જવાહરલાલ નહેરુ મહાન રાજદ્વારી નેતા છે, સબળ ક્રાંતિકાર છે, જગતભરમાં મશહૂર યોદ્ધા છે, ભાવનાશીલ પોતે છે અને પોતાની ભાવનાનો અન્યને ચેપ લગાડવાનું અતુલ સામર્થ્ય તેમનામાં છે, એ બધી વાતો એટલી બધી પ્રસિદ્ધ છે કે એ વિશે તો નાનું બાળક પણ જાણતું હોય. તેમની સુંદર સબળ કાયા, અન્યને આકર્ષી લેતું અને પરાભવ પમાડતું તેમનું અજોડ વ્યક્તિત્વ, સાહસોને ભેટવા હંમેશાં આતુર રહેતું તેમનું વીરત્વ, તેમની પ્રખર દેશભક્તિ અને ભાવનાઓના જગતમાં રાચી રહેવાની તેમની અદમ્ય વૃત્તિ, તેમની આંખોનું તેજ અને અવાજનો કંપ— તેમની કેટકેટલી સિદ્ધિઓ અને શક્તિઓથી આપણે બધાં સુપરિચિત છીએ ?

આ બધી સિદ્ધિઓ અને શક્તિઓએ તેમને માત્ર હિંદુસ્તાનના કે એશિયાના જ નહિ પણ સમસ્ત જગતના માન અને આદરના અધિકારી બનાવી દીધા છે. આટલાં બધાં તત્ત્વોમાંથી એકાદ પણ તત્ત્વ, જવાહરલાલમાં વિકાસ પામ્યું છે એટલા પ્રમાણમાં બીજી કોઈ વ્યક્તિના વ્યક્તિત્વમાં વિકાસ પામે તો એ વ્યક્તિ એ ક્ષેત્ર પુરતી તો ખરેખર મહાન બની જાય. ત્યારે આટલાં તત્ત્વોનો આવો મહાન વિકાસ પંડિતજીને જગત સમસ્તના આટલા આદરના અધિકારી બનાવે તેમાં આશ્ચર્ય પણ શું હોઈ શકે ?

એમની બધીયે સિદ્ધિઓનું, જવાહરલાલના આખાએ વ્યક્તિત્વનું, તેમના જીવનના વિધવિધ પાસાંઓએ એકત્વ પામી રચેલા સુમેળમય સંવાદનું વર્ણન કરવા બેસીએ તો તો મોટા કદનું એકાદ પુસ્તક પણ ઓછું પડે, ને એ કરવા જનાર પાસે વિશિષ્ટ શક્તિની અપેક્ષા પણ રહે. આવા નાનકડા લેખમાં તો એમના આ અપૂર્વ શક્તિસમુચ્ચયમાંથી એકાદ અંગ ઉપર ઉડતી નજર જ નાખી શકાય. એ કરી જોવાનો પ્રયત્ન હું કરીશ.

એ અંગ તે પંડિતજીની સાહિત્યિક પ્રતિભા. રાજકારણમાં આટલાં આટલાં વર્ષોથી ગળાબૂડ ડૂબેલા રહેતા હોવા છતાં, હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી વર્ષો થયાં એ ઘૂમતા રહ્યા હોવા છતાં તેમણે લખેલાં પુસ્તકોની પૃષ્ઠસંખ્યા એકલા પુસ્તકો લખવાના વ્યવસાયમાં રત રહેલ કોઇ વિદ્વાન લેખકના હૃદયમાં યે ઈર્ષ્યા પ્રેરે એટલી મોટી છે. ને એ લખાણોની ગુણવત્તા તો અત્યારની દુનિયાના વિચારવંત લેખકોમાં સહેજે એમને માનભર્યું સ્થાન અપાવે એવી છે.

શબ્દની શક્તિ તો આદિકાળથી માનવજાતિએ સ્વીકારી છે. શબ્દબ્રહ્મનો સ્વીકાર એ જ હકીકત સિદ્ધ કરે છે. મનુષ્યને અન્ય પ્રાણીસૃષ્ટિની સરખામણીમાં જે અગણિત સામર્થ્યવાળી અનેક શક્તિઓ સાંપડી છે તેમાં આ શબ્દના વિનિયોગની શક્તિ—વાણીની શક્તિ—એ એક વિશિષ્ટ શક્તિ છે.

એ વિશિષ્ટ શક્તિનો કેટલો સમર્થ ઉપયોગ કેટલી સફળતાપૂર્વક જવાહરલાલજી કરી શક્યા છે તેનો પુરાવો તો તેમના ગમે તેવા લખાણ ઉપર અછડતી નજર ફેંકનારને પણ મળી રહે. તેમની ભાષામાં જ એક જાતનું એવું ગૌરવ વસેલું છે કે વાંચનાર એકવાર જરા જેટલી પણ નજર એમના લખાણમાં ડુબાડે તો પછી એ લખાણ પુરું કર્યા વિના તેને ચેન જ ન પડે. ને એ ભાષાની પાછળ રહેલી વિચાર અને ભાવનાની સૃષ્ટિ અને સૂક્ષ્મ વિદ્વત્તા તો ગમે એવા વિશેષજ્ઞોને પણ મુગ્ધ કરી દે.



ચિન્તનમગ્ન જવાહરલાલજી

પંડિતજી ગમે તે વિષય ઉપર લખતા હોય તો પણ ઉપર કહેલા ગુણો તો એમના લખાણોમાં ઉપસી આવે જ—પછી ભલેને એ લખાણ પ્રાણીશાસ્ત્ર વિશે એમની પુત્રીને લખેલા પત્રોનું હોય કે Discovery of India જેવા મહાગ્રંથનું હોય.

એ પ્રાણીશાસ્ત્ર ચર્ચતા પત્રો અને આ 'ડિસ્કવરી ઓફ ઇન્ડિયા,' જવાહરલાલજીની શરૂઆતની એ પુસ્તિકા અને આ મહાગ્રંથની પ્રસિદ્ધિની વચ્ચેના ગાળામાં કેટલું બધું તેમણે લખ્યું ! કેટલા વિષયોને કેટલી બધી કુશળતાથી તેમણે ચર્ચ્યા છણ્યા, તેમની મર્મગામી બુદ્ધિના સ્પર્શે અંકિત કરી દીધા ? જગતના ઇતિહાસનું રેખાદર્શન, જગતના આત્મકથા સાહિત્યમાં અનેરી ભાત પાડતી તેમની આત્મકથા, અન્ય પ્રસંગોચિત પાર વિનાનાં લખાણો, પોતે પોતાનું જુદા જ નામે સ્ફૂટ શૈલીમાં દોરેલું રેખાચિત્ર, અદ્દભુત કવિત્વથી ભરેલાં તેમનાં અમુક ભાષણો, ઘણું બધું, યાદ કરતાં માત્ર, નજર સામે તરી રહે છે.

આટઆટલી વિદ્વત્તાનો, સૂક્ષ્મ હકીકતો અને વીગતોનો બોજો વહેનાં હોવા છતાં આ બધાં યે લખાણો ઝડપથી, આતુરતાપૂર્વક, તત્પરતાથી વાંચી જવાય છે, એકવાર હાથમાં લીધા પછી નવલકથા જેટલા રસથી વંચાય છે તેનું કારણ તો તેના લેખકનું ભાષા ઉપરનું અને તેમને કહેવાના વિષય ઉપરનું પ્રભુત્વ તો ખરું જ, પણ એથી યે વિશેષ સબળ કારણ સૃષ્ટિ હંમેશાં ઘડતો રહે છે અને એ સર્જનના કાર્યની સાથે સાથે જ જૂની થઈ ગયેલી સૃષ્ટિનો વિલય એની મેળે જ થતો જતો હોય છે. પણ એ વિલય કરવાનું કે એની કલ્પનાની સૃષ્ટિને વાસ્તવમાં નિર્માણ કરવાનું કામ સામાન્ય રીતે બીજા હાથોએ કરવાનું હોય છે. એ વિલય અને નિર્માણ જેવા સાધારણ રીતે તો બિચારો કવિ જીવતો પણ ભાગ્યેજ રહેતા પામે છે.

પણ કવિ જવાહરલાલની વિશેષતા તો એ છે કે સ્વપ્નો જોનારી દૃષ્ટિ, ભાવના સેવનાર હૃદય, અને નવું નિર્માણ કરનારું બાહુબળ એમનામાં એકી સાથે આવી વસ્યાં છે. આ યોગ વિરલ છે અને એટલે જ એ ત્રિવિધ યોગ એમને હિંદભરના લાડીલા અને જગતના સન્માનને યોગ્ય બનાવ્યા છે.

આ નાનું એવું ચિત્ર પૂરું કરતાં પહેલાં એમના લખાણમાંથી થોડી પ્રસાદી મેળવી લઈએ.

"કારાવાસમાં મેં ગાળેલાં એ વર્ષો ! એકલે બેઠે બેઠે, મારા વિચારોથી ઘેરાએલા મેં કેટલી કેટલી ઋતુઓને અનંતતામાં સરી જતી જોઈ છે ! કેટલા કેટલા ચંદ્રોને મેં વિકાસ પામતા અને ઘસાઈ જતા નિરખ્યા છે; અને અટક્યા વિના, ગૌરવાન્વિત રીતે વ્યોમમાં વિહાર કરતા તારાઓનાં કેટલાં કેટલાં નાટકો મેં નિહાળ્યાં છે ! મારા યૌવનની કેટલી કેટલી ગઈ કાલો અહીં દટાયેલી પડી છે ! અને કોઈ કોઈ વાર આ મૃત્યુ પામેલી ગઈ કાલોના ભૂતોને,

શોધ માથે લીધી નથી, અને જૂની રીતિઓથી દૂર પડી ગયા હોઇ, વર્તમાન માટે તેમને કોઈ માર્ગ સૂઝતો નથી. તે સ્વપ્નો સેવતા નથી કે કાર્ય કરતા નથી. મહાન ફ્રેંચ ક્રાંતિ કે રશિયન ક્રાંતિ જેવા માનવ ઉલ્કાપાતોની તેમને સમજણ નથી. વર્ષોથી દબાયેલી માનવઆકાંક્ષાઓ વિચિત્ર, ઝડપી અને ક્રૂર રીતે બહાર ધસી આવતાં તેઓ ભય પામે છે. તેમને માટે બાસ્ટીલ હજી પડયું જ નથી. (આત્મકથા પૃ. ૪૧૪.)

પહેલા ફકરાની ચિંતનમય કવિતા અને આમાંનું કવિત્વમય ચિંતન, કેટલાં આહ્લાદક બની જાય છે! એ વાંચનાં યે હૃદય એક જાતની ધન્યતાથી ભરાઈ જાય છે, ઉભરાય જાય છે!

વર્ષો પહેલાં એવું વાંચ્યાનું યાદ આવે છે કે મહાત્માજીને મળવા ગયેલ રાજસ્થાની પ્રજાના કાર્યકર્તાઓને તેમણે કહ્યું હતું: "તમારી ચળવળ માટેની ભાવના માટે અને પ્રસ્તાવને યોગ્ય શબ્દાવલી માટે તમે જવાહરલાલ પાસે જજો. એ તમને ભાવના અને વાણી આપશે. એ કવિ છે."

વાત તદ્દન સાચી છે. જવાહરલાલ કવિ છે.

## મહાત્માજીના વારસ

ઇ. સ. ૧૯૨૮માં મહાત્માજી નૈનિતાલ ગયા ત્યારે હું સર મીતુભાઇનાં કુટુંબ સાથે, એ ગિરિ નિવાસને સ્થળે ગયો હતો.

દરરોજ મહાદેવ અમારે ત્યાં સ્નાન કરવા અને સવારના ચહા નાસ્તા માટે આવતા ત્યારે તે વખતના રાજકિય વિષયો પર વાતો થતી. એક દિવસ મહાત્માજી પછી એમનું કાર્ય કોણ આગળ ચલાવશે એ વિષે લંબાણ વાતો થઈ હતી.

મે એક પછી એક ઘણા યુવાન રાજદ્વારીઓનાં નામ દીધાં અને પુછ્યું કે એ મહાત્માજીના વારસ થઈ શકશે કે નહીં? મહાદેવ તે દરેકના ગુણ અવગુણ તારવતા જાય અને નિરાશા દર્શાવતા જાય કે અમુકમાં બુદ્ધિની કરોડ નથી, અમુકમાં ઉચ્ચ હૃદય નથી, અમુકમાં કલ્પનાશક્તિ નથી વગેરે.

આખરે અમે મહાત્માજી પછી કોઈ એમનું જીવનકાર્ય અગાડી નહીં ચલાવી શકે એવી નિરાશામય મનોદશાએ પહોંચીને છુટા પડવાની તૈયારીમાં હતા અને નૈનિતાલના સૃષ્ટિ સૌન્દર્યની, ત્યાંના મનોહર દૃશ્યોની વગેરે વાતોમાં પડયા.

જતાં જતાં મહાદેવે મને કહ્યું કે "દાક્તર! તમે જવાહરલાલ વિષે મને કેમ ના પુછ્યું?" મને લાગે છે કે મહાત્માજી પછી એમનું જીવન કાર્ય પંડિત જવાહરલાલ આગળ ચલાવશે.

એમનામાં સ્વદેશાભિમાન, તરવરાટ, વિદ્વત્તા, સ્વાર્થત્યાગ, કવિત્વ વગેરે એટલું બધું ભર્યું છે કે આપણે નિરાશ થવાની જરૂર નથી.

હું રાજી થયો અને અમે હરખભેર અને આશાભર્યા છુટા પડયા.

—ડૉ. હરિપ્રસાદ દેસાઈ

પંડિતજી ગમે તે વિષય ઉપર લખતા હોય તો પણ ઉપર કહેલા ગુણો તો એમના લખાણોમાં ઉપસી આવે જ—પછી ભલેને એ લખાણ પ્રાણીશાસ્ત્ર વિશે એમની પુત્રીને લખેલા પત્રોનું હોય કે Discovery of India જેવા મહાગ્રંથનું હોય.

એ પ્રાણીશાસ્ત્ર ચર્ચતા પત્રો અને આ 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા,' જવાહરલાલજીની શરૂઆતની એ પુસ્તિકા અને આ મહાગ્રંથની પ્રસિદ્ધિની વચ્ચેના ગાળામાં કેટલું બધું તેમણે લખ્યું? કેટલા વિષયોને કેટલી બધી કુશળતાથી તેમણે ચર્ચી છણ્યા, તેમની મર્મગામી બુદ્ધિના સ્પર્શો અંકિત કરી દીધા? જગતના ઇતિહાસનું રેખાદર્શન, જગતના આત્મકથા સાહિત્યમાં અનેરી ભાત પાડતી તેમની આત્મકથા, અન્ય પ્રસંગોચિત પાર વિનાનાં લખાણો, પોતે પોતાનું જુદા જ નામે રમૂજી શૈલીમાં દોરેલું રેખાચિત્ર, અદ્‌ભુત કવિત્વથી ભરેલાં તેમનાં અમુક ભાષણો, ઘણું બધું, યાદ કરતાં માત્ર, નજર સામે તરી રહે છે.

આટઆટલી વિદ્વત્તાનો, સૂક્ષ્મ હકીકતો અને વીગતોનો બોજો વહેતાં હોવા છતાં આ બધાં યે લખાણો ઝડપથી, આતુરતાપૂર્વક, તત્પરતાથી વાંચી જવાય છે, એકવાર હાથમાં લીધા પછી નવલકથા જેટલા રસથી વંચાય છે તેનું કારણ તો તેના લેખકનું ભાષા ઉપરનું અને તેમને કહેવાના વિષય ઉપરનું પ્રભુત્વ તો ખરું જ, પણ એથી યે વિશેષ સબળ કારણ જવાહરલાલમાં રહેલી સૂક્ષ્મ કવિત્વશક્તિ જ છે. જે કોઇ વિષયને એ સ્પર્શે છે એને એ કવિતાથી સભર કરી મૂકે છે. "ડિસ્કવરી ઑફ ઇન્ડિયા" જેવા પ્રાચીન ભારતના ગૌરવ વર્ણવતા ગ્રંથમાં તો એ કાવ્યતત્ત્વને ઝળકવાનો પૂરેપૂરો અવકાશ રહે અને ત્યાં તો એ સોળે કળાએ ઝળકી ઉઠે છે જ પણ બીજાં લખાણોમાં યે એનું અસ્તિત્વ તરત જ જણાઈ આવે છે. તેમનું જીવનકથાનું પુસ્તક પ્રગટ થતાં તેમની કાવ્યમયતા તો જણાઇ આવી જ હતી. સાથે સાથે કવિતાનું તેમનું વિશાળ વાંચન અને એ પ્રત્યેનો તેમનો પ્રેમ પણ સ્પષ્ટ દેખાઇ આવતો હતો. સુંદર કેશકલાપને વિવિધરંગી પુષ્પોથી ભરી દેતાં હોય એવાં, એ સુંદર પુસ્તકમાં આવતાં કાવ્યોનાં ટાંચણો એ પુસ્તકની રસમયતા અનેકગણી વધારી મૂકતાં હતાં.

સ્વપ્નો જોવાં અને આદર્શ સૃષ્ટિની ભાવના સેવવી એ કવિઓનો નિર્બાધિત અધિકાર લેખાયો છે. એ ભાવનાઓને વાસ્તવમાં સિદ્ધ કરવા માટે બીજા માણસોની જરૂર પડે છે. કવિ તો એની કલ્પનામાં જ રાચતો હોય છે, એ નવી નવી સૃષ્ટિ હંમેશાં ઘડતો રહે છે અને એ સર્જનના કાર્યની સાથે સાથે જ જૂની ઘસાઈ ગયેલી સૃષ્ટિનો વિલય એની મેળે જ થતો જતો હોય છે. પણ એ વિલય કરવાનું કે એની કલ્પનાની સૃષ્ટિને વાસ્તવમાં નિર્માણ કરવાનું કામ સામાન્ય રીતે બીજા હાથોએ કરવાનું હોય છે. એ વિલય અને નિર્માણ એવા સાધારણ રીતે તો બિચારો કવિ જીવતો પણ ભાગ્યેજ જોવા પામે છે.

પણ કવિ જવાહરલાલની વિશેષતા તો એ છે કે સ્વપ્ન જોનારી દૃષ્ટિ, ભાવના સેવનાર હૃદય, અને નવું નિર્માણ કરનારું બાહુબળ એમનામાં એકી સાથે આવી વસ્યાં છે. આ યોગ વિરલ છે અને એટલે જ એ ત્રિવિધ યોગ એમને હિંદભરના લાડીલા અને જગતના સન્માનને યોગ્ય બનાવ્યા છે.

આ નાનું એવું ચિત્ર પૂરું કરતા પહેલાં એમના લખાણમાંથી થોડી પ્રસાદી મેળવી લઇએ.

"કારાવાસમાં મેં ગાળેલાં એ વર્ષો! એકલો બેઠો બેઠો, મારા વિચારોથી ઘેરાયેલા મેં કેટલી કેટલી ઋતુઓને અનંતતામાં સરી જતી જોઇ છે! કેટલા કેટલા ચંદ્રોને મેં વિકાસ પામતા અને ઘસાઈ જતા નિરખ્યા છે; અને અટક્યા વિના, ગૌરવાન્વિત રીતે વ્યોમમાં વિહાર કરતા તારાઓનાં કેટલાં કેટલાં નાટકો મેં નિહાળ્યાં છે! મારા યૌવનની કેટલી કેટલી ગઇ કાલો અહીં દટાયેલી પડી છે! અને કોઇ કોઈ વાર આ મૃત્યુ પામેલી ગઈ કાલોના ભૂતોને, હૃદયભેદક સ્મૃતિઓને જાગૃત કરતા ફરી ઊભા થતા હું જોઇ રહું છું. તેઓ મને કાનમાં પૂછે છે: "આ બધામાં કશો અર્થ હતો?" (આત્મકથા પૃ. ૫૯૮.)

વળી એક બીજો ફકરો એ જ પુસ્તકમાંથી: "નિસર્ગના ગૂઢ જીવનની અસર પારખવી, આપણા કાનની પાસે જ તેનો ગુંજારવ સાંભળવો, એના સ્પર્શે આપણે ઝણઝણી અને ધ્રૂજી ઊઠવું, એ કમભાગ્યે, આપણામાંથી ઘણાખરા માટે નથી. એ દિવસો તો ગયા જ. પરંતુ જો કે નિસર્ગમાંના દૈવીતત્ત્વના દર્શન આપણે પહેલાં કરી શકતા હતા તેવા હવે ન કરી શકતા તોએ માનવજીવનની ભવ્યતા અને કરુણતા તેના બળવાન સ્વપ્નો અને આંતરમંથનોમાં તેનાં દર્દો અને નિષ્ફળતાઓમાં, મહાન ભાવિ વિશેની તેની શ્રદ્ધામાં અને એ સ્વપ્નોની સિદ્ધિમાં આપણે એ તત્ત્વને શોધવા મથવા છીએ આવી શોધ કરનારાઓને ભાગે આવતાં હૃદયભેદક તત્ત્વે આપણે સહન કર્યા છે, અને ઘણી યે વાર આપણાં જીવનનાં દુઃખનાઓથી પર બની ગયા છીએ. પણ ઘણાઓએ આ

શોધ માથે લીધી નથી, અને જૂની રીતિઓથી દૂર પડી ગયા હોઇ, વર્તમાન માટે તેમને કોઈ માર્ગ સૂઝતો નથી. તે સ્વપ્નો સેવતા નથી કે કાર્ય કરતા નથી. મહાન ફ્રેંચ ક્રાંતિ કે રશિયન ક્રાંતિ જેવા માનવ ઉલ્કાપાતોની તેમને સમજણ નથી. વર્ષોથી દબાયેલી માનવઆકાંક્ષાઓ વિચિત્ર, ઝડપી અને ક્રૂર રીતે બહાર ધસી આવતાં તેઓ ભય પામે છે. તેમને માટે બાસ્ટીલ હજી પડ્યું જ નથી. (આત્મકથા પૃ. ૪૧૪.)

પહેલા ફકરાની ચિંતનમય કવિતા અને આમાંનું કવિત્વમય ચિંતન, કેટલાં આહ્લાદક બની જાય છે ! એ વાંચતાં વે હૃદય એક જાતની ધન્યતાથી ભરાઈ જાય છે, ઉભરાઇ જાય છે !

વર્ષો પહેલાં એવું વાંચ્યાનું યાદ આવે છે કે મહાત્માજીને મળવા ગયેલ રાજસ્થાની પ્રજાના કાર્યકર્તાઓને તેમણે કહ્યું હતું : "તમારી ચળવળ પાછળની ભાવના માટે અને પ્રસ્તાવને યોગ્ય શબ્દાવલી માટે તમે જવાહરલાલ પાસે જજો. એ તમને ભાવના અને વાણી આપશે. એ કવિ છે."

વાત તદ્દન સાચી છે. જવાહરલાલ કવિ છે.

## મહાત્માજીના વારસ

ઇ. સ. ૧૯૨૮માં મહાત્માજી નૈનિતાલ ગયા ત્યારે હું સર ચીનુભાઇના કુટુંબ સાથે, એ ગિરિ નિવાસને સ્થળે ગયો હતો.

દરરોજ મહાદેવ અમારે ત્યાં સ્નાન કરવા અને સવારના ચહા નાસ્તા માટે આવતા ત્યારે તે વખતના રાજકિય વિષયો પર વાતો થતી. એક દિવસ મહાત્માજી પછી એમનું કાર્ય કોણ આગળ ચલાવશે એ વિષે લંબાણ વાતો થઈ હતી.

મેં એક પછી એક ઘણા યુવાન રાજદ્વારીઓનાં નામ દીધાં અને પુછ્યું કે એ મહાત્માજીના વારસ થઈ શકશે કે નહીં ? મહાદેવ તે દરેકના ગુણ અવગુણ તારવતા જાય અને નિરાશા દર્શાવતા જાય કે અમુકમાં બાહ્ડાની કનોડ નથી, અમુકમાં ઉચ્ચ હૃદય નથી, અમુકમાં કલ્પનાશક્તિ નથી વગેરે.

આખરે અમે મહાત્માજી પછી કોઈ એમનું જીવનકાર્ય અગાડી નહીં ચલાવી શકે એવી નિરાશામય મનોદશાએ પહોંચીને છુટા પડવાની તૈયારીમાં હતા અને નૈનિતાલના સૃષ્ટિ સૌન્દર્યની, ત્યાંના મનોહર દૃશ્યોની વગેરે વાતોમાં પડ્યા.

જતાં જતાં મહાદેવે મને કહ્યું કે "દાક્તર ! તમે જવાહરલાલ વિષે મને કેમ ના પુછ્યું ?" મને લાગે છે કે મહાત્માજી પછી એમનું જીવન કાર્ય પંડિત જવાહરલાલ આગળ ચલાવશે.

એમનામાં સ્વદેશાભિમાન, તરવરાટ, વિદ્વત્તા, સ્વાર્થત્યાગ, કવિત્વ વગેરે એટલું બધું ભર્યું છે કે આપણે નિરાશ થવાની જરૂર નથી.

હું રાજી થયો અને અમે હરખભેર અને આશાભર્યા છુટા પડ્યા.

—ડૅા. હરિપ્રસાદ દેસાઈ




ડગુમગુ ડોસો લાકડી ઝાલી, હેતે હાલ્યા નિશાળ;
લોક હસે દઈ તાળીઓ હાથે આ તે કેવો કાળ
અલ્યા, ઘર ગાંઠમાં ઘાલ્યાં
ભાભાજી ભણવા હાલ્યા!

એક કહે કે ડોસલા કેરી ડાગળી છટકી આજ;
ધોળાં થયાં ત્યારે એકડા ઘુંટતાં આવવી જોયે લાજ!
ઘડો હોયે પાકટ જેને
ચઢાવ્યા કાંઠલા કેણે?

બીજો કહે એની સાઠે બુદ્ધિ, નાઠી દીસે ભાઈ;
'ગાંધીવાળા'માં ખપવા કાજે કરતો દીસે ભવાઈ
ધોળા પર કરશે કાળું
ભણશે શું કપાળ મારું?

લોકોની નિંદાખોરી કેરી ચિંતા મેલી દૂર;
ઘરડે ઘડપણ દાખવ્યું ડોસે જુવાન જેવું નૂર
ભાભાના આતમ જાગ્યા
ઊંધું ઘાલી ભણવા લાગ્યા.

લખતાં વાંચતાં શીખ્યા ભાભા બોલે કડકડાટ પાઠ;
લોક બધું મ્હોંમાં આંગળી ઘાલે ડોસાએ વાળ્યો દાટ
અલ્યા આ તો પોપટ પેરે
વાંચે જાણે ફુલડાં વેરે!

એકે જોયું બીજાએ જોયું ત્રીજે જોયો લાભ!
અજ્ઞાનતાનું આપોઆપે ચીરાવા લાગ્યું આભ.
બધાને લાગિયું એવું
માળું છે તો ભણવા જેવું.

પાંચ પચીસ ત્યાં ટોળે વળીને આવ્યા ભાભાની પાસ
અમને યે ભણવાની ભાભા દીલમાં જાગી હોંસ
રહ્યા આજ સુધી તો રાભા
હવે સાચે ભણશું ભાભા.

ભાભા બોલ્યા: "ભણવાનું છે. માતમ મોટું ભાઇ
આટલાં વર્ષે શીખીએ તેમાં શીદને લેખો નવાઈ,
રોસા હતા ગાંધી બાપુ
તોયે લાવી સ્વરાજ્ય આપ્યું.

વૃદ્ધાવસ્થા તોયે બાંધી જુવાન જેવી કેડ;
ઉજ્જડ રણમાં માંડી એણે અમ્મર ફળની ખેડ,
વિદેશીનું હીંકરૂં ફોડયું
ગુલામીનું બંધન તોડયું.

ત્યારે તમને પાકટ વયમાં ભણતાં આવે ચુંક;
રોળટપ્પા ને કુસંપ માંહે, મિથ્યા ઉશ્કેરો થુંક
નિરક્ષર રહીને રાચો
નથી એ મારગ સાચો.

વરસો જૂની નિંદર ત્યાગો, આવ્યાં આપણાં રાજ
આપણે રાજા, આપણે પરજા, કરવાં એવાં કાજ
અધિકારી બનવું સાચા
નથી લેશ રહેવું કાચા.

નિરક્ષરતા પાપ છે મોટું વાળ્યું એણે નખોદ;
આજ સુધી અંધારે રાખ્યા મનમાં હરિયા મોદ.
બની સાવ બાઘરબીલ્લા
એરૂ રાખ્યા પુરાણા ચીલા!

આજ સુધી એના પાપે હાલી શાહુકારી—શેઠાઇ;
'અંગુઠો' એક જીંદગી ભરનો જાલીમ બનતો ભાઇ,
પકાવ્યું, તે પરને ખાવા
અને રહ્યા આપણે બાવા!

'સત્તર પંચાં પંચાણું ને પાંચની મૂકી પટ!'
કાથળામાં પાંચ શેરી ખાલી થાતી 'તી કુટાકુટ
આઝાદીમાં અંધેર એવું
હવે નથી હાલવા દેવું.

ભણીગણીને ઝાલશું એનો હિસાબ કરતાં કાન;
ભણ્યા હશું તો છેતરનારા, રાખશે થોડું ભાન
ભણ્યાના ભેદ છે ઊંડા
હવે કાંઇ સુધરો ભૂંડા.

ભણીને ભાઇલા થોડું આપણે થાવું છે 'બાલીસ્ટર'
આપણે તો હળ-ચવડું રૂડાં, તો યે ભણુ ને ભણુ
ભણેલાનો આવ્યો જમાનો
અભણને બળાપો છાનો

નિરક્ષરતા દુઃખ છે મોટું લાવે બીજાં પાપ
વ્યસન, કુસંપ, કંગાલિયત—ની એ છે રે માબાપ
એને ટાળ્યે સઘળું જાશે
અને સાચો ઉદ્ધાર થાશે.

આપણી ભોમમાં હાલે આજે જનતા કેરૂં રાજ
ભણીગણીને લાયક થાવું એ છે આપણું કાજ
ત્યજીને આળસ એવે
શરમને મૂકવી નેવે.

ભાભા કેરૂં ભાષણ સુણી સમજ્યું આખું ગામ
ભણવા સઘળાં હાલ્યાં ભેળાં કેળવણીને ધામ
રાજીરેડ થઇને મહાલ્યા
ભાભાજી ભણવા હાલ્યા.

"નારદ"

---

## —કામદારોને—

તમે વાંચનાર તો શરાબ નહિ પીતા હો. પણ તમારા સાથીને સારૂ તમે કેમ જવાબદાર થઈ શકો? એ પ્રશ્નનો જવાબ એ છે કે સાથીને સારૂ જવાબદાર થવામાંજ સ્વરાજ છે. સાથીને મનાવવો અને શરમાવવો એ તમારૂં કામ છે. દારૂ પીનાર કામદારની તમે જ ચોકી કરો. એમના સુધારાનો બોજો તમારી ઉપર જ હોવો જોઇએ, અને આમ તમે તમારામાં દહાડે દહાડે સુધારા કરતા જાઓ ત્યારે જ પગારના વધારા, ઇનામો વગેરે શોભે. જો તમે સુધારા ન કરી શકો તો તમારી તરફ લોકલાગણી હંમેશાંને સારૂ ન રહી શકે એ તો તમે સમજી શકો એવી વાત છે.

—મહાત્મા ગાંધીજી.

# મદ્યનિષેધ

## ગરીબ પ્રજાને વિનાશના પંથે જતાં અટકાવતો, એની આર્થિક સ્થિતિ સંગીન બનાવતો અને ચારિત્ર્યબળ વધારતો એક રચનાત્મક કાર્યક્રમ

લેખિકા: શ્રી. તરંગિણીબહેન ચોળિયા, બી.એ., એલ.ટી. (લંડન)

### દારૂના વ્યસન પાછળની ભૂમિકા

જીવનની જરૂરિયાતોમાં આનંદ એ મુખ્ય વસ્તુ છે. શ્રમિત મન અને તનને પ્રફુલ્લિત કરવા મનુષ્ય સતત મથે છે. જીવનની રેંટમાળમાં પડતાં સુખદુઃખ ભૂલવા માણસ હમેશાં રસ્તા શોધ્યાજ કરે છે. મોટાં શહેરોના સવારથી સાંજ સુધી ઘડિયાળના કાંટા માફક ચાલતા જીવન (routine) થી ગમે તેવો માણસ ઘણીવાર કંટાળી જાય છે. ખાસ કરીને રસ્તો ન સુઝે એવી કૌટુમ્બિક અથવા આર્થિક મુંઝવણમાં પડેલો માણસ તે સત્ય ઘટનામાંથી પેલે પાર જઈ કાલ્પનિક સૃષ્ટિમાં ડોકીયું કરવાની અભિલાષા રાખે છે. રમતગમતનો શોખીન માણસ રમતગમતમાં પોતાનું મન પરોવી સુખદુઃખ ભૂલે છે. તેથી ઉતરતી કોટિનો માણસ સીનેમા, નાટક એવી વસ્તુને લાભ આપી પોતાનું મન બહેલાવે છે. પણ તેનાથી નાચી પંક્તિનાં માણસો પોતાનું દુઃખ ભૂલવા કાંઇક કેફી પીણાનો આશ્રય લે છે. ઘણાં માણસો કલાકો સુધી બીડી અથવા સીગારેટ પીતા પીતા મ્હાના કપની સમીપમાં બેસીને આનંદ ભોગવી શકે છે. પણ કેટલાક જીવો આનાથી વધારે exciting stimulunt લે તોજ પોતાનું દુઃખ વિસરી શકે છે. ક્રમે ક્રમે હલકી સોબત અને મેલું મન એ મનુષ્યને દારૂ, ગાંજો અને બીજી એવી વસ્તુની ટેવ પાડે છે. શરૂઆતમાં તો માણસનું મન ભૂલથી પરતાય છે પણ જે સંજોગોમાં એ પહેલી ભૂલ કરે છે તે સંજોગો ફરી ઉભા થતાં દારૂની ટેવ પડી વ્યસન રૂપે તેને વળગે છે. એક વખત એ વ્યસન થઇ ગયું પછી જેમ આપણે અંધારું થતાં દિવો કર્યા વિના રહેતાં નથી તેમ એ પણ એના મુકરર સમયે દારૂ પીધા વિના રહેતો નથી. એના દુઃખનો એ વેસામો છે એટલેજ એ પીએ છે એમ પછી રહેતું નથી. સુખી હોય કે દુઃખી પણ એને દારૂ પીધા વિના ચેનજ નથી પડતું. શરૂઆતમાં એ ડંખતે અંતરે પીતો હશે પણ પછી તો આનંદથી અને ગર્વથી પીએ છે. એને પોતાને દારૂથી થતા નુકસાનનું ભાન હોતું નથી. દારૂ એને ચડે છે એટલે દારૂ પીધા પછી પોતે કેવો ગાંડો બની જાય છે અને જે કુટુમ્બીઓ અને દુનિયાનાં લોકો પ્રત્યે પોતે વર્તતો હોય ત્યારે કેવો હતો તે વાતજ ભૂલી જાય છે. ગાંડો બની ઘરની સ્ત્રીને છોકરાંને મારે છે અને દરેક જાતનો ત્રાસ આપે છે. દારૂથી આવું એકલું માનસિકજ નુકસાન થતું નથી પણ એનાથી વધારે નુકસાન તો વ્યસની માણસને લાંબે ગાળે શરીર પર થાય છે. દારૂ અતિશય ગરમ (strong) હોવાથી શરીરના અવયવોને નકામા બનાવી દે છે અને મનુષ્યના આયુષ્યનાં વરસોને ખાઇ જાય છે. પૈસે ટકે માણસ ખુવાર થાય છે. કેમકે દારૂની બુરી ટેવ સાથે બીજી હલકી સોબત અને વેશ્યાવાડે જતો માણસ થઇજ જાય છે.

આ બધામાંથી માણસનો ઉદ્ધાર કરવા આપણા દેશમાં પૂજ્ય મહાત્માજીએ દારૂબંધીનો સને ૧૯૨૧માં ઢંઢેરો પીટયો ને આખા દેશને દારૂથી થતા નુકસાનનું ભાન આપ્યું. એ સંત પુરૂષનાં ઢંઢેરાનો નાદ આખા હિન્દમાં સંભળાયો ને ઠેકાણે ઠેકાણે દારૂબંધી માટે પ્રબંધો થવા લાગ્યા.

### ૧૮૮૮માં અમદાવાદમાં સ્થપાયેલ મદ્યનિષેધક મંડળ

પણ ગુજરાતમાં તે પહેલાં એટલે ઈ. સ. ૧૮૮૮મ અમદાવાદમાં રા. બ. રણછોડલાલ છોટાલાલનાં પ્રમુખપણા નીચે એક મદ્યનિષેધક મંડળ સ્થપાયું હતું. પણ એ મંડળને જોઇએ તેટલો સત્કાર મળ્યો હતો નહિ. એ મંડળનાં ઉપાસકોના સિદ્ધાન્તો પ્રશંસનીય હતા. એના કાર્યકર્તાઓ અને પ્રમુખો માં સર ચીનુભાઇ, લાલશંકર ઉમિયાશંકર, સર રમણભાઇ નીલકંઠ, મંગળદાસ ગિરધરદાસ તથા હાલનાં પ્રમુખ શ્રી. ડૉ. જોસફ બેનજામીન છે. અને એ મંડળ હજુ પોતાના ગજા પ્રમાણે કામ કરે છે. આ સંસ્થાની પ્રવૃત્તિ ઇ. સ. ૧૯૨૧નાં અસહકારની પ્રવૃત્તિને મળતીજ હતી. જેવી કે જાહેર વ્યાખ્યાન કરવાની, પીઠા આગળ જઇ દારૂ પીનારને સમજાવવાની, ગામડાંમાં ફરી દારૂ નિષેધનો બોધ આપવાની વગેરે હતી. આ સંસ્થાએ પોતાનું બનતું કરેલું પણ લોકમત જાગૃત નહિ હોવાથી તેનો સાદ પૂરતા પ્રમાણમાં સાંભળી શકાયો નહિ.

મહાત્માજીનાં રાજકીય આંદોલનોમાં દારૂબંધી વિદેશી પડના બહિષ્કાર જેટલોજ બલ્કે તેથી પણ વિશેષ સમાજ-સુધારાની દૃષ્ટિએ ભાગ ભજવે છે. એમના પ્રયાસથી મહાસભામાં દારૂથી થતી પાયમાલી તરફ જનતાનું ધ્યાન અને સહાનુભૂતિ દોરાયાં. મધ્યમ અને ઉચ્ચ કુટુમ્બની સ્ત્રીઓ ત્યારે દારૂનાં પીઠા આગળ પીકેટીંગ કરી તે વખતની સરકારની સામે થઈ ત્યારે કામદાર વર્ગના ભાન ભૂલેલા પુરુષોની ભાઈઓનાં મનમાં પોતે કાંઈક ખોટું કરી રહ્યા છે તેની ઊંડી ઊંડી અસર થવા લાગી. લાંબા લાંબા ભાષણો ને ચર્ચાઓ જે ચીજ ન કરી શકી તે આ બહેનોના એ પ્રેમની શક્તિએ કરી બતાવ્યું. દારૂડીઆનું બીભત્સ અને વર્તન આ બહેનોએ સહન કરી તેમનાં અંતરમાં ચળવળ કરાવી. બદીમુક્ત થયેલા માણસોને જોઈ બીજાઓએ પણ તેમનો દાખલો લેવા માંડ્યો.

### દારૂબંધી—રાષ્ટ્રપિતાનો પ્રધાન આદેશ

ત્યારપછી ૧૯૩૦ની સત્યાગ્રહની લડતમાં ફરી પછી આ પ્રવૃત્તિ સંગીનપાયા પર ઉપાડી લેવામાં આવી હતી. પણ તે વખતે આપણે પરદેશી સરકારનાં ગુલામ હતાં, સ્વતંત્ર નહોતાં એટલે આપણી આ પ્રવૃત્તિ જોઈએ તેટલી આગળ વધી ન શકી. દરમ્યાનમાં પૂ. ગાંધીજીએ સવર્ણ હિન્દુઓના હરિજનબંધુઓ તરફનાં અન્યાયી ગેરવર્તન સામે ઝુંબેશ ઉઠાવી. હરિજન બંધુઓમાં ઘર કરી ગયેલી દારૂની બદી પ્રત્યે જનતાનું આ સમયે ધ્યાન ખેંચાયું. આખા ગામનું મેલું ઉપાડી અને સાફસૂફીનું કામ કર્યા પછી પોતાના મનને સ્વચ્છ કરવા અને શારીરિક થાક ઉતારવા એ લોકો દારૂનો આશ્રય શોધતા થઈ ગયા છે. તે બદીમાં સ્ત્રી અને પુરુષ બંને એક સરખાંજ વ્યસની થઈ ગયાં છે. તેમની રોજીંદી આવકમાંથી મોટો ભાગ આ રીતે પીઠા-વાળાઓનાં ખીસ્સામાં જાય છે. બાકી રહેલા ભાગમાંથી માંડ માંડ તેમનું બે વખત પેટ પણ ભરાતું હોય. સમાજથી તુચ્છ ગણાયેલો આ વર્ગ જીવનની પારાવાર હાડમારીમાંથી ઊંચોજ નથી આવતો. પોતે દેવાદાર થઈ ગયો હોય છે ને રોજ લેણદારની ઉઘરાણીનાં દુઃખને ભૂલવા વધારે ને વધારે દારૂ પીતો જાય છે. પરિણામે સમાજની સહાનુભૂતિને આકર્ષવાને બદલે આ વર્ગ સમાજમાં વધારે તિરસ્કારને પાત્ર થાય છે.

પૂજ્ય ગાંધીજીની અનેકવિધ રચનાત્મક પ્રવૃત્તિમાં આ પ્રવૃત્તિ સૌથી વધારે અગત્યની છે. આ રચનાત્મક કાર્યમાં સેવા આપનારને કદાચ તખ્તીઓનાં ગગડાટ કે હારતોરા નહિ મળે પણ અંતરના આશિષ તો જરૂરજ મળશે.

### એ કાર્ય સંગીન પાયા ઉપર મૂકો

કોંગ્રેસ સરકારે જ્યારે પહેલીવાર પ્રાન્તનો વહીવટ હાથમાં લીધો ત્યારે કાયદેસર દારૂનિષેધનું કાર્ય ઉપાડેલું. તેમનાં ટૂંક રાજ્ય વહીવટમાં આ કાર્ય ઉપાડયું ન ઉપાડ્યા જેવુંજ થયું. કારણ તે પછી યુદ્ધ આવ્યું અને દારૂનિષેધની પ્રવૃત્તિ ઢંકાઈ ગઈ. અને કેટલેક અંશે પાછી પણ હઠી. પણ હવે જ્યારે ફરીથી આપણી સરકાર આવી છે અને આપણે સ્વતંત્ર થયાં છીએ એટલે પાછલા અનુભવોનો લાભ લઈ આ કાર્ય સંગીન પાયા પર મુકાશે એવી આશા રાખીએ તો જરાપણ વધારે પડતું નથી.

### કહેવાતા સુધરેલાઓને

આ તકે પરદેશી દારૂની બદીમાં પડેલા આપણા મધ્યમ અને ઉચ્ચવર્ગનાં કેટલાક ભાઈ બહેનોનાં વર્તન માટે ઇશારો કરવો જરૂરી છે. આપણા કેળવાયેલા ને સુધરેલા સમાજમાં પણ, માનસિક શ્રમ ટાળવા કે 'સુધરેલા' કહેવડાવવાની ખાતર અથવા પોતે પરદેશ જઈ પોતાની જાતને ચળકાટ લગાડી આવ્યા છે એમ જણાવવા. વિલાયતી દારૂ પીનાં ઘણાં ભાઈ બહેને થઈ ગયાં છે. તે ઉપરાંત મુંબઈ જેવાં શહેરોની મોટી હોટેલો અને કલબોમાં દારૂ એ સૌથી મોટું આકર્ષણ છે. છે. આ વાત ઘણીજ શોચનીય અને શરમ ભરેલી છે. આ પીનારા ભાઈ બહેનો દારૂ પીનેજ મુંગા રહેતાં હોય તો ઠીક પણ પોતાના વ્યસનોનો બચાવ કરે છે ત્યારે અતશય દુઃખ થાય છે. પોતાના દુર્ગણો દૂર કરવાને બદલે પરદેશમાં ચાલતા આ રિવાજની તરફેણમાં ચર્ચા કરે છે ત્યારે અસહ્ય લાગે છે. મદ્યનિષેધના નવા કાનૂનોમાં આ વિષય પર પૂરતું ધ્યાન અપાશે એવી આશા રાખવામાં આવે છે કે જેથી ભવિષ્યની નવી પ્રજાને આ દુર્ગણમાંથી ઉગારી શકાય.




"તેં એને જોઈ?"

"હા, હા. સાક્ષાત્ પદ્મિણીનો અવતાર."

"ના ના, ભૂપતા પદ્મિણીની વાત હું ન માનું."

"તું માને કે ન માને પણ એક વખત જો તારી નજરે એ ચડે તો ત્રણ ગોથાં ખાઈ તું ઢળી પડવાનો!" ભૂપતો કેસરની સામે નયનો માંડી હસ્યો.

"હસ માં મૂર્ખા, હસ માં! જો, માલિક સાંભળશે તો તારાં ને મારાં જીવનનાં પીળાં ઉડાડી દેશે". કેસરે પોતાના સાથીદાર ભૂપતા સામે નાકપર આડી આંગળી ધરી.

ભૂપતાએ પાછળ જોયું તો વૃક્ષના થડ સાથે ઘોડો ખેલતો હતો અને રાણો ચત્તોપાટ પડ્યો હતો.

"રાણાજી તો ઉંઘે છે". "ભૂપતા, એ ઉંઘે છે કે જાગે છે એ જાણવું અતિ મુશ્કેલી ભર્યું છે".

અરવલ્લીની હારો પર સૂરજ પગથિયે પગથિયે પગલાં પાડતો હોય એમ ચડતો હતો. આકાશ અને અરવલ્લીનાં ઉન્નત શિખરો સાથે મળી સૂરજ મહારાજને બેસવા આમંત્રણ આપતાં હોય એવાં દશ્યો ચારે તરફ ખડાં થયાં હતાં.

શિકારે નીકળેલો ઉદેપુરનો જુવાન રાણો ચાર કલાક ઘૂમ્યા પછી અરવલ્લીના એ ઐતિહાસિક પહાડની ઝાડી ભરાવના એક વૃક્ષ નીચે આસન જમાવી આરામ કરતો હતો. એના બે અંગરક્ષકો ભૂપતસિંહ અને કેસરીસિંહ ઘોડે શિલાનાં આસનો બનાવી ઉદેપુરની નગરશેઠની પુત્રીનાં વખાણે ચડ્યા હતા.

"કેસર, શું વાત કહું? એ દર્શન ભૂલ્યું ભૂલાતું નથી.

આંખડી લાલ ચણોઠડી,
હિંગોળ જેવા હાથ;
પંડનું બનાવેલ પુતળું,
જે દિ નવરો હીનો નાથ."

આંખો મિંચી અરવલ્લીની પ્રેરણાત્મક હવામાં સિસોદિયે ઇતિહાસ ઉકેલતો રાણો ગજસિંહ આ દુહો સાંભળીને ચોંક્યો. એના કાન પોતાના અંગરક્ષકની વાતો સાંભળવા મંડાયા.

"ભૂપતા, હું ગાંડો થઇ જઇશ."

"ગાંડો થાઉં કે ડાહ્યો થાઉં એની મને પરવા નથી. નગરશેઠની એ પુત્રવધૂ જો મને એક વખત આવી મીઠું મારી સામે હસે; મારી આંખો સામે પોતાની આંખો માં[illegible] તો આ જીવ્યું સાર્થક છે."

રાણો પોતાના અંગરક્ષકના આ શબ્દો સાંભળી ઉં[illegible] થઈ ગયો. વીજળીનો ઝબકારો થાય એટલી ઝડપે એ ફરી મ[illegible] પોતાના અંગરક્ષકો સાથે ઉભો રહ્યો.

"ભૂપતા!!" રાણો ગર્જ્યો.

"જી, મહારાણા."

"તું હમણાં શું બોલ્યો?—ફરી બોલ."

# સૂરજગોખ

શ્રી ગોકુલદાસ રાયચુરા



"તેં એને જોઈ?"

"હા, હા. સાક્ષાત્ પદ્મિણીનો અવતાર."

"ના ના, ભૂપતા પદ્મિણીની વાત હું ન માનું."

"તું માને કે ન માને પણ એક વખત જો તારી નજરે એ ચડે તો ત્રણ ગોથાં ખાઈ તું ઢળી પડવાનો!" ભૂપતો કેસરની સામે નયનો માંડી હસ્યો.

"હસ માં મૂર્ખા, હસ માં! જો, માલિક સાંભળશે તો તારાં ને મારાં જીવનનાં પીછાં ઉડાડી દેશે". કેસરે પોતાના સાથીદાર ભૂપતા સામે નાકપર આડી આંગળી ધરી.

ભૂપતાએ પાછળ જોયું તો વૃક્ષના થડ સાથે ઘોડો ખેલતો હતો અને રાણો ચત્તોપાટ પડ્યો હતો.

"રાણાજી તો ઉંઘે છે". "ભૂપતા, એ ઉંઘે છે કે જાગે છે એ જાણવું અતિ મુશ્કેલી ભર્યું છે".

અરવલ્લીની હારો પર સૂરજ પગથિયે પગથિયે પગલાં પાડતો હોય એમ ચડતો હતો. આકાશ અને અરવલ્લીનાં ઉન્નત શિખરો સાથે મળી સૂરજ મહારાજને બેસવા આમંત્રણ આપતાં હોય એવાં દશ્યો ચારે તરફ ખડાં થયાં હતાં.

શિકારે નીકળેલો ઉદેપુરનો જુવાન રાણો ચાર કલાક ઘૂમ્યા પછી અરવલ્લીના એ ઐતિહાસિક પહાડની ઝાડી અઢારના એક વૃક્ષ નીચે આસન જમાવી આરામ કરતો હતો. એના બે અંગરક્ષકો ભૂપતસિંહ અને કેસરીસિંહ થોડે દૂર શિલાનાં આસનો બનાવી ઉદેપુરની નગરશેઠની પુત્રીનાં વખાણે ચડયા હતા.

"કેસર, શું વાત કહું? એ દર્શન ભૂલ્યું ભૂલાતું નથી.

આંખડી લાલ ચણોઠડી,
હિંગોળ જેવા હાથ;
પંડનું બનાવેલ પુતળું,
જે દિ નવરો દીનો નાથ."

આંખો મિંચી અરવલ્લીની પ્રેરણાત્મક હવામાં શિશોદિયાનો પ્રતિશ્વાસ ઉકેલતો રાણો ગજસિંહ આ દુહો સાંભળીને ચોંક્યો. એના કાન પોતાના અંગરક્ષકની વાતો સાંભળવા મંડાયા.

"ભૂપતા, તું ગાંડો થઈ જઈશ."

"ગાંડો થાઉં કે ડાહ્યો થાઉં એની મને પરવા નથી પણ નગરશેઠની એ પુત્રવધૂ જો મને એક વખત આવી મળે; મારી સામે હસે; મારી આંખો સામે પોતાની આંખો માંડે; તો આ જીવ્યું સાર્થક છે."

રાણો પોતાના અંગરક્ષકના આ શબ્દો સાંભળી ઉભો થઈ ગયો વીજળીનો ઝબકારો થાય એટલી ઝડપે એ કૂદકો મારી પોતાના અંગરક્ષકો સાથે ઉભો રહ્યો.

"ભૂપતા!!" રાણો ગર્જ્યો.

"જી, મહારાણા."

"તું હમણાં શું બોલ્યો?—ફરી બોલ."

ભૂપતસિંહના હોશકોશ ઉડી ગયા, એના શરીરમાં લોહી ફરતું બંધ થઇ ગયું, એની વાચા આડે મૌનનાં તાળાં દેવાઇ ગયાં.

"ભૂપતા, કેમ બોલતો નથી?"

હજુ ભૂપતાની વાચા મુખમાં ને મુખમાં લોચા વાળતી હતી.

"મહારાણાજી........"

"જો સાચું બોલજે. એક પણ અક્ષર ખોટો ઉચ્ચાર્યો છે તો એનાં પરિણામ બહુ ભયંકર..."

ભૂપતસિંહ રાણાના સ્વભાવને જાણતો હતો. એ પોતાનાં આ ભવ્ય, એકટંકી અને એકવચની માલિકની સામે થરથરાટી અનુભવી રહ્યો.

"મહારાણાજી, હું નગરશેઠની પુત્રવધૂનાં વખાણ કરતો હતો."

"તારા ઘરમાં રજપૂતાણી છે કે નહિ?" રાણાએ સીધો સવાલ કર્યો.

"અન્નદાતા, છે... છે!"

"તો પછી બીજાની વહુ દીકરીનાં વખાણ કરે છે એને બદલે તારી......"

"કૃપાનાથ, હું ગુનેગાર છું."

"ભૂપતા, યાદ રાખી લે—દિલની પાટીપર નોંધી લે કે કોઇની બેન એ આપણી બેન છે, કોઇની દીકરી એ આપણી દીકરી છે."

"કૃપાનાથ! ભૂપતો દયાપણે ચહેરે હાથજોડી સૂર્યવંશના આ શિરોમણિ સાથે ઢાળેલે નેત્રે ઊભો રહ્યો.

× × × ×

ઉદેપુરની શેરીઓમાં આજે મેવાડી રમણીઓ ઉત્સવઘેલી બની હતી. શેરીએ શેરીએ પડઘા પડતા હતા કે:

અષાઢી ધનઘોરીયો
મેહુલિયો ઘેરો ઘૂર
શ્રાવણ વરસ્યો
સરવાણે જલ
જમતાજી ભરપૂર
આણાં ના'વ્યાં
રે મોરાર!

આજે શ્રાવણનું અંત હતું. કુમારિકાઓ અને યુવતીઓ ચાર દિવસ ઉપવાસ કરે, રાત ને દિવસ રમે અને પાંચમે દિવસે સવારે ઉગતા સૂર્યનાં દર્શન કરી પારણાં કરે—એ મેવાડી સમાજજીવનનો વર્ષો જૂનો રવૈયો ચાલુ હતો.

આજે ચોથા દિવસની રાત્રિ હતી. મેવાડી કુમારિકાઓ અને યુવતીઓ વ્રતઘેલી બની આજે ઉદેપુરની આ શ્રાવણી રાતને જીવતી કરી દેતી હોય એમ ગીતના ઝંકાર પાડી રહી હતી.

સરખે સરખી હસતી, તાળી દેતી, કલ્લોલ કરતી ભેળી રમતી, વિખરાતી, ફરી એકઠી થતી અને આનંદને હેલે ચડતી. એ રીતે ચોથા દિવસની મધરાત વીતી પણ આકાશમાં એકાએક વાદળાં ચડી આવ્યાં. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ ઘટાટોપ વાદળાંથી આકાશ ઘેરાઈ ગયું.

પાંચમા દિવસની ઉષા પ્રગટી; મેવાડી સુન્દરીઓ સૂર્યનાં દર્શને આતુરતાથી આકાશ સામે જોઇ રહી. સૂર્ય દર્શન થાય તો જ વ્રતઘેલી યુવતીઓ અને કુમારિકાઓ પારણાં કરી શકે. એ વિચારે સવાર પડતાં ઉદેપુર આખું આકાશ સામે મીટ માંડી રહ્યું.

પણ સૂર્યનારાયણનાં દર્શન થાય એવું એકેય ચિન્હ દેખાતું ન્હોતું મેઘાડંબર જામ્યો હોય એ રીતે આકાશ મધ્યરાત પછી જેટલું ઘેરું બન્યું હતું એથી વિશેષ ઘેરું બન્યું.

હજારો આંખડી આજે સવિતાનારાયણનાં દર્શને તલસતી હતી.



સૂર્યના પ્રતિનિધિ સમા મેવાડના રાણા રાજસિંહનાં દર્શને સવારથી કુમારિકાઓ અને યુવતીઓનાં ટોળેટોળાં રાજમહેલના ગોખ પાસે ખડાં થયાં. ( પૃષ્ઠ ૨૮ )

એ પાંચમો દિવસ સારોય સૂર્યદર્શન વિના પસાર થયો.

કાલે સૂર્યોદય થશે અને સહુનું વ્રત પ્રભુ પુરું કરશે એ આશામાં ને આશમાં છટ્ઠા દિવસનુ સવાર થયું.

વાદળાં આજે તો વધુ જામી ગયાં. આકાશ કાળું ડીબાંગ થઇ ગયું.

કંઇક મૃગાક્ષી કંઇક કમલાક્ષી અને કંઇક મીનાક્ષી આકાશ સામે જુએ અને નિસાસા નાખે છે એટલામાં તો નાગણના ફુંફાડાની જેમ આકાશમાં વીજ ઝબકી; આખું નભમંડળ તેજથી ભર્યું બન્યું. દીપમાલાના ઉજાસથી ચારે દિશા ઉજાસભરી બને એમ આકાશમાં ક્ષણભર ઉજાસ પ્રગટયો ફરી પાછો રંગ બદલાયો અને ભગવાન એના ગોઠિયાએ સાથે ગેડીદડો રમતા હોય એમ આકાશના પટમાં ઢડુડુડુડુડુ ગર્જના થઇ અને એ સાથે બારેય મેઘ ત્રાટકી પડયા.

પૃથ્વી જળ બંબોળ થઇ ગઇ મોરલાઓએ છડી પોકારી અને મેઘરાજાએ આવીને આસન જમાવ્યાં.

છટ્ઠે દિવસે મેઘરાજાનાં રાજ રહ્યાં અને રાત પડી.

રાતે ધરતીના એ ધણીએ આરામ લીધો અને સાતમા દિવસનું સવાર પડયું પણ સુરજ મારાજનાં દર્શન દુર્લભ નીકળ્યાં!

(૩)

"પંડિતજી, શાસ્ત્રો જુઓ, પુરાણો જુઓ, શ્રુતિઓ જુઓ, નિગમો જુઓ, તમારે જોવું હોય ત જુઓ પણ આ પ્રશ્નનો ઉકેલ આવવો જ જોઇએ સાત સાત દિવસના અપવાસ પુત્રી બેનો દીકરીઓને થાય એ મારાથી હવે જોયુ તુ નથી." રાજમાતાએ રાજપુરોહિત આગળ દિલ ખાલી

આખાય ઉદેપુરમાં હાહાકાર હતો. સાત સાત દિવસ થયા અને સૂરજમારાજનાં દર્શન ન થાય તો હવે કુમારિકાઓ અને યુવતીઓના આ શ્રાવણી વ્રતની પૂર્ણાહૂતિ શી રીતે થાય?

સૂર્ય દર્શન વિના પારણાં થઇ શકે નહિ એવી માન્યતા જ્યાં ઘર કરી ગઇ હોય ત્યાં હવે બીજો ઇલાજ શો શોધવો?

રાજમાતાએ આને માટે મેવાડના પાટનગરના પંડિતોને એકઠા કર્યા. પંડિતોનું પંચ આ પ્રશ્નના ઉકેલ માટે એકઠું થયું.

આખાય ઉદયપુરની આંખ રાજમહેલ સામે મંડાઇ રહી.

પંડિતોના પંચે લાંબી વાટાઘાટ પછી એમ નક્કી કર્યું કે કાલે સવારે આઠમે દિવસે જો સૂર્યોદય ન થાય તો રાણા રાજસિંહે મહેલના ગોખમાં ઉભા રહેવું અને મતવાસી કુમારિકાઓ અને યુવતીઓએ ગોખ નીચે ઉભાં રહી રાણાનાં દર્શન કરવાં. શિશોદિયા સૂર્યવંશી ગણાય છે. સૂર્ય ન ઉગે તો સૂર્યના વંશના આ પ્રથમ પુરુષ મેવાડના મહારાણા સૂર્યના પ્રતિનિધિ તરીકે ગોખમાં આવી પ્રજાની બેન દીકરીઓને દર્શન આપે એ દરેક રીતે વ્યાજબી છે. આ પ્રકારનો પંડિતોના પંચનો મત પડતાં એ ઠરાવ પ્રજા સમક્ષ જાહેર કરવામાં આવ્યો.

સહુએ એ ઠરાવને વધાવ્યો. આઠમે દિવસે સવારે પણ સૂર્યનારાયણ આડાં વાદળાંઓ હમેશ મુજબ છવાઇ રહ્યા એટલે સૂર્યના પ્રતિનિધિ સમા મેવાડના મહ રાણા રાજસિંહના દર્શને સવારથી કુમારિકાઓ અને યુવતીઓનાં ટોળેટોળાં રાજમહેલના ગોખ સામે એકઠાં થયાં અને રાણા રાજસિંહ ગોખમાં આવી ઉભા રહ્યા.

બહેનો અને દીકરીઓએ રાણાજીનાં ઓવારણાં લીધાં. હર્ષનાદ થયા. રાજમહેલમાં નોબત ગડગડી અને બહેનો દીકરીઓએ ઘેર જઇ પારણાં કર્યાં.

(૪)

"મા, માતાજી હું ગુન્હેગાર છું".

"બેટા તું ગુન્હેગાર? ન સંભવે."

"માતાજી, હું સાચી વાત કહું છું."

"નહિ નહિ બેટા, તેં તો આજે હજારો બેનો દીકરીઓને ગોખમાં દર્શન આપી જીવતી રાખી છે આજથી એ ગોખનું નામ મેં તો સુરજગોખ પાડયું છે. મારો પુત્ર સૂરજ ભગવાનના વંશના વેશ તરીકે પ્રજાને દર્શન આપે એ મારે માટે તો અહોભાગ્યનો દિવસ ગણાય."

"પણ, મા, મારો ગુન્હો બહુ મોટો છે. મેં તારો સૂરજગોખ અભડાવ્યો."

"સૂરજ ગોખ અભડાવ્યો!!" માતા આસનપરથી ઉભી થઇ ગઇ.

"હા, માતાજી મેં સૂરજવંશને કલંક લગાડયું."

"બેટા, કલંક તો ચંદ્રને હોય—સૂરજને ન હોય!"

"મા, હું સાચું કહું છું. મે સૂરજ ગોખને અભડાવ્યો છે. તું મને પ્રાયશ્ચિત આપ."

"પણ શું થયું એ તો કહે!"

"માતાજી, હું તારી આજ્ઞાથી ગોખમાં સૂરજ નારાયણના પ્રતિનિધિ સામો ઉભો રહ્યો."

"પછી ?"

"પછી મેવાડની બેન, દીકરી, વહુ, સહુની મેદની મળી."

"હા, પછી ?"

"એ મેદનીમાં નગરશેઠની પુત્રવધૂ મેં જોઈ."

"પછી ?"

"એને જોતાં મારી આંખમાં વિકૃતિ આવી. એનાં રૂપમાં મારી આંખોએ સહેજ આકર્ષણ......"

"બસ, બસ... બેટા, તારી આંખોએ મહાપાપ કર્યું છે. સૂરજનારાયણના પ્રતિનિધિ તરીકે ઉભા રહી તેં તારી નજર પ્રજાની વહુ દીકરી પર જરાપણ લગાડી હોય તો એ તો શિશોદિયા કુળ માટે મહાપાપ કહેવાય."

"હા, મા એ પાપ છે. મારાથી એ થઈ ગયું છે. હું એનું પ્રાયશ્ચિત માગવા તારી પાસે આવ્યો છું."

રાજમાતાએ આકાશ સામે જોયું. એકલિંગજીની ફરકતી ધજા તરફ એની દૃષ્ટિ ફરી અને એ ક્ષણભર પોતાની આંખો મીંચી ગઈ.

"રાજસિંહ !"

"માતાજી."

"તારી આંખોએ જે પાપ કર્યું છે એનું પ્રાયશ્ચિત મેં શોધી કાઢ્યું છે."

"આજ્ઞા કરો, મા !"

"તારી બન્ને આંખોમાં ચાર દિવસ સુધી મીઠું વાટીને ભરવું પડશે."

માની આજ્ઞા ઝીલતો હોય એમ મેવાડાધિપતિ મહારાણા રાજસિંહ માથું ઢાળીને ઉભો રહ્યો.

× × ×

રાજસિંહની આંખોમાં ચાર દિવસ સતત મીઠું ભરવામાં આવ્યું આખા મેવાડમાં આ પ્રાયશ્ચિતની અજબ અસર થઈ.

આજે પણ ઉદેપુરના યાત્રી ઉદેપુરના રાજમહેલના સૂરજ ગોખનાં દર્શને જાય છે અને આ પ્રાયશ્ચિતની લોકવાર્તા જુદે જુદે કાંઠે આજે પણ એવી ને એવી રાચી રહી છે.

---

# તંદુરસ્ત જીવન માટે

પૌષ્ટિક ખોરાકથી ભૂખ શમે છે પણ મદ્યનું દરેક ટીપું પીવાની સાથે મદ્યની તૃષ્ણા વધે છે......તૃપ્તિમાંજ તૃષ્ણાની વૃદ્ધિ થાય છે. મનુષ્ય જેમ દારૂનું વધારે સેવન કરે છે તેમ પોતાના ઉપરનો પીણાનો કાબુ પારખવાને એ અશક્ત બનતો જાય છે.....એટલેજ તંદુરસ્તીભર્યું અને ધ્યેયનિષ્ઠ જીવન જીવવા માટે સંપૂર્ણ નિર્વ્યસનીપણું આવશ્યક છે.

—માનનીય શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારી.

# મહામના: પં. માલવીયજી



ભારત ભૂષણ

પંડિત મદન મોહન માલવીયજી

તા. ૧૨મી નવેમ્બર ૧૯૪૮ના રોજ એમના દેહવિલયને બે વર્ષ પુરાં થતાં હોઇ એમના શ્રાદ્ધદિન નિમિત્તે વિશુદ્ધ આર્ય-તાના આ ચિરંતન પ્રતીકને અહિં અંજલિ આપવામાં આવી છે.

લેખક : વિજયરાય ક. વૈદ્ય

## આર્યતાનો આદર્શ

મહામનાઃ સ્યાત્। આ અર્થગર્ભ સૂત્રમાં ઉપનિષદોએ મનુષ્યજીવનનો કેટલો ઊંચો આદર્શ રજૂ કર્યો છે! પં. મદનમોહન માલવીયજીના ૭૦મા જન્મોત્સવ વખતે તેમને અર્પણ થયેલા સેંકડો પાનાનાં મોટા ગ્રન્થમાં તેમને માટે આ 'મહામના' શબ્દ એના વિદ્વાન સંપાદકો વાપરે છે. પંડિતજી સરખા અનુપમ ઉદારચરિત સત્પુરુષ માટે એનાથી વધારે ઉચિત વિશેષણ બીજું ભાગ્યે હોય. ભારત-વર્ષની એ વિભૂતિનો દેહવિલય તો બે વર્ષ પર થઈ ગયો પણ પ્રજાસમસ્ત માટે એ સમુજ્જ્વલ આર્યતાનો સંદેશ ચિરકાલ માટે મૂકતા ગયા છે કેમ કે તેમની મનઃશકિત જેટલી સૂક્ષ્મ હતી તેટલું બલ્કે તેથી વધુ વિશાળ તેમનું હૃદય હતું. ચારિત્રની ઉદાત્ત-તામાં તો એમની તોલે બહુ થોડાં મનુષ્યો વીસમી સદીના જગતમાં મળે એમ ખુશાથી કહી શકાય.

## પંડિતજી અને ગાંધીજી

પંડિતજીની અવટંક સૂચવે છે તેમ, એમનું કુટુંબ મૂળે તો માલવ-નિવાસી હતું સોળમાં શતકમાં માળવાથી પ્રયાગમાં જઇ વસેલા પૂર્વજોના એ વંશજનો ધર્મિષ્ઠ બ્રાહ્મણ કુળમાં જન્મ ઈ. સ. ૧૮૬૧ના નાતાલદિને (ઇશુ ભગવાનનો જ એ જન્મદિન; કેવો યોગાનુયોગ!) પ્રયાગ યાને અલ્હાબાદમાં થયો હતો. સંસ્કૃતના ઉચ્ચ વિદ્યાસંસ્કાર કુટુંબમાં તો પેઢી દર પેઢી ચાલ્યા આવતા હતા એટલે તેમણે આર્ય પ્રજાની એ ધર્મભાષાનું જ્ઞાન કિશોરવયમાંજ એ પાઠશાળામાં મેળવ્યું હતું. આ કારણે પોતે પ્રજાના ધર્મગ્રન્થો મૂળમાં સરસ રીતે સમજીને વાંચી શકતા. તેથી જ, તે ભવિષ્યમાં યથા સમય ગાંધીજીને પણ શ્રીમદ્‌ભાગવત વાંચી સંભળાવી, એ ગુણજ્ઞ મહાપુરુષની પ્રશંસા પામ્યા હતા: "મારા એકવીસ દિવસના ઉપવાસમાં ભારતભૂષણ પંડિત મદનમોહન માલવિયાજીને શુભ મુખેથી મૂળ સંસ્કૃતના [ભાગવતના] કેટલાક ભાગો સાંભળ્યા ત્યારે એમ થયું કે બચપણમાં તેમના જેવા ભગવદ્‌ભક્તને મોઢેથી સાંભળત તો તેના ઉપર પણ મારી ગાઢ પ્રીતિ બચપણમાં જ જામત." (આત્મકથા પૃ. ૪૬).

ભગવદ્‌ભક્ત અને ભારતભૂષણ. આ બેજ શબ્દો માલવીયજીના જીવન રહસ્યના સ્પષ્ટ રીતે સૂચક છે. એમના સરખા ધર્માત્મા—નિરહંકાર, વિશુદ્ધ સનાતની સજ્જન—આચારનેજ પ્રથમ ધર્મ માનના હોય એ સ્વાભાવિક છે. તેમને વિશેનો એક પ્રસંગ એવો પણ નોંધાયો છે કે એક વખતે કોંગ્રેસનાં અધિવેશનો દરમ્યાન ડેલીગેટોએ તેમને માત્ર એમનું ધર્મધ્યાનનું નિત્યકર્મ કરતાજ નહિ, પણ સ્વયંપાક કરતા—જાતેજ રસોઇ કરી લેતા—પણ આશ્ચર્યસહ જોયા હતા.

## રાષ્ટ્રોદ્ધારક પ્રવૃત્તિ

કોંગ્રેસના બીજાજ વર્ષથી (૧૮૮૬), પોતાની માત્ર પચીસ વર્ષની વયે તેમણે એ રાષ્ટ્રોદ્ધારક પ્રવૃત્તિમાં ભાગ લેવા માંડયો હતો. શિક્ષણ પૂરું કર્યા બાદ પોતે શિક્ષક તેમજ 'હિંદુસ્તાન' તથા 'અભ્યુદય' પત્રોમાં પત્રકાર તરીકે કાર્ય કર્યું હતું. ઉપજીવિકા માટેનો તેમનો વ્યવસાય તો હતો વકીલનો, પણ તેમણે તો વકીલાતને કોંગ્રેસદ્વારા એકલક્ષી દેશ સેવાની જરૂર તેમને લાગી ત્યારે છોડી હતી. દ્રવ્યમોહનો એ ત્યાગ પણ આપણા દેશના ખરા બ્રાહ્મણોને. સહજ એવા સેવાપરાયણ બ્રાહ્મણ જીવનનું—અન્યવર્ણો માટે પણ દાખલારૂપ—જ અનુકરણીય દૃષ્ટાન્ત ગણાય. તેમણે બીજા મહાન ભારતસેવક ગોખલેજીની જેમ દેશસ્થિતિ અવલોકીને જોઇ લીધું હતું કે પ્રજાનું કાર્ય કરવા માટે રાજકીય તેમજ બીજાં ક્ષેત્રોમાં પૂરી એકાગ્રતા સાધે—બધો સમય તેને જ આપે—એવા એકલક્ષીપણાને વરેલા સેવકોની બહુ જરૂર છે. તેથી જ તેમણે ઉપર કહ્યું તે પગલું ભરેલું.

## હિન્દુ યુનિવર્સિટીના સ્થાપક

પરન્તુ એવા ધર્મવીર તથા દેશવીરની દૃષ્ટિ રાજ્યપ્રકરણથી એ વધુ સ્થાયી પ્રવૃત્તિ દ્વારા પ્રજાકલ્યાણ પોતે સાધે છે અને ભાવિ પ્રજાને પણ એવાં સાધન સંપડાવી આપે છે. પં. મદનમોહન માલવિયાનું આવું ચિરયશસ્વી મહાન કાર્ય તે બનારસ હિંદુ યુનિવર્સિટી. એ આદર્શરૂપ વિશ્વવિદ્યાલય, એમનાજ સહકાર્યકર આનન્દશંકરભાઈએ કહ્યું છે તેમ, આ પ્રકારનું છે: "ધર્મ અને સ્વદેશપ્રીતિ એ બંને મહાન સ્તંભો છે કે જેના ઉપર જ્ઞાનની મજબૂત કમાન બાંધીને યુનિવર્સિટીની ભવ્ય ઇમારત બાંધી શકાય છે". (આ. ધ્રુવતાં સંસ્મરણો: પૃ. ૫૪).

હિંદુ યુનિવર્સિટીની ભવ્યતા સ્વપ્નસૃષ્ટિમાંથી સિદ્ધિ રૂપે અવતારવાના ભગીરથ પ્રયત્નો પંડિતજીએ જીવનભર કર્યા—બીજી ઘણીક રીતે તેમ એમનું વિરલ તથા મુગ્ધકર વક્તૃત્વ એના દ્રવ્ય સંપાદનની ભારે કસોટીકારક પ્રવૃત્તિમાં નિયોજીને આચાર્યશ્રીનાંજ થોડાં વધુ વચનો ઉપયોગમાં લઈને કહી શકાય કે માલવીયજી સરખા સ્વદેશ, સ્વધર્મ તથા પ્રભુના અનન્ય ભક્ત "પ્રબળ અવિચળ બલ્કે ધાર્મિક શ્રદ્ધા" વિના અને તેમની "અદ્‌ભુત પ્રતિભાશક્તિ" વિના, પ્રાચીન આર્યસંસ્કારિતાનાં શ્રેષ્ઠ તત્ત્વોથી માંડી અદ્યતન અર્વાચીન ઈજનેરી વિદ્યા સુધીના વિષયોનો દીર્ઘદૃષ્ટિથી સમાવેશ કરી લેનાર એ મહાભારત કાર્ય કદી પણ થયું ન હોત.

માત્ર હિંદના નહિ, સમકાલીન જગતના પણ એક ખરા મહાપુરુષ હતા તે પંડિત મદન મોહન માલવીય જગતમાંથી વિદાય થયા તા. ૧૨મી નવેંબર ૧૯૪૬ને દિને. તેમના આ બીજી શ્રાદ્ધદિને આપણે પ્રત્યેક હિંદવાસી એમના જીવનમાંથી આટલો સદ્‌બોધ તો આચરણ માટે પ્રાર્થનાપૂર્વક નમ્ર ભાવે અવશ્ય સારવીએ કે જે પરમાત્માના કૃપાપ્રસાદમાં તે માનતા, બલ્કે તેના અનુભવી હતા, તે પરમાત્મા આપણને તેમના માર્ગે ચાલવાનો સબળ યત્ન કરવાની, ઉમદા સાદું તપોમય નિઃસ્વાર્થ તથા ભારતસેવાપરાયણ જીવન ગાળવાની શક્તિ પ્રતિદિને વધારે ને વધારે આપો.

---

## પૂજા

### આ અંકના મુખપૃષ્ટ-ઉપરનું ચિત્ર

બારમા અને પંદરમા સૈકાની વચમાં પ્રચલિત જૈન ચિત્રકલાનો આ એક નમુનો છે. પુરાતન કાળમાં આવાં ચિત્રો તાડપત્રી ઉપર દોરવામાં આવતાં, આ ચિત્રકલા અમુક વિચાર કે સિધ્ધાન્તનું પ્રતિપાદન કરવા માટે ઉપયોગી થતી. રૂપરંગની સાદી છતાં મનોહર સજાવટને લીધે આ ચિત્રો સુન્દર ભાવમતાકો રજૂ કરી શકતાં. એના આકાર સૌષ્ટવ કરતાંયે એમાંથી નીકળતો રહસ્યમય ધ્વનિ વધારે આકર્ષક નીવડતો, ઉચ્ચ કક્ષાની કલામાં હોય તેવી રંગની મનોહર અને સુસંવાદી સજાવટ એને અદ્‌ભુત રીતે મોહક બનાવતી. તાડપત્રી ઉપર આવાં ચિત્રો દોરવાં એ કંઈ જેવી તેવી સિદ્ધિ ન કહેવાય. તે વખતના ચિત્રકારો પોતપોતાના કસબમાં કેટલા નિષ્ણાત હતા તે આ ઉપરથી જોઈ શકાય છે. પરંતુ આ કલા, ત્યાર પછી તરતજ આવેલ રાજપુત અને મોગલ કલાના યુગમાં ઝાંખી પડી અને છેવટે અસ્ત પામી. પાછલી બંને કલાઓ વધારે સુન્દર રૂપવિધાનને કારણે ખીલી નીકળી.

"પૂજા" એ મુંબઈના એક યુવાન અને આશાસ્પદ ચિત્રકાર શ્રી. ડી. જી. કુલકર્ણી જી.ડી. (આર્ટ)નું ચિત્ર છે.

# સત્યાનાશ દારૂનું જાજો.

માતપિતાથી મળેલ મકાનોને ઘરમાં સુઘડ નાર
દેવનાં ચક્કર જેવાં બાલુડાંને મીલમાં હું કામદાર
નાનું મારૂં કુટુમ્બ કેવું
વેદોમાંના દેવતા જેવું!

કામેથી આવી કલ્લોલ કરૂં હું તો બેસી બાળુડાંની સાથ
યોજ્યું હતું અમે સ્વર્ગ નાનકડું શાણાંઓનો સંગાથ
સ્થિતિ મારા ઘરની કેવી
કરે દ્વેષ દેવતા એવી!

આવી છે આઠમ નોરતાની [illegible] કીધી વધારીને વાત
આગ્રહપૂર્વક ખૂબ દીધાવ્યો માતાજીનો પરસાદ!
દારૂ! તને દેવતા જાણી
પીવા માંડયો પાવળું પાણી.

મૂક્યાં મકાનોને મિલકત મૂકી વેચ્યાં ઘરનાં ઠામ
વેચ્યા ખાંડણીઆને સૂપડાં વેચ્યાં ઝાડુ ઇંઢાણી તમામ
નાણાં જે જે હાથમાં આવ્યાં
પીઠા વાળે તુર્ત પડાવ્યાં.

નાણાં કાજે હું તો નારીને પીટું ને બાળુડાં હાલ બેહાલ
આંખ મીંચી મેં તો સમજણ સામે, નાણાં ગમે ત્યાંથી આલ
પીવો મારે દારૂડો પ્યારો
છે ના મને ખ્યાલ. તમારો.

બોલ ગુમાવ્યો ને તોલ ગુમાવ્યો ખ્યાલ ગુમાવ્યા તમામ
ચોરી જારીને જુગાર હું ખેલ્યો કીધા પિશાચોનાં કામ
મરજાદા મેં કુળની લોપી
પૃથ્વી મારે પગલે પાપી.

સુંદર સેજ પલંગ સુનારો હું ગટરે ગબડું આજ
બાવડું ઝાલીને વૈરી બીચારી રાખે પરાણે લાજ
ગાળો કાઢું મૂખથી કેવી
દીલ ખરે કાનથી એવી.

દેવ જાણી મેં તો દાનવ. તારા પંથમાં કીધો પ્રવેશ
આખોને આખો ખાધો મને વળી પીધી બાળુડાંના વંશ
સત્યાનાશ દારૂનું જાજો
ભલું સરકારનું થાજો.

દેવકૃષ્ણ પીતાંબર જોશી

# બારાખડી કે તેરાખડી?

લેખક:
શ્રી. હિંમતલાલ ગ. અંજારિયા,
એમ.એ., એલ.એલ.બી.

બારાખડી શબ્દ બારાક્ષરી ઉપરથી થયો છે. વ્યંજન સાથે અ આ વગેરે સ્વરો તથા અનુસ્વાર અને વિસર્ગ જોડવાથી બાર અક્ષર થાય તે બારાખડી.

સ્વરો સંસ્કૃતમાં अ आ इ ई उ ऊ ऋ ऌ ए ऐ ओ औ એમ તેર છે—જો કે આ તેરમાં દીર્ઘ ॡ ઉમેરી ચૌદ અને અનુસ્વાર વિસર્ગને ગણી કુલ સ્વર સોળ ગણવામાં આવે છે. દીર્ઘ ॡ પાણિનિએ સ્વીકાર્યા નથી—જૂની માન્યતા પ્રમાણે તો ऌ હ્રસ્વ છે, પણ પાછળથી દીર્ઘ ॡ ઉમેરવામાં આવ્યો છે. તાન્ત્રિક વ્યાકરણમાં તે સ્વીકારવામાં આવ્યો છે અને તે સ્વીકાર કોઇ કોઇ ભાષામાં એવો સર્વવ્યાપી થઇ ગયો છે કે સ્વર માળામાં પણ તેને સ્થાન અપાયું છે. મરાઠીમાં તો તે કાયમ સ્થાન પામ્યો છે—જો કે દીર્ઘ ॡ વાળો એકે શબ્દ મરાઠી ભાષામાં હોય એવું આ લખનારના જાણવામાં આવ્યું નથી. છતાં લગભગ બધાં વ્યાકરણમાં ॡ દીર્ઘ પણ છે એમ સ્વીકારાયું છે—અને મરાઠી છાપખાનાવાળાએ છાપેલ ગુજરાતી વર્ણમાળામાં પણ દીર્ઘ ॡ ગણવવામાં આવ્યો છે—જો કે ગુજરાતી વર્ણમાળામાં દીર્ઘ ॡ દાખલ થયેલો કોઈપણ જગાએ જણાતો નથી.

મરાઠી વ્યાકરણકારોમાંથી કોઇકને તો શંકા ઉઠી પણ છે. સ્વ. બાળ ગંગાધર ટીળકના પિતાશ્રીએ લખેલા વ્યાકરણમાં તેઓ ફુટનોટમાં લખે છે કે 'સંસ્કૃતમાં દીર્ઘ ॡ નથી, છતાં મરાઠીમાં ક્યારે અને કેમ દાખલ થયો એ સમજાતુ નથી'

ગુજરાતીમાં તો દીર્ઘ ॡ તો નથીજ પણ હ્રસ્વ ऌ પણ નથી, એટલું જ નહિં, પણ વ્યાકરણોમાં તો ॠ કે ઋ (દીર્ઘ કે હ્રસ્વ) પણ નથી. ટેલર સાહેબના વ્યાકરણમાં નોંધ છે કે ઋ (હ્રસ્વ) પણ છે ખરો. પણ ત્યારપછીના લેખકોમાં ઋની નોંધ સરખી નથી—ઠેઠ ૧૯૨૭-૨૮ સુધી આમજ આવ્યું, ત્યારપછી લખાયેલાં વ્યાકરણોમાં ટેલર સાહેબે કરી છે તેમ, ઋ પણ છે એમ નોંધવામાં આવ્યું છે ખરું. **અને છતાં બારાખડીમાં તો આજ સુધીમાં કોઇએ પણ ઋ ને સ્થાન આપેલું જણાતુ નથી**

ગુજરાતી ભાષા પ્રાકૃતની પરંપરાપ્રાપ્ત ભાષાઓમાંની ભાષા છે—પ્રાકૃતમાં ઋનો સદંતર લોપ થયો છે—પ્રાકૃતમાંથી અપભ્રંશ અને જૂની ગુજરાતી ઉદ્‌ભવ પામેલી છે તેથી તેમાં પણ ઋ નથી—એટલે જમાનાઓ સુધી ઋ વપરાતો બંધ થઇ ગયેલો હતો.

*

નર્મદાશંકર દલપતરામના જમાનાથી, અને ખાસ તો સંસ્કૃતના અભ્યાસના પુનરુદ્ધારના સમયથી ગુજરાતીમાં ઋ વપરાતો થયો આગલા જમાનામાં રૂષિ, રૂતુ, ક્રપા, ત્રષા એમ લખાતું તેને બદલે પછીથી ઋષિ, ઋતુ, કૃપા, તૃષા એમ લખાવા માંડ્યું. હવે તો ઘણા લાંબા વખતથી સૃષ્ટિ, દૃષ્ટિ, મૃદુ, વગેરે અનેક શબ્દોમાં ઋ લખાતો આવ્યો છે, છતાં હજી આપણી બારાખડીમાં તો તેને સ્થાન મળ્યું નથી.

એટલે આપણી 'બારાખડી' શુદ્ધ અને અદ્યતન કરવી હોય, તો તો ક કા કિ કી માં કૂ પછી કૃ દાખલ કરવો જોઇએ.

એ ખરૂં છે કે ઋનો ખરો ઉચ્ચાર હવે તો ભૂલાઇ જ ગયો છે કોઇપણ કરી શકતું હશે કે કેમ એ શંકા છે; કોઇપણ સ્વર ॠ અને વ્યંજન રુ નો ઉચ્ચારભેદ ઉચ્ચારદ્વારા દર્શાવી શકે છે ખરૂં? સ્વર ॠ નો ઉચ્ચાર ગુજરાતમાં ઉકારવાળો થાય છે ઉત્તર હિંદમાં ઇકાર બોલાય સંભળાય છે, કેટલાક બોલનારા પ્રાકૃતના ધોરણે અકારજ વાપરે છે.

ખરી વાત એ છે કે જૂના—ઘણા જૂના—જમાનાઓમાં ऋ ॠ ऌ ॡ ના ઉચ્ચારો કેમ થતા હશે એ પછીના જમાનાઓમાં ધ્યાનમાં રહ્યું નથી, ઉચ્ચારમાં પણ કશું નથી—અને કાંઇક જૂના સંસ્કાર રહેલા હશે તે પરથી ર અને લ સાથે અર્ધ સ્પષ્ટ ઉચ્ચાર ભેળવી ऋ ॠ ॡ બોલાતા રહ્યા—સંસ્કૃતમાં તો ત્રણે ઉચ્ચાર રહ્યા—ગુજરાતીમાં તો માત્ર એકલો ॠ જ પુનર્જીવન પામ્યો. પહેલાં તે પણ લુપ્ત થયો હતો, પણ સંસ્કૃત વ્યાકરણના નિકટના પરિચયને પરિણામે ગુજરાતીઓને અને મહારાષ્ટ્રીઓને પણ—એમ લાગ્યું કે ॠ ને તદ્દન ઉડાવી દેવાથી તો અશુદ્ધિ અને અચોક્કસતા વધશે, એટલે સંસ્કૃત ભણનારા ગુજરાતીઓ અને મહારાષ્ટ્રીઓએ ॠ નો પુનરુદ્ધાર કરી કૃપા, કૃત, સૃષ્ટિ, દૃષ્ટિ વગેરેમાં ॠ લખવાનું શરૂ કર્યું. સંસ્કૃત પ્રમાણે તે જ જોડણી સાચી હોવાથી, તે જ લેખન પદ્ધતિ અમલમાં મૂકાતી રહી, ચાલુ થઇ ગઇ અને હવે તો સર્વસ્વીકૃત થઈ ગઇ.

છતાં, આપણા બાળવર્ગોમાં શીખવાતી બારાખડીમાં ॠને હજુ સુધી સ્વીકારવામાં આવેલ નથી, તેથી તેટલી ઉણપ દૂર કરવી જોઇએ.

બીજું એમ સ્વીકારવામાં આવ્યું છે કે એક વ્યંજન સાથે બાર સ્વર જોડવાથી જે બાર અક્ષરો થાય તે બારાખડી પણ જોડાની બારે નિશાનીઓ સ્વર છે કે નહિ એ વિચારવા જેવું નથી શું?

જે ઉચ્ચાર પોતાના પર આધાર રાખી, સ્વતંત્ર રીતે, બોલાય, તેને સ્વર કહેવામાં આવે છે. ઋ ૠ અને ૡ ના ઉચ્ચાર ભૂલાઇ ગયા છે, અને તેમાં ર અને લ વ્યંજનની મદદ લેવી પડે છે એ ઉપર કહેવાઇ ગયું છે. તે સિવાય અથી ઔ સુધી તો સ્વતંત્ર રીતે ઉચ્ચારી શકાય છે, પણ અનુસ્વાર અને વિસર્ગ, કોઇપણ બીજા ઉચ્ચારની મદદ વિના બોલી શકાશે જ નહિં અને તેથી તેને સંસ્કૃત વૈયાકરણીઓ સ્વરમાં ગણતાજ નથી—છતાં આપણી બારાખડીમાં તેને શા ઉપરથી સ્થાન આપવામાં આવ્યું છે એ કોઇ અભ્યાસી અને તજ્જ્ઞ સમજાવશે ત્યારે સાધારણ ભણેલો સમજી શકશે—તે સમજાવાય નહિં ત્યાંસુધી તો એમજ કહેવું પડશે કે અનુસ્વાર અને વિસર્ગ તે આપણી બારાખડીમાંથી રૂખ્સદ આપવાની જરૂર છે.

અનુસ્વાર અ, ક, ખ, સાથે જોડાશે તેવીજ રીતે આ, કે, ખૈ, સુ, ટો વગેરે બધા સાથે જોડાય છેજ. તો પછી કં, ખં, એમ બારાખડીમાં દાખલ કરવાની જરૂર શાથી ગણવામાં આવી હશે એ એક પ્રશ્ન છે.

વિસર્ગનું પણ અનુસ્વાર જેવું જ છે અને વળી વધારે તો એ કે ગુજરાતીમાં તો વિસર્ગનો ક્યાંય ઉપયોગ જ નથી. સંસ્કૃતમાં તે અનિવાર્ય છે એ ખરું, પણ ગુજરાતમાં તો દુઃખ અને અંતઃકરણ કે નિઃશ્વાસ જેવા ગણ્યા ગાંઠ્યા શબ્દોમાંજ વપરાય છે. તેમાં પણ દુઃખ કે નિઃશ્વાસમાં તે જરૂરનો અને યોગ્ય ગણીએ તોપણ અનિવાર્ય નથી. વિસર્ગ વગર પણ લખવાનું ચાલુ થાય તો ખાસ અનર્થ થાય એમ નથી. માત્ર અંતઃકરણમાં તે અનિવાર્ય જેવો લાગે છે ખરો પણ છતાં, તે ગુજરાતીમાં તો જવલ્લેજ વપરાય છે એ તો નક્કી જ છે. તો પછી બારાખડીમાં તેને સ્થાન આપવાની જરૂરજ ક્યાં રહી?

આમ આપણી બારાખડીમાથી તે બે ઉચ્ચાર બાદ કરીએ. અને હવે તો સર્વસ્વીકૃત થયેલો ઋ દાખલ કરીએ, તો આપણી બારાખડી અગ્યાર ઉચ્ચારવાળીજ રહેશે.

છતાં, જો પડેલી ટેવને લીધે અનુસ્વાર વિસર્ગવગરની બારાખડી શીખવવાનું ઠીક ન લાગે, તો તો બારને બદલે તેર ઉચ્ચાર જ કરવા જોઇએ એ હવે તો અનિવાર્યજ છે.

ક કા કિ કી કુ કૂ કૃ કે કૈ કો કૌ કં કઃ

આમ બારને બદલે તેર કર્યા વિના તો છૂટકોજ નથી પછી ભલે, ગમે તો તેને 'તેરાખડી' કહો, અગર જૂનું પ્રચલિત નામ બારાખડી જ રાખો. પણ નવી બાળપોથીઓમાં, નવા દેશી હિસાબોમાં (જેમાં બારાખડી છાપવામાં આવે છે જ), નવી શિક્ષણ પદ્ધતિમાં ઋ કાર ને દાખલ કરવો જ જોઇએ અને આપણી 'બારાખડી' કે તેરાખડી ઉણપ વગરની અને પૂરેપૂરી શુદ્ધ અને સંપૂર્ણ થવી જ જોઇએ.

---

# મેધા ઉઘડે ત્યારે

આશ્રમમાં હું ઓરડીમાં રહેતો. ત્યાં કીડીઓ પુષ્કળ. મને એ કીડીઓ દેખાય નહિ. આંખ ઉપર ચશ્માં ચડ્યાં અને સર્વત્ર એ કીડીઓ દેખાવા લાગી. થયું: "હરિ જાણે, આજ સુધી કેટલીયે બિચારી છૂંદાઇ ગઇ હશે!" જેવું ચર્મચક્ષુનું તેવુંજ મેધાચક્ષુનું! વિચારની સ્વચ્છ દૃષ્ટિ ન હોય, જ્ઞાનચક્ષુ અંધ હોય, તો આપણે હાથે કેટલું અનુચિત વર્તન થાય તેની સીમા નહિ......

—વિનોબા ભાવે.



# દારૂબંધીની ઉત્પાદન ઉપર અસર

લેખક :
શ્રી. આર. જે. બુચ

*

વ્યક્તિની વર્તણૂક ચાલચલગત અને આદતો સમાજને બે રીતે અસરકારક નીવડી શકે. કોઇપણ પ્રકારનું વ્યક્તિનું અંગત નુકશાન, વ્યક્તિ પોતે સમાજનું એક અંગ હોઇ બહોળી દૃષ્ટિએ અંતે સમાજને હાનિકારક નીવડે. કેટલીક આદતો વ્યક્તિને અંગત કશુંજ નુકસાન પહોંચાડ્યા વગર સમાજને સારી માઠી અસર કરવાને કારણભૂત બને.

વ્યસન માત્ર આમ બે દૃષ્ટિએ સમાજને હાનિકારક હોઇ તેનો નિરોધ એજ રીતે સમાજને બેવડો લાભ કરે. મદ્યનિષેધથી સમાજ કે રાષ્ટ્રનાં ઉત્પાદનમાં થતી અસરનો આધાર મુખ્યત્વે વ્યસનીના શરીર અને મન પર થતી મદ્યની અસર પર હોઇ, પ્રથમ આપણે મદ્યના સેવનથી ઉપસ્થિત થતી શારીરિક અને માનસિક વિકૃતિઓ વિસ્તારથી તપાસીશું.

## મદ્યપાનથી સ્નાયુબળમાં થતો ઘટાડો

શરીરના સ્નાયુઓ પરની મદ્યની અસર જાણવાના હેતુથી અમેરિકા, બ્રિટન અને બીજા પાશ્ચાત્ય દેશોમાં વૈજ્ઞાનિક ચિવટભર્યા અનેક પ્રયોગો થયા છે. એ બધાનો જુમલો લેતાં એમ તારવી શકાય કે મદ્યનાં આછાં સેવનથી સ્નાયુઓ પર સીધી રીતે કોઇ ખાસ અસર ઉપજતી નથી. પરંતુ એવા પણ પુરાવા નોંધાયા છે કે જેમાં માત્ર ૨૦ ટકા મદ્યયુક્ત પીણું, બહુજ અલ્પ પ્રમાણમાં (૪૦ ક્યુબિક સેન્ટીમિટર) સ્નાયુશક્તિમાં ક્ષણિક વધારો કરી પછી બેઅઢી કલાક સુધી તેમાં ઘટાડો કરે છે. એવા પણ કેટલાક પુરાવા છે કે જેમાં દરરોજ ૭૫ ગ્રામ જેટલું પીણું લેવાથી સ્નાયુબળમાં પ્રતિદિન ઉત્તરોત્તર ઘટાડો નોંધાયો છે. ડ્યુરિગ (Durig) નામના એક જર્મન અધ્યાપકે—જેની એવી માન્યતા હતી કે દારૂ પીવાથી સ્નાયુબળમાં વધારો થાય છે—પોતા પર પ્રયોગ કરી સિદ્ધ કર્યું છે કે "બીર" જેવા 'હલકા' દારૂના સેવનથી પર્વત ચઢવામાં ૧૫ ટકા વિશેષ શક્તિ ખર્ચ્યા છતાં કરેલા કાર્યમાં ૧૬.૪ ટકા ઘટાડો થયો હતો અને તેમ કરતાં ૨૧.૭ ટકા વધારે સમય બરબાદ થયો હતો. પરંતુ સ્નાયુઓ પર મદ્યપાનની તાત્કાલિક કે કાયમી અસર સીધી કરતાં આડકતરી વિશેષ છે—જે વિષે આગળ વિચાર કરીશું.

## મદ્યપાન અને જ્ઞાનતંતુઓ

મદ્યપાનની જ્ઞાનતંતુઓ પરની અસર એક ખાસ પ્રકારની છે. પીધા પછી તરતજ દારૂ લોહી વાટે આખા શરીરમાં પ્રસરી જાય છે. જ્ઞાનતંતુઓને પોષતી રક્તવાહિનીઓ પર મદ્યની અસર તત્કાળ થાય છે. તે ઉપરાંત જ્ઞાનતંતુઓ, જ્ઞાન નળીઓ (નલિકા=Nerve cells) અને તે પરનાં આવરણ પર પણ મદ્યની અસર ઠીક પ્રમાણમાં થાય છે. જો કે પાકા વ્યસનીઓ અને કડકમાં કડક દારૂનું સેવન કરનારાઓમાંના કેટલાકનાં જ્ઞાનતંતુઓ કે તે પરના આવરણ પરની કોઇપણ પ્રકારની કાયમી અસર, કેટલીકવાર બારીક તપાસને અંતે પણ શોધી શકાતી નથી. છતાં આ જાતના દેખીતા પુરાવાને અભાવે એમ માની લેવું કે જ્ઞાનતંતુઓ પર મદ્યની અસર થતીજ નથી એ યોગ્ય નથી. જ્ઞાનતંતુઓ પરની દારૂની અસર એક પ્રકારની તાણરૂપે વર્ણવી શકાય. હદ બહાર તણાયેલ રબરની દોરીમાં જેમ તાણથી વિમુક્ત થતાં એક પ્રકારનું ઢીલાપણું જણાય છે તેમ નશો ઉતરતાં જ્ઞાનતંતુઓમાં અને તેને લઇને આખાં શરીરમાં એક પ્રકારનું ઢીલાપણું—શિથિલતા પ્રવેશે છે. સ્નાયુઓપરની આ આડકતરી પ્રત્યાઘાતી અસર આપણે ખ્યાલમાં રાખવી જરૂરી છે.

## નષ્ટ થતી માનસિક જાગૃતિ

સ્નાયુઓપર કે જ્ઞાનતંતુઓ પર સ્વતંત્ર રીતે જે અસર થાય છે તેના કરતાં અનેકગણી વધારે અસર આ બન્નેનાં યુક્ત નિયમન પર થાય છે. તદ્દન અલ્પ પ્રમાણમાં અને આછાં દ્રાવણરૂપે પણ મદ્ય માનસિક જાગૃતિ પર (Alertness) પ્રથમ અને મજબૂત ઘા કરે છે. આને કારણે સભાનાવસ્થા હોવા છતાં મન પર એક જાતનું એવું આચ્છાદન પ્રવર્તે છે કે જેને લઇને ઇન્દ્રિયોના સૂક્ષ્મ વર્તન પરનો જ્ઞાનતંતુઓનો કાબુ નાબુદ થાય છે. માનસિક અને શારીરિક ઝીણી ઝીણી ક્રિયાઓ અને દુઃખદ લાગણીઓ બુઠ્ઠી બની જાય છે. ત્વચાના આવરણ નજદિકની રક્તવાહિનીઓના ફુલવાથી અને તેમાં વિશેષ મદ્યયુક્ત રક્તનો સંચાર થવાથી એક જાતની ઉષ્માસ્ફુર્તિ અનુભવાય છે.

## સ્વયંસ્ફુટ હકીકતો

**દારૂના સેવનને કારણે આયુષ્યમાં સરેરાશ અગિયાર ટકાનો ઘટાડો થાય છે. નિર્વ્યસનીઓ કરતાં વ્યસનીઓનું મરણનું પ્રમાણ બમણા કરતાં પણ વધારે છે. દારૂડિયાની પ્રજા કંઈ ને કંઈ વિકૃતિનો ભોગ બનતી હોય છે. ક્ષય જેવા જીવલેણ રોગો દારૂડિયાનાં બાળકોને ખાસ લાગુ પડે છે. માતાપિતાનું વ્યસન એની પ્રજા ઉપર બમણી અસર કરે છે.**

થઇ છે. એટલે અંશે સ્નાયુશક્તિનો ઉપયોગ માગી લેતાં ઉત્પાદન કાર્યમાં વિક્ષેપ જરૂર આવે. સ્નાયુઓ અને મનોવ્યાપારનો સુમેળ જે ઘણાં ઉત્પાદન કાર્યમાં જરૂરી હોય છે તે મદ્યપાનથી ખોરંભાય છે. આ પ્રકારની વિકૃતિ દારૂબંધી કારણે નષ્ટ થતાં એટલે અંશે ઉત્પાદનને લાભ થવોજ જોઇએ. આ જાતની તારવણી કપોલકલ્પિત જ છે એમ રખે માનતા! કાર્યમાં વપરાતા સમય અને ઉત્પાદનને સીધો સબંધ છે. કોઇપણ કારણે ઉત્પાદનને અપાતો સમય ઓછો થાય તો તેટલે અંશે ઉત્પાદન ઘટેજ. અમેરિકાની એક વૈજ્ઞાનિક સાધનોની કંપની—("મેસર્સ કીડ")માં માત્ર નિર્વ્યસનીઓનેજ નોકરીએ રાખવાનો કડક નિયમ હતો. વૈજ્ઞાનિક સાધનો અને યંત્રોની ઝીણવટભરી બનાવટમાં કુશાગ્ર બુદ્ધિ અને નિયમિતપણું પ્રથમ પંક્તિની જરૂરિયાત માગી લે છે. આ કંપનીની નોંધ પ્રમાણે તેઓનો સમયનો વ્યય માંદગી અને અકસ્માતને કારણે કુલ કામના સમયનો માત્ર એકજ ટકો હતો. જ્યારે આવા કડક નિયમન પાળતી બીજી એવીજ કંપનીના સમયમાં દશ ટકાનો વ્યય નોંધાયો હતો. અને આજ કારણે "મેસર્સ કીડ"ના નોકરો માટે દરેક વીમા કંપનીઓએ પોતાનો દર ૩ શિ. ૬ પે. રાખ્યો હતો જ્યારે બીજા સર્વો માટે ૮ શિ. ૬ પે. હતો. મદ્યનિષેધના સમયમાં અમેરિકામાં ભારે કામ માગી લેતાં કારખાનાંઓના ઉત્પાદનમાં ૭ ટકાનો વધારો થયાનું સિદ્ધ થયું છે. [Colorado Fuel & Iron Co.,] જ્યારે "વ્હાઇટ ઓક કોલ કંપની"ના હિસાબી ખાતાંએ દારૂનિષેધનાં પહેલાંજ અઠવાડિયામાં ૯૦ ટકા જેટલો ઉત્પાદનનો વધારો નોંધ્યો છે. શ્રમને હિસાબે વેતન આપતી કોલસાની ખાણોના કામદારોની તેર અઠવાડિયાની આવકના આંકડા નીચે આપ્યા છે. દરેક કિસ્સાઓમાં ૪૮ વ્યસનીઓ અને ૪૮ નિર્વ્યસનીઓની આવક જમા કરી છે:—

| | નિર્વ્યસની. | વ્યસની. |
|---|---|---|
| | પૌ. શિ. પે. | પૌ. શિ. પે. |
| ખાણ નં. ૧ | ... ૯૩૬–૯–૦ | ૬૮૯–૧૨–૦ |
| " " ૨ | ... ૧૫૩૨–૦–૬ | ૭૮૮–૮–૬ |
| " " ૩ | ... ૧૨૬૪–૩–૦ | ૧૦૭૬–૧૪–૦ |
| " " ૪ | ... ૯૮૪–૬–૦ | ૮૨૫–૧૩–૬ |

નિર્વ્યસનીની આવક આ રીતે ૩૯ ટકા વધારે જણાઈ હતી અને વેતન ઉત્પાદનને આધારે અપાએલ હોઇ નિર્વ્યસનીઓનો ઉત્પાદનનો હિસ્સો એટલેજ અંશે વધારે ગણી શકાય (મંન્મથ-શાવર). પ્રમુખ હુવર ૧૯૨૫માં ઉદ્યોગ અને દારૂનિષેધ વિષે બોલતાં જણાવે છે કે અમેરિકાનો ઉત્પાદન વધારાનો દશ ટકા જેટલો હિસ્સો મદ્યનિષેધને આભારી છે. ૧૯૨૬માં પ્રો. ઇર્વીંગ ફિશર આ વિષય પર પોતાનું મન્તવ્ય રજૂ કરે છે કે ઉત્પાદનમાં ઓછામાં ઓછો પાંચ ટકા વધારો મદ્યનિષેધને આભારી છે.

મદ્યનિષેધ અને ઉત્પાદનને લગતી અમેરિકાની ઉપરની વીગતો એટલું તો ચોક્કસ બનાવી આપે છે કે માત્ર સ્થૂળ ઉત્પાદનનુંજ સરવૈયું લેતાં મદ્યનિષેધને કારણે તેમાં વધારો થયો છે. આડકતરી રીતે આ ઉત્પાદનને કેવું અને કેટલું પ્રોત્સાહન મળ્યું હશે એ જણાવું ઘણુંજ મુશ્કેલ છે. વળી મદ્યનિષેધને આભારી એવી કામગારની તંદુરસ્તીમાં થયેલ વધારો તથા તેનાં આયુષ્યમાં થયેલ વધારો પણ આંકડાઓ રૂપે રજૂ કરાવો મુશ્કેલ છે.

ઉત્પાદનની દૃષ્ટિએ મદ્યનિષેધ આડકતરી રીતે સમાજને અને રાષ્ટ્રને ઘણોજ લાભદાયી થઇ શકે. આ કારણે ઉત્પાદનને કેવું અને કેટલું પ્રોત્સાહન મળી શકે એ હવે આપણે વિચારીએ.

### ઉત્પાદન પાછળનો માનવ શ્રમ

અહિં આપણે "ઉત્પાદન"નાં સાધનો વિષે થોડો વિચાર કરીશું તો અસ્થાને નહિં ગણાય. સાધનોનો ખ્યાલ કરવા બેસીશું ત્યારે પહેલાં આપણી કલ્પનામાં મોટાં જંગી કારખાનાંઓ અને તેમાં ભયાનક રીતે ફરતાં યંત્રો યાદ આવશે. જરા ઊંડા ઉતરીશું ત્યારે વળી કારખાનાંઓની બહારનાં ઉપયોગમાં લેવાતાં છતાં કદાચ એવી વિશેષ મહત્વ ધરવતાં બેનીનાં ઓજારોનો ખ્યાલ આવશે અને આપણને એમ થશે કે અરે! હજી તો આપણી કલ્પનામાં પ્રથમ

આવવું જોઈતું હતું. અને એજ વિસરાઈ ગયું ! ખરું પૂછો તો હજી આપણે "સાધનો" એ શબ્દનો પૂરો અર્થ વિચાર્યો નથી. દરેક ઉત્પાદનમાં, પછી તે કારખાનાંમાં તૈયાર થતી મોટરગાડીઓ હોય કે ભર્યાભર્યાં ખેતરોમાં ફાલતો પાક હોય, ઉત્પાદનનું પ્રધાન સાધન તે કામગાર કે ખેડુત છે, નહિં કે જડ ઓજારો ! કોઈપણ પ્રકારનું ઉત્પાદન પ્રાથમિક ભૂમિકામાં શ્રમ રૂપેજ હસ્તી ધરાવે છે. શ્રમ શારીરિક હોય કે પછી માનસિક. શ્રમને દરેક ઉત્પાદનનું સૂક્ષ્મ સ્વરૂપ લેખી શકાય. ઉત્પાદનને પ્રોત્સાહન આપવું એટલે તેની પાછળ વપરાતા શ્રમને વ્યવસ્થિત રીતે ગતિમાન કરવો. શ્રમની આવી સુવ્યવસ્થા, શ્રમ જેને આભારી છે એવાં તેનાં સાધન—માનવધનની એષ્ટતા માગી લે છે.

## શ્રમજીવી વર્ગની સુખાકારી

ઉપર ટાંકેલા પુરાવાઓ એટલું તો જરૂર દર્શાવે છે કે સીધી રીતે દારૂ થોડા પ્રમાણમાં પણ દેહને અનેક રીતે હાનિકારક છે. જે જાતનો દારૂ આપણા કામગાર ભાઈઓ પીએ છે અને જે પ્રમાણમાં પીએ છે તે શરીરને તાત્કાલિક અને કાયમી એવી અનેક હાનિઓ પહોંચાડે છે. એટલુંજ નહિં, આ વ્યસનની ઉત્તરોત્તર પ્રજા પરની અસર પણ જેવી તેવી નથી. આ વિષયનું સંશોધન નથી થયું એનો અર્થ એવો નથીજ કે મદ્યની આવી વિનાશકતા આપણા સમાજમાં હસ્તીજ નથી ધરાવતી. મદ્યનિષેધનાં મંડાણથી તત્કાળ આપણો શ્રમજીવી-વર્ગ જરૂર સીધી રીતે કંગાળ અને નિરૂપયોગી થતો અટકશે. ચાલુ મદ્યનિષેધથી ભવિષ્યની પ્રજા અમુક અંશે વધારે બળવાન, તંદુરસ્ત અને દીર્ઘાયુષી બનશે. એટલે અંશે એ પ્રજાના શ્રમદ્વારા ઉત્પન્ન થયેલ ઉત્પાદન વધશે એટલું જ નહિં પણ ઉચ્ચ કોટીનું થશે.

આવકનો મોટો હિસ્સો વ્યસની કામગાર પોતાના "પીણાં"માંજ વેડફી નાખે છે. [ અને નિર્વ્યસની કામગાર ઘણા ઓછા હોય છે. ] પરિણામે બાળકો અને કુટુંબ માટે આવકની જે બચત રહે છે તે ભાગ્યે જ પેટભરી ખાવા માટે પૂરતી છે. આવી પરિસ્થિતિને લઈને યોગ્ય પૌષ્ટિક આહાર, અંગ ઢાંકવા પૂરતાં વસ્ત્રો અને માંદગી દરમિયાન વૈદ્યકીય સારવાર માટે જરૂરી એવી મૂડીનો વિચાર સરખો કરવાનું કામગાર કે તેની સ્ત્રીના ભાગ્યમાં નથી રહેતું. આવી આર્થિક સંકડામણમાં પીસાતું કામગાર કુટુંબ દેવાદાર બને છે એમાં નવાઈ જેવું કશું જ નથી, અને આપણો ધીરધાર કરનાર વર્ગ, એ વિષે શું લખવું !

તમે કહેશો કે કામગારની કુલ આવકજ એટલી ક્ષુલ્લક હોય છે કે દારૂ ન પીયે તોપણ બચેલા પૈસાને આધારે એની સાધારણ સ્થિતિમાં ખાસ ફેરફાર પડવા સંભવ નથી. કેટલે અંશે આ દલીલમાં સત્ય રહ્યું છે. પણ જે કામગાર દ[illegible] પીવાની આદત ધરાવે છે તેની આમદાની વધવાથી [illegible] વધારાની આવક દારૂમાંજ વાપરશે એમાં શંકાને સ્થાન નથી આ મત કામગારો—વ્યસની કામગારો—ના ગાઢ સંપર્કમાં રહ્યા પછીજ બંધાયો છે. આમદાનીનો વધારો જ્યાં જરૂરી હોય ત્યાં પણ મદ્યનિષેધનું મંડાણ થયું હશે તોજ કા[illegible] હાલતમાં ફરક પડવા સંભવ છે.

મદ્યનિષેધને પરિણામે આમ વેડફાતો પૈસો કૌટુંબિ[illegible] ઉપયોગમાં આવશે. કુટુંબની સ્થિતિ સુધરતાં એની અસર કામગારનાં માનસ પર જરૂર થવાની, અને આ અસર તેનામાં જે ઉત્સાહ પ્રેરશે તે થોડેઘણે અંશે પણ સમાજને લાભદાયી થયા વગર નહિં રહે.

## મદ્યનિષેધથી ઉત્પાદનમાં થનારો ચોક્કસ વધારો

અહિં મદ્યનિષેધથી સંભવિત એવા ઉત્પાદનને થનારા [illegible] ફાયદાઓ વર્ણવ્યા છે તે બધા, સમાજના ઉત્પાદનને હાનિકાર[illegible] એવાં બીજાં કારણો હસ્તી ધરાવતાં છતાં થશે એમ માનવાન[illegible] જરૂર નથી. મદ્યનિષેધનો કાર્યક્રમ કેવા પ્રકારનો છે તે પ[illegible] ઉત્પાદન પરની તેની અસરનો આધાર ઘણે મોટે ભાગે રહે છે ઉત્પાદનને લક્ષમાં રાખીને એવા કાર્યક્રમની યોજનાન[illegible] મહત્ત્વના મુદ્દાઓ નીચે પ્રમાણે હોઈ શકે :—

(૧) મદ્યનિષેધનો કાર્યક્રમ ધીમી છતાં પ્રગતિકાર[illegible] ગતિએ અમલમાં મૂકાવો જોઈએ.

(૨) પ્રત્યાઘાતી અસર પર પૂરું લક્ષ આપી ચોરી છૂપીથી થતા પ્રચાર પરત્વે સરકારે સતત જાગૃત રહેવું જોઈએ.

## દારૂબંધીને કારણે

**ઉત્પાદનમાં ચોક્કસ પ્રમાણમાં વધારો થાય છે એમ નક્કી થયું છે. અમેરિકામાં ઉત્પાદન વધારાનો લગભગ દસ ટકા જેટલો હિસ્સો દારૂબંધીને જ આભારી છે. દારૂબંધીથી શ્રમજીવી વર્ગની સુખાકારી વધે છે, કામગાર વર્ગ બળવાન, તંદુરસ્ત અને કાર્યકુશળ બને છે અને એનું સીધું પરિણામ સ્નાયુશક્તિ માગી લેતાં ઉત્પાદનના વધારામાં આવે છે.**

(૩) પોતાની નોકરીમાં કામગારની ઉત્તરોત્તર ચડતી તથા કુશળતાની જરૂર છે એવાં જવાબદારી માગી લેતાં કામમાં તેનું રોકાણ એ તેને વ્યસનથી દૂર રાખવામાં ઘણા મદદરૂપ થાય છે.

(૪) કામગારો ખાસ કરીને વ્યસની કામગારોનાં મનરંજન અર્થે તાત્કાલિક ઉપાયો લેવાવા જોઇએ. આવા કાર્યક્રમો, મેળાવડાઓ, વિગેરે મનરંજક હોવા ઉપરાંત મદ્યથી થતાં નુકશાન વિષે માહિતી આપવાની દૃષ્ટિથી યોજાવા જોઇએ.

(૫) બાળકો અને પ્રૌઢો માટે કેળવણીનાં કેંદ્રો સરકારી ખર્ચે નભવાં જોઇએ. કેળવણી મનોરંજક કાર્યક્રમો દ્વારા જેટલી અપાશે તેટલી તે ગ્રાહ્ય થશે.

(૬) કામગારોની મંડળીઓ કેવળ કેળવણી અને સંસ્કારવૃદ્ધિ કરવાના હેતુથી રચાવી જોઇએ જેથી હલકી જાતના મનરંજન કે હાનિકારક વ્યસનો રળવા હળવાના બાનાં હેઠળ ન પોષાય. આવા મંડળીઓની બેઠકો રજાને દિવસે અને ખાસ કરીને પગાર મળ્યો હોય તે દિવસે પોતાના કાર્યક્રમો યોજે.

## દારૂએ વાળ્યો દાટ

દારૂએ વાળ્યો દાટ હો વીરા, દારૂએ વાળ્યો દાટ
ઘરમાં પાણી ધાન નથીને છૈયાં જુવે વાટ
હો વીરા દારૂએ વાળ્યો દાટ

ઘરવાળી તારી ઘરમાં રૂવે હાંડલા જોતાં વાટ
કરી કમાણી મોજમાં માણી અંતે પડનો ચાટ !
હો વીરા દારૂએ વાળ્યો દાટ

જોને દુર્બળ દેહ આ તારો કંતાયેલો ધાટ
અભડાયેલો આત્મા તારો દારૂની સંગાથ
હો વીરા દારૂએ વાળ્યો દાટ.

જે ઓળીયામાં નરનારાયણ ઘટઘટ કરતાં વાત
એનું યું કંઇ સાંભળે નહિ ને પડે નરકની વાટ,
હો વીરા દારૂએ વાળ્યો દાટ

શ્રી. સુરેશ ગાંધી





# ચિનાબને કિનારે

લેખક: શ્રી. નવરંગલાલ ધોળકિયા, બી.એ., એલ.એલ.બી.

પંજાબની ભૂમિ તો નગાધિરાજ હિમાલયની લાડીલી છે. પોતાના અખૂટ હિમભંડારમાંથી પાંચ પાંચ અમૃતધારાઓ વહેવડાવીને હિમગિરિએ એ ભૂમિ ઉપર કાચું સોનુ પકવ્યું છે. ઝેલમ અને ચિનાબ, સતલજ, બિયાસ અને રાવી-એક નહિ પાંચ પાંચ સરિતાઓ, હજારો વર્ષથી આ ભૂમિનો અભિષેક કરી રહી છે. જુગ જુગનાં તોફાનોને પચાવી ગએલા પર્વતરાજનાં એ મીઠાં ઝરણાંઓએ તો પંજાબને વીરભૂમિનું બિરુદ અપાવ્યું છે. એ ભૂમિ ઉપર પરાજિત થએલા પુરૂ પાસે પણ મહાન વિજેતા સિકંદર નમી પડેલો. એણે સિંધુને પેલે પારથી ધસી આવેલા લાખો પરદેશી અશ્વોની ખરીઓના ઘા સહન કર્યા છે. ગુરૂ નાનકનો નવસંદેશ એ ભૂમિમાંથીજ પ્રકટયો છે. અને ગુરૂ ગોવિંદસિંહ જેવા અનેક વીરોની કુરબાની પણ એણેજ સ્વીકારી છે. એવા એ પંજાબની ઉત્તર સરહદ તો છેક હિમગિરિના ચરણોમાં આળોટે છે. એના પહાડોની ખીણોમાં મીઠાં ફળોથી લચી પડતાં વૃક્ષોનાં ઝુંડો આંખો ઠારી રહે છે. ચિનાબનાં પાણી પહાડો કૂદીને મેદાન ઉપર આવતાં જરા ધીમાં પડયાં છે. એના પશ્ચિમ કિનારે મુઝફરપુર નામનું એક ગામડું માતાની કેડે ઝુલતા બાળકની જેમ ઝુલી રહ્યું છે.

ચિનાબના કિનારા ઉપર સોનેરી ખેતરોની હારમાળા લાગી ગઈ છે. દાણાઓથી ફાટફાટ થતાં કણસલાંવાળા ઘઉંના ગોઠણ સમાણા છોડવાઓને ડોલાવતો નદી ઉપર થઈને આવતો શીળો વાયુ પોતપોતાના ખેતરોમાં ફરતા બે પડોશી કિસાનોની વાતચીત ખેંચી લાવે છે.

"એ સલામ, અબુચાચા"

"સલામ, ભૈયા સલામ, કૌન કરતારસિંહ? અચ્છે તો હો ન?"

"હાં ચચા અચ્છા હૂં. નન્હા કૈસા હૈ આંજ સુબહ તો વહ નીંદ લે રહા થા ઇસસે ઉસે બિના દેખે હી ચલા આયા હૂ".

"અકરામ અચ્છા હૈ, કરતારસિંહ અરે હાં ભૈયા, ઠીક યાદ આયા. કલ ઉસકી સાલગિરહ હૈ હમ સાથ રોટી ખાયેંગે. સાનઅમ્માસે કહેના કબાબ ભી બનાવે. તુમ લોગોં કે લિયે ખાસ ઝાટકેકા માંસ મંગવા લૂંગા."

"અચ્છા અચ્છા, અબુચાચા એસા કરેંગે. ચલો કલ તો અકરામ કે સાથ ખૂબ ખેલેંગે."

આ બન્ને પડોશીઓનાં ઘરો વચ્ચે એક નાની સરખી દિવાલ જ હતી. અબુચાચાની ઓરત શિરીન અને કતાર-

સિંહની પત્ની જ્ઞાનકુંવર વચ્ચે પણ પાકાં બહેનપણાં હતાં. એકબીજાના ખેતરોમાં વવાતાં મોસમી શાકોની લહાણી એક બીજાને ત્યાં ચાલ્યાજ કરતી. ખેતરોને શેઢે ઉગેલાં બે ચાર ફળઝાડોનાં મીઠાં ફળો પણ બન્ને કુટુંબો સાથે જ ખાતાં. દરરોજ સાંજે અબ્દુમિયાં અને કરતારસિંહ ખાટલા ઉપર બેસીને લાખલાખની હાંકતા હોય ત્યારે મોહલ્લાના કેટલાયે લોકો એમાં ભાગ લેવા આવતા. પંજાબમાં હિંદુ અને મુસલમાની પહેરવેશમાં ખાસ ફરક હોતો નથી એટલે આ બે કુટુંબો જુદી જુદી કોમનાં છે એવો ખ્યાલ પણ તરત ન આવતો. હા, એટલું ખરું કે અબ્દુચાચા ઘેર નમાજ પઢતા અને જુમ્માને દિવસે મસીદે જતા અને કરતારસિંહ દરરોજ ગુરુદ્વારામાં જઇને ગ્રંથસાહેબને નમન કરતો.



કિનારા ઉપર ઉભેલા અબ્દુચાચાના દિલની પીડા આંસુઓ બની ચિનાબના પાણીમાં ટપક ટપક ટપકી રહી...... [ પૃ૪-૪૦ ]

અબ્દુચાચાનો અકરામ બે વર્ષનો થયો ત્યારે કરતારસિંહને ત્યાં પુત્રી અવતરી. શિરીનને પુત્રી નહોતી એટલે એણે કરતારસિંહની કીર્તિકુંવરને ભારે લાડ લડાવ્યા: એના માટે સોનાની કંઠી પણ ઘડાવી આપી. બન્ને ખેડુત કુટુંબો સુખી હતાં. ઈદ અને દિવાળી બન્ને કુટુંબો ઉજવતાં. અબ્દુચાચા પણ ઉદાર દિલના હતા. એક વાર કરતારસિંહની સાથે અમૃતસરનું મોટું ગુરૂદ્વાર પણ જોઇ આવેલા. પણ નદી કાંઇ મેદાનમાંજ વહ્યા કરે? વચ્ચે કાં તો બિહામણું જંગલ આવે અને કાં તો કોઈ પહાડની કોતર. અબ્દુચાચાની જીવનસરિતાની આડે પણ એક ભેખડ આવી પડી. આઠ દિવસની બીમારીમાં શિરીન અલ્લાના દરબારમાં ચાલી ગઇ. અકરામ માંડ પાંચ વર્ષનો હશે. જ્ઞાનકુંવરે આ અસહાય બનેલા બાપબેટાને સાચવી લીધા. એક વર્ષ તો જોતજોતામાં નીકળી ગયું. પણ ખેડુતનું ઘર, એમાં તો એકવીસ કામ નીકળે. જ્ઞાનકુંવર જાણતી હતી કે અબ્દુચાચાના દિલમાં ઊંડા ચીરા પડ્યા છે. મુસલમાન તો એક સાથે ચાર ઓરત કરી શકે પણ અબ્દુચાચા તો અલોપ થયેલી એક શિરીનને પણ ભૂલી શકતા નહોતા. જ્ઞાનકુંવરથી અબ્દુચાચાનું દુઃખ જોયું જાતું નહોતું. એક વાર અબ્દુચાચા અને કરતારસિંહ આંગણામાં બેઠા હતા ત્યારે બારણાની આડમાંથી જ્ઞાનકુંવર બોલી,

"ચાચાજી, આપ શાદીકે બારે મેં તો કુછ સોચતે ભી નહિ. ભલા કિસાનકે ઘરકી દેખભાલ કહીં નૌકરોંસે હોતી હૈ?"

"અમ્મા મૈં જાનતા હું ઘરકા સારા ઇન્તઝામ બિગડ ચલા હૈ લેકિન મેરા દિલ બૈઠ ગયા હૈ. મૈં શાદી કૈસે કરૂં?"

નજીક આવેલા મીરપુરના માલદાર કિસાન ઇનાયતખાંની બેટી જુલેખા સાથે અબ્દુચાચાની ફરી સાદી કરાવી ત્યારેજ જ્ઞાનકુંવરને જંપ વળ્યો. અબ્દુચાચા પણ ભાગ્યશાળી કે નવી પરણેતર જુલેખા અકરામને સગા બેટાની જેમ ઉછેરવા લાગી અને ઘરના વહીવટમાં પણ એણે શિરીનની ખોટ પૂરી પાડી. ફરી પાછી જીવન-નદી ધીરગંભીર બનીને વહેવા લાગી અને સમય પણ પાણીના રેલાની જેમ દોડવા લાગ્યો.

જુલેખાને એક પુત્ર થયો હતો અને જ્ઞાનકુંવર પણ પુત્રની મા બની હતી. કીર્તિકુંવર ગુરૂદાસપુર જીલ્લામાં એક મોટા કુટુંબમાં પરણી ગઈ હતી. અકરામની પણ સાદી થઇ ગઇ હતી અને ખેતરનો વહીવટ હવે એજ સંભાળતો. કરતારસિંહનો પુત્ર સરજીત અકરામથી સાત વર્ષ નાનો હતો પણ અકરામ એને નાના ભાઇની જેમ ચાહતો. બન્ને સાથેજ ખેતરે જતા અને સાથેજ વળતા. અબ્દુચાચા તો પચાસ વટાવી ચૂક્યા હતા અને કરતારસિંહની દાઢીમાં પણ ચળિયાં દેખાતાં હતાં. જ્ઞાનકુંવર અને જુલેખા બન્ને પ્રૌઢતા પામ્યાં હતાં અને એમનો સ્નેહ પણ એટલોજ પ્રૌઢ બન્યો હતો.

હજીયે અબ્દુચાચા અને કરતારસિંહનો રાતનો ડાયરો ચાલુજ હતો. દરરોજ અલકમલકની ચર્ચાઓ ચાલતી. હમણાં હમણાં કંઇક અવનવી વાતો આવવા લાગી હતી. "મુસલમાનોએ જીવવું હોય તો પાકિસ્તાન લેવું પડશે. પાકિસ્તાન નહીં સ્થપાય તો કાફરોનું રાજ સ્થપાશે. હવે ગોરાઓ તો જવાના છે. ઇસ્લામનો ઝંડો ફરીથી ફરકાવવો છે" એવાં એવાં સૂચનોથી ડાયરાના વાતાવરણમાં પણ તરંગો ઉઠ્યા હતા. એકાદ વાર તો વાદવિવાદમાં ઝઘડો પણ થઇ પડેલો એટલે અબ્દુચાચાએ મોહલ્લાના પડોશીઓને ભેગા થવાની ના કહી હતી.

હવે આંગણમાં ખાટલાઓ ઢળાતા નહોતા પણ અબુ-ચાચાની પડશાળમાં કરતારસિંહ અને અબુચાચા બેજ જણા બેસતા. અબુમિંયાંનું દિલ ફફડી ઉઠ્યું હતું. કાંઇ ભારે અમંગળ બનાવાનું છે એવા પડઘાઓ એ અનુભવતા હતા. કોઈવાર બોલી ઉઠતા,

"કરતારસિંહ, ભૈયા, કયામતકા દિન નજદીક હોગા કયા ? બહુત બુરી ખબરેં આતી હૈં. કહતે હૈં કિ બંગાલમેં તો મુસલમાનોંને સેંકડોં હિંદુઓંકી કતલ કર ડાલી હૈ ઔર કઇ હેવાનોંને તો ઓરતોંકી અસ્મત ભી લૂટી હૈ. યા ખુદા, કયા હોનેવાલા હૈ ?"

કરતારસિંહ જવાબ દેતો, "અબુચાચા, મૈં ભી યહી સોચાતા હૂં યહ કયા સચ હોગા ? મૈંને તો યહ ભી સુના હૈ કિ હિંદુઓંને બદલા લિયા હૈ ઔર બિહારમેં હજારોં ગરીબ મુસલમાનોંકો ગાજરમૂલીકી તરહ કાટ ડાલે હૈં ઔર ઉનકે ઘર જલા દિયે હૈં. ઐસા હુઆ હો ફિર જરૂર કયામતકા દિન નજદીક હોગા".

"અરે ભૈયા કરતારસિંહ, ઔર ભી કઇ શહરોંમેં છુરેબાજી હોતી હૈ ઔર માસૂમોંકી કતલ હોતી હૈ. કયા આદમિયોંસે ઇન્સાનિયત ભીડ ગઇ. યહ તો ઠીક લેકિન યહાં પંજાબમેં ભી બૂરી હવા ફૈલને લગી હૈ. કલ મસીદમેં લોગ કાનાફૂસી કરતે થે. યહાં ભી દગા મચનેકી બાતેં હો રહી હૈં. ઐસા ભી સુના હૈ કિ હમારે પ્યારે પંજાબકે ટુકડે હોનેવાલે હૈં. યા ખુદા ! કલ તો દો હાથ, દો પૈર ઔર દો આંખે ભી જુદા હોનેકી બાતેં કરેંગે."

દિવસો વીત્યા અને આ બે પડોશીઓનો ભય ખરો નીકળ્યો. મુલતાન અને રાવળપીંડી જીલ્લાઓમાં ભયંકર તોફાનો ફાટી નીકળ્યાં અને હિંદુ અને શીખોની નિર્દય કતલ થઈ. આગનો ભડકો ફેલાતોજ ચાલ્યો. એક ગામથી બીજે ગામ માણસાઇની એ હોળીની જ્વાળા પ્રસરવાજ લાગી. મુઝફરપુરને સીમાડે પણ એ ભડકો પહોંચ્યો. અબુચાચા તો ફફડી ઊઠ્યા. હજારેક માણસોની વસ્તીવાળા આ ગામમા માંડ બસો શીખો અને પચાસેક હિન્દુઓ રહેતા હતા ગઇકાલેજ પશ્ચિમ ભાગોળે આવેલા ગુરૂદ્વારા પાસે પાંચેક શીખોનાં ખુન થઇ ગયાં અને ત્રણચાર ઘરોને આગ પણ લાગી ગઇ. કરતારસિંહ, જ્ઞાનકુંવર અને એનો પુત્ર સરજીત એ બધાં તો સિંહબાળકો તેઓએ નક્કી કર્યું કે ગુંડાઓને આપણે આપણી કિરપાણોનો સ્વાદ ચખાડીને આ ભૂમિ ઉપરજ આપણે પોઢી જવું. પણ ગઇ રાતેજ અબુચાચાએ અને જુલેખાએ એમને સમજાવ્યાં, કહ્યું કે તમે મરશો તે પહેલાં તો અમે બધાં કુરબાન થઇ જશું. અબુચાચા ત્રણેક દિવસથી તો ઘણાજ બેચેન હતા કારણ કે છેલ્લી નમાજમાં એણે મુસલમાનોને કહેલું કે આપણા ગામમાં તો પરકોમના માણસનો વાળપણ વાંકો ન થવો જોઇએ પણ એને જવાબ મળેલો, "યહ તો મઝહબકા સવાલ હૈ. હમ હરેક કાફરકા



સૂતેલાં જળને જગાડતી હોડી આગળ સરકતી હતી ત્યારે......
(પૃ. ૪૦).

નાશ કરેંગે.” ત્યારપછી અણુચાચાના દિલમાંથી ઈન્સાનિયત ઉપરની શ્રદ્ધા ઊઠી ગઈ હતી. એને લાગ્યું કે મઝહબની લગામ ખુદાના હાથમાંથી શેતાનના હાથમાં સરકી ગઇ છે. રાત્રે એણે આંસુભરી આંખે કહ્યું, “ભૈયા કરતારસિંહ, શાનઅમ્મા, કલ સુબહ સૂરજ નિકલનેસે પહલે તુમ લોગ ભાગ ચલો. નાંવમેં ચિનાબ પાર કરકે સામનેવાલે ગાઝીપુરમેં પહુંચો. મેરા અકરામ સાથ આયગા ”

“ નહીં નહીં અણુચાચા, હમ તો ઇસી ભૂમિપર પૈદા હુએ ઔર બડે હુએ. ઇસીપર હી મરેંગે. ”

“ ના, અમ્મા, ઐસી બાત મત કરો, હાં, અગર કોઇ બાહરકા દુશ્મન આયા હોતા તો હમ સબ સાથમેં લડતે ઔર મરતે લેકિન યહાં તો બાજી શયતાનકે હાથોંમેં આ ગઇ હૈ ઔર શયતાનકે હાથોંસે મરનેમેં ભી પાપ હૈ. તુમ કુછ સવાલ મત ઉઠાઓ. તુમ્હારે ઘરબાર, ખેતીબારી, સબ કુછ મૈં સમ્હાલૂંગા ઔર મુઝે પૂરા ભરોસા હૈ કિ એક દિન લોગોંકે સિરસે યહ શયતાન ઉતરેગા. ઉસ દિન મૈં તુમ લોગોંકો મેરે કંધોંપર બિઠાકર વાપસ લાઉંગા. નહીં તો તુમ્હારી ઉપજકી પાઇપાઇ જમા કરુંગા ઔર તુમ્હેં કિસી તરહ પહુંચાઉંગા. મૈં તુમ્હારે પાંવ પડતા હૂં. સુબહ હોતે હી યહાંસે ચલે જાના. મૈંને મસ્જીદમેં જો બાતેં સુની હૈં વે તુમ્હારે સામને કૈસે કહૂં? યા ખુદા! મસજીદેં ભી શયતાનિયતકે કારખાને બન ગયાં! તૂ કહાં ચલા ગયા? ખૈર, કરતારસિંહ, તુમ્હેં જાના હી હોગા. ગાઝીપુરમેં અકરામકા સસુરાલ હૈ ઉધરસે બૈલગાડી લેકર તુમ પૂરબકી ઓર ભાગતે હી રહો. અકરામ તુમ્હેં સલામત જગહ તક પહુંચા દેગા. અગર બીચમેં કિસી ગુંડેને તુમ્હેં પરેશાન કરનેકી કોશિશ કી તો મેરી ફરમાન હૈ કિ અકરામકી કુરબાની કે બાદ હી વહ તુમ્હેં છૂ સકેગા. બસ અબ કુછ ન બોલો. જૈસે અકરામ મેરા બેટા હૈ વૈસે સરજીતભી. ઉસકી સલામતીકા વિચાર કરકે જાઓ. જાઓ. ખુદા તુમ્હેં સલામત રખે. ”

શ્રાવણની રાત્રિ હતી છતાંયે આકાશમાં ચાંદરણાંની અણીઓ ઝબકારા કરી રહી હતી. દૂરની ટીટોડી તો ક્યારનીય બોલી ગઇ હતી. છેટેથી કુકડાની પહેલી બાંગ સંભળાઇ. ચિનાબને કિનારે ચાર છ પડછાયાઓ એક બીજાને ભેટી રહ્યા હતા. નદીનું વહેણ જાણે થંભી ગયું હતું. છેલ્લે છેલ્લે બે છાયાકૃતિઓ ભેટી રહી હતી. હોડીમાં બધાં ગોઠવાઇ ગયા પછી હલેસાંએ નદીના શાંત પાણી ઉપર પહેલી થાપટ મારી. અણુચાચાનો અશ્રુભર્યો આવાજ સંભળાયો.

“ ખુદા હાફીઝ ”

સૂતેલાં જળને જગાડતી હલેસાંની ધીમી સપાટોથી ઉત્પન્ન થતા ખળખળાટની સાથે સાથે હોડી આગળ સરકતી હતી ત્યારે કિનારા ઉપર ઉભેલા અણુચાચાના દિલની પીડા આંસુઓ બનીને ચિનાબના શાંત પાણીમાં ટપટપ ટપકી રહી હતી પ્રકૃતિ પણ આ કરુણ દૃશ્ય ઉપર અબજો આંસુ વરસાવી રહી હતી.



# અંતિમ માંગલ્ય

મનુષ્યનો ગમે તેટલો અધઃપાત થયો હોય છતાં છેવટે તો તે ઉર્ધ્વગતિ પામે જ છે છેવટે તો એ સુધરેજ છે. નદી વાંકી ચૂંકી, આડી-અવળી વહે, કાંઠા તોડી બેફામ બને, તોપણ અન્તે તો એ સમુદ્રને જ મળવાની......

—શાને ગુરૂદેવ.

# શિસ્ત અને વ્યવસ્થા

## જીવનને સુખી, સંતોષી, સમૃદ્ધ અને માંગલ્યમય બનાવતાં બે તત્ત્વો

લેખકઃ શ્રી. અનંતપ્રસાદ વસાવડા.

જીવન જીવવું એ પણ એક કળા છે. કોઇ પૂછશે કે માં કળા જેવું શું છે? પણ જુદી જુદી આદર્શ વ્યક્તિઓનાં જીવન તપાસો તો તમને જરૂર લાગશે કે તે ખરેખર એક કળા છે. એ કળા જેણે બરાબર હસ્તગત કરી છે તે ખરું જીવન જીવી જાણ્યાં કહેવાય.

જીવન જીવવાની કળા, ખરું પૂછો તો, દરેક વ્યક્તિએ હાથ કરવી જોઇએ. પણ અફસોસની વાત એ છે કે સંગીત, ચિત્રકળા વિગેરે લલિતકળાની માફક આ કળામાં પણ બહુ થોડા લોકો પારંગત હોય છે. કેટલાક કહેશે "અમે સંગીત ક્યાંથી શીખીએ? સાધનો જોઇએ ને?" કોઇ કહેશે "ચિત્રકળાનો અમને પણ શોખ છે પણ તે પોષવા માટે ખર્ચ ક્યાંથી કાઢવો?" આ સમજી શકાય તેવી દલીલ છે. પણ જીવન જીવવાની કળા આપણે કેમ ખીલવી નથી તે નથી સમજી શકાતું. જીવન તો દરેક મનુષ્યને ઇશ્વરે આપેલ છે. આપણા સૌની પાસે રંગો છે, પીંછીઓ છે, ચિત્રની રેખા છે, પણ તેમાં રંગો કેમ પૂરવા તે આપણને નથી આવડતુ.

### જીવનનાં ધ્યેય વિષે મતો

માણસ જન્મે છે; મોટો થાય છે; જુદી જુદી દિશાઓમાં પ્રગતિ કરે છે; અને જ્યારે તેના દિવસો ખતમ થાય છે ત્યારે તે મૃત્યુ પામે છે. અનાદિ કાળથી આ ઘટમાળ ચાલી આવે છે અને અનંતકાળ સુધી આમ ચાલ્યા કરશે. આટલા લાંબા કાળથી મનુષ્યજીવન ચાલ્યું આવે છે તે છતાં ફરીફરીને પુછાએલો એક મહાન પ્રશ્ન વળી ફરીફરીને પૂછાય છે કે જીવનનું ધ્યેય શું? પ્રખર વિદ્વાનોએ અને મહાન વિચારકોએ પોતાની સમજ પ્રમાણે જીવનનું ધ્યેય સમજાવ્યું છે અને સામાન્ય માણસે પોતાની સમજ પ્રમાણે તે ગ્રહણ કર્યું છે. તે છતાં મહાપ્રશ્ન તો ઉભો જ છે કે "આ જીવનનું ધ્યેય શું?"

તપસ્વીઓ કહે છે કે આ જીવન અસંખ્ય મણકાઓની માળાનો એક મણકો છે; અસાર છે; ક્ષુલ્લક છે; એટલે મારું-તારું નહીં કરતાં, જડવાદી ન થતાં, ઇશ્વર ભક્તિમાં મન પરોવી જીવન વ્યતીત કરવું. અર્થવાદીઓ કહે છે કે જીવનનું ધ્યેય તેને ઊંચી કક્ષાએ લાવવાનું છે; તેમાં રસસિંચન કરી તેને જીવવા લાયક બનાવવાનુ છે; દરેક વ્યક્તિને સમાન હક અને સમાન તક આપીને, આવક અને ખર્ચનો સમન્વય રહે તેવી આર્થિક વ્યવસ્થા રચીને જીવનનું ધ્યેય સાધવાનું છે.

### સુખ: એની વ્યાખ્યા અને વ્યાપ્તિ

ઉપર દર્શાવેલા બન્ને પ્રકારના ધ્યેયનું મધ્યબિન્દુ સુખ છે પણ તે કેવી રીતે મેળવવું તે હજુ આપણે સમજી શક્યા નથી. આપણે સૌ પોતપોતાનું જીવન તપાસીએ. કોઇને ગરીબીનું દુઃખ હશે તો કોઇને બીમારીનું. કોઇની પત્ની દુષ્ટ હશે તો કોઇનો પતિ કુટેવોથી ભરપુર કે ખરાબ ચાલચલગતવાળો હશે. કોઇને કૌટુંબિક મુશ્કેલીઓ હશે તો કોઇને અન્ય આપણને સૌને લાગશે કે આપણે હોવા જોઇએ તેટલા સુખી નથી. જુદી જુદી વ્યકિતઓનાં જીવન તપાસવાથી આપણને જણાશે કે નથી ગરીબ સુખી કે નથી તવંગર. પોતાનો ઘણોખરો સમય ઇશ્વરના પૂજન અને ભજનમાં ગાળતો દેખાતો ધર્મિષ્ટ પણ સુખી નથી અને સાંસારિક બાબતોમાં રચ્યો મચ્યો રહેલો અનિશ્વરવાદી પણ સુખી નથી. અભણ કે વિદ્વાન, સ્ત્રી કે પુરુષ, આબાલવૃદ્ધ સૌને પોતપોતાનું દુઃખ હોય છે. અલબત એક વાત સાચી છે કે કેટલાંક દુઃખો સાચાં હોય છે અને તે તેનાં નક્કર સ્વરૂપમાં માણસને દુઃખી કરે છે પણ મોટે ભાગે માણસ માનસિક દુઃખથી પીડાય છે. એ દુઃખો સાચાં હોતાં નથી. માણસ પોતાના મનથી માન્યા કરે છે કે પોતે દુઃખી છે. જો ગરીબ અને તવંગર બન્ને પોતાને સુખી ન માનતા હોય તો એટલું ચોક્કસ કે ધનથી સુખ નથી મળતું. સુખ મેળવવાનાં સાધનો કંઇ જુદાં જ છે. આ સાધનોની બક્ષિસ ઇશ્વરે દરેક મનુષ્યને આપેલ છે તેનો ઉપયોગ કરતાં આવડવું જોઇએ. આપણા સૌના જીવનમાં સુખનાં તત્વો રહેલાં હોય છે, માત્ર તેને ખીલવતાં આવડવું જોઇએ. **જે ખીલવી જાણે છે તે સુખી, બાકી બધા દુઃખી.**

તો પ્રશ્ન એ ઉભો થાય છે કે જીવનને સુખમય કેવી રીતે બનાવવું? જીવનમાં રહેલાં સુખનાં તત્વો કેવી રીતે ખીલવવાં કે જેથી તે આનંદિત અને ઉલ્લસિત બને? કોઇ કહેશે "મારી આવક ઓછી છે; મારે બહોળું કુટુંબ નિભાવવાનું છે; મારી સ્ત્રી માંદી રહે છે; મારે માથે કરજ છે; હું આટલી બધી હાડમારીઓ સહન કરી રહ્યો છું અને તો ક્યાંય સુખનું તત્વ નથી દેખાતું." આવા માણસે

જીવન જો બારીકાઈથી તપાસવામાં આવે તો જરૂર જણાય કે તેમાં કેટલાંક હાનીકારક તત્વો ખીલવવામાં તે પોતે જોખમદાર છે; તેમાં કંઈક વ્યવસ્થાની ખામી છે જેને લીધે મુશ્કેલીઓ સિવાય તેને બીજું કશું દેખાતું નથી. સામાન્ય રીતે આપણી રહેણી-કરણીમાં, આપણી રીતભાતમાં કંઈક ત્રુટિઓ રહેલી હોય છે અને તેના પરિણામે આપણને દુન્યવી મુશ્કેલીઓ સહન કરવી પડે છે. આપણા જીવનની એકએક પ્રવૃત્તિ જો વ્યવસ્થિત હોય તો આપણે આદર્શ જીવનનું સુખ ભોગવી શકીએ.

## વ્યવસ્થાની આવશ્યકતા

દુનિયામાં મોટા ભાગના લોકોનું જીવન અવ્યવસ્થાથી ભરચક હોય છે. આપણામાંથી ઘણાને ઉંઘવાનો નિયમ નથી હોતો; કેટલાક ભૂખ ન હોય તોપણ, વખતે કે કવખતે ખૂબ ખાય છે; બીજા કેટલાક પોતાના મિત્રો સાથે ઘર બહાર ફર્યા કરે છે; હોટેલોમાં ખાણી-પીણી કરી, નાટક-સીનેમાએ જોઈ અમનચમન કરે છે અને પોતાની સ્ત્રી કે બાળકો કે અન્ય કુટુંબીઓ પ્રત્યેની ફરજ ચુકે છે. આમાંથી કોઈ સુખી નથી અને આમાંથી કોઇ બીજાને આવું સુખ આપી નથી શકતો. સાચા સુખનો માર્ગ જીવનને વ્યવસ્થિત બનાવવામાં છે. દરેક મનુષ્યના જીવનમાં નિયમિતતા, અને વ્યવસ્થા હોવાંજ જોઇએ. કોઇ કહેશે કે આજકાલના ધાંધલીયા શહેરી જીવનમાં કોઇ જાતની નિયમિતતા નથી રહી શકતી; પેટનો ખાડો પુરવાની ચિન્તામાં અન્ય કોઇ બાબત પ્રત્યે પૂરતું લક્ષ નથી આપી શકાતું. આવું કહેનારાઓએ પૂજ્ય મહાત્મા ગાંધીજીનું જીવન તપાસવું જોઇએ. એમણે જગરાજ માટે ભેખ લીધેલો પણ એમની રહેણી-કરણી કેટલી બધી નિયમબદ્ધ અને સુઘડ હતી! જીવન વ્યવસ્થિત બનાવવામાં કે નિયમિત બનાવવામાં બહારની કોઇ વસ્તુ આડે નથી આવતી.

## મર્યાદામાં રહેવું જરૂરી છે

મોટા ભાગના લોકો પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે અને તેથી દુઃખી થાય છે. તથા અન્યને દુઃખી કરે છે. કેટલાક પોતાનો કપડાંનો શોખ પોષવા ખાતર ખૂબ મોટો ખર્ચ કરે છે. કેટલાક પોતાની દારૂ પીવાની આદતને સંતોષવા ખાતર ખૂબ દારૂ પીએ છે. તેવીજ રીતે નાટક-સીનેમા અને અન્ય શોખનાં સાધનો પાછળ કેટલાક સમય અને ધન વેડફી નાખે છે. ગરીબ કે મધ્યમ વર્ગ આમાંનો કોઇ શોખ નીભાવી શકે તેમ નથી. એ તો સમજી શકાય તેવી વાત છે કે જો કોઇ સામાન્ય સ્થિતિનો માણસ દારૂ પાછળ કે મોજશોખ પાછળ પોતાની કમાણીનો વ્યય કરે તો તે પોતાના તેમજ પોતાના કુટુંબીઓના જીવનની મુખ્ય જરૂરીઆતો પૂરી ન જ પાડી શકે. આપણે જોઇએ છીએ કે આવા લોકોના ઘરમાં હાંલ્લાં કુસ્તી કરતાં હોય છે, પત્ની માંદી રહે છે, બાળકોને શિક્ષણ તો ક્યાંથીજ આપી શકાય? આવા લોકો પોતાની મર્યાદા ઓળંગીને બહાર ગયા છે; તેઓનો ખર્ચ તેમની કમાણીને અનુરૂપ નથી હોતો અને પરિણામે તેઓ દુઃખી છે. એટલે સૌએ પોતાની મર્યાદામાં રહેવું જરૂરી છે ઘણી વખત આપણે દેખાદેખીથી ખોટો ખર્ચ કરીએ છીએ. આપણામાંના ઘણાઓએ દેખાદેખીથી જ પાશ્ચાત્ય રહેણી-કરણી ગ્રહણ કરી છે. આપણા દેશની સંસ્કૃતિ એટલી સમૃદ્ધ અને વિકાસ પામેલી છે કે જો તેને આપણે આપણા જીવનમાં બરાબર ઉતારી આપણો ઉત્કર્ષ સાધીએ તો આપણું વ્યક્તિગત તથા સામુદાયિક જીવન એટલું આદર્શ બને કે પશ્ચિમની પ્રજાને આપણું અનુકરણ કરવાનું રહે.

## શિસ્તપાલનનું મહત્ત્વ

કેટલીક વખત આપણી અવ્યવસ્થાથી આપણે બીજાને બહુ અગવડમાં નાખીએ છીએ. આપણી જાહેર સભાઓમાં અને સમારંભોમાં કેટલી બધી ગેરવ્યવસ્થા હોય છે! શિસ્તની કેટલી ખામી હોય છે? આપણામાંના ઘણા આપેલો સમય ચુકશે; મોટેથી વાતો કરશે; જ્યાં ત્યાં થુંકશે; બીજાની પરવા નહીં કરે; અસભ્ય રીતે વર્તશે. આપણું જાહેર જીવન જેટલું અવ્યવસ્થિત છે તેટલુંજ અવ્યવસ્થિત આપણું ગૃહજીવન છે. જેમ તેમ ઊંઠવું-બેસવું, ઘરની ચીજ વસ્તુઓ કોઇ વ્યવસ્થા વગર મુકી રાખવી, બાળકોને રડવા દેવા. આ બધું તો ખૂબ સામાન્ય થઈ પડયું છે. જાહેર જીવનમાં શું કે ગૃહજીવનમાં શું મોટા ભાગની અવ્યવસ્થાનું કારણ એ છે કે ઘણાને વ્યવસ્થા શું છે તેની પૂરી સમજ નથી. કેટલાકને તો વ્યવસ્થા જાળવવાનો વિચાર સરખો પણ નથી આવતો. ગંદા રહેવું તે એક સામાજિક ગુનો છે, અસભ્ય વર્તન તે એક અસભ્ય વાંક છે એવું જો બાળકોને પહેલેથીજ શીખવવામાં આવે તો તેઓ જ્યારે ઉંમર લાયક થાય ત્યારે આદર્શ શહેરી થઈ શકે. દરેક સ્વતંત્ર પ્રજાને એક અગર બીજી રાષ્ટ્રીય ખાસિયત હોય છે. વ્યવસ્થા એ આપણી રાષ્ટ્રીય ખાસિયત હોવી જોઇએ અને એ ખાસિયતને આપણે એવી રીતે કેળવવી જોઇએ કે જેથી દુનિયાના અન્ય દેશો આગળ તેને માટે આપણે મગરૂરી લઇએ.




રામપુર ગામમાં ખેડુતો અને તેમની સ્ત્રીઓ ભજનની ધૂન મચાવી રહ્યાં છે. જીવો ભગત નામનો એક ખેડુત તેમાં અગ્રભાગ લઇ રહ્યો છે. ધૂન પૂરી થતાં જીવા ભગતને રામો ભગત કહે છે:—

ભગત, તમે તો સારું ય જીવન શહેરમાં ગાળ્યું છે. ત્યાં કાંઈ આવી ધૂન થતી નથી. છતાં તમને આ નાદ ક્યાંથી લાગ્યો?"

"રામા ભગત" ગંભીરપણે, કરુણ અવાજે જીવો કહે છે: "શહેરમાં હતો ત્યારે કરમની કઠણાઈ હતી. હું 'હરિનો મારગ' ભૂલ્યો'તો. મારા તાલેવંત શેઠને તો એ મારગ સૂઝ્યો જ ન'તો. એમને એક વેળા સવાલાખની લૉટરી મળી અને એમણે એવાં રાક્ષસી કામો કર્યાં, જેને લીધે મારે શહેર છોડવાનો વારો આવ્યો".

"રાક્ષસી કામો? એ વળી કેવાં હતાં?"

"વાત જરા લાંબી છે. બધા શાંતિથી સાંભળો. હું તે કહું છું." અને તેણે કહેલી વાત આ રહી:—

જગુભાઈ ઉર્ફે જગમોહન મૂળતો તદ્દન ગરીબ જુવાન. મુંબાઇમાં સસ્તા ભાડાની એક ચાલીમાં એનો વસવાટ; એની સાથે એની મા અને એની વહુ રહે છે. માનું નામ મંગળા. વહુનું નામ નિર્મળા. સાસુ-વહુ દેવીનાં અવતાર જેવાં છે. એ બે વચ્ચે ઉત્તમ પ્રકારનો મેળ રહે છે. બીજાં કુટુંબોની માફક, સાસુ-વહુના ઝઘડા એમની વચ્ચે નથી.

જગુભાઇ એક ખાનગી વેપારીની દુકાને રૂા. ૪૦)ના માસિક પગારથી નોકરી કરે છે. એને લૉટરી ભરવાનો છંદ લાગ્યો છે. અવારનવાર એમાં તે નાણાં બગાડતો રહે છે. એક વેળા ડર્બીની લૉટરી ભરવાને પરિણામે એને સવા લાખ રૂપીઆનું ઇનામ લાગે છે.

ગરીબ કારકુન હવે શ્રીમંત તરીકે વસવા લાગે છે. વાલકેશ્વર ઉપર રૂા. ૩૦૦)ના માસિક ભાડાથી એક બંગલો ભાડે લે છે. તહેનાતમાં અનેક નોકરો રાખે છે. જીવો ભગત મુખ્ય નોકર છે.

ગરીબીમાં નિર્મળા જાતે રસોઇ કરતી. શ્રીમંતાઇમાં તેને ત્યાં રસોઇઓ આવે છે. ગરીબીમાં જગુભાઇ પગે ચાલતા, શ્રીમંતાઇમાં તેઓ મોટર રાખે છે. ગરીબીમાં સીનેમા–નાટકો જોઇ શકાતાં નહીં, શ્રીમંતાઈમાં એક પણ દિન એવો પસાર થતો નથી, જ્યાં સિનેમા ગૃહ કે નાટક-ઘરની મુલાકાત તેમણે લીધી ન હોય. ગરીબીમાં બહુ મિત્રો ન હતા. શ્રીમંતાઇમાં અનેક મિત્રો મળે છે. તે કેવા! મોટે ભાગે બદીની રાહે જનારા! અપવાદ છે માત્ર એક જણ. શ્રીમંતાઇમાં જગુભાઇને એના તરફ અણગમો આવે છે, કારણ કે, તે નિરંતર સદ્વિચારો અને સદાચારોની વાત કરે છે!

લૉટરી લાગ્યાને કારણે તાલીમિત્રો જગુભાઇને મહેફિલના જલસા માટે આગ્રહ કરે છે. એક દિવસ નક્કી કરવામાં આવે છે; મેવા મિઠાઈ, દારૂ અને સુકો મેવો, બધા કોરી પ્રસાદી માટે અગાઉથી બંદોબસ્ત કરવામાં આવે છે. બંગલામાં રાત્રે ઝાકઝમાળ રોશની કરવામાં આવી છે. અનેકને આમંત્રણો અપાયાં છે.

મહેફિલને આગલે દિન માતા પુત્રને કહે છે: "બેટા, આને બદલે હરિકીર્તન કરાવ ને? કોઇ અનાથાશ્રમમાં નાણાં આપને? વિદ્યાદાન માટે કોઇ સંસ્થા ઉઘાડ ને?"

જયુભાઇ બહાનાં કાઢે છેઃ "દાનધર્મ ધીરે ધીરે કરીશ, આ તો કેવળ નિર્દોષ આનંદ છે. આજ સુધી જે મિત્રોએ મને ગરીબીમાં નિભાવ્યો તેઓને મારા સુખી સમયમાં હું ભૂલી જઉં એ ફરજ ચૂકવા બરોબર છે. પહેલી હું આ ફરજ પતવી દઉં છું, પછી બીજી વાત."

પત્ની તેને સમજાવે છે કે, ભેગો ભેગો શુભ દાનનો નિર્ણય કરી નાંખો. કોઈ સંસ્થામાં સુંદર રકમનો ચેક મોકલી આપો, પણ જયુભાઈ માનતો નથી.

પાર્ટીમાં રાતના ૧૧ વાગ્યા સુધી તો સામાન્ય રીતે ઘણાએ આવે છે અને જાય છે પરંતુ તે પછી, પોતાના ૭-૮ મિત્રો-સહિત જયુભાઈ ખાસ ભાડે રાખેલા બંગલામાં જાય છે. અહીં નર્તિકાના નાચનો કાર્યક્રમ છે. અહીં દારૂની બાટલીઓના બૂચ ખોલવાનો કાર્યક્રમ છે.

જીવનમાં કદી જયુભાઈ દારૂને અડકયો નથી. જીવનમાં કદાપિ એક બિન્દુપણ એણે ચાખ્યુ નથી. આજની રાત જાણે વરતીની રાત છે! ખુશામદખોર મિત્રો એને વાયુધ્રુત જગવે છે. જીવનમાં તે પહેલ-વહેલીજ દારૂ પીએ છે. એક બિન્દુ નહી-એક પ્યાલી નહીં-અનેક પ્યાલીઓ. બેહોશ થતા સુધી પીવાય એટલી પ્યાલીઓ.

અને જ્યારે નશાબાજ તદ્દન ભાન વિનાનો બની જાય છે ત્યારે દોસ્તો એનાં ગજવાં ખાલી કરે છે. એમાંથી નોટોના થોકડા કાઢી લે છે. એમાં એક પણ પાઇ બાકી રાખતા નથી.

બાદ નોકર જીવાને તેના શેઠની સંભાળ લેવાનું કહી દોસ્તો પસાર થઈ જાય છે.

× × × ×

—માતાને અને પત્નીને એ રાત્રે ચિંતા થાય છે, ઉંઘ આવતી નથી. નિર્મળા બારી આગળ ઉભી રહીને પતિની રાહ જોયાજ કરે છે. માતા બિછાનામાં બેસી રહીને ચિંતા કરે છે. રાત્રિના બે વાગે છે. પણ જયુનું આગમન થતું નથી.

દોઢ કલાક વધુ વીતે છે. મકાનના ચોગાનમાં મોટર દાખલ થાય છે. તેમાંથી પ્રથમ નોકરો ઉતરે છે. તેઓ શેઠને ઉંચકીને મકાનમાં લાવે છે. માતા અને પત્નીને દિલમાં ફાળ પડી રહેછેઃ "શું અકસ્માત થયો હશે?"

જીવો અને બીજા નોકરો જયુને લાવીને બિછાનામાં સુવાડે છે. માતા જીવાને કહે છેઃ "ડાકટરને જલ્દી બોલાવ."

જીવો કહે છેઃ "માતાજી, આપ એમની કશી ચિન્તા કરશો નહીં. એમને નિરાંતે ઉંઘવા દેશો. સવાર પડતાં આપ જોશો કે, શેઠ સાહેબ સ્વસ્થ થઈને ઉઠશે."

માનું મન એ આશ્વાસનથી મનાતું નથી. પત્ની પણ ચિંતામગ્ન બની રહે છે. માને અચાનક એક વ્યક્તિ યાદ આવેછે. એનું નામ છે શીવદન.

જયુની ગરીબીમાં જયુનો, મંગલાનો અને નિર્મલાનો સદૈવ સહાયક, એવો એ મિત્ર છે. તે રાતપાળીમાં મીલમાં નોકર છે. માતા જીવાને બોલાવીને કહે છેઃ "શ્રીવદનને બોલાવીએ."

"ભલે, એમને મીલમાંથી બોલાવી લાવવા, એ મારૂં કામ," જીવો કહે છે.

પત્ની કહે છે, "પણ એમને તો હમેશાં ધુત્કારવામાં આવતા આપણે ત્યાં એમને પગ મૂકવાની પણ ના પાડેલી છે."

માતા કહે છેઃ "પણ શીવદન એક સાચો સદ્‌ગૃહસ્થ છે મને ખાતરી છે કે, એ આપણી બેચેનીની વાત સાંભળીને દોડ્યો આવશે. માન અપમાનની એ પરવા રાખે એવો નથી."

"માતાજી, આપ સચું કહો છો" એમ કહી જીવો, શ્રીવદનને ટેલિફોન કરે છે. શ્રીવદન તરતજ જવાબ દે છેઃ "આ આવ્યો, ચિંતા કરીશ નહીં, માને અને ભાભીને આશ્વાસન આપજે."

અર્ધો કલાક વીતતાં તે આવી પહોંચે છે. જયુની હાલત જોતાંજ તે બોલી ઉઠે છે:—

"હા! આ અધમ માર્ગે તે વિચર્યો છે!" તે જીવા તરફ જોઈ રહે છે.

જીવો હાથ જોડીને કહે છે, "અમે તો ચિઠ્ઠીના ચાકર દેવ! ના પાડીએ તો શેઠના ગડદાપાટુ, લાતો, ગાળો વગેરેની બક્ષિસ પામીએ! વધારે ટકકર ઝીલીએ, તો નોકરીમાંથી પાણીચું મેળવીએ! શેઠ સાહેબે હુકમ કરેલો એટલે અમે દારૂના બાટલા વેચાતા લાવેલા! શેઠ સાહેબના જીગરજાન અને ખુશામદખોર મિત્રોએ એક ખાસ બંગલો ભાડે રાખેલો ત્યાં, હાય! શેઠ સાહેબને, અમારાં જીગર ચીરાઈ જતાં હતાં તેવી હાલતમાં પણ, દારૂ પાઇને બે હોશ બનાવવામાં આવ્યા! એ લોક આગળ અમારૂં શું જોર!

"ત્યારે આ હાલત દારૂથી થઈ છે!" મા પૂછે છે.

"હા, માતાજી," જીવો જવાબ દે છે અને શ્રીવદન સામે હાથ જોડીને ઉભો રહે છે.

"જીવા" શ્રીવદન કહે છે: "તારો આમાં લગીરે દોષ નથી કાઢવાનો. દોષ તો કર્મરેખાનો છે. એને લીધે જ સદ્‌બુદ્ધિવાળાઓને દુર્બુદ્ધિ સુઝે છે. જો કોઇ વિદ્વાનના હાથમાં આ રૂપિયા આવ્યા હોત તો, તેણે અમર રહી જાય એવું પુસ્તક લખીને પ્રકટ કર્યું હોત. જો કોઇ ઉદ્યોગપતિના હાથમાં અથવા તો વેપારીને હસ્તક આ નાણાં આવ્યાં હોત તો તેણે વેપાર-ઉદ્યોગ ખીલવવામાં ખર્ચ્યાં હોત. જો કોઇ રાષ્ટ્રવિધાયકને હસ્તક આટલા રૂપિયા આવ્યા હોત તો તેણે રાષ્ટ્રોદ્ધાર અને જનકલ્યાણ માટે કોઇ સંસ્થા કાઢીને તેની પાછળ તે ખર્ચ્યા હોત! પરંતુ……"

શ્રીવદન થંભી જાય છે. તેનું હૃદય ભરાઇ આવે છે. જગુની માતા અને પત્નીનાં દિલ દુઃખવવાની તેની ઇચ્છા ન હોવાથી જગુ પર કોઇપણ આક્ષેપ કરતો તે અટકી જાય છે.

માતા આંખમાં આંસુ લાવીને કહે છે: "તું અચકાયો પણ હું તારું કહેવું પૂરું કરું છું. મૂળ મર્કટ અને તેણે મદિરા પીધી! ખરાબ સંગત, ધર્મ ધ્યાનની વાત કહેનારાઓ ઉપર ચીડ અને એમાં ન દીકાનું દીઠું એવું અઢળક ધન! કર્મરેખા જ અવળી! તું સાચું કહી રહ્યો છે. આવાઓને હાથ આટલા બધા પૈસા ન આવવા જોઇએ! જો આવે છે તો આમ દુરુપયોગમાં વેડફી મારે છે!"

શ્રીવદન એને આશ્વાસન આપે છે અને એક ઇલાજ સૂચવે છે. દરરોજ પ્રાતઃકાલથી એક શાસ્ત્રીજી હમેશાં કથા વાર્તા કહેવા આવશે. જગુને તે સાંભળવા ફક્ત અર્ધો કલાક બેસાડજો. એ કથા વાર્તા એના મન પર કાંઇક પણ નિર્મળ અસર કરશે એવું શ્રીવદનનું માનવું છે.

પત્નીને આ વિષે શંકા રહે છે.

મા ઉમળકાભેર શ્રીવદનની સૂચના સ્વીકારે છે.

**બીજા દિવસની** સહવારથી જગુને ત્યાં એક વિદ્વાન શાસ્ત્રીજી અર્ધા કલાક માટે આવવા લાગે છે જગુ જાગ્રત થતાં સ્વસ્થ બન્યો છે. નશાનું ઘેન ઉતરી ગયું છે. મા, પત્ની, જૂનો મિત્ર અને પડોશીઓ તથા નોકરવર્ગ કથા વાર્તા સાંભળી રહ્યાં છે. તે પણ સાંભળવા બેસી જાય છે. માનું હૃદય પ્રફુલ્લ બને છે.

શાસ્ત્રીજી ધીરે ધીરે યુવાનોનાં કર્તવ્ય સમજાવનારાં દૃષ્ટાંતો રજૂ કરે છે. સમાજ સેવા, ઉત્તમ આચરણ, નીરોગી અને નિર્વ્યસની જીવનની ઝાંખી કરાવતા કંઇ કંઇ પ્રસંગો વાર્તાની ઢબે કહે છે, કેટલીયે સ્વનામધન્ય મહાન વ્યક્તિઓનાં અપૂર્વ જીવનનો ખ્યાલ આપે છે. અર્ધા કલાકમાં એઓ એવી બધી વાતો કરી નાંખે છે કે, સમજનાર વ્યક્તિ ઉપર તેની અસર થયા વિના રહે નહિ.

કથાને અંતે જગુ લજ્જિત બને છે, અને જ્યારે સૌ કોઇ વેરાય છે ત્યારે માત્ર માતા, પત્ની અને શ્રીવદન બાકી રહેતાં તે કબૂલ કરે છે કે, "રાત્રે દારૂના નશામાં હું ભાન ભૂલ્યો હતો. મને તે બદલ ઘણો પસ્તાવો થાય છે. જીવન એ પહેલી વખતનું કુકર્મ હતું પ્રભુ મારો એ દોષ માફ કરશે?"

શાસ્ત્રીજી કહે છે! "ભાઇ, દોષ તારો નહીં—ખરાબ સંગતનો! જેઓ ગઇ કાલે તારા દોસ્તો બન્યા તે સર્વને માનવ જીવનના છ રિપુઓ જેવા ગણ, તેઓની સંગત ત્યજી દે અને તારા પૈસાનો દુર્વ્યય ના થાય તેની સંભાળ રાખ." અને એ પછી શાસ્ત્રીજી તેને અચાનક પ્રશ્ન કરે છે: "ભાઇ, તારી તિજોરીની ચાવી સલામત છે ને? તું જેટલાં નાણાં તારી સાથે લઇ ગયો હતો તેટલાં બધાંજ તારા ખિસ્સામાં છે ને?"

જગુ કોટનાં ખિસ્સાં તપાસે છે. તિજોરીની ચાવી સલામત છે પરંતુ એક પણ નોટ તેમાં નથી!

તે ચોંકે છે અને કહે છે: "હું મારી સાથે રૂા. ૫,૦૦૦ લઇ ગયો હતો, અત્યારે એમાંથી એક પાઇ પણ મારા ખિસ્સામાં નથી!"

"શું એ બધાજ તેં નશામાં ખર્ચ્યા, ભાઈ? શું એ બધાજ તેં નર્તિકાઓને બક્ષિસ કર્યા?"

"ના. બધા વાપર્યા ન હતા." જગુ યાદદાસ્ત તાજી કરે છે અને પછી થોડી વારે ઉમેરે છે, "મને યાદ છે કે, માત્ર બે હજાર જ વપરાયા છે બાકી, રૂા. ૩,૦૦૦ રહેવા જોઇતા હતા!"

"એ બાકીના રૂપીઆ ક્યાં ગયા?" માતા પૂછે છે.

શાસ્ત્રીજી એક પ્રસિદ્ધ ગીત ગાય છે:

"તેરી ગઠડીમેં ચોર, બાબા,
તેરી ગઠડીમેં ચોર!"

બાદ ઉમેરે છે: ગમારોની જમાતમાં એ નાણાંની લૂંટ થાય એમાં શી નવાઈ? ભાઈ, તારા એ કહેવાના દોસ્તો તારા દુશ્મન હતા! તને બેહોશ જોઇ, તે રૂપીઆ તેઓ લુંટી ગયા છે! મારું અનુમાન બરાબર છે? તારું પોતાનું શું માનવું છે?"

જયુને હવે સમજાય છે કે, ચોક્કસ એ રૂપીઆ ખુશામત-ખોરો લુંટી ગયા છે; અને આ મુદ્દા ઉપરથી શાસ્ત્રીજી તેને કહે છે: "એકવાર ઠોકર ખાધા પછી અધઃપતનને માર્ગેથી ઉન્નતિને માર્ગે જઇ શકાય છે. ભાઇ, મારું કહેવું માને તો, જે ગયું તેની ચિંતા ન કરીશ. જે બાકી રહ્યું તે જાળવીશ, તો, તારી ઉન્નતિ થશે. એનો એકજ સચોટ ઇલાજ હું સૂચવું?"

"કૃપા કરીને કહો."

"તારી તિજોરીની ચાવી માતાજીને સોંપી દે. જ્યારે પણ તને નાણાં જોઇએ ત્યારે તેમની પાસેથી માગજે. ચાવી માતાજી પાસે હશે એટલે તને જરૂરી ખર્ચ કરવાની જ ઇચ્છા થશે. વળી, તારે એક નિયમ ઘડી રાખવો. જ્યારે પણ ખર્ચ કરવું હોય ત્યારે ખૂબ મનનચિંતન કરવું. માતાજીની સલાહ લેવી જરૂરી જણાય તો તેમ કરવું. આથી તને એક લાભ એ થશે કે, તું સન્માર્ગે જ ખર્ચ કરી શકીશ અને દુર્વ્યય અટકાવી શકીશ."

જયુ માતાને ચાવી સોંપી દે છે. માતા ખુશ થાય છે.

× × × ×

શાસ્ત્રીજીની ધર્મકથાવાર્તાનું આકર્ષણ થોડાક દિવસ સુધી જયુને રહે છે. પછી તેને કંટાળો આવે છે. તે થોડો વખત હાજરી આપે છે. કોઇવાર મોડો આવે છે. કોઇવાર દિવસો પાડે છે અને પછી, તો, સવારમાં વહેલો ઉઠીને બહાર ચાલ્યો જાય છે. જ્યારે કથાનો સમય થઇ જાય છે ત્યારે કેટલીયે વારે તે મોડો ઘેર આવે છે.

માતા એની ગેરહાજરી સંબંધી પ્રશ્ન કરે છે. કેટલીક વાર તો માથું દુઃખવાનાં કે પેટમાં ચૂંક આવવાનાં, એવાં એવાં બહાનાં કાઢે છે અને પછી એક વાર કહી દે છે: "મને એમાં રસ પડતો નથી!"

"પણ બેસવામાં તારું શું જાય છે?"

"મને આગ્રહ ન કરશો."

એકાદ પખવાડીઆ સુધી રહેલો સંયમ હવે ઢીલો બને છે. મિત્રો તેને ખબર આપે છે કે, અમે એક ક્લબ કાઢી છે, તેમાં આવતો રહે. જે સંયમ હવે સરી પડે છે. ક્લબના આનંદના ખ્યાલોથી એનું દિલ ભરપૂર બને છે. એવામાં માતા અને શાસ્ત્રીજીનો ઉપદેશ યાદ આવે છે. ક્લબમાં જવાના ન જવાના પ્રશ્નમાં તે વિચાર કરતો ઉંઘી જાય છે. ત્યાં તેને સ્વપ્ન આવે છે.

નેકી અને બદીની આકૃતિઓ તેની સમક્ષ ઉપસ્થિત થાય છે. સુન્દર વસ્ત્રોમાં સજ્જ થયેલી બદી, એને વ્યામોહના માર્ગોએ જવા લલચાવે છે. શ્વેત વસ્ત્રો જેણે પરિધાન કરેલાં છે, એવી નેકી તેને નિર્મળ ધોરી માર્ગોએ જવા ઉપદેશે છે. દુર્દૈવે, બન્નેમાંથી જય થાય છે આખરે બદીનો! નેકીની વાતો એને ગમતી નથી. બદી સાથે તે જાય છે.

જયુના સ્વપ્નતરંગો આગળ વધે છે—જયુ ક્લબમાં જાય છે, એટલે તમામ મિત્રો તેની આસપાસ વીંટાઇ વળીને ખૂબજ પ્રેમથી એનું માનસન્માન કરે છે. અને નૃત્યનો જલસો શરૂ કરાવે છે. પણ એમાં દારૂ નથી!

"કેમ?" જયુ પૂછે છે.

"શાસ્ત્રીબુવાએ ના પાડી છે!" મિત્રો કહે છે.

શાસ્ત્રીબુવાનું નામ સાંભળતાં જયુ ઉકેરાઇ જાય છે. પડ્યા તડી બકે છે અને નોકર જીવાને હુકમ કરે છે. "જા, દારૂના બાટલા લઇ આવ."

નોકર કહે છે: "બાપજી, બધું લાવીશ પણ દારૂ નહીં."

જયુ ગુસ્સે થઇ જાય છે તેને ગડદાપાટુ મારે છે. સોટીઓ ફટકારે છે. નોકરીમાંથી કાઢી મૂકવા ધમકી આપે છે. લાચારીથી જીવાને જવું પડે છે.

સ્વપ્નતરંગનું દૃશ્ય બદલાય છે—

દારૂનો શીશો દૈત્ય રૂપે એક પાસ ઉભો છે. દૂધનો શીશો ફિરસ્તા રૂપે બીજી પાસ ઉભો છે. બન્ને શીશાઓ વચ્ચે સંવાદ ચાલે છે. દૂધનો બાટલો દારૂના બાટલા ઉપર આક્ષેપ કરે છે કે, "જીવ માત્રને તું નરકમાં લઇ જાય છે" દારૂનો બાટલો કહે છે: "ભોગવ્યું તે સુખ! જિંદગી તો ચાર દિનની ચાંદની છે. એમાં કાંઇ સાધુ થઇને ન રહેવાય. મરવાનું તો સૌને છે. અને સ્વર્ગ તથા નરક, તો, શાસ્ત્રીબુવાઓએ ઉભાં કરેલાં કલ્પનાનાં તત છે! દારૂ તો જીવને પરીસ્તાનની પરીઓનો મેળાપ કરાવે છે." જયુ આ સાંભળીને દૂધના શીશાને લાત મારીને ફોડી નાંખે છે. દારૂના બાટલા તે છાતીએ લગાડે છે. દારૂનો દૈત્ય ભયંકર અટ્ટહાસ્ય કરે છે ચોમેર દારૂના દૈત્ય રૂપી બાટલાઓ નાચે કુદે છે.

બદીનો વિજય થાય છે. દૂધના ફુટેલા શીશામાંથી ફિરસ્તો ઉત્પન્ન થઇ પ્રતિજ્ઞા લે છે કે, માણસ જાતને નેકી તરફ વાળવા હું નિરંતર સખ્ત યત્નો કરીશ.

જયુનું જીવન પુનઃ અધઃપતનનું જીવન બની રહે છે. એજ નર્તિકાઓ, એજ જુગાર અને એજ દારૂનો નશો! જયુ દારૂના નશામાં રાત્રે ઘણીવાર મોડો આવે છે

ત્યારે પત્ની તેને તેનું વર્તન સુધારવા શિખામણ આપે છે પણ તે ગુસ્સે થઈ જઈને તેને મારે છે. પત્ની તે માર સહન કરે છે પણ ઉપદેશ દેવાનું કાર્ય ચાલુ જ રાખે છે. નવરાત્રિના દિવસો આવે છે. નિર્મલા એક બીજા લત્તામાં પોતાની એક સખીને ત્યાં રોજ રાત્રે ગરબા ગાવા જાય છે; અને મોડી આવે છે. જગુ તેની આ ગેરહાજરીનો લાભ એક રાત્રે લે છે.

એ ભયંકર રાત્રિ છે. જગુનુ મસ્તક નશાની હાલતમાં તે રાત્રે ભમી ગયેલું છે. તેને એક નવીન ઝંખના જાગી છે. તે નશામસ્ત હાલતમાં ઘેર આવે છે. માતાને જગાડીને કહે છે: "મને અત્યારે ને અત્યારે એક હજાર રૂપીઆ આપ".

"બેટા, શું કરીશ?" મા પૂછે છે.

"ચાહે તે કરીશ".

"એવો ઉદ્ધ્‌ડ જવાબ શા માટે દે છે? પૈસા તારા છે. મારે શું ઓઢવા-પાથરવા છે? તું કોઇ સારા કામ માટે પૈસા માગતો હોય તો તે કામ કરે".

"મા, ટકટક ના કર. મને રૂપીઆ આપી દે!"

"બેટા, તેં શરાબ પીધો છે. તારી આ હાલતમાં તું સન્માર્ગે પૈસા ન જ વાપરે એ દેખીતું છે",

"નહીં આપે તો જબરદસ્તીથી લઈશ."

"જબરદસ્તી! મા સામે?"

"મારી મુનસફીમાં આડે આવનાર મા હોય કે માંધાતા હોય; તેને હું દૂર કરીશ.".

"બેટા, તું આ નથી બોલતો—શરાબ બોલે છે."

"ચાહે તે માન, ચાવી લીધા વિના હું રહેવાનો નથી."

"બેટા, તું આજ્ઞાંકિત પુત્ર છે, તેં કદાપિ મારી અવગણના કરી નથી. મને તારામાં વિશ્વાસ છે કે, અત્યારે હું ના પાડું છું તો તું મારૂં કહેવું માની જઈશ."

"તું ભૂલમાં અટવાય છે, મા. તું મને નાણાં નહીં આપે તો..."

આ વખતે નોકર જીવો ત્યાં આવી પહોંચે છે. તેને જોઇને જગુ કહે છે: "ચાલ્યો જા. અહીંથી."

મા જીવાને કહે છે: "જીવા, ગરબામાંથી નિર્મલાને બોલાવી લાવ. જગુ અત્યારે ઉશ્કેરાઇ ગયો છે. નિર્મલા તેને શાન્ત કરશે."

જીવો નિર્મલાને બોલાવવા જાય છે. જગુ કહે છે: "હું કોઈના કહેવાથી શાન્ત થવાનો નથી. મને જો તું ચાવી નહીં આપ તો, મા, હું તારૂં ખૂન કરીશ!"

"ગાંડી વાત ના કર, બેટા, એક પુત્ર પોતાની માનું ખૂન કરે, એવું હું કદી ન માનું."

"આજ તે માનવું પડશે."

"તો જગત કહેશે કે, પુત્રે નહીં પણ શરાબે ખૂન કર્યું છે. **જગત શરાબને ધિક્કારશે. તને—શરાબીને પણ ધિક્કારશે.**"

"મને એ ટકટકારો નથી જોઇતો, મા, તિજોરીની ચાવી ક્યાં છે? બતાવ—નહીં તો તારૂં ખૂન કરીશ."

જગુ શયતાન બન્યો છે. દારૂનો કેફ એને એટલો બધો ભ્રમિત બનાવી રહ્યો છે કે, મા ને મા રૂપ નહીં પણ ભ્રમિત ચિત્તે એક કડક દેખાવના પહેરેગીર તરીકે જુએ છે. એની આંખે 'મા' દેખાતી નથી. તે ઝનૂની બનીને તેના તરફ ધસે છે. "દૂર હટ, ઓ દુષ્ટ પહેરેગીર!" તે બૂમ મારે છે: મારી તિજોરી પર તારો પહેરો નહીં જોઇએ. મને રોકનાર તું કોણ?........"

"બેટા, બેટા, હું તારી મા છું. માનું કહેવું માન. શાન્ત થા........"

માનો અવાજ ક્ષીણ બની જાય છે. દુષ્ટ દારૂડીઓ માના શરીરમાં ખંજર હુલાવી દે છે. એની કમરે લટકતી તિજોરીની ચાવી, તે લઈ લે છે; તિજોરી ઉઘાડીને તેમાંથી નોટોના થોકડાઓ લઇને બારીવાટે તે નાસી જાય છે.

× × ×

નોકર જીવો નિર્મળાને બોલાવીને આવે છે. જુએ છે: માનું ખૂન થયું છે. તિજોરી ઉઘાડી છે. તેમાંથી નાણાં લુંટાઇ ગયાં છે! જગુ ઘરમાં નથી, નિર્મલા બેશુદ્ધ થઇ જાય છે. જીવો શ્રીવદનને ટેલિફોન કરે છે.

શ્રીવદન એક્ ટેકસી ભાડે કરીને ઝડપથી આવી પહોંચે છે. લોહીખરડ્યાં પગલાં બારી તરફ ગયેલાં તે જુએ છે. પુત્ર માનું ખૂન કરી નાણાં લઈ નાઠો છે, એવું તે તરતજ સમજી જાય છે. ગંભીર ચહેરે તે બોલે છે: "**શરાબ, તારૂં નામનિશાન જગતમાં ન હુજો!**"

× × ×

જગુ ટ્રેનમાં બેસીને દિલ્હી તરફ જતો રહે છે ત્યાં તે બનાવટી દાઢી મૂછ પહેરીને ખુદસે માથે દેશી પદ્ધતિનાં કપડાંમાં સજ્જ થઇને એક લૉજમાં ઉતરે છે.

એ દિવસ વીતે છે અને એક અખબાર વાંચતાં એની આંખે તમ્મર આવી જાય છે. એમાં એની તસ્વીર છે. એની માતાની તસ્વીર છે. માનું ખૂન કરી નાસી જનાર એ શરાબી દીકરાને પકડી આપનારને માટે રૂા. ૨ હજારનું ઇનામ કાઢવામાં આવેલું છે. અખબારના તંત્રી-લેખમાં શરાબની થયેલી સત્યાનાશી પરત્વે—શરાબે વર્તાવેલા કાળા કેર પરત્વે સખ્ત શબ્દોમાં ધિક્કાર બતાવીને આવાં કૃત્યો થતાં અટકાવવા કડક શરાબબંધીની હિમાયત કરવામાં આવી છે.

અખબારની ખબર લોજમાં ચોમેર ચર્ચા જગાડે છે. શરાબીને બધા માણસો ફિટકારે છે. જગુથી આ ફિટકાર સાંભળી શકાતો નથી. તે એક ઓરડીમાં ભરાઇ જાય છે.

"મા! મા!" શરાબી પોકારે છે: "મને માફ કર; હું ઘોર અપરાધી છું. જગત મને ફિટકાર સિવાય બીજું કાંઈ કહેતું નથી, એ મેં કાનોકાન સાંભળ્યું છે. પોલીસ મને પકડવા ફરે છે. શરાબને દેશવટો દેવા એકે એક જણ કહી રહ્યા છે! હાય! મારું શું થશે?..."

તેની આંખમાંથી આંસુ સરી રહ્યાં છે. તે પોતાના વાળ પીંખે છે. તે છાતીમાં મુક્કીઓ મારે છે. બનાવટી દાઢી મૂછ ફેંકી દે છે. ખૂબ મુંઝાઇને તે જમીન પર પટકાઇ પડે છે. તે સ્વપ્ન દશામાં પડે છે. જાણે રસ્તામાંથી તે પસાર થતો હોય છે અને લોકો તેના તરફ આંગળી ચીંધીને કહે છે: "માતૃઘાતક! નરાધમ! હત્યારો!" બાળકો તેની પાછળ પડીને 'હુરરરે' બોલાવે છે. સ્ત્રીઓ તેને શ્રાપ આપે છે. જમીન, આકાશ, પૃથ્વીનાં ઘરેઘર સર્વત્ર તેને એજ વાક્ય નજરે પડે છે: "માતૃઘાતક શરાબીને ધિક્કાર!" પગલે પગલે એ શબ્દો તેને દેખાય છે!

જગુ પાગલ બની જઇને ઉભો થાય છે; ઓરડીનાં બારણાં ઉઘાડી બહાર જાય છે; દોડે છે: "ધિક્કાર! ધિક્કાર!" એ શબ્દો જાણે કાન ફાડી નાંખે એવી રીતે તેને સંભળાઈ રહ્યા છે!

× × ×

નિર્મલા એક રાત્રે બારી આગળ બેસીને એક પુસ્તક વાંચતી હોય છે તેવામાં બારીમાંથી કોઇક આકાર અંદર આવીને તેની સામે ઉભો રહે છે.

પ્રથમ તો નિર્મલા ગભરાય છે. પણ પછી તેને ઓળખીને પૂછે છે: "કોણ તમે?"

તે આકાર કહે છે: "હા, નિર્મલા, હું જ તે નરપિશાચ જગુ, જેણે શરાબી બનીને પોતાની જન્મદાતાનું ખૂન કર્યું; ખૂન કરીને શાન્તિ મેળવવા દૂર દૂર નાસી ગયો. શાન્તિ ક્યાંયે ન મળી. અંતઃકરણનો સખ્ત દંશ દૂર ન થયો. પશ્ચાત્તાપ કરતો હું તારી પાસે હવે માર્ગદર્શન માટે આવ્યો છું."

"તમારી સામે પોલિસનું વોરંટ છે. તમારે માટે એકજ માર્ગદર્શન હોઇ શકે. જાઓ, પોલિસ ખાતા સમક્ષ હાજર થઇ તમારો ગુનો કબૂલ કરી દો."

"નિર્મલા, હું ખૂબ પસ્તાઉં છું. શું મને માફી નહીં મળે?"

"માથું કાપીને પાઘડી પહેરાવવા જેવી આ વાત છે! તમે ચાહે તેટલો પશ્ચાત્તાપ હવે કરતા હશો તે દંભી આંસુ જેવો જ ગણાશે. તમારો અપરાધ માફી લાયક નથી. હું પોલિસને ટેલિફોન કરું છું."

અને તરતજ ટેલિફોન કરીને નિર્મલા પોલિસ ખાતાને અને શ્રીવદનને ખબર આપે છે. શ્રીવદન પોલિસ-અમલદાર સહિત આવી પહોંચે છે અને જગુની ધરપકડ કરીને તેને લઇ જવામાં આવે છે.

× × ×

"હું દારૂને લીધે ભાન ભૂલ્યો હતો. દારૂ માણસ જાતનો શત્રુ છે. દારૂ ન કરવ.નાં કામ કરાવે છે. હું બેશક દેહાંત દંડની સજાને લાયક છું. મારો અપરાધ એથી ઓછી સજાનો નથી; પરંતુ નામદાર ન્યાયમૂર્તિને ચરણે હું નમ્ર નિવેદન કરું છું કે: જો મને જીવતો રહેવા દેવામાં આવશે તો જન્મભર દારૂબંધીના પ્રચારમાં હું મારું જીવન અર્પીશ. જેલમાં ટૂંક મુદતના જે ગુનેગારો હશે તેઓને છૂટ્યા પછી, દારૂબંધીના પ્રચારથી દારૂના ફંદમાં ફસાતા રોકીશ. દેશમાં જ્યાં જ્યાં દારૂબંધીના પ્રચાર માટે મને મોકલવામાં આવશે ત્યાં હું જઇશ."

ન્યાયાલયમાં જ્યારે જગુનો કેસ ચાલે છે ત્યારે તે ઉપર મુજબ નિવેદન કરે છે. આરોપીએ કરેલી વિનંતિ લક્ષમાં લઇ નામદાર ન્યાયમૂર્તિ તેને જન્મપર્યંત કેદની શિક્ષા ફરમાવે છે.

જગુ જેલમાં દારૂબંધીના ગીતો ગાય છે. જગુ પોતાના જીવનમાં પોતે કરેલા ઘોર કૃત્ય બદલ કરુણ સ્વરે પશ્ચાત્તાપ કરે છે ત્યારે તે શ્રવણ કરનારાઓ ઉપર અસરકારક નીવડે છે. જગુને થોડાક કલાક માટે જાહેર રસ્તાઓમાં દારૂબંધીના પ્રચાર માટે મોકલાય છે. તેની સાથે સાદા વેષના પણ પોષાકની અંદર હથીઆરથી સજ્જ ચાર છુપી પોલિસના

માણસો રહે છે. જેવા શેરીઓમાં, હોટેલો આગળ, નાટકશાળાઓ, બોલપટ દર્શક સ્થળો, જાહેર સભાઓ ઇત્યાદિમાં દારૂબંધીનો અસરકારક પ્રચાર જનવૃંદ સમક્ષ કરે છે.

× × ×

રામપુરમાં જીવો ભગત પોતાના ખેડુત મંડળને કહે છે: "ભાઇઓ, મારા દુર્ભાગી શેઠના કમકમાટી ભર્યા કુલની આ કહાણી છે. જો હું એમની માતાના કહેવાથી એમનાં પત્નીને બોલાવવા ગયો ન હોત, તો, એ ખૂન થતું હું અટકાવી શક્યો હોત અથવા કદાપિ મારૂં યે ખૂન થવાના જોખમે પણ મારા હતભાગી શેઠને મેં જરૂર મારા સર્વ બળથી રોક્યા હોત. એમને જ્યારે સજા થઇ ત્યારે એમનાં પત્નીએ પોતાની સર્વ મિલકત દારૂબંધી પ્રચાર ખાતાને સોંપી દીધી. પોતે એક દારૂબંધી પ્રચારિકા તરીકે કામ કરવા લાગ્યાં અને મને શહેરી જીવન ઉપર એવી નફરત થઇ કે, 'હું ગામડામાં જીવનભર વસવા માટે આવ્યો. ભાઇઓ, ગામડામાં એટલું સારૂં છે કે દારૂ નથી. અહીં તો છાશ, દૂધ અને ઘી છે."

ગાયોની હારકતાર આવે છે. ગામડાંની સ્ત્રીઓ ગાયોને દુહે છે. કટોરા ભરી ભરીને ગામડાંવાસીઓને આપે છે. તેઓ પીતા જાય છે અને ગાન લલકારે છે:

દૂધની રેલ વહાવ, સન્તો<br>
દૂધની રેલ વહાવ

શરાબ છોડો ; વિષને છોડો<br>
છોડો વિલાસ ભાવ

નિર્મલ સત્ત્વશીલ દૂધ માખણ દહીં<br>
છાશથી પુષ્ટ થઇ જાવ

સન્તો, દૂધની રેલ વહાવ.

---

# સ્વશુદ્ધિ અને પરશુદ્ધિ

સ્વરાજ્ય એ કંઈ ખાસ હક નથી પણ લાયકાત છે. એ કેળવ્યેજ આવે. એ કેળવવાની સુન્દરમાં સુન્દર તક ગાંધીજીએ બહેનોને આપી છે......પરદેશી કાપડનો મોહ ત્યજી સ્ત્રીઓ આત્મશુદ્ધિ કરે અને દારૂની બદીમાંથી પુરુષોને બચાવી તેમની શુદ્ધિ કરે......આ રીતે ગૃહસંસાર શુદ્ધ થશે અને સ્વાતંત્ર્ય લક્ષ્મી પ્રસન્નતાથી દેશમાં વિચરશે.

—શ્રી. કાકાસાહેબ કાલેલકર.

× × × × × ×

# પવિત્ર જેહાદ

મદ્યની ભયંકર અસરનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે મને થાય છે કે હું મારો ધંધો છોડી દઉં, બધું છોડી દઉં અને દારૂ સામે પવિત્ર જેહાદ ઉપાડવા નીકળી પડું ને બધાં માણસોને સમજાવું કે આ પ્રજાના શત્રુ દારૂથી સાવચેત રહેજો.

—સર એન્ડ્રુ કલાર્ક.

— માનનીય શ્રી. એલ. એમ. પાટીલનું ગ્રામજનોને ઉદ્‌બોધન

# પુનર્વિધાનના પંથે....



માનનીય પ્રધાન
**શ્રી. એલ. એમ. પાટીલ**

થોડા દિવસ પહેલાં પૂના પાસેના ખડકવાસલા ગામના લોકોની આગ્રહભરી વિનંતિથી આબકારી તથા પુનર્રચના ખાતાના માનનીય પ્રધાન શ્રી. એલ. એમ. પાટીલે તે ગામની બિનસત્તાવાર મુલાકાત લીધેલી. માનનીય પ્રધાનનું સ્વાગત કરવા માટે સ્ત્રીઓ અને બાળકો સહિત લગભગ ત્રણથી ચાર હજાર માણસો રસ્તાની બન્ને બાજુએ એકઠાં થયાં હતાં. ગામની સ્વચ્છતા તથા પોતાના માનમાં યોજાયેલ સમારંભમાં ગ્રામજનોની વ્યવસ્થા તથા શિસ્તબદ્ધતા જોઈ શ્રી. પાટીલને એમના તરફ માન ઉત્પન્ન થયેલું. સ્થાનિક બુદ્ધિશાળી વર્ગની મદદથી ગામડિયાઓએ પોતે રચેલો આખો કાર્યક્રમ ખૂબજ પ્રેરક અને રંજનાત્મક બન્યો હતો. ગામડિયાઓના દિલચસ્પ દાંડિયારાસ, બાળકોના ગીતો, નૃત્યો વગેરે સુન્દર કાર્યક્રમો રખાયા હતા.

સભાને ઉદ્દેશીને માનનીય પ્રધાને કહેલું: "તમે જે રીતે આ સમારંભને ઉજવ્યો છે તેને માટે મારી પાસે પ્રશંસા સિવાય બીજું કંઈજ કહેવાનું નથી. જો તમારા પ્રયાસને પુરેપુરો અસરકારક બનાવવો હોય તો હું એમ ઇચ્છું છું કે વધારે સંખ્યામાં લોકો આવા સમારંભોને જુએ. કારણ કે અહિંયા આપણને કંઈક નવું જાણવા મળે છે, અને તે એ છે કે ગામડિયો પણ જો આવા સમારંભમાં પુરતો રસ લે તો એને સફળતાપૂર્વક પાર પાડવા માટે એ શક્તિમાન બનેજ, અને એ રીતે આપણી ગ્રામજનતામાં રહેલી મૂક શક્તિનો વિકાસ થાય."

આગળ ચાલતાં માનનીય પ્રધાને કહેલું: "'આપણે સ્વતંત્ર થયા છીએ' એવા શબ્દોથી આપણે સૌ હવે ખૂબજ પરિચિત છીએ, હવે કોઈ માલિક નથી કોઈ તાબેદાર નથી. એથી ઉલટું આપણે સૌ આપણા દેશના માલિકો છીએ અને આપણી પ્રજાના સેવકો છીએ. સ્વાતંત્ર્યની સાથે આપણે ત્યાં એક નવાજ યુગનું પ્રભાત ખીલ્યું છે. એ યુગને સુખ, શાન્તિ અને આબાદીમય બનાવવા માટે આપણે નિશ્ચય કર્યો છે. પરંતુ આ હેતુ સિદ્ધ કરવા માટે આપણે ખૂબજ કામ કરવું પડશે, અને કામ કરવાનું છે પણ ઘણું! વર્ષોનો, અરે યુગયુગનો એકઠો થયેલો સડો દૂર કરવાનો છે! આપણે



ગ્રામજનો સાથે સભાસ્થાન તરફ જતા માનનીય પ્રધાન
શ્રી. એલ. એમ. પાટીલ.

આપણા રસ્તાઓ, આપણાં પાણીનાં સાધનો, આપણાં ઘરો, આપણી તંદુરસ્તી, આપણાં ખેતરો, આપણી કેળવણી—કેટલુંયે સુધારવાનું હજી બાકી છે".

શ્રી. પાટીલે આગળ ચાલતાં કહેલું: "આજની કોંગ્રેસ સરકાર એ પ્રજાકીય સરકાર છે. અમે લોકોની સેવા કરવા માટે બંધાયેલા છીએ, અને જ્યાં સુધી સેવાનું આ કાર્ય પુરું નહિ થાય ત્યાં સુધી અવિરતપણે એ કાર્ય અમે કર્યા જ કરીશું. આ બાબતમાં લોકોના સંપૂર્ણ સહકારથી અમારા કામનો બોજો ઘણોજ હળવો થઈ જશે. હૈદ્રાબાદમાં માત્ર સાડા ચાર દિવસમાંજ આપણે આપણું કાર્ય પુરું કર્યું. માત્ર એક વર્ષના ગાળામાંજ આપણે બધાં દેશીરાજ્યોને એકત્રિત કર્યાં. આ રીતે પુનર્રચનાના એક પછી એક કાર્યમાં આપણે સફળતા મેળવશુંજ, અને આપણે ગર્વભેર બહુંજ થોડા વખતમાં કહી શકશું કે હિંન્દ ગુલામીમાં જેવું હતું તેથી આજે કેવળ જુદાજ પ્રકારનું છે".

માનનીય પ્રધાને કહેલું: "પ્રજાનું કલ્યાણ એજ સરકારનું પ્રાથમિક ધ્યેય છે એ નિર્વિવાદ હકીકત છે. પુનર્રચનાનું જે કામ હાથમાં લેવામાં આવે છે તે મુખ્યત્વે તો પ્રજાના હિતાર્થેજ હોય છે. જમીનદારી પ્રથાનો હવે બહુજ ટૂંકા વખતમાં અંત આવશે અને ખેતી ખેડનારનાજ હાથમાં આવશે. પ્રધાનો પણ આખરે તો પ્રજાનાજ પ્રતિનિધિઓ છે અને પ્રજાનું હિત ન જોખમાય તે જોવાની તેમની નૈતિક ફરજ છે. આમ ગામડાંનું અર્થતંત્ર કે જેના ઉપર આખા દેશની આર્થિક સ્થિતિ અવલંબે છે તે સદ્ધર થશે."

પોતાના વ્યાખ્યાનના અન્ત ભાગમાં માનનીય પ્રધાને લોકોને કોમવાદના પંજામાં પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે ફસાઈ ન પડવાની ચેતવણી આપતાં કહેલું: "બિનસાંપ્રદાયિક રાજ્યમાં કોમવાદને સ્થાન હોય જ નહિ. અને અમે કોમવાદથી રાજકારણને કેવળ અલગ રાખશું કે જેથી કરીને ન્યાતજાત કે ધર્મના ભેદથી પર એવું રાજ્યતંત્ર સ્થાપી શકાય. આપણી રાજનીતિએ માત્ર લોકોનું ભલું કરવાનીજ દૃષ્ટિ રાખવી જોઈએ. કોમવાદની સાથે ન્યાતજાતના વાડા પણ જવા જોઈએ. અત્યારે વર્ગભેદ જેવું કશુંજ નથી. બધાજ સરખા છે, સ્વતંત્ર છે અને બધા હકો સરખી રીતે ભોગવે છે. અહીં કોઈ બ્રાહ્મણ નથી કે કોઇ શુદ્ર નથી. માત્ર હિન્દીઓ છે."



શ્રી. પાટીલ અને ઉત્સાહઘેલાં ગ્રામજનો.

"અને ન્યાત જાત કે કોઈપણ પ્રકારના સંપ્રદાયથી પર એવા આ નૂતન હિન્દમાં જન્મેલા હિન્દીએ જીવનમાંથી વિકાર અને અજ્ઞાનને દૂર કરવાં જોઈશે, કોઈપણ જાતની કુટેવથી રહિત અને ખાસ કરીને દારૂની ભયાનક આદતથી રહિત—વિશુદ્ધ—સાત્વિક જીવન ગાળવું જોઈશે. આજ આદર્શ તરફ આપણે આજે ધપી રહ્યા છીએ કે જેથી કરીને એક દિવસ આપણે સંસ્કૃતિના પંથે બીજા દેશોથી ખૂબ ખૂબ આગળ વધી શકીએ.

# શક્તિ અને મદિરા સંગાથે ન હોઈ શકે

## ગાંધી-જયન્તી-અંગે

શહેરના કામદારો અને મજૂરોએ હિન્દની આમજનતાની ઉન્નતિ અર્થે જેણે પોતાનું સર્વ-સમર્પણ કર્યું છે એવા અલૌકિક મહાપુરુષને 'ગાંધી-જયન્તી 'ના સપ્તાહ દરમિયાન પોતાની અંજલિ આપી. મજૂર લતાઓમાં કોંગ્રેસ વોર્ડ સમિતિઓએ અને બીજી સામાજિક સંસ્થાઓએ જુદા જુદા કાર્યક્રમો ગોઠવેલા અને એને સફળ બનાવવા માટે ઠેર ઠેર મજૂરોએ ઘણો સારો ઉત્સાહ દાખવેલ. દેશની અને એના લોકોની ઉન્નતિ અર્થે સામુદાયિક પ્રયત્ન કરવા નવા નિર્ણયો લેવાયેલા. કેટલીક સભાઓમાં મહાત્માજીને પ્રિય એવા દારૂબંધીના વિષય ઉપર પણ વ્યાખ્યાનો થયેલાં.



પ્રદર્શન દ્વારા કેળવણી—આરોગ્યવિષયક પ્રદર્શનમાં મજૂરોને બતાવવામાં આવતાં ચિત્રો નકશાઓ વગેરે



આરોગ્ય પ્રદર્શનમાં એક નકશાની વીગતો સમજાવતા શહેરની દારૂબંધી સમિતિના એક સભ્ય

## દારૂબંધી અંગે પ્રદર્શન

તા. ૨૭ ઓક્ટોબરે સુધરાઈનાં આરોગ્ય ખાતા તરફથી 'બી' વોર્ડમાં એક પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. મનુષ્યની તંદુરસ્તી માટે દારૂની આદતમાંથી મુક્ત રહેવું તે ખાસ આવશ્યક છે એટલે સ્વાભાવિક રીતે પ્રદર્શનમાં એક વિભાગ દારૂબંધી અંગે પણ રખાયો હતો. પ્રદર્શનમાં મૂકાયેલા જુદા જુદા નકશાઓ, ચિત્રો, સૂત્રો વગેરે વિષે પ્રેક્ષક વર્ગને સંપૂર્ણ માહિતી આપવામાં આવતી અને પ્રદર્શન જોનારને જાણે સાક્ષાત કેળવણીનું વાહન હોય તેવી અસર જનતાને થયેલી.



મજૂરોમાં ખૂબજ લોકપ્રિય બનેલી હુ...તુ...તુ હરીફાઈનું એક દૃશ્ય





વિજેતા પક્ષના નેતાને એનાયત થતું ઈનામ

## શક્તિના ઉપાસનાનો ખરો માર્ગ.

અને પછી આવી નવરાત્રી. એમાં કામદારોએ આ વરસે દારૂ વગર શક્તિની ઉપાસના કરી, કેમકે દારૂ અને શારીરિક 'શક્તિ બંને સાથે નભી શકેજ નહિ એ એમનું સિદ્ધાન્ત સૂત્ર હતું. એમણે પોતાની 'શક્તિ' નારદુલા ટેન્ક નજીક સાત હજારની મેદની સમક્ષ હુર......તુ......તુ......ની અંતિમ હરીફાઈમાં બતાવી. 'વન્દે માતરમ્' ટીમે ઈનામ મેળવ્યું. દોડવાની હરીફાઈમાં કુમારી પ્રભાવતી દેવીને ઈનામ મળ્યું. આબકારી ખાતાના રા. રા. કમિશનર સાહેબને હસ્તે સઘળાં ઈનામ વહેંચાયાં. મારુંગા મજૂર સંઘે પણ પ્રદર્શન, હરીફાઈ વગેરે વિશાળ જનસમુદાયના હિત થે યોજ્યાં હતાં. હિન્દ સાયકલના કામદારોની એક ખાસ સભામાં વહીવટી તંત્રના પ્રતિનિધિઓ પણ હાજર હતા. કામદારોએ દારૂબંધીને સંપૂર્ણ ટેકો આપવાની પ્રતિજ્ઞા કરેલી, કારણ કે તેમને ખાતરી હતી કે એનાથી જ તેઓ વધારે સારૂં કામ કરી શકશે. આ સભામાં દારૂબંધી અમલદારે વ્યાખ્યાન આપેલું, કામદારોએ તેમને ખાતરી આપી કે તેઓ પોતાનાં હૃષ્ટ પુષ્ટ શરીર અને મજબૂત મનને કોઈપણ જાતનાં કેફી પીણાંથી નુકસાન કરશે નહિ. વહીવટી તંત્રના પ્રતિનિધિઓએ કહેલું કે કામદારોનો કેફી પીણાના ત્યાગદ્વારા ઉત્કર્ષ થતો જોઈ કોઈપણ માલિકવર્ગ ખુશી થાય જ. કારણ કે એથી ઉત્પાદન વધે અને માલિક મજૂર વચ્ચે સંબંધ સુધરે. શ્રી. વ્હોરાએ સભાની શુભનિષ્ઠા અને દારૂબંધી પ્રત્યેની સહાનુભૂતિના પ્રતીક તરીકે શહેરની દારૂબંધી સમિતિને સંમેલનવતી એક 'હિન્દ સાયકલ' ભેટ આપેલી.

### આનંદ-પ્રમોદનાં વધતાં સાધનો

શહેરના દારૂબંધી અમલદારે યોજેલી હુ......તુ......તુ......હરીફાઈને જે સફળતા મળી અને સંખ્યાબંધ લોકોને એથી કરીને આનંદ-પ્રમોદનું જે એક સાધન મળ્યું તેના પ્રતાપેજ એક મલ્લકુસ્તીની હરીફાઈ યોજવાનું ઉપસ્થિત થયું. ડો. મહેરકરે અને શ્રી. માનસિંહરાવ જગતાપ સમિતિમાં છે. મજૂર-ખાતાના સંપૂર્ણ સહકારથી હરીફાઈ એક મોટો કાર્યક્રમ બનનાર છે. તા. ૧૫મી લગભગ એ શરૂ થનાર છે. દરમિયાનમાં બે નવાં કલ્યાણકેન્દ્ર એક નોર્થ બ્રુક ગાર્ડનમાં અને બીજું નાયગામમાં શરૂ કરવાની તૈયારી ચાલે છે. એથી કરીને એ લતાના મજૂરોને આનંદ પ્રમોદનાં અને સાંજે મળવા-હળવાનાં સારાં સ્થાનો મળશે.



'હિન્દ-સાયકલ' તરફથી યોજાયેલ મેળાવડામાં

વ્યાખ્યાનો પછી પવાડાનો કાર્યક્રમ જોતા વક્તાઓ અને શ્રોતાઓ


લવાજમના દર

| | રૂ. |
|---|---|
| વાર્ષિક ... ... ... ... | ... ૩—૦—૦ |
| ૭ માસિક ... ... ... ... | ... ૧—૮—૦ |
| છૂટક નકલ ... ... ... ... | ... ૦—૪—૦ |

# ગ્રામજનોમાં ઉભરાતો ઉત્સાહ

### ગ્રામોદ્ધારના માર્ગે

ગ્રામોદ્ધારનો બધો આધાર ગ્રામપંચાયતની કાર્યદક્ષતા ઉપર અવલંબે છે. લીમડી, કરંબુ, મહેલિયા, બોરપાની કોચર ખારવાવી અને બીજાં ગામડાંઓનું પંચ હવે પુનર્ઘટનના કામમાં ઠીક ઠીક રસ લઇ રહેલ છે. પંચ દારૂની બદીનાં અનિષ્ટો ગામડિયાઓને સમજાવી રહેલ છે અને સ્વયંસેવકોનું એક મોટું દળ ગેરકાયદેસર દારૂ બનાવનારને પકડવા પાછળ ભારે જહેમત લઇ રહેલ છે. ગ્રામપંચાયત પ્રસંગોપાત ગામડિયાઓની સભા ભરે છે અને એમાં ગ્રામોદ્ધારને લગતી તમામ શક્યતાઓ કોઇ પણ જાતના પ્રતિબંધ વગર ગામડિયાઓ મારફતજ ચર્ચાય છે.

થોડા દિવસ પહેલાં બોરપાની ગામમાં ગ્રામકેળવણીના વિષય ઉપર ચર્ચાનાં મંડાણ થયાં હતાં. ગામડિયાઓમાંથી એક કેળવાયેલો અને બીજો બીનકેળવાયેલો એમ ઉભા થયા હતા. કેળવાયેલા ગામડિયાએ કેળવણીના કેટકેટલા લાભોથી પોતાનો પ્રતિપક્ષ વંચિત રહે છે તે સમજાવ્યું હતું. ગામડિયાઓને કેળવણી તો જોઇતીજ હતી. પરંતુ એમને બીક એટલીજ લાગતી હતી કે ભણતર શરુ કરવા માટે કદાચ મોડું થયું તો નહિ ગણાયને? એમને કહેવામાં આવ્યું કે ભણતર માટે ઉમ્મરનો બાધ હોતોજ નથી, અને એથીજ તેઓમાં ઉત્સાહ પ્રગટ્યો. હવે પંચાયતે પ્રૌઢશિક્ષણના વર્ગો શરુ કરવાનું નક્કી કરેલ છે.



મુંબઇના પરાંવિભાગની દારૂબંધી સમિતિ તરફથી તા. ૨જીથી તા. ૯મી ઓકટોબર દરમિયાન વાંદરામાં એક "ગ્રામસુધારણા સપ્તાહ" ઉજવવામાં આવ્યું હતું. ઉક્ત સપ્તાહ દરમિયાન તા. ૩જી ઓકટોબરે કેટલાક સમાજસેવકો અને ચોકીદારોએ દાંડા ગામમાં સાફસુફી કરી તે પ્રસંગનું દૃશ્ય

### સોલાપુરમાં ગ્રામ-સુધાર-સપ્તાહ

સોલાપુરમાં ગયે મહિનો ભરચક કાર્યક્રમો વચ્ચે પસાર થયો. મહિનાની શરૂઆતમાંજ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટના હસ્તે 'પ્રોહીબીશન ગાર્ડ્ઝ' (દારૂબંધી-રક્ષક-દળ)ની ઓફીસ ખુલ્લી મૂકવામાં આવી હતી. ગ્રામ-સુધાર-સપ્તાહ દરમિયાન આખા શહેરમાં ઓછામાં ઓછી બાવીસ જેટલી સભાઓ ભરવામાં આવી હતી. દરેક સભામાં પવાડા, ભજન, કીર્તન વગેરેનો મનોરંજક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. દરોરાને દહાડે એકમેકની સાથે રણગારમાં હરીફાઈ કરતા આઠ મેળા ભરવામાં આવ્યા હતા. અને પ્રત્યેકમાં મેદાન પ્રેક્ષકવર્ગથી છલોછલ ભરાઇ ગયું હતું. અમૃત-ચિત્ર-મંદિરમાં એક 'પવાડા હરીફાઇ' યોજવામાં આવી હતી. પ્રત્યેક મેળાને વ્યક્તિગત ચંદ્રક આપવામાં આવ્યા હતા. આ ત્રણ મહિના દરમિયાન દારૂબંધીના કામમાં ઉત્સાહપૂર્ણ ભાગ ભજવવા માટે આ મેળાઓને "સોલાપુર સમાચાર"ના તંત્રી શ્રી. જકાતે અભિનંદન આપ્યા હતા. કાર્યક્રમનું સર્વોત્તમ અંગ તો મલ્લ કુસ્તીની હરીફાઇ હતી કે જેમાં મિલના કામદારોએ પણ ભાગ લીધેલો. તંદુરસ્ત અને પહાડી પહેલવાનોને કીર્તિને માટે કમ્મર કસતા જોવા માટે અઢાર હજારની જંગી મેદની હાઇસ્કૂલના મેદાનમાં ખડી થઈ હતી આ પ્રસંગ પ્રાચીન ભારતમાં રાજાઓની સમક્ષ મલ્લ કુસ્તીના જે કાર્યક્રમો રખાતા તેની યાદ સહેજે આપતો હતો.

### પૂનામાં નવાં કલ્યાણ કેન્દ્રો

પૂના શહેરના અને કેન્ટોનમેન્ટના લોકોને હવે થોડા વખતમાં નીરો આપવામાં આવશે. બંને વિભાગોમાં થોડા વખતમાં નીરાનાં કેન્દ્રો શરૂ કરવામાં આવશે. પૂના શહેર માટે બીજાં વધારે કલ્યાણ કેન્દ્રો ઉઘાડવાની યોજના વિચારણા હેઠળ છે. આબકારી ખાતાના ડેપ્યુટી કમિશનર ડૉ. એ. યુ. શેખે શહેરની મુલાકાત લીધેલી અને સારામાં સારી જગ્યાઓ નક્કી કરવા માટે જુદા જુદા લત્તાઓમાં પણ તેઓશ્રી ફરેલા. વધારેમાં વધારે લોકો આ કેન્દ્રોનો લાભ લઈ શકે તે માટે ખૂબ જ વસ્તીવાળા વિસ્તારોમાં જગ્યાઓ પસંદ કરવામાં આવી છે. માત્ર ગણ્યા ગાંઠ્યા દિવસોમાં આ કેન્દ્રો શરૂ કરવામાં આવશે.

### આ માસનું ગૌરવ

પશ્ચિમ ખાનદેશના ધૂળિયા તાલુકાના લોકોએ સંપૂર્ણ દારૂબંધીનો સ્વેચ્છાપૂર્વક અમલ કરવાનું સ્વીકાર્યું છે. એટલે આ માસનું માન એમને જાય છે.

શિરૂડ અને કુસુમ્બે એ બન્ને ગામડાંઓએ બીજાં ગામો માટે બહુ સારો દાખલો બેસાડ્યો છે. તેણે સહકારી સંસ્થાઓ દ્વારા આનંદકેન્દ્રો શરુ કરેલ છે. બહુજ ટૂંકા વખતમાં એને સફળતા મળી છે. ગામડિયો પણ આવાં કેન્દ્રો દ્વારા 'કલબ' તરફ વળતો થયો છે.

### બિજાપુરમાં શ્રી. અંગડીનું ઉદ્બોધન

બિજાપુરના કલ્યાણકેન્દ્રમાં બહારની રમતગમતો શીખવવા માટે થોડા વખત માટે શિક્ષકો રાખવામાં આવ્યા છે. ગયે મહિને કેન્દ્ર ઉપર પવાડાનો એક ભવ્ય કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. મુંબઈની ધારાસભાના ડેપ્યુટી સ્પીકર શ્રી. એસ. એન. અંગડીની હાજરીનો પણ એને લાભ મળેલો. તેઓશ્રી દારૂબંધીના ફાયદા વિષે બોલેલા. બિજાપુરના લંબાનિસના પુનર્વસવાટનો પ્રશ્ન અત્યારે ખાસ ધ્યાન ખેંચી રહ્યો છે. એને માટે એક ખાસ સમિતિ અત્યારે નીમવામાં આવી છે અને એ તે કામ પાર પાડવા માટે ઉત્તમ ઉપાય શોધી રહી છે. જ્યારે લંબાનિસનાં હૃદયપરિવર્તન થશે અને તેઓને કોઈ શાન્ત ધંધે વળગાડવામાં આવશે ત્યારે દારૂબંધીનું કામ અરધું તો પતી ગયું ગણાશે.

### ચૌદ વર્ષના બાળકનું પરાક્રમ

સતારામાં થોડા દિવસ પહેલાં મેળામાં યોજવામાં આવેલી એક હરીફાઈમાં ચૌદ વર્ષના એક છોકરાએ પ્રેક્ષક વર્ગની ખૂબજ પ્રશંસા મેળવી. કરાડમાં પણ આવી હરીફાઇ યોજવામાં આવી હતી. બંને મેળાએ પાંચ પાંચ હજારની મેદની સમક્ષ "દારૂબંધી"માંથી એકએક પ્રવેશ ભજવી બતાવ્યો હતો. સતારા જિલ્લાના કલેક્ટરે ઇનામોની વહેંચણી કરી હતી.

### કૃતનિશ્ચયી સ્વયંસેવકો

દારૂબંધી રક્ષક-દળના ૩૮૯ શૂરા સ્વયંસેવકો વાંદરા અને બીજાં પરાંઓના વિભાગમાં દારૂબંધી અંગે ઉમદા સેવા બજાવી રહ્યા છે. નાગરિકો અને પોલીસ તરફથી સંપૂર્ણ સહકાર મળતો હોઈ એમનું કામ ઘણુંજ સરળ થતું જાય છે. ગયે મહિને કુર્લા અને ચેમ્બુર એમનો શિકાર બન્યાં હતાં. એમણે પાડેલા દરોડા સર્વાંશે સફળ થયા હતા. ગેરકાયદેસર દારૂની બનાવટને પોતાના પ્રદેશમાંથી સંપૂર્ણ રીતે નાબુદ કરવા તેઓ કટિબદ્ધ થયા છે.

### નાસિકની પ્રવૃત્તિ

નાસિકનાં કલ્યાણ કેન્દ્રો બહુજ સુન્દર વિકાસ સાધી રહ્યાં છે. ગ્રામોદ્યોગના જિલ્લા અધિકારીએ નાસિક-રોડ ઉપર આવેલાં કલ્યાણ-કેન્દ્રમાં વાંસનો હસ્ત ઉદ્યોગ શીખવવા વર્ગ

શરૂ કર્યા છે એ વર્ગમાં ઘણા વિદ્યાર્થીઓ હાજરી આપે છે. મોટા મહારવાડાના કેન્દ્રમાં ચાલતી પ્રૌઢ શિક્ષણ અંગેની રાત્રિશાળા પણ ઠીક ઠીક કામ કરી રહી છે. સતપુર, મખમલાબાદ અને પેઓલામાં આવેલાં કેન્દ્રોને લોકોનો પૂર્ણ સહકાર હોઈ એ સારી પ્રગતિ કરી રહ્યાં છે. મખમલાબાદના કેન્દ્રને હમણાં એક ફુટબોલ મળ્યો છે રમતગમત ચાલે છે. ઉત્સાહી ખેલાડીઓને એવી આશા છે કે એક દિવસ એમની "ટીમ" બહાર ગામ પણ રમવા જશેજ.

### નાટકદ્વારા રંજન

'નશા' નામનું પ્રચારક ચિત્ર ઠીક ઠીક લોકપ્રિયતા મેળવતું થયું છે. તાજેતરમાં બીજું એક નાટક ચિત્ર પણ સારો ફેલાવો પામી રહેલ છે. "સત્યાનાશ," "જાગીરદાર", "દૌલત" વગેરે નાટકો ગામડાનાં હરિયાળાં ખેતરોમાં ભજવાય છે અને પંચવટી, શાનપુર રોડ, ઉગાઓન વગેરે ગામડાનાં લોકોને આ નાટ્યપ્રયોગો જોવાનો ઠીક ઠીક લાભ મળે છે. આવા કાર્યક્રમોની વચ્ચે અવાર નવાર પ્રોહિબીશન અમલદાર પ્રવેશે છે અને દારૂબંધીના ફાયદા સમજાવે છે.

### ગામડાંઓનો ઉત્સાહ

અમ્બાડ, વિલહોલી, વન્જારવાડી, અને બીજાં કેટલાંક ગામડાંઓ આ ફિલ્મ માટે પોતાનો વારો આવે તેની રાહ જોઈ રહ્યા છે. એમનો વારો આવવાનો છેજ. પરંતુ દરમિયાનમા એમને પવાડા, લાવણી, ભજન, કીર્તન વગેરેનો રંજનાત્મક કાર્યક્રમ પુરો પાડવામાં આવે છેજ અને ગામડાંઓ આવા કાર્યક્રમો તરફ ઉત્સાહ પણ ખૂબ દાખવે છે.

### ગાંધીજીને પંથે?

ત્ર્યંબકેશ્વરમાં એક "ચરખા સંઘ" શરુ કરવામાં આવ્યો છે. ચૌદ ચરખાઓ આખો દિવસ ફરતા થઈ ગયા છે અને એને પરિણામે ગામમાં આશરે દે ઢસોથી વધારે પ્રથમ પંક્તિના કાંતનારાઓ તૈયાર થયા છે.

ગયે મહિને બેલગામમાં આવેલ હૈદ્દહોંગલે વિખ્યાત દેશભક્ત, વક્તા અને લેખક શ્રી. અન્નુ ગુરૂજીનું સ્વાગત કર્યું હતું. એમણે એક જંગી જાહેર સભામાં દારૂબંધીને સંપૂર્ણ સહકાર આપવાનુ ઉદ્‌બોધન કરતુ વ્યાખ્યાન આપ્યું હતું.

### તાલુકા કોન્ગ્રેસ સમિતિનું કાર્ય

કાનડામાં સીરસી તાલુકા કોન્ગ્રેસ સમિતિએ ગામડિયાઓમાં દારૂબંધીનો પ્રચાર કરવાનું કામ માથે લીધું છે. આ ઉદ્દેશથી તાલુકા-સમિતિએ બધી ગ્રામસમિતિઓને આ કામ તરતજ હાથમાં લેવાનું ફરમાવ્યું છે. કેટલીક સમિતિઓએ કામ ઝડપભેર શરૂ પણ કરી દીધું છે.

ધારવાડ જિલ્લામાં હલઘાટગીમાં ત્રણેક સહકારી સોસાયટીઓએ કલ્યાણ કેન્દ્રો શરૂ કરવાનું નક્કી કરેલ છે. તેઓ માત્ર મંજુરીનીજ રાહ જુએ છે.

### દારૂડિયાને સમજાવતી સ્વયંસેવિકાઓ

રત્નાગિરી જિલ્લામાં આવેલ વજારે ગામમાં કેટલીક સ્વયંસેવિકાઓએ દારૂડિયાઓના રહેઠાણે જઈ એમને દારૂ ન પીવાનું સમજાવવા પ્રયત્ન કરેલો. રાષ્ટ્રિય સેવા દળના કેટલાક સ્વયંસેવકો પણ માલનમાં અને બીજાં ગામડાંઓમાં દારૂબંધીને સફળતા મળે એ માટે અનુકૂળ વાતાવરણ ઊભું કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

## સોલાપુરમાં ગ્રામ-સુધાર-સપ્તાહ

સોલાપુરમાં ગયો મહિનો ભરચક કાર્યક્રમો વચ્ચે પસાર થયો. મહિનાની શરૂઆતમાંજ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટના હસ્તે 'પ્રોહીબીશન ગાર્ડઝ' (દારૂબંધી-રક્ષક-દળ)ની ઓફીસ ખુલ્લી મૂકવામાં આવી હતી. ગ્રામ-સુધાર-સપ્તાહ દરમિયાન આખા શહેરમાં ઓછામાં ઓછી બાવીસ જેટલી સભાઓ ભરવામાં આવી હતી. દરેક સભામાં પવાડા, ભજન, કીર્તન વગેરેનો મનોરંજક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. દશેરાને દહાડે એકમેકની સાથે શણગારમાં હરીફાઈ કરતા આઠ મેળા ભરવામાં આવ્યા હતા. અને પ્રત્યેકમાં મેદાન પ્રેક્ષકવર્ગથી છલોછલ ભરાઇ ગયું હતું. અમૃત-ચિત્ર-મંદિરમાં એક 'પવાડા હરીફાઇ' યોજવામાં આવી હતી. પ્રત્યેક મેળાને વ્યક્તિગત ચંદ્રક આપવામાં આવ્યા હતા. આ ત્રણ મહિના દરમિયાન દારૂબંધીના કામમાં ઉત્સાહપૂર્ણ ભાગ ભજવવા માટે આ મેળાઓને "સોલાપુર સમાચાર"ના તંત્રી શ્રી. જકાતે અભિનંદન આપ્યા હતા. કાર્યક્રમનું સર્વોત્તમ અંગ તો મલ્લ કુસ્તીની હરીફાઇ હતી કે જેમાં મિલના કામદારોએ પણ ભાગ લીધેલો. તંદુરસ્ત અને પહાડી પહેલવાનોને કીલિંને માટે કમ્મર કસતા જોવા માટે અઢાર હજારની જંગી મેદની હાઇસ્કુલના મેદાનમાં ખડી થઈ હતી આ પ્રસંગ પ્રાચીન ભારતમાં રાજાઓની સમક્ષ મલ્લ કુસ્તીના જે કાર્યક્રમો રખાતા તેની યાદ સહેજે આપતો હતો.

## પૂનામાં નવાં કલ્યાણ કેન્દ્રો

પૂના શહેરના અને કેન્ટોન્મેન્ટના લોકોને હવે થોડા વખતમાં નીરો આપવામાં આવશે. બંને વિભાગોમાં થોડા વખતમાં નીરાનાં કેન્દ્રો શરૂ કરવામાં આવશે. પૂના શહેર માટે બીજાં વધારે કલ્યાણ કેન્દ્રો ઉઘાડવાની યોજના વિચારણા હેઠળ છે. આબકારી ખાતાના ડેપ્યુટી કમિશનર ડો. એ. યુ. શેખે શહેરની મુલાકાત લીધેલી અને સારામાં સારી જગ્યાઓ નક્કી કરવા માટે જુદા જુદા લત્તાઓમાં પણ તેઓશ્રી ફરેલા. વધારેમાં વધારે લોકો આ કેન્દ્રોનો લાભ લઈ શકે તે માટે ખૂબ જ વસ્તીવાળા વિસ્તારોમાં જગ્યાઓ પસંદ કરવામાં આવી છે. માત્ર ગણ્યા ગાંઠ્યા દિવસોમાં આ કેન્દ્રો શરૂ કરવામાં આવશે.

## આ માસનું ગૌરવ

પશ્ચિમ ખાનદેશના ધુળિયા તાલુકાના લોકોએ સંપૂર્ણ દારૂબંધીનો સ્વેચ્છાપૂર્વક અમલ કરવાનું સ્વીકાર્યું છે. એટલે આ માસનું માન એમને જાય છે.

શિરૂડ અને કુસુમ્બે એ બન્ને ગામડાંઓએ બીજાં ગામડાં માટે બહુ સારો દાખલો બેસાડ્યો છે. તેણે સહકારી સંસ્થાઓ દ્વારા આનંદ-કેંદ્રો શરુ કરેલ છે. બહુજ ટૂંકા વખતમાં એને સફળતા મળી છે. ગામડિયો પણ આવાં કેન્દ્રો દ્વારા 'કલબ' તરફ ઢળતો થયો છે.

## બિજાપુરમાં શ્રી. અંગડીનું ઉદ્બોધન

બિજાપુરના કલ્યાણકેન્દ્રમાં બહારની રમતગમતો શીખવવા માટે થોડા વખત માટે શિક્ષકો રાખવામાં આવ્યા છે. ગયે મહિને કેન્દ્ર ઉપર પવાડાનો એક ભવ્ય કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. મુંબઈની ધારાસભાના ડેપ્યુટી સ્પીકર શ્રી. એસ. એન. અંગડીની હાજરીનો પણ એને લાભ મળેલો. તેઓશ્રી દારૂબંધીના ફાયદા વિષે બોલેલા. બિજાપુરના લંબાનિસના પુનર્વસવાટનો પ્રશ્ન અત્યારે ખાસ ધ્યાન ખેંચી રહ્યો છે. એને માટે એક ખાસ સમિતિ અત્યારે નીમવામાં આવી છે અને એ તે કામ પાર પાડવા માટે ઉત્તમ ઉપાય શોધી રહી છે. જ્યારે લંબાનિસનાં હૃદયપરિવર્તન થશે અને તેઓને કોઈ શાન્ત ધંધે વળગાડવામાં આવશે ત્યારે દારૂબંધીનું કામ અરધું તો પતી ગયું ગણાશે.

## ચૌદ વર્ષના બાળકનું પરાક્રમ

સતારામાં થોડા દિવસ પહેલાં મેળામાં યોજવામાં આવેલી એક હરીફાઈમાં ચૌદ વર્ષના એક છોકરાએ પ્રેક્ષક વર્ગની ખૂબજ પ્રશંસા મેળવી. કરાડમાં પણ આવી હરીફાઇ યોજવામાં આવી હતી. બને મેળાએ પાંચ પાંચ હજારની મેદની સમક્ષ "દારૂબંધી"માંથી એકએક પ્રવેશ ભજવી બતાવ્યો હતો. સતારા જિલ્લાના કલેક્ટરે ઇનામોની વહેંચણી કરી હતી.

## કૃતનિશ્ચયી સ્વયંસેવકો

દારૂબંધી રક્ષક-દળના ૩૮૯ શૂરા સ્વયંસેવકો વાંદ્રા અને બીજાં પરાંઓના વિભાગમાં દારૂબંધી અંગે ઉમદા સેવા બજાવી રહ્યા છે. નાગરિકો અને પોલીસ તરફથી સંપૂર્ણ સહકાર મળતો હોઈ એમનું કામ ઘણુંજ સરળ થતું જાય છે. ગયે મહિને કુર્લા અને ચેમ્બુર એમનો શિકાર બન્યાં હતાં. એમણે પાડેલા દરોડા સર્વાંશે સફળ થયા હતા. ગેરકાયદેસર દારૂની બનાવટને પોતાના પ્રદેશમાંથી સંપૂર્ણ રીતે નાબુદ કરવા તેઓ કટિબદ્ધ થયા છે.

## નાસિકની પ્રવૃત્તિ

નાસિકનાં કલ્યાણ કેન્દ્રો બહુજ સુન્દર વિકાસ સાધી રહ્યાં છે. આબોહવાના જિલ્લા અધિકારીએ નાસિક-રોડ ઉપર આવેલાં કલ્યાણ-કેન્દ્રમાં વાંસનો હસ્ત ઉદ્યોગ શીખવવા વર્ગ

શરૂ કર્યા છે. એ વર્ગમાં ઘણા વિદ્યાર્થીઓ હાજરી આપે છે. મોટા મહારવાડાના કેન્દ્રમાં ચાલતી પ્રૌઢ શિક્ષણ અંગેની રાત્રિશાળા પણ ઠીક ઠીક કામ કરી રહી છે. સતપુર, મખમલબાદ અને પેઓલામાં આવેલાં કેન્દ્રોને લોકોનો પૂર્ણ સહકાર હોઈ એ સારી પ્રગતિ કરી રહ્યાં છે મખમલબાદના કેન્દ્રને હમણાં એક ફુટબોલ મળ્યો છે રમતગમત ચાલે છે. ઉત્સાહી ખેલાડીઓને એવી આશા છે કે એક દિવસ એમની "ટીમ" બહાર ગામ પણ રમવા જશેજ.

### નાટકદ્વારા રંજન

'નશા' નામનું પ્રચારક ચિત્ર ઠીક ઠીક લોકપ્રિયતા મેળવતું થયું છે. તાજેતરમાં બીજું એક નાટક ચિત્ર પણ સારો ફેલાવો પામી રહેલ છે. "સત્યાનાશ," "જાગીરદાર", "દૌલત" વગેરે નાટકો ગામડાનાં હરિયાળાં ખેતરોમાં ભજવાય છે અને પંચવટી, શાનપુર રોડ, ઉગાઓન વગેરે ગામડાનાં લોકોને આ નાટ્યપ્રયોગો જોવાનો ઠીક ઠીક લાભ મળે છે. આવા કાર્યક્રમોની વચ્ચે અવાર નવાર પ્રોહિબીશન અમલદાર પ્રવેશે છે અને દારૂબંધીના ફાયદા સમજાવે છે.

### ગામડાંઓનો ઉત્સાહ

અમ્બાડ, વિલહોલી, વન્જારવાડી, અને બીજાં કેટલાંક ગામડાંઓ આ ટ્રિમ માટે પોતાનો વારો આવે તેની રાહ જોઈ રહ્યા છે. એમનો વારો આવવાનો છેજ. પરંતુ દરમિયાનમા એમને પવાડા, લાવણી, ભજન, કીર્તન વગેરેનો રંજનાત્મક કાર્યક્રમ પુરો પાડવામાં આવે છેજ અને ગામડાંઓ આવા કાર્યક્રમો તરફ ઉત્સાહ પણ ખુબ દાખવે છે.

### ગાંધીજીને પથે?

ત્ર્યંબકેશ્વરનાં એક "ચરખા સંઘ" શરુ કરવામાં આવ્યો છે. ચૌદ ચરખાઓ આખો દિવસ ફરતા થઇ ગયા છે અને એને પરિણામે ગામમાં આશરે દેઢસોથી વધારે પ્રથમ પંક્તિના કાંતનારાઓ તૈયાર થયા છે.

ગયે મહિને બેલગામમાં આવેલ બૈલહોંગલે વિખ્યાત દેશભક્ત, વકતા અને લેખક શ્રી. અન્નુ ગુરૂજીનું સ્વાગત કર્યું હતું. એમણે એક જંગી જાહેર સભામાં દારૂબંધીને સંપૂર્ણ સહકાર નઆપવાનુ ઉદ્બોધન કરતુ વ્યાખ્યાન આપ્યું હતું.

### તાલુકા કોન્ગ્રેસ સમિતિનું કાર્ય

કાનડામાં સીરસી તાલુકા કોન્ગ્રેસ સમિતિએ ગામડિયાઓમાં દારૂબંધીનો પ્રચાર કરવાનું કામ માથે લીધું છે. આ ઉદ્દેશથી તાલુકા-સમિતિએ બધી ગ્રામસમિતિઓને આ કામ તરતજ હાથમાં લેવાનું ફરમાવ્યું છે. કેટલીક સમિતિઓએ કામ ઝડપભેર શરૂ પણ કરી દીધું છે.

ધારવાડ જિલ્લામાં કલઘાટગીમાં ત્રણેક સહકારી સોસાયટીઓએ કલ્યાણ કેન્દ્રો શરૂ કરવાનું નક્કી કરેલ છે. તેઓ માત્ર મંજુરીનીજ રાહ જુએ છે.

### દારૂડિયાને સમજાવતી સ્વયંસેવિકાઓ

રત્નાગિરી જિલ્લામાં આવેલ વઝારે ગામમાં કેટલીક સ્વયંસેવિકાઓએ દારૂડિયાઓના રહેઠાણે જઈ એમને દારૂ ન પીવાનું સમજાવવા પ્રયત્ન કરેલો. રાષ્ટ્રિય સેવા દળના કેટલાક સ્વયંસેવકો પણ માલનમાં અને બીજાં ગામડાંઓમાં દારૂબંધીને સફળતા મળે એ માટે અનુકૂળ વાતાવરણ ઊભું કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

"સંજીવન"

૭૫, એપોલો સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ ૧.

તા.................................

સુજ્ઞ મહાશય,

................મહિનાથી તમારા અંગ્રેજી/ગુજરાતી/મરાઠી/કાનડી સંજીવન માસિકના વાર્ષિક/છમાસિક ગ્રાહક તરીકે તમારી યાદીમાં મારું નામ નોંધશો.

વાર્ષિક/છમાસિક લવાજમ રૂ. આ. પાઈ મનીઑર્ડરથી મોકલ્યા છે. રસીદ નંબર............ તા.................................

તમારો વિશ્વાસુ,

(સહી) .......................................

.......................................................................

(નામ તથા ઠેકાણું સારા મોટા અક્ષરે લખો) .......................................................................

.......................................................................

નોંધ :—કોઈ એક ભાષાના માસિકનું લવાજમ :—

વાર્ષિક : રૂ. ૩-૦-૦. છમાસિક : રૂ. ૧-૮-૦.

કોઈપણ એક અથવા વધુ ભાષાના માસિકના તમે ગ્રાહક થઈ શકો છો. ઉપરના ફૉર્મમાં નકામા શબ્દો છેકી નાંખો.

# વિજ્ઞપ્તિ

**લેખકોને :**

'સંજીવન'માં પ્રગટ કરવા માટે મોકલાતા લેખો નીચેને શિરનામે રવાના કરવા :—

**'સંજીવન' (તંત્રી-વિભાગ),**
નં. ૭૫, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઇ—૧.

**ગ્રાહકોને :**

'સંજીવન'ના ગ્રાહક થવા ઇચ્છનાર વ્યક્તિએ પાછળનું પરિપત્ર ભરી લવાજમની રકમ સાથે નીચેને શિરનામે મોકલવું :—

**બિઝનેસ મેનેજર,**
**'સંજીવન,'**
નં. ૭૫, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઇ—૧.

**જાહેર ખબર આપનારાઓને :**

'સંજીવન'માં આપવાની જાહેરાત અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના શિરનામે કરવો :—

**રમેશ પબ્લીસીટી કોરપોરેશન,**
ઓના કાસા,
સર ફિરોઝશાહ મહેતા રોડ,
કોટ, મુંબઇ—૧.

**એજન્ટ ભાઇઓને :**

'સંજીવન'ની સેલિંગ એજન્સી અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના સ્થળે કરવો :—

**મેસર્સ બોમ્બે બુક એજન્સી,**
૭૦, તુલસી પાઇપ રોડ,
દાદર, મુંબઇ—૧૪.

# સંજીવન

ગુજરાતી, મરાઠી, કાનડી અને અંગ્રેજી એ ચાર ભાષામાં પ્રગટ થતું માસિક

## જાહેરાત માટેના ભાવો

### માત્ર એકજ ભાષાના 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૩૫૦

| | રૂા. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૨૫૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૨૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૧૫૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૧૦૦ |
| અંદરનું અરધું પાનું ... ... | ૬૦ |
| અંદરનું ¼ પાનું ... ... | ૩૫ |
| અંદરનું ⅛ પાનું ... ... | ૨૦ |

### ત્રણ જુદી જુદી ભાષાનાં 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૮૦૦

| | રૂા. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૬૦૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૫૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૩૫૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૨૫૦ |
| અંદરનું અરધું પાનું ... ... | ૧૫૦ |
| અંદરનું ¼ પાનું ... ... | ૮૫ |
| અંદરનું ⅛ પાનું ... ... | ૫૦ |

### બે જુદી જુદી ભાષાનાં 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૫૫૦

| | રૂા. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૪૦૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૩૫૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૨૫૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૧૭૫ |
| અંદરનું અરધું પાનું ... ... | ૧૦૦ |
| અંદરનું ¼ પાનું ... ... | ૬૦ |
| અંદરનું ⅛ પાનું ... ... | ૩૫ |

### ચારેય ભાષાના 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૧૦૦૦

| | રૂા. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૭૫૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૬૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૫૦૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૩૦૦ |
| અંદરનું અરધું પાનું ... ... | ૧૮૫ |
| અંદરનું ¼ પાનું ... ... | ૧૧૦ |
| અંદરનું ⅛ પાનું ... ... | ૬૦ |

આખા એક વર્ષ સુધી એકજ ભાષાના "સંજીવન" માં જાહેરાત આપનારને ૧૦ ટકા વળતર આપવામાં આવશે. જુદી જુદી ભાષાઓમાં મળીને બાર હપ્તા આપનારને આ રાહતનો લાભ મળશે નહિ.

કોલમની સંખ્યા ૨

કોલમની લંબાઈ ૮¼ ઇંચ

કોલમની પહોળાઈ ૩ ઇંચ

Regd. No. B-5301



મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર ગવર્નમેન્ટ સેન્ટ્રલ પ્રેસમાં છાપ્યું છે અને મુંબઇ સરકારના પ્રકાશન ખાતાએ પ્રકાશિત કર્યું છે.



[ કિંમત ૪ આના ]

# સંજીવન

વર્ષ પહેલું ] જાન્યુઆરી—૧૯૪૯ [ અંક છઠ્ઠો

## આજનું ઉદ્‌બોધન

[ મનહર છંદ ]

દૂર રહો, દૂર રહો, મદિરાથી ભાઈ સહુ,
દારૂનું વ્યસન અતિશય દુઃખદાયી છે !
તન મન અને ધન તણી મદ્યપાન થકી,
ફાયદા વિના નકામી ખુવારીજ થાય છે.

અતિશય પાન મદિરાનું કરનાર લોકો,
ભૂલી જઈ ભાન દિવાનાઓ બની જાય છે:
ઘણા લોકો મદ્યતણા નિસ્સામાં ને નિસ્સામાંહે,
ન કર્યાનું કામ કરી પછી પસ્તાય છે.

દિન-પ્રતિદિન ભાઈ, શરીરમાં મદ્ય પીધે,
નિર્બળતા પેસી જઈ ચેતન હરાય છે:
ચક્ષુ લાલ થાય વળી ફિક્કો પડી જાય ચ્હેરો,
મદ્યપાન કર્યે બહુ સુખ ગંવાય છે.

જાદવો છપ્પન કોટિ ભોગ થયા મદિરાના,
કથા એ પુરાણ તણી આજેય વંચાય છે:
પાયમાલ થયાં બહુ રાજ રજપુત કેરાં,
કારણ તેનું મદિરાપાન જ જણાય છે.

દારૂપાન એકવાર કર્યા થકી વળી પાછું,
વારંવાર પીવા માટે મન લલચાય છે:
અંતરમાં એક વાત લખી રાખો બિરાદરો,
દારૂ પીવાથી ખરાબી પૂરેપૂરી થાય છે.

— પ્રો. જયસુખલાલ ત્રિવેદી

# સૌજન્યમૂર્તિ

## રાજેન્દ્રબાબુ



શાંત, સ્વસ્થ
અને
સમાધાનપ્રિય

* * *

લેખક :
શ્રી ગુલાબદાસ બ્રોકર

આજે રાજેન્દ્રબાબુ વિશે કંઈ લખવાનું મન થાયછે અને મન ભૂતકાળમાં દોડી જાય છે. નજર સમક્ષ લખનૌ મહાસભાનો એ સમયના પ્રમાણમાં વિશાળ ગણાતો મંડપ ઉભો થઈ જાય છે. એ મંડપમાં તીખાં અને તમતમતાં ભાષણો થયાં છે, સિદ્ધાંન્તોની ચર્ચા થઈ છે, ક્રાંતિ (Revolution) અને સુધારાવૃત્તિ (Reformation) વચ્ચે રહેલા માર્મિક ભેદો તલસ્પર્શી રીતે દર્શાવાયા છે. સમાજવાદી પક્ષના આગેવાનોએ પુસ્તકના અને તત્ત્વજ્ઞાનના અભ્યાસથી પોતાની વાતોને વેધક અને રસમય બનાવી મૂકી છે. ચર્ચા અત્યંત રસિક બની ગઈ હોય છે. વાતાવરણમાં કંઈક ઉગ્રતા પણ વ્યાપી ગઈ હોય છે.

એવે સમયે આખી ચર્ચાનો જવાબ વાળવા અને ચર્ચાને સમેટી લેવા રાજેન્દ્રબાબુ ઉભા થાય છે. તેમનો દેખાવ શાંતિભર્યો છે. તેમના મુખ ઉપર, હોય તોય કંઈક કંઈક વિષાદની રેખાઓ પથરાયેલી છે. તેમની વાણી તેમની હંમેશની સ્વસ્થ સહજતા પૂર્વક આખા મંડપમાં પથરાઈ રહે છે. તેમાં ક્યાંએ ઉગ્રતા નથી, ઉશ્કેરાટ નથી, છતાં હૃદયવેધકતા તો એટલી બધી તેમાં ભરાયેલી હોય છે કે શ્રોતા વર્ગ અક્ષરે ય ઉચ્ચાર્યા વિના એ વાણીનો અક્ષરેઅક્ષર એકધ્યાને સાંભળી રહે છે. તેઓ કહે છે:

"આ ક્રાંતિ અને સુધારાવૃત્તિની પુસ્તકિયા વાતો મને દુઃખ ઉપજાવે છે. હું કંઈ મોટો વાચક નથી. મારું પુસ્તકોનું સ્વપ્ન નહિ જેવું જ છે. મેં કંઈ પણ વાંચ્યું હોય તો તેને વીસવીસ વર્ષો વહી ગયાં છે, અને એ બધું તો હું લગભગ ભૂલી પણ ગયો છું. પરંતુ" અને અહીં એમના અવાજમાં રણકાર આવે છે: "મેં હિંદુસ્તાનનાં માણસોને નજરોનજર જોયાં છે; તેમનાં સુખદુઃખની વાતો મેં કાનોકાન સાંભળી છે. ગામડાંઓમાં રખડતાં રખડતાં તેમનાં ભૂખનાં દુઃખે શિથિલ અને કૃશ થયેલાં ગાત્રો મેં મારી નજરે નિહાળ્યાં છે. હાડકાંનાં માળખાં જેવી હિંદી માનવાકૃતિઓ મારી નજરે મેં નીરખી છે. એ બધા અનુભવો ઉપરથી અમને દેશના હિતને માટે જે ઠીક લાગે તે અમે કરી છૂટીએ છીએ. ખબર નથી કે આ પુસ્તકો વાંચી દેશને દોરનાર માણસો દેશને ક્યાં લઈ જશે"

પોતાનું વક્તવ્ય પૂરું કરીને તેઓ બેસી જાય છે. ત્યારે થોડી ક્ષણો માટે સભાગૃહમાં નિસ્તબ્ધ શાંતિ પથરાઈ જાય છે તે પછી મત લેવાતાં એમનો સચોટ વિજય થાય છે.

આ નાની એવી અકસ્માત યાદ આવી ગયેલી ઘટના પણ રાજેન્દ્રબાબૂના વ્યક્તિત્વ અને ચારિત્ર્ય ઉપર પ્રકાશ પાથરવાને માટે પુરતું ઉદાહરણ પુરું પાડે છે. ઘણી યે વાર એમને જોયા છે, સાંભળ્યા છે, કટોકટની ક્ષણોમાં પણ મહાસભાનું મોવડીપદ સંભાળતા અને દીપાવતા જોવાનો લાભ આપણને અનેકોને મળ્યો છે. એ દરેક વખતે ઉપર કહ્યા તે પ્રસંગે હતા તેવા જ રાજેન્દ્રબાબુ શાંત, સરળ, નિર્વિઘ્ન જેવા જ રહે છે. ઉગ્રતા તો તેમના સ્વભાવથી અળગી જ રહેતી હોય તેવી લાગે છે. તેમના સ્વભાવમાં નથી ડોળ કે નથી દમામ. એ તો તેમની વેશભૂષા, તેમની હાલવાચાલવાની રીત વગેરે બધી ચીજોમાંથી પ્રત્યક્ષ થાય છે. સાદું, ગોઠણથી માંડ થોડે સુધી નીચે ઉતરતું ખાદીનું જાડું ધોતીયું, ઉપર એક જ જાડું પહેરણ અને માથે ગમે એમ ગોઠવી દીધેલી ટોપી. શિયાળો હોય તો ગરમ ખાદીનો જાડો ઉનનો કોટ—એ પણ પશ્મિનાનો નહિ, ખૂંચે એવો જ. ચાલી જતા હોય કે ઓચિંતા રસ્તામાં મળી જાય તો હિંદુસ્તાનના કરોડોમાંથી કોઈ પણ એકના જેવા લાગે તેમાં કશી યે વિશિષ્ટતા નહિ, કશી યે ચમક નહિ ને લાવવાનો જરા જેટલો પ્રયત્ન પણ નહિ. પોતાની આત્મકથામાં તેઓ લખે છે કે વકીલાત કરતા ત્યારે એમના મુરબ્બી વકીલ જેમની નીચે તે કામ કરતા તે ઘણીવાર પહેરવેશ પ્રત્યેની તેમની આવી બેદરકારી પ્રત્યે

તેમનું ધ્યાન ખેંચતા પણ એ તો એ ના એજ રહ્યા— સાદા સીધા ભોળા હિંદુસ્તાની.

ને છતાં વિચક્ષણ તો કેટલા? આઝાદ હિંદ એની આઝાદ થવાની ક્ષણે કે તે પહેલાં યે જે વધુમાં વધુ માન આપી શકે તે એના ઉત્તમ પુત્રોને આપે જ. એ માન તેણે પંડિત નેહરૂને આપ્યું ને સરદાર પટેલને આપ્યું. સમય આવ્યો ત્યારે રાજાજીને આપ્યું ને બંધારણ સભાના પ્રમુખ ચૂંટીને રાજેન્દ્રબાબુને પણ પોતાના પ્રેમના પ્રતીક જેવા માનના અધિકારી દેશે બનાવ્યા જ. એને માટેની એમની લાયકાત શોધવા જવી પડે તેમ તો હતું જ નહિ. ઉપલા એમના ભાષણમાં એમણે કહ્યું કે "હું કંઈ મોટો વાંચનારો નથી, ને વાંચેલું હોય તો યે ભૂલી ગયો છું," પણ એ તો માત્ર એમની નમ્રતા જ એમની પાસે એવા શબ્દો કહેવડાવે છે. બાકી વિદ્યાર્થી અવસ્થામાં તેમણે ઝળકતી કીર્તિ મેળવી છે જ.

રાજેન્દ્રબાબુ બિહારના. એ જ્યારે શાળામાં અભ્યાસ કરતા ત્યારે બિહાર એક સ્વતંત્ર પ્રાન્ત પણ નહોતો—તેને યુનિવર્સિટી હોવાની વાત તો પછી રહીજ ક્યાં? બિહારના વિદ્યાર્થીઓને પરીક્ષા બંગાળની યુનિવર્સિટીમાં દેવી પડતી. ને એ યુનિવર્સિટીમાં બંગાળ, બિહાર, ઓરિસ્સા અને બ્રહ્મદેશના વિદ્યાર્થીઓ ભાગ લેતા. એવે સમયે બિહારના એક નાનકડા ગામડામાંથી આવેલા આ વિદ્યાર્થી રાજેન્દ્રપ્રસાદે આટલા આટલા પ્રાન્તોના વિદ્યાર્થીની વચ્ચે પહેલા આવવાનું માન તો મેટ્રિકમાં પોતેજ પચાવી લીધું. ને એ યે એક અકસ્માત નહોતો પણ એ માનને પોતે સર્વાંશ લાયક હતા એ વાત એ પછીની બી. એ. સુધીની પરીક્ષાઓમાં ફરી ફરી પહેલે નંબરે પાસ થઈને તેમણે સાબિત કરી આપી. એ પછીની એમની એમ. એ; બી. એલ, એમ. એલ વગેરે પરીક્ષાઓની કારકીર્દી પણ એવીજ જ્વલંત હતી.

ને એથીયે જ્વલંત તો વકીલ તરીકેની તેમની કારકીર્દીને ગણી શકાય. જરાય લાગવગ નહિ કે બીજી કશી ખબર નાકે છતાં આ વકીલના ધંધામાં પણ તેઓ તરત જ આગળ તરી આવ્યા. તેમાં પાછું જુઠ્ઠા મુકદમા લેવાના નહિ એટલું જ નહિ પણ જે મુકર્દમામાં પોતાના અસીલને વિજય નહિ મળે એમ પોતાને પહેલેથી લાગે તેવા મુકર્દમાને પણ અડવાનું જ નહિ. એથી નિરાશ થઈને અસીલ બીજો વકીલ શોધી લે તો તેની પણ પરવા નહિ.

નાનપણમાં, ઉગતી જુવાનીમાં, આવી ભાવનાઓ પ્રમાણે જીવન આચરનાર માણસના જીવનમાં પ્રચંડ આદર્શો પુરાયેલા હોય તોજ એ શકય બને. અને રાજેન્દ્રબાબુનું આખુંયે જીવન એ આદર્શો પ્રમાણે ઘડાયેલું છે. એ આદર્શોની પ્રાપ્તિ માટે શકય એટલા બધા ત્યાગ કરવાનું તે કયાંયે ચુકયા નથી કે જ્યારે ત્યાગ કરવાનું કહેણ આવ્યું ત્યારે બીજા વિચારોથી પાછું વાળી જોયું નથી. તેઓ લખે છે કે "હું હંમેશાં મવાળવૃત્તિનો અને સમાધાનપ્રિય સ્વભાવનો રહ્યો છું." પણ એ વૃત્તિ કે એ સ્વભાવ, જેના સામ્રાજ્ય ઉપર સૂર્ય કદિ યે આથમતો નહિ એવી મોટામાં મોટી સત્તાની સામે બળવો જગાવતી વખતે અને એમ કરતાં જે કંઈ યાતના સહવાની આવે તે સહતી વખતે તેમની આડે આવ્યાં જ નથી. અત્યારના હિંદુસ્તાનમાં જીવતા માણસ ને આ બધા વીરોએ કેટલો બધો ત્યાગ કર્યો છે એ જાણીતું જ છે. પણ એ બધા વૈભવ અને ઐશ્વર્યના ત્યાગની સાથે સાથે અંગત અને ઊર્મિના જીવનમાં પણ કેટલો બધો ભોગ આપવો પડે છે એનો એકજ દાખલો રાજેન્દ્રબાબુએ લખેલ એક નાની એવી વાતથી મળી રહેશે. પોતાના પરિણીત જીવન વિશે લખતાં શ્રી. રાજેન્દ્રબાબુ લખે છે કે તેમના પરિણીત જીવનને ૪૪ થી ૪૫ વર્ષો થયાં, તેમાં ભાગ્યેજ તેઓ પતિપત્ની એક બીજા સાથે ૪૪ થી ૪૫ મહીના રહ્યાં હોય તો! બાકી બધો વખત કાર્યરત જિંદગીમાં આમથી તેમ રખડવાનું. એક પ્રાંતથી બીજે પ્રાંત, એક જેલથી બીજી જેલમાં જવા આવવાનું રહ્યું હોય એમાં આ બધા સામાન્ય જીવનને ને એના કુમળા ભાવોને જિલાવાનો કે ફૂલવા ફાલવાનો સમય પણ કયાંથી મળે?

નાનપણથી, ગાંધીજીએ રાજકારણને પોતાની ભાવનાઓની દીપ્તિથી ઉજાળી મૂકયું એની યે પહેલાંથી, રાજેન્દ્રબાબુની સેવાની ભાવના અને એ માટેની ધગશ તો એમના અનેક કાર્યોમાં તરી આવે છે જ. અને એ પછીની તો એમની જિંદગી એટલી પ્રસિદ્ધ છે કે એ વિશે તો કોઈને કશું કહેવાનું હોય જ નહિ. બિહારમાં વારંવાર ઉભરાતા જલપ્રલયો અને પેલા ભયંકર ભૂકંપ વખતની તેમની સેવાઓએ તો તેમને એકલા બિહારના નહિ આખા દેશના યે માનીતા બનાવી મૂકયા હતા.

એમની નાદુરસ્ત તબિયત છતાં સેવાનો જ્યારે તેમને આદેશ સંભળાય છે. ત્યારે એ બધું યે ભૂલી એમાં જ ખુંપી જાય છે.

ને પોતાને સમાધાનવૃત્તિવાળા કહેવડાવતા હોવા છતાં રાજેન્દ્રબાબુની નીડરતાનો પરિચય તેમણે આપણને કરાવ્યો છે જ. સરકાર સામેની લડતોમાં તો એ દેખાયજ પણ અંદર અંદરની સાથીઓને રાજીકરાજી કરવા વખતસર નીડરતા એથી યે વધારે બળ માગી લે છે. પોતાને જ્યાં લોકો ચાહતા હોય, માનથી જોતા હોય ત્યાં જ સત્યની પ્રતિજ્ઞા ખાતર એ લોકોના મતની વિરુદ્ધ થઈને કામ કરવું કેટલું મુશ્કેલ છે એ તો જાહેર જીવનમાં જરાતરા પણ કામ કર્યું હોય એ માણસ સહેલાઈથી સમજી શકે. એમાં પોતાને ચાહનારા માણસોની ... કદાચ કાયમની ખફગી વહોરી લેવી પડે. એવું કામ રાજેન્દ્રબાબુને માથે સુભાષબાબુના પાસે ખાલી કરાવાયેલા પ્રમુખપદને પોતે સંભાળી લેતી વખતે આવ્યું. ને એ યે પાછું કલકત્તામાં ને એ પણ એમણે હસતે મોંએ સ્વીકારી લીધું. એ ઈતિહાસની હકીકત છે.

ને આટલા બધા દેશના કામમાં આખો દિવસને રાત લગાતાર લાગી રહેતા હોવા છતાં યે એમની અભ્યાસવૃત્તિ હજી એમના અભ્યાસમાં હશે એટલી ને એટલી જ સતેજ રહી છે એનો પુરાવો એમનો વિસ્તૃત અભ્યાસગ્રંથ India Divided આપી રહે છે. એ વિષયના વિચારનારાઓ માટે એ પુસ્તકનું વાચન અનિવાર્ય જેવું થઈ પડયું હતું એ સહુ કોઈ જાણે છે.

કોઈ પણ મહાન વ્યકિતના વ્યકિતત્વનાં ઘણાં બધા પાસાં એટલાં બધાં પરિપૂર્ણ હોય છે કે એ બધાં વિશે ટૂંકાણમાં લખી શકાયે નહિ ને એ લખવાનો લોભ જતો પણ કરી શકાય નહિ. શ્રી. રાજેન્દ્રબાબુના સમૃદ્ધ વ્યક્તિત્વનાં પાસાંઓની યે એવી સમૃદ્ધિ છે. આ નાનકડા લેખમાં એમના તરફ માત્ર અંગુલિનિર્દેશ કરવોજ શકય બન્યો છે. પણ એટલું કરવું એ યે એક જાતની ધન્યતા અર્પે છે. અને અંતઃકરણમાંથી ઉદ્ગાર નીકળી જાય છે કે

રાજેન્દ્રબાબુ ઘણું જીવો.

---

...સ્વાતંત્ર્ય એટલે ?...

જો સ્વતંત્રતાને સમાજનો આદર્શ માનીએ તો સ્વાતંત્ર્યની સ્થાપના કરવી એટલે સમાજમાં તંત્રબદ્ધ સંયમો યોજવા. એવો અર્થ થવો જોઇએ.

— હોબ હાઉસ.

સ્વરાજ્યમાં રાજ્યસત્તા દારૂ અફીણ—ઇત્યાદિનો વેપાર ન કરે........

—ગાંધીજી.

# અમેરિકામાં દારૂબંધી

ઘણીવાર એમ કહેવાય છે કે અમેરિકા જેવા મહાન પ્રગતિશીલ દેશે દારૂબંધીનો પ્રયોગ કરી જોયો અને તે નિષ્ફળ ગયો! અને તે એવી દારુણ રીતે નિષ્ફળ ગયો કે ઘણા વર્ષોના અથાગ પ્રયત્નો, મહેસુલી આવકમાં ખોટ અને રાષ્ટ્રિય પ્રગતિનો અવરોધ સહન કર્યા પછી પણ દારૂબંધી અંગેના કાયદાઓમાં સુધારા કરવા પડયા! અને એમ પણ કહેવાય છે કે આ પ્રયોગો ઉપરથી દારૂબંધી અંગેનો કોઈપણ કાર્યક્રમ કદીયે સફળ થનાર નથી એવો પદાર્થપાઠ જો હિન્દના પ્રાંતો ન લે તો તે એને માટે કેવળ મૂર્ખાઈજ ગણાય. પરંતુ અમેરિકામાં દારૂબંધીના ઉગમ અને ઉન્મૂલનના ઇતિહાસનો જો નિષ્પક્ષપણે વિચાર કરવામાં આવે તો દારૂબંધી અંગેના કાયદાની વિરુદ્ધમાં આ કારણે જે અનેકવિધ વાતો વહેતી થઈ છે તેનાથી કોઇ જુદું જ ચિત્ર આપણને જોવા મળે. આ અને હવે પછીના બીજા બે લેખોમાં અમેરિકાએ દારૂબંધી અંગે કરેલો મહાન પ્રયત્ન કયા પ્રકારનો હતો, શા માટે તે નિષ્ફળ ગયો અને અત્યારે દારૂના વ્યાપારની અમેરિકામાં શી સ્થિતિ છે તેનું વાંચકને સ્વચ્છ, સચોટ અને યથાતથ બ્યાન આપવાનો પ્રયત્ન કરેલ છે.

૧૯૨૦ના જાન્યુઆરીની સોળમી તારીખે મધરાતે અમેરિકન રાજ્યબંધારણમાં દારૂ વગેરે કેફીપીણાંના વ્યાપાર, ઉત્પાદન, હેરફેર અને આયાત નિકાસ ઉપર પ્રતિબંધ મૂકતો ઓગણીસમો સુધારો અમલમાં આવ્યો.

આ રાષ્ટ્રવ્યાપી દારૂબંધી અમેરિકાના લોકો ઉપર ઠોકી બેસાડવામાં આવી નહોતી; લોકોને પોતાનેજ એની જરૂરત લાગી હતી એ તેમનીજ સિદ્ધિ હતી. અમેરિકામાં દારૂ એના આદિવાસીઓ સાથે પેઠો, પરંતુ એ દિવસોમાં દારૂ સામે એક કેફી પીણું તરીકે કોઈને કંઇ સૂગ નહોતી. ઉલટું તે વખતે લોકો એને સ્ફૂર્તિદાયક અને પોષક એવું પીણું ગણતા. શરીર ઉપર એની હાનિકારક અસર હજી જાણવામાં આવી નહોતી એટલે માત્ર દારૂની કેફીયતજ ઘૃણાસ્પદ લેખાતી. વસાહતી સમય દરમિયાન લોકોમાં અને ખાસ કરીને નોકરો અને ઉમેદવારોમાં આવાં કેફી પીણાંનો પ્રચાર મર્યાદિત બને એ માટે પ્રયત્ન કરવામાં આવેલા. સ્થાનિક લોકોને દારૂનું વેચાણ નિષિદ્ધ હતું. અને દારૂના વ્યસનીઓમાં એમની કેફીયત જાહેર પ્રજાનાં શાન્તિ અને સ્વાસ્થ્યને નુકશાનકારક હોઈ એ એમની હળવી કરવી જોઇએ એવા પ્રયત્નો અવારનવાર કરવામાં આવતા.

દારૂડિયાની આ જાતની કેફિયતને ઓછી કરવા માટે કાયદાઓ એ દિવસોમાં રચવામાં આવતા તેનો હેતુ દારૂના વેચાણમાં કાપ મૂકવાનો નહોતો પરંતુ દારૂ પીનારની વ્યક્તિગત પ્રવૃત્તિને અંકુશિત કરવાનો હતો. દારૂની હેરફેર ઉપર કર લેવાનું ઈ. સ. ૧૬૫૦ માં સૌથી પહેલું શરૂ થયું. અને તે દિવસથીજ દારૂ અંગેની આ મહેસુલી આવક એના બચાવ માટે એક મોટામાં મોટી દલીલ થઈ પડી.

## દારૂબંધી —: પ્રારંભિક અવસ્થામાં

અમેરિકામાં દારૂબંધીની ઉત્પત્તિ સૌથી પહેલ શાળાઓ અને દેવળોમાંની નાની નાની સભાઓ દ્વારા થઇ અને ત્યારપછી એ અસંખ્ય મદ્યનિષેધક મંડળીઓ કોલેજના વિદ્યાર્થીસંઘો, મહિલામંડળો, સમાજસેવકો અને મજૂર-કાર્યકરોને હાથે ઉત્કર્ષ પામી. દારૂના હેતે એટલું ભયંકર તાંડવ શરૂ કર્યું હતું કે પીઠાંઓ તો અનેકગણી સંખ્યામાં વધી ગયાં હતાં અને આવાં ગલીચ સ્થળોમાં ચોરો, લૂંટારૂઓ, દગલબાજો અને દર્દીઓનું પ્રમાણ દિન-પ્રતિ-દિન વધતું જતું એમ સૌ કોઈ પહેલી નજરે જોઈ શકતું. દારૂ માટેના આ નિ....

વ્યામોહને તોડી પાડવા માટેની સામુદાયિક પ્રવૃત્તિને વધુને વધુ સહકાર મળવા લાગ્યો અને ઇ. સ. ૧૭૭૭ માં અમેરિકાની કોંગ્રેસે નીચેનો ઠરાવ પસાર કર્યો.

"અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોની ધારાસભાઓને ભલામણ કરવામાં આવે છે કે દારૂ ગાળવાની વિઘાતક પ્રથા જો તાત્કાલિક નહિ અટકાવવામાં આવે તો એમાંથી વ્યાપક વિનાશ શક્ય બનશે એટલે એનો તાત્કાલિક અન્ત લાવવા માટે તેઓ ખૂબજ અસરકારક કાયદાઓ જેમ બને તેમ જલ્દીથી ઘડે."

## પહેલું ક્રાન્તિકારી નિવેદન—

બીજે જ વરસે ડૉ. બેન્જામીન રૂશ નામે એક આગળ પડતા લોકપ્રિય દાકતરે મધાર્ક જેવાં કેફી પીણાંની શરીર અને મન ઉપરની અસરનું સચોટ ધ્યાન આપતું એક નિવેદન પ્રગટ કર્યું. આ નિવેદને રાષ્ટ્રવ્યાપી અસર કરી; એમાં ડૉ. રૂશે એક સ્થળે કહેલું કે જીવનમાં કોઈવાર પણ જેણે નશો ન કર્યો હોય એવાં માણસો પણ મધાર્ક જેવાં પીણાંથી ખતમ થઈ જતાં અમણે જોયાં છે. આના પરિણામે મદ્યનિષેધક મંડળીઓની સંખ્યા દિન-પ્રતિ દિન વધવા લાગી અને પ્રતિવર્ષે દારૂબંધી માટેની જેહાદ વધુને વધુ ઉત્કટ અને વ્યાપક બનવા લાગી. આ મંડળીઓને જનતાનો કેટલો પ્રબળ ટેકો હતો તે એકજ હકીકત ઉપરથી સાબીત થશે કે ૧૮૩૫ માં જ્યારે અમેરિકાની સમગ્ર વસ્તી એક કરોડ અને ત્રીસ લાખની હતી ત્યારે આ મંડળીઓની સભ્ય-સંખ્યા પંદર લાખની હતી.

## બનતો લોકમત—

દરમિયાન આ દિશામાં લોકમત કેળવાતો ગયો અને લોકો જોરશોરપૂર્વક કહેવા લાગ્યા કે દારૂનો ધંધો એ જેને માટે ઇજારા આપી શકાય એવો કોઇ કાયદેસરનો ધંધો નથી પણ એ એક એવું સમાજવિરોધી અને ગુનાહિત કાર્ય છે કે જેને તાત્કાલિક દબાવી દેવું જોઇએ. ઓહિન વિદ્યાપીઠના પ્રમુખ મિ. વેલેન્ડે ૧૮–૩૩માં લખેલું. "કાયદો બનાવવા માટે આ એક ઘણોજ ઉચિત વિષય છે અને હું માનું છું કે આ જાતની દારૂબંધીનાં ઘણાં સુખદ પરિણામ આવશે."

ચાર વર્ષ પછી મેઇનની ધારાસભાએ રાજ્યની ઇજારા–પદ્ધતિ તપાસવા માટે એક ખાસ સમિતિ નીમી. એ સમિતિએ જે અહેવાલ આપ્યો તેને દારૂબંધીના ઇતિહાસમાં એક સ્મરણીય સીમા–ચિહ્ન ગણવું જોઇએ. બીજી કેટલીક વીગતો સાથે એ સમિતિએ એમ પણ લખેલું: 'કેફી પીણાંને વેચવાના હક્કને માન્ય રાખતા કાયદામાં સુધારો થવો ઘટે છે....ચોરી, લૂંટફાટ, જુગાર અને એવા બીજા ગુના જો કાયદા વગર અટકાવી શકાતા નથી તો આ અનિષ્ટને પણ કાયદા વગર દબાવી શકાશે એમ માનવાને કશુંજ કારણ નથી."

## વરિષ્ઠ અદાલતનો ચુકાદો—

૧૮૫૦ પહેલાં દારૂના વ્યાપાર ઉપર પ્રતિબંધ મૂકતા અનેક કાયદાઓ પસાર થયા: દારૂના વ્યાપારમાં હિત ધરાવતાં કેટલાંક તત્વોએ રાજ્યના આ પ્રકારનો કાયદો ઘડવાના અખત્યારને પડકાર પણ કર્યો ખરો! છેવટે ૧૮૪૭માં અમેરિકાની વરિષ્ઠ અદાલતે દારૂના વ્યાપારને જડમૂળથી બંધ કરવા માટે રાજ્યને ફાવે તેવા કાયદાઓ ઘડવાની સત્તા છે એ હકીકતનો સ્પષ્ટ રીતે સ્વીકાર કર્યો. અદાલતના પ્રમુખ મિ. જસ્ટીસ ટાયરે કહેલું: "જાહેર-શાન્તિ, તંદુરસ્તી અને નીતિની સાચવણી માટે, ગુનાને અટકાવતા અને એને માટે શિક્ષા ફરમાવતા જે કંઇ કાયદાઓ ઘડાય છે તે આજ કક્ષામાં આવી શકે એમ કહેવામાં જરાયે હરકત જેવું નથી."

દારૂના વેપારથી નિપજતા સામાજિક સડા સામે જાહેર લાગણી એટલી બધી ઉત્કટ બની કે ૧૮૫૧ થી ૧૮૫૫ ની વચમાં લગભગ તેર સંસ્થાનોએ દારૂબંધી અંગેનાં *પગલાં લીધાં અને બીજાંએ તો ઘણું વધારે કર્યું*. પરંતુ ત્યારપછી સમસ્ત દેશ સ્વાતંત્ર્યની ચળવળમાં ફસાઇ પડ્યો અને દારૂબંધીનું કામ કોરે મૂકાયું.

## સરકારનું રક્ષણ મળ્યું એટલે —

૧૮૬૨માં પસાર થયેલ આંતરિક મહેસુલી ધારા વડે દારૂના વ્યાપારને સારી રીતે ઉત્તેજન મળ્યું. એથી એ ધંધો પ્રતિષ્ઠિત બન્યો અને એમાં કામ કરનારાઓને સરકારનું રક્ષણ મળ્યું. મધાર્કવાળાં કેફી પીણાં માટે તેમજ નશા માટે રુચિ ઉત્પન્ન કરતા બધા પ્રયત્નોને પ્રતિષ્ઠાની છાપ મળી. રાષ્ટ્રીય કટોકટીની અમુક પળોમાં લડાઇના વધતા જતા ખર્ચને પહોંચી વળવા માટે કાયદો પસાર કરવામાં આવ્યો અને પાછળથી જારી રાખવામાં આવ્યો કારણ કે એથી સારી એવી મહેસુલી આવક મળી રહેતી હતી.

આ રીતે દારૂમાં હિત ધરાવનાં તત્વોને ઉત્તેજન મળ્યું. આ મહેસુલી કાયદો પસાર થયા પછી પાંચ જ મહિનામાં "યુનાઈટેડ સ્ટેટ્સ બ્રૂઅર્સ એસોસિએશન" ની સ્થાપના થઈ. દારૂના વ્યાપારમાંનાં પોતાનાં હિતને સાચવી રાખવા માટે એવાં બીજાં ઘણાં મંડળો સ્થપાયાં. તેઓએ જાણ્યું કે જ્યાં સુધી દેશના રાજકારણ ઉપર પોતાનો કાબુ છે ત્યાં સુધી તેઓનો ધંધો સલામત છે. એટલે તેઓએ તો માત્ર દારૂના વ્યાપારને હાનિકારક એવી મદ્યનિષેધક મંડળીઓની વિરૂદ્ધ કામ કરવા તયાર થાય એવા ઉમેદવારોનેજ ચુંટણી જંગમાં વધુ મત મળે તેટલું જ જોવાનું રાખ્યું.

પરંતુ સામા પક્ષનું બળ પણ ક્રીકરીક વધતું જતું હતું. દારૂના વ્યાપાર ઉપર પ્રતિબંધ મુકવાની ના પાડતા કોઈપણ ઉમેદવારને મત ન આપવાની પ્રખર ઝુંબેશ ત્રી રાષ્ટ્રીય મદ્યનિષેધક સભાએ ઉઠાવી. આ સભા સાથે બીજાં મંડળોએપણ હાથ મિલાવ્યા અને પ્રચારને વેગવંતો બનાવ્યો. ૧૮૬૯માં સ્થપાયેલ દારૂબંધી-પક્ષે આ મુદ્દા ઉપર લગભગ સાઠ વર્ષ સુધી અણનમ લડત આપી. સ્ત્રીઓએ પણ પ્રચાર શરૂ કર્યો. તેઓએ પીઠાંમાં જઈ જઈને તેના માલિકો સાથે આવો હીચકારો ધંધો છોડી દેવા માટે દલીલો કરવા માંડી. આથી ૧૮૭૮માં સ્ત્રીઓ મારફતે "ક્રિશ્ચિયન ટેમ્પરન્સ યુનિયન" સ્થપાયું. આ દેશભકત વીરાંગનાઓના મંડળની સિદ્ધિઓએ માનવતાના નૈતિક ઇતિહાસમાં માનભર્યું સ્થાન મેળવેલું છે.

**ઉદ્યોગના ક્ષેત્રમાંથી દારૂને હાંકી કાઢો—**

ત્યાર પછીના વર્ષોમાં "એન્ટી સલૂન લીગ" તથા અમેરિકન મેડિકલ એસોસીયેશને આ ચળવળમાં સારા પ્રમાણમાં બળ ઉમેર્યું. ૧૯૧૪ માં રાષ્ટ્રિય સલામતી સમિતિએ કબૂલ કર્યું કે કામગારોની કામ કરવાની શકિત અને તંદુરસ્તીને હાનિકારક એવા રોગો અને અકસ્માતો માટે મોટે અંશે કારણભૂત તો મદ્યાર્કવાળાં કેફી પીણાંઓ જ હોય છે. અને એટલેજ એ સમિતિએ ઉદ્યોગના ક્ષેત્રમાંથી કેફી પીણાંને હાંકી કાઢવાની ભલામણ કરી. દારૂ બનાવનારાઓએ જોયું કે સમયનો જુવાળ હવે એમની સામે થયો છે. એટલે પોતાનાં હિત સાચવવા માટે એમણે શકય એવી તમામ હિલચાલ રાષ્ટ્રભરમાં શરૂ કરી. પરંતુ તેમણે જોયું કે કેટલાક સસ્તા નેતાઓના અપવાદ સિવાય એમને ટેકો આપનાર કોઈજ નહોતું.

**બોલતા આંકડા—**

૧૯૧૭-સુધીમાં લગભગ તેત્રીસ સંસ્થાનો કાયદાને કારણે દારૂથી કેવળ વિમુકત થયાં અને બાકીના વિભાગોએ સ્વેચ્છાથી દારૂને હાંકી કાઢયો. એટલે કે અમેરિકાના સમગ્ર વિસ્તારમાંથી ૮૦ ટકા જેટલા વિસ્તારમાંથી અને ૫૨ ટકા જેટલી વસ્તીમાંથી દારૂને કાયમની વિદાય મળી. સ્વેચ્છાએ જેણે દારૂનો ત્યાગ કર્યો છે એવા વિભાગને પણ જો આમાં ભેળવીએ તો સમગ્ર વિસ્તારના ૯૫ ટકા અને વસ્તીના ૬૩ ટકાએ કાયદાના બળે દારૂનો ત્યાગ કર્યો.

*ત્યાર પછી સમવાયી રાજ્યતંત્રે દારૂબંધીને બંધારણમાં* સ્થાન આપવું જોઈએ અને મદ્યરહિત વિસ્તારમાં મદ્યસહિત વિસ્તારમાંથી દારૂની હેરફેર થતી અટકાવવી જોઈએ એવી સર્વસામાન્ય માગણી પણ થવા લાગી. દારૂના વ્યાપારમાં હિત ધરાવતા લોકોએ અમલદારોને લાંચ આપી કાયદામા ભંગાણ પડાવવા પ્રયત્ન કર્યો. પરંતુ એથી તો અમેરિકન રાજ્ય બંધારણમાં જરૂરી સુધારો કરવાનું લોકોને સૂઝ્યું. આના પરિણામે મદ્યનિષેધના હિમાયતીઓ અને દારૂમાં હિત ધરાવનારાઓ વચ્ચે જબરી ઝપાઝપી ચાલી.

**કાયદાના આશ્રય હેઠળ—**

અમેરિકન રાજ્ય બંધારણમાં જરૂરી સુધારો કરવાનો ઠરાવ બંને સભાગૃહોમાં ૧૯૧૩ માં લાવવામાં આવ્યો. જો કે એને બહુમતિ તો મળી છતાં ૨/૩ બહુમતિ ન મળવાને કારણે એ નકામો ગયો. ૧૯૧૬ નો ચુંટણીજંગ આ મુદ્દા ઉપરજ ખેલાયો. અને સેનેટર શેરમને કહ્યું તેમ દારૂમાં હિત ધરાવનારાઓએ પોતાનોજ વિનાશ નોતરી લીધો......આ ધંધો એ જે ધંધાનું મૂળભૂત તત્વ છે અને જેની પેદાશ કેવળ "દારૂડિયો" છે એને આ પ્રજાસત્તાકમાં કોઈપણ કાયદેસરનું સ્થાન હોઈ શકે નહિ. જે ધંધા ઉપર કાયદા વડે અંકુશ મૂકી શકાય તેમ ન હોય તેનું કાયદા વડેજ નિકન્દન કાઢવું જોઈએ." આખા દેશે દારૂને કાયદેસર દૂર કરવા માટે જેહાદ ઉઠાવી.

૧૯૧૭ ની બારમી ડિસેમ્બરે એ સુધારો સંસ્થાનો સોંપવામાં આવ્યો અને તે તરત અમલી બન્યો. વર્ષો સુધી દારૂબંધી એ એક જીવનો જાગતો વિષય રહ્યો અને

દરેક રાજકીય કાર્યકર પોતાના મતદાર વિભાગની આ વિષયમાં કઈ જાતની લાગણી છે તે જાણી એનેજ અનુસરવા પ્રયત્ન કરતો, ત્યારપછી દારૂના વ્યાપારને સદંતર બંધ કરવાનો ચોમેરથી પોકાર ઉઠયો. અમેરિકાના રાજ્યબંધારણમાં રાષ્ટ્રિય દારૂબંધીની જોગવાઈ કરતો સુધારો અનુક્રમે ઓગણીસમો સુધારો બન્યો અને એને રાજ્યોએ ૧૯૧૯ ના જાન્યુઆરીની ૧૬મીએ બહાલી આપી. અને એક વર્ષ પછી એ અમલમાં આવ્યો. દારૂબંધીને અમલી બનાવવા માટેનો 'વોલ્સ્ટેડ ઍક્ટ' ત્યાર પછી તરત હસ્તીમાં આવ્યો.

**નવયુગનાં દર્શન—**

આમ લગભગ એક વર્ષના પ્રયોગો, કસોટીઓ અને અવિચ્છિન્ન મુશ્કેલીઓનો પણ સામનો કરીને લોકોએ દારૂબંધીને અમલી બનાવતા સુધારાનો અંગીકાર કર્યો. આનો હેતુ નીતિનાં ધોરણો ઉપર અંકુશ લાવવાનો કે વ્યક્તિની સ્વતંત્રતા ઉપર કાપ મૂકવાનો નહોતો પરંતુ એક ગેરકાયદેસર, સમાજવિરોધી અને લોકોનાં કલ્યાણને હાનિકર્તા એવા ધંધા ઉપર પ્રતિબંધ મૂકવાનો હતો.

આ રીતે અમેરિકાએ દારૂબંધીના યુગમાં પ્રવેશ કર્યો.

---

## તેઓએ કેમ કર્યું ?

પશ્ચિમ ખાનદેશના દેવર ગામે આ કરી બતાવ્યું છે. શેરીઓ ચોકખી છે; આંગણાંઓ સ્વચ્છ રીતે વળાયાં છે. પુરુષો, સ્ત્રીઓ અને બાળકો સુઘડ અને તંદુરસ્ત છે. ગ્રામજનો સ્વચ્છ અને રમ્ય વાતાવરણમાં આવું સાત્ત્વિક જીવન જીવવાનો પ્રયત્ન કરવા માટે ધન્યવાદને પાત્ર છે. તમે જો અમને એમ પૂછશો કે આ બધું કેમ બન્યું? તો તરત તેઓ કહેશે કે **એકમેકના સહકારથી.** વ્યક્તિ સમષ્ટિને માટે અને સમષ્ટિ વ્યક્તિને માટે—એ એમનો સિદ્ધાન્ત છે. અને નાનાસાહેબ દેઓરે જેવા પ્રભાવશાળી કાર્યકર ગામમાં મોખરે હોય ત્યાં આ કંઈ નવાઈની વસ્તુ નથી. એક પીઢ અને ઘડાયેલ રાષ્ટ્રિય કાર્યકર તરીકે એણે ગામને સર્વાંગસુન્દર બનાવવા માટે નિર્ણય કરેલ છે.

એક વરસ પહેલાં તો ગામમાં બહુ સારા પ્રમાણમા દારૂડિયાઓ હતા. અને દારૂના ઘેનમાં સાંજે લથડતાં લથડતા પાછા ફરતા મજૂરો એ ગામનો એક સર્વસામાન્ય દેખાવ હતો. દારૂના ઘેનમાં દારૂડિયાઓ વચ્ચે કજિયા પણ અવારનવાર થતા. અનેક લોકોનાં ઘરો હચમચી ઉઠયાં હતાં. આવી ભયાનક આદતનો સત્વરે ત્યાગ કરવા માટે નાનાસાહેબે ગ્રામજનોને ભારપૂર્વક સમજાવ્યા. અને ગ્રામજનોએ પણ દારૂ-વિરોધી જેહાદ ઉઠાવવી શરૂ કરી.

અને એ જેહાદનું પરિણામ પણ બહુ સુન્દર આવ્યું છે. એક પછી એક દારૂડિયાને પોતાની બુરી ટેવ છોડી દેવાની વિનવણી કરવામાં આવતાં હવે ગામમાં એકેય દારૂડિયો રહ્યો નથી એમ અભિમાનપૂર્વક કહી શકાય તેમ છે. નાનાસાહેબ દેઓરે કહ્યું છે તેમ આ મહાન પગલાં દ્વારા ગ્રામજનોમાં જાગૃત સમાજજીવનની દૃષ્ટિ અને શિસ્ત બંને પ્રગટ્યાં છે.

દારૂબંધી અંગેની એક સભામાં પોતાના અનુભવનું બ્યાન આપતાં શ્રી. નાનાસાહેબે કહેલું: "દારૂની બદી સામેની અમારી જેહાદ દરમિયાન અમને એકવાર બહુ સારી સ્થિતિમાં હોવા છતાં દારૂની આદતને કારણે બધુંજ જેણે ગુમાવેલ એવા શ્રી. અ થી વધારે હઠાગ્રહી માણસ બીજો કોઈ મળેલ નહિ... અમારી વિનવણીઓ જે બીજાઓને ખૂબ અસર કરતી તે એની ઉપર તો કેવલ નિષ્ફલ જતી... એકવાર કેફ ગ્રસ્તી હાલતમાં એણે મારા ઉપર અને બીજા ઘણાના ઉપર એક જાહેર સ્થળે ગાળો વરસાવવા માંડી. પરંતુ કોઈએ એનો બદલો વાળ્યો નહિ કારણ કે એ અમારા સિદ્ધાન્તની વિરૂદ્ધ હતું. બીજે દિવસે એને પોતાનેજ પોતાના કૃત્યની શરમ આવી અને જાહેરમાં એણે માફી માગી. એણે માત્ર દારૂની ટેવ છોડી દીધી એટલુંજ નહિ પણ પોતાનાં દૃષ્ટાન્ત વડે બીજાને પણ તેમ કરવા સમજાવવા માંડયું.

દારૂબંધી એ એક લાભદાયી સુધારો છે એમ કોઈ કહે તેમ અમે ઇચ્છતા નથી. મારા ગામના કોઈપણ એક વતનીને પૂછો. એને કેટલો ફાયદો થયો છે એ તે પોતેજ કહેશે."

# મહતની મહેનત

શ્રી ધનસુખલાલ મહેતા

| | | | |
|---|---|---|---|
| ધનંજય : | ... એક યુવાન | હસસુખરાય : | ... દાદા |
| ગંગાબા : | .. મા | ચંપક : | ... દોસ્ત |
| મંગળદાસ : | .. બાપ | પ્રતિભા : | ... બહેન |

—x—

**સ્થળ :** મંગળદાસના ઘરનો એક ખંડ. **સમય :** સવારે નવને સુમારે

મંગળ : હજી ધનંજય કેમ જણાતો નથી ? એ છે કયાં !

ગંગા : તમે એમ અકળાઓ નહિ. આટલામાંજ હશે; એ કયાં જવાનો હતો !

મંગળ : એમ ને એમ, જેમાં ને તેમાં છોકરાનો બચાવ કરી કરીને તમે એને ફટવી મૂકયો છે. આજે એનાં લગન છે. અગિયાર વાગે તો આપણે બધાએ કન્યાને ત્યાં જવાનું છે અને હજી ધનંજયનો પત્તો નથી ! એ છે કયાં ?

ગંગા : જ્યારે ને ત્યારે તમે એમજ કહ્યા કરો છો કે મેં છોકરાને ફટવી માર્યો ! મેં શું ફટવી માર્યો ?

મંગળ : છોકરો જેમ કહે તેમ તમે હા ની હા કહો એમા ફટવી માર્યો. હું કન્યા શોધી લાવ્યો તેની એણે ના પાડી. તમે શોધી લાવ્યાં એની ના પાડી. બાપાજી શોધી લાવ્યા, બહેન શોધી લાવી, જે કોઈ શોધી લાવ્યા એ બધાંની એણે ના પાડી. તો યે તમે એની હા જી હા ભણી. હવે એ પોતે શોધી લાવ્યો ત્યારે એ કહેવા મંડયો કે હું આગળ પાછળ કશી રીત નહિ કરવા દઉં. મેં તો તેજ વખતે ના પાડી પણ તમે હા પડાવી.

ગંગા : જમાનાને પણ માન આપતાં આપણે શીખવું જોઈએને ? હવે એ સાકર ચીરડી-પછેડા, ગ્રહશાંતિ કલાવો વગેરેમાં કોણ માને છે ?

મંગળ : હા, ભાઈ, હા, હવે તો જમાનો બદલાયોજ છે ને. પહેલાં મરદો સુધારકો હતા. હવે બૈરાં સુધારકો છે. પણ એ વાત જવા દો. મેં એનું બધુ કહેવું સાંભળ્યું. છતાં હવે શું એને વાંકું પડયું ?

ગંગા : તમે એમ આકળા ન થઈ જાઓ. અરે ધનંજય ! દીકરા ! કયાં છે ?

( ખાખી શૉર્ટસ અને શર્ટ સાથે ધનંજય દાખલ થાય છે. વાડીમાં કામ કરતી વખતે હાથમાં હોય તેવાં ઓજારો તેણે માટીવાળા હાથમાં પકડેલાં છે. વાળ પણ ખોવાયેલા છે. )

ધનંજય: કેમ, બા ? વળી શું છે ?

ગંગા : ભાઈ. એટલુંય તને યાદ નથી ?

મંગળ : હજી તો "ભાઈ, એટલુંય તને યાદ નથી ?" કરીને બોલાવો છો ! લેને, હું તને કહું : આ તેં આજનાં લગન રાખ્યાં છે, ને પેલા પરશોત્તમદાસની છોકરી જોડે ?

ધનંજય: તમે આગ્રહ કર્યા કરતાં હતાં તેથી મેં હા પાડેલી.

ગંગા : ભાઈ ! ભાઈ !



ગંગા:— જમાનાને પણ માન આપતાં આપણે શીખવું જોઇએ ને? હવે એ સાકર - ચીરી - પછેડા - ગ્રહશાન્તિ વગેરેમાં કોણ માને છે?

મંગળ : હવે તમે જરા ચૂપ રહેશો! ચાલને, એમ માન કે અમે આગ્રહ કરેલો; પણ પાછાં તમે હા તો પાડેલીને?

ધનંજય: હા, એમ યાદ છે ખરું.

મંગળ : બસ, તો પછી હવે તૈયાર થઇ જા. અગીઆર વાગે આપણે કન્યાને ત્યાં જવાનું છે. હમણાં બધાં સગાંવહાલાં પણ આવી પહોંચશે.

ધનંજય: પણ હવે ના નહિ પડાય?

મંગળ : હેં! તું શું બોલે છે તેનું તને ભાન છે?

ગંગા : પણ ના પાડવાનું કાંઇ કારણ?

ધનંજય: કારણ તો બીજું શું હોય?

મંગળ : છોકરી એમ. એ. થયેલ છે

ગંગા : ખૂબ સુરત છે.

મંગળ : પછી ત્યારે તને શો વાંધો છે?

ધનંજય: પણ લગ્ન એટલે બેડીજ હતી?

મંગળ : અરે ભલા! પણ એ તો સોનાની બેડી.

ધનંજય: સોનાની પણ બેડી તો ખરીજ ને! ના ના. મારું મન માનતું નથી.

ગંગા : અરે ભાઈ! તું હવે છેક છેલ્લી ઘડીએ ના કહે તો અમારા નાક કપાય.

મંગળ : એની નાશ એ છોકરાને ઓછીજ દરકાર છે! અમારાં નાક તો ભલે સમજ્યા પણ છોકરીને કેવું લાગે!

ધનંજય: ભણેલી છે, જુવાન છે એટલે એ તો આ પ્રસંગ ભૂલી જશે.

ગંગા : લો, સારું થયું. આ ચંપક આવ્યા.

(ધનંજયનો એક દોસ્ત ચંપક આવે છે.)

ચંપક : કેમ કેમ? ગંગાબહેન! શું છે! આખા ધનંજય હજી નારાજ કેમ આવા છે?

મંગળ : આ એજ મહારાજ છે ને!

ચંપક : પણ છે શું?

ગંગા : એનેજ પૂછને.

ચંપક : ધનંજય, બિરાદર! શું છે શું?

ધનંજય: એ તો અમથાં આ માબાપ રજનું ગજ કરે છે. મેં એટલુંજ કહ્યું કે મારે તો પરણવું નથી. કન્યાને ત્યાં ના પાડી દેવડાવો.

ચંપક : હેં! શું બોલે છે? હવે ના પડાવે? છેક છેલ્લી ઘડીએ?

મંગળ : એને રજનું ગજ કહે છે, ભાઇ સાહિબ! સાંભળ્યું!

ચંપક : અરે ધનંજય! આ તે તને શું સૂઝ્યું છે! એમ પરણ્યા વગર તે કાંઇ કોઇને ચાલ્યું છે! અને પરણવુંજ હોય તો પછી આજ વયે પરણવું સારૂંને. તું ભણ્યો, નોકરી લીધી; હવે પરણવાનાં શો વાંધો છે? તને છોકરી પસંદ નથી?

ધનંજય: ના, મેંજ શોધી કાઢી હતી પછી પસંદ કેમ નહિ હોય!

ચંપક : અત્યારે ખરી રીતે પરિણીત જીવન ગાળવાનો સુંદર તક છે, માથે ખાસ જોખમદારી નહિ. માતાપિતા ઉદાર વિચારનાં છે. પછી છે શું?

ધનંજય: મનનાં ઉંડાણમાં કાંઇ એમ થયા કરે છે કે લગ્નમાં કશો સાર નથી.

ગંગા : તે એ તને આજે લગનને દિવસે ક્યાંથી યાદ આવ્યું.

મંગળ : આપણને બધાંને ગધેડાં બનાવવા...

ચંપક : અને પોતાને પણ ખરોજ ને.

મંગળ : એ તો ગધેડો છેજ. આજે ક્યાં નવો બનવાનો હતો!

ગંગા : તમે એમ એને લાડછેડ નહિ કરો.

મંગળ : હવે તમે મૂંગા રહેજો. ગધેડો નહિ હોય તે આમ કરે ખરો?

ચંપક : ધનંજય! ચાલ ચાલ હવે, તૈયારી કરવા માંડ! એવા વિચાર તો બધા જુવાનીઆને આવતા હશે.

મંગળ : આવ્યા! લગનને દિવસે એવા વિચાર આવે!

ગંગા : તમે વચમાં બોલીને ચંપકની મહેનત ધૂળમાં મેળવો છો!

મંગળ : મેળવી ધૂળમાં. પેલો નાનો કીકો ખરો કેની કે એમ મનાવવો પડે.

ચંપક : ચાલ તો ધનંજય! ઉઠ તો.

ધનંજય: એક તદ્દન અજાણ્યા, અપરિચિત માનવીને આપણા કુટુંબ વચ્ચે લાવવું એ મને તો ઠીક લાગતું નથી.

મંગળ : અરે ભાઇ, કુટુંબ વચ્ચે ન લાવતો. પરણીને છૂટો રહે. અમને ક્યાં એની ના છે.

ધનંજય: પણ-તોયે એ એ માણસને મારાં આધિપત્ય નીચેતો રહેવું પડે ને! સર્વને સરખા હક્કના જમાનામાં એ વાત મને ખૂંચે છે.

ચંપક : પથ્થર ઉપર પાણી. હું તો થાક્યો.

મંગળ : પણ પરણ્યા પછી તું એનો દાસ થઇને રહેજેને એનીય તને કોઇ ના પાડતું નથી.

ધનંજય: તો હું મારૂં વ્યક્તિત્વ ખોઇ બેસું.

ચંપક : પણ પ્રેમ છે ત્યાં આવી દલીલો ટકતીજ નથી.

ધનંજય: પ્રેમ તો મૃગજળ છે. અને ધારો કે હમણા અમારી બેની વચ્ચે પ્રેમ હોય તો પણ પાંચ દસ વર્ષ પછી એ તો ઉડીજ જવાનો.

ચંપક : પછી સ્નેહ રહે. પ્રેમ કરતાં પણ એ અધિકતર મૂલ્યવાળો છે.

ધનંજય: એમ બે જણાંએ એકબીજાની સાથે વરસોનાં વરસ ગા માટે સાથે રહીને એકદને ધિક્કારતાં શીખવું નહિ!

ગંગા : હું અને તારા બાપ આજ ત્રીસ વર્ષ થયાં સાથે સાથે રહીએ છીએ. એમ તો કાંઇ એકકેને ધિક્કારતાં શીખ્યા નથી.

મંગળ : અને છોકરાં થાય એટલે તો એ પ્રેમ અને સ્નેહ બધાની વાત ભૂલી જવાય.

ધનંજય: છોકરાં એટલે સંસારની મોટામાં મોટી ઉપાધિ એમાંથી તો પછી કેમે કરી છૂટાયજ નહિ.

મંગળ : આ વાત તેં સાચી કહી, દીકરા! અત્યારે તારી ઉપાધિમાંથી અમે છૂટી શકવાનાંજ નથી.

ગંગા : નહિ, નહિ, એમ ઉશ્કેરાઓ નહિ જાઓ.
(ઘરડા દાદા દલસુખરાયજી આવે છે.)

દલસુખરાય: કેમ કેમ, તમે તો હજી નીરાંતે ગપાટા મારતાં બેઠાં છો? અને આ વરરાજા તો જાણે સાહેબને ત્યાં કોઇ સાલિયો ઉભો હોય તેવો ડ્રેસ કરીને હજી બેઠો છે!



**ગંગા:—** જમાનાને પણ માન આપતાં આપણે શીખવું જોઈએ ને ? હવે એ સાકર - ગીરવી - પહેરામણી - મધુશાન્તિ વગેરેમાં કોણ માને છે ?

મંગળ : હવે તમે જરા ચૂપ રહેશો ! ચાલને, એમ માન કે અમે આગ્રહ કરેલો; પણ પાછાં તમે હા તો પાડેલીને ?

ધનંજય: હા, એમ યાદ છે ખરું.

મંગળ : બસ, તો પછી હવે તૈયાર થઈ જા. અગીઆર વાગે આપણે કન્યાને ત્યાં જવાનું છે. હમણાં બધાં સગાંવહાલાં પણ આવી પહોંચશે

ધનંજય: પણ હવે ના નહિ પડાય ?

મંગળ : હેં ! તું શું બોલે છે તેનું તને ભાન છે ?

ગંગા : પણ ના પાડવાનું કાંઈ કારણ ?

ધનંજય: કારણ તો બીજું શું હોય !

મંગળ : છોકરી એમ. એ. થયેલ છે

ગંગા : ખૂબ સુરત છે.

મંગળ : પછી ત્યારે તને શો વાંધો છે ?

ધનંજય: પણ લગ્ન એટલે બેડીજ કની ?

મંગળ : અરે ભલા ! પણ એ તો સોનાની બેડી.

ધનંજય: સોનાની પણ બેડી તો ખરીજ ને ! ના ના, મારૂં મન માનતુ નથી.

ગંગા : અરે ભાઈ ! તું હવે છેક છેલ્લી ઘડીએ ના કહે તો અમારા નાક કપાય.

મંગળ : એની નારા એ છોકરાને એકેજ દરકાર છે ! અમારાં નાક તો ભલે સમજ્યા પણ છોકરીને કેવું લાગે !

ધનંજય: ભણેલી છે, જુવાન છે એટલે એ તો આ પ્રસંગ ભૂલી જશે.

ગંગા : લો, સારૂં થયું. આ ચંપક આવ્યો.

(ધનંજયનો એક દોસ્ત ચંપક આવે છે.)

ચંપક : કેમ કેમ ? ગંગાબહેન ! શું છે ! આવા ધનંજય ! હજી તારા વેશ કેમ આવા છે !

મંગળ : આ એમજ મૂંઝાય છે ને !

ચંપક : પણ છે શું !



દલસુખઃ—અરે ગાંડા, વળી કન્યાને ના પાડવામાં ગંભીરપણે વિચાર શા કરવા હતા? અલ્યા ચંપક, જાને દીકરા, પરશોતમભાઈને બધી સ્થિતિ સમજાવી આવજે......આમેય એ છોકરી..........

મંગળ : બાપાજી! એ તો એમ કહે છે કે પરણવું એટલે એક પ્રકારની બેડી. એટલે એને તો પરણવું જ નથી!

દલસુખ : હું! ઓતારીની! તે અલ્યા, તને એ જ્ઞાન આજે સવારેજ ક્યાંથી થયું?

ધનંજય: દાદાજી! પણ એકાદ માણસ કુંવારો રહે તો દુનિયા ઊંધી વળી જાય?

દલસુખ : ના રે, દીકરા! એમ જો એકાદ બે માણસના મૂર્ખાઈથી દુનિયા ઉંધીચત્તી થઈ જતી હોય તો તો ક્યારની દુનિયા રહીજ નહિ હશે ને!

ધનંજય: ત્યારે હું લગ્નની ના પાડું તો તમને તો વાંધો નથીને!

દલસુખ : ના, જરાય નહિ. એમાં શું! અમારા વખતમાં માયરામાંથી વર ઉઠીને ચાલ્યા ગયા છે.

મંગળ : બાપાજી! બાપાજી! આ તે તમે શું કરવા માંડ્યું છે?

ગંગા : તમે આમ કહેશો એમ અમે કદી નહોતું ધાર્યું.

દલસુખ : એકદમ ઉતાવળાં શા માટે થાઓ છો! જરા વાત પૂરી તો થવા દો. અમૃતે દીકરાને ભાવનાવાળો બનાવી દીધો છે તો એની સાથે એમ વાત કરવાની. ત્યારે દીકરા ધનંજય, આપણે ના પાડી દઈએ?

ધનંજય: ના—હા—એટલે એમ કે દાદાજી, આપણે આ બાબતનો ગંભીરપણે વિચાર કરવો જોઈએ.

દલસુખ : અરે ગાંડા! વળી કન્યાને ના પાડવામાં ગંભીરપણે વિચાર શા કરવા હતા! અલ્યા ચંપક, જાને દીકરા, પરશોત્તમભાઈની બધી સ્થિતિ સમજાવી આવજે. આમે એ છોકરી તારા વગર ક્યાં કુંવારી રહેવાની હતી!

ચંપક : એ, દાદાજી, તમે સાચી વાત કહી! પુષ્પા માટે તો મૂરતીઆની પડાપડી છે.

દલસુખ : તે શા માટે નહિ હોય! એમ. એ. થયેલી છોકરી અને પાછી ખુબસુરત. શ્રીમંતને ત્યાં ઉછરેલી અને સારા સંસ્કારવાળી. એણે અમારા ધનુભાઈ માટે હા કેમ પાડી એજ મને તો સમજાતું નહોતું.

ગંગા : મારો ધનંજય શો ખોટો છે!

દલસુખ : એ તું નહિ સમજે. વચમાં ન બોલ. ત્યારે ધનંજય, બોલી દે. ચંપક દોડતો કહી આવશે

હું તમારી બધી વાતો સાંભળતો હતો. પ્રેમ ને સ્નેહ ને અધિકાર વગેરે બધી વાતો સાચીય છે ને ખરી પણ છે. પણ એક વાત અમારા જેવા બુઢ્ઢાઓની અનુભવ ઉપરથી કહું છું તે યાદ રાખજે.

ધનંજય: શી વાત ?

દલસુખ: કે જ્યારે ઘરડા થશો, દાદા તો શું પણ માબાપ પણ સ્વધામ પહોંચી ગયાં હશે ત્યારે એકલા થઇ જશો અને મૂંઝાઇ મરશો. ઘરનું બૈરૂં એ તો મિત્ર કરતાં પણ વધારે. જેમ વધારે વર્ષ સાથે રહો તેમ એકેકને આધારે બંને–વરવહુ ટકી રહે અને બંને એકેકને પડખે ઉભાં રહી સુખદુઃખ આવે તે પચાવી દે. અરે, પણ હું તો પાછો મારાં ભાષણ લગાવવા બેઠો. જા, ભાઇ, ચંપક, જા, ના પાડી આવ. કેમ ધનું ! ના પાડી આવે ને ?

ધનંજય: ના ના, એમ ઉતાવળાં શીદ થાઓ છો ! તમારા બધાંની મરજી હોય તો...... ...

ગંગા : અમારી તો........

દલસુખ : મહેરબાની કરીને વચમાં ટકટક નહિ કર. જો ભાઇ, અમારે પરણવું નથી. પરણવું એ તો એક જાતની બેડી છે એ હું પણ કબૂલ કરૂં છું. એટલે તારે બેડી નહિ પહેરવી હોય તો નહિ પરણ.

ધનંજય: એ ખરૂં, પણ તમેજ હમણા મને સલાહ આપી કની કે પરણવાથી ઘડપણમાં સુખી થવાય.

દલસુખ : તે તો હું હજી પણ કહું છું. પણ કોઇ કોઇ જુદા મતિ અને તું તો વળી ખૂબ ભણેલો.

ધનંજય: ના ના, આવી બાબતોમાં ભણતર કરતાં અનુભવ વધારે સાચો. હું હમણાજ તૈયાર થઇ જાઉં છું. વડીલો કહે પછી નાહકની માથાઝીક શીદ કરવી. !

ગંગા : દીકરા ! સો વર્ષનો થજે.

મંગળ : આખરે તો હા પાડી ત્યારે પહેલાં આટલી લમણાઝીક ન કરાવી હોત તો !

( બહેન પ્રતિભા હાંફતી હાંફતી આવે છે. )

ગંગા : અહોહો ! પ્રતિભા ! બરાબર શુકનેજ આવી.

પ્રતિભા : કેમ વારૂ ?

ગંગા : આ તારો ભાઇ અત્યાર સુધી પરણવાની ના પાડતો હતો. મેં કેટલું સમજાવ્યો........

મંગળ : અરે મેં પણ કેટલું કહ્યું........

ચંપક : અને મેં પણ કહેવામાં બાકી ન રાખ્યું.

ગંગા : કોઇથી ના પીગળ્યો તે આખરે........

પ્રતિભા : પણ છેવટે શું થયું ? ભાઇ હજી નાજ પાડે છે ને?

ગંગા : ના ના, તું પણ શુકન વખતે આમ શું કામ બોલે છે ! દાદાજીએ સમજાવ્યો ત્યારે આખરે એણેય હા પાડી. એટલે હવે આપણે ઝડપથી તૈયારી કરીએ.

પ્રતિભા : ઓય, ઓય હવે શાની તૈયારી !

મંગળ : પ્રતિભા ! અત્યાર લગી તારો ભાઇ ગાંડો જણાતો હતો. હવે તું ગાંડી થઇ ગઇ.

પ્રતિભા : હું તો કાંઇ ગાંડી નથી. મને પૂરૂં બોલવા તો દો. ભાઇએ ના પાડી હોત તોજ ઠીક હતું.

ગંગા : પણ તું આમ કેમ કહે છે !

પ્રતિભા : અરે બાપજી, ત્યારે હું બીજું શું કહું ? કાલે મોડી રાતે પુષ્પા ઘરમાંથી નાસી ગઇ અને આજે સવારે ખબર આવ્યા કે એ તો પેલા દામોદરદાસના છોકરા જયંતિ જોડે પરણી પણ ગઇ !

બધાં સાથે :—હે !

( પડદો )

---

## એ કંઈ હુન્નર નથી

દારૂ પીવાનો કોઈ હક નથી કે જેથી લોકોનો હક છીનવી લેવાનો ભય રહે. જેટલે દરજ્જે ચોરીનો ધંધો કરવો એ ગુનો ગણાય છે તેટલેજ અંશે દારૂનો, વ્યાપાર પણ ગણાવો જોઈએ..........જેમ જેમ હું વિચારતો જાઉં છું, અવલોકન કરતો જાઉં છું તેમ તેમ દારૂથી થતી હાનિઓ મને વધારેમાં વધારે ભયંકર લાગે છે...........!

—મહાત્મા ગાંધીજી.



દારૂડિયો દારૂનો એક એક ઘુંટડો જેમ જેમ લેતો જાય છે તેમ તેમ પેલો દૈત્ય ઘુંટડે ઘુંટડે એના કુટુંબના લોહીનું શોષણ કરે છે.

# કેટલાક મુદ્દાઓની ચોખવટ —

'નીરો' વિષેના કેટલાક મુદ્દાઓની ચોખવટ કરવી જરૂરી હોવાથી નીચે તે વિગતવાર જણાવ્યા છે. સરકારે દારૂબંધીનું કાર્ય ચાલુ કર્યું છે. એટલે દારૂબંધી વિરોધી-લોકો તરફથી 'નીરો' ની બાબતમાં ગેરસમજો ફેલાવાતી હોય છે. માટે અગત્યના મુદ્દાઓ અહીં ટાંકયા છે. આ મુદ્દાઓની વધુ વિગતો તેમજ બીજા મુદ્દાઓ વિષે મુંબઇની મુખ્ય કચેરી 'નીરો-દફતરે' પૂછવાથી ખુલાસો કરવામાં આવશે.

(૧) ઝાડના કોઇ એક ભાગને છેદન કરવાથી તેમાંથી જે રસ નીકળે છે તેને 'નીરો' કહે છે.

(૨) 'નીરો' આપનાર ઝાડ આપણા પ્રાંતમાં ચાર પ્રકારનાં છે. નાળિએર, તાડ, સુરમાડ અને ખજૂરાં. તેમાં નાળિએર, તાડ અને ખજૂરાંના ઝાડને લગભગ બધા લોકો ઓળખે છે. પણ સુરમાડને બહુ ઓછા લોક જાણે છે. મહારાષ્ટ્રમાં કોલાબા અને રત્નાગિરી જીલ્લામાં કયાંક કયાંક અને કર્ણાટકમાં કારવાર જીલ્લામાં ઠીક પ્રમાણમાં મળી આવે છે. સુરમાડને મરાઠીમાં "ભેરલમાડ" કહે છે. અને કાનડીમાં "બયણી" કહે છે.

(૩) નાળિએરી ઉપર તો નાળિએરો પાકે છે. નાળિએરીને બારેમાસ એક એક મહીને ડુંડું નીકળે છે તે ડુંડાને 'પોય' કહે છે. એ ડુંડામાં નાની નાની કળીઓ હોય છે. એ કળીઓ ભરેલાં ડુંડાંને બાંધીને તેને ધોકા વડે નરમ કરી રોજ દિવસમાં ત્રણ વખત જરા જરા કાપે તો તેમાંથી મીઠો રસ ઝરે છે. એ ઝરતા મીઠા રસનેજ 'નીરો' કહે છે. જો એ ડુંડાને બાંધીને તેના પર રોજ કાપ મૂકી નીરો ન કાઢીએ તો ડુંડાઓમાંની કળીઓમાંથી સંખ્યાબંધ નાળીએરો બાઝે. એ નીરાથીજ પોષાઇને પેદા થતા નાળિએર જેવાં ફળો આપણને આહારની દ્રષ્ટિએ અતિ ઉપયોગી છે. માટે આપણે નાળિએરીઓના નીરો ન કાઢતા નાળિએરોજ થવા દઇએ તો વધારે સારૂં. વળી આપણા પ્રાંતમાં નાળીએરનો પાક પણ ઓછો છે. ઉલટું આપણે તે પરપ્રાંતમાંથી મંગાવવાં પડે છે.

(૪) આપણા પ્રાંતમાં રત્નાગિરી, કોલાબા અને કારવાર જિલ્લામાં સારા પ્રમાણમાં નાળિએરો છે. દારૂતાડીનો ધંધો કરનારાઓ આજ કેટલાય વર્ષોથી નાળિએરો થતાં અટકાવી નીરો માટે નાળિએરીઓને છેદી છેદી તે રસને નશાવાળી તાડીના રૂપમાં પ્રાપ્ત કરે છે. હવે તો દારૂબંધીને લીધે એ તાડીનું પેદા થતું રૂપ બંધ થઇ નાળિએરીઓ પર નાળિએરો ભરપૂર થશે.

(૫) બીજી જાત એટલે તાડ. તાડમાં નર અને નારી એમ બે જાતિઓ હોય છે. નારી-તાડને ગુજરાતીમાં ફળિયા પણ કહે છે. અને જે ફળો આવે છે તેને તાડ ફળો કહેવાય છે. નરતાડને ડિસેંબરથી મે સુધીમાં ડુંડાંઓ આવે છે. એ જ્યારે કુમળાં હોય છે ત્યારે તેને બાંધી ધોકા વડે નરમ કરી તેને રોજ છેદન કરવાથી તેમાંથી મીઠો રસ નીકળે છે. તેનેજ 'નીરો' કહે છે. નારીતાડીને પણ તેજ અરસામાં નાનાં નાના ગાંઠાવાળાં ડુંડાંઓ નીકળે છે અને તે ડુંડાઓની સાથે નાનાં ગાંઠાવાળાં બચ્ચાં ડુંડાં પણ નીકળે છે. તે જ્યારે કુમળાં હોય છે ત્યારે તેને બચ્ચાં ડુંડાઓ સાથે બાંધીને ધોકાવડે નરમ કરી તેને રોજ કાપ મૂકવાથી તેમાંથી મીઠો રસ જે ઝરે છે તેને 'નીરો' કહે છે. જો એ ગાંઠવાળાં ડુંડાઓમાંથી રસ ન કાઢવામાં આવે તો તેમાંથી ફળો ઉત્પન્ન થાય છે. તેને તાડફળો કહેવાય છે. લોકોમાં તાડફળોનો ઉપયોગ બહુ ઓછો છે. જો લોકો તાડફળો વધુ વાપરતા થાય તો સારૂં

પણ તેનો ઉપયોગ પૂરતો કરે તો નરતાડને સાથે નારી-તાડીના પણ નીરો કાઢવો જોઈએ. હાલમાં કેટલાંય વર્ષોથી આપણા પ્રાંતમાં ભરૂચ, પંચમહાલ, થાણા અને કોલાબા જીલ્લામાં ને ઝાડોને નીરો કાઢવા માટે છેદી તે રસને નશાયુકત તાડીના રૂપમાં પ્રાશ કરે છે.

(૬) સૂરમાડનાં ઝાડો કર્ણાટક બાજુએ છે. તે તાડ જેવાંજ ઊંચા થાય છે. તેને માછલીની પૂંછડી જેવા આકારનાં પાન હોય છે. એ પાન શોભા માટે આસોપાલવની જગ્યાએ બહુ વપરાય છે. તેને પણ અમુકજ ઋતુમાં ફુલ આવે છે એ કુમળાં હોય છે, ત્યારેજ તેને છેદવામાં આવે તો તેમાંથી મીઠો રસ નીકળે છે. તેને 'નીરો' કહે છે. એ કુમળાં ફુલ ન છેદીએ તો તે પાકટ થઈ તેમાંથી મોટી મોટી જટાઓ જેવા રેષા નીકળી પડે છે. એ એક એક રેષામાં ૧૦-૧૨ જેટલાં બોર જેવાં ફળો હોય છે. એ ફળોને હાથ લગાડીએ તો ખંજવાળ આવે છે. અને તેથી એ ફળોનો ઉપયોગ હજી જાણવામાં આવ્યો નથી. એ ઝાડો જટાવાળાં હોવાથી ગુજરાતીમાં તેને 'શિવજટા' કહે છે. આ ઝાડોનો વિશેષ ઉપયોગ કોઇ કરતું હોય તેમ જણાતું નથી

(૭) ખજૂરાં માટે તો સૂરત અને થાણા જીલ્લો પ્રખ્યાત છે. એમાં નર અને નારી એમ બે જાતિ હોય છે નારીજાતિને ખજૂરાં જેવાં ફળો આવે છે. પણ એ ફળોમાં ગર નહિ જેવો હોવાથી તેનો વિશેષ ઉપયોગ થતો નથી નર કે નારી ખજૂરાં હોય તોય તેને થડના ટોચે વચ્ચેના ભાગમાંના પાન રહેવા દઇ છેદવાના ઠેકાણેનાં પાન કાપી થડનેજ છેદવાથી તેમાંથી જે મીઠો રસ નીકળે છે તેને 'નીરો' કહે છે. હાલમાં દારૂતાડીનો ધંધો કરનારાઓ આજ કેટલાંય વર્ષોથી નીરો કાઢવાની દ્રષ્ટિથી એ છેદી તેમાંથી નશાવાળી તાડી પ્રાશ કરે છે. ખજૂરાંના ઉપરના થડમાંથી નીરો નીકળતો હોવાથી નારી-ખજૂરાંના ફળો પર તેની કાંઇ અસર થતી નથી. ફળો પણ આવે અને નીરો પણ નીકળે.

(૮) સૌથી વધુ મીઠો નીરો નાળિએરીનો જાણે કે અમૃતજ. તેનાથી સહેજ ઉતરતો મીઠો નીરો તાડ અને સૂરમાડનો અને તેનાથી પણ ઉતરતો મીઠો નીરો ખજૂરાંનો

(૯) નાળિએરી, તાડ અને સૂરમાડને રોજ રોજ નિયમિત ન છેદે તો નીરો નીકળતોજ બંધ થઇ જાય છે માટે આ ઝાડોનો નીરો કાઢવો હોય તો નિયમિત વગર ચૂકે તેનું છેદન કરવુંજ જોઇએ

(૧૦) ખજૂરાંને તો જેમ આરામ અપાય તેમ મીઠો 'નીરો' નીકળે. ખજૂરાંનું દરેક ઝાડ વરસમાં કે બે વરસમાં છેદવાની પદ્ધતિ અનુસાર ફક્ત ૪૫ દિવસ નીરો આપે. ખજૂરાંને જો રોજ છેદીને નીરો કાઢવામાં આવે તો નીરો સાવ પાણી જેવો ફિક્કો અને ઓછો નીકળતો જાય. એક દિવસ આરામ આપી ત્રીજે દિવસે નીરો કાઢવામાં આવે તો મીઠો નીરો નીકળે અને તે ઝાડ પણ ત્રણ મહિના સુધી નીરો આપે. અને બે દિવસ આરામ આપી ચોથે દિવસે નીરો કાઢવામાં આવે તો ઝાડ સારી રીતે પોષાય અને ખૂબ મીઠો નીરો નીકળે. અને આવી રીતે ઝાડ લગભગ સાડાચાર મહીના સુધી નીરો આપતું રહે છે.

(૧૧) આમ ખજૂરાં ઊંચાઇમાં તાડ કરતાં નાના હોવાથી ચડવાને સહેલાં, કયાંય ઉગી શકે તેવાં તેમજ મબલખ ઠેકાણે મળે તેવાં હોવાથી પ્રથમ આ વર્ષે જે ૧૨૫ જેટલાં નીરા-કેન્દ્રો કાઢવાને સરકારે ઠરાવ્યા છે તે બધાંય ખજૂરાંના 'નીરા' નાંજ.

(૧૨) 'નીરો' એક સરખો મીઠો મળતો રહે તે માટે દરેક ઠેકાણે ખજૂરાના ઝાડને બે દિવસ આરામ આપી ચોથા દિવસનો નીરો પૂરો પાડવાની યોજના કરી છે.

(૧૩) તાડ અને સુરમાડના નીરાનો પ્રયોગ હોગ અખતમાજ કરવાના છીએ.

(૧૪) નીરામાં જીવનસત્વો હોવાથી તેમજ તેમાં ઠીક પ્રમાણમાં કાર્બોહાઇડ્રેટ એટલે શરીરને આવશ્યક તેવી સાકર હોવાથી નીરો એ અન્ન અને પીણું એમ બન્નેની ગરજ સારે છે.

(૧૫) લોકો આમ સોડા-લેમન જેવાં ઠંડા પીણાં પીને શરદી, સળેખમ જેવી બિમારીઓ વહોરી લે છે. તેના કરતા જો લોકો રોજ નિયમિત નીરો પીતા જાય તો શરીરમાં શક્તિ અને તંદુરસ્તી પ્રાપ્ત કરી શકે છે. તે ઉપરાંત ગરમીથી ઉત્પન્ન થયેલાં દર્દો, તેમજ પેશાબના રોગો મટાડવામાં તે મદદરૂપ થાય છે. આજે લોકોને ચોકખુ અને પૂરતુ દૂધ પણ મળતું નથી. તે વખતે નીરો એ અન્ન અને પેય એમ બન્નેની ગરજ સારે તેવો ઉપયોગી થઇ પડે તેમ છે.

(૧૬) દરેક ઝાડને બે દિવસ આરામ આપી, ચોથે દિવસે તેને લાખવાળું ચોકખુ માટલું લગાડવામાં આવે છે. ઝાડોને ત્રણ ભાગમાં વહેંચી નાખવાથી અને વારાફરતી ઝાડોને માટલાં લગાડવાથી રોજ નીરો પ્રાપ્ત કરી શકાય છે. માટલાં સાંજે ઝાડને લગાડી બીજે દિવસે સવારે તે ઉતારી લેવાય છે. દિવસ કરતાં રાત્રે ઠંડીમાં ઝાડ વધુ નીરો આપતું હોવાથી રાત્રેજ નીરો લેવાય છે. માટલામાંથી નીરો કાઢી લઇ તરતજ તે માટલાં ગરમ પાણીથી અથવા તો ચૂનાના મંદ પાણીથી ધોઇને સાફ કરવામાં આવે છે.

(૧૭) નીરો જ્યારે ઝાડમાંથી ઝરે છે ત્યારે તે ક્ષારયુકત (In an alkaline stage) સ્થિતિમા હોય છે. પણ તે માટલામાં પડ્યા પછી બહારની ગરમ હવાથી અથવા તો તાપથી ખાટો થાય છે. નીરો ક્ષારયુકત સ્થિતિમાં ઝરતો હોય છે. અને તેને તેજ સ્થિતિમાં ટકાવવા માટે માટલામાં પહેલેથીજ ચૂનાનું દૂધ જેવું પ્રવાહી ( Milk of lime ) નાખીએ છીએ, એટલે ગરમી લાગે તો પણ એજ સ્થિતિમાં નીરો ટકી રહે છે. એ ચૂનના દૂધ જેવા પ્રવાહીનું પ્રમાણ ન જેવુંજ છે. ૮૦ તોલાએ ૧ થી ૧॥ તોલો ચૂનાનું પ્રવાહી નાખવાથી ઠંડીના દિવસમાં ૨૪ થી ૩૬ કલાક સુધી અને ગરમીના દિવસમા ૧૪ થી ૧૮ કલાક સુધી નીરો બગડતો નથી તે ઉપરાંત ઝાડમાંથી નીરો કાઢીએ ત્યારથી તે ગ્રાહકોને તે પહોંચાડીએ ત્યાં સુધી બરાબર સ્વચ્છતા જાળવવામાં આવે તો નીરો ટકાવવામા બહુ સારી મદદ થાય છે

(૧૮) એટલે લોકોની માન્યતા છે કે 'નીરો' સૂર્યોદય થયા પહેલાંજ પીવો જોઇએ, એ હવે જરૂરી નથી કારણ તેમાં ચુનાનું દૂધ જેવું પ્રવાહી પડવાથી તે ઘણો વખત સુધી ટકી રહે છે. 'નીરો' જ્યાં સુધી ખાટો થયો નથી ત્યા સુધી તે પી શકાય છે.

(૧૯) 'નીરા' ની પરીક્ષા આપણે નીચે મુજબ કરી શકીશું :—

(૧) કાચના ગ્લાસમાં નીરાનો રંગ આછો શરબતી જેવો લાગશે.

(૨) નીરાની વાસ કદી પણ આવતી નથી. અને આવે તો લગભગ નાળિયેરના પાણીને મળતી આવશે.

(૩) નીરાનો સ્વાદ મીઠો લાગશે.

(૪) લાલ લિટ્મસ પેપર નીરામાં બોળવાથી તે ભૂરો થઇ જશે. આમ આપણને જણાય ત્યારે 'નીરો' પીવા યોગ્ય છે એમ કહી શકાય.

(૨૦) નીરો બગડવા માંડ્યો હોય ત્યારે :—

(૧) નીરાનો રંગ સફેદ દૂધ જેવો થશે

(૨) નીરાની વાસ દુર્ગંધવાળી થશે.

(૩) પીવામાં ખાટો લાગશે.

(૪) ભૂરુ લિટ્મસ પેપર બગડેલા નીરામાં બોળવાથી તે લાલ બની જશે. આવો બગડેલો નીરો પીવા યોગ્ય નહિ ગણાય.

(૨૧) આ ખાટા થયેલા 'નીરાં' નેજ તાડી-માડી વગેરે કહે છે. એમાં નશો લાવનારી ચીજ 'આલ્કોહોલ' પેદા થાય છે. અને આવી નશાવાળી ચીજોથી જનતાની જીંદગીને ખૂબ નુકસાન થયું છે. અને તે માટેજ સરકારે આપણા પ્રાંતમાં દારૂબંધી-નશાબંધી શરૂ કરી છે.

(૨૨) આપણા દેશમાં એવાં કેટલાંય ઝાડો હશે કે જેનો માનવી જીવન માટે સદુપયોગ થઇ શકે. આ નીરાના ઝાડો માનવીઓને અન્ન અને ઉત્કૃષ્ટ પીણું પૂરાં પાડનારાં છે અત્યાર સુધી એ ઝાડોનો દુરુપયોગ કેટલાક લોકોએ કર્યો અને દુઃખો વહોરી લીધાં. હવે તો આ ઝાડોનો સદુપયોગ બધાઓએજ કરી લઇ આપણને મળતા ખોરાકમાંની ઘટ-પૂરી કરી લેવા પ્રયત્ન કરવો જોઇએ.

(૨૩) કેટલાક સનાતની અથવા પૂર્વગ્રહ રાખનારા લોકો નીરો અને તાડી એકજ છે એમ કહી 'નીરા' ને અડકતા પણ નથી. ગાય કંઈ દહીં કે છાશ આપતી નથી. એ દૂધજ આપે છે. અને દૂધમાંથીજ દહીં કે છાશ બનાવી શકાય છે. તેવીજ રીતે ઝાડ ચોકખો રસ એટલે કે 'નીરો' જ આપે છે. આ રસનો પારકા રાજના નેજા હેઠળ અમુક લોકોએ દુરુપયોગ કર્યો તેમાં તે પવિત્ર ઝાડોનો અને તેના પવિત્ર રસનો શો વાંક? આપણે દુનિયામાં આગળ વધવું હોય તો પૂર્વગ્રહી ન રહેતાં અસલ વસ્તુ શી છે તે જાણી લઇ તેનો સદુપયોગ કરી લેવા પ્રયત્ન કરવો જોઇએ.

(૨૪) નીરામાંથી વગર ખાંડ અને દૂધ નાખ્યે સરસ આઇસક્રીમ બનાવી શકાય છે. આઇસક્રીમ પેટમાં તે ૫-૬ કલાક તેવીજ સ્થિતિમાં રહી શકે છે. ઉનાળામાં લોકોને તે ખૂબ માફક આવે તેવું છે.

(૨૫) વળી નીરામાંથી સરસ પાળી તેમજ સફેદ ગોળ બની શકે છે. શેરડીના ગોળ કરતાં જીવનતત્વની દૃષ્ટિએ તે ખૂબ ઊંચો કહેવાય. સ્વાદમાં થોડોક ચોકલેટ જેવો અથવા તો માવા જેવો લાગે છે. લોકો ચોકલેટ ખાય છે. તેનાં કરતાં આ ગોળ ખાય તો બહારથી મોંઘાં વિટામીનો ખરીદવાનાં બચે, શરીરમાં શક્તિ આવે, અને જીભનો સ્વાદ સંતોષાય

(૨૬) નીરામાંથી સાયરપ બનાવી તે રોટલી સાથે ખાઈ શકાય છે અને નીરામાંથી સ્વાહાર રાબ બનાવી તેમાંથી હાથે ચાલતાં કેન્દ્રીવકરણ યંત્ર વડે ખાંડ બનાવી શકાય છે. કારખાનામાં શેરડીમાંથી બનતી ખાંડમાં અમ્લત્વ વધારે હોવાથી તેના ઉપયોગથી માણસોનાં હાડકાં અને દાંત નબળાં પડે છે. જ્યારે નીરાની હાથે બનાવેલી ખાંડમાં ક્ષાર હોવાથી તે ઊલટી હાડકાં અને દાંતને પોષણ આપે છે.

(૨૭) તો આમ આ નીરાના ઝાડો આપણને આપણાં જીવનને પોષકતાની દૃષ્ટિએ ખૂબ ઉપયોગી છે. કુદરતે તો માનવીઓ સામે દાન મૂક્યું છે. તેનો સદુપયોગ કરી લેવો એ દરેક માનવીની ફરજ બને છે.

(૨૮) આમ પ્રાંતમાં જગ્યાએ જગ્યાએ જ્યાં નીરાનાં ઝાડો હશે (હાલમાં ખજૂરીનાજ ઝાડો) ત્યાં નીરો વેચાશે. અને નીરો જો વધશે તો તેમાંથી ગોળ, ખાંડ, રાબ જેવા પદાર્થો બનશે અને તે સર્વ લોકોના ઉપયોગ માટે અપાશે.

(૨૯) ઝાડો સારી રીતે પોષાતા રહી, તેમાંથી નીરો કેવી રીતે કાઢી શકાય, નીરાની બાબતમાં કેવી રીતની સ્વચ્છતા રાખવી જોઇએ, નીરો દુકાનમાં વેચાય તે વખતે કેટનરો, ગ્લાસો વગેરેની સ્વચ્છતા કેવી રીતે રાખવી જોઇએ, નીરામાં ચુનો કેટલો અને ક્યારે નાખવો, નીરાની પરીક્ષા કેવી રીતે કરવી, નીરો બાકી રહે તો તેમાંથી ગોળ, ખાંડ, આઇસક્રીમ વગેરે કેવી રીતે બનાવવાં, વગેરે વિષેનું શિક્ષણ નીરા-કેન્દ્રોના કાર્ય-સેવકોને આપવા માટે આ વર્ષે ઓગસ્ટ માસમાં "નીરો અને તાડ-પદાર્થ

વિષયક ' એક 'શિક્ષણ શિબિર ' મુંબઇ સરકારના ગૃહમંત્રી શ્રી મોરારજીભાઇ દેસાઇને હસ્તે ખુલ્લું મુકાવી તે ઓકટોબરની અધવચ સુધી ચલાવવામાં આવ્યું હતું. નીરા કેન્દ્રોના કાર્ય-સેવકો સમાજ-સેવકો મારફતજ ખોલાવવામાં આવ્યા હતા, પણ તેઓ વધુ નક્કર બને એ દૃષ્ટિએ શિબિર આશ્રમ પદ્ધતિથી ચલાવી તેમાંથી નૈતિક શિક્ષણ પણ આપવામાં આવ્યું હતું.

(૩૦) પ્રાંતભરમાં બધે ઠેકાણેનાં નીરાકેન્દ્રો પૂર્વ અપ્પાસાહેબ પટવર્ધન, શ્રી૦ નાનાસાહેબ ઠકાર, શ્રી૦ અન્નાસાહેબ દાસ્તાને શ્રી. વસાવડાજી, ડૉ. આંબોલીકરજી જેવા જુના અને જાણીતા અનુભવી કાર્યકર્તાઓની દેખરેખ નીચે ચાલશે અને તેમના હાથ નીચેજ કામ કરતા કાર્યસેવકો સારા સમાજ-સેવકો તરીકે ઘડાશે.

(૩૧) આજે નીરાનું આખુ પ્રાયોગિક ખાતું સરકારી હોવા છતાંય થતાં બધાં કાર્યો સમાજ-સેવકો દ્વારાજ થાય છે એ આ કાર્યની એક વિશેષતા છે એટલે સમાજના કલ્યાણાર્થેજ 'નીરા'નું કામ ચાલે છે અને ચાલતું રહેશે.

(૩૨) દરેક નીરા-કેન્દ્રોમાં ભાઈ-બ્હેનો તેમજ બિમારો માટે ખાસ વ્યવસ્થા કરવાનું નીરા કેન્દ્રોના સન્માન્ય નિરીક્ષકોને જણાવવામાં આવ્યું છે, એટલે બધાએ તેનો લાભ લેવો જોઇએ પોતાના અભિપ્રાયો અભિપ્રાય-વહીમાં જણાવવા જોઇએ. કોઇ ફરિયાદ હોય તો તે ફરિયાદવહીમાં લખવી જોઇએ. એટલે સમાજને, અર્થે ચાલતા કામમાં સમાજની મદદ સમાજનેજ કલ્યાણકારી નીવડશે.

(૩૩) આમ પ્રાંતભરમાં નીરા કેન્દ્રો શરૂ કરવાથી જનતાને એક પોષક પીણું તેમજ ગોળ, ખાંડ, મળશે; દારૂબંધીને લીધે ઝાડ છેદનારા તલવાડાઓ, કે જેઓ બેકાર બનતા જાય છે. તેમને આ શરૂ કરેલાં નવા કાર્યને લીધે ફરી કામ મળશે, અને ઝાડના માલિકોને જમીનના સામાન્ય પેદાશના પ્રમાણમાં ઝાડોનું ભાડું મળશે અને ઝાડોનો ઉપયોગ થશે, એટલે 'નીરા' ને ઉત્તેજન આપવામાં બધી રીતે સમાજનું કલ્યાણજ થશે.

(૩૪) આ વખતે દરેક ઠેકાણે 'નીરા' ના ચિન્હવાળા તેમજ ૮ ઔંસના આંકાવાળા ગ્લાસોમાંજ નીરો અપાશે. ૮ ઔંસ નીરાના એક ગ્લાસના મુંબઇ, અમદાવાદ અને સુરતમાં અઢી આના લેવાશે. બીજાં મોટા શહેરોમાં બે આના લેવાશે. ગામડામાં એક આનો અને આદિવાસી વગેરેવાળા સાવ ગામડામાં પોણો આનો લેવાશે.

(૩૫) આમ સરવાળે સરકારને નીરામાં આર્થિક દૃષ્ટિએ ઝાઝો લાભ ન રહેતાં જનતાનું કલ્યાણ એજ શ્રેય પદરે પડનાર છે.

(૩૬) 'નીરા' વિષેની વધુ માહિતી માટે મુંબઈ પ્રાંતના મુખ્ય સંચાલક, ઠે૦ નીરા દફતર, જુનુ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ ને પુછવાથી તે ચોક્કસ અને નક્કર માહિતીઓ પુરી પાડશે. જનતાએ ગેરરસ્તે દોરવનારાઓ પર વિશ્વાસ રાખી ચાલવું ન જોઇએ.

---

જુનું કસ્ટમ હાઉસ, કોટ,
મુંબઇ તા. ૨૯-૧૧-૪૮.

કૃષ્ણદાસ શાહ.
માનદ સંચાલક, નીરા યોજના.
મુંબઇ પ્રાંત.

# સફાઈદિન







[ શાર્દૂલ ]

ઝાડુ-સાવરણી લઈ ધગશથી ફેરાઇ આવ્યા અમે.
મિત્રો પંદર-વીસ ભંગીજનના કંગાલ આવાસમાં:
સેવાર્થે ઘુમતા અમે ઉલટથી મંડી પડ્યા કામમાં.
'શોભે ના તમને'-ગરીબ ઉચરે જો કે જનો એ બધા.
ઓળો દાતણની ઘણીક, ચુસિયા કૈં ગોટલા, ઠીકરાં.
ડૂચા પેપરના, મલિન ચીથરાં, ચૂર્ણિત ગોળીઠીબા
ખોખાં માચિસના, ફુંકેલ બીડીઓ' ને કાચના ટૂકડા.
ફેંકેલા અહીં જે, લીધા ઘડીકમાં, ધૂળેભરેલા અમે.

રે! ચાસે ઉજળા દીવાથીય વધુ દૃષ્ટિપથે ત્યાં પડ્યું
કો ગંદુ કપડું ધૂળે રવડતું ગાભાસમું જીર્ણ જે:
ધાયો હું ઝટ વેગથી પણ જહીં ઝાલી રહું વસ્ત્ર એ.
રે! એ તો સરકી પડ્યું ધરણીએ કો રૂંઠ ઝીણો મુણી.
"જા! જા! ઓ શનિયા મુઆ, મરી જજે! કાલે મળેલું 'પણ'
ચાખ્યું નો ઝભલું!"—સફાઈદિન હું ભૂલ્યો નથી ત પછી.

—પ્રો. હસિતકાન્ત બુચ.



# ઋણ-રાહત-ધારો

ગામડા-ગામના ખેડૂતો, કિસાનો અને ગ્રામવર્ગની સર્વોન્નતિને લક્ષમાં રાખી મુંબઈની ધારાસભાએ છેલ્લાં બે વર્ષ દરમિયાન કેટલાક લોકોપકારક ધારાઓ પસાર કર્યા છે. એમાં ઋણ-રાહત-ધારો પણ મહત્વનું સ્થાન ધરાવે છે. પ્રસ્તુત લેખમાં, લેખકબંધુએ આ ધારાની પૂર્વ-ભૂમિકા આપી એની રચના પાછળ સરકારનો જે શુભંકર ઉદ્દેશ રહેલ છે તે સ્ફુટ કરેલ છે અને એના અસ્તિત્વથી ગરીબ કરજદાર ખેડૂતને કઇ કઇ રીતે રાહત મળે છે તે વિશદ રીતે સમજાવેલ છે.

લેખક :

શ્રી. ડોલરરાય હ. બુચ.

બી. એસસી., એલએલ. બી.; એડવોકેટ ( ઓ. એસ. )

પહેલું વિશ્વયુદ્ધ પુરૂં થયું, તે પછી વિશ્વવ્યાપક આર્થિક મંદી શરૂ થઈ. ઇ. સ. ૧૯૧૮-૧૯૨૦ દરમિયાન પહેલું, અને ઇ. સ. ૧૯૩૧-૧૯૩૪ ના ગાળામાં બીજુ એમ મંદીનાં બે મોજાં દુનિયાભરમાં ફરી વળ્યાં. આપણા ખેડૂતને આર્થિક મંદીથી ભારે નુકસાન થયું. ઉત્પન્નના ભાવ ગગડી ગયા. આપણો ખેડૂત કરજના બોજા નીચે દેબાઇ ગયો. તેમાંયે આપણા પ્રાન્તનો ખેડૂતવર્ગ તો સાઠ કરોડ રૂપીઆના દેવાના ઢગ તળે દટાઇ ગયો. આપણે રાજકીય સ્વતંત્રતા મેળવી. સામાજિક અને આર્થિક સ્વતંત્રતા રચવા આપણે છૂટા થયા. સામાજિક અને આર્થિક સ્વતંત્રતા કેવી રીતે રચી શકાય એ પ્રશ્ન અગત્યનો છે.

આપણું જીવન એટલે ગ્રામજીવન. સમાજ એટલે ગ્રામસમાજ. દેશની સામાજિક અને આર્થિક સ્વતંત્રતા એટલે ગામડાનું સંજીવન !

ખેડૂત ગામડાનો આત્મા છે. ખેતી અને તેને લગના ધંધો દેશના જીવનનો શ્વાસોચ્છ્વાસ છે.

ખેડૂતની ઉન્નતિમાં સમાજની ઉન્નતિ સમાઇ છે. ખેતીના વિકાસમાં દેશની સુખાકારી સચવાઇ છે.

ખેડૂતનો આર્થિક છુટકારો થાય તો ખેતીનો વિકાસ થાય અને તોજ દેશની સામાજિક અને આર્થિક સ્વતંત્રતાના સાચા અને મજબુત પાયા આપણે નાખ્યા ગણાય.

ખેડૂતની આર્થિક કંગાલિયતનાં મુખ્ય કારણો બે છે:- (૧) મુડીનો અભાવ અને (૨) કરજનો બોજો. તેને કરજમાંથી મૂકત કરવો તે સહેલું છે. તેને કરજમાં ફસાતાં અટકાવવો એ મુશ્કેલ છે. તેથી તો સરકારે (ગામડાંઓના આર્થિક વિકાસ માટે) જુદા જુદા ધારાઓ અમલમાં લાવી ગામડાંઓના આર્થિક વિકાસની દિશામાં શુભંકર અને પ્રશંસાપાત્ર પ્રયાણ કરી દીધું છે. કરજ નિવારણનો કાયદો ( જે 'ઋણ-રાહત ધારો' એ નામે ઓળખાય છે ) તે હારમાળાનો એક અગ્રગણ્ય મણકો છે. એના ઘડતર પાછળ આપણી પ્રજાકીય સરકારનો શો ઉદ્દેશ રહેલો છે અને એ ખેડૂતને કઇ કઈ રીતે લાભદાયી બને તેમ છે તે જોઇએ.

મંદીને કારણે આવી પડેલી આર્થિક આફતને લઇને કરજનો બોજો ઓછો કરવા માટે સરકારે કરજ નિવારણને લગતો પહેલો ધારો ૧૯૩૯ માં પસાર કરેલો. પરંતુ તે ધારો અમલમાં મૂકાય તે પહેલાં તો બીજા વિશ્વયુદ્ધ દરમિયાન કોંગ્રેસ પ્રધાનમંડળોએ પ્રાંતોમાંના પોતાના હોદ્દાઓનો ત્યાગ કર્યો.

તે પછી ગવર્નરની સલાહકારી સરકારે તે કાયદાનો અમલ માત્ર એક અખતરા રૂપેજ કર્યો. સરકારે માત્ર આઠ જીલ્લામાં તે ધારો લાગુ પાડયો. દરેક જીલ્લામાં બે તાલુકા પસંદ કરી તેમાં આઠ "ઋણ-રાહત-બોર્ડ"ની સ્થાપના કરી. તા. ૩૧મી ડિસેંબર ૧૯૪૫ સુધીમાં આ બોર્ડોએ ૧,૨૬,૦૭૦ અરજીઓનો નિકાલ કર્યો. આથી

કરજમાં આશરે સાઠ લાખ રૂપિયાનો ઘટાડો થયો અને પચીસ લાખ રૂપિયા જેટલું કરજ બાકી રહ્યું.

ઇ.સ. ૧૯૪૬ માં જ્યારે કોંગ્રેસ સરકાર ફરીથી સત્તા ઉપર આવી ત્યારે એ કાયદાનો અમલ આખા પ્રાન્તમાં શરૂ થયો. કરજ નિવારણ બોર્ડની સંખ્યા ૫૪ જેટલી કરવામાં આવી. ૩૧ મી માર્ચ ૧૯૪૬ સુધીમાં ત્રણ લાખ અરજીઓનો નિકાલ થયો. અને રૂા. ૧૫,૩૨,૦૦,૦૦૦ જેટલા કરજનો ફડચો કરવામાં આવ્યો.

૧૯૩૬ ના ધારામાં કેટલીક ઉણપો જણાઇ હતી. વહેલી તકે તેમાં સુધારો કરવા સરકાર ઇચ્છતી હતી. પરંતુ યુદ્ધકાળ દરમ્યાન દેશમાં જબ્બર આર્થિક પરિવર્તન થયું હતું. તેથી ખેડૂત કરજ ભરપાઇ કરવા શક્તિમાન થયા છે કે કેમ તે તપાસવાની જરૂર હતી. સદ્‌ભાગ્યે મદ્રાસ પ્રાન્તમાં આ પ્રશ્નની છણાવટ થઇ હતી તેને પરિણામે એવું સિદ્ધ થયું હતું કે યુદ્ધકાળના ઉંચા ભાવથી માત્ર જથ્થાબંધ સંગ્રહ કરનારાઓને લાભ થયો હતો. પરંતુ મોટા ભાગના ખેડૂતો જમીનના નાના ટૂકડાઓ ખેડનારા હતા અને તેની પાસે ઉત્પન્નના વધારાના જથ્થાનો અભાવ હોઇને આ વર્ગને ઉંચા ભાવથી કશો લાભ થયો નહોતો.

૧૯૩૬ ના ધારાને રદ કરીને, સરકારે ૧૯૪૭ નો નવો ધારો ઘડી કાઢ્યો. આ કાયદો ૨૭મી મે ૧૯૪૭થી અમલમાં આવ્યો.

નવા અને જૂના ધારાની નેમ એક જ છે. છતાં, નવા ધારાથી કરજદાર તથા લેણદારના હક અને તેની ફરજોને સ્પર્શતા અગત્યના નવા સુધારાઓ અમલમાં આવ્યા છે. આ ધારાથી ખેડૂત વર્ગના વધારે મોટા ભાગના લોકોને લાભ મળ્યો છે. આ ધારો ખેડૂતના કરજમાં ઘટાડો કરી તેને રક્ષણ આપે છે. એટલું જ નહિ પણ નવા કરજમાં સપડાતાં તેને અટકાવવાનો, રચનાત્મક આર્થિક સહકારનો સંચાર કરવાનો અને તેની મારફત ખેડૂતની ગરીબાઇ દૂર કરી તેનો સર્વદેશીય વિકાસ સાધવાનો પણ પ્રયાસ કરે છે.

૧૯૪૭ નો નવો ઋણ-રાહત ધારો જૂના ધારામાં એક અગત્યનો ફેરફાર કરે છે. જૂના ધારા મુજબ કરજ-નિવારણનું કામકાજ 'બોર્ડ' મારફત કરવામાં આવતું. આ બોર્ડ ઉપર એકથી વધારે સભ્ય કામ કરે એવો હેતુ હતો, પરંતુ વચગાળાની ગવર્નરની સરકારે ફક્ત એકેક સભ્યની નિમણૂંક દરેક બોર્ડ ઉપર કરી. વળી આ સભ્યની પસંદગી મોટે ભાગે રાજ્યના વકીલ-મંડળમાંથી કરવામાં આવતી અને એ કાયમી નહિ પણ કામચલાઉ હતી. આ બધાં કારણોથી જેવું જોઇએ તેવું અને ઝડપી કામકાજ થતું નહિ. જે કામ બોર્ડને કરવાનું હતું તે બધું અદાલતોના દિવાની કામકાજના પ્રકારનું હતું જ્યાં તે કામ પાર પાડવાને અદાલતી ન્યાયતંત્ર જેવું તંત્ર બોર્ડ પાસે હતું નહિ. આવી બધી મુશ્કેલીઓને લીધે નવા ધારાથી બોર્ડને બદલે દિવાની કોર્ટને કરજ-નિવારણનું કામકાજ સોંપવામાં આવ્યું. અરજીઓ લેવાનું, તપાસ ચલાવવાનું, હિસાબ તપાસવાનું દેવાદારની શક્તિનું માપ કાઢવાનું, દેવાંની રકમમાં ઘટાડો કરવાનું, ચુકાદો આપવાનું વગેરે કામ હવે બોર્ડને બદલે દિવાની અદાલત કરે એમ નક્કી થયું છે.

બીજો મોટો ફેરફાર એ થયો છે કે આ ધારામાં કરજદારની વ્યાખ્યા વ્યાપક બનાવવામાં આવી છે. જે કરજદાર આજે જમીન માલિક ન હોય પણ ૩૦ મી જાન્યુઆરી ૧૯૪૦ અગાઉ ત્રીસ વરસના ગાળામાં જેણે પોતાની જમીન ગીરવી મૂકી હોય અને જેના લેણદારે ગીરવીનાં નામે વેચાણ લઇ લીધી હોય તો એવા કરજદારને પણ આ ધારાથી રાહત મળે છે. આથી ત્રીસ વરસનાં કરજનો હિસાબ લઇ તેમાં ધારામાં જણાવ્યા મુજબ કરજની રકમમાં ઘટાડો કરી તે કરજ ભરપાઇ કરી શકાય છે. અને કરજદાર જમીન પાછી મેળવી શકે છે. વળી જે કરજદાર માત્ર ખેતી ઉપર ન નભતો હોય પણ એની સિવાયની બીજી આવક પણ મેળવતો હોય તેને પણ અમુક અંશે આ કાયદો લાગુ પડે છે. આ ધારામાં 'ખેતી ઉદ્યોગ' તેના લૌકિક અને મળ અર્થમાં નથી વાપરવામાં આવ્યો. પરંતુ ખેતી ઉદ્યોગમાં અનાજ પેદા કરવાનો વાડીની પેદાશ ઉપજાવવાનો, ડેરીને લગતા ઉદ્યોગોનો, ઢોર ઉછેર વગેરે ઉદ્યોગોનો પણ સમાવેશ થાય છે. જો કોઇ ખેડૂત માત્ર ઘાસ કાપણીનું કામ કરતો હોય અને જો તે કરજદાર હોય તો તેને પણ આ કાયદો રાહત આપે છે. .

એ તો દેખીતુંજ છે કે કરજદારને જેટલા વધારે પ્રમાણમાં આ ધારો રાહત આપે છે તેટલા વધારે પ્રમાણમાં સાધારણ ધીરધારના ધંધાદારીને એ ધારો ભારે પડે છે. જેઓએ ખેડૂતના મિલ્કત ગીરવી લેવાના બહાનાં હેઠળ તેની પાસેથી હંમેશને માટે જમીન ખૂંચવી લીધી છે તેઓએ કરજદારને તે પાછી આપવી પડશે. ૧૯૩૨ પહેલાંની લેવડ દેવડ અંગેનાં લેણાંની રકમમાં ૪૦ ટકા જેટલો

ઘટાડો અને તે પછીનાં વરસમાં ૧૯૪૦ સુધી થયેલી લેવડ દેવડની લેણી રકમમાં ૩૦ ટકા જેટલો ઘટાડો વેઠવો પડશે કોર્ટના ચુકાદાને અને બંને પક્ષો વચ્ચે કોર્ટની મંજુરીથી 'થયેલાં સમાધાનને રજીસ્ટર' કરાવવાં પડશે.

આ ધારા મુજબ કરજદાર અથવા લેણદાર તા. ૧લી ઓગસ્ટ ૧૯૪૭ પહેલાં કરજ-નિવારણ માગતી અરજી કોર્ટને કરશે. બંને પક્ષોએ કોર્ટ સમક્ષ કરજની લેખિત ખરી વિગત રજુ કરવી પડશે. કોર્ટ અનુસંધાનનું કામ હાથ ઉપર લે તે પહેલાં બે મુદ્દાઓનો નિર્ણય કરશે (૧) કરજદારની જમીન ખેતરાઉ છે કે નહિ અને કરજદાર જાતે ખેતી કરે છે કે નહિ ? (૨) આગલાં વરસની આવક ઉપરથી ખેતીની અને બીજી આવક કેટલી નક્કી થાય છે? જો પક્ષો વચ્ચે સમાધાન થયું હોય તો તે કરજદારની રાજીખુશીથી અને લેણદારની ચોકખી દાનતથી થયું છે કે કેમ તે પણ નક્કી કરવામાં આવશે. જો સમાધાનને કોર્ટ મંજુર ન રાખે તો તે સમાધાન કાયદાની દૃષ્ટિએ રદ બાતલ થાય છે. ઉપર જણાવેલ તપાસ કર્યા બાદ જો કોર્ટ એમ ઠરાવે કે કરજદારને આ ધારો લાગુ પડે છે અને કરજની કે સમાધાનની નક્કી થયેલી રકમ રૂ. ૧૫૦૦૦ થી વધારે થતી નથી તો કોર્ટ લેવડદેવડના હિસાબ તપાસીને શરૂ કરશે.

લેવડ દેવડ અંગેનો બધો ઇતિહાસ તપાસવાની કોર્ટને સત્તા આપવામાં આવી છે તે પ્રમાણે દરેક લેવડ દેવડ કેટલે અંશે ખરી છે અને કેવા સંજોગોમાં કરવામાં આવી છે એ દૃષ્ટિથી બધા હિસાબ કોર્ટ તપાસશે ને સબબ લેણદાર અને દેણદાર વચ્ચે મુદ્દલ કે વ્યાજની રકમ સંબંધી અથવા વ્યાજ ગણવાની રીત સંબંધી કોઇપણ કોલ કરાર થયા હશે તો કોર્ટ તેની અવગણના કરશે. આ પ્રમાણે અરજીની તારીખ સુધીની ધીરધારો, લેખો લખાણો વગેરે તપાસવામાં આવશે.

૧લી જાન્યુઆરી ૧૯૩૧ પહેલાંની લેવડ દેવડ પૈકીના લેણી રકમ ઉપર જો પક્ષો વચ્ચે કોઇ કરાર મુજબ અથવા કોર્ટના ચુકાદા મુજબ ૧૨ ટકા કરતાં ઓછો દર મુકરર થયો હોય તો તે દર, નહિં તો ૧૨ ટકા લેખે સાદું વ્યાજ ગણી આપવામાં આવશે. મુદ્દલ અને વ્યાજનો જુદો જુદો હિસાબ કરવામાં આવશે. મુદ્દલ અને વ્યાજની જુદી જુદી લેણી નીકળતી રકમમાં દરેક પૈકી ૪૦ ટકા જેટલો ઘટાડો કરવામાં આવશે. આ ઘટાડેલી રકમજ લેણી ગણાશે.

તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૧ અને તા. ૩૧ મી ડિસેમ્બર ૧૯૩૯ વચ્ચેની લેવડ દેવડ અંગેના હિસાબ લેવામાં પક્ષો વચ્ચે જો ૯ ટકાથી ઓછો દર કબૂલ થયે હોય અથવા કોર્ટના ચુકાદાથી નક્કી થયો હોય તો તે દરથી સાદું વ્યાજ ગણાશે. મુદ્દલ અને વ્યાજની જુદી જુદી નીકળતી લેણી રકમમાં ૩૦ ટકા જેટલો ઘટાડો કરવામાં આવશે. ઘટાડેલી રકમજ લેણી ગણાશે.

તા.૧ લી જાન્યુઆરી ૧૯૪૦ પછીની ધીરધાર અંગેના હિસાબ લેતાં તેમાં વધારેમાં વધારે ૬ ટકા સાદું વ્યાજ ગણી આપવામા આવશે. સિવાય કે જો ૬ ટકાથી ઓછો દર પક્ષો વચ્ચેના કરારથી અથવા કોર્ટના ચુકાદાથી નક્કી થયા હોય તો તે દર ગણી આપવામાં આવશે. જે મુદ્દલ અથવા વ્યાજની રકમ લેણી નીકળે તેમાં આ ધારો કંઇ ઘટાડો સુચવતો નથી.

આ પ્રમાણે કરજની ઘટાડેલી રકમ નક્કી કર્યા બાદ કોર્ટ કરજદારની મિલકત, તેની કીંમત અને કરજ ભરપાઇ કરવાની તેની શકિત બાબત તપાસ ચલાવશે. કરજ ભરપાઇ કરવાની શકિત મુજબ બાંહેધરીવાળાં અને બાંહે-ધરી વિનાનાં કરજમાં ધારામાં જણાવ્યા પ્રમાણે વધારે ઘટાડો કરવામાં આવશે. તે પછી કોર્ટ કરજ નિવારણનો ચુકાદો આપશે. તેમાં ધારામાં જણાવેલા ક્રમ મુજબ દેવું ચુકાવી આપવાનું ફરમાન કરશે. આ ચુકાદો રજીસ્ટર કરાવવો પડશે. જો તેમાં સુચવ્યા મુજબ કરજદાર કરજ ભરપાઇ નહિ કરે તો તેનું ઉઘરાણું મહેસુલ તરીકે કલેકટર કરશે. જ્યાં સુધી કરજદાર ચુકાદામાં જણાવેલ કરજ ચુકાવી ન આપે ત્યાં સુધી કોર્ટની મંજુરી સિવાય પોતાની મિલકતને લગતી કોઇ લેવડ દેવડ તે કરી શકશે નહિ. વળી પાક ઉગાડવા માટે જે નાણાંકીય મદદ લીધી હોય તે પાક પણ તે પોતાની સ્વેચ્છાથી વેચી શકશે નહિ.

જો કરજદારની આવક તથા તેની જંગમ માલમિલ્કત એટલી ઓછી હોય કે તે ૧૨ માસિક હપ્તા આપતાં પણ કરજ-નિવારણ ન કરી શકે તો કોર્ટ તેને નાદાર ઠરાવશે. ત્યાર બાદ તેનાં જીવનને નભાવવાની માલમિલ્કત અને આજીવિકા મેળવવાના સાધનો તથા તેને અને તેનાં કુટુંબના નિભાવ માટે જોઇતી આવક મળી રહે તેટલી કિંમતની માલમિલ્કત સિવાયની મિલ્કત વેચવામાં આવશે અને તેના લેણદારોમાં તે કરજ પેટે વહેંચી આપવામાં આવશે.

જો કરજદારની સ્થાવર મિલ્કતની અર્ધી કીંમત કરતાં ચુકાદામાં ઠરાવેલ કરજની રકમ વધારે હોય અને જો લેણદાર તે રકમમાં વધારે ઘટાડો કરવા કબૂલ કરે તો કરજદારે તે કરજની રકમ ભરપાઈ કરી આપવી પડશે. જો તેમ ન બને તો લેન્ડ મૉર્ટગેજ બેન્ક તે કરજ ભરપાઈ કરી આપશે અને તેટલી રકમ બેન્કના વ્યાજના દરે તે કરજદારને ધીરેલી ગણાશે.

આ ધારામાં બીજા પરચુરણ લાભો પણ કરજદારને માટે યોજાયા છે. એક વખત અરજી કર્યા પછી કોર્ટની રજા સિવાય તે પાછી ખેંચી શકાશે નહિં. અરજી મળ્યા બાદ કોર્ટ લેણદારોને નોટીસ આપશે તે પછી એક માસમાં લેણદારોએ લેણાંની લેખિત યાદી કોર્ટ પાસે રજૂ કરવી પડશે. જો કોઈ કરજદાર કે લેણદાર આ ધારા પ્રમાણે અરજી કે સમાધાન નહિ કરે તો કરજ આપોઆપ ગેરકાયદે ઠરશે. કોર્ટ ફીનો દર એકજ રાખવામાં આવતા ગરીબ કરજદારો પણ લાભ ઉઠાવી શકશે. કોર્ટનાં કામકાજ અંગેનાં ધારાધોરણ સિવિલ પ્રોસીજર કોડ પ્રમાણે થશે. પણ જ્યાં ખાસ ફેરફાર સૂચવવો હશે ત્યાં ખાસ ધારાધોરણો લાગુ પડશે. અપીલ, રીવીઝન, અને કોર્ટ ઉપરની દેખરેખ અને કાણુ વિષે દિવાની કોર્ટનાં ચુકાદાઓને લગતોજ કાયદો કાયમ રહેશે.

આ પ્રમાણે નવો ઋણ-રાહત ધારો આપણા દેશના કરજદાર કિસાનોને ભારે રાહત આપનારો નીવડશે એ નિર્વિવાદ હકીકત છે. ગામડાંઓની આર્થિક ઉન્નતિ સાધવાની દિશામા આ ધારાથી એક નિર્ણયાત્મક પગલું આપણી પ્રજાકીય સરકારે ભર્યું છે એમ કહેવામાં કશુંજ અનુચિત નથી.

---

## ચેપી ઉપદ્રવને અટકાવો

"દારૂનો ધંધો કાયદાની ઓથથીજ ચાલે છે; કુદરતનો કાયદો જે, ગ્લેડસ્ટોન કહે છે તેમ, "એમ ફરજ પાડે છે કે આપણે પ્રામાણિકપણે રહેવું જોઈએ, કોઈને ઈજા ન કરવી જોઈએ," તે એની વિરુદ્ધ છે. વ્યવહારનો કાયદો જે—તેજ પ્રતિભાવાન લેખક કહે છે તેમ, "એમ જણાવે છે કે કોઈ માણસને પોતાની મિલકત બીજાને નુકશાન થાય એવી રીતે વાપરવાનો હક નથી અને જેને નુકશાન થાય છે એ એમાં સહમત હોય છે તેથી ગુનો—નાગુનો નથી થતો"—તે પણ એની (દારૂના ધંધાની) વિરુદ્ધ છે.........આમ દારૂનો ધંધો એ ગેરકાયદે વેપાર છે. અને કાયદાએ તે જાહેર કરવું જોઈએ. અને દારૂની દુકાનને ભયંકર ચેપી ઉપદ્રવ ગણી કાઢી નાખવી જોઈએ"

જોસેફ ક્લેક.

# ભીલ સેવા મંડળ.



પંચમહાલ જિલ્લાની આદિવાસીઓ નામે ઓળખાતી ગ્રામપ્રજામાં કેળવણી, સંસ્કાર અને સમાજ સુધારાનું સિંચન કરતી, પૂજ્ય ઠક્કર બાપાની આદ્ય પ્રેરણા હેઠળ સ્થાપેલ એક અજોડ સંસ્થાની યશસ્વી કામગિરીનું ઉદાહરણરૂપ બ્યાન.

— લેખક.— શ્રી ડાહ્યાભાઈ જી. નાયક. —

## ઠક્કર બાપાની પ્રેરણા હેઠળ

પંચમહાલ જિલ્લાના દાહોદ અને ઝાલોદ તાલુકાની વસ્તીનો આશરે પંચોતેર ટકો ભાગ આદિવાસીઓ, ભીલો અને પટેલીઆઓનો બનેલો છે. આ જાતિની સંખ્યા આશરે એક લાખ અને પચાસ હજાર જેટલી થવા જાય છે. છેલ્લાં છવીસ વર્ષથી દાહોદનું ભીલ સેવા મંડળ આ જાતિઓની સામાજિક અને સાંસ્કારિક સેવા કરી રહેલ છે આદિવાસી જાતિઓની સેવાના ક્ષેત્રમાં પાયારૂપ ગણાય એવી આ સંસ્થા સને ૧૯૨૨ માં 'ઠક્કરબાપા' ના વહાલભર્યાં નામથી ગુજરાતમાં લોકપ્રિય બનેલા ગરીબ માનવ જાતના મૂક સેવક શ્રી અમૃતલાલ ઠક્કરે શરૂ કરી હતી. સંસ્થાની શરૂઆત પાછળ પણ પ્રેરણાત્મક ઇતિહાસ પથરાયેલ છે. ૭ હજાર ચોરસ માઇલનું ક્ષેત્રફળ ધરાવતો આ પ્રદેશ ગુજરાતની લીલીછમ વાડીમાં આવેલો છે અને એની આસપાસ હવે મુંબઈ પ્રાંત, રજપુતાના અને મધ્ય-ભારત યુનિયનમાં ગયેલાં હિન્દના દેશી રજવાડાંઓ આવેલ છે. આ પ્રદેશની કમનસીબી એ છે કે દર ત્રણ કે ચાર વરસના અન્તરે દુકાળનો એકાદ પડછાયો ત્યાં ઝળકી જાય છે. ૧૯૧૯-૨૦ અને ૧૯૨૧-૨૨ નાં બે વર્ષ દરમિયાન આ પ્રદેશના આદિવાસી પ્રજાએ દુકાળને અંગે ખૂબજ દુઃખ સહન કરેલાં. સરકારને આ બાબતની કંઈ પડી નહોતી; પણ મૂંગા ભીલોનો આર્તનાદ સાબરમતી અને પૂનાના હિન્દી લોકસેવક સંઘ સુધી પહોંચ્યો અને મહાત્મા ગાંધીજી તેમજ સદ્ગત શાસ્ત્રીજીની સલાહ અનુસાર દુઃખી ભીલોની સહાયે ઠક્કરબાપા આવી પહોંચ્યા. તે ઓરિસ્સાથી તાજા જ પાછા ફર્યા હતા. ત્યાંની આદિવાસી પ્રજામાં દુકાળ રાહતનું કામ કરતાં તેઓ તે પ્રજાના ગાઢ સંપર્કમાં આવેલા. એ પ્રજાના રીતરિવાજ, ટેવો, રહેણીકરણી, સંસ્કૃતિ વગેરે વિષે એમને દાર્શનિક માહિતી પ્રાપ્ત થઇ અને એમની અણકથી આપત્તિઓ, ગરીબાઇ, અજ્ઞાન, કરજ અને રોગ વિષે કંઇ કંઇ એમને જાણવા મળ્યું. એમણે જોયું કે જો આ આદિવાસીઓને હિન્દના રાષ્ટ્રિય જીવનમાં સ્થાન આપવું હોય અને એમનાં દુઃખો અને પછાતપણાને દૂર કરવાં હોય તો કોઇ પણ પ્રકારના સ્થાયી સામાજિક સેવાની ખાસ અગત્ય છે. એમ ખરૂંજ કહેવાયું છે, કે બધાંજ અનિષ્ટોના સનાતન ઔષધિ એકમાત્ર કેળવણી છે. એટલે એમણે આશ્રમ અથવા ઘરશાળા દ્વારા કેળવણી આપવાની પહેલી પ્રવૃત્તિ શરૂ કરી

## સાચી નેતાગિરીની ઉત્પત્તિ

આશ્રમની કેળવણી શરૂ કરવાનો ઉદ્દેશ આદિવાસીઓમાં તંદુરસ્ત, કાર્યદક્ષ અને સાચી નેતાગિરી ઉત્પન્ન કરવાનો હતો. આથી આદિવાસીઓ પોતાના પ્રશ્નો એના સાચા સ્વરૂપમાં સમજતા થાય અને એનો ઉકેલ લાવવા પણ પ્રયત્ન કરી શકે. ૧૯૨૨ માં ભીલ સેવા મંડળની શરૂઆત એક આશ્રમ અને બે શાળાઓ દ્વારા થઇ. માત્ર સાત વરસના ટૂંકા ગાળામાં આશ્રમો, શાળાઓ બે આયુર્વેદિક દવાખાનાંઓ અને ફરતી દવાઓની પેટીઓ– એટલી પ્રવૃત્તિની જાળ બંને તાલુકાઓમાં પથરાઇ ગઇ.

લગભગ એક પેઢીના ગાળા પછી આદિવાસીઓમાં જેમણે મંડળની અનેકવિધ પ્રવૃત્તિઓનો અનુભવ લીધેલ હોય એવી સાચી નેતાગિરી ઉત્પન્ન થઇ. લોકોનો અને મંડળના કાર્યકર્તાઓનો વિશ્વાસ પણ એમણે પ્રાપ્ત કર્યો. મંડળના નવ આજીવન કાર્યકરોમાંથી છ તો આજ જાતિઓમાંથી નીકળ્યા. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં તેઓ પોતાનાં મતદાર વિભાગનું પ્રતિનિધિત્વ ધરાવે છે અને પોતાની જાતિના ઉત્કર્ષ માટે યથાશક્ય પ્રયત્નો કરવામાં બહુજ મહત્વનો ભાગ ભજવે છે.

## મંડળની વિધવિધ પ્રવૃત્તિઓ

અત્યારે મંડળ તરફથી નીચેનાં છાત્રાલયો અને ઘરશાળાઓ ચલાવવામાં આવે છે.

| નામ | શરૂ થયાનું વર્ષ |
|---|---|
| (૧) મહાત્માજીકા ભીલ આશ્રમ (જેસવાડા.) | ૧૯૨૩ |
| (૨) રાષ્ટ્રિય ભીલ આશ્રમ (મીરાખેડી.) | ૧૯૩૦ |
| (૩) નિવાડી ભીલ આશ્રમ (વિદ્યાર્થીઓ માટેનું છાત્રાલય) : ઝાલોદ. | ૧૯૨૩ |

(૪) શ્રી બીલ કન્યા આશ્રમ, દાહોદ. ૧૯૩૯
(બાળાઓ માટેનું છાત્રાલય)
(૫) નિરોડી બીલ કન્યા આશ્રમ, ઝાલોદ. ૧૯૪૪
(૬) ધરાવારિકા બીલ કન્યા આશ્રમ. જેસવાડા. ૧૯૪૮

આ છાત્રાલયો અને ઘરશાળાઓમાં આશરે ૨૭૫ છોકરાઓ અને બાળાઓ શિક્ષણ લઇ રહેલ છે. આશ્રમના વિદ્યાર્થીઓને રહેવાની અને જમવાની સગવડ મફત આપવામાં આવે છે. દરેક આશ્રમમાં રસોઇ, ખેતી, કાંતણ, અને એવી બીજી ઔદ્યોગિક પ્રવૃત્તિઓ પણ કરવામાં આવે છે.

મંડળ તરફથી પચ્ચીસ, ગ્રામશાળાઓ ચલાવવામા આવે છે. બે વર્ષ પહેલાં મંડળ તરફથી પંચાવન ગ્રામશાળાઓ ચલાવવામાં આવતી. પરંતુ એક દસ્તરથી ઉપરની વસ્તીવાળાં ગામોમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત થતાં મંડળે એવાં ગામોમાંની પોતાની શાળાઓ જિલ્લા સ્કૂલ બોર્ડને સોંપી દીધી છે.

## હિન્દની તળપદી સંસ્કૃતિ



બસ! આટલોજ ભાર છે ને?
ઝાઝું કામ નથી, હું એકલો ઉપાડી લઇશ!
(ખંડાળા પાસે ડુંગરમાં વસતી એક પ્રજા.)

પ્રૌઢ શિક્ષણના ક્ષેત્રમાં પણ મંડળે થોડા વર્ગો શરૂ કરી છેલ્લાં થોડા વર્ષો દરમિયાન ઠીક ઠીક પ્રગતિ કરી છે. પ્રૌઢ શિક્ષણના પ્રચાર માટે દાહોદ અને ઝાલોદના વિસ્તારો પસંદ કરવામાં આવેલ છે. ત્રણ મહિનાના ટૂંકા ગાળામાં આશરે પાંસઠ પ્રૌઢ શિક્ષણના વર્ગો શરૂ કરવામાં આવ્યા છે અને એમાં ૧૮૦૦ જેટલી હાજરી રહે છે. ખંત અને ધીરજથી કામ કરવાની મંડળની પદ્ધતિનું આ સીધું પરિણામ છે.

### સહકારી સંસ્થાઓની સ્થાપના

સહકારી પ્રવૃત્તિના સંગઠન અને વિકાસના ક્ષેત્રમાં મંડળે જે કંઇ કર્યું છે તે એના સામાજિક કાર્યનું બીજું મહત્વનું અંગ છે. ધીરધાર અને માર્કેટિંગ ક્ષેત્રમાં બહુ સારો વિકાસ સધાયો છે. અત્યારે ૧૩૫ ક્રેડિટ સોસાયટીનો અને પાંચ ખરીદનાર તથા વેચનાર સંસ્થાઓ કામ કરી રહી છે. અને ખેડૂતોની જરૂરિયાતોને પહોંચી વળવા માટે એ પ્રયાસ કર્યો છે. કુલ વસ્તીનો ૧/૪ ભાગમાં અને અરધોઅરધ ગામડાંઓમાં આ પ્રવૃત્તિ ઠીક ઠીક આગળ વધી રહી છે. મુંબઇ પ્રાંતમાં કુલ વસ્તીના ૭.૯ ટકા અને ગામડાંઓમાં ૨૭ ટકાને આ પ્રવૃત્તિનો લાભ મળે છે એને મુકાબલે દાહોદ અને ઝાલોદ તાલુકાની પરિસ્થિતિ વધારે ઉત્સાહજનક છે અને એનું ભાવિ વિશેષ ઉજ્જવલ છે. પ્રાયમરી સોસાયટીઓની કુલ કામગિરી આશરે ૩.૧/૨ લાખની અને ખરીદનાર તથા વેચનાર યુનિયનોની કામગિરી આશરે સાત લાખની થવા જાય છે. પ્રાયમરી સોસાયટીઓ હરકોઇ પોતાના જ ફંડ ઉપર નભી શકે તેવી છે. અને એમને રૂપિયે બે આનો જ માત્ર બહારની સંસ્થા પાસેથી લેવા પડે છે. રૂપિયા એક લાખના શેરોની મૂડી સાથે આ યુનિયનોએ કામકાજ શરૂ કરેલ અને મૂડી સમયથી યુનિયનો સરકારીજ બનવામાં આવી હતી.

### શોષણ થતું અટકાવ્યું

આદિવાસીઓના કલ્યાણ—કાર્યમાં અને આ પ્રદેશની સહકારી પ્રવૃત્તિમાં એક નવું અને ક્રાંતિકારી નવ પ્રકરણ ઉમેરવામાં આવ્યું છે. આદિવાસીઓ સામાન્ય રીતે જંગલોમાં અને ડુંગરાળ પ્રદેશમાં જોવામાં આવે છે. એમનો મુખ્ય ધંધો ખેતીનો છે અને ગૌણ ધંધો જંગલમાં મજૂરી કરવાનો પણ છે. આ બીજા ધંધામાં કોન્ટ્રાક્ટરો એમને ચૂસી રહ્યા છે. અજ્ઞાન અને ગરીબાઇને લીધે તેઓ કોન્ટ્રાક્ટરોના લોભના ભોગ બને છે. કોન્ટ્રાક્ટરો એમનું વધારે

દૃષ્ટિએ ચૂસણ કરે છે એટલું જ નહિ પણ નૈતિક દૃષ્ટિએ પણ કરે છે. આદિવાસીઓ પોતાની મજૂરીનો પુરતો બદલો મેળવે, કોન્ટ્રાક્ટરોના પંજામાંથી છૂટે અને વધારામાં થોડો ઘણો નફો પણ મેળવે, એ માટે સહકારી સંસ્થાઓની સ્થાપના કરવાનો ત્યાંના સામાજિક-કાર્યકરોએ વિચાર કર્યો અને મુંબઇ સરકારે એ વિચારને બહાલી આપી અને જો સમાજસેવકો આવી સંસ્થાઓ સ્થાપે અને એના ઉપર દેખરેખ રાખે તો એમાં સઘળી મદદ કરવાનું વચન આપ્યું. સરકારે જાહેર કર્યું કે એવી આદિવાસી મજૂર-સંસ્થાઓને જાહેર હરરાજી વગર મૂળ કિંમતે 'કુપ્સ' આપવામાં આવશે અને નાણાંકીય સંસ્થાઓ તરફથી ચાલીસ ટકા જેટલું ખર્ચ અગાઉથી પણ આપવામાં આવશે. સરકારની આ નીતિ અનુસાર ભીલ સેવા મંડળે બે સહકારી-મજૂર-સંસ્થાઓ સ્થાપી છે અને હરરાજીમાં જેનો આશરે સાઠ પચ્ચીસ હજાર રૂપિયા ઉપજે એવી ત્રણ કુપ્સ રૂપિયા પંદર હજારમાં ખરીદેલ છે. આ સોસાયટીઓએ રૂપિયા ચાર હજારની મૂડીના શેરો ઉભા કર્યા છે અને પાંચસો જેટલા આદિવાસી મજૂરો શેરહોલ્ડરો બન્યા છે. કુપ્સનું કામકાજ શરૂ થયેલ છે અને એમ આશા રાખવામાં આવે છે કે મજૂરોને માત્ર વાજબી રોજી મજૂરી એટલું જ નહિ પણ નફામાં પણ થોડો હિસ્સો એ લોકો મેળવી શકશે.

મારે ઉમેરવું જોઇએ કે ગયે વરસે ૫૦૮ની સભ્ય સંખ્યા ધરાવતી અગિયાર સહકારી સોસાયટીઓએ તેર કુપ્સ ઉપર કામ કર્યું અને રૂપિયા અઢી લાખનો નફો મેળવ્યો. આ વરસે સોસાયટીઓની સંખ્યા લગભગ ઓગણીસ જેટલી થઇ છે અને સરકારે ચાલીસ કુપ્સ મૂળ કિંમતે આપેલ છે.

## ખેતીની સ્થિતિ સુધારવા માટે

આદિવાસી લોકોની આર્થિક સ્થિતિ સુધારવા માટે મંડળે માત્ર સહકારી સંસ્થાઓની સ્થાપનામાં જ સંતોષ માન્યો નથી. ખેતીની સ્થિતિ સુધારવા માટે કુવાઓ અને નહેરોની યોજના માટે પણ સફળ પ્રયત્નો કરવામાં આવ્યા છે અને જમીનને ખવાઇ જતી અટકાવવાનાં પગલાં લેવા માટે ખેડૂતોને યોગ્ય સબસીડી પણ આપવાનો પ્રયાસ કરવામાં આવે છે. નવ વર્ષના ગાળામાં મંડળ ૧૮૦૦ કાચા કુવા અને ૭૦ પાકા કુવા બંધાવવામાં સફળ થયેલ છે. વરસાદ ઓછો થયો હોય તેવા વર્ષમાં અથવા દુકાળના

### નીડર અને કદાવર

કરજતની એક ગ્રામયુવતી



"શું કહું? રાત હોય તો અંધારું અમારાથી બીએ! અમે અંધારાથી નહિ"

વર્ષમાં આ કામ પરિસ્થિતિ બગડતી અટકાવી શકશે. હવે આ કામ સરકારે "વધુ અનાજ ઉગાડો" ની ઝુંબેશ હેઠળ હાથમાં લીધું છે અને એ જિલ્લા ગ્રામસુધાર મંડળ હસ્તક છે.

મિરાખેડીમાં ખેતીની રીતરસમ સુધારવા માટેની યોજના અમલમાં મૂકાયેલ છે. અને આશરે પાંચસો એકર એ રીતે ખેડાઇ રહેલ છે.

જ્યારે ઋણ રાહત-ધારો આ વિભાગમાં અમલમાં આવ્યો ત્યારે મંડળે કરજદારોને કાયદાને લગતી વ્યાવહારિક સલાહ આપવાનું શરૂ કરેલ. લગભગ ૩૬૩૯ અરજીઓ પેશ કરવામાં આવી હતી અને રૂ. ૮૨૯૦૦૬ માટે દાવા કરવામાં આવેલ અને એની પતાવટ રૂ.૨૧૮૬૪૬ વડે થયેલ. લગભગ ૩૦૦૦ એકર જેટલી જમીનને બોજમાંથી મુક્ત કરવામાં આવી હતી. મંડળના આજીવન કાર્યકરોએ અરજદારોને આ કામમાં સારી સહાય આપેલી. આ

વિભાગમાં અમલમાં મૂકાયેલ ગણોત ધારાને લગતી સલાહ પણ ખેડૂતોને મંડળ તરફથી આપવામાં આવે છે.

## દારૂબંધીને મળતી સફળતા

સામાજિક સુધારાઓ અને દારૂબંધી અંગેનો પ્રચાર પણ વ્યાખ્યાનો, ભજનો, રામનવમીના મેળાઓ વગેરે દ્વારા થાય છે. આ વિભાગમાં ક્રમશઃ દારૂબંધીના અમલ સાથે આ પ્રવૃત્તિને અસાધારણ વેગ મળ્યો છે અને દારૂની દુકાનોને દારૂનું જેટલું પ્રમાણ મળે છે તેથી પણ ઓછું એવું વેચાણ થઇ રહ્યું છે. ૧૯૪૮ ના જુલાઇ માસમાં દારૂની દુકાનોની ઘણી મોટી સંખ્યા સરકારને બંધ કરવી પડી હતી કારણ કે જાહેર હરરાજીમાં એનો ઇજારો લેનાર કોઇ નહોતું. ગ્રામ-વિસ્તારોમાં લગભગ બધીજ દુકાનો બંધ થઇ ગઇ હોવા છતાં ગેરકાયદેસર દારૂ ગાળવાની પ્રવૃત્તિમાં કોઇ પણ પ્રકારનો વધારો થયો નથી. બલ્કે મંડળના સખ્ત પ્રચારને કારણે એ પ્રવૃત્તિ અત્યારે સાવ બેસવા આવી છે. પ્રાંતના બીજા ભાગો કે જ્યાં સંપૂર્ણ દારૂબંધી માટે ચાર વર્ષની મુદત આપવામાં આવી છે એના કરતાં પણ ઘણું વહેલી અહીં દારૂબંધી અમલમાં આવી જશે એમ મનાય છે.

ચાર વિદ્યાર્થીઓને કોલેજની કેળવણી આપવામાં આવે છે. એક વિદ્યાર્થિનીને નર્સિંગનું શિક્ષણ આપવામાં આવે છે. કસ્તુરબા રાષ્ટ્રિય સ્મારક નિધિ તરફથી મેરાખડીમાં મંડળની દેખરેખ હેઠળ એક ગ્રામમંદિર પણ ચલાવવામાં આવે છે.

દાહોદ અને ઝાલોદ તાલુકાના આદિવાસીઓમાં દારૂબંધીના કાર્યને નમૂનેદાર સફળતા મળી છે અને એ આદિવાસીઓમાં મદ્યપાન એ એક ધર્મનું અંગ છે એમ કહેનારને જુઠ્ઠા ઠરાવે છે. ભીલ સેવા મંડળે આ સિદ્ધિ કઇ રીતે મેળવી એની બહુજ રસપ્રદ અને પ્રેરક હકીકતો છે કે જેને માટે તો જુદોજ લેખ જોઇશે. પંચમહાલ જિલ્લાના ભીલોમાં દારૂબંધી અંગે થઈ રહેલા પ્રચારની રસપ્રદ હકીકતો 'સંજીવન' ના વાંચકોને આ લેખના લેખક આપવા પ્રયત્ન કરશેજ.



ખંડાલાના પ્રદેશમાં વસતી એક ગ્રામ પ્રજાના દૈનિક જીવનનું દૃશ્ય.

# નાતાલ

દશ - વિદેશના મહાત્માઓના જીવન ... પાડેલ સત્ય, અહિંસા, જીવદયા અને માનવબંધુત્વના અમર સંદેશાની પુનઃસ્મૃતિ કરાવતું ખ્રિસ્તીઓનું મહાપર્વ ... ... ...

લેખિકા :—સૌ. અરવિંદા મ. દેસાઈ.

—૦—

સામાન્યરીતે તહેવારોના મૂળ ઋતુમાના થતા ફેરફારોની લોકજીવન પર થતી અસરમાં રહેલા છે. ગયા બે સૈકા પહેલાં ખેતીજમીનની નિપજ પર ઘણી ખરી પ્રજાઓનો આધાર રહેતો અને ખેતીનો તેમજ તેને લગતા ઢોરઉછેર, પશુપાલન વગેરે ઉદ્યોગો પર ઋતુઓની અસર ખુલ્લીજ છે. એથી પ્રજાના મોટા ભાગના વાર્ષિક કાર્યના ક્રમ વિભાગ પણ ઋતુઓ પરથી પડતા. આથી આવા ઋતુ પલટાના પ્રસંગો તરફ લોકો ખૂબજ ધ્યાન આપતા અને એ દિવસોમાં કાંતો પર્વ-તહેવાર ઉજવાતા કે વ્રતો પળાતાં.

આ સાથે કોઈ ઐતિહાસિક પ્રસંગ, કોક મહા પુરૂષની જયંતિ કે પુણ્યતિથિને પણ તહેવાર તરીકે ઉજવવામાં આવે છે. પણ આમની સંખ્યા અલ્પ છે, અને તે ઘણે અંશે ધાર્મિક કે સાંપ્રદાયિક તત્વ પર નિર્માયેલા હોવાથી એમની ઉજવણી સાંપ્રદાયિક કે કોમી હોવાથી એનું મહત્વ સ્થાનિક કે કોમ પુરતું છે. પણ ઋતુ પર આધાર રાખતા તહેવારોનો પ્રદેશ વધારે વિસ્તૃત છે. અલબત્ત એમાં પણ કોમી કે સાંપ્રદાયિક સ્વરૂપ આવે છે ખરૂં, પણ તે છતાં ઋતુ મહિમા એટલો પ્રબળ છે કે અમુક ઋતુ પરિવર્તન પર જુદા જુદા સંપ્રદાયો જુદા જુદા તહેવારો લગભગ જોડે જોડેજ ગોઠવે છે. ખ્રિસ્તીઓનો ઈસ્ટરનો તહેવાર, પારસીઓનો જમશેદી નોરોઝ અને હિન્દુઓનો ચૈત્રી પડવો—ધાર્મિક દૃષ્ટિએ બેસતું વર્ષ—એ વસંત પ્રારંભના પર્વો લગભગ પાસે પાસે આવે છે. એજ પ્રમાણે અક્ષયતૃતિયા અને મે ડે (*May day*) પાસે પાસે આવે છે, અને ઉનાળાના આગમનને વધાવે છે.

**પ્રકૃતિનું પુનરૂત્થાન :**—અને આ વસ્તુજ આપણને ક્રીસ્ટમસના તહેવારમાં પણ દેખાય છે. ડીસેમ્બરની ૨૨-૨૩ થી સૂર્ય ઉત્તર તરફ સરકવા માંડે છે. ઉત્તર ગોળાર્ધમાં તે દિવસ પછી રાત્રિ કરતાં દિવસ લાંબો થવા માંડે છે. પૃથ્વીપર પ્રસરેલાં શીત ઓસરવાની શરૂઆત થવાની છે. ઠંડીથી ઠરી ગયેલી વનસ્પતિના જીવનક્રિયામાં પુનર્જીવનના સંચારનો પ્રારંભ થવાનો છે જેમ શિયાળો વધારે કડક હોય તેમ આ ઋતુપરિવર્તન વધારે અગત્યનું છે. એ દિવસથી પૃથ્વી ફરીથી નવ પલ્લવિત થવાની આગાહી થાય છે. વસંતનું આગમન ભલે મોડું થાય, પણ એનાં આવાગમનની રંગોળીએ પુરવાનો સમય પાકે છે. આમ આ સમય એ અંકે જોતાં પ્રકૃતિના પુનરૂત્થાનના છે. એ આરંભ આવકારવા હિંદુએ એ ઉત્તરાયણનો ઉત્સવ યોજ્યો છે. અને ખ્રીસ્તીએ એ નાતાલનો. અલબત, હિંદુઓએ સૂર્યની અયનગતિ ગણત્રીમાં ન લીધી, નક્ષત્ર પર આધાર રાખ્યો એટલે અત્યારે ઉત્તરાયણ જાન્યુઆરીમાં ઉજવાય છે. પણ ઉત્તરાયણ—સૂર્યનું ઉત્તર તરફનું અયન તો ડીસેમ્બરની ૨૨-૨૩ મીએજ થાય છે. ખ્રીસ્તીઓ તા. ૨૪મીએ નાતાલની આગલી સાંજ ગણી તા. ૨૫ મીથી નાતાલની શરૂઆત ગણે અને પુરો એક મમાહ ઉત્સવ પાળે છે.

✦

**પર્વ અને મહાપર્વ :**—આપણે જોયું કે ઋતુ પરિવર્તનથી ઉપજતા સામાજિક કારણો અને ઐતિહાસિક સંસ્મરણો-એ બે કારણોથી ઘણા ખરા તહેવારો ઉપજ્યા છે. સાથે જ્યોતિષ કે આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી ઉત્પન્ન થયેલા તહેવારો-મોટે ભાગે વ્રતો પણ મળી આવે છે. હવે જ્યારે આ ત્રણ મુખ્ય કારણોમાંથી બે કે ત્રણ કારણો પર્વના પ્રસંગે ભેગા મળે છે ત્યારે એ પર્વ મહાપર્વ-મહોત્સવ બને છે. ઉત્તરાયણ એ હિન્દુદૃષ્ટિએ ઋતુ પરિવર્તનનો ઉત્સવ છે અને તેથી તે એક પર્વજ છે, પણ ખ્રીસ્તીઓએ તે ઋતુ પરિવર્તન સાથે ઐતિહાસિક અને ધાર્મિક તત્વ સાંકળી એને મહાપર્વ બનાવ્યું છે.

**ઐતિહાસિક તત્વ :**—આ ઐતિહાસિક તત્વ તે સંસ્થાપક પયગંબર ઈશુખ્રિસ્ત ઈસામસીહ—નો જન્મ દિવસ. Chasting charity and love—આ

સહૃદયતા અને પ્રેમના એ સંસ્થાપકનો જન્મ તા. ૨૫ મી ડીસેમ્બરે થયો હતો એમ મનાય છે. નામે પુરતીજ ધાર્મિકતાવાળા દેશોને અમલી ધર્મ આપનાર એ પુરુષવરના સંપ્રદાયનો પ્રચાર તો તેમના જન્મ પછી ઘણો મોડો થયો હતો. એમનો જન્મ ઘણી ગરીબ અવસ્થામાં થયો હતો. એમનાં બાલ્યકાળનો ઇતિહાસ અજ્ઞાત છે, અને એમનું બલિદાન લેવાયું ત્યારે એમના અનુયાયીઓની સંખ્યા અલ્પ હતી, અને તે પછી પણ દશકાઓ સુધી એ અનુયાયીઓ નીચલા વર્ગમાંથી આવતા. એ જોતાં એમનાં જન્મની તારીખ વિષે શંકા ઉઠાવવી હોય તો ઉઠાવી શકાય. છતાં ભૂમધ્ય સમુદ્રની આસપાસની વિલાસમસ્ત અનીતિમગ્ન પ્રજાના પ્રાણનાં પુનરુત્થાનનો સંદેશો સુણાવનાર આ મહાભાગ વિભૂતિના જન્મદિવસ પ્રકૃતિના પુનરુત્થાનનાં પર્વ સાથે સાંકળવામાં ખૂબજ સુરુચિ અને બુદ્ધિમત્તા વપરાયેલી છે. હિમ ઝરતા શિયાળાથી હતાશ થયેલી પૃથ્વીને ઉત્તર તરફ ફરતો સૂર્ય જેમ નવોત્થાનનું આશ્વાસન આપે છે, તેમ ગુલામી, જોરતલબી, સ્વચ્છંદ, વિલાસ અને નિરાશાના ભોગ થઈ પડેલી માનવજાતને ખ્રિસ્તે જે પ્રેમ, ધર્મ, આસ્તિકતા અને પુનરુત્થાનનું આશ્વાસન આપ્યું છે એ જોતા એમના જન્મ સાથે ઉત્તરાયણ સંકળાય અને એનું મહાપર્વ રચાય એ સુંદર સુમેળ છે. જગતને આવરતા અંધકારને સૂર્યોદયની આગાહી આપતી ઉષાના જેટલો આહ્લાદ આધ્યાત્મિક અંધકારમાં સબડતી પાશ્ચાત્ય પ્રજાને મળેલા ખ્રિસ્તી ધર્મના આશ્વાસનના સંદેશાથી થાય એમાં નવાઈ જેવું નથી. આમ બે વસ્તુઓ સાથે ગુંથવામાં ઔચિત્ય છેજ.

**ત્રિપથગા ગંગા:**—અને તેમાં પ્રજાએ ત્રીજું પર્વ મેળવ્યું છે—નવવર્ષના આરંભનું. પ્રત્યેક પ્રજામાં નવું વર્ષ એ મહોત્સવ મનાય છે, કારણ કે નવું વર્ષ એટલે નવી આશા. પોતાના સામાજિક પરિબળો પર જુદી જુદી પ્રજાઓએ વર્ષારંભનો સમય મુકરર કર્યો હોય છે. ખ્રિસ્તના જન્મ સમયે યુરોપમાં રોમનું વર્ચસ્વ હતું. રોમન લોકો માર્ચ ૨૫ ની આસપાસ-મેષ-સંક્રાન્તિ-વસંત સંપાતથી બેસતું વર્ષ ગણતા.—આપણે ત્યાં ચૈત્ર પડવાથી ગણાતું તેમ. પણ જેમ મહાગુજરાતની વાણિજ્ય પ્રધાન પ્રજાએ દીપોત્સવીએ વર્ષારંભ ગણ્યો છે તેમ ખ્રિસ્તી પ્રજાએ પ્રકૃતિના નવસર્જનરૂપ વસંતને એટલું પ્રાધાન્ય આપી પુનરુત્થાનની આશા આપતા ઉત્તરાયણે વર્ષારંભ રાખ્યો. અને ભગવાન ઈશુના જન્મ સાથે એ પર્વ સાંકળી લઈ નાતાલનું મહાપર્વ ઉપજાવ્યું.

**નાતાલનો સંદેશ:**—એ પર્વત્રિવેણીથી બનેલા આ મહાપર્વનો સંદેશ ખૂબ સૂચક છે, અને એ દરકોઈ ધર્મ કે સંપ્રદાયની વ્યક્તિ માટે સ્વીકાર્ય છે. દરેક પ્રજાનાં બેસતા વર્ષની ઉજવણી કરતી વખતે આગળની લેણદેણ સરખી કરવી, ગયા વર્ષ દરમ્યાન થયેલી ભૂલોની માફી માગી લેવી, રાગદ્વેષ વગેરે ત્યજી દઈ સર્વ જોડે મિત્રતાથી વર્તવું એ ભાવનાઓ મોજુદ હોય છે. ઉત્તરાયણ એટલે પુનર્જીવનની પ્રતિતિ—એમાંયે આખા જીવનક્રમને નવેસરથી ઘડવાનો સંકેત સમાયેલો છે અને ઇશુખ્રિસ્તની જયંતી એટલે એમના સિદ્ધાંતો પ્રેમ, સુજનતા, ભ્રાતૃભાવની આરાધના. આમ નાતાલના મહાપર્વને ટાણે ખ્રિસ્તીઓએ કરવાના આ સંકલ્પો માનવમાત્રે કરવા જોઈએ. Love thy neighbour as thyself. વગેરે મહાસૂત્રોને યથાશક્તિ અપનાવવા જોઈએ.

**એકજ આશ્વાસન:**—અને બબ્બે મહાયુદ્ધની ખાનાખરાબી ભોગવીને હવે એ ત્રીજા વિશ્વયુદ્ધરૂપી મરણ-મુખમાં ધકેલાતી માનવ પ્રજા માટે તો એકજ આશ્વાસનનો સંદેશ છે. અત્યારે માનવકુળ પર ઘોર નિરાશાનાં ઘન ફેલાયાં છે. ઠંડા પ્રદેશોના શિયાળા જેવા અંધારાં ઉતર્યાં છે. ને પ્રદેશની બળી ગયેલી વનસ્પતિ જેવી સામાજિક અને આર્થિક અવદશા ઉભી થઈ છે. માનવતાનો સૂર્ય યમની દિશા-દક્ષિણ દિશામાં સરી ગયો છે. ઇશુના ૧૯૪૯માં વર્ષે એ સૂર્ય યમની દિશા છોડી પાછો ફરે, એ જીવ દેવાવાની ફરી ઘટના માટે, એ અંધારાં ઓસરવા માટે, અને ફરી સુકાયેલી આશાની વેલો ફરી પાંગરવા માટે એવા સંકલ્પ આપણે-ખ્રિસ્તી અને બીનખ્રિસ્તી કરીએ એમાંજ માનવલોકની છેલ્લી આશા રહેલી છે. એ સંકલ્પો થાય અને અમલી બને એજ આશા અને અભ્યર્થના અત્યારે ફરી લઈએ.




## બુરાને પ્રેમથી જીતો —

ગૌતમ એક રાજકુમાર હતો. એની પાસે પૈસા હતા અને દરેક જાતની સુખસગવડ પણ હતી. લોકો પણ એને ખૂબ ચાહતાં. છતાં ગૌતમ સુખી નહોતો. જ્યારે તે એક કે બીજા સ્વરૂપમાં ક્રૂરતાને પોતાની આસપાસ જોતો ત્યારે એક પ્રકારની દુ:ખદ લાગણી એના મન ઉપર છવાઇ જતી. લોકો એ ક્રૂરતા અને ધિક્કારને કઇ રીતે છોડી દે? એના મનમાં એકદમ વિચારનો ઉભરો આવ્યો અને એ રાજપાટ છોડીને જંગલમાં કોઇ શાન્ત સ્થળે વિચાર કરવા નીકળી પડયો.

જંગલમાં જઇને એણે ઉપાસના શરૂ કરી. ત્યારે એને જ્ઞાન થયું. "ધિક્કારને તો માત્ર પ્રેમથીજ જીતી શકાય." એટલે એ પ્રેમનો સંદેશો પાઠવવા લાગ્યો. લોકો દૂર દૂરથી એની પાસે આવવા લાગ્યા અને એને સાંભળવા લાગ્યા. એને લોકો 'ગૌતમ-બુદ્ધ' કહેવા લાગ્યા. જે કોઇ લોક એને સાંભળતાં તેના મનમાં ખૂબ શાન્તિ થતી.

એક વાર એક માણસ આવ્યો. બુદ્ધને લોકો ચાહે એ તેને ગમતું નહોતું. એણે સાંભળેલું કે બુદ્ધ નરસાંનો બદલો પણ સારામાં વાળતા. એટલે એને અદેખાઇ આવતી. તે આવ્યો અને બુદ્ધને ગાળો દેવા લાગ્યો.

પણ ગૌતમ બુદ્ધ તો શાન્ત રહ્યા. જ્યારે એની ગાળો પુરી થઇ ત્યારે બુદ્ધે એને પૂછયું:

"વ્હાલા ભાઇ, કોઇ માણસ પોતાને મળતી ભેટનો અસ્વીકાર કરે તો એ ભેટ કોની કહેવાય?

પેલા માણસે કહ્યું: "તો પછી એ ભેટ તો આપનારનીજ ગણાય ને!"

ત્યારે બુદ્ધે કહ્યું: "વ્હાલા ભાઇ, તમે મારી ઉપર ખૂબ વરસ્યા. પણ હું એ ગાળો સ્વીકારતો નથી. એ તમેજ તમારી પાસે રાખો એવી વિનંતી કરું છું. અને તમે એ ગાળો પાછી કઇ રીતે લઇ શકશો? તમારે માથે એ શું ભારરૂપ નહિ થાય? તમને એ દુ:ખી નહિ કરે? પણ ખરાબ કરનાર ઉપર તો દુ:ખ એની મેળેજ આવી પડે છે."

"જે દુષ્ટ માણસ કોઇ સારા અને ગુણિયલ માણસને ઠપકો આપે છે તે સ્વર્ગ તરફ થુંકનાર માણસ જેવોજ છે. થુંક કંઇ સ્વર્ગને બગાડતું નથી પણ પાછું આવે છે અને થુંકનારના મોઢા ઉપરજ પડે છે. ગુણવાન માણસને કશુંજ નુકશાન થતું નથી."

બુદ્ધે આ પ્રમાણે કહ્યું અને એથી પેલા ગાળદેનાર માણસને ખૂબ પસ્તાવો થયો. એને ખૂબજ શરમ આવી અને બુદ્ધની એણે માફી માગી.

ચાલો, ત્યારે આપણે બુદ્ધના સંદેશને હરહંમેશ નજર સામે જીવન્ત રાખીએ.

"જો કોઇ માણસ મારૂં ખરાબ કરશે તો એને હું મારા નિર્બન્ધ પ્રેમનું રક્ષણ આપીશ. એ જો મારૂં વધારે ખરાબ કરશે તો હું એનું તેટલુંજ વધારે સારૂં કરીશ. ભલાઇની સુગન્ધ હંમેશાં મારી તરફ આવશે અને બુરાઇની દુર્ગન્ધ એની તરફ વહેશે."

* * *

## જ્યાં ભીસ્તી પણ રાજા બને છે —

ચારસો વર્ષ પહેલાં મોગલ બાદશાહ હુમાયુ અને એના હરીફ શેરખાં વચ્ચે ગંગાને કિનારે એકવાર લડાઇ થઇ રહી હતી. ગંગામાં ભરતી ઉભરાતી હતી અને સવારથીજ લડાઇ ખૂનખાર જામી ગઇ હતી. શેરખાં મજબૂત હતો અને હુમાયુ પણ બહાદુર હતો અને તેથીજ લડાઇ જામી હતી.

શેરખાં હુમાયુ જેવોજ બહાદુર સૈનિક હતો. તેણે જાણ્યું કે હુમાયુનું લશ્કર બે પુરબહારમાં વહેતી નદીઓ વચ્ચે સપડાઈ ગયું છે અને પોતાનું લશ્કર તો આગેકૂચ કરી રહ્યું છે એટલે જીતવાની તો એને આશા છેજ. પણ હુમાયુ હિંમત હારી જાય તેવો સૈનિક નહોતો. ઘોર રણાંગણમાં એણે પોતાના હાથીને ઝુકાવ્યો અને લડતા સિપાહીઓમાં ઉત્સાહ રેડવા માંડયો. પણ સંજોગો બધા એની વિરુદ્ધ હતા એટલે એના સૈનિકો અહીંતહીં ભાગવા માંડયા.

તરતજ હુમાયુને હાથમાં એક બાણ વાગ્યું. બીજું એના હાથીને વાગ્યું. ઘવાયેલો હાથી ડરી ગયો અને રણ મેદાનમાંથી નાસવા લાગ્યો. હુમાયુએ જાણ્યું કે પોતે હાર્યો છે. હવે તો દુશ્મનો તેને મારી ન નાખે એટલા માટે એણે સલામત સ્થળે નાસી જવાનુંજ રહ્યું. પરંતુ એમાં તો પુરબહારમાં ઉભરાએલી ગંગા નદી એણે તરવાની રહી. જો હાથી એને ગંગાની પેલે પાર લઇ જાય તોજ એ સલામત રહી શકે.

ત્યાં તો હાથીને બીજું બાણ વાગ્યું અને એ અવસાન પામ્યો. હુમાયુએ પોતાની પાસે એક ઘોડો જોયો અને તેની ઉપર એ ચઢી બેઠો. પછી એ નદીમાં પડયો અને ઘોડો અને હુમાયુ બન્ને તરતા તરતા આગળ જવા લાગ્યા. પાણીનું જોર ખૂબ હતું છતાં બન્નેએ તેનો સામનો કર્યો. પણ પ્રવાહનું જોર તો એટલું બધું સખ્ત નીકળ્યું કે હુમાયુ ઘોડા ઉપર પકડ રાખી શકયો નહિ. ઘોડો પણ એના હાથમાંથી છૂટી ગયો. એટલે હુમાયુ એકલો તરવા લાગ્યો. કાંઠો હજી ખૂબ દૂર હતો અને હુમાયુ પણ ખૂબ થાકી ગયો હતો. નસીબ એની તરફ બહુ દૂર થઇ ગયું હતું. હતાશ થઇને એણે જોયું કે પોતે ડૂબતો હતો.

હુમાયુએ જાણ્યું કે પોતાનો અંત આવી રહ્યો છે એટલે એણે પોતાની અંતિમ પ્રાર્થના શરૂ કરી. પણ અહો! બે મજબૂત હાથોએ એને ઝડપી ને ખેંચી લીધો. એક પાણી ખેંચનારાએ પોતાના શહેનશાહને આ સ્થિતિમાં જોએલ. એણે પોતાની ચામડાની થેલી હવાથી ભરી અને ડુબતા માણસની વહારે ધાયો.

એ રીતે બને સહિસલામત રીતે સામે કાંઠે પહોંચી ગયા, જો કે ખૂબ થાકી ગયા હતા. છતાં ગમે તેમ તોયે હુમાયુ બચી ગયો હતો. તેણે પેલા ભીસ્તીની પ્રશંસા કરતાં કહ્યું: તમે મને બચાવ્યો છે અને એની સાથેજ આખા રાજ્યને પણ બચાવેલ છે. મારાથી જો બનશે તો એક દિવસ એ રાજ્યના તમે પણ માલિક બનશો."

અને એણે પોતાનું વચન પાળ્યું. હુમાયુ જ્યારે દિલ્હી પાછો ગયો ત્યારે એણે પેલા પાણી ખેંચનારને બોલાવ્યો અને ત્રણ કલાક સુધી એણે રાજપાટ સોંપી દીધાં. ભીસ્તી રૂપાના સિંહાસન ઉપર બેઠો અને થોડા વખત માટે તો રાજાની પેઠેજ હુકમો છોડવા લાગ્યો.

કૃતજ્ઞતા એ એક ઉમદા ગુણ છે. હુમાયુ પોતાની પ્રજાના એક નાનામાં નાના માણસ તરફ પણ કૃતજ્ઞ રહેતો.

* * *

## આપણો રાષ્ટ્રધ્વજ —

દરેક દેશને પોતાનો ધ્વજ હોય છે. આપણને પણ આપણો ધ્વજ છે. એ આપણો રાષ્ટ્રધ્વજ છે. જ્યાં જ્યાં એ ફરકાવાય છે ત્યાં ત્યાં આપણે ગર્વભેર કહી શકીએ તેમ છીએ કે આ અમારો ધ્વજ છે.



જુઓ, આ તમારો રાષ્ટ્રધ્વજ છે એને તમારે માન આપવું જોઇએ.

ધ્વજ કપડાંનો બનેલો હોય છે. તેને ચાર ખુણા હોય છે અને એની લંબાઇ પહોળાઇ કરતાં દોઢગણી હોય છે. આપણા ધ્વજમાં ત્રણ રંગો છે. સૌથી નીચે લીલો પટ્ટો, સૌથી ઉપર કેસરી પટ્ટો અને વચમાં ધોળો પટ્ટો. વચમાંના આ ધોળા પટ્ટા ઉપર અને

આખા ધ્વજની બરાબર મધ્યમાં ચોવીસ આરાનું એક વાદળી રંગનું ચક્ર છે. એટલે કે આપણો ધ્વજ ફ્રાન્સની પેઠે ત્રિરંગી છે.

પણ ત્યારે આ ત્રણ રંગો શા માટે અને વચમાં ચક્ર પણ શા માટે? રંગો અને ચક્ર બન્ને કંઇક અર્થ સૂચવે છે.

લીલો રંગ સમૃદ્ધિનો સૂચક છે. જે ભૂમિ ઉપર આપણે રહીએ છીએ તે લીલીછમ અને રસાળ બને, અને જુદી જુદી ઋતુમાં સારા પાક એમાં થાય એવું એમાં સૂચન છે. સારા પ્રમાણમાં જો પાક નીપજે તો આપણી સમૃદ્ધિ વધે એટલે લીલો રંગ આપણી રાષ્ટ્રીય સમૃદ્ધિ સૂચવે છે.

ધોળો રંગ સાત રંગોનો બનેલો છે. જો સાતેય રંગોને પ્રમાણસર મેળવવામાં આવે તો તેમાંથી ધોળો રંગ બને છે. એટલે ધ્વજમાંના ધોળા રંગનો અર્થ એ કે આપણી ભુમિ ઉપર જે કંઇ નીપજે તેનો જરા પણ દુર્વ્યય કર્યા વગર આપણે સંગ્રહ કરવો જોઇએ અને એને સાચવવો જોઇએ.

કેસરિયો—ભગવો—રંગ સંન્યાસીઓના કપડાંનો રંગ છે. એનો અર્થજ ત્યાગ. આપણે જે કંઈ પેદા કર્યું હોય અને જે કંઇ સંઘર્યું હોય તેનો આપણા અને બીજાના લાભાર્થે બરાબર ઉપયોગ કરવો જોઇએ—એ છે કેસરિયા રંગનો અર્થ.

એટલે કે આપણે આપણી ભૂમિ ઉપર જેમ બને તેમ વધારે ઉગાડવું જોઈએ; જે કંઇ ઉગે તેનો કાળજીપૂર્વક સંગ્રહ કરવો જોઇએ અને જે કંઈ આપણે એકઠું કર્યું હોય તેનો ખબ સંભાળપૂર્વક ઉપયોગ કરવો જોઇએ. આપણો ધ્વજ આપણને આમ કહે છે.

ચક્ર હમેશાં ગોળ ફરે છે. એ ક્યાંથી શરૂ થાય છે અને ક્યાં પૂરૂં થાય છે તે આપણે જાણતા નથી. એ જ્યાં પૂરૂં થાય છે ત્યાંથીજ શરૂ થાય છે અને જ્યાંથી શરૂ થાય છે ત્યાંજ પૂરૂ થાય છે. જગતનું પણ એ પ્રમાણેજ છે. એટલે ચક્ર આપણને બહુજ મહત્ત્વનો સંદેશ આપે છે. ચક્ર કહે છે કે જે તમે પેદા કરો તેનો સારામાં સારો ઉપયોગ કરો અને જે કંઇ તમે વાપરો તેનાથી વધારે ને વધારે પેદા કરવા પ્રયાસ કરો. અને હમેશાં ઉપયોગી વસ્તુજ પેદા કરો કે જેથી એને આપણે સારા કામમાં વાપરી શકીએ.

આ છે આપણા રાષ્ટ્રધ્વજનો અર્થ.

આ ધ્વજ આપણો હોઇ એને આપણા દેશ જેટલોજ આપણે પવિત્ર માનવો જોઇએ. આપણે જેમ પરમેશ્વરને તથા આપણા દેશને માન આપીએ છીએ તે રીતે આ ધ્વજને પણ માન આપવું જોઇએ.

ધ્વજ પવનથી ફાટી ન જાય તેવા મજબૂત કપડાંનો બનાવવો જોઇએ. એના રંગો વરસાદમાં ધોવાઇ ન જાય કે તડકામાં ઉડી ન જાય તેવા ઘટ્ટ અને પાકા હોવા જોઇએ. ગમે તે પ્રસંગે અને ગમે તે રીતે એનો ઉપયોગ ન થવો જોઇએ. ધ્વજને માટે સાચી જગ્યા તો એની દાંડી છે. ધ્વજને માત્ર સારા પ્રસંગેજ ફરકાવી શકાય. એને સૂર્યોદય પહેલાં ફરકાવવો જોઇએ અને સૂર્યાસ્ત પહેલાં લઇ લેવો જોઇએ. એને પુરી દાંડીએ ફરકાવવો જોઇએ.

પરંતુ ધ્વજને વધારે સારી રીતે માન આપવાનો રસ્તો તો એનો સંદેશ શો છે તે સમજવામાં અને એ સંદેશને આપણા દરરોજના જીવનમાં ઉતારવામાં રહેલો છે

---

# અમે હવે પીઠામાં નહિ પણ પેલા કલ્યાણ-કેન્દ્રમાં જઈશું.

જનહિતના પ્રત્યેક કાર્યમાં સરકારને ખુલ્લા દિલનો સહકાર આપો.



"જનતાનું સર્વાંગી શ્રેય સાધવા અમે બંધાયેલા છીએ"........

બારામતીના કલ્યાણ-કેન્દ્ર ઉપર પાંચ હજારની જંગી મેદનીને દારૂબંધીમાં સહકાર આપવાનું ઉદ્બોધન કરતા માનનીય પ્રધાન શ્રી. એસ. એમ. પાટીલ.

ગ્રા.પ્ર.

પશ્ચિમ ખાનદેશમાં આમલદે એક સારું અને સ્થિતિ-સંપન્ન ગામ છે. ડિસેમ્બરમાં ત્યાં ભરાતા વાર્ષિક મેળામાં માત્ર રમત ગમત જ નહિ પણ દારૂની પણ સારી એવી મિજલસ આજ દિન સુધી ઉડતી. સ્થાનિક પીઠાંના માલિકને એ પ્રસંગે પૈસાની સારી એવી પ્રાપ્તિ થતી. પણ આ વખતે એમ ન બન્યું! જિલ્લાના દારૂબંધી અધિકારી શ્રી. એચ. આર. પાટીલ આ વખતે તેની આગળ થઈ ગયા. મેળાના દિવસે એક મલ્લકુસ્તીની હરીફાઈ યોજવામાં આવી હતી અને એના ખર્ચ પેટે લોકોએ રૂપિયા ૫૦ ઉઘરાવ્યા હતા પણ ખગ. રમત જોવા માટે ઘણું મોટું ટોળું એકઠું થયું હતું અને લગભગ સો જેટલા દાવ રમાયા હતા. ત્યાર પછીના ચાર કલાક દરમિયાન પથરાયેલા ભજનો, લાવણીઓ, લોકગીતો અને પવાડા જોવા માટે પણ પ્રેક્ષકો રોકાએલ હતા. પીઠાંનો માલિક પોતાનાં રોજના ટોળાંબંધ ગ્રાહકોના આવવાની રાહ જોઈ જોઈને થાક્યો પણ કંઈ જ વળ્યું નહિ. લોકોએ પીઠાંને બદલે ભજનોને પસંદ કરેલ.

## જ્ઞાનની જ્યોત ઝગઝગતી રાખો.

ગયે મહિને રાજકમલ ટોકીઝમાં યોજાયેલ વક્તૃત્વ-કળા-હરીફાઈમાં વિજેતા વિદ્યાર્થીઓને ઈનામ વહેંચતાં પૂર્વ ખાનદેશના જિલ્લા-અધિકારી શ્રી. સોનકેએ કહ્યું: "દારૂબંધીની સફળતાનો બધો આધાર તમારી ઉપર છે; તમેજ આવતી કાલના હિન્દના ભાવિ નાગરિકો છો: તમે અત્યારે જે નૈતિક અને શારીરિક બળ કેળવશો તેના ઉપરજ હિન્દનું ભાવિ અવલંબે છે." લગભગ હજારેક જેટલા વિદ્યાર્થીઓ હાજર હતા અને તેમાંથી લગભગ સો જેટલા વિદ્યાર્થીઓએ "દારૂબંધી શા માટે" એ વિષય ઉપર પ્રવચનો કરેલાં. એ સહુની સમક્ષ બોલતાં જિલ્લા અધિકારીએ કહ્યું: "તમારે વિદ્યાર્થીઓ તરીકે તમારાં માબાપો

પ્રત્યે વિશેષતઃ અને જનતા પ્રત્યે સામાન્યતઃ એવી નિશ્ચિત ફરજ બજાવવાની રહે છે. સત્ય અને જ્ઞાનની જ્યોતને હંમેશા ઝળહળતી રાખો ,અને એને દરેક નાની મોટી વસ્તુઓ પાસે પહોંચવા દો. તમારા માબાપ . અને જનતા પ્રત્યેના તમારા પ્રેમને બલે તમે નિકટની કૌટુમ્બિક લાગણી અને ભ્રાતૃત્વ ખીલવો અને દારૂની બદી જેવાં અનિષ્ટોને દૂર કરવા કટિબદ્ધ થાઓ."

× × × ×



બારામતીના કલ્યાણકેન્દ્ર તરફ જતા માનનીય પ્રધાન શ્રી. એલ. એમ. પાટીલ.
જિલ્લા-દારૂબંધી સમિતિ (પુના) ના ઉપપ્રમુખ શ્રી. બી. પી ગાયકવાડ
અને ધારાસભ્ય શ્રી રામભાઉ ગિરમે

## મદ્યનિષેધમાં ઘણો લાભ છે.

પૂનામાં બારામતી ખાતે મજૂર-કલ્યાણ કેન્દ્રના ઉદ્‌ઘાટન વખતે પ્રવચન કરતાં આબકારી અને પુનર્રચના ખાતાના પ્રધાન માનનીય શ્રી. એલ. એમ. પાટીલે જણાવેલું કે દારૂબંધીના ફળ રૂપે લોકો જો એમની તંદુરસ્તી માટે અત્યંત ભયજનક એવી દારૂની આદતથી મુક્ત થતા હોય અને શક્તિ અને સમૃદ્ધિ મેળવી શકતા હોય તો સરકારને જતી કરવી પડતી નવ કરોડ રૂપિયાની આવક એ કંઇ બહુ મોટી કિંમત નથી. લગભગ આઠ હજાર જેટલા ખેડૂતો તે પ્રસંગે હાજર રહ્યા હતા અને તેમણે માનનીય પ્રધાનનું ભાવભીનું સ્વાગત કરેલું. આવાં કલ્યાણ કેન્દ્રોની જરૂરિયાત ઉપર ભાર મૂકતાં શ્રી. પાટીલે કહેલું કે કારખાનાંના અને ખેતરના મજૂરોને મનોરંજન અને આરામ ખૂબજ જરૂરના છે અને કલ્યાણકેન્દ્રો એ જરૂરતને પહોંચી વળવામાં સફળ થશેજ.

## કોંગ્રેસ-સરકારનું ધ્યેય.

ઇન્દાપુરમાં એક જાહેર સભાને સંબોધતાં માનનીય પ્રધાને કહેલું: "કિસાનો અને ખેડૂતોનું કલ્યાણ એ કોંગ્રેસ સરકારનું પ્રધાન લક્ષ્ય છે અને પ્રાંતના કિસાનો અને ખેડૂતો સર્વપ્રકારે સુખી અને સમૃદ્ધ બને એવા શુભ ઉદ્દેશથીજ દારૂબંધીનો કાર્યક્રમ પ્રાંતભરમાં અમલમાં મૂકાયો છે.'

કેટલાક સ્થાનિક નેતાઓ અને આમજનોના પ્રતિનિધિઓએ દારૂબંધીના કાર્યક્રમને તેઓનો અબાધિત ટેકો મળશેજ તેવી માનનીય પ્રધાનને ખાતરી આપેલી.

## દૂધની અપ્રતીમ શક્તિ.

નાસિક જિલ્લાના અસેંવાડીના લોકો કહે છે કે દૂધ એ જગતનો સર્વોત્તમ ખોરાક છે. તેઓ માત્ર કહેતાજ નથી પણ ખાતરીપૂર્વક માને છે. તેઓએ ગ્રામપંચાયતની મદદ વડે એક કલ્યાણ કેન્દ્ર શરૂ કરેલ છે અને દરરોજ સાંજે હુ... તુ... તુ..., ખો... ખો... વગેરે રમતો રમ્યા પછી પ્રત્યેક રમનાર અરધો શેર દૂધ પીએ છે. દૂધથી એમને ઘણોજ ફાયદો થયો છે અને કેટલાયે ગામડિયાઓ એના વડે કેન્દ્ર તરફ આકર્ષાયા છે. અને ગામડાંમાં તો દૂધ સસ્તું પણ ગણાય. આ કારણે કેન્દ્રના સભ્યોની સંખ્યામાં વધારો થતો જાય છે.

## દારૂડિયાના હૃદયપલટા.

"અમારા ગામના લોકો તો ઘણાજ સાદા અને સરળ છે. અને પ્રત્યેક સારા કામમાં ખરા હૃદયનો સહકાર આપે છે."—એવો જવાબ દેવળાલીના દારૂબંધી-અધિકારીને મળેલો. કેટલાયે દારૂ પીવાની ટેવ છોડી દીધેલી અને દારૂબંધીના કાર્યક્રમમાં સહકાર આપવાનું વચન આપેલું. જો કે કેટલાક ગણ્યાગાંઠ્યાં અનાડીઓ ગ્રામજનોના આ જાતના વલણમાં ભળી શક્યા નહોતા. પોતાના ગાંડપણ ભર્યા ઉશ્કેરાટમાં દારૂબંધી-અધિકારી ઉપર તેમણે હુમલો પણ કરેલો પરંતુ તેઓ પણ પ્રસંગોના જુવાળ સામે લાંબો વખત ટકી શક્યા નહિ. ગામડાના ખુબજ નામચીન દારૂડીયાઓએ પણ ક્રમશઃ દારૂ છોડવા માંડ્યો છે. આ લોકોએ જાણ્યું છે કે તેઓનું હલકું કામ તેઓને હેરાન કરશે અને આખું ગામ તો વિરૂદ્ધ હતુંજ એટલે તેઓને ક્યાંય શાન્તિ મળી નહિ. તેથી તેઓ દારૂબંધી અમલદાર પાસે વીલેમોઢે ગયા, પોતાનો ગુનો કબૂલ કર્યો અને માફી માગી. દારૂબંધી-અમલદાર કંઇ અમસ્તા માફી આપે તેમ નહોતા. માત્ર તેઓ જો ફરી કોઈવાર દારૂ ન પીવાનું વચન આપે તોજ તેઓને માફી મળે તેમ હતી. તેઓએ પોલીસ-પટેલની સાક્ષીમાં એ પ્રમાણે કર્યું.

*　　*　　*　　*



નશાબંધી-રક્ષક-દળના જનરલ ઓફિસર કમાન્ડિંગ શ્રી. એસ. વી. ડોંગરે અને બીજા અમલદારો

## નશાબંધી-રક્ષક-દળની પ્રવૃત્તિ.

ગામડાંઓમાંથી નશાબંધી-રક્ષક મંડળમાં અને ચોકીયાત-દળમાં સારા પ્રમાણમાં લોકો દાખલ થઈ રહ્યા છે. નાસિક જિલ્લામાં જનરલ ઓફીસર કમાન્ડિંગ શ્રી. એસ. વી. ડોંગરેની સફર સફળ બની છે. સ્થાનિક નેતાઓએ અને નિશાબંધી-રક્ષક-દળના મુખ્ય સેનાપતિએ જુદાં જુદાં ગામડાંઓમાં જઈ વ્યાખ્યાનો કર્યાં છે. દરેક જિલ્લાના રક્ષકદળના સૈનીકોની સંખ્યા જોતાં એ સંસ્થાનો ઝડપી વિકાસ થતો હોય તેમ લાગે છે. જે લોકો આ રક્ષકદળમાં જોડાયા છે તેઓ ગેરકાયદેસર દારૂ ગાળનારની અ

આથીજ ગ્રામપંચાયતો ગ્રામજનોમાં આટલું બધું દૃષ્ટિ-પરિવર્તન આણી શકેલ છે.

## પ્રજાનો સર્વાંગી સહકાર.

આખાયે પ્રાંતમાંથી અવારનવાર જે જુદા જુદા સમાચારો આવી રહ્યા છે તે એટલું તો અવશ્ય દર્શાવે છે કે દારૂબંધીને બધીજ જાતના લોકોનો સંપૂર્ણ સહકાર છે. પુનામાં જિલ્લા હુ... વુ... વુ... ફેડરેશન, વાય. એમ. સી. જીમખાના, વર્જદેહી તાલીમ કેન્દ્ર અને જનસેવા મંડળ-એ બધાંએ દારૂબંધી અધિકારીને સહકાર આપવા વચન આપ્યું છે. જિલ્લાના મજૂરોને પ્રાસંગિક મનોરંજન પણ તેઓ પૂરાં પાડશે.

## બાળકો પણ મદદ કરશે.

ધારવાર જિલ્લાના નાવલગંદમાં કેટલાક ગામોના શિક્ષકો કો-ઓપરેટિવ ક્રેડિટ સોસાયટીના કામકાજ અંગે મળ્યા હતા. એમની વિચારણાના વિષયોમાં દારૂબંધીના પ્રચારને પણ મહત્વનું સ્થાન અપાયું હતું. ગામડાંઓમાં શાળાનાં બાળકો દારૂનાં અનિષ્ટો વિષે નાના નાના નાટ્ય-સમારંભો રચી દારૂબંધી અંગેના પ્રચારમાં કઈ રીતે મદદગાર થઈ શકે તે અંગેની સલાહ તેઓએ દારૂબંધી-અધિકારી પાસેથી માગેલી.

કોલાબા જિલ્લાના અલીબાગના વિદ્યાર્થીઓએ પોતાના કલાપથકને દારૂબંધી અંગેની સેવામાં સમર્પિત કરેલ છે. મજૂર લતાઓમાં અને ગામડાંઓમાં તેઓએ ઘણા કાર્યક્રમો યોજ્યા છે અને હજીપણ બીજા કેટલાક વિચારણા હેઠળ છે.

## મહિલા-મંડળની પ્રવૃત્તિ.

અખિલ હિન્દ મહિલા-મંડળની ભરૂચની શાખા ભરૂચનાં કલ્યાણકેન્દ્ર ઉપર ઠીક ઠીક કામ કરે છે. એના સભ્યો એકાંતરે કેન્દ્ર ઉપર જાય છે અને નિરક્ષરોને અક્ષરજ્ઞાન આપવા ઉપરાંત એમના લાભાર્થે કાવ્યો, વાર્તાઓ, પુસ્તકો અને સામયિકો પણ વાંચી સંભળાવે છે. કોઈકવાર તેઓ મજૂરો માટે ગરબા પણ યોજે છે. કેન્દ્ર ઉપર શરૂ કરવામાં આવેલ પ્રૌઢ-શિક્ષણનો વર્ગ બહુ સારી પ્રગતિ કરી રહેલ છે. પચીસ મજૂરો એ વર્ગમાં હાજરી આપે છે.

## મેં કદાપિ દારૂ નથી પીધો...અને એટલેજ...

સીકરી તાલુકામાં પિન્જરઝાડી ગામે દારૂબંધી અધિકારીએ યોજેલી એક સભામાં કેટલાક જુવાનોએ હો... હો... કરી મૂકી અને કહ્યું કે ઠંડી મોસમમાં દારૂ એક ઘણુંજ અગત્યનું પીણું છે. એ સભામાં સિત્તેર વર્ષનો એક ઘરડો માણસ હતો. તેણે આગળ આવીને કહ્યું: "એક ખરાબ આદતને ટકાવી રાખવા માટે તમો જુવાન માણસો આવાં બહાના કાઢો છો તે ખૂબજ શરમજનક છે. આખો જન્મારો મેં આ ગામમાં કાઢયો છે. મેં એક દારૂનું ટીપું પણ પીધું નથી છતાં ગમે તેવી કડકડતી ટાઢને સહન કરી શકયો છું અને તમે જુઓ છો તેમ સિત્તેર વર્ષની વયે પણ તમારી પાસે ઉભો છું. મારા મિત્રો, આજે ટાઢમાંથી બચવા માટે તમારે જે જોઈએ છીએ તે દારૂ નહિ પણ સારાં જાડાં કપડાં છે અને એ તમે દારૂ ન પી, તેટલી રકમ બચાવી લઈ શકો છો." આથી પેલા જુવાનીયાઓ શરમાઈ ગયા અને બીજાઓ પણ આ વિષય ઉપર થોડો-ઘણો વિચાર કરવા લાગ્યા.

## સરકારના હાથ મજબૂત કરો.

આદિવાસીઓનાં નસીબ ઘણુંજ કપરાં છે. એમને પોતાની જીવનની જરૂરતો પણ પૂરતી મળતી નથી. છતાં દારૂ પાછળ પુષ્કળ પૈસા ખર્ચે છે. ગયે મહિને ઉમ્બરગામના આદિવાસીઓને આબકારી ખાતાના પ્રધાન માનનીય શ્રી. એલ. એમ. પાટીલની મુલાકાતનો લાભ મળેલો. ખટલવાડા અને ટિરગામમાં તેઓમાંના કેટલાકની

કોલાબા વિસ્તારના એક ગામડાના દૃશ્ય.



દારૂબંધી અંગેની પ્રચારગાડી આવી પહોંચે છે અને ગામડિઆઓ સંગીત અને વ્યાખ્યાનોની રેકર્ડ સાંભળવા ટોળે મળે છે.

સાથે માનનીય પ્રધાનને વાતચીત પણ થયેલી. તેઓને માનનીય પ્રધાને કહેલું: "તમારા જીવનની પુનર્રચના કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે. તમારા જીવન

અનેક રીતે ખુવાર કરનાર દારૂની બદીને અટકાવવાના ઉદ્દેશથી સરકારે જે દારૂબંધીનો કાર્યક્રમ હાથ ધર્યો છે તેમાં સહકાર આપી સરકારના હાથ તમારે મજબૂત કરવા જોઈએ. તલસારીમાં માનનીય પ્રધાને તેમને કહેલું કે સરકાર તો પ્રજાની સેવા માટે બંધાયેલ છે, એની માલિક નથી. પ્રજા પોતાના દેશની માલિક છે. વધુમાં તેમણે કહેલું: "તમારી જાતનેજ મદદ કરવા માટે અમને મદદ કરો. તમારાં બાળકોને નિશાળે મોકલો અને એ રીતે તમારા સમુદાયમાં અક્ષરજ્ઞાન વધારો. દારૂ પીવો છોડી દો અને એ રીતે તમારી આર્થિક સ્થિતિ સુધારો."

## દીવામાં પ્રગટેલી જ્ઞાન-જ્યોત.

પરાંઓમાં ગેરકાયદેસર દારૂ માટે અને પીઠાં માટે દીવા ખાસ જાણીતું છે. લોકો દારૂ પીવા માટે દીવામા ઘુસી જતા. જ્યારે દારૂબંધી અમલમાં આવી ત્યારે લોકોએ કહેલું કે દીવા દારૂબંધીને હંફાવશે. કેટલાક સમાજસેવકોએ લોકોને ઠેકાણે લાવવા પ્રયત્ન કર્યો. દીવામાં તે છતાંયે સમાજ-વિરોધી તત્વો ભૂગર્ભ પ્રવૃત્તિ કરી રહ્યાં હતાં. એકધારા પ્રચારને અન્તે લોકોને ખાતરી થઈ કે પીઠાંવાળાની પ્રવૃત્તિને ટેકો આપવાનો જમાનો હવે ગયો છે. દારૂબંધી-રક્ષક-દલના ઓફિસર કમાન્ડિંગ શ્રી. દામલેની વિનંતિ વેળાસરની હતી. એકજ સભામા ચાલીસ જેટલા સભ્યોએ નામ નોંધાવેલ અને હજી એ પ્રવૃત્તિ ચાલુ છે. રેલ્વે સ્ટેશનની ચોકી કરવામાં આવે છે અને દારૂ ઢીંચવા આવનાર લોકોને પાછા જવાની વિનંતિ કરવામાં આવે છે. દીવામાં જેટલા ખંત અને ઉદ્યોગથી કામ થાય છે તેનો દાખલો બીજાં ગામડા પણ લે છે.

## આપણો ભવ્ય વારસો કેમ સાચવશો?

આબકારી ખાતાના પ્રધાન શ્રી. એલ. એમ. પાટીલ અહમદનગર જિલ્લાની એક ટુંકી મુલાકાતે જઈ આવેલ રહાતા, પાતંબા, રાહુરે, અકોલા, સંગમનેર, તકલીનુજ અને બીજાં ગામોમાં ફરી લોકોને માનનીય પ્રધાને દારૂબંધીના કાર્યક્રમનાં વિવિધ અંગો સમજાવતાં કહેલું: "સ્વરાજ્ય પ્રાપ્ત થતાંની સાથે આપણી માથે અત્યન્ત મોટી જવાબદારી આવી પડી છે. દેશના સ્વાતંત્ર્ય માટે જે પ્રધાન મહાપુરુષોએ અંજામ પુરુ પાડી આપણને

—: સોલાપુરમાં :—



શ્રમ-પરિહાર-કેન્દ્ર ઉપરની એક કસરત.

સંસ્કૃતિનો મહાન વારસો આપ્યો છે તેને અનુરૂપ થવા માટે આજે આપણે હળીમળીને એકસાથે મળીને કામ કરવું જોઈએ. જો આપણે સહકારથી કામ કરીએ તોજ આપણે આગળ વધી શકીએં અને આપણી ઉપર જે જવાબદારી આવી પડી છે તેને અદા કરી વિકાસ સાધી શકીએ." માનનીય પ્રધાન જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં તેમણે દારૂબંધી અને બીજાં સરકારે નિયોજેલાં પુનર્રચનાના કાર્યમાં ટેકો આપવાના ક્ષેત્રમાં આમવર્ગમાં અદમ્ય ઉત્સાહ અને ખરા હૃદયનોજ નિરધાર જોયાં.

## 'જગતના તાત'નું બિરૂદ શા માટે?

પુના જિલ્લાના નાવરે ગામમાં માનનીય પ્રધાને ખેતીવાડી અને ઢોર પ્રદર્શન ખુલ્લાં મૂક્યાં. સમાજસેવકો, સ્થાનિક નેતાઓ અને ગ્રામકાર્યકરોએ શ્રી. પાટીલનું સ્વાગત કરેલ. પ્રદર્શન ખુલ્લું મૂકતાં શ્રી. પાટીલે ખેડુતોની વિવિધ પ્રવૃત્તિઓ પ્રત્યે અને દેશમાં પ્રગટેલી નવી જીવનદૃષ્ટિના એમને થયેલા પરિચય પ્રત્યે સંતોષ વ્યકત કરેલો. તેમણે કહેલું: "ખેડૂત તો આપણા દેશનો મુખ્ય આધાર છે. ખેડુતના જીવનની સમૃદ્ધિ ઉપરથીજ આપણે આપણા દેશની સાંસ્કારિક પ્રગતિનું માપ કાઢી શકીએ. ખેડુતનું જીવન સુધરે, સુખી અને શાંતિથી જીવે એ જોવાની સરકારની સૌથી પહેલી ફરજ છે. અને આપણે ઉત્પન્ન કરેલા આ નવા વાતાવરણમાં ખેડૂતને પોતાં નહી દેખાય? કે ઘરને આ જ સાચું માટે કે નહિ!

—: આમજનતાને થઇ ગયેલી પ્રતીતિ :—

# દારૂબંધીમાં દેશનું મહાન હિત રહેલું છે.

## 'રાજ આજ્ઞા'ની મુહૂર્ત ક્રિયા.

દારૂબંધી અંગેના પ્રચારના ઇતિહાસમાં 'રાજ-આજ્ઞા'નું ચિત્ર એક સ્મરણીય સીમાચિન્હ તરીકે રહેશે. ફિલ્મ અત્યારે તૈયાર થઇ રહી છે અને બહુજ ટૂંકા વખતમાં એને જનતા સમક્ષ રજૂ કરવામાં આવશે. દારૂની આદતનાં અનિષ્ટોનું જનતાને બહુજ હૂબહૂ ખ્યાલ આપનાર આ ચિત્રની મુહૂર્ત ક્રિયા ગયા નવેમ્બરમાં વર્લીમાં આવેલ ઇસ્ટર્ન થીયેટર્સમાં મુંબઇના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગના વરદ હસ્તે આગેવાન નાગરિકોના એક મેળાવડા સમક્ષ થઇ હતી.

## નામદાર ગવર્નરનું ઉદ્બોધન.

સીને-કેમેરાની ચાંપ દાબના પહેલા નામદાર રાજા મહારાજ સિંગે લોકોને દારૂબંધીને સફળ બનાવવા માટે ભવ્ય ઉદ્બોધન કર્યું હતું. એઓશ્રીએ કહેલું : "દારૂબંધીમાં ખૂબજ ઊંડો રસ ધરાવનાર વ્યક્તિ તરીકે મેં જ્યારથી ગવર્નરનો હોદ્દો સંભાળ્યો ત્યારથી સૌથી પહેલું કામ તો સરકારીગૃહમાં કેફી પીણાંનો ઉપયોગ બંધ કરવાનું કર્યું." તેઓશ્રીએ કહ્યું કે લોકો દારૂબંધીના કાર્યક્રમને સફળ બનાવવામાં ખરા હૃદયનો સહકાર આપે એ જોવા માટે તે ખૂબજ ઉત્સુક છે. એમણે ફિલ્મના ઉત્પાદકોને દારૂબંધી અંગે આવું સુન્દર પ્રચારસાધન રજૂ કરવા માટે ધન્યવાદ આપ્યો. અને આશા રાખી કે બીજા નિર્માતાઓ પણ એમનો દાખલો લઇ આ દિશામાં આગળ વધશે.

## ફિલ્મ-ચિત્ર પ્રચારનું પ્રબળ સાધન.

આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલે દારૂબંધીના ક્ષેત્રમાં સાચાં પ્રચારની અગત્ય ઉપર ભાર મૂકયો હતો. એઓશ્રીએ કહેલું: "શંકાઓ અને ભ્રાન્તિઓ, અર્ધસત્યો અને નગ્ન જુઠાણાંઓને હાંકી કાઢવા માટે ફિલ્મ એક સબળ સાધન છે. અને આ ચિત્ર જે આજે તૈયાર થઇ રહ્યું છે તે આમ જનતાને દારૂબંધીનો સંદેશ અવશ્ય પહોંચાડશે એવી મને ખાતરી છે."

દારૂબંધી અંગેના પ્રચારની સૌથી પ્રથમ સ્વયં-સંપૂર્ણ ફિલ્મનું નિર્માણ કરવાનો યશ જેમને ફાળે જાય છે તે શ્રી. તોતાલાલ સી. જૈને સરકારને આ જાતની કેળવણી અને પ્રચારને સુલભ બનાવતી ફિલ્મોને વધુ પ્રોત્સાહન અને સગવડ આપવા માટે અપીલ કરી હતી.

સ્થાનિક દારૂબંધી અધિકારી શ્રી. એસ. એચ. આદિવરેકરે નામદાર ગવર્નરનો સત્કાર કર્યો હતો અને જાહેર પ્રજાને દારૂબંધીના કાર્યમાં સંપૂર્ણ સહકાર માટે અનુરોધ કર્યો હતો.

## ખોટ આઠ કરોડની, પણ લાભ તો કરોડોનો...

ગયે મહીને કુંભારવાડામાં આમોદ-પ્રમોદનું એક કેન્દ્ર ખુલ્લું મૂકતાં તે પ્રસંગે મોટી સંખ્યામાં હાજર રહેલ મજૂરો અને કામગારોને ગૃહમંત્રી શ્રી. મોરારજી દેસાઇએ કહેલું: "હિન્દના રાજ્યબંધારણમાં દારૂબંધીને



નોર્થબ્રુક ગાર્ડન્સમાં મજૂર કલ્યાણ-કેન્દ્રના ઉદ્ઘાટન વખતે પ્રવચન કરતા ગૃહપ્રધાન શ્રી મોરારજી દેસાઈ.

ના હવે રાજ્યની એક નીતિ તરીકે સ્થાન આપવામાં આવ્યું છે. એમ કરવાના ઉદ્દેશ પાછળ જ્યાં સુધી દારૂની બદીનો સંપૂર્ણ રીતે નાશ ન થાય ત્યાં સુધી,

આમ જનતા ખરા અર્થમાં સુખી નહિજ થઇ શકે એ જાતની ઊંડી પ્રતીતિ રહેલી છે. દારૂબંધી સંપૂર્ણ રીતે અમલી બનતાં સરકારને આઠ કરોડનું નુકસાન જશે, એ સાચી વાત છે પરંતુ એનાં સીધાંજ પરિણામ રૂપે ગરીબ જનતાના ખિસ્સામાં રૂપિયા ત્રીસ કરોડની બચત પણ થશે." મેળાવડાના પ્રમુખસ્થાનેથી બોલતાં શ્રી. એલ. એમ. પાટીલે સરકારના દારૂબંધીના કાર્યક્રમને સફળ બનાવવાના અડગ નિરધારનો ઉલ્લેખ કરી લોકોને પણ એ મહાન કાર્યમાં સાથ આપવાનું ઉદ્બોધન કર્યું હતું.

## પ્રચાર-સાહિત્યનું પ્રદર્શન.

કેન્દ્રના ઉદ્ઘાટન પછી દારૂબંધી અંગેની એક પ્રચાર-ગાડી તથા અંગ્રેજી, ગુજરાતી, કાનડી અને મરાઠી ભાષામાં પ્રગટ થતી નાટિકાઓ, કાવ્યો, વાર્તાઓ વગેરે દારૂબંધી અંગેના સાહિત્યની પુસ્તિકાઓનું



હિંદ આર્ટ્સના મેળાવડામાં સંભાવિત આમંત્રિતો સમક્ષ મનોરંજક કાર્યક્રમ રજૂ કરતાં મજૂર-બાનુઓ.

પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. વ્યાખ્યાનો પછી એક ગીત-રાસ-પવાડા વગેરેનો રંજનાત્મક કાર્યક્રમ શ્રી. કિસન સાવંત તરફથી રાખવામાં આવ્યો હતો અને એક ગાનિમા શો પણ બતાવવામાં આવ્યો હતો.

## મજૂરોની સ્વાયત્ત પ્રવૃતિ.

કેન્દ્ર અત્યારે પુરજોશમાં કામ કરે છે. મોટી સંખ્યામાં મજૂરો ત્યાં સાંજે જાય છે અને આમોદ-પ્રમોદનાં સાધનોનો ઠીક ઠીક ઉપયોગ કરે છે. નારદુલા ટેન્ક અને માટુંગા ઉપરનાં કેન્દ્રો પણ ભરચક કાર્યક્રમ આપી રહ્યાં છે. એ એક સંતોષની હકીકત છે કે મજૂરોએ પોતેજ નાટ્યમંડળીઓ રચી છે અને આ કેન્દ્રો ઉપર તેમજ દારૂબંધી અંગેની બીજી સભાઓમાં પણ એ મનોરંજક કાર્યક્રમો આપી રહેલ છે. મજૂરોમાં રહેલ વારસાગત આંતરિક ગૂઢ શક્તિના વિકાસ માટે જે વાતાવરણ અને પ્રોત્સાહન જોઈએ તે મળી રહ્યું છે અને મજૂરો પણ પોતાના 'સ્ટાર્સ' સાથે ગર્વભેર આગળ આવી રહ્યા છે.

## આમ જનતા પણ સમજે છે.

માનનીય ગૃહમંત્રી શ્રી. મોરારજી દેસાઇ, માનનીય શ્રી. એમ. ડી. ડી. ગિલ્ડર, અને માનનીય શ્રી. જી. ડી. વર્તક મ્યુનિસીપલ કમિશનરના પ્રતિનિધિઓ સાથે ગયે મહીને માટુંગાના કેન્દ્રની મુલાકાત લીધેલી ત્યાં આવતી મજૂરોની મોટી સંખ્યા અને એમને અપાતી આમોદ-પ્રમોદની સગવડો જોઈ તેઓએ ખૂબ આનંદ વ્યક્ત કર્યો. તેઓએ મજૂરો સાથે થોડીઘણી પ્રશ્નોત્તરી કરેલી એ ઉપરથી તેઓને લાગ્યું કે દારૂને બદલે જે પ્રત્યા-કર્ષણો અને સગવડો સરકાર આપી રહેલ છે તેની કદર મજૂરો કરી શકે છે. માનનીય પ્રધાનોએ આરોગ્યની જાળવણી સંબંધી થોડાંક સૂચનો કર્યાં હતાં. એનો તાત્કાલિક સ્વીકાર કરવામાં આવ્યો હતો અને ક્ષતિઓના નિવારણ માટે ઉપાયો યોજવામાં આવ્યા હતા.

## સંપૂર્ણ સહકારની ખાતરી.

પંડિત-નહેરુ-જયન્તિ નિમિત્તે મજૂરોએ નારદુલા ટેન્ક ઉપરથી એક મોટું સરઘસ કાઢ્યું હતું મુખ્ય-મુખ્ય મજૂર લતાઓમાં સરઘસે પરિભ્રમણ કર્યા પછી એક સભા ભરવામાં આવી હતી. સભામાં મજૂરોએ નહેરુ-સરકારમાં પોતાની સંપૂર્ણ શ્રદ્ધા, નિષ્ઠા અને સહકારની ભાવના-અભિવ્યક્ત કરી હતી. વિશેષમાં તેઓએ ખાતરી આપી હતી કે આમ જનતાના કલ્યાણ માટે યોજાયેલા સરકારના તમામ પ્રયત્નોમાં તેઓ સંપૂર્ણ સહકાર આપશેજ.

## બહુમતિ વર્ગનો ટેકો.

મુંબઈ શહેરની દારૂબંધી-ઓફિસને જુદી-જુદી કલા-મંડળીઓ, કલાપથકો, સંસ્કાર કેન્દ્રો અને બીજી અનેક સમાજ-સેવાની સંસ્થાઓ તરફથી પોતપોતાની સેવાઓ દારૂબંધીના કાર્યમાં કોઈપણ સમયે અને કોઈપણ સ્થળે આપવાની ખૂબ એશ ધરાવતી વિનંતિઓ મળી રહી છે

એ એટલુંજ સૂચવે છે કે દારૂબંધીના કાર્યક્રમને સમાજના બહુમતિ વર્ગનો સંપૂર્ણ સહકાર છે. મુંબઈ-કલા-પથકે કોલાબા જિલ્લાની એક સફળ સફર હમણાં કરી.



આબકારી ખાતાના માનનીય પ્રધાન શ્રી એલ. એમ. પાટીલ સાથે કોલાબા વિસ્તારના પ્રવાસે ગયેલ મુંબઈના કલાપથકના સભ્યો.

આબકારી ખાતાના પ્રધાન શ્રી પાટીલે ગયા નવેમ્બરમાં કોલાબા જિલ્લાની મુલાકાત લીધેલી એની સાથેજ કલા-પથકે પોતાની પ્રવૃતિ ભેળવી દીધેલી. પેન, પનવેલ, અલીબાગ, રેવદંડા, મુરુડ, રોહા અને બીજા ગામોમાં જ્યાં જ્યાં માનનીય પ્રધાન ગયેલા ત્યાં ત્યાં કલાપથકને પણ ગ્રામજનોએ સારો સત્કાર આપેલો. આબકારી ખાતાના પ્રધાન માટે એ એક ભરચક કાર્યક્રમ હતો. રોજની દસથી પંદર સભાઓ ભરવામાં આવતી. કલા-પથકે આ ભારે મહેનતના કામમાં પોતાનો યશસ્વી ફાળો નોંધાવેલ.

## કલા-સંસ્થાઓ પણ આવકારે છે.

લગભગ બધાજ મેળાનું સભ્યપદ ધરાવતા મધ્યવર્તી મેળા-એસોસીએશને સર્વાનુમતે એવું નક્કી કર્યું છે કે બધાજ રંજનાત્મક કાર્યક્રમની શરૂઆતની ઓછામાં ઓછી પંદર મિનિટ દારૂબંધીના પ્રચાર અંગે વ્યતીત કરવી. શહેરમાં તેમજ બહારગામ, જ્યાં જ્યાં આ મેળાઓ ભાગ લે છે ત્યાં ત્યાં તેમણે આ નિયમનું ખાસ પાલન કરવાનો આગ્રહ રાખ્યો છે.

## તંદુરસ્તી અને ચારિત્ર્યબળ ક્યારે વધે?

મુંબઈ-શહેર-દારૂબંધી સમિતિના ઉપક્રમે ગિલ્ડર ટેન્ક મેદાનમાં ધી બોમ્બે ફિઝીકલ કલ્ચર એસોસીએશને અંગકસરતના દેખાવોનો એક સરસ કાર્યક્રમ યોજ્યો હતો. મોટી સંખ્યામાં મજૂરો ત્યાં હાજર રહ્યા હતા. પ્રમુખ સ્થાનેથી બોલતાં માનનીય શ્રી એલ. એમ. પાટીલે જણાવેલું કે દારૂબંધી એ સમાજ, તંદુરસ્તી અને માનવચારિત્ર્ય સાથે નિકટવર્તી સંબંધ ધરાવતો અગત્યનો વિષય છે અને એ આપણું પ્રાથમિક લક્ષનો અધિકારી છે. ફિઝીકલ કલ્ચર એસોસીએશનના કામની પ્રશંસા કરતાં એમણે કહેલું: "'તારા આત્મા જેટલુંજ તારૂં શરીર પવિત્ર છે'—એવી એક જૂની કહેવત મને યાદ આવી જાય છે." અંગકસરત એ બધાજ રોગો અને માંદગીની નિષેધક હોઇ એનો બધાયે આશ્રય લેવો જોઇએ એવી તેમણે ભલામણ કરેલી, અને યાદ આપેલું કે કેફી પીણાંનો સંપૂર્ણ ત્યાગ કર્યા સિવાય શારીરિક શક્તિ પ્રાપ્ત થઈ શકેજ નહિ. તેમણે કહેલું: "દુનિયના ઉત્તમોત્તમ અંગકસરતના નિષ્ણાતોએ ચુકાદો આપ્યો છે કે હંમેશાં કેફી પીણાંથી કસરતબાજોને દૂર રાખો."

## —પ્રેરણાદાયી નીવડશેજ.

નારદુલા ટેન્કના કલ્યાણ-કેન્દ્ર ઉપર મલકુસ્તીની હરીફાઈ યોજવામાં આવી છે. અને પ્રત્યેક સાંજે એ પ્રેક્ષકોને અવનવા આકર્ષણ અને આનંદ આપી રહેલ છે. એની યોજના અને વ્યવસ્થા માટેનો બધોજ યશ ડૉ. મ્હસ્કરને ફાળે જાય છે. સમાજ-સેવકો, કસરતબાજો અને જનતા તરફથી જે અદમ્ય ઉત્સાહ અને સહકાર આ હરીફાઈ માટે દર્શાવાઈ રહ્યાં છે તે મજૂર-કલ્યાણના કાર્યમાં અને દારૂબંધીના પ્રચારમાં ભારે પ્રેરણાદાયી નીવડશે.

આ ક્ષેત્રમાં અનેક સંસ્થાઓ કામ કરી રહેલ હોઈ દારૂબંધીના પ્રચારે નવું જોમ મેળવ્યું છે અને સામાન્ય જનતાને પણ હવે પ્રતીતિ થતી જાય છે કે દારૂબંધી પોતાના અને દેશના હિતમાંજ છે.

—: સાન્તાક્રુઝમાં :—



પ્રગતિશીલ ભારતીય સંઘના ઉપક્રમે મળેલી સભામાં ગ્રામજનોને દારૂબંધીનો ઉદ્દેશ સમજાવતા જિલ્લા દારૂબંધી-અધિકારી અને કેટલ ક્રૉ-ઓપરેટીવ સોસાયટીના એક કાર્યકર.

# મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ તરફથી

# દારૂનિષેધ અંગે

**ક્રમશઃ પ્રગટ થતી સુબોધક અને વિચારપ્રેરક પુસ્તિકાઓ.**

## —આગામી પ્રકાશનો—

**૧. દારૂનો દવ:**

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતા અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી ઉમાશંકર જોશી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં ૭ કાવ્યોનો સંગ્રહ.

**૨. સ્વરાજ્યની સંગાથે:**

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતા મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી બે નવલિકાઓ

**૩. આંખ ઉઘડી:**

શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વાર્તાઓ

**૪. ભાખરી કે તાડી?**

શ્રી જીન ઑથવેલ રચિત દારૂબંધીને સ્પર્શતી એક મરાઠી બાળનાટિકાનો રસપ્રદ ગુજરાતી અનુવાદ.

**બીજાં પ્રકાશનો માટે પણ અવારનવાર જોતા રહો.**

× × ×

## —પ્રગટ થઈ ગયેલ છે—

**(૧) NEW LIVES FOR OLD:**

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પુરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલના પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંયોગોનો ચિતાર આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાનાં. દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૦-૦

**(૨) પાપનું પ્રાયશ્ચિત્ત:** લેખક શ્રી મનુભાઈ જમનાદાસ નાયક. પૃષ્ઠ સંખ્યા ૮૦ કિંમત ૦-૬-૦.

ગામડામાં સહજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા.

**તમારી નકલો માટે સત્વરે લખો.**

## મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ

નં. ૭૫, એપોલો સ્ટ્રીટ.

કોટ. મુંબઈ-૧.

સંજીવન નંબર... .......

# "સંજીવન"

૩૫, એપોલો સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ ૧

તા ..................................

સુજ્ઞ મહાશય,

..............મહિનાથી તમારા અંગ્રેજી/ગુજરાતી/મરાઠી/કાનડી સંજીવન માસિકના વાર્ષિક/છમાસિક ગ્રાહક તરીકે તમારી યાદીમાં મારું નામ નોંધશો.

વાર્ષિક/છમાસિક લવાજમ રૂ આ પાઈ મનીઓર્ડરથી મોકલ્યા છે. રસીદ નંબર............ તા...................................

તમારો વિશ્વાસુ,

(સહી)....................................

..........................................................................

(નામ તથા ઠેકાણું સારા મોટા અક્ષરે લખો.) .......................................................

.......................................................

નોંધ:—કોઈ એક ભાષાના માસિકનું લવાજમ :—

વાર્ષિક: રૂ. ૩—૦—૦. છમાસિક: રૂ. ૧—૮—૦.

કોઈપણ બે અથવા વધુ ભાષાના માસિકના તમે ગ્રાહક થઈ શકો છો. ઉપરના ફોર્મમાં નકામા શબ્દો છેકી નાંખો.

# વિજ્ઞપ્તિ

**લેખકોને :**

'સંજીવન'માં પ્રગટ કરવા માટે મોકલાતા લેખો નીચેને શિરનામે રવાના કરવા:—
'સંજીવન' (તંત્રી-વિભાગ)
નં. ૭૫, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઈ,—૧.

**ગ્રાહકોને :**

'સંજીવન'ના ગ્રાહક થવા ઈચ્છનાર વ્યક્તિએ પાછળનું પરિપત્ર ભરી લવાજમની રકમ સાથે નીચેને શિરનામે મોકલવુ:—
બિઝનેસ મેનેજર,
'સંજીવન'
નં. ૭૫, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઈ—૧

**જાહેર ખબર આપનારાઓને:**

'સંજીવન'માં આપવાની જાહેરાત અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના શિરનામે કરવો:—
રમેશ પબ્લીસીટી કોરપોરેશન,
ઓના કાસા,
સર ફિરોઝશાહ મહેતા રોડ,
કોટ, મુંબઈ—૧.

**એજન્ટ ભાઈઓને:**

'સંજીવન'ની સેલિંગ એજન્સી અંગેનો બધો પત્રવ્યવહાર નીચેના સ્થળે કરવો:
મેસર્સ બોમ્બે બુક એજન્સી,
૭૭, તુલસી પાઈપ રોડ,
દાદર, મુંબઈ—૧૪

# સં જી વ ન

## ગુજરાતી, મરાઠી, કાનડી અને અંગ્રેજી એ ચાર ભાષામાં પ્રગટ થતું માસિક

## જાહેરાત માટેના ભાવો

### માત્ર એકજ ભાષાના 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૩૫૦

| | રૂા. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૨૫૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૨૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૧૫૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૧૦૦ |
| અંદરનું અરધું પાનું ... ... | ૬૦ |
| અંદરનું ૧/૪ પાનું ... ... | ૩૫ |
| અંદરનું ૧/૮ પાનું ... ... | ૨૦ |

### ત્રણ જુદી જુદી ભાષાનાં 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૮૦૦

| | રૂા. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૬૦૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૫૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૩૫૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૨૫૦ |
| અંદરનું અરધું પાનું ... ... | ૧૫૦ |
| અંદરનું ૧/૪ પાનું ... ... | ૮૫ |
| અંદરનું ૧/૮ પાનું ... ... | ૫૦ |

### બે જુદી જુદી ભાષાનાં 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૫૫૦

| | રૂા. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૪૦૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૩૫૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૨૫૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૧૭૫ |
| અંદરનું અરધું પાનું ... ... | ૧૦૦ |
| અંદરનું ૧/૪ પાનું ... ... | ૬૦ |
| અંદરનું ૧/૮ પાનું ... ... | ૩૫ |

### ચારેય ભાષાના 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૧૦૦૦

| | રૂા. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૭૫૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૬૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૫૦૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૩૦૦ |
| અંદરનું અરધું પાનું ... ... | ૧૭૫ |
| અંદરનું ૧/૪ પાનું ... ... | ૧૬૦ |
| અંદરનું ૧/૮ પાનું ... ... | ૬૦ |

આમાં એક વર્ષ સુધી એકજ ભાષાના "સંજીવન" માં જાહેરાત આપનારને ૧૦ ટકા વળતર આપવામાં આવશે. જુદી જુદી ભાષાઓમાં મળીને બાર દફા આપનારને આ રાહતનો લાભ મળશે નહિ.

કોલમની સંખ્યા ૨

કોલમની લંબાઈ ૮ ૧/૨ ઇંચ

કોલમની પહોળાઈ ૩ ઇંચ

Registered No. B-5301.

દારૂબંધી

વિનાશ

દારિદ્ર્ય

દારૂનું વ્યસન

# દારૂબંધીને સફળ કરો

મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિ, મુંબઇ-સરકાર



# સંજીવન

વર્ષ પહેલું ] ફેબ્રુઆરી—૧૯૪૯ [ અંક સાતમો

## સાચું પીણું

: શાલિની :

રે પીનારાં! સાંભળો તો કહું બે
શબ્દો. હૈયે જો ઠરે એ તમારાં.
શાન્તિકેરી ઝંખનામાં અરે કાં
લેતાં વ્હોરી આવતા તે અજંપા?

છોને હોયે દૂધના જામ મોંઘા,
ઘેલાં પીણાં તો હશે સાવ સોંઘાં!
મોંઘાંસોંઘાંની જવા દો જ વાત
પોતાનો પોતે કરો શે જ ઘાત?

ભૂલી જવા ક્લેશને 'જીવવાના
કાં બોલાવો છો નવો ક્લેશકાળ?
ઉંધે ચશ્મે શું સમું દેખવાનું?
ભૂલ્યાભાને સ્વાસ્થ્ય શું પેખવાનું?

ને પીવાના શે નથી ક્યાં પદાર્થો
જેથી શાતા અંતરે ને શરીરે
લાધે શાને દુર્વિકારો ચઢીના?
સાંસા તો કૈં રાબડી રાંકડીના?

ઊંડી આઝી ઘેલછાને શમાવે
એવું સાચું પીણું શાને ન ભાવે?
નહોયે એ કૈં દામથી વ્હોરવાનું,
હૈયામાંહેથી જ એ શોધવાનું.

સુંદરજી ગો. બેટાઈ

# : સ્વ. ગોપાલ કૃષ્ણ ગોખલે :

★

લેખક : શ્રી. 'નિખિલેશ'



ભારતીય સ્વાતંત્ર્ય યુદ્ધના એક સ્મરણીય સેનાની

**ભારતવર્ષ જેની સેવાઓને ઘણા લાંબા વખત સુધી સંભારે એવા મહાપુરૂષોમાં સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલે પણ મહત્વનું અને યશસ્વી સ્થાન ધરાવે છે. સ્વ. ગોખલેએ ગણિતશાસ્ત્રના તેજસ્વી વિશારદ તરીકે પોતાની કારકિર્દી શરૂ કરી અને ભારતીય રાજકારણમાં ઐતિહાસિક અમરતા પ્રાપ્ત કરી એ પૂરી થઇ! પ્રતાપી અને અસાધારણ માનવતાથી ભરેલું એમનું જીવન આપણને અનેક રીતે પ્રેરણાદાયી નીવડે તેવું છે. અહીં તો માત્ર એનો અલ્પાંશે પરિચય આપવાજ પ્રયત્ન થયો છે ......**

મુંબઇના ચર્ચગેટ સ્ટેશનથી હાઇકોર્ટ તરફ જતા વિશાળ રસ્તાની બન્ને બાજુએ આવેલી કેટલીક શિલ્પ-મૂર્તિઓ આપણું ધ્યાન ખેંચી રહે છે. સ્ટેશન બહારના ચોકમાં શ્રી. દીનશા વાચ્છાની મૂર્તિનું દર્શન કરીને આગળ વધીએ એટલે જમણી તરફ પહેલુંજ સ્થાન અંગ્રેજ હાકેમની સ્વાભાવિક છટાથી ઉભેલા લોર્ડ સેન્ડહર્સ્ટની મૂર્તિનું છે. ત્યાંથી થોડે દૂર, વિદ્યા અને વૃદ્ધત્વને ભારે ઝૂકી રહેલા ન્યાયમૂર્તિ શ્રી. રાનડેનું શિલ્પ મિષ્ટ ફળોથી લચી પડતાં કોઇ સુવૃક્ષનું સ્મરણ કરાવે છે. ત્યાંથી આગળ વધતાં, પ્રભાવશાળી ધર્મગુરૂ જેવા દેખાતા લોર્ડ રેની અને હાઇકોર્ટ તરફના વળાંક ઉપર ઉભેલી સર રિચર્ડ ટેમ્પલની મૂર્તિઓ પોતાના નિત્ય વ્યવસાયમાં પ્રવૃત્ત થવા દોડતાં હજારો નરનારીઓ સામે અચળ દૃષ્ટિ માંડી રહે છે. એજ રસ્તાની ડાબી બાજુ તરફ જોઇએ તો આસનમાંથી હમણાંજ ઉઠવાના હોય એવી છટાથી બેઠેલા એક વખતના હિંદીપ્રધાન મોન્ટેગ્યુનું દર્શન થાય છે. ત્યાંથી થોડાંજ પગલાંને અંતરે સફેદ સંગેમરમરની એક બેઠા ઘાટની શિલ્પમૂર્તિ ઉપર આપણી દૃષ્ટિ ચોંટીજ જાય છે. સફાઇદાર પાટલુન ઉપર લાંબો ડગલો દક્ષિણી ઢબની કલાત્મક ચકરી પાઘડી ગોળ ચહેરા ઉપર સોનેરી કાચનાં ચશ્માં, ડાબી તરફ રાખેલી પુસ્તકોની થપ્પી ઉપર પથરાઇ રહેલો ગળાબંધ ખેસ અને જાણે પોતાનો મુદ્દો સમજાવતા હોય એવી હાથની મુદ્રા. મૂર્તિ જોતાંજ ખાત્રી થઇ જાય છે કે કોઇ રાજનીતિજ્ઞ પુરૂષના શિલ્પની સામે આપણે ઉભા છીએ. એવા વિશિષ્ટ વ્યક્તિત્વવાળા સજ્જન એજ શ્રી. ગોપાળ કૃષ્ણ ગોખલે.

પ્રભાતનાં કુમકુમ-વરણાં કિરણો શ્રી. રાનડેની મૂર્તિ ઉપર રમી રહે છે તો સન્ધ્યાનો વિદાય લેતો પ્રકાશ શ્રી. ગોખલેનાં શિલ્પને સોનેરી રંગે મઢી રહે છે. રાજકારણના પહેલા પાઠ ગોખલે સ્વ. રાનડેનાં ચરણોમાં બેસીને ભણ્યા એટલે રાનડે તો એમના ગુરૂ. આધુનિક ઇતિહાસના પ્રથમ પ્રકરણમાંજ પ્રવેશ કરતા આ ગુરૂશિષ્યનાં સ્મારકોનું સાન્નિધ્ય જાળવવા બદલ શહેર સુધરાઇ પણ ધન્યવાદને પાત્ર તો ખરીજ.

કોંકણપટ્ટીના ચિતપાવન બ્રાહ્મણજાતિ પ્રસિદ્ધ છે. કહેવાય છે કે આવા ચિતપાવનોને ભગવાન પરશુરામે મેળવ્યાં હતા. મહારાષ્ટ્રી રાજાઓના ચતુર પેશ્વાઓ પણ ચિતપાવન બ્રાહ્મણો હતા. ન્યાયમૂર્તિ રાનડે અને મહાત્મા

કેસરી તિલક પણ ચિતપાવન જ્ઞાતિના. ૧૮૬૬ ના મે માસમાં ચિપલુણ તાલુકાના કોટલુક ગામમાં ગોખલેએ પણ એજ જ્ઞાતિમાં જન્મ લીધો.

પિતા કૃષ્ણરાવ રાનડેના સહાધ્યાયી; પણ આર્થિક હાલત ઘણી નબળી એટલે તેમણે અભ્યાસ પડતો મૂકીને કોલ્હાપુર પાસે આવેલાં એક દેશીરાજ્યમાં નાની નોકરી સ્વીકારી લીધી હતી. માતા ભણેલાં તો ન્હોતાં પણ સંસ્કારી અને આવડતવાળાં તો ખરાંજ. ગોપાળ દશ વર્ષના થયા ત્યારે તેને અને તેના મોટા ભાઈ ગોવિંદને અભ્યાસ માટે કોલ્હાપુર મોકલવામાં આવ્યા. ત્રણેક વર્ષ અભ્યાસ ચાલ્યો ત્યાં પિતાશ્રીનું અવસાન થયું અને મોટાભાઈ ગોવિંદને નોકરીમાં જોડાવું જ પડ્યું. એ જમાનામાં તો વેતન પણ કેટલું મળે ? પોતાના પંદર રૂપિયાના પગારમાંથી આઠ રૂપિયા ગોપાળને મોકલીને મોટાભાઈએ તેનો અભ્યાસ ચાલુ રખાવ્યો. ગોપાળ પણ એવા વિદ્યાપ્રેમી કે એક ટંક ખાઈને અને બહારની બત્તીના પ્રકાશમાં વાંચીને પરીક્ષાઓ પસાર કર્યે ગયા. યાદશક્તિ ઘણી સરસ એટલે ગણિતના વિષયમાં વધારે પ્રવીણ થયા. ૧૮૮૧ માં મેટ્રીક પાસ કરીને કોલ્હાપુરની રાજારામ કોલેજમાં દાખલ થયા. ત્યાર-બાદ પૂનાની ડક્કન કોલેજમાં ગયા અને છેવટે મુંબઈની એલ્ફિન્સ્ટન કોલેજમાંથી સ્નાતકની ઉપાધિ મેળવવામાં એ સફળ થયા.

સ્નાતક થયા પછી આગળ અભ્યાસ માટે શિષ્યવૃત્તિ મળી અને અન્ય પ્રવૃત્તિ તરીકે પૂનાની ન્યુ ઇંગ્લિશ સ્કુલમાં શિક્ષક તરીકે જોડાયા. આઠ રૂપિયામાં ગુજરાન ચલાવનાર ગોપાળને પાંત્રીસનો પગાર ઘણો મોટો લાગે એ સ્વાભાવિક હતું એટલે એ પગારમાંથી થોડી રકમ તો મોટાભાઈએ કરેલું કરજ ચુકવવા એ મોકલતા. નોકરી કરતાં કરતાં કાયદાનો અભ્યાસ પણ એણે શરૂ કર્યો.

એ વખતે પૂનાના બે યુવાનો—શ્રી. તિલક અને શ્રી. આગરકરે કેળવણી ક્ષેત્રમાં એક નવો પ્રયોગ કર્યો. તેઓએ 'ડક્કન એજ્યુકેશન સોસાયટી' નામની એક સંસ્થા સ્થાપી. એમાં જે વ્યક્તિ જોડાય તેણે વીસ વર્ષ સુધી શિક્ષણક્ષેત્રમાં સેવા આપવી પડે અને પંચોતેર રૂપિયાથી વધારે પગાર તેનાથી ન લેવાય એવી એ સંસ્થાની શિસ્ત હતી. ભાવનાશીલ ગોપાળ આ સંસ્થા તરફ આકર્ષાયા. મોટાભાઈ ગોવિંદે તો ઘણાં સંકટો વેઠેલાં એટલે ગોપાળનાં ઉજ્જવળ ભાવિ તરફ એની દૃષ્ટિ હોય એ સ્વાભાવિક હતું

આ સંસ્થામાં ગોપાળ જોડાય એ તેમને ઠીક ન લાગ્યું પણ દૃઢ મનોબળવાળા ગોપાળનો વિજય થયો. મોટાભાઈ ગોવિંદને થોડું આર્થિક નુકસાન સહન કરવું પડ્યું પણ ગોપાળના એ પગલાંથી આગળ જતાં તેને હિંદના યશસ્વી-પુત્રોની શ્રેણીમાં સ્થાન તો મળ્યુંજ.

૧૮૮૫ ની સાલમાં ન્યુ ઇંગ્લિશ સ્કૂલનો રૂપપલટો કરવામાં આવ્યો અને ફર્ગ્યુસન કોલેજ સ્થાપવામાં આવી. ગોખલે એમાં પ્રાધ્યાપક તરીકે જોડાયા. મૂળ તો ગણિતના વિશારદ પણ અંગ્રેજી, રાજકારણ અને ઇતિહાસના વિષયો પણ તેઓ કુશળતાપૂર્વક શિખવી શકતા. એ કંઈ પુસ્તકિયા કીડા નહોતા. એનો તેજસ્વી બુદ્ધિદીપક તો હરકોઈ ક્ષેત્રમાં ઝળકી ઉઠતો.

ન્યાયમૂર્તિ રાનડે ગોખલેના પિતા કૃષ્ણરાવના સહાધ્યાયી ખરા પણ ગોપાળની સાથે તેમનો પ્રથમ પરિચય તો વિચિત્ર સંજોગોમાંજ થયો. ન્યુ ઇંગ્લિશ સ્કૂલના એક મેળાવડામાં હાજરી આપવા ન્યાયમૂર્તિ રાનડે આવ્યા. ગોપાળને કહેવામાં આવેલું કે આવા મેળાવડાઓમાં પ્રવેશપત્ર વગરના ઘણા લોભાગુઓ ઘુસી જાય છે માટે દરવાજા ઉપર કડક ચોકસી રાખવાની છે. શ્રી રાનડે આવ્યા પણ પ્રવેશપત્ર તો ભૂલી આવેલા. ગોખલેએ તેમનેજ રોક્યા. રાનડે તો મુંઝવણમાં પડ્યા પણ પાસે ઉભેલા એક પરિચિત સજ્જને આ બે વિદ્વાનોનો પરસ્પર પરિચય કરાવ્યો. બસ, ત્યારથી રાનડે ગોખલેના ગુરૂ બન્યા. પણ રાનડેના હાથ નીચે કામ કરવું લોઢાંના ચણા ચાવવા બરાબર હતું. ગોખલે પણ હારે એવા ન્હોતા. પરિશ્રમના એ કાયર ન્હોતા. તે સમયમાં રાજકીય પ્રતિષ્ઠા ધરાવતી એક માત્ર સંસ્થા પૂનાની સાર્વજનિક સભા હતી. રાનડેએ ગોખલેને તેના મંત્રી બનાવ્યા અને એ રીતે ભારતવર્ષના હિતને માટે અહર્નિશ જાગૃત રહેતા એક અડગ સૈનીકનું ઘડતર શરૂ થયું.

૧૮૮૯-૯૦ માં ડક્કન એજ્યુકેશન સોસાયટીમાંથી તિલક છૂટા થયા એટલે ગોપાળની જવાબદારી વધી પડી પણ એનો એણે હસતે મોઢેજ સ્વીકાર કર્યો. પછી તો તેમણે રાજકારણની સીડી ઉપર ઝડપભેર કદમ ઉઠાવ્યા. ૧૮૯૦ ની સાલમાં માત્ર ત્રેવીસ વર્ષની ઉંમરે તેમણે કોંગ્રેસની બેઠકમાં મીઠાનો કર ઘટાડવા બાબત પ્રસ્તાવ રજુ થએલો તેનું સમર્થન કર્યું. ૧૮૯૨ માં સનંદી નોકરીમાં

# સ્વ. ગોપાલ કૃષ્ણ ગોખલે

★

લેખક : શ્રી. 'નિખિલેશ'



ભારતીય સ્વાતંત્ર્ય યુદ્ધના એક સ્મરણીય સેનાની

**ભારતવર્ષ જેની સેવાઓને ઘણા લાંબા વખત સુધી સંભારે એવા મહાપુરૂષોમાં સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલે પણ મહત્વનું અને યશસ્વી સ્થાન ધરાવે છે. સ્વ. ગોખલેએ ગણિતશાસ્ત્રના તેજસ્વી વિશારદ તરીકે પોતાની કારકિર્દી શરૂ કરી અને ભારતીય રાજકારણમાં ઐતિહાસિક અમરતા પ્રાપ્ત કરી એ પૂરી થઇ! પ્રતાપી અને અસાધારણ માનવતાથી ભરેલું એમનું જીવન આપણને અનેક રીતે પ્રેરણાદાયી નીવડે તેવું છે. અહીં તો માત્ર એનો અલ્પાંશે પરિચય આપવાજ પ્રયત્ન થયો છે.........**

મુંબઇના ચર્ચગેટ સ્ટેશનથી હાઇકોર્ટ તરફ જતા વિશાળ રસ્તાની બન્ને બાજુએ આવેલી કેટલીક શિલ્પ-મૂર્તિઓ આપણું ધ્યાન ખેંચી રહે છે. સ્ટેશન બહારના ચોકમાં શ્રી. દીનશા વાચ્છાની મૂર્તિનું દર્શન કરીને આગળ વધીએ એટલે જમણી તરફ પહેલું જ સ્થાન અંગ્રેજ હાકેમની સ્વાભાવિક છટાથી ઉભેલા લોર્ડ સેન્ડહર્સ્ટની મૂર્તિનું છે. ત્યાંથી થોડે દૂર, વિદ્યા અને વૃદ્ધત્વને ભારે ઝૂકી રહેલા ન્યાયમૂર્તિ શ્રી. રાનડેનું શિલ્પ મિષ્ટ ફળોથી લચી પડતાં કોઇ સુવૃક્ષનું સ્મરણ કરાવે છે. ત્યાંથી આગળ વધતાં, પ્રભાવશાળી ધર્મગુરૂ જેવા દેખાતા લોર્ડ રેની અને હાઇકોર્ટ તરફના વળાંક ઉપર ઉભેલી સર રિચર્ડ ટેમ્પલની મૂર્તિઓ પોતાના નિત્ય વ્યવસાયમાં પ્રવૃત્ત થવા દોડતાં હજારો નરનારીઓ સામે અચળ દૃષ્ટિ માંડી રહે છે. એજ રસ્તાની ડાબી બાજુ તરફ જોઇએ તો, આસનમાંથી હમણાંજ ઉડવાના હોય એવી છટાથી બેઠેલા એક વખતના હિંદીપ્રધાન મોન્ટેગ્યુનું દર્શન થાય છે. ત્યાંથી થોડાંજ પગલાંને અંતરે સફેદ સંગેમરમરની એક પૂરા કદની શિલ્પમૂર્તિ ઉપર આપણી દૃષ્ટિ ચોંટી જાય છે. સફાઇદાર પાટલુન ઉપર લાંબો ડગલો દક્ષિણી ઢબની કલાત્મક ચકરી પાઘડી, ગોળ ચહેરા ઉપર ગોળ કાચનાં ચશ્માં, ડાબી તરફ રાખેલી પુસ્તકોની થપ્પી ઉપર પથરાઇ રહેલો ગડીબંધ ખેસ અને જાણે પોતાનો મુદ્દો સમજાવતા હોય એવી હાથની મુદ્રા. મૂર્તિ જોતાંજ ખાત્રી થઇ જાય છે કે કોઈ રાજનીતિજ્ઞ પુરૂષના શિલ્પની સામે આપણે ઉભા છીએ. એવા વિશિષ્ટ વ્યક્તિત્વવાળા સજ્જન એજ શ્રી. ગોપાળ કૃષ્ણ ગોખલે.

પ્રભાતનાં કુમકુમવરણાં કિરણો શ્રી. રાનડેની મૂર્તિ ઉપર રમી રહે છે તો સન્ધ્યાનો વિદાય લેતો પ્રકાશ શ્રી. ગોખલેનાં શિલ્પને સોનેરી રંગે ભરી રહે છે. રાજકારણના પહેલા પાઠ ગોખલે સ્વ. રાનડેનાંચરણોમાં બેસીનેજ ભણ્યા એટલે રાનડે તો એમના ગુરૂ. આઝાદીના ઇતિહાસના પ્રથમ પ્રકરણમાંજ પ્રવેશ કરતા આ ગુરૂશિષ્યનાં સ્મારકોનું સાન્નિધ્ય જાળવતા બદલ શહેર સુધરાઈ ધન્યવાદને પાત્ર તો ખરીજ.

કોંકણપટ્ટીના ચિતપાવન બ્રાહ્મણજ્ઞાતિ પ્રસિદ્ધ છે. કહેવાય છે કે આદ્ય ચિતપાવનોને ભગવાન પરશુરામે મેળવ્યાં હતા. મહારાષ્ટ્રી રાજ્યોના ચતુર પેશ્વાઓ પણ ચિતપાવન બ્રાહ્મણો હતા. ન્યાયમૂર્તિ રાનડે અને મહાગુરુ

કેસરી તિલક પણ ચિતપાવન જ્ઞાતિનાં. ૧૮૬૬ ના મે માસમાં ચિપલુણ તાલુકાના કાટલુક ગામમાં ગોખલેએ પણ એજ જ્ઞાતિમાં જન્મ લીધો.

પિતા કૃષ્ણરાવ રાનડેના સહાધ્યાયી; પણ આર્થિક હાલત ઘણી નબળી એટલે તેમણે અભ્યાસ પડતો મૂકીને કોલ્હાપુર પાસે આવેલાં એક દેશીરાજ્યમાં નાની નોકરી સ્વીકારી લીધી હતી. માતા ભણેલાં તો ન્હોતાં પણ સંસ્કારી અને આવડતવાળા તો ખરાંજ. ગોપાળ દશ વર્ષના થયા ત્યારે તેને અને તેના મોટા ભાઇ ગોવિંદને અભ્યાસ માટે કોલ્હાપુર મોકલવામાં આવ્યા. ત્રણેક વર્ષ અભ્યાસ ચાલ્યો ત્યાં પિતાશ્રીનું અવસાન થયું અને મોટાભાઇ ગોવિંદને નોકરીમાં જોડાવુંજ પડયું. એ જમાનામાં તો વેતન પણ કેટલું મળે ? પોતાના પંદર રૂપિયાના પગારમાંથી આઠ રૂપિયા ગોપાળને મોકલીને મોટાભાઇએ તેનો અભ્યાસ ચાલુ રખાવ્યો. ગોપાળ પણ એવા વિદ્યાપ્રેમી કે એક ટંક ખાઇને અને બહારની બત્તીના પ્રકાશમાં વાંચીને પરીક્ષાઓ પસાર કર્યે ગયા. યાદશકિત ઘણી સરસ એટલે ગણિતના વિષયમાં વધારે પ્રવીણ થયા. ૧૮૮૧ માં મેટ્રીક પાસ કરીને કોલ્હાપુરની રાજારામ કોલેજમાં દાખલ થયા. ત્યારબાદ પૂનાની ડક્કન કોલેજમાં ગયા અને છેવટે મુંબઇની એલ્ફિન્સ્ટન કોલેજમાંથી સ્નાતકની ઉપાધિ મેળવવામાં એ સફળ થયા.

સ્નાતક થયા પછી આગળ અભ્યાસ માટે શિષ્યવૃત્તિ મળી અને અન્ય પ્રવૃત્તિ તરીકે પૂનાની ન્યુ ઇંગ્લિશ સ્કુલમાં શિક્ષક તરીકે જોડાયા. આઠ રૂપિયામાં ગુજરાન ચલાવનાર ગોપાળને પાંત્રીસનો પગાર ઘણો મોટો લાગે એ સ્વાભાવિક હતું એટલે એ પગારમાંથી થોડી રકમ તો મોટાભાઇએ કરેલું કરજ ચુકવવા એ મોકલતા. નોકરી કરતાં કરતાં કાયદાનો અભ્યાસ પણ એણે શરૂ કર્યો.

એ વખતે પૂનાના બે યુવાનો—શ્રી. તિલક અને શ્રી. આગરકરે કેળવણી ક્ષેત્રમાં એક નવો પ્રયોગ કર્યો. તેઓએ 'ડક્કન એજ્યુકેશન સોસાયટી' નામની એક સંસ્થા સ્થાપી. એમાં જે વ્યક્તિ જોડાય તેણે વીસ વર્ષ સુધી શિક્ષણક્ષેત્રમાં સેવા આપવી પડે અને પંચોતેર રૂપિયાથી વધારે પગાર તેનાથી ન લેવાય એવી એ સંસ્થાની શિસ્ત હતી. ભાવનાશીલ ગોપાળ આ સંસ્થા તરફ આકર્ષાયા. મોટાભાઇ ગોવિંદે તો ઘણાં સંકટો વેઠેલાં એટલે ગોપાળનાં ઉજ્જવળ ભાવિ તરફ એની દૃષ્ટિ હોય એ સ્વાભાવિક હતું આ સંસ્થામાં ગોપાળ જોડાય એ તેમને ઠીક ન લાગ્યું પણ દૃઢ મનોબળવાળા ગોપાળનો વિજય થયો. મોટાભાઇ ગોવિંદને થોડું આર્થિક નુકસાન સહન કરવું પડયું પણ ગોપાળના એ પગલાંથી આગળ જતાં તેને હિંદના યશસ્વી-પુત્રોની શ્રેણીમાં સ્થાન તો મળ્યુંજ.

૧૮૮૫ ની સાલમાં ન્યુ ઇંગ્લિશ સ્કૂલનો રૂપપલટો કરવામાં આવ્યો અને ફર્ગ્યુસન કોલેજ સ્થાપવામાં આવી. ગોખલે એમાં પ્રાધ્યાપક તરીકે જોડાયા. મૂળ તો ગણિતના વિશારદ પણ અંગ્રેજી, રાજકારણ અને ઇતિહાસના વિષયો પણ તેઓ કુશળતાપૂર્વક શિખવી શકતા. એ કંઇ પુસ્તકિયા કીડા નહોતા. એનો તેજસ્વી બુદ્ધિદીપક તો હરકોઇ ક્ષેત્રમાં ઝળકી ઉઠતો.

ન્યાયમૂર્તિ રાનડે ગોખલેના પિતા કૃષ્ણરાવના સહાધ્યાયી ખરા પણ ગોપાળની સાથે તેમનો પ્રથમ પરિચય તો વિચિત્ર સંજોગોમાંજ થયો. ન્યુ ઇંગ્લિશ સ્કૂલના એક મેળાવડામાં હાજરી આપવા ન્યાયમૂર્તિ રાનડે આવ્યા. ગોપાળને કહેવામાં આવેલું કે આવા મેળાવડાઓમાં પ્રવેશપત્ર વગરના ઘણા લેભાગુઓ ઘુસી જાય છે માટે દરવાજા ઉપર કડક ચોકસી રાખવાની છે. શ્રી રાનડે આવ્યા પણ પ્રવેશપત્ર તો ભૂલી આવેલા. ગોખલેએ તેમનેજ રોકયા. રાનડે તો મુંઝવણમાં પડ્યા પણ પાસે ઉભેલા એક પરિચિત સજ્જને આ બે વિદ્વાનોનો પરસ્પર પરિચય કરાવ્યો. બસ, ત્યારથી રાનડે ગોખલેના ગુરૂ બન્યા. પણ રાનડેના હાથ નીચે કામ કરવું લોઢાંના ચણા ચાવવા બરાબર હતું. ગોખલે પણ હારે એવા ન્હોતા. પરિશ્રમના એ કાયર ન્હોતા. તે સમયમાં રાજકીય પ્રતિષ્ઠા ધરાવતી એક માત્ર સંસ્થા પૂનાની સાર્વજનિક સભા હતી. રાનડેએ ગોખલેને તેના મંત્રી બનાવ્યા અને એ રીતે ભારતવર્ષના હિતને માટે અહર્નિશ જાગૃત રહેતા એક અડગ સૈનીકનું ઘડતર શરૂ થયું.

૧૮૮૯-૯૦ માં ડક્કન એજ્યુકેશન સોસાયટીમાંથી તિલક છૂટા થયા એટલે ગોપાળની જવાબદારી વધી પડી પણ એનો એણે હસતે મોઢેજ સ્વીકાર કર્યો. પછી તો તેમણે રાજકારણની સીડી ઉપર ઝડપભેર કદમ ઉઠાવ્યા. ૧૮૯૦ ની સાલમાં માત્ર ત્રેવીસ વર્ષની ઉમરે તેમણે કોંગ્રેસની બેઠકમાં મીઠાનો કર ઘટાડવા બાબત પ્રસ્તાવ રજુ થએલો તેનું સમર્થન કર્યું. ૧૮૯૨ માં સનંદી નોકરીમાં

હિન્દીઓને દાખલ કરવા સંબંધી તેમણે કડક પ્રવચન કર્યું.. ૧૮૯૬ માં વેલ્બી કમીશન આગળ પુરાવો આપવા માટે તેઓ વિલાયત ગયા. ત્યાંથી પાછા ફર્યા પછી તરતજ મુંબઇ પ્રાન્તની ધારાસભામાં તેમને સ્થાન મળ્યું અને ૧૯૦૨ માં તો તેઓ મધ્યસ્થ ધારાસભામાં પહોંચી ગયા. ગોખલેનો અખૂટ વાક્‌પ્રવાહ સભાગૃહોમાં ફરી વળ્યો અને સિમલા અને કલકત્તામાં એમનો સિતારો પણ તેજે પ્રકાશી ઊઠ્યો.

જીવનનું સર્વશ્રેષ્ઠ કાર્ય તેમણે ૧૯૦૫ માં કર્યું. ભારતવર્ષની સેવા માટે ભેખ ધારણ કરે એવા લોકોને એકત્રિત કરવા 'સર્વન્ટ્સ ઓફ ઇન્ડીઆ સોસાયટી' નામની એક સંસ્થા તેમણે સ્થાપી. એ સંસ્થામાંથી પ્રકટેલા ફોરમે ભારતના રાજકારણને મહેકાવી દીધું.

ગોખલેનું પૂર્વજીવન ગામડામાં વીતેલું એટલે ખેડૂતોની હાલતનો તેમને પૂરો ખ્યાલ હતો. તેઓની ઉન્નતિ માટે સહકારી મંડળો સ્થાપવાનાં એનાં સૂચનો સરકારે પણ માન્ય કર્યાં. કેળવણીકાર તો પહેલેથીજ હતા એટલે કેળવણીના ક્ષેત્રમાં પણ ઉદ્દામ સુધારો દાખલ કરાવવા એમણે તનતોડ મહેનત કરી. ૧૯૦૫ માં બંગભંગની સરકારી નીતિ ઉપર તેમણે કડક પ્રહારો કર્યા. દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓને થતા અન્યાયનો પણ તેઓએ વિરોધ કર્યો અને એક વખત તો ગાંધીજીના આમંત્રણને માન આપીને દક્ષિણ આફ્રિકાની મુલાકાત પણ લઇ આવ્યા. તેઓ અંગ્રેજોના મિત્ર હતા પણ અંગ્રેજી રાજ્યવહિવટના કડક ટીકાકાર હતા. હિંદમાં રાખવામાં આવતાં ગોરાં લશ્કર પાછળ થતા લખલૂટ ખર્ચ ઉપર તો તેમણે તાબુખા ચેર્યા હતા. કર્જન જેવા ઉગ્રસ્વભાવના વાઇસરોયની પણ તેઓ ખૂબ ઝાટકણી કાઢતા. છતાં કર્ઝનને એના માટે સન્માનનીજ લાગણી હતી. એણે તેમને સી. આઇ. ઈ. નો ઇલ્કાબ પણ અપાવ્યો હતો. ગોખલે ઉદાર મનના હતા. તિલક અને તેના મંડળને ગોખલેની સમાધાનવૃત્તિ પ્રત્યે સારી લાગણી ન હતી એટલે પૂનામાં તો ગોખલેની જેટલી બની શકે તેટલી હાંસી કરાવવા એ મંડળે ખૂબ જહેમત ઉઠાવી હતી. જ્યાં પ્રાન્તીય સંકુચિતતા વગરની રાષ્ટ્રભાવનાથી કામ કરનાર ગોખલેના યશઃસૂર્યને ગંદી ટીકાઓનાં વાદળાં ઢાંકી શક્યાં નહોતાં.

ભારતવર્ષને લગતા અનેક પ્રશ્નો માટે ગોખલેએ જીવનભર પોતાનો વાક્‌પ્રવાહ વહેવડાવ્યો. એક નહિ પણ અનેક સંસ્થાઓમાં જવાબદારીભર્યાં સ્થાન ઉપર એણે કામ કર્યું અને એ બધાંને પરિણામે તેમના શરીરને ઘણો ઘસારો લાગ્યો. મૃત્યુથી તો એ ડરતાજ નહિ. કહેતા કે જીવનનદીનો આ કિનારો જોઇ નાખ્યો, મજા પડી; હવે બીજા કિનારાનું ભ્રમણ કરવાનો વિચાર છે. આટલા ઊંચા હોદ્દાઓ ભોગવ્યા છતાં ઘમંડ એને કદી સ્પર્શી શક્યો નહોતો. એને હિંદ અને હિંદનાં માનવીઓ ખૂબ વહાલાં હતાં. ૧૯૧૫ ના ફેબ્રુઆરી માસની ૧૯ મી તારીખે તેમનું અવસાન થયું ત્યારે ભારતમૈયાએ એક સુપુત્ર ગુમાવ્યો, અંગ્રેજોને એક અનન્ય મિત્રની ખોટ પડી અને માનવજાતિને પોતાનું દર્દ સમજનાર એક હમદમનો વિયોગ થયો!!

ગોખલે ગયા! પણ રાષ્ટ્રહિતને માટે પોતાનાથી પણ વધારે જાગૃત રહે એવા ચોકીદારને વારસામાં મૂકતા ગયા. એ ચોકીદારે માત્ર ચોકીયાત પ્રવૃત્તિજ ન કરી પણ ચોરનો ભય કાયમને માટે ટાળ્યો. જ્યારે સામાન્ય ઇમારતોનું ચણતર થાય છે ત્યારે માથોડું માથોડું પાયા ખોદી પ્રસ્વેદ નિતારીને એને પૂરનારાઓને તો કોઇ યાદ પણ નથી કરતું. ઇમારતના ભવ્ય સર્જનનો બધો યશ કોન્ટ્રાક્ટ લેનાર કંપનીનેજ મળે છે પણ આઝાદીની ઇમારતની વાત જુદી છે. એના પાયા પૂરનારાઓના ત્યાગ અને બલિદાનનાં સ્મરણ વગર તો એ ઇમારતની દિવાલો કાચીજ રહી જવાની. આજે જ્યારે સદ્‌ગત મહાનુભાવોએ પૂરેલા પાયાઓ ઉપર આઝાદ ભારતની ભવ્ય ઇમારતનું ચણતર થઇ રહ્યું છે ત્યારે એ ચણતરમાં ભાગ લઇ રહેલા આપણે સૌ ગોખલે અને તેના સમકાલીન મહાપુરુષોના આદર્શોનું સ્મરણ કરતા રહેશું તોજ આઝાદી-સંગ્રામના આદ્ય સૂત્રધારોનું સાચું સ્મારક રચાશે

★
★ ★
★

# અનંત પ્યાસ

એક મુખડાંની પ્યાસે રે,
ખંડેખંડ ઘૂમી વળ્યો,

એક રૂદિયાની આશે રે,
ખંડેખંડ ઘૂમી વળ્યો.

આછા અંતર ઉજાશે રે,
દીઠું એની દેહલતા,

કંઈ દેખું ન દેખું રે.
ત્યહીં રંગ ચાલી જતા.

કોઈ સંધ્યાને ગાલે રે,
કદિ એને જોઈ રહું,

ઉષારાણીને ભાલે રે,
કદિ એમાં મોહી રહું.

કદિ સાગર ઉછાળે રે,
હૈયું એનું નાચી રહે,

કદિ ડુંગરની ધારે રે.
એનાં રૂપ રાચી રહે.

છતાં દૂરે ને દૂરે રે,
ઝબકી એ જાય વહી,

મારા અંતર ઊંડાણે રે.
જતો અંધકાર રહી.

હું તો પ્યાસીનો પ્યાસી રે,
સદા એને ઝંખી રહું,

રહે એ તો ઉદાસી રે,
છતાં એક એને ચહું.

એના મુખડાંની પ્યાસે રે,
ખંડેખંડ ઘૂમી વળ્યો,

એના રૂદિયાની આશે રે,
ખંડેખંડ ઘૂમી વળ્યો!

ગુલાબદાસ બ્રોકર

# ✢ જાહેર આરોગ્ય ✢

ગામડાં શહેરો કે મહાનગરોને સુખી, સમૃદ્ધ અને આકર્ષક બનાવવામાં જાહેર-આરોગ્યની જાળવણી કેટલી મહત્ત્વની છે તે દર્શાવતી એક સચોટ અનુભવગાથા.

લેખક: ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ.

---

આપણાં લોકોને દાતણ કરવાની, સ્નાન કરવાની, વાસણકુસણ માંજવાની અને ઘરની અંદર લીંપી-ગુંપીને સાફસુફ રાખવાની ટેવ એકંદરે ઠીક હોય છે. પણ ઘરની બહાર આંગણાંમાં કે પોળોમાં અતિશય ગંદકી રહે છે. આપણું ગામડાં કોઈ વાળતું નથી. વાવોનાં પગથીઆં અને પરથાર કચરાથી ભરપૂર હોય છે અને તળાવ કિનારા અને નદી કિનારા મળમૂત્રથી દૂષિત થયેલા બારે માસ રહે છે.

જળાશયોની શુદ્ધિ માટે આપણાં શાસ્ત્રોમાં સખ્ત આજ્ઞાઓ છે અને નદી તળાવમાં કોઈએ કોગળા ન કરવા, એઠાં એઠાં ના કરવી વગેરે અશુદ્ધ કે અપવિત્ર વર્તન ન રાખવાની સ્પષ્ટ આજ્ઞાઓ છે. પરન્તુ લોકકલ્યાણના આ જૂના હુકમો કોઈ પાળતું નથી અને નદી તળાવમાં નાતાં કે નાવા જતાં હજાર વિચાર કરવા પડે છે કારણ કે પાણી-દ્વારા અનેક કુરોગો ફેલાય છે અને ખસ કે ગડગુમડ વાળાં ચાંદાંવાળાં, ટાઇફોઇડ, ઝાડા, મરડા કે દમ કે ક્ષયનાં દરદીઓના ચેપ એ પાણીમાં પડયા હોય તો એ ચેપનાં હજારો અને લાખો જંતુઓ સાથે માણસના શરીરમાં પ્રવેશ કરીને તે તે રોગોનો ઉપદ્રવ ફેલાવી શકે છે.

કોઈ તળાવ કે નદીનાં પાણી પીવા લાયક રહ્યાં નથી અને કુવાના કાંઠા પણ ગંદા અને દુર્ગંધ મારતા ઠેકાણે ઠેકાણે જોવામાં આવ્યા છે.

અમદાવાદની પાસે ફતેહવાડી કરીને ગામ છે. ત્યાંનો કુવો જોવા હું એક વખત ગયો હતો. કુવાની આસપાસ ચારે બાજુએ પુષ્કળ કાદવ હતો. બધી સ્ત્રીઓ એ કાદવ ખુંદીને પાણી લેવા જતી અને આવતી હતી. પાસે ટેકરા પણ ઘણા હતા. ગામડાનાં સ્ત્રીપુરુષો જાત મહેનત કરવાવાળાં હતાં. છતાં કોઈ ટેકરા ખોદીને એ માટીથી કાદવ પુરી દેવાનો વિચાર સરખો ન હતો. એ કલાકનુંજ કામ હતું. અને ગામનો પુરુષ વર્ગ ટેકરા ખોદવા એકઠો મળે તો સ્ત્રીઓ જરૂર ટોપલીઓમાં એ કોરી માટી ભરી ભરીને કાદવમાં નાખી શકત પણ ગામ સેવાની એવી ભાવના કોઈમાં ખીલી નોતી.

નડિયાદ પાસે વડથલ કરીને ગામ છે. ત્યાંની વાવ છે તો નાની, પણ પાણી મીઠું છે અને બહુ ઊંડી નથી. પણ એ વાવને લોકોએ બગાડી મૂકી છે. સુવાવડીઓ પોતાનાં લુગડાં એ વાવમાં ધુવે. બાળોતિયાં પણ ધોતી હશે.

પાંદડાં, કચરા અને ઠીકરાં, ચીંથરાં અને ખાસડાં વાવના ઉપરનાં પગથિયાંથી તે નીચેનાં પગથિયાં સુધી પડેલાં હોય.

સ્વયંસેવકોની કોઈ ટૂકડી આ વાવને સાફ કરવા વિચાર સરખો કરતી ન હતી.

પ્રાંતીજ પાસે ગટી નામનું ગામ છે. લોકો ઉત્સાહી અને સેવાભાવવાળા છે છતાં ત્યાંની વાવ, અતિશય ગંદી અને વીંછી કાનખજૂરા કે સાપ જેવાં ભરાઈ રહે એવી લજામણી છે.

વર્ષોવર્ષ લોકોને આ વાવના સ્પર્શથી વાળાનું દરદ થાય છે અને લોકલ બોર્ડે એને સાફસુફ કરાવ્યા છતાં પાછી થોડી વારમાં હતી એવી ને એવી ગંદી થઈ ગઈ છે.

આણંદ મ્યુનિસિપાલીટીના એક વખતના સેનીટરી કમિટીના ચેરમેન સાહેબે મને એક ગાંધી-સપ્તાહમાં શહેર સફાઈના કામની તપાસ કરવા બોલાવ્યો હતો.

પાંચ પછી હું સફાઈ કામ જોવા નીકળ્યો. એક સારી સાફ કરાવેલી પોળ મને બતાવવામાં આવી. પણ એના કુવા પાસેની કુંડી કાળા ગંધાતા કાદવથી ભરચક ભરેલી હતી. પાસેની હવેલીની ભીંતમાં એક વરસાદના પાણીની નીક હતી તે પણ કચરાથી ભરેલી હતી. કુવાના

ચાળાની બાજુમાં સાંગોળથી છાયેલી નીક હતી, એથી કુવામાં ધોઈ ધોયેલાં પાણી ના પડી જાય તેવી તજવીજ આપણા વડીલોએ સંભાળપૂર્વક કરી હતી પણ એ નીક પણ ગંધાતા કાદવથી ભરાયેલી હતી.

મેં તો બીજે સફાઈ જોવા જવાને બદલે પાવડો માગ્યો અને મારે હાથેજ પેલી કુંડીના, હવેલીના, ખાળના અને નીકના કચરા કાઢવા માંડ્યા.

પછી તો મારા હાથમાંથી પાવડો પાસે ઉભેલાં સ્ત્રીપુરુષોએ લઈ લીધો. પુરુષોએ કાદવ કાઢવા માંડ્યા અને સ્ત્રીઓએ કુવાનાં પાણી કહાડી કહાડીને એ બધા ભાગ ધોવરાવ્યા.

અડધા કલાકમાં કુવાની આસપાસ સ્વચ્છતા થઈ ગઈ અને એકાદ ગાડું ભરાય એટલા કચરાનો ઢગલો થઈ ગયો.

સામેજ ચોકઠું હતું. પોળનાં બાળકોને માટે સુંદર ક્રીડાંગણ ત્યાંજ થઈ શકે એવું હતું પણ પોળમાં લોકોની સ્વચ્છતા માટેની સમજ એટલી બધી બ્હેર મારી ગયેલી હતી કે ગાંધી–સપ્તાહના સફાઈના કાર્યક્રમ છતાં આ કુવો કે પેલું ચોકઠું કોઈને સાફ કરવાનું સૂઝયું ન હતું.

એ ચોકઠું સાફ કરવાની પણ મેં માગણી કરી અને સાવરણા અને પાવડા માગ્યા.

ગંધાતી ગોદડીઓ, મેલાં ચીંથરાં, ફાટી ગયેલાં ખાસડાં, કાણી ડોલો, શુદ્ર ખીલા, ભાંગી ગયેલાં ફાનસ કાણા ટોપલા, તુટેલી શીશીઓ, કાચ, કાગળ એવી નાના પ્રકારની સોગાતોથી ચોકઠું ઠસાઠસ ભર્યું હતું પણ મને એ સાફ કરતાં દેખી પોળનાં છોકરા છોકરીઓ પણ દોડી આવ્યાં.

કોઈ ટોપલા લાવ્યાં. કોઈ સાવરણી લાવ્યાં. મ્યુનિસિપાલીટીનાં ઝાડુદારો તો હતાંજ.

બધાંએ મળીને એક કલાકમાં એ ચોકઠું પણ સાફ કર્યું. છતાં પોળના આગેવાનોનાં ઇમારતી લાકડાં અને બાળવાનાં લાકડાં ત્યાં પડ્યાં હતાં તે ઉપાડવાની એમણે ના પાડી. બંડ કરવાનો વખત ન હતો. અને સફાઈ કામની શરૂઆતમાં મારે ઝાઝો વિરોધ કર્યે પાલવે એવું ન હતું તેથી એ લાકડાં એક બાજુ ગોઠવાવ્યાં અને આખું યે ચોકઠું રમત ગમતના મેદાન માટે તૈયાર કર્યું.

પણ ચોકઠાની એક બાજુ ગામની એક ગાંડી બાયડી રહેતી હતી એણે પોતાની પર્ણકુટી ત્યાં કરેલી એ ગાળો બાંડવા લાગી, એણે તો મહિનાઓ સુધી આખા ગામનાં ચીંથરા વીણીને પર્ણકુટીમાં ભર્યાં હતાં. તાપડાં અને ટાટથી ઝૂંપડીની દીવાલો કરી હતી અને એ આખું અતિશય ગંદુ અને ભયંકર હતું. એણે વળી એક કરડકણું કુતરૂં પાળ્યું હતું. તે કુતરૂં પણ એણે અમારી ઉપર છોડયું. પણ કરડે તે પહેલાં તો બીજા લોકોએ એને મારી કહાડયું.

એ આખી ઝૂંપડી બાળી મૂકવા લાયક હતી અને ગામ લોકે આ ગાંડીને સારૂ કોઈ બીજી ઝૂંપડી સ્વચ્છ કરાવી આપવી જોઈતી હતી. પણ કોઈને માથે મોઢ ન હતો અને મ્યુનિસિપાલીટી પણ આ ગાંડીને પહોંચી વળવા અસમર્થ હતી.

ઉમરેઠમાં એક ચારે બાજુએ બાંધેલું સુંદર તળાવ છે. પણ એનીએ ગામ તરફની બાજુના ઓવારા પર વાળ અને એઠાં પતરાળાંના અને કચરાના ઢગ પડ્યા હતા.

લસુંદ્રાના કુંડ સુપ્રસિદ્ધ છે. પણ આખું ગામ ત્યાં મફતનું ગરમ પાણી મળે છે તેનો લાભ લેવા દરરોજ સવારથી દાતણ પાણી કરવા અને સ્નાન કરવા એકઠું થાય છે.

કુંડની આસપાસ વિશાળ જગા છે પણ દાતણની ચીરીઓના ત્યાં ઢગ પડ્યા છે અને ગંદકીનો પાર નથી.

ગુજરાત સાહિત્ય સભાને એક વખત હું ચંડોળાના નરસિંહજી છે ત્યાં ઉજાણીએ લઈ ગયો હતો પણ મ્યુનિસિપાલીટીની એક આખી આદર્શ સફાઈની ટુકડીની સેવા સવારથી સાંજ સુધી લીધી ત્યારે એ સ્થળ અને આજુબાજુનો ભાગ હું સ્વચ્છ કરાવી શક્યો હતો.

૧૧૨ મણ કચરો ત્યાંથી નીકળેલો: તળાવ અને મંદીરની વચમાં એક કુંડ છે. એ કુંડનું પાણી તો સુકાઈ ગયું હતું પણ બધાં પગથીઆં ધૂળ અને કચરાથી એવાં દટાઈ ગયાં હતાં કે ત્યાં બેસી શકાયજ નહીં. એ બધું તે દિવસે આખો દિવસ ખોટી થઈને સાફ કરાવ્યું. ચાંદનીમાં એ પગથીઆં પર પછી અમે બેસી શક્યા અને ઉજાણી પછી વાર્તાવિનોદ અને ગીતો ગાતાં ગાતાં તળાવની લ્હેરો પર પડતો ચંદ્રનો પ્રકાશ જોયા કર્યો.

આવી અનેક સફાઈઓ, મેં જાહેર સ્થળોની અને મંદીરો અને ધર્મશાળાઓની કરાવી છે.

મરી ગયેલી બિલાડીઓનાં હાડપિંજર, સુકાઈ ગયેલાં ઉંદરોનાં ખોખાં, કાનખજુરા, વીંછી અને સાપ સુદ્ધાં આવે સ્થળેથી ખસેડયા છે અને લોકોને સફાઈ અને સૌંદર્યના પદાર્થપાઠ આપવા પ્રયત્ન કર્યા છે.

ઘરની પાછળના વાડા અને ડીંડીઓમાં જમાનાના કચરા પડેલા હોય છે. જાજરૂઓ પાસે જવું અશકય લાગે છે ઉકેડા પાસે માખીઓના બણબણાટ અને દુર્ગંધનો પાર નથી.

લોકો ગમે ત્યાં એઠી બેઠી કરવા બેસી જાય છે. છોકરાંઓને ઘરના ઓટલા પાસે ઝાડે ફરાવવા આવે છે અને એ મેલાપર કોઈ ધુળ સરખીએ નાખતું નથી.

એઠવાડની ચાટો, માંદાની પથારીઓ પાટા, લીંટ, થુંક, પાનની પીચકારીઓ, કેરીઓના ગોટલા છોડા; શેરડીના કુચા ચીંથરાંના ડુચાએવું તો કંઇ કંઇ પ્રદર્શન પ્રિય ભારત માતાની ગોળો અને શેરીઓમાં પુષ્કળ જોવા મળે છે.

ઓરી, અછબડા, બળિયા, ઉટાંટીઆ, ઘરાધ ઝાડા, મરડા એ બધા અટકાવી શકાય એવા રોગો છે પણ એતો પારાવાર પ્રસરી જાય છે અને હજારો બાળકો વિનાકારણે મરે છે.

મેનીનજાઈટીસ, ઇન્ફ્લુએન્ઝા, ટાઇફોઈડ વગેરે મૂળ આપણા દેશના રોગો નથી પણ એક વાર એ કોઇની મારફતે આવ્યા તેમણે સ્થળે સ્થળે "વેલકમ-વેલકમ" એવાં જાણે પાટીઆં ના માર્યાં હોય એવું હિંદુસ્તાનમાં જોયું એટલે હવે તે કાયમનાં ઘર કરીને રહયા છે.

પ્લેગ પૃથ્વીના તમામ સુધરેલાં દેશોએ અટકાવ્યો પણ આપણે ત્યાં વધેજ જાય છે.

મેલેરિયા તાવ અટકાવી શકાય એવો રોગ છે પણ એનાથી દસ લાખ માણસો મરે છે અને દર-વર્ષે ૧ કરોડ માણસ માંદા રહે છે.

વાતાવરણ સ્વચ્છ સુંદર અને આકર્ષક નહીં કરીએ ત્યાં સુધી ઉગતી પ્રજા તન્દુરસ્ત આનંદી અને લાયક બનવાની નથી. ગામોની ભાગોળો, ધૂળવગરની બને, ત્યાં લીલાં ઘાસનાં મેદાનો હોય, ગુલમહોર જેવાં વૃક્ષોથી ગામની આસપાસના માર્ગો શોભીના થાય, તો કોઈ ગામડાંમાં રહેશે; નહીંતો લોક શહેરોમાં ભરાશે અને દુઃખી થશે.

---

## : પ્રભુને :

અસત્થી જિંદગીના ખેલ જીતે તે ય હારે છે,
ને સત્થી જિંદગીના ખેલ હારે તે ય જીતે છે!
ભલે હો એવું, કિંતુ આંહીં તું જૂઠું બતાવે છે,
અરે નિર્દોષને કેવા અહીં તું તો ફસાવે છે!
રડીને એકલો તું જો હજારોને હસાવે છે,
હસીને એકલો તું કાં હજારોને રડાવે છે?

—— ઉપેન્દ્ર પંડ્યા. ——




રવિ-બીજનો એ વાવનારો, જ્યોતિનો—
અગ્રાહ્ય ને અસ્પર્શ્ય એવી જ્યોતિનો :
નવધાન્યને લણવાતણી જે ધન્ય ક્ષણ ખેડૂતની—
એ ક્ષણનું એને સ્વપ્ન મિથ્યા સેવશું:
અદ્ભુત યુગાન્તરભાવિ કો ઘટના સમું.
મોતી મઢેલાં કણસલાં કે તામ્રવર્ણાં ધાન્યના
એના ન કોઠીકૂટ કોઠારો ભર્યાં;
ને ક્ષેત્ર એનાં (આત્મનાં, ના ભૂમિનાં)
કો ઉગ્રતર પરિણામ ભાવી ભાખતાં.
સંસારના કાળા ગહન ઓળામહીં
એને—નિયત, આહ્ત છતાં—ના પેખવી,
આગાહી કરતી કનકઉજ્જવલ સત્યની,
દેદીપ્યમાન સુફલસમૃદ્ધિ સૂર્યની.
કૈં કૈં સદીઓ કાલની, એના પરિશ્રમફાલની
આડી ખડી છે ભાવિ એનું આવરી;
આત્મા અને અન્તઃકરણની ભોમમાં
જે નિજકરે દ્યુતિબીજ એણે રોપિયાં
તેની પ્રભાને ખીલતી એ નિરખશે?
કે કાળ તે પ્હેલાં જ એને ભરખશે?
કરૂણા કરો હે નાથ રવિના અમ પરે-
સામર્થ્ય દો, દિવ્યપ્રભા તમ દશદિશે પ્રકટાવવા,
ને દિવ્ય રાજ્ય તમારૂં જ્યારે આવશે
ત્યારે કહેશો ને પ્રભો ! "શાબાશ છે
ઓ શાબાશ છે!" જ્યોતિવાવણહાર રે,

---

જૂન ૧૯૪૮ ના American Friend માં આવેલા E.M. Root રચિત. The Teacher નામના કાવ્યનો ભાવાનુવાદ.

# દારૂબંધીને અપનાવવી જોઇએજ

"એમ કહેવાય છે કે દારૂ પુષ્ટિકારક છે કારણ કે એમાં પ્રજીવનક તત્વો–વીટામીન્સ હોય છે. એમ પણ કહેવાય છે કે બીયર તો વળી વધારે પુષ્ટિવર્ધક છે કારણ કે એ તમારા શરીરની કાર્યશીલતાને ટકાવી રાખે છે. તાડીમાં વીટામીન બી. રહેલ છે એમ પણ કહેવાય છે. કોઇપણ નવો જ્યોતિષશાસ્ત્રી જે કંઇ કહે તે તમામ ખરૂં છે. વિજ્ઞાનની પ્રગતિને હું સંશયની નજરથી જોતો નથી. પરંતુ કોઇપણ ખરો વૈજ્ઞાનિક કોઇપણ સંજોગોમાં દારૂ લાભદાયી છે એમ કહેશેજ નહિ. તે એમ પણ નહિ કહે કે તાડીમાં વીટામીન બી છે એટલે એ પીવી જોઇએ. આ પ્રશ્ન ઘણાં વર્ષો પહેલાં ઉપસ્થિત થયો હતો. પરંતુ તે વખતે હું પ્રધાન નહોતો. ઘણાં વર્ષ પહેલાં મેં કોઇએક છાપાંમાં વાંચેલું કે અમુક માણસ તાડીમાં વીટામીન છે અને એટલે એ લાભદાયી છે એવો દાવો કરે છે. ત્યાર પછી અમારા પ્રાંતમાં વસતા ખોરાકશાસ્ત્રના એક જગમશહૂર નિષ્ણાતનો મેં સંપર્ક સાધ્યો અને એમણે જ કહેલું કે શકિત ટકાવવા માટે બીયર પીવો એ જેટલું બીન-જરૂરી છે તેટલું જ બીન-આવશ્યક વીટામીન બી. મેળવવા માટે તાડીનું પાન છે."



"તમારી ખૂટતી તંદુરસ્તી મેળવી લેવા માટે તમે ખોરાકમાંથી જ વીટામીન બી. મેળવી શકો છો. વીટામીન-બી. મેળવવા માટે કોઇ ગરીબ માણસે મદ્યથી ચકચૂર બની એની બૈરીને મારઝૂડ કરવાની જરૂર નથી. વીટામીન-બી. મેળવવા માટે એણે મોટા કરવેરા ભરવાની પણ જરૂર નથી.

*દારૂબંધી અમલમાં આવતાં આ દેશમાં આવી કોઇપણ* આપત્તિ આવનાર નથી."

"આપણે હાલમાં લીધું છે એવું પગલું જો કોઇ પણ સરકાર અથવા કોઇપણ રાજકીય કાર્યકર સૌથી પહેલ-વહેલું લે તો તેને પહેલાં તો કોઇ સહન કરે જ નહિ. જો કોઇ વસ્તુ ભયંકર હોય તો તે અસ્તિત્વમાં છે એજ કારણે શું નભાવવા લાયક બની જાય છે? દારૂબંધીને બધાયે અપનાવવી જોઇએ જ. એમાં કોઈ શંકા હોઈ શકે જ નહિ. ભૂતકાળમાં જે થોડા વખત પ્રચલિત બની ગયેલ છે એને દૂર કરતાં થોડી અગવડ, થોડી કનગડત, થોડી ખોટ, થોડો ખળભળાટ, થોડો સંઘર્ષ—વગેરે વેઠવાં પડેજ! ભૂતકાળમાં લાંબો વખત પ્રચલિત બની ગયેલી સારી કે નરસી ગમે તે વસ્તુને ખસેડવા જતાં પુષ્કળ ખળભળાટ તો થવાનોજ! લોકોએ એમાં નાણાં રોકયાં છે, એના ઉપર નભતા આવ્યા છે, એનો વેપાર કર્યો છે અને એના ઉપર સટ્ટા પણ ખેલ્યા છે. પણ જો એ ખરાબ વસ્તુ હોય તો એને દૂર કરવી જોઇએ જ. દરેક ફેરફાર સાથે કંઇ કંઇ ખળભળાટ તો થાય જ. તે મુજબ બહુજ લાંબા વખતથી પગપેસારો કરી ગયેલ અનિષ્ટ—પછી ભલે માણસ જાતના સુખચેનનું એ વિઘાતક હોય તો પણ—ને દૂર કરવામાં ઉહાપોહ તો થવાનો જ."*

* તા૦ ૨૫મી જુન ૧૯૩૯ના રોજ મુંબઇમાં શ્રી ચક્રવર્તી રાજગોપાલાચારીએ આપેલ એક વ્યાખ્યાનમાંથી.

# ત્રિમૂર્તિ

( શાર્દૂલ )

મૃત્યુ-વ્યાધિ-જરા-પીડિત જગ આ ડૂબ્યું'તું દુઃખાર્ણવે,
ગ્લાનિગ્રસ્ત તમિસ્રત્રસ્ત જનતા ક્રન્દન્તી ઘેરા રવે;
રાચન્તી ક્રૂર રક્તવક્ત્ર પ્રકૃતિ સંહારલીલા મહીં,
ક્યાં યે નામ નિશાન વિશ્વભરમાં શાન્તિનું દીસે નહીં.

જેવી ખીલી રહે પ્રભા પ્રગટતાં કો પદ્મની પાંખડી,
એવી હર્ષ ઝરન્ત સ્નિગ્ધ ઉઘડી સિદ્ધાર્થની આંખડી;
ત્યાગી સર્વ મહાભિનિષ્ક્રમણથી દુઃખો જનોનાં હર્યાં,
શાન્તિસ્રોત વહંત બુદ્ધનયનો વિશ્વે બધે વિસ્તર્યાં.

નેને નીર વહાવતા પ્રણયનાં, હૈયે ક્ષમા ધારતા,
કારુણ્યે ઇસુ-ખ્રિસ્ત પાપપડિયા કૈં માનવો તારતા:
હિંસા દૂર હઠાવી શાન્તિ સજતા ચીરી બધા દંભને,
જલ્લાદોની ક્ષમાર્થ પ્રાર્થન કરી ભેટ્યા વધસ્તંભને.

દર્શાવી શિવપંથ સત્ય-સમતા-શાન્તિ-અહિંસા તણો,
હૈયાં માનવતાભર્યાં ગુહવતા રેલી સુધાવર્ષણો:
ગાંધીજી પ્રગટ્યા અને નવઉષા મુક્તિની ખીલી રહી,
જ્યોતિ એક અનસ્ત કેરું વસુધા માંગલ્ય ઝીલી રહી.

પ્રો. ચતુરભાઇ પટેલ




ગ઼ડ઼ડ઼ડ઼ડ! ગડ઼ડ઼ડ઼ડ!! ગડડ઼ડ઼ડ!!!

રાતને સમયે એવા અવાજ વારંવાર થતા સાંભળીને મેં મારી આગળ ફાનસ લઈને ચાલતા પટાવાળાને પૂછ્યું: "આ શાના ધડાકા થાય છે?"

"સાયબ, પસેં એ વાત કૈશ, હમણાં ઓયથી હું આ જેયે તો હારું."

એમ કહી ચાલવા માંડેલા પટાવાળાની પાછળ અમે ચાલવા માંડ્યું, તે વખતે જ મારા ડાબા હાથ તરફના નાનકડા મહોલ્લાની વચ્ચે, બે બાજુના મકાનોના પડછાયાથી વિશેષ અંધારિયા જેવી લાગતી નવેળીમાં બે ત્રણ માનવ ઓળાઓને અંધકારમાં ડૂબી જતા અમે જોયા.

વડોદરા રાજ્યના વિજાપુર તાલુકાના હયણાહોડા નામના ગામડામાં એક ગરાસિયણ પાંચ છ વરસથી અન્ન જળ વિના જીવંત રહી છે એવી વાત જાણી તેથી કુતૂહલથી અમે બે ચાર મિત્રો ત્યાં જવા નીકળ્યા હતા. આંબલિયાસણથી ગાડી બદલી વિજાપુર લાઈનના ગોજારીયા સ્ટેશને ઉતરી એક્કાઓમાં અમે શીકર રોડની મજા માણતા રાતે સમૌ ગામમાં એક સ્નેહીને સાથી સરકારી ચોરામાં ઉતારો જમાવ્યો હતો.

રાત પડી ગયા પછીની એ ત્રણ ગાઉની [illegible] ટૂંકી મુસાફરી યાદ રહી જાય તેવી હતી. આસપાસનાં ખેતરોમાંથી પૃથ્વીએ પીવેલા તાજા વર્ષાના [illegible] મઘમઘતી સોડમ આવતી જે શહેરમાં ભાગ્યે જ ઘ્રાણેન્દ્રિયને મળી શકે. પૃથ્વીની સુવાસ, રાત્રિની નીરવતા, ડુંગરમય ઉત્તર ગુજરાતનું વાતાવરણ. એમાં વાડીઓમાં વાવેલા [illegible], [illegible] વગેરેની સુગંધી [illegible] ની રસલ્હાણ સમાં વાસનાં. ક્વચિત્ ઝાડની બાજુએથી એક [illegible]

નોળિયાનાં પગલાંથી સુકાં પાંદડાંનો અવાજ થાય એટલે અમારામાંથી કોઇક વિદ્યુત્‌મશાલનો ચમકારો કરે, ત્યારે અંધકારરૂપી વિરાટ રાક્ષસના હૈયામાં ભોંકાતા ખંજરથી એ પ્રકાશરેખા દેખાતી, તેનાં અજવાળાં દૂર સુધી પથરાતાં અને વૃક્ષોની ડાળી ઉપર રાતની વિશ્રાંતિ લેતાં પંખીઓ ભયભીત બની જાગી ઉઠતાં.

'રેલગાડી કરતાં રાતની તો આ એક્કાનીજ મુસાફરી સારી.' અમારામાંથી કોઈએ કહ્યું.

'સારી શું, આહ્‌લાદક, મનોહર, અદ્‌ભુત...!'

'કવિરાજ, જો જો એકાદ કવિતા રચી નાખતા!

'રચાવાનીજ. આ વાતાવરણુજ 'કવિત્વમય છે' એનો રસાસ્વાદ ચાખ્યા પછી, જેના હૈયામાં એનાં સંવેદન જાગે, નહિ તે તો પશુમિ નરાણાં....!

અમારી આવી વાતોથી એક્કાવાળાઓએ અમારૂં જે મૂલ્યાંકન કર્યું હોય તે ખરૂં, પણ એમાંના એકે તો કહ્યું: 'સાયબ, આ બાજુનો અમારો ટપ્પોજ બહાએ નવરાશની વેળાએ જાતે તસ્દી લઈને સરજ્યો હોય એવોજ છે. એક દા'ડે હું અમારા ડીપોટી સાયબ પરીક્સા લેવા આવેલા ઈમને આજ એક્કામા બેહાડીને લઇ જતો'તો ત્યારે ઈમણે આવુંજ કહેલું... હેંડબા હેંડય:' બળદને લલકારીને દોડાવીને એ બોલ્યો: 'સાયબ, આ અમારા હમો ગામમાં એક્કાતો ઘણ્ઍ સે, પણ ઈ બધાંમાં મારો એક્કો શર નંબરનો! ગામની નેહાળના મોટા માસ્તર ભોળાભાઇ મારા વના કોઈનો એક્કો ડીપોટી સાયબ માટે મોકલેજ નહિ ને...'

'કેવા છો?' મેં પૂછ્યું.

'રજપૂત સાયબ, ગરાશિયા...'

'ત્યારે તો ઘેર ગરાસ હશે?'

'હોઇજસ્તો સાયબ, પણ બધુ ટચમા ગ્યુ.'

'પહેલાં...?'

'પહેલાં તો સાયબ આ બધી જમીન છે એ બધી આંટોજ અમારો રજપૂતોનો. અમે રાજાઓના ભાયાતો ખરાને...'

'એ હવે તમારો નથી? ગાયકવાડે લઇ લીધો કે અંગ્રેજોએ?'

'ના રે, સાયબ, કોઈએ કાંઈ પડાવી લીધું નથી. અમારું તે કુણ લેનાર હતું. સાયબ અમે હગે હાથે બધું લખી આલ્યું તેથી આ એક્કા બાડે ફેરવવાનો દશા આવીને? બાકી તો અમે પરમાર અને પરથમી તો પરમારોના જ બાપની...'

'તમારું નામ?

ગલાબસંગ પરમાર... હેંઅ મારો બાપ કરે હવે તો ગામ આખી પોંચ્યું છ.'

'તે પરમાર, તમે શા માટે જમીન લખી આપી, કોને લખી આપી?'

ગુલાબસિંહ સહેજ હસીને બોલ્યા: 'સાયબ, નશો કરીને બધું વાણીઆંને આલી દીધું. પણ હવે અમારો વખત આયો સે. દારૂ પી ને બધું ખોયું પણ પાછું દારૂ પીનેજ મેળવવું સે. હવે તો ભલભલા અંગરેજનું રાજ ગયું, તો હુંગલાંનાં શ્યાં ગજાં... હેંડય બા, આપની નોંક નાં જાય, આગળ જ રે'વાનું...' કહી ગુલાબસિંહે બળદના પૂંછડા આગળ પરોણી અડકાડી.

અત્યાર સુધી રેત હતી, હવે કોરી જમીન આવીને બળદ દોડવા લાગ્યો એટલે અમે એક્કામાં ઉછળવા લાગ્યા.

'જો જો હો પરમાર, વાણીયાની દાઝ અમારી ઉપર ના કહાડતા...' મેં કહ્યું.

'હા, ભાઈ...' મારા બીજા સાથીઓએ મને અનુમોદન આપ્યું અને અમે બધા હસી ઉઠયા.

'હોય સાયબ...આપ તો...હવે રસ્તુ જમીન પૂરી થઈ.'

* * *

ચૉરામાં ગયા પછી મેં પટાવાળાને પૂછ્યું: ભેલજી, પેલા ધડાકા શાના થતા હતા?'

ભેલજી અમારા ખાટલાની સામે ઓટલા ઉપર ઉભા પગે બેસીને કહેવા લાગ્યો: 'સાયબ, કોંગરેસ વાળાઓની અંગરેજોની હામે લડાઇ ચાલે સે તે તેની ઓતો...'

'સાયેબ, અમારે આંમને હાથે કશોં મજિયારો નથી.'

'ગામ નાતાનો તો ખરો ને?'

'ના સાયેબ, વાણીઆ અમને લૂટે ને અમે લુંટાઇએ એટલુંજ. પણ હવે પાછો વખત આયો છે. સાયેબ, અમે પીને ગમાયું છે તે પાછા પીને લેવું છે.

બરાબર એક્કાવાળાની અને મુખીની એકજ વિચાર સરણી જોઈ મેં કહ્યું: 'મુખી, એમાં તમારી ભૂલ છે. એક તો તમે ધારી બેઠા છો એવી અંધાધૂંધી અહીં થવાની નથી અને જે પીવાથી ગુમાવવું પડયું તો પીવાથી લઈ શકાય નહિ. એ માટે ગુમાવવાથી ઉલટો માર્ગ લેવો જોઇએ.'

'પણ સાયેબ બીજો મારગ નાં લઈ શકાય તો?'

'ટેકરી પરથી ગબડેલા માણસના જેવી દશા થાય. મુખી, ભૂલથી પણ જો હું ટેકરી પરથી ગબડીને તળેટી તરફ જતો હોઉં તો ઉપર આવવા માટે મારે ચડવાનો પ્રયાસ કરવો પડે, વધુ ગબડવાનો નહિ.'

એ વાતને ઘણા માણસોએ ટેકો આપ્યો.

* * *

હથણીહોડા જવા અમે એક્કા મંગાવ્યા ત્યારે ગુલાબસિંહનો એકકો ખાસ મંગાવ્યો હતો. પણ યજમાને કહ્યું: 'એ આવી શકે તેમ નથી.'

મેં પૂછ્યું: 'કેમ, બીજે ગયો છે?'

'ના, છે તો ઘેર.'

'ત્યારે એનું કોઇ માંદુ પડયું છે?'

'ના, એના હાલ બરાબર નથી.'

'શું થયું છે?'

'એ ખૂબ દારૂ ઢીંચીને પડયો છે, ઘરમાં બાયડી છોકરાંને માર્યાં છે, રાંધવાનાં અને પાણીનાં વાસણ ફોડી નાખ્યાં છે...'

મેં મારા જોડીદારોને કહ્યું: 'આપણે જઇશું એના ઘેર?'

'અમારાં યજમાને વચ્ચે જ વાત તોડી પાડી.' એ સાહસ કરવા જેવું નથી. દારૂ ન પીધો હોય ત્યાં સુધી ગુલાબસિંહ પરમાર લાખ રૂપિયાનો માણસ છે, પણ પીયે ત્યારે બે બદામનો બની જાય છે.'

અમે હથણીહોડા જવા નીકળ્યા, ત્યારે એક્કામાં યજમાને કહ્યું: 'ખાનદાન કુટુંબ પણ દારૂની લતમાં બધું ફના થવા બેઠું છે. ગુલાબસિંહના બાપનેય એ બુરી લત હતી, એણે નશામાં સહેજ બોલાચાલી થતાં એક જણનું ખૂન કર્યું એટલે એને ફાંસીની સજા થઈ હતી. ગુલાબસિંહના કાકાએ એ લતમાં બધું ગુમાવીને છેવટે આપઘાત કર્યો હતો અને કોણ જાણે આનું ય શું થવા બેઠું છે?'

**'એવાં કુટુંબોને વિનાશમાંથી બચાવવા માટે જેમ બને તેમ જલ્દી દારૂ જેવા દૈત્યનો નાશ કરવો જોઇએ.'** મારા એક સાથીએ કહ્યું.

'પણ અંગ્રેજોને એમ થવા દેવું નથી. કોંગ્રેસે એ કામ આરંભ્યું તે પણ એણે વેરણછેરણ કરી નાખ્યું. હવે તો આપણે સ્વતંત્ર થઇએ તોજ ગુલાબસિંહ જેવા. લાખ્ખો માનવીઓ એ દૈત્યના પંજામાંથી છૂટે ને સુખી થાય.'

'દારૂ ને દેવું એ બે જોડિયા ભાઈ છે. એ જ્યાં સુધી છૂટા છે ત્યાં સુધી સહુ બંધનમાં છે.'

'તમારી વાત સાચી છે, અમે તો અહીં નજરો નજર જોઇએ છીએ.'

'આવા માણસો જે ફંદમાં પડ્યા ને ફંદથી ઉભા થવા માગે છે, એ કેવી વાત...'

'સાવ અક્કલ વિનાની.'

* * *

એ ગુલાબસિંહને પાછળથી મેં ગૌતમ મારફત જેમ તેમ સમજાવીને અમદાવાદ બોલાવીને મારી સાથે રાખ્યો.

આરંભમાં એને મારું ઘર કેદખાના જેવું લાગ્યું, દારૂ માટે એ તલસતો, મને ગાળો પણ દેતો. પાછળથી એણે મને કહ્યું તેમ, 'મેં એક વખત તો મેં તમારૂં ખૂન કરવાનો વિચાર કર્યો હતો.'

પણ થોડા વખતમાં એ દારૂનું નામ ભૂલી ગયો.

આજે એણે ગીરવી મૂકેલાં પોતાનાં ખેતરો પાછાં છોડાવ્યાં છે, એનાં બૈરાંછોકરાં સુખી થયાં છે, છોકરાં અભ્યાસ કરે છે અને તે અમદાવાદના મજૂરોના કલ્યાણકેન્દ્રનો અનુભવી કાર્યકર થઈ પડયો છે.

પોતાના દૃષ્ટાંતથી એ દારૂની લતમાં ફસેલાઓની આગળ દારૂ છોડવાની વાતો કરે છે, ત્યારે એનાં કુટુંબનાં સંકટો વર્ણવતાં એની આંખમાંથી ચોધાર આંસુ વહે છે અને સાંભળનારાંની આંખો કોરી રહેતી નથી. એ વારંવાર કહે છે: "દારૂ પીને કરેલા પેઢીનાં પાપોને હું આંસુઓથી ધોઈધોઇને સાફ કરૂં છું, એટલું સારૂં છે હું કોંગ્રેસવાળાઓની સહાયથી બચી ગયો તેથી માત્ર આંસુથી પાપ ધોવાય છે. નહિ તો લોહીથી ધોવા છતાં એના ડાઘ જાત નહિ. અંગ્રેજોને આ દેશમાંથી ગાંધી બાપૂએ ચાલ્યા જવાનું કહ્યું તેથી આપણા જેવા પુરાણા દારૂના શિકારો એના રાક્ષસી પંજામાંથી મુકત થઈ શકયા."

એના અનુભવમાંથી ટપકેલી આ વાણી શ્રોતાઓના હૈયા સોંસરી નીકળી જતી જોઈ મારૂં હૈયું આનંદથી નાચી ઉઠે છે.

## દારૂથી છે બહુ નુકશાન

(સવૈયા)

માનવતાનો મહાશત્રુ છે, દારૂ નક્કી જાણો ખાસ;
બરબાદીનો નોતરનારો, કરે પ્રતિષ્ઠા કેરો નાશ!
અગણિત અવગુણો છે તેમાં, ભૂલી જવાયે સઘળું ભાન;
દારૂ ત્યાગો! દેશબંધુઓ, દારૂથી છે બહુ નુકશાન.

(૨)

દારૂ - પ્રેમી કૈં લોકોનાં, થઇ ગયાં કુટુંબ બરબાદ;
મારે પીટે સ્ત્રી બાળકને, ચડે જ્યારે દારૂ ઉન્માદ
ઘર દાગીના સઘળા વેચી, ગુમાવે છે કીર્તિ માન;
દારૂ ત્યાગો! દેશબંધુઓ, દારૂથી છે બહુ નુકશાન.

(૩)

મહાપુરૂષો સદા સર્વદા, કરી રહ્યા દારૂ વિરોધ;
રાષ્ટ્ર પિતા શ્રી ગાંધીબાપુ, દઇ ગયા આપણને બોધ.
ધર્મ શાસ્ત્રો કહે પૂકારી, કરી રહ્યું મનાઇ કુરાન;
દારૂ ત્યાગો! દેશબંધુઓ, દારૂથી છે બહુ નુકશાન

(૪)

ભાવિ પ્રજાનું હિત વિચારી સુધરી જાઓ હે! ઇન્સાન,
છોડો દારૂ, લીઓ પ્રતિજ્ઞા, સમક્ષ રાખી શ્રીભગવાન;
જીવન તમારૂં પલ્ટી નાખો, હિંદ તણી બઢાઓ શાન
દારૂ ત્યાગો દેશબંધુઓ દારૂથી છે બહુ નુકશાન.

જીવનલાલ શા. રાંદેર.

# પુણ્યશ્લોક કસ્તુરબા

લેખિકાઃ સૌ. તરંગિણી ચોળિયા

## આર્ય નારીત્વનો આદર્શ

સ્ત્રીનું જીવન એ આત્મભોગનો યજ્ઞ છે. દીકરી પત્ની, અથવા માતા કોઇપણ સ્થિતિમાં એને આત્મભોગ આપવો પડે છે. મા-બાપને ત્યાં ગમે તેવા વાતાવરણમાં અને આચારવિચારમાં ઉછરી હોય તોપણ તેનાથી તદ્દન વિરુદ્ધ વિચારના સાસરિયામાં એ ભળી શકે છે. પોતાનું બાળજીવન ભૂલી નવું જીવન શરૂ કરવું એ કાંઇ ઓછી મુશ્કેલીની વાત નથી. પણ સ્ત્રીને આવી જીંદગી ગાળવાની હોવાથી કુદરતે એનો સ્વભાવજ એવો ઘડેલો હોય છે. પતિના ગમે તેવા સ્વભાવને અનુકૂળ થવું દરેક સ્ત્રી માટે મુશ્કેલ હોય છે. મહાત્મા જેવા મહાપુરુષનાં અસાધારણ સ્વભાવને અનુકૂળ થવું પૂજ્ય કસ્તુરબા માટે અતિ કઠિન હતું. પણ કસ્તુરબા પોતે એક આદર્શ હિન્દુ સ્ત્રી હોઇ ગમે તેવા સંજોગોમાં પણ ગાંધીજીને અનુસરતાં એ એમનાં જીવન ઉપરથી આપણને જણાઈ આવે છે.

## શરૂઆતનું લગ્ન - જીવન

એક પછી એક બે કન્યાઓની સાથે ગાંધીજીની સગાઇ થઇ હતી પણ એ બંને ગુજરી જવાથી ત્રીજી સગાઇ સાત વર્ષનાં કસ્તુરબાની એટલીજ ઉંમરના ગાંધીજીસાથે થઇ. બબ્બે કન્યાઓ વટાવી મહાત્માજીસાથે પોતાનો જીવન-પંથ કાપવાનો લાભ કસ્તુરબાને મળ્યો તે વિધિનાં અકસ્માત સિવાય બીજું શું ગણી શકાય? તેરમે વરસે કસ્તુરબા પરણીને સાસરે આવ્યાં ત્યાંજ મહાત્માના પતિ તરીકેના વહેમી સ્વભાવનો અનુભવ થયો. પતિની રજા સિવાય પત્નીએ કોઇ જગાએ ન જવું એવી માન્યતાવાળા મહાત્માજી હતા. મહાત્માજી પોતેજ કબુલ કરતા હતા કે જીવનની શરૂઆતમાં એમણે બાને અત્યંત કષ્ટ આપ્યું હતું. પણ કસ્તુરબાએ બધું દુઃખ ધીરજથી સહન કર્યું હતું.

કસ્તુરબા પરણીને આવ્યાં ત્યારે તદ્દન નિરક્ષર હતાં. ગાંધીજીની ઇચ્છાને લીધે અને પછીથી પોતાના ખંતને લીધે એ સાધારણ લખતાં વાંચતાં થયાં હતાં.

જ્યારે અઢાર વર્ષની વયે મહાત્માજી બારીસ્ટર થવા વિલાયત ગયા ત્યારે લાંબા ગાળા માટે કસ્તુરબાને એમનો વિયોગ થયો. બા પાસે તે સમયે એક બાળક હતું અને સાસરામાં રહેવાનું હતું એટલે એમનો સમય બાળકની બરદાસ અને સાસરિયાની સેવામાં પસાર થઇ ગયો હતો.

વિલાયતથી આવ્યા પછી બારિસ્ટર થઇ આવ્યા એટલે ગાંધીજીએ આફ્રિકા વકીલાત કરવા જવાનું ધાર્યું. આ વખતે એમણે પત્ની અને બાળકને લઇ જવાનું ધાર્યું હતું. આફ્રિકામાં પણ કસ્તુરબાને ગાંધીજીનાં સિદ્ધાન્તોને અનેક રીતે અનુકૂળ થવું પડ્યું. આવે પ્રસંગે કુટુમ્બક્લેશ ઉત્પન્ન ન કરતાં સીધાં અને સરળ સ્વભાવવાળાં બા પોતાનાથી બનતું બધું કરી એક આદર્શ પત્ની તરીકે ગાંધીજીને અનુસરતાં હતાં. અને ત્યાંજ તેમને ખરી કસોટીમાંથી પસાર થવું પડયું અને ત્યાંજ એમનું ભવિષ્યનું જીવનનું ઘડતર ઘડાયું.

## જુની ઘરેડમાં ઉછેર

શરૂઆતમાં કસ્તુરબા પર પોશાક, કેવો પહેરવો તે બાબતનો પણ ગાંધીજીનો આગ્રહ

---

### રાષ્ટ્રપિતાનાં

સહધર્મચારિણી થવાનું મહદ્ભાગ્ય જેમને સાંપડેલું તે પુણ્યશ્લોક કસ્તુરબાના સ્વર્ગપ્રયાણને આજે છ વર્ષ પૂરાં થાય છે. 'બાપુ'ની પેઠેજ જગદંબા કસ્તુરબા ભારતવર્ષનાં 'બા' ગણાયાં છે. બાએ પોતાનું સમસ્ત જીવન જે નિષ્ઠાથી, જે ત્યાગથી, જે પતિવાત્સલ્ય અને આત્મવિલોપનથી વહાવ્યું છે તે આર્યનારી માટે હરહંમેશ શુભ પ્રેરણાના પ્રતીકરૂપ રહેશે. બાનો અનન્યસાધારણ ત્યાગ, અપ્રતીમ કર્તવ્યનિષ્ઠા, ભાવભીનો આદર સત્કાર અને મૂક પતિપરાયણતા-એમને આર્યનારીત્વના ઇતિહાસમાં અમરતા અર્પે છે અને જમાનાઓ સુધી જેને અનુસરવા લલચાઈએ એવા એક નિતાન્ત પવિત્ર જીવનનું દૃષ્ટાન્ત મૂકી જાય છે. પ્રસ્તુત લેખમાં બાના સાત્વિક અને સદાચારનિષ્ટ જીવનનો જે અલ્પ પરિચય લેખિકાબહેને આપ્યો છે તેમાંથી વિશાળ સ્ત્રીસમુદાયને અવશ્ય પ્રેરણા મળશેજ.

હતો, જૂની ઘરડમાં ઉછરેલાં હોઈ બાના પોશાક વિષેના વિચાર સ્હેજમાં સમજાય તેમ છે. મહાત્માજીનો એવો મત હતો કે પારસી પોશાક સુધરેલી સ્ત્રીઓ અને બાળકો માટે એક સભ્ય પોષાક છે. એટલે કસ્તુરબા અને બાળકોને એ પ્રમાણે સજ્જ થવું પડતું. પણ આમાં બાએ જરાપણ આના કાની નહિ કરેલી.

## ત્યાગની અપૂર્વ ભાવના.

એ કંદરે સ્ત્રીઓને વિવિધ જાતનાં કપડાં પહેરવાનો શોખ હોય છે. અને દુનિયામાં દરેક ઠેકાણે સ્ત્રીઓ જુદાં જુદાં અને ભાત ભાતનાં કપડાં પહેરે છે. સાધારણ સ્ત્રી તરીકે બાને પણ એવો શોખ થયો હોય તો નવાઈ નહિ, પણ જગતના મહાન સંયમી સંતના પડખે રહીએ પણ સંયમી બન્યાં હતાં અને તેથી કપડાં-લત્તાં-બધાના શોખ એમણે જતા કર્યા હતા.

## હીરાના હારને તિલાંજલિ.

દાગીના એ સ્ત્રીનાં એક મોટામાં મોટી નબળાઇ છે. દાગીના માટે ઘેલી થતી, પતિ ઉપર અઘટિત દબાણ કરતી સ્ત્રીઓ ઘણી મળી આવે છે. સ્વાભાવિક રીતે કસ્તુરબાને પણ દાગીના પ્રિય હતા. એક વખત દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીની સેવાની કદર તરીકે તેમને એક હીરાનો હાર મળ્યો હતો. મહાત્માજીને એ ભેટ ખૂંચતી હતી. હીરાનો એ હાર વેચવા અને ઘરમાં નહિ રાખવા બાબતેને તો બાપુએ સમજાવી લીધાં હતાં. કસ્તુરબાને દાગીનો હાથમાંથી જતો કરવાનું સમજાવવાનું મુશ્કેલ કામ બાકી હતું. મહાત્માએ પોતાની ઘણી દલીલો કરી અને બાએ પણ વળતી દલીલો જવાબમાં કરી. છતાં છેવટે મહાત્માની દલીલને વશ બાને થવું પડયું ને હીરાનો હાર વેચાયો અને તેના પૈસા ટ્રસ્ટમાં નંખાયા.



બા અને બાપુ

કપડાં ને દાગીનાની પેઠે ખાવા પીવામાં પણ ગાંધીજીને પોતાના ઘણા સિદ્ધાન્તો હતા. અને તે બધામાં મનું કે કમને કસ્તુરબા નમતું આપતાં. દેશના હજારો લોકો ભૂખે મરતાં હોય ત્યારે કોઇને મિષ્ટાન્ન ખાવાનો અધિકાર નથી એમ મહાત્માજી માનતા. બાને પણ આ સિદ્ધાન્તાનુસાર સાદોજ આહાર કરવો પડતો હતો. બાપુ ખાવાના જાત જાતના અખતરા કરતા અને કરાવતા, કસ્તુરબાની જીભને શું સ્વાદની ઇચ્છા નહિ થતી હોય? પણ એ તો સંયમી હતાં ને? એમણે કોઇ દિવસ એની ફરીયાદ કરી નથી અને તેથીજ સામાન્ય કોટીની સ્ત્રી કરતાં એમને આપણે ઉચ્ચ માનીએ છીએ.

* *

સામાન્ય મનુષ્ય માટે કોઇપણ જાતની પ્રતિજ્ઞા લેવી એ અતિ કઠિન વસ્તુ છે. ગાંધીજી જેવા મહાપુરુષ માટે એ રમત વાત હતી. સાચા માણસની ભૂલ સુધારવા પોતે દુઃખ સહન કરવાનો દાખલો બા ની માંદગી વખતે બન્યો હતો. માંદગી [અંગે બા ને કઠોળ અને મીઠું

છોડવા મહાત્માજી સમજાવતા હતા. કસ્તુરબાએ બોલતાં બોલી નાખ્યું કે "તમને કોઇ કઠોળ ને મીઠું છોડવાનું કહે તો તમે છોડો નહિ ને મને શાને કહો છો? બસ આટલું મહેણું બાપુ માટે પૂરતું હતું. એમણે બાર મહિના માટે મીઠું અને કઠોળ ન ખાવાની પ્રતિજ્ઞા લઇ લીધી. બા ઘણું પસ્તાયાં પણ લીધેલી પ્રતિજ્ઞા બાપુ છોડે તેમ હતુંજ નહિ. પરિણામે બાને બાપુ બંને મીઠું અને કઠોળ ન ખાવાવાળાં થઇ ગયા.

## અડગ સિદ્ધાન્ત-નિષ્ઠા

આફ્રિકામાં એકવાર કસ્તુરબા ઘણાં બિમાર હતાં અને નબળાં પડી ગયાં હતાં. ત્યાંના દાકતરની એવી સલાહ હતી કે જો કસ્તુરબા માંસનો સેરવો લે તોજ તેમનામાં શકિત આવે. મહાત્માજી માંસાહારની વિરૂદ્ધ અને વૈષ્ણવ કુટુમ્બમાં જન્મેલાં કસ્તુરબા તો માંસનો સેરવો લેવાની તરફેણમાં હોઇ શકેજ નહિ. દાકતર અને મહાત્માજી વચ્ચે આ બાબત ઘણી વાટાઘાટ થઇ અને છેવટે બાએ કહી દીધું કે "આ કાયા એક દિવસ ભસ્મીભૂત થવાની છે તો આજ કે કાલમાં શો ફેર પડશે? કોઇ હિસાબે હું માંસનો સેરવો નહિ લઉં" દાકતરે લાચાર રીતે હાથ ધોઇ નાખ્યા અને કસ્તુરબાને પેશન્ટ તરીકે વિદાય દઇ દીધી. પોતાની જીંદગીને જોખમે પણ સિદ્ધાંતને વળગી રહેવાનો આ એક દાખલો છે.

## બાનો ભાવભીનો સત્કાર

ગાંધીજીએ પોતાના ઘરને આશ્રમ જેવુંજ હંમેશા બનાવી દીધું હતું. દરેક કોમના, દરેક પ્રાન્તના ને દરેક દેશના લોકો ત્યાં આવતા હતા ને રહેતા હતા. એ બધાની શુશ્રુષા કરવાની અને એ બધા માંદા સાજા પડે તો તેમની માતા તરીકે સેવા કરવાની પૂજ્ય બા ફરજ સમજતાં હતાં એક વખત આફ્રિકામાં એમને ત્યાં આવેલા એક અસ્પૃશ્ય ગણાતા મહેમાનનું પેસાબનું વાસણ ગાંધીજીએ પોતે ઉપાડવા માડયું. અને તેથી ન છુટકે આંખમાં શ્રાવણ-ભાદરવા સાથે એ કસ્તુરબાએ ઉપાડવા માડયું હતું. એવીજ રીતે અસ્પૃશ્યતાનિવારણના સિદ્ધાન્તો પણ ઘણી મુશ્કેલીથી એમણે માન્યકર્યા હતા. અંત્યજ પુત્રી લક્ષ્મીને દત્તક લઇ ઘરમાં રાખવામાં પણ એમણે શરૂઆતમાં વિરોધ કરેલો. પણ છેવટે તો મહાત્માના પ્રભાવથી અને એમની સચોટ દલીલોથી એ અસ્પૃશ્યતાનિવારણના બધાજ સિદ્ધાન્તોને માનતાં થઇ ગયાં હતાં.

ચાર બાળકોના પિતા થયા પછી ગાંધીજીએ બ્રહ્મચર્ય વ્રત લીધું તે લેવા વિષે બાને વાત સુદ્ધાં કરેલી તો પણ સરળ સ્વભાવવાળાં બાએ એનો જરા પણ વિરોધ નહિ કરેલો. કેમકે એમને મહાત્માના કામમાં એટલો વિશ્વાસ હતો કે એ જે કાંઇ કરે તે સારા માટેજ કરતા હશે એમ માનતાં બા.

## પતિના પગલે પગલે........

કસ્તુરબાને જેલનો પ્રથમ અનુભવ આફ્રિકામાં થયો હતો. ત્યાં તેમને ઘણું દુઃખ પડયું હતું. પણ પોતા, દુઃખ કોઇને મોઢે રડવાની એમને ટેવ નહોતી. સત્યાગ્રહમાં જોડાતાં પહેલાં ગાંધીજીએ બાને સમજાવેલું કે જો જેલના જુલમથી ત્રાસી જવાશે એમ લાગતું હોય કે માફી માગી પાછા આવવાનો વિચાર હોય તો જેલમાં જવાની જરાયે જરૂર નથી. આ બધાં કષ્ટની પૂરતી તૈયારી હોય તોજ જવાનો વિચાર કરજો. કસ્તુરબાએ સ્પષ્ટ સમજાવી દીધું કે "તમે સહન કરી શકો છો, મારા પોતાના છોકરાઓ સહન કરી શકે અને બીજી બહેનો સહન કરશે એમ તમને લાગે છે તો હું શાને ન સહન કરી શકું? સહન કર્યા વગર પાછી આવું તો મને ઘરમાં પેસવા ન દેશો." આવી રીતે પૂજ્ય બાએ જેલમાં જવાની હા પાડી તેથી ગાંધીજીને ઘણોજ આનંદ થયો.

આફ્રિકામાં ચંપારણ્યમાં, ખેડામાં અને બીજે જ્યાં જ્યાં લડતમાં કસ્તુરબા જતાં હતાં ત્યાં ત્યાં હંમેશા તેઓ કહેતાં કે "આપણા ભાઇઓ સત્યને માટે સરકાર સામે લડે છે તેમને ઉત્સાહ આપવો એ આપણો ધર્મ છે. દુઃખ સહન કરવાનું સ્ત્રીને માટે સહેલું છે. માટે આપણે સ્ત્રીઓ મુંગે મોઢે દુઃખ સહન કરીશું તો પુરૂષોનું કામ તદ્દન સહેલું થઇ જશે. તમારી હિંમતે એમનામાં પણ હિંમત આવશે."

કસ્તુરબા કોઇ મહાન વક્તા નહોતાં. પણ ગાંધીજીના આદર્શ ને સંપૂર્ણપણે વળગી હિન્દની સ્વતંત્રતાની ચળ-વળમાં પોતાનું નામ અમર કરતાં ગયાં છે. એમના ટૂંકાં પણ મુદ્દાસર ભાષણો હંમેશાં સૌના પર અસર કરતાં હતાં. એ ખાસ કાંઇ નવીન કહેતાં નહિ પણ મહાત્માએ દોરી આપેલા માર્ગને, સત્યનિષ્ઠાએ વળગી નીડરપણે કાર્ય

આગળ ધપાવવા ચેતન આપતાં હતાં. બહેનોને ભાઈઓને મદદ કરવાની ને જરૂર પડે લડાઈમાં તેમની સાથે ઉભા રહેવાની સલાહ આપતાં.

મીઠાના સત્યાગ્રહ વખતે ઘણે ઠેકાણેથી બા ની મદદ માંગવામાં આવતી હતી. મરોલી સત્યાગ્રહ આશ્રમમાં મીઠુ બહેનની સાથે એ હતાં. બાની તબીયત બહુ નરમ રહેતી. તદ્દન ફીક્કાં ને લોહી વગરનાં એ થઈ ગયાં હતાં. છતા એક વખત ધારાસણામાં સરકાર તરફથી બહેનો પર અતિશય જુલમ ગુજારવામાં આવ્યો ત્યારે બા એ ત્યાં જવાની ઈચ્છા દર્શાવી. મીઠુબ્હેને, દાકતરે અને બીજાં ઘણાંએ તેમને ત્યાં ન જવા સમજાવ્યાં પણ એ બધાંની ઉપર થઈ એ છેવટે ધારાસણા ગયાંજ.

ગાંધીજીએ હરિજનના જુદા મતાધિકાર માટે જેલમાં ઉપવાસ આદરેલા ત્યારે બા તો બીજી જેલમાં હતાં પણ ગાંધીજીની સેવા કરવા એમને ગાંધીજીની પાસે લાવવામાં આવ્યાં હતાં. વાટાઘાટની સફળતા પછી ઉપવાસનાં પારણાં પણ પૂજ્ય બાને હાથેજ થયા હતાં. આવાં ભાગ્યશાળી કામ તો એમને હાથે કેટલાંએ થયાં હશે. ગાંધીજી જેવા મહાપુરૂષ સાથે હંમેશાં રહેવાનું એમનું ભાગ્ય હતુંજ. આફ્રિકા એકાદવાર એમને મુકીને મહાત્મા ગયેલા ને બારિસ્ટર થવા ગયેલા ત્યારે અથવા તો જેલમાં મોટી વહેલી શિક્ષા થાય ત્યારેજ બા બાપુજી જુદાં પડયાં હતાં. બાકી બાપુના પગ ધોવાથી માંડીને બધુંજ કામ એમને શિરે હતું. આવા સંત પુરૂષના સમાગમમાં રહેવાનું હોય પછી એ ગમે તે કાર્ય તેમની પાસે કરાવે ને તે હસતેવદને કસ્તુરબા કરે એમાં શી નવાઈ! બાપુની પાસે રહી એમની આજ્ઞા ઉઠાવવાનું ભાગ્ય બધાને કયાંથી મળે?

રાજકોટનાં પ્રકરણ વખતે બાને નજરકેદ કરેલાં. બાપુએ આમરણાંત ઉપવાસ આદર્યાં. એટલે ત્યાંની સરકારે બાને બાપુની સેવા કરવા છોડવાનો હુકમ કર્યો પણ બા એ પોતાની સાથેની બીજી બહેનોને છોડે તોજ છુટવાનું કબુલ્યુંને બાપુની સેવામાં હાજર રહેવાનું કબુલ્યું. છેવટે પારણાં વખતે બા બાપુ પાસે આવી પહોંચ્યાં હતાં.

## અનન્તને ઓવારે

સાત વર્ષને ઉંમરે સગાઈ થઈ હશે ત્યારે, અને બાર વરસે પરણીને સાસરે ગયાં ત્યારે કસ્તુરબાને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે પોતે મૃત્યુને ખોળે જશે ત્યારે હિન્દુસ્તાનનાં બેતાજ બાદશાહની બેગમ તરીકે તેનેજ ખોળે જેલમાં પોતે હશે.

૧૯૪૨ ના "કવીટ ઇન્ડીઆ" ઠરાવના સત્યાગ્રહ અંગે બધા નેતાઓ જેલમાં ગયા. બા પણ પકડાયાં. એમની આ છેલ્લી જેલયાત્રા છે એવી આગાહી સરકારને થઈ હશે તેથી જાણે એમને પણ મહાત્મા સાથે આગાખાન મહેલમાં રાખ્યાં હતા. ત્યાંજ બા ની તબિયત બગડી., ન્યુમોનિયા થયો. એક મહિના સુધી એમણે માંદગી ભોગવી. પ્રખ્યાત દવા 'પેનેસીલીન' વિમાનદ્વારા પરદેશથી બા માટે મંગાવવામાં આવી પણ તે આવી પહોંચી ત્યારે બા બેભાન હતાં. મરતાં પહેલાં જીવનની છેલ્લી ઘડીએ પણ એમણે બાપુને રાતે સુઈ રહી પોતાને વિષે ચિન્તા ન કરવા કહ્યું હતું.

મહાશિવરાત્રીની સાંજે બાપુ અને એમના પુત્રોની સમક્ષ બાનો જીવનદીપ બુઝાઈ ગયો.

આગાખાન મહેલમા ગયા પછી એકાદ અઠવાડિયામાંજ મહાદેવભાઈના દેહને અગ્નિસંસ્કાર કરતી વખતે બાપુને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે થોડાજ મહિનાઓ પછી એજ સ્થળે પોતાની જીવનસહચારિણીના દેહનો અગ્નિસંસ્કાર કરવાનો સમય આવશે. દેવદાસ પાસે હોવાથી તેમણે તેમની પાસે બાનો અગ્નિસંસ્કાર કરાવ્યો. નામશેષ બાના દેહને ભસ્મીભૂત થતો જોઈ જગતના સંત પુરૂષ જે રાગ અને દ્વેષની પર હતા, તેમની આંખો પણ અશ્રુભીની થઈ.

---

"સ્વરાજયમાં રાજસત્તા દારૂ–અફીણનો વેપાર ન જ કરે"—

—ગાંધીજી.

# બારાખડી કે સોળાખડી?

લેખક :
અધ્યા : કેશવરામ કા. શાસ્ત્રી
બો. જે. વિદ્યાભવન,
અમદાવાદ.

ગુજરાતી બારાખડીમાં દસ મુળ સ્વરો અને અનુસ્વારયુક્ત તેમજ વિસર્ગયુક્ત અ-કાર મળી બાર અક્ષરો આજ વર્ષોથી સ્વીકારાયા છે. ભાષા વ્યવહારમાં ઋ-કારને મળેલ અગત્યને લક્ષમાં લેતાં ઋને પણ બારાખડીમાં સ્થાન મળવું જોઇએ એવો એક મત તાજેતરમાં એક વિદ્વાને પ્રદર્શિત કરેલ છે. એના અનુસંધાનમાં પ્રસ્તુત લેખમાં વિદ્વાન લેખકબંધુએ વ્યવહારમાં પ્રવર્તતાં હોય છતાં અપૂરતાં જ્ઞાનને કારણે અલક્ષિત રહ્યાં હોય એવાં સમગ્ર સ્વરોચ્ચારણને 'બારાખડી' માં પ્રતિનિધિત્વ આપી એની 'સોળાખડી' બનાવવાની ભલામણ કરી છે. વિષય જરા ગંભીર છે છતાં કેળવણીના પુનર્વિધાનના આ સમયે આ ચર્ચા આવકાર પાત્ર ગણાશેજ.

શરૂઆતના "એકડિયા" સો સુધી પૂરા કર્યા કે તરત જ બાળકને "કક્કો" શીખવવામાં આવે છે. એક બે ત્રણ ચાર ગણવાને બદલે મનોહર ચિત્રો જોઇ બાળક હોંશે હોંશે તે તે ચિત્રમાંના પદાર્થના આદ્ય અક્ષરને લક્ષ્ય કરી ઘણી ઝડપથી 'કક્કા' ઉપર પ્રભુત્વ મેળવે છે. લિપિનો હજી આરંભ પણ નહોતો થયો ત્યારે ચિત્ર-આલેખનથી મનુષ્યો પોતાના વિચારની આપ-લે કરતાં. સિંધમાં "મોહેં-જો-દડો" અને પંજાબમાં "હરપ્પા"ના અવશેષ ખોદી કાઢવામાં આવ્યા છે તેઓમાં ચિત્રલિપિના નમૂના મળી આવ્યા છે. મિસરમાં પણ પ્રાચીન કાળમાં ચિત્રલિપિથી વ્યવહાર થતો હતો. આ ચિત્રલિપિમાંના આકારોમાંથી ઉત્તરોઉત્તર તે તે પ્રાચીન લિપિઓનો ઉદ્ભવ થયો છે. આમ ચિત્રોના સહારાથી અક્ષરજ્ઞાન મેળવવાનું પરંપરાથી માનવને મળ્યું છે. તેથી "એકડિયા" કરતાં બાળક "કક્કો" વધુ સરળતાથી શીખી લે છે. હું નથી ધારતો કે પ્રથમ "કક્કા"થી શરૂઆત કરાવી પછી અંકજ્ઞાન શીખવવામાં આવે તો અસરળતા થાય. અનુભવથી માલૂમ પડયું છે કે અંકો કરતાં બાળકોને "કક્કા"નો જ પરિચય પ્રથમ આપી ચિત્રોમાંના પદાર્થ ઓળખાવતાં ઓળખાવતાં એઓની પાસેથી શબ્દો ઊભા કરાવવામાં આવ્યાથી બાળકો અભ્યાસ તરફ વધુ સરળતાથી ખેંચાય છે. કંઠમાંથી જે જાતનું ઉચ્ચારણ થાય તેને જ સાંચવી લેતા સંકેત આપણે ત્યાં આવી મળ્યા છે. આ ખાસિયત માત્ર ભારતીય લિપિઓની જ છે. ભારતીય પ્રકારની હિંદની બધી લિપિઓનો જેમાંથી વિકાસ થયો છે તે આપણી આદિ બ્રાહ્મી લિપિ ઇ. સ. પૂર્વેની પમીસદીના 'પિપ્રાવા'ના અને બર્લી ગામના અને પછી એ સદીએ મૌર્ય સમ્રાટ પ્રિયદર્શી અશોકના 'શિલાલેખોમાં સૌથી જૂની મળી આવે છે' એ લેખોમાં આપણી લિપિઓનું જૂનામાં જૂનું સરળ રૂપ છે. નાની મોટી સીધી અને વર્તુલાત્મક રેખાઓના મિશ્રણથી આ લિપિ બની છે, જેમાં વર્તુલ રેખા થોડા જ અક્ષરોમાં છે, બાકી સીધી રેખાઓનોજ ઉપયોગ છે.

સંકેતો સરળ અને નજરને પકડી લે તેવા હોવાં જોઇયે. બ્રાહ્મી લિપિમાંથી નીકળેલી દેવનાગરી લિપિમાં આ પરંપરા મળી આવે છે. જરા સુશોભન વધ્યું અને તેથી વર્તુલ રેખાઓ એમાં વધુ સમાદર પામી. જૂની દેવનાગરીમાંથી જ પરંપરાએ બંગાલી, મરાઠી, હિંદી, ગુજરાતી, ગ્રંથ, મોડી વગેરે લિપિઓ જુજ્જાજ ફેરફાર કહો, વિકાસ કહો તેનાથી ઊતરી આવી છે.

આમ પ્રાંતીય લિપિઓના મૂળમાં જૂની દેવનાગરી રહેલી છે. મૂળ અક્ષરો અને સંયુક્ત અક્ષરો, તેવી જ બારાખડી, આમાં બધો પ્રકાર આપણને એ પરંપરાએ આપ્યો છે. પરંપરાથી અક્ષરોની સંખ્યા પણ નિયત સ્વરૂપમાં ઊતરી આવી છે. જૂનાં શિલાલેખો-તામ્રપત્રો-સિક્કાઓ વગેરેમાંની લિપિ કાળક્રમે દુર્વાચ્ય ન બની જાય એ ઉદ્દેશે ઉત્કીર્ણ લેખોમાં કેટલીયે વાર નીચે આખો કક્કો આપવામાં આવતો. ઇ. સ. પૂર્વની ત્રીજી સદીના સમ્રાટ અશોકના બુદ્ધગયામાં બનાવેલા મહાબોધ મંદિરના ૨૨ સ્તંભોની કુંભીઓ ઉપર અ થી ટ સુધીના વર્ણો ખોદેલા મળી આવ્યા છે; વર્ણમાળા અધૂરી કોતરેલી છે તેથી ઢ થી વર્ણો નથી. આટલા વર્ણોથીયે આપણું કેટલુંક કામ સરે છે. બ્રાહ્મી લિપિમાં એ વર્ણો છે : **અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ, ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ.** અમાં સ્વર-સંકેત ૧૧ આપવામાં આવ્યા છે. "**અ, આ, અં**" આ ત્રણમાં એક જ સ્વરચિહ્ન '**અ**'નો ઉપયોગ છે, પણ '**એ, ઐ, ઓ, ઔ,**' ના સ્વતંત્ર સંકેત અને '**ઇ, ઈ, ઉ, ઊ**' ના

જુદા પડે તેવા સંકેત મળી આવ્યા છે. જે સ્વરસંકેતોની અશોકના શિલાલેખોમાં જરૂર નહોતી તે આપવામાં આવ્યા નથી. જેઓને સંસ્કૃત ભાષાનો પરિચય છે તેઓ તરત જ સમજી શકશે કે આમાં સંસ્કૃત ભાષામાં પ્રચલિત હ્રસ્વ ઋ, દીર્ઘ ॠ, હ્રસ્વ ऌ, વિસર્ગ ચિહ્ન (:) ના સંકેત નથી આપવામાં આવ્યા. ["બારાખડી" એજ મારા આ લેખનો વિષય હોઈ હું વર્ણોની સંખ્યાના વિષયમાં કાંઈ સૂચવવા ચાહતો નથી]

વેદકાલની પ્રચલિત આર્યભાષા સાથે સાથ નીચલા થરની પ્રજામાં ઉચ્ચારણોમાં વિકૃતિ વ્યાપક હતી, તેને લીધે પ્રાકૃત ભાષાઓનો વિકાસ થયો. ઉચ્ચારણસ્થાનોની ઓછી કેળવણીને કારણે વૈદિક-સંસ્કૃત કેટલાંક શુદ્ધ ઉચ્ચારણ પ્રાકૃત ભાષાઓમાં ન આવ્યાં. આવાં ઉચ્ચારણોમાંનાં હ્રસ્વ-દીર્ઘ ઋ અને હ્રસ્વ ऌ નાં ઉચ્ચારણ અશોકના સમયમાં સર્વથા નષ્ટ થઈ ચૂકયા હતાં. સંસ્કૃત ભાષાના શુદ્ધ ઉચ્ચાર કરનારા વિદ્વાનો પણ આ સ્વરોનાં સાચાં ઉચ્ચારણ ભૂલી ગયા હતા. વ્યાકરણ-મહાભાષ્યકાર પતંજલિ ऌ ના વિષયમાં સ્પષ્ટ વિધાન કરે છે કે 'પદના આદિ અને અંતમાં આવતા ऌ નો સ્વરોમાં સ્વીકાર નથી.' ॠ અને ऌ ની સવર્ણતા પણ એ જ કારણે સંસ્કૃત વ્યાકરણોમાં સ્વીકારાઈ છે. જે ऌ ની સ્થિતિ હતી તેનાથી ઋ ની જરાય સારી નહોતી. સંસ્કૃત ભાષામાં એનો પ્રયોગ વધુ હોવાથી લેખનમાં એ જળવાયો; નામોનાં કેટલાંક બહુવચનનાં રૂપોમાં દીર્ઘ ॠ પણ એજ રીતે જળવાયો; ને ऌ નો માત્ર क्लृप् ધાતુનાં क्लृप्त અને क्लृप्ति જેવા બે શબ્દોમાંજ.

હું સર્વથા સ્વીકારી શકતો નથી કે ઋ ॠ નાં સાચાં સ્વરોચ્ચારણ કયાંય પણ આજે થાય છે. એમાં વ્યંજનાત્મક ઉચ્ચારણ જ આજે સર્વત્ર છે. એ જ કારણે અઢી હજાર વર્ષો ઉપર પ્રાકૃત ભાષાઓમાં એનો સ્વીકાર જ થયો નહોતો. હજારેક વર્ષ ઉપર અપભ્રંશ ભાષામાં હ્રસ્વ ઋ ફરી આવ્યો પણ તે સંસ્કૃત તત્સમ શબ્દો પૂરતો એ પણ વૈકલ્પિક દશામાં જ. એનો એ અર્થ નહિ જ કે એનું સાચું ઉચ્ચારણ પુનરુજ્જીવિત થયું હતું; જેવી રીતે આજે શુદ્ધ તત્સમ સંસ્કૃત શબ્દો લખનાં આપણે દેશભાષાઓમાં એને અપનાવ્યો છે. પછીથી શિલાલેખોતામ્રપત્રો-ગ્રંથો વગેરેમાં વર્ણમાળા આંકવાના થયેલા પ્રયત્નોમાં હ્રસ્વ-દીર્ઘ ઋ-ऌ સ્વીકારાયા પણ છે; પણ વર્ણમાળા પૂરતા જ. આમાં દીર્ઘ ॡ તો કદી ક્યાંય નહોતો તે પણ દાખલ થઈ ગયો છે; એ જ બતાવે છે કે કૃત્રિમ રીતે આ અનુચ્ચરિત અક્ષરોના સંકેત પણ ઐતિહાસિકતા માટે સાંચવી રાખવામાં આવતા હતા.

ત્યારે બુદ્ધગયાના મહાબોધિ-મંદિરના સ્તંભો ઉપરની વર્ણમાળામાં સ્વરો ૧૧ નોંધાયા છે જેમાં છેલ્લું ચિહ્ન તો અનુસ્વારનુંજ છે; એટલે હ્રસ્વ-દીર્ઘ થઇ સ્વરો તો ૧૦ જ:

અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ

આ દસ સ્વરોમાં અનુસ્વારયુક્ત અને વિસર્ગયુક્ત અકાર ઉમેરી બારની સંખ્યા પ્રચલિત કરવામાં આવેલી એણે જ આપણને "બારાખડી" એ સંજ્ઞા આપી. એ ધ્યાનમાં રાખવું જોઈએ કે વૈદિક કે સંસ્કૃત ભાષામાં સ્વરસંખ્યા સ્વીકારાયેલી છે તે દૃષ્ટિએ તો पंचदशाक्षरिका-"પનરાખડી" થાય, પણ ઋ-ॠ-ऌ નીકળી જવાથી द्वादशाक्षरिका-बारहक्खडिआ-बारक्खडिआ-"બારાખડી" કે "બારખડી" આવી મળી. એટલે કે "બારાખડી"માં ઋ-ॠ-ऌ નથી, પણ અનુસ્વાર-વિસર્ગ-વાળો 'અકાર' કોતરી આવ્યો છે. વિસર્ગ પ્રાકૃત ભાષાઓમાં નહોતો છતાં પછીના સમયમાં બારાખડીમાં હતો; અને સંસ્કૃતને સહારે ચાલુ રહેવાને કારણે 'બારાખડી' સાચા અર્થમાં બની. ભલે આજે આપણી દેશભાષાઓનાં સર્વસામાન્ય ઉચ્ચારણોમાં "વિસર્ગ" નથી, (પાંચ દશ તત્સમ સંસ્કૃત શબ્દો પૂરતો જ મર્યાદિત છે.) તોયે છેક બાળવર્ગથી એને બારાખડીમાં આપણે ગખવામાં આવ્યોજ છે.

અગિયારમા શતકથી દેશભાષાઓમાં સંસ્કૃત તત્સમ શબ્દોનો વાપર શરૂ થયો; અપભ્રંશ ભાષામાં ઋકારવાળા સંસ્કૃત શબ્દો પણ વપરાવા લાગ્યા,બેશક સ્વલ્પ જ સંખ્યામાં; પણ અંગ્રેજી રાજ્ય આવતાં કેળવણીએ નવો વળાંક લીધો ને દેશભાષાઓના વિકાસને નવો માર્ગ મળ્યો, ત્યારથી દેશભાષાઓ ઉત્તરોત્તર સંસ્કૃત તત્સમ શબ્દોમાંથી પોતામાં રહેલી અપૂર્ણતા પૂરવા લાગી, યા તો વધુ વિકૃત રૂપોનો ત્યાગ કરી સરળ શુદ્ધ સંસ્કૃત શબ્દો સ્વીકારવા લાગી; એટલે જ 'કરશન'ને સ્થાને 'કૃષ્ણ' 'મરતક'ને સ્થાને 'મૃતક', 'રૂખી'ને સ્થાને 'ઋષિ', 'રતુ'ને સ્થાને 'ઋતુ' વગેરે ઋકારના શબ્દ આપણે ત્યાં ગુજરાતી ભાષામાં દાખલ થવા શરૂ થયા. આમ થવાથી તૈયાર થયેલી વાચનમાળાઓમાં પણ સ્થાન મળ્યું ને "બારાખડી"માં ઋકારની આપણને જરૂર પડી; એટલે વ્યાકરણોમાં પણ બારને બદલે તેર અક્ષર "બારાખડી"માં થયા:

**અ આ ઇ ઈ ઉ ઊ ઋ એ ઐ ઓ ઔ અં અઃ**
**ક કા કિ કી કુ કૂ કૃ કે કૈ કો કૌ કં કઃ**

ઐતિહાસિક ક્રમે જે રીતે આપણે બારાખડી મેળવીને એની "તેરાખડી" કરી નાખી એની આ ટૂંકી અને ટચ વિગત છે. પણ ખરેખર આટલાથી "બારાખડી"નો પ્રશ્ન સદાને માટે નિરાકૃત થઇ જાય એમ છે? ગુજરાતી વ્યાપક સર્વસામાન્ય ઉચ્ચારણોનો જેને તાત્વિક પરિચય છે તેવાઓ તો આનો હકારાત્મક ઉત્તર આપી શકશે નહિ, કેમ કે સમગ્ર સ્વરોચ્ચારણને મૂર્ત કરનારી "બારાખડી" આપણી પાસે હજી તૈયાર નથી. જેટલા સ્વર બારાખડીમાં છે, વધારાનાં અનુસ્વાર-વિસર્ગ-ઉચ્ચારણ છે. તેના કરતાંયે વધુ બીજાં ઉચ્ચારણ ભાષામાં મોજૂદ છે; ઋકાર-અનુસ્વાર-વિસર્ગ કરતાં તો ક્યાંય અધિકાધિક શબ્દોમાં ખૂબ વ્યાપક રીતે. આ ઉચ્ચારણો આપણા વ્યાકરણ ગ્રંથોમાં પણ એકાદ અપવાદ સિવાય સૂચવાયાં નથી. એ ઉચ્ચારણો એટલાં પ્રબળ છે કે બાળકોને અજાણ્યાં પણ નથી: માત્ર શીખવાતાં નથી એટલું જ. આ ઉચ્ચારણો તે :—

(૧-૨) એ-ઓ નાં વિવૃત ઉચ્ચારણ = પહોળાં ઉચ્ચારણ
( ૩ ) અનુનાસિક ઉચ્ચારણ = નાસિકામાંથી સ્વરોચ્ચારણ
( ૪ ) 'હ'નું સ્વરિત ઉચ્ચારણ

(૧-૨) એ-ઓ નાં વિવૃત ઉચ્ચારણોમાં સંવૃત-વિવૃત વચ્ચેનો જે ભેદ છે તે તેના તે સ્વર હ્રસ્વના દીર્ઘ જેવો નથી: તેનો તે હ્રસ્વ સ્વર દીર્ઘ ઉચ્ચરિત થતાં પ્રયત્નનો કોઇ ભેદ નથી; ઉચ્ચારણ લંબાય છે. સંવૃત અને વિવૃત ઉચ્ચારણ વચ્ચે તો ભેદ સ્પષ્ટ છે: બિડાયેલું રહેતું મોઢું વિવૃત ઉચ્ચારણોમાં અંદરથી પહોળું થાય છે. 'અ'માં થી જે પ્રક્રિયા 'આ' કરવાની છે તેને મળતી જ આ વિવૃત ઉચ્ચારણમાં પ્રક્રિયા છે. સ્વરોનો વિકાસ જોઇયે તો નીચે મુજબ જોવા મળે છે:

| હ્રસ્વ-સંવૃત | દીર્ઘ સંવૃત | હ્રસ્વ વિવૃત | દીર્ઘ વિવૃત |
|---|---|---|---|
| અ | ... | ... | આ |
| ઇ | ઈ | ... | ... |
| ઉ | ઊ | ... | ... |
| એ | એ | અ | એ |
| ઓ | ઓ | આ | આ |
| ... | ઐ (સંધિસ્વર) | ... | ઐ (સંધિસ્વર) |
| ... | ઔ ( „ ) | ... | ઔ (સંધિસ્વર) |

આશ્ચર્ય થશે કે શુદ્ધ તેમજ સંકીર્ણ થઇ આ ૧૮ ઉચ્ચારણ આજે ગુજરાતી ભાષામાં છે. હ્રસ્વ સ્વરોના પ્રાંતીય ઉચ્ચારણ એ તો અહીં લક્ષ્યમાંજ લીધાં નથી. તેવાંજ લઘુપ્રયત્ન "અ-ઇ-ઉ-ઓ"ને પણ જતાં કર્યાં છે. આ અઢારે સ્વર નીચેનાં ઉદાહરણોમાં જોઇ શકાશે:—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| હ્રસ્વ સંવૃત | અ | : ન | હ્રસ્વ વિવૃત | એ | પે | સવું, વહે |
| „ „ | ઇ | : વિનંતિ | „ „ | ઓ | ફોલ, ઘડો |
| „ „ | ઉ | : ટુચકો | દીર્ઘ „ | આ | કાકા |
| „ „ | એ | : મેળાપ | „ „ | અ | પેઠો |
| „ „ | ઓ | : બોથડ | „ „ | આ | મોંમાં |
| દીર્ઘ „ | ઈ | : નીતિ | „ „ | ઐ | પૈસો |
| „ „ | ઊ | : પૂત | „ „ | ઔ | નૌકા |
| „ „ | એ | : બેજો | „ „ | ઐ | પાઇ, બાઇ |
| „ „ | ઓ | : ઓઢું | „ „ | ઔ | ગાઉ, થાઉ |

છેલ્લાં બે ઉચ્ચારણ લેખનમાં જુદાં લખાય છે: પણ ઉચ્ચારણ સંધિસ્વરાત્મક છે. સરખાવો અંગ્રેજી 'ગાઇડ' અને 'બાઉન્ડ'માંનાં એના જેવાં ઉચ્ચારણ.

આટલી બધી ઊંડાઇમાં ન ઊતરિયે તોયે સ્પષ્ટ રીતે ઉચ્ચરિત થતાં નીચેનાં ઉચ્ચારણ તો નાનો બાળક પણ સ્પષ્ટ જુદાં ઓળખી શકે છે તેને આપણે જતાં ન કરી શકિયે :

| | | | |
|---|---|---|---|
| હ્રસ્વ સંવૃત | અ | દીર્ઘ વિવૃત | આ |
| „ „ | ઇ | „ સંવૃત | ઈ |
| „ „ | ઉ | „ સંવૃત | ઊ |
| સંવૃત | એ | વિવૃત | અ |
| „ | ઓ | „ | આ |

આમ (૧-૨) નાં ૧૦ ઉચ્ચારણ બાળકો પણ ઓળખી શકે એવાં સ્પષ્ટ અલગ ઉચ્ચારવામાં આવે છે. સંવૃત એ-ઓ થી વિવૃત એ-ઓ માત્ર ઊંધી માત્રાથી કરી લેવાય છે, એ સરળતા લક્ષ્યમાં લેવા જેવી છે.

(૩) આ ઉચ્ચારણ હિંદની દેશભાષાઓની આગવી વિશેષતા છે. અનુસ્વારથી જુદા જ પ્રકારનું આ નાસિક્ય ઉચ્ચારણ છેક વેદના વારાથી જુદું જ ઉતરી આવ્યું છે. નીચેનાં ઉદાહરણ સરખાવી જોયાથી એ સ્પષ્ટ થશે:

| | |
|---|---|
| મંડન | મંડયો ( મँડ્યો ) |
| કાંત | કાંતવું ( કाँતવुँ ) |
| ઇંદ્રિય | ઇંધણાં (ઇँધણाँ) |
| ઉંદુર | ઉંદર ( ઉंદર ) |

સંસ્કૃતમાં વર્ગીય અક્ષરો પૂર્વે અનુસ્વારનું ઉચ્ચારણ તે તે વર્ગના પાંચમા અનુનાસિક વ્યંજનનું હોય છે; ર શ ષ સ હ પહેલાં જ શુદ્ધ અનુસ્વાર ઉચ્ચરિત થાય છે; જેમકે સંરંભ, સંશય, સંહાર. હ્રસ્વ-

સ્વર જ્યારે અનુસ્વાર સાથે હોય છે ત્યારે 'ગુરુ' બની જાય છે; જ્યારે અનુનાસિક સ્વરોચ્ચારણમાં હ્રસ્વ-સાનુનાસિક સ્વર 'લઘુ' જ રહે છે, એના માત્રામાનમાં કાંઇ અંતર પડતું નથી. જુઓ ઉપર મંડ્યો, ઉંદર એ શબ્દો.

સ્વ. નરસિંહરાવ દિવેટિયાએ આને પોચું ઉચ્ચારણ ગણી એને "અનુસ્વારનો કોમળ ઉચ્ચાર" કહેલો પણ પછીથી એમને માલૂમ પડયું કે બેઉ ઉચ્ચારણ વૈદિક કાળથી જુદાં છે. વસ્તુસ્થિતિએ, અનુસ્વારના તીવ્ર અને કોમળ એવા ભેદ આમ નથી. તીવ્ર એ "અનુસ્વાર" અને કોમળ એ જ 'અનુનાસિક' કે 'સાનુનાસિક'. સંસ્કૃત મહાન વ્યાકરણકાર પાણિનિએ બધા જ સ્વરોને "સાનુનાસિક" અને "નિરનુનાસિક" ગણ્યા છે ત્યાં આ કોમળ ઉચ્ચારણ સ્પષ્ટ છે. નહિ કે તીવ્ર ઉચ્ચારણ. આમ આ બેઉ ઉચ્ચારણ તદ્દન નિરાળાં છે: અનુસ્વાર જુદા ઉચ્ચારણના રૂપમાં છે, અનુનાસિક તો સ્વરધર્મ જ છે. આ ઉચ્ચરણોનો ભેદ આપણે ત્યાં ખાસ બતાવતી વેળા અનુસ્વારને સાદા બિંદુથી અને અનુનાસિકને સબિંદુ અર્ધચંદ્રથી લખવામાં આવે છે, બાકી સામાન્ય રીતે અનુસ્વાર કે અનુનાસિક ચાલુ બિંદુથી જ બતાવાય છે. પ્રો. બળવંતરાય ક. ઠાકોર અનુસ્વારને પોલા મીંડાથી અને અનુનાસિકને ચાલુ બિંદુથી બતાવવાનું સૂચવે છે એ વધુ સરળ છે, કેમકે ગુજરાતી ભાષામાં તત્સમ સિવાયના શબ્દોમાં સર્વત્ર અનુનાસિક ઉચ્ચારણ જ છે; એટલે લેખનસારલ્ય આવી મળે છે.

**ભલભલા આજે પણ અનુનાસિક ઉચ્ચારણને અનુસ્વાર જ માની એના વિશે વિધાના કર્યા કરે છે એ અજ્ઞાન ક્યારે ટળશે?**

(૪) 'હ'નું સ્વરિત ઉચ્ચારણ આજે લેખનમાં સર્વથા વિભિન્ન થઇ ગયું છે. કેટલાક શબ્દોમાં તો એને લેખનમાં સર્વથા બતાવવામાં નથી આવતું: જેમકે મારું તારું. તેનું વગેરેમાં જ્યાં એ બતાવવામાં આવે છે ત્યાં એને વ્યંજનથી જુદું પાડી 'હ'ના રૂપમાં: જેમકે વહાણુ. વહાણુ. સહારો વગેરે. કવિ નર્મદાશંકરના સમયથી આ ઉચ્ચારણ કેવી રીતે લેખનમાં બતાવવું એ વિશે કોઇ કોઇ પ્રકાર સૂચવાયા છે. નર્મદાશંકર અને નવલરામ લેખનમાં 'હ' થી નહિ. પણ કોઇ ચિહ્નથી સૂચવવા માગતા હતા: નર્મદાશંકરે અમે તુમે એમ વ્યંજન નીચે નુકતો સૂચવ્યો, તો નવલરામે મારું, તારું તેને. વગેરેની જેમ વ્યંજન-સ્વર પછી અવગ્રહચિહ્ન સૂચવ્યું. ગોવર્ધનરામે વ્યંજનને અર્ધો કરી 'હ' પૂર્ણ લખવા તો સૂચવ્યું પણ વ્યંજન ન હોય ત્યાં સ્વરને પણ અર્ધો કરવા પ્રેરણા કરી : મ્હમે પણ મ્હમે; પણ નરસિંહરાવે સ્વરમાં તો 'હ' ને, અર્ધા વ્યંજનમાં 'હ' એવી રીત સૂચવી 'હમે' પણ મ્હમે. વાચનમાળા કમિટી અને ગુજરાત રાષ્ટ્રીય વિદ્યાપીઠની જોડણીમાં આજની રીતે વ્યંજનમાં અકાર રાખી સ્વરસહિત 'હ'થી લખવાનું સ્વીકારાયું. આ ઉચ્ચારણથી તદ્દન વિભિન્ન થયું. લઘુપ્રયત્ન 'હ' કે 'હ' નું સ્વરિત ઉચ્ચારણ આમ લેખનમાંથી ઉચ્છિન્ન કરવાનો પ્રયત્ન થયો છે. એ કદી સંપૂર્ણ વ્યંજનાત્મક 'હ' નથી. આને સ્વતંત્ર રીતે બતાવવાની રીત શોધી કાઢવી જોઇએ. મારા તરફથી સંસ્કૃતથી ઊતરી આવેલા વિસર્ગને અપનાવી લેવા સૂચના થઇ છે; જેમકે મા:રો, તા:રો, તે:ને, વિસર્ગવાળા તત્સમ શબ્દો આપણે ત્યાં આંગળીઓને વેઢે ગણાય એટલાજ છે : દુ:ખ, અંત:કરણ, નિ:શંક, નિ:શ્વાસ વગેરે સ્વલ્પ શબ્દોમાં એ વપરાય છે.

**આ રીતે વિચારતાં ક્રમે નીચે મુજબ બારાખડીઓ આપણી સામે આવી રહે છે :**

(૧) ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ
(૨) ક કા કિ કી કુ કૂ કૃ કે કૈ કો કૌ કં કઃ
(૩) ક કા કિ કી કુ કૂ કૃ કે કૅ કૈ કો કૉ કૌ ક઼ કં કઃ

આમાંનો પહેલો પ્રકાર સર્વત્ર પ્રચલિત છે. તત્સમ શબ્દો પૂરતો ઋકાર ઉમેરાતો બીજો પ્રકાર આવે છે, જેને પ્રચલિત વ્યાકરણોમાં સ્વીકાર થયો છે ને 'બારાખડી' હવે તેરાખડી બની છે. પણ એટલાથીયે સર્વસુલભ સર્વસામાન્ય સ્વરોચ્ચારણો બતાવવાં અધૂરાં રહે છે? એટલે ત્રીજો પ્રકાર "સોળાખડી" નો: જરૂરી બને છે. આ "સોળાખડી"[1] સ્વીકારતાં દેશમાં પ્રચલિત સર્વસામાન્ય સ્વરોચ્ચારણો આવી જશે.

આખા આ નિબંધનો ટૂંકમાં સાર ખેંચીએ તો એટલો કે—

(૧) પ્રચલિત "બારાખડી" માં સંસ્કૃત તત્સમ શબ્દો પૂરતાં ઋકારનાં અને અનુસ્વારનાં ચિહ્ન ઉમેરવાં તે અક્ષર નીચે (઼) અને અક્ષર ઉપર પોલું મીંડું (૦)

(૨) એ-ઓ નાં સંવૃત ઉચ્ચારણથી મળતાં સ્પષ્ટ ભેદ માગવાનાં વિવૃત ઉચ્ચારણને માટે ઊંધી માત્રા સ્વીકારવી.

1. "સોળાખડી"ને બદલે ઉચ્ચાર-વૈવિધ્યને માટે "સોળાખડી" એમ સત્વશીલ શબ્દ સૂચવ્યો છે

(૩) તત્સમ શબ્દો પૂરતું વિસર્ગ ચિહ્ન સ્વીકાર્યું છે તે 'હ'ના સ્વરિત ઉચ્ચારણ માટે તદ્ભવ શબ્દોમાં પણ સ્વીકારવું; પરંતુ આ છેલ્લો પ્રકાર હાલ પૂરતો મોકૂફ રાખવો; જેમ છે તેમ તત્સમ શબ્દો પૂરતો સ્વીકાર છે તે ચાલુ ગણવો.

કાંઈક નવું કરી બતાવવું એ ઉદ્દેશથી નહિ, પણ ઉચ્ચરિત સ્વરો શુદ્ધ સ્વરૂપમાં લેખનમાં ઊતરે એ ઉદ્દેશથી આટલી ઐતિહાસિક ક્રમે ચર્ચા કરી સૂચના કરું છું. **बाबावाक्यं प्रमाणम्** નો આ જમાનો નથી રહ્યો; જીવનનાં ક્ષેત્રોમાં સંસ્કારને જે પ્રાધાન્ય મળ્યું છે તે અન્ય ક્ષેત્રોમાં પણ વ્યાપક બને અને ચોખ્ખાઈ અપનાવાય એ સામે હવે સૂગ બતાવનારાં જુનવાણી માનસ અદૃશ્ય થઈ રહેવાનો યુગ આવ્યો છે. એ સત્ય હવે ક્યાંય અસ્વીકાર્ય નથી ધારતો હું.

**નોંધ:**—હાલ વ્યંજનની જેમ 'અ' ની ચિહ્નાત્મક બારાખડી દેવનાગરી લિપિમાં અપનાવાવા લાગી છે. પ્રત્યેક મૂળ સ્વર સ્વતંત્ર છે તેથી તેવા પ્રત્યેક મૂળ સ્વરનો સંકેત જુદો જ હોવો જોઈએ; અને એજ પ્રમાણે બ્રાહ્મી લિપિમાં પ્રત્યેક મૂળ સ્વર જુદો હતો; પછી દેવનાગરીમાં ઓ-ઔ ના મૂળ સંકેત ગયા ને કાનો-માત્રાથી ચલાવી લેવાયું ગુજરાતીમાં એ ઐ ના મૂળ સંકેત ગયા ને માત્રાથી ચલાવી લેવાયું. સંકેત એ વ્યવહાર માટે છે, તેથી સરળતા સાચવવા જેમ એ-ઐ-ઓ-ઔ-નું ગુજરાતી દેવનાગરીમાં કરી લેવામાં આવ્યું તે પ્રમાણે इ उ ऋ નું પણ કરી લેવામાં આવે તો વધુ સારલ્ય થશે: એટલે દેવનાગરીમાં અને એને અનુસરી દેશલિપિઓમાં 'અ' ની "સોલાખડી" કરી લેવામાં હાનિ નથી :

अ आ अि अी अु अू अृ अे अे अॆ ओ ओं औं अं अं अः

અ આ અિ અી અુ અૂ અૃ એ એ ઐ ઓ ઓ ઔ અં અં અ:

## બાની પુણ્ય-સ્મૃતિ

૧૯૧૫ માં, જ્યારે ગાંધીજી કોચરબ પાસે સ્વ. જીવણલાલ બેરીસ્ટરના બંગલામાં રહેતા હતા ત્યારે હાલ પ્રીતમનગરમાં પેસવાનો વાઇટ હાઉસ પાસે માર્ગ છે તેની સામેના કુવેથી ગામની સ્ત્રીઓ પાણી ભરવા આવતી.

બા પણ ત્યાં આશ્રમનું પાણી ભરવા જતાં. એક દિવસ બાનો ઘડો ગામની એક સ્ત્રીના માટીના ઘડા સાથે અથડાયો અને એ ફુટી ગયો.

પેલી સ્ત્રીએ તો બાને ગાળો ભાંડી અને ખૂબ વઢી.

બા બિચારાં કંઈ બોલ્યાં નહી. પણ ઘેર જઈને ગાંધીજી આગળ રડી દીધું.

ગાંધીજીએ કહ્યું કાલે બે આના લઈ જજો અને એ બાઈને નુકસાનીના બદલામાં નવો ઘડો લાવવા આપજો અને માફી માગજો.

બાએ એ પ્રમાણે કરવા કબુલ કર્યું.

પણ બીજે દિવસે જ્યાં એને પૈસા આપવા માંડયા ત્યાં તો એ પાછી ફરી લડી અને "તું મોટી તાલેવન તે મને પૈસા આપીને દબાવવા આવી છુ, પૈસા અમે જોયા નહીં હોય" વગેરે બોલી: બા બિચારાં ગમ ખાઈને ઘેર ગયાં અને બધી વાત ગાંધીજીને કહી :

× × ×

૧૯૩૦ માં મીઠાનો સત્યાગ્રહ અમદાવાદમાં મારે હાથે શરૂ થવાનો હતો. મહાદેવભાઈ અને બા, એ પ્રસંગપર ખાસ અમદાવાદ આવેલાં.

પ્રાતઃકાળે—

"ગુલામીની રાત ને,
 સ્વરાજ્ય વ્હાણું
સરપમે દહાડે
 સભરસ સભરસ"

એ ગીત તે દિવસના સ્મરણમાં મસ્તબંધુએ પ્રસિદ્ધ કર્યું હતું.

સાબરમતી કિનારે ભવ્ય સભા મળી હતી. મને ભાવભીની વિદાય નગરજનોએ આપી.

હુ બાને પગે લાગી ને સભામાંથી શહેર તરફ મીઠું વેચવા માટે નીકળ્યો. બાએ સજળ નેત્રે, મને આશીર્વાદ આપતાં એટલુંજ કહ્યું કે "**દેશની ખાતર**"

એમના એ શબ્દો હું હજી ભૂલ્યો નથી.

× × ×

પૂને એમની અને મહાદેવભાઈની સમાધિને સ્થાને આગાખાન મહેલ પાસે બે આરસના તુળશી ક્યારા છે. એમનાં દર્શને જ્યારે હું થોડાં ફૂલો લઈને બે વર્ષ પર ગયો હતો ત્યારે બન્ને તુળશીક્યારાની આસપાસ મે પાંચ પાંચ પ્રદક્ષિણાઓ કરેલી—અને બાના "**દેશની ખાતર**" શબ્દો કાનમાં ગુંજી રહ્યા હતા.

અમારો સંબંધ બહુ થોડો હતો અને મારા ઘરનાં બધાનાં એ **બા** હતાં :

ડો. હરિપ્રસાદ દેસાઈ



# છતી આંખે અંધારું

રમેશે જ્યારે જણાવ્યું કે તે ગામડે રહેવા અને ગામ લોકોની સેવા કરવા આવ્યો છે ત્યારે ગામ લોકોને ખૂબ આશ્ચર્ય થયું. શહેર જેવું શહેર છોડીને આવો ભણેલોગણેલો માણસ ગામડાની ધૂળમાં કેમ આવ્યો હશે! અને રમેશે જ્યારે કહ્યું કે તે ડોકટર છે અને અહીં રહીને આ ગામની અને આજુબાજુનાં ગામડાંની મફત દવા કરવા માગે છે, ત્યારે સૌને શંકા પડી કે નક્કી આમાં કંઈક કાળું ધોળું છે. શહેરની કમાણી મૂકીને તે વળી અંહી કોઈ આવતું હશે? જરૂર આમાં મોટો ભેદ હોવો જોઇએ. એ ભેદ પામી ગયા હોય એમ ગામના વૈદરાજ રેવાશંકરે કહ્યું કે મને તો લાગે છે કે આ કોઇ સી. આઇ. ડી. છે. ગામડીઆઓમાં કેટલાક લોકો અનાજનો સંગ્રહ કરે છે એટલે સરકારે આવા માણસો ગામે ગામ મોકલી દીધા છે. રખે, એવાનાં પડખે ચડતા! નહિ તો ખતા ખાશો......પછી કહેશો અમને કહ્યું નહતું. વૈદરાજની વાત સૌને ગળામાં ઉતરી ગઇ. તેમાંય ગામના મુખી ગોપાળદાસે ટેકો પૂરાવ્યો પછી શું બાકી રહે!

ગામ લોકો તેની સામે શંકાની નજરે જોતા હતા એથી રમેશને મનમાં દુઃખ થતું હતું. પણ શું કરે? કોઇ તેની પાસે આવે ત્યારે તે સમજાવેને કે તે ગામમાં રહી શું કરવા માગે છે. તેને ગામમાં કામ કરવા જેવું તો ઘણું દેખાતું હતું. પણ ગામ લોકોના સહકાર વગર કયું કામ થાય? ગામના રસ્તા ગંદા હતા. ગામની શેરીઓ ગંદી હતી. ગામ લોકોનાં કપડાં ને ઘર પણ ગંદાં હતાં. છોકરાં ધૂળમાં રમતાં હતાં. તેમના દિદાર જોયા હોય તો સૂગ ચડે. આંખે પિયા વળગેલા હોય, નાકમાંથી લીંટ નીકળતું હોય, ન્હાયા વગર શરીરે આંધરાળાં ભર્યાં હોય......છોકરાં કેવાં ગંદાં દેખાય! ફૂલ જેવા હસતાં રમતાં કલ્લોલ કરતાં જોવાં ગમે તેવાં બાળકો દરિદ્ર લાગતાં નહતાં. ગામના માસ્તરેય કંઇ નહિ કહેતા હોય!

ગામડાંની ગરીબાઇની તો શી વાત કરવી? લોકોના શરીર પરનાં ફાટ્યાં તૂટ્યાં કપડાં જ કહી આપતાં હતાં કે તેઓ કેવી રીતે જીવી રહ્યાં છે. ચાલુ વર્ષ પાછું ખરાબ હતું એટલે લોકોની ચિંતાનો પાર ન હતો. જે ખેડૂત અનાજ પકવે છે. એનેજ ખાવા પૂરતું અનાજ નહતું. કેવી દશા કહેવાય! ગામડામાં ગરીબાઈ હતી પણ તેના કરતાં વધુ તો અજ્ઞાનતા દેખાતી હતી. અજ્ઞાનતાના કારણેજ ગામ લોકો કેટલીક બાબતોમાં તો દુઃખના ભોગ થઇ પડ્યા હતા. રમેશને આ અજ્ઞાનના અંધકાર વચ્ચે એક નાનકડો દીવડો બનવાના કોડ હતા એથી તો તે તેના પિતાના વિરોધ વચ્ચે પણ ગામડે આવ્યો હતો. પણ આ શું? ગામ લોકો તો તેનાથી દૂર ભાગે છે! તે તેમની સેવા કરવા આવ્યો છે તેને જોઇને સૌ ભડકી મરે છે. રમેશને થયું તેણે તેના કામથીજ લોકોમાં વિશ્વાસ જમાવવો જોઈએ.


"અમે બાપદાદાના વખતથી વૈદું કરતા આવ્યા છીએ. આ આજકાલનો દાક્તર ગામડાંના રોગોમાં શું સમજે?" વૈદરાજ કહેતા......

તેણે નાનકડું દવાખાનું શરૂ કર્યું. દવાઓ માટે તો તેના શહેરના મિત્રોએ જોગવાઇ કરી આપી હતી એટલે દવાખાનું તો શરૂ થયું એને તો એમાંથી કંઈ કમાણી કરવી ન્હોતી એટલે મફતજ દવા કરતો હતો. જે આપી શકે તેવાઓની પાસે તે દવાના ખર્ચ જેટલા પૈસા લેતો હતો. દવા ના કારણે લોકો તેની પાસે આવવા લાગ્યા......વૈદરાજની પડીકીઓથી મટતું ન હતું તેમને પણ રમેશની દવાથી સારું થતું. તેથી દવાખાના આગળ લાઈન થવા લાગી. બાજુના ગામડેથી કેટલાક આવતા હતા. એટલામાં બીજું દવાખાનું નહતું એટલે રમેશના દવાખાનાની જાહેરાત પણ ગામેગામ થઇ ગઇ.

વૈદરાજની અકળામણનો પાર ન હતો. પહેલાં તેને ત્યાં દર્દીઓને બેસવાની જગ્યા મળતી નહતી! અત્યારે ચકલુંય ફરકતું ન હતું. આ રમેશ ડોકટર તેમના ધંધા પર તરાપ મારી રહ્યો હતો. તે તેમની ગાદી પર બેઠા બેઠા બબડતા હતા;

"અમે બાપ દાદાના વખતથી વૈદું કરતા આવ્યા છીએ. આ આજકાલનો દાક્તર ગામડાના રોગોમાં શું સમજે? વિલાયતી દવાઓ આપી આપી ને લોકોને વટલાવી રહ્યો છે" તેમણે ખૂબ બરાડા તો પાડ્યા પણ કંઈ વળ્યું નહિ. લોકોને મનમાં ઠસી ગયું કે વૈદરાજ તો આજસુધી બનાવે રાખતા હતા. રોગ હોય કંઈ ને દવા આપે કંઇ. એકજણાથી તો ન રહેવાયું તેણે વચ્ચે કહી દીધું;

'એતો ઉંટવૈદ છે. એનો બાપ હતો તે સાચો વૈદ હતો. આને શું આવડે છે! આતો ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન......, અને બધા હસી પડ્યા. લોકોની નફરત જોઇને વૈદરાજ ધૂંવાંફુવાં થઇ ગયા હતા. રમેશને તે તેમના સકંજા લેવાનો પેંતરો વિચારી રહ્યા હતા.

રમેશની પાસે લોકો આવતા થયા એટલે તેણે ધીમે ધીમે વાત મૂકી.

"જુઓ ભાઇ! રોગનું મૂળ છે કચરો. શરીરમાં કચરો ભેગો થાય એટલે કાંતો તાવ આવે, માથું દુઃખે, લોહી બગાડ થાય, ગડગુંબડ થાય... એવી રીતે રસ્તામાં કચરો હોય, આપણા આંગણામાં કચરો હોય ને ઘરમાં કચરો હોય તોય રોગ થાય. જેમ આપણે દેહ સાફ રાખવાની જરૂર છે તે રીતે આપણા રસ્તા, આપણાં ઘર અને આપણાં કપડાં પણ સાફ રાખવાની જરૂર છે. આપણા પેલા ભગત રોજ મનનું મંદીર સાફ રાખવાની વાત નથી કરતા? એવી રીતે આપણે દેહનું મંદીર અને આ ગામરૂપી મંદીરને પણ સાફ કરવું જોઇએ. એને માટે મેં વિચાર્યું છે કે આવતી કાલે હું ઝાડુ લઇને રસ્તા વાળવા નીકળીશ. જેમને એથી લાગતું હોય કે મારી આ વાત બરાબર છે એ મને સાથ આપે."

અને બીજે દિવસે જ્યારે રમેશ ઝાડુ લઇને ગામનો મુખ્ય રસ્તો વાળવા લાગ્યો ત્યારે તો લોકોએ મોમાં આંગળાં ઘાલ્યાં. કેટલાક કૌતુકથી ભેગા થયા કેટલાકને મન તો આ જોવા જેવો ખેલ હતો. રસ્તો વાળવો એતો ભંગીનું કામ છે. આપણાથી કેમ થાય? ટોળું વળેલું જોઈ વૈદરાજ પણ આવી પહોંચ્યા.

"હા, ડોકટરે આ ખરૂં કામ પકડયું છે એ આ કામનેજ લાયક છે," અને મુખી આગળ જઈ બબડયા: "કોને ખબર કે સરકારે એને આટલા માટેજ નહિ મોકલ્યો હોય ?"

પણ વૈદરાજની ટીકાઓની અસર ન થઈ, એક પછી એક નવજુવાનિઆ ઝાડુ, બાંધરા અને સાવરણા લઈને રસ્તો વાળવા મંડી પડયા. બૈરાંને ખબર પડી એટલે તેમણે તેમનાં આંગણાં સાફ કરવા માંડયા. રમેશ જ્યારે બારી તરફ વળ્યો ત્યારે તો ત્યાં રસ્તાઓ સાફ થઇ ગયા હતા. કેટલીક જગ્યાએ તો આંગણાંમાં પાણી પણ છંટાઇ ગયું હતું. જોત જોતામાં ગામ સાફ થઇ ગયું. સફાઇને લીધે ગામની રોનક બદલાઈ ગએલી લાગતી હતી. ઠીકરા જેવાં વાસણને કલાઇ કરી હોય ને જેવું ઝગઝગે તેવું ગામ દેખાતું હતું. એ જોઇને લોકો ઉદ્દગાર કાઢવા લાગ્યા:

'રમેશભાઇનું કહેવું તો ખરૂં છે! આપણે જો રોજ સાફસુફી કરતા હોઇએ તો ગામ કેવું ચાંદની જેવું રહે !'

રમેશને ગામ લોકોના સંપર્કથી સમજાઇ ગયું હતું કે લોકોની ગરીબાઇ, વહેમ અને જીવનની આ જૂની રીત એ અજ્ઞાનનાં કારણો હતાં. એથી એણે રાત્રિશાળા ચલાવવાનું નક્કી કર્યું. રાત્રે સૌ કામકાજથી પરવારીને આવે તેમને અક્ષરજ્ઞાન આપવું લોકોને વાંચના કરવા એવી રીતે સમાનજીવનની રાજકારણની વાત કરવી. છાપુ વાંચી સંભળાવવું. લોકોને વિચાર કરતા કરવા દુનીઆ કેટલી આગળ વધી છે, આપણા દેશની કેવી પરિસ્થિતિ છે, દેશને સમૃદ્ધ કરવા આપણે શું કરવું જોઇએ. કેવી રીતે આપણે આપણી સરકારને મજબૂત બનાવી શકીએ......આ બધી વાતો જો ભાષણની રીતે કરવા જાય તો કદાચ તેની અસર સારી ન થાય એને માટે રાત્રિશાળા એ સારામાં સારો ઉપાય છે.

પણ જ્યારે તેણે ગામ લોકો આગળ ભણવાની વાત કરી ત્યારે તો લોકોએ તેને હસી કાઢયો.

'તમેય રમેશ ભાઇ શું મશ્કરી કરતા હશો. ! આટલી ઉંમરે તે વળી હવે ભણવા બેસાતું હશે. ! ગામનાં છોકરાંય હસે!'

'રમેશભાઈ, તમારી બધી વાત સાચી પણ આ ભણવાનું તો ના બને ભાઇ સાબ, પાકા ઘડે તે વળી કાંઠા ચડતા હશે ?'

'અમારે હવે કયાં કાઢ્યાં એટલાં કાઢવાં છે. ? છોકરાં ભણે એટલે બસ છે. અમારે તો જેમ ચાલતું આવ્યું છે એમ ચાલ્યુ જાશે.'

રમેશે ઘણું સમજાવ્યું તોય લોકોના ગળામાં ભણવાની વાત તો ઉતરતી ન હતી. રમેશે એ દિવસે તો કંઈ ન કહ્યું પણ બે ચાર દિવસ રહીને પાછી વાત કાઢી.

'જુઓ કાકા! બધા દેશોમાં લોકો મોટી ઉમરે પણ ભણે છે. શહેરમાં મજૂરો પણ ભણે છે. ભણવામાં શરમ ન હોય. શરમ તો છે અજ્ઞાનમાં. તમે ભણેલા હો તો બેઠા બેઠા રામાયણ, મહાભારત, ગીતા......એવા ધાર્મિક ગ્રંથો, ગાંધીજીના લેખો વાંચી શકો. તમે રોજ છાપાના સમાચાર સાંભળવા આંટો આવો છો. ભણેલા હો તો તમે જાતે જ વાંચી શકો. એથી તમને દુનિઆ કેવી છે તેનોય ખ્યાલ આવશે!'

'પણ હવે શે' ભણતર ચડે........'

'એ કામ મારૂં છે. હું તમને મહિનામાં વાંચતા ન કરૂં તો કહેજો અને પછી તમેજ રોજ પૂછવા આવશો. ભણતરનો તો એવો રસ છે કે એકવાર વાંચતાં આવડયુ એટલે તમને રોજ નવું નવું વાંચવાનું મન થાય. તમે શરૂ તો કરો ન ફાવે તો પડતું મુકજો. હું કયાં તમને બાંધી દઉં છું.'

'વાત તો ઠીક છે પણ રમેશભાઇ' આ ઉંમરે સ્લેટ લઇને બેસતાં શરમ આવે છે......મનમાં હતું તે રામાડોસાએ કહી દીધું. ડોસાની નિખાલસતા જોઈ ભેગા હસી પડયા.

'તમને એક બે દિવસ એવું થશે પછી સંકોચ ચાલ્યો જાશે. તમે જુઓ તો ખરા તમારી પાછળ કેટલા બધા ચાલ્યા આવે છે બધાંના મનમાં ભણવાની ઈચ્છા તો છે પણ સૌને એમ થાય છે કે કોણ પહેલ કરે......હું કહું છું તમેજ પહેલ કરો !

અને હા...ના...કરતાં કરતાં રામાડોસાએ ભણુવાની હા પાડી. રામાડોસા રમેશ આગળ ભણવા બેઠા. એ જોવા માટે ગામના લોકો ટોળે મળ્યા હતા. કોઇ બારીમાંથી ડોકીઆં કરતું હતું કોક બારણાની તડમાંથી જોતું -હતું, કોઇકને તો વળી જૂની આંખે નવા તમાશા દેખાતા હતા. વૈદરાજ પણ મશ્કરી કર્યા વગર રહી ન શકયા.

'અલ્યા, રામા ડોસાના છોકરાને કહેજો કે એક પાંજરૂં ઘડાવી રાખે. નહિ તો ડોસા પોપટ થઇને ઉડી જાશે તો રહેશે કપાળ કૂટતો......'

આ સાંભળીને સૌ હસી પડ્યા. રામા ડોસાને કાને પણ લોકોનો હસવાનો અવાજ પહોંચ્યો. પણ તે તો મક્કમ થઇ ને બેઠા હતા. રમેશ પણ લોકોની ટીકાને ગણકાર્યા વગર રામાડોસાને ર......મ પરથી રામ શિખવાડી રહ્યો હતો. એ એકજ દિવસમાં રામા ડોસા તેમનું નામ વાંચતા થઈ ગયા તેમને પણ આશ્ચર્ય થયું કે ભણુવાનું તો ઘણું સહેલું છે અઓહો ...હો...આતો આમ આવડી જાય એવું છે મને શી ખબર આટલું વહેલું ભણુતર ચડશે. આતો નકામા ગભરાઇને બેસી રહ્યા.

રામા ડોસા મક્કમ મનથી ભણવા આવ્યા એની અસર ગામમાં સારી થઈ. એક પછી એક વૃદ્ધ આવવા લાગ્યા અને જોતજોતામાં તો રાત્રિશાળા ચાલુ થઈ. રમેશને તેનું સ્વપ્ન સિદ્ધ થતું દેખાયું. તેને થયું હવે ગામનું કામ શરૂ થયું.

તેણે રાત્રિશાળામાં ગ્રામસુધારણાનું કામ હાથ ધર્યું. વ્યસનોથી કેટલું નુકસાન થાય છે. ખેડૂત લોકો જો ચરસા ચા છોડે તો બાર મહીને કેટલું ખર્ચ થાય એ તેણે આંકડા મૂકીને સમજાવ્યું. શરીર પર તેની કેવી માઠી અસર થાય? છોકરાઓને તો દૂધ આપવું જોઇએ. ગામડામાં ચાની બિલકુલ જરૂર નથી. એ રીતે બીજાં ખોટા ખર્ચ ન કરવાં વિષે પણ દાખલા દલીલથી સમજાવ્યું. લોકોને એ વાત ગળામાં ઉતરતી દેખાઈ એથી તો ગામે એકની એક હોટલ પણ બંધ કરાવી.

દેશમાં કાપડની અને અનાજની તંગી છે. ખેડૂતો જો વધુ અનાજ પકવે તો ગામને અને દેશને ફાયદો થાય, રમેશે સરકાર પાસેથી ગામને સસ્તા ભાવે બી અપાવ્યું. કૂવાવાળાં ખેતરોમાં ઘઉં વવરાવ્યા. ગામમાં જે જૂના રેંટિયા હતા તે કઢાવ્યા. સુથાર પાસે ઠીક કરાવ્યા. જેમને નવા જોઈતા હતા તેને મંગાવી આપ્યા. અને બપોરના વખતે દરેક થોડું થોડું કાંતે એવું વાતાવરણ ઉભું કર્યું, ધીમે ધીમે આખા ગામમાં રેંટીઆ ફરતા થઇ ગયા. દેખાદેખીથી પણ લોકો કાંતવા લાગ્યા.

અને બાર મહીનામાં એ ગામનો દિદારજ બદલાઇ ગયો. વૃદ્ધો છાપા વાંચતા થઈ ગયા. બંધ પડેલી શાળા શરૂ થઇ. ગામમાં ખાદી તૈયાર થવા લાગી. ગામ લોકોએ પુસ્તકાલય શરૂ કર્યું. દવાખાના માટે મુખીએ મોટું મકાન કાઢી આપ્યું. ખોટા ખર્ચાથી લોકો એ પૈસા બચાવવા લાગ્યા. છોકરાં સ્વચ્છ રહેવા લાગ્યા અજાણ્યો માણુસ ગામમાં પગ મૂકે તો તેનેય એમ લાગે કે ગામમાં ચેતન છે, જીવન છે...... એવું એ ગામ બદલાઈ ગયું.

ઘરડાઓ રામાયણુ વાંચતા વાંચતાં કહેતા હતા;

"આતો આપણે છતી આંખે આંધળા હતા. એમજ કહોને કે રમેશભાઇએ આપણુને દેખતા કર્યા."

અને દરેક ભણેલાએ બીજાઓને વાંચતા કરી દેવાનું નક્કી કર્યું. ગામમાં કોઈ પણ અભણુ ન રહે એવો ગામ લોકોએ મળીને ઠરાવ કર્યો. એ વખતે રમેશનું હૈયું આનંદથી હરખાઇ રહ્યું હતું. લોકોને આંખ હતી છતાં અજ્ઞાનનું અંધારૂં આસપાસ ઘેરાયેલું હતું. રમેશને લાગ્યું કે પોતે પ્રકાશ ફેંકવામાં સફળ થયો છે.



# અલ્પ-શિક્ષિત બહેનો પણ ધારે તો

## અવશ્ય કરી શકે

## ઘર આંગણે સમાજ સેવા

લેખિકા :
સૌ. કુરંગીબહેન દેસાઇ
એમ. એ.

### —: નવા યુગની :—

સ્ત્રીઓને ઘરમાંજ માત્ર ગોંધાઇ રહેવું પાલવે તેમ નથી. સ્ત્રીઓએ પણ કેળવણી, સમાજસેવા, જાહેર જીવન, રાજકારણ, વગેરેમાં પુરૂષો જેટલોજ ભાગ લેવો જોઇએ એમ કહેવામાં ખોટું કશુંજ નથી. બલ્કે એમ ન કહેવામાં આપણી સંકુચિત મનોદશા વ્યક્ત થાય છે. પરંતુ બીજે પક્ષે સ્ત્રીઓ માત્ર ઘરની બહાર નીકળે તોજ તેમનાથી સમાજસેવા થઇ શકશે એમ કહેવું અયુક્ત છે. લોકસેવાનાં ક્ષેત્રો તો આપણને દૈનિક જીવનમાં ડગલે ને પગલે ઘણાં મળી આવશે. ઘરની ચાર નીરસ દિવાલોમાંથી શાંત, આહ્‌લાદક અને બધાજ રસના ધામ રૂપ 'ગૃહ' બનાવતી 'ગૃહિણી' જે સમાજ-સેવા કરી રહી છે તેની કિંમત ઓછી આંકી શકાય નહીં. સમાજ-સેવા લેખે વિદ્યાપીઠના કલા-સંસ્કારથી અસ્પૃશ્ય એવી બહેનો પણ ઘર આંગણે શું શું કરી શકે તે આ લેખમાં લેખિકાબહેને સાદાં દૃષ્ટાંતો વડે સમજાવ્યું છે.

સાધારણ રીતે, સામાજિક સેવામાં બહેનોનો શો ફાળો હોઇ શકે તે વિષયમાં બે મત હોય છે. એક વર્ગ એમ કહે છે કે બહેનોએ આગળ પડતું જોઇએ, બહારના જીવનમાં ભાગ લઇ સમાજસેવા કરવી જોઇએ, પુરૂષોની હારોહાર ઉભા રહેવું જોઇએ. બીજો વર્ગ માને છે કે સ્ત્રીઓનું ક્ષેત્ર ઘર, રસોડું અને છોકરાં એટલામાંજ સમાઇ જાય. થોડું ઘણું ભલે ભણે, વાંચે, પણ એને ઘરનુ ને સંસાર વ્યવહારનુ કામ ક્યાં ઓછું છે કે વળી બહાર પડવા જાય?

### બહાર જવાની જરૂર નથી

આ બંને વર્ગનાં બહેનો તેમજ ભાઇઓ એમ માનતાં લાગે છે કે સમાજસેવા બહારનું કામ કરવામાંજ સમાઇ જાય છે. પણ જરા ઊંડો વિચાર કરીએ તો "ઘર, રસોડું, છોકરાં અને સંસારવ્યવહાર" એટલીજ મર્યાદામાં રહીને પણ સ્ત્રીઓ જરાક વિચારપૂર્વકનું જીવન ગાળે તો સમાજની અત્યારની નૈતિક અધઃપતનની દશા દૂર કરવામાં સારા પ્રમાણમાં ફાળો આપી શકે.

અત્યારની આપણી સામાજિક પરિસ્થિતિમાં મુખ્ય દોષો જે નજરે પડે છે તેમાં નાગરિક ધર્મનું અજ્ઞાન, સંગ્રહખોરી, સ્વાર્થ પરતા નીતિના ભ્રામક ખ્યાલો વગેરે મહત્વના ગણાય. આ બધા દોષો દૂર કરવામાં સ્ત્રીઓ ગા રીતે ફાળોઆપી શકે તે વિચારીએ.

### ઘરની ભીતરમાં પણ

ગુજરાતીમાં એક કહેવત છે કે 'કમાન હોય તેને કેળવી ને ખાવું' અનાજની તંગીના આ જમાનામાં આ કહેવતને અમલમાં મુકવી બહેનોના હાથમાં છે. કેટલાક કુટુંબોને કાળાં-બજારમાંથી ચોરી છૂપીથી અનાજ લાવવાની ટેવ પડી ગઇ હોય છે. અનાજ લાવવા માટે સ્ત્રીઓ બચાવ કરતાં એવું કહે છે. કે 'પુરૂષોને જરા - મકાઇ બાવે નહિ, એટલે ઘઉં લાવવાજ પડે ને?' જો બહેનો કમાનને કેળવતાં શીખે, તો આ કારણ ઘણે અંશે દૂર થઈ શકે. આ બાબત માટે આજની ભણેલી બહેનોએ આપણાં દાદીમાઓ પાસેથી પાઠ લેવા જેવું છે.

અનાજ તેમજ કાપડનો મોટો ઉપાડ લગ્ન ગાળામાં થતો જણાય છે. 'આટલાં મગાને તો જમાડવાંજ જોઇએ,' 'ફલાણાં બહેનને તો સાડી કરવીજ પડે,' વગેરે રૂઢિઓની ગુલામી એ એનું મુખ્ય કારણ છે. વળી કુટુંબની

આબરૂ'ને બહાને આપણે આપણી મોટાઈ બતાવવા માંગતાં હોઈએ છીએ. શકિત હોય તો તો ખરૂંજ, પણ શકિત ના હોય તો એંઆનને પણ 'લોકો શું કરશે'? એ બીકને વશ થતાં હોઈએ છીએ. આ આગ્રહોમાં પણ ઘણી વાર બહેનો મુખ્ય ભાગ ભજવનાં હોય છે.

આનો અર્થ એમ નથી કે કાળાબજાર કરવાની વૃત્તિને સ્ત્રીઓજ ઉત્તેજન આપે છે. ઉલટું, સંગ્રહાખોરી વગેરે કરવાની વૃત્તિને મોટાપાયા ઉપર ઉત્તેજન આપનાર તો પુરૂષવર્ગજ છે. પણ પોતાના ઘરમાં જ્યારે ખોટા ખરચાને ઉત્તેજન આપવાનો પ્રસંગ આવે છે ત્યારે સાધારણ રીતે પુરૂષો ઘરના સ્ત્રી વર્ગનો વાંક કાઢે છે. એટલે ખાસ કરીને લગ્ન વગેરે પ્રસંગોએ સ્ત્રીઓ ખોટા ખરચા ન કરવા બાબત મક્કમ રહે, તો પુરૂષોથી પોતાની નિર્બળતાનો દોષ સ્ત્રીઓ ઉપર ઢોળી શકાય નહિ, એટલુંજ નહિ પણ સ્ત્રીઓની મક્કમતાની અસર પુરૂષો ઉપર પણ થયા વિના રહેજ નહિ. બહેનો શું આટલું ન કરી શકે ?

ઘણી બહેનોને રોજનો અર્ધો કલાક–કલાકનો આરામ ઉપરાંત નવરાશનો વખત મળતોજ હશે. એ વખત નકામી વાતોચીતોમાં કે આળસમાં ન ગુમાવતા એટલોજ વખત જો તેઓ કાંતવાનું રાખે તો પોતા પૂરતી કાપડની અછત દૂર કરવામાં તેઓ સંગીન ફાળો આપી શકે.

## માતા અને શિક્ષક

એક સ્થળે કહ્યું છે કે એક માતા સેંકડો શિક્ષકોથી ચઢે છે. માતા પોતાના બાળકને જે કેળવણી આપે તેની બાળકના મન ઉપર જેવી અસર થાય તેવી કોઈ શિક્ષકના શિક્ષણની થાય નહિ. કેળવણી આપવી એટલે કંઇ ઇતિહાસ, ભૂગોળ, ગણિત, અંગ્રેજી એવું બધું શીખવવું તે નહિં. એ કેળવણી તો બહુ મોડી શરૂ થાય. દરેક મા પોતાના બાળકને જે કેળવણી આપી શકે તે તો નૈતિક તથા સામાજિક ધર્મોની, સ્વચ્છતાની, વિવેકની, પરોપકારની કેળવણી છે. એ કરવા માટે માએ ભણેલા હોવાની કે સમાજમાં આગળ પડતા હોવાની કશી જરૂર નથી. તદ્દન સાધારણ ભણેલાં બહેનોને પણ રામાયણ, મહાભારત, પુરાણો વગેરે ભાગ્યું તો વારસામાં મળેલું હોય છે. એમાંની બોધ આપે તેવી વાર્તાઓનું ભંડોળ જો તેઓ પોતાનાં બાળકોને આપવાનું નક્કી કરે તો બાળકને રોજના જીવનમાં ઉપયોગી એવાં નીતિનાં, સચ્ચાઇનાં, વિનય-વિવેકનાં બીજા પ્રત્યેની પોતાની ફરજનાં વગેરે કેટલીએ બાબતોનાં મળ તત્વોનું આડકતરૂં શિક્ષણ સહેલાઇથી આપી શકે. કોઇ બહેનોને આ સાહિત્ય જાણીતું ના હોય તો ગુજરાતીમાં એ વિષે સહેલી અને રસ પડે તેવી ભાષામાં સારા પ્રમાણમાં ચોપડીઓ છપાએલી છે. શ્રી. નાનાભાઇ ભટ્ટની 'મહાભારતનાં પાત્રો,' 'રામાયણનાં પાત્રો,' 'મહાભારત કથા,' 'ઉપનિષદ્ કથાઓ' વગેરે ઘણી ચોપડીઓ એમાં મુખ્ય છે. આ ચોપડીઓ બાળકો પોતે વાંચી શકે તેવડી તેમની ઉંમર થાય તે પહેલાંજ માતાઓ તે વાંચીને તેમાંની વાતો પોતાનાં છોકરાંને કહે તો કેળવણીની ઉત્તમ શરૂઆત કરી કહેવાય. અને આ પેઢીનું નૈતિક ધોરણ સુધારવાના પ્રયત્નમાં આપણે સફળ થઇએ કે ન થઇએ પણ આવતી પેઢીમાં તો એ તત્વોનાં બીજ આપણે રોપી શકીશું અને બાળપણમાં રોપાએલાં બીજ મોટપણમાં ઘણાં ઉપયોગી નીવડશે. કમનસીબે આજે આવી વૃત્તિ- ઓછું ભણેલી તો શું, પણ કોલેજની કેળવણી પામેલી માતાઓમાં જોવામાં આવતી નથી. બાકી આ કામ એટલું સહેલું છે કે બહેનોએ માત્ર એ કરવાનો નિશ્ચય કરવાનીજ જરૂર છે.

## બાબતો નજીવી નથી

આ બધી તો કંઇક મોટી બાબતો થઈ, પણ કેટલીએ નાની નાની બાબતો એવી છે કે જેમાં બહેનો ખૂબ કરી શકે. પોતાનાં બાળકોને માટે રસ્તાને જાજરૂ ન ગણે, શાકભાજીનાં છોતાં ઘરની સામે રસ્તા ઉપર ફેંકે નહિ. પોતાના ઘરનો કચરો, માથું હોળતાં નીકળેલા વાળ વગેરે પડોશીનાં આંગણાંમાં ન ફેંકે, એવું ઝીણું ઝીણું ધ્યાન રાખે તો પણ હિંદીઓ ઉપર અસ્વચ્છતાનો જે આરોપ છે તે દૂર કરવામાં તેઓ મદદ કરી શકે.

આમાંની ઘણી બાબતો ઘણીજ નાની અને નજીવી લાગે છે; અને આપણને એમ થાય કે આટલું તો કરીએ તો યે શું? ને ના કર્યું તો યે શું? પેલી જાણીતી કવિતા છે ને કે 'ચાર ચાર ગાઉ ચાલતાં લાંબો પંથ કપાય'. એટલે નાની નાની બાબતોમાં પણ આપણે થોડો પણ પ્રયત્ન કરીએ તો આપણા દેશમાં સામાજિક બદીઓનો જે ડુંગર જેવડો ઉકરડો પડ્યો છે તેને ખોદવામાં એક કોદાળી મારવાનું પણ પુણ્ય મેળવી શકીએ.

કઈ બહેન કહેશે કે "આટલું પણ કરવાની મારી શક્તિ નથી"!



## બાળ વિભાગ

# શ્રદ્ધાનો વિજય—

એલેકઝાન્ડર ગ્રેહામ બેલ અઠ્ઠાવીસ વર્ષનો હતો. એને તારખાતામાં નોકરી મળી હતી. દરરોજ એકનું એક કામ કરવાનો એને કંટાળો આવતો હતો. તારના મશીનનું કડ–કટ–કડ–કટ એને ખૂબજ કંટાળો ઉપજાવતું હતું. એની પાસે કલ્પના હતી, મહત્વાકાંક્ષા પણ હતી. એટલે એને કંઈક નવું કરવાની ઇચ્છા થઈ. દુનિયાને ફાયદો થાય એવું કંઈક કરી બતાવવાની એને ઇચ્છા થઈ.

એક દિવસે એ સૂતો હતો. સૂતાં સૂતાંજ એને સ્વપ્નું આવ્યું. એમાં એણે અવાજ લઈ જતું હોય તેવું એક મોટું યંત્ર જોયું. એ જોયા પછી એને મનમાં થઈ આવ્યું કે આવું કોઈક યંત્ર હું કોઈક દહાડે જરૂર શોધી કાઢીશ. એ દરરોજ થોડો થોડો વિચાર કરવા લાગ્યો. એ જેમ જેમ વિચાર કરતો ગયો તેમ તેમ એને લાગવા માંડ્યું કે જરૂર એને સફળતા મળશેજ.

એણે કામ શરૂ કર્યું. પણ એમાં એક મુશ્કેલી હતી. વીજળી વિષે તે કંઈક જાણતો નહોતો. તે એટલો બધો ગરીબ હતો કે એ વિષે ભણવા જેટલી પણ એને સગવડ નહોતી.

એક દિવસ એણે પોતાના મિત્રને ખાનગી વાત કરી :

"અવાજને એક બાજુથી બીજે બાજુ લઈ જાય તેવું એક યંત્ર મારે શોધવું છે."

એના મિત્રો હસવા લાગ્યા.

"અરે ! એ તો સાવ અશક્ય !" એક મિત્રે કહ્યું.

"તારું પોતાનુંજ કામ સરખી રીતે કરને તો સારું !" બીજા મિત્રે કહ્યું.

પરંતુ બેલ એમ કંઈ નિરાશ થાય તેવો નહોતો. એને હજી સફળ થવાની આશા હતી. એણે જોસેફ હેન્રી નામે એક મોટા વૈજ્ઞાનિક અને મોટા એન્જિનિયર વિષે સાંભળ્યું હતું. એણે માન્યું કે જો તે ડાક્ટર જોસેફને પોતાના વિચાર વિષે વાત કરશે તો તે જરૂર મદદ કરશે.

એથી બેલ ડાક્ટર પાસે ગયો. એણે પોતાના હૃદયની બધી વાત ડાક્ટરને કહી દીધી. એણે કહ્યું : "જો આ વીજળીના પ્રવાહને હું અવાજનાં મોજાં સાથે ફેરવી શકું તો જરૂર અવાજ પણ વીજળી સાથે જતો થાય. એથી સંચાઓ પણ વાતો કરતા થાય."

ડાક્ટર જોસેફને આમાં રસ પડ્યો. એને આ જુવાનના વિચાર બહુ ગમ્યા.

"તમારા કામને આગળ ધપાવો" ડાક્ટરે બેલને પ્રોત્સાહન આપ્યું.

પરંતુ બેલને કંઈ વીજળી વિષે માહિતી હતીજ નહિ અને એ માહિતી મેળવવી જરૂરી હતી.

"મને વીજળી વિષે કંઈજ માહિતી નથી" બેલે ડોકટરને કહ્યું.

"તમે પ્રયત્ન કરો, હું મદદ કરીશ" ડોકટરે કહ્યું.

"**પ્રયત્ન કરો**" એ શબ્દોએ બેલમાં ખૂબજ ઉત્સાહ અને આશા રેડ્યાં.

એણે વીજળીનું વિજ્ઞાન શીખવા માંડ્યું અને ડોકટરે એને મદદ કરવા માંડી.

અને બહુજ ટૂંકા સમયમાં બેલે એક વાતો કરતું યંત્ર શોધ્યું. એનું નામ **ટેલીફોન.**

બેલને ટેલીફોન શોધવામાં કઈ રીતે સફળતા મળી? માત્ર પ્રયત્નથીજ? હા, પ્રયત્ન અને તે ઉપરાંત શ્રદ્ધાથી. બેલને પોતાના પ્રયત્નમાં શ્રદ્ધા હતી. માત્ર થોડુંક પ્રોત્સાહન એને મળ્યું કે તરત એનું કામ સફળ થયું.

બેલ હંમેશા "**પ્રયત્ન કરો**" એ શબ્દો યાદ કરતો. કારણ કે એથી એને સફળતા મળી. શ્રદ્ધા અને વિશ્વાસ એ એવી વસ્તુ છે કે જેને ન છોડીએ તો અવશ્ય આપણને સફળતા મળે.

## આપણો રાષ્ટ્રધ્વજ—

આપણો રાષ્ટ્રધ્વજ આપણને બહુજ વહાલો છે આપણે સ્વતંત્રતા મેળવવા માટે બહુજ લાંબો વખત લડ્યા તેનું એ ચિહ્ન છે. એ લડતમાં ઘણા લોકો મરી ગયા. ઘણાએ મોટા મોટા ભોગ આપ્યા. ઘણાએ પોતાની જીંદગી હોમી તેઓએ આ રાષ્ટ્રધ્વજમાંથીજ પ્રેરણા મેળવેલી.

રાષ્ટ્રધ્વજ બધાંજ ઉમદા તત્ત્વોની નિશાની છે આપણા દેશપ્રેમી નેતાઓ એ ધ્વજનું રક્ષણ કરતા કરતા ખતમ થઈ ગયા. એજ રીતે આપણે પણ આ ધ્વજની કીર્તિને હરકોઈ રીતે જાળવવા માટે પ્રયત્ન કરવો જોઈએ. આપણે એ ધ્વજ માટે, જો જરૂર પડે તો મરવા પણ તૈયાર રહેવું જોઈએ.

રાષ્ટ્રધ્વજ ખાસ પ્રસંગે ફરકાવવામાં આવે છે. સ્વાતંત્ર્ય-દિન, મહાત્મા ગાંધીજીનો જન્મ દિન અને એવા બીજા મોટા પ્રસંગોએ પણ રાષ્ટ્રધ્વજ ફરકાવાય છે.

રાષ્ટ્રધ્વજ સરકારી મકાનો ઉપર, મ્યુનિસિપાલિટી અને સ્થાનિક સ્વરાજ્યની ઓફિસો ઉપર પ્રધાનોના બંગલાઓ ઉપર, અને પરદેશમાં આપણા દેશના પ્રતિનિધિઓના રહેઠાણો ઉપર, તેમજ પરદેશમાં રહેતા આપણા દેશના પ્રતિનિધિઓની મોટરો ઉપર પણ ફરકાવાય છે.

પરંતુ રાષ્ટ્રધ્વજને કઈ રીતે માન આપવું તે આપણામાંના ઘણા જાણતા નથી. કોઈ ઝાડની ડાળીએ અથવા કોઈ શેરીના ખૂણામા ફાટેલી તુટેલી અવસ્થામાં રાષ્ટ્રધ્વજને લટકતા આપણે જોઈએ છીએ એના રંગો સાવ ખરાબ થઈ ગયા હોય છે. અને એનાં કપડામાં ઉઝરડા પડ્યા હોય છે. આમ ન થવું જોઈએ. ધ્વજનો ઉપલો છેડો દાંડીના ઉપલા છેડાને બરાબર અડકવો જોઈએ. ધ્વજને ફરકાવવો હોય ત્યારે એ પવનમાં બરાબર ફરફર ઉડે તેવી રીતે બહુજ આસાનીથી એને ફરફરવવો જોઈએ.

વળી ધ્વજના રંગો ઉંધા-ચત્તા થઈ જાય તેવી રીતે એને ફરકાવાય નહિ કેસરિયો રંગ સૌથી પહેલાં ધોળો વચમાં અને લીલો સૌથી નીચે એ રીતે રંગોનો ક્રમ રહેવો જોઈએ.

સૂર્યાસ્ત થાય તે પહેલાં ધ્વજને ઉતારી લેવો જોઈએ.

રાષ્ટ્રધ્વજ કોઈ પણ સંજોગોમાં શણગારના સાધન તરીકે ન વપરાવો જોઈએ. કોઈ પણ પ્લેટફોર્મ ઉપર ખુરશીની ઉંચાઈથી નીચો એ ન હોવો જોઈએ અને જ્યાં બધાના પગ પડે એવે સ્થળે એને નાખવો ન જોઈએ. રાષ્ટ્રધ્વજ જો ફાટી ગયો હોય અથવા એના રંગો ખરાબ થઈ ગયા હોય તો તેનો ઉપયોગ ન કરવો જોઈએ.

કોઈ પણ માલની જાહેરાત માટે રાષ્ટ્રધ્વજનો ઉપયોગ ન થવો જોઈએ. કોઈ પણ વેપાર કે ધંધાના ચિહ્ન તરીકે એ વપરાવો ન જોઈએ.

ઘણા લોકો ધ્વજને કેમ માન આપવું તે સમજતા નથી. એને સમજાવવાની આપણી ફરજ છે.

# દારૂબંધી અંગે પ્રચાર કરવા વિદ્યાર્થીઓ પણ પ્રેરાય છે...



સેંટ ઝેવીયર્સ કોલેજના નાટ્યગૃહમાં થોડા વખત પહેલાં 'દારૂ પી' નામે એક રંગભૂમિ નાટક લોરેટો યુનિયનના આશ્રય હેઠળ ભજવવામાં આવ્યું હતું તે પ્રસંગે પ્રમુખસ્થાને બિરાજેલ મુંબઈના ગવર્નર નામદાર રાજ મહારાજસિંગ અને અન્ય સંભાવિત સજ્જનોની લેવાયેલી તસ્વીર...

## બે આકર્ષણો

મુંબઈના ગવર્નર નામદાર મહારાજ સિંગના વરદ હસ્તે આઝાદ મેદાનમાં થોડા વખત પહેલાં ખુલ્લાં મૂકાયેલ "આંધળાને મદદ કરો" વિષયક પ્રદર્શનમાં એક પછી એક સ્ટોલમાં તમે આગળ વધશો તો બે સ્ટોલો તમારું લક્ષ ખેંચી રાખશે. તેમાંનો એક છે દારૂબંધી અંગેનો સ્ટોલ અને બીજો છે નીરા વિષયક સ્ટોલ. બંને સ્ટોલો ઉપરનો શણગાર જુદો હોય છે. એમાં દિવાલો ઉપર પોસ્ટરો ટાંગ્યાં હોય છે. દારૂબંધીની કથા કહેતાં ચિત્રો, શિલ્પો અને બીજી સામગ્રી ખૂબજ કલાત્મક અને આકર્ષક રીતે ત્યાં ગોઠવેલી હોય છે. અને આબાલ-વૃદ્ધ તમામને એ આકર્ષે છે. અને જ્યારે નીરા-સ્ટોલ ઉપર તમે આવો છો ત્યારે તમારા થાકને ઉતારવા તાજા અને સ્વાદિષ્ટ નીરાનો એકાદ પ્યાલો પીવાની તો તમને જરૂર ઇચ્છા થઈ જાય છે.

## ત્રણ-ચલ-પ્રદર્શનો

લોકોને પ્રદર્શનો માટે ખૂબજ આકર્ષણ હોય છે. દિવાલચિત્રો, ચર્ચો, શિલ્પકૃતિઓ વગેરે એમને ખૂબ આકર્ષે છે. શહેરના જુદા જુદા લત્તાઓમાં ત્રણ પ્રદર્શનો ભરાઈ રહ્યાં છે. તેમાંનું એક દેલાઈલ રોડ ઉપર, બીજું નાયગામમાં અને ત્રીજું વર્લી ઉપરના મજૂર-કલ્યાણ-કેન્દ્રમાં યોજાયેલ છે. દરેક સ્થળે દિવાલચિત્રો વગેરેની સમજુતી લેવા આવનારને આપવામાં આવે છે અને દારૂબંધી અંગેનું સાહિત્ય મફત વહેંચવામાં આવે છે.

## માર્કની પેઠે કેટલાયે બચશે

માર્ક પૈસાદાર નહોતો પણ પોતાના કુટુંબ સાથે સુખી હતો. એ ધંધો કરતો અને આનંદ કરતો. વખત જતાં એને દારૂ પીવાની ટેવ પડી. આ ટેવને કેટલે અંશે ઉત્તેજન આપવું તેની માર્કને ખબર ન રહી અને એજ એની ભૂલ થઈ. ઘરની બધી સુખશાન્તિ ધીમે ધીમે ઓસરતી ગઈ. ઘરમાં જે થોડું ઘણું રાચરચીલું હતું તે પણ દારૂ પીવાના પૈસા પેદા કરવા પાછળ વેચાઈ ગયું. માર્ક અને એનો દુષ્ટ મિત્ર જુલેમ દારૂની મિજલસ માણવા જતા અને એનાં બૈરાં છોકરાં એ દરદ વીશે મોઢે બોલી રહેતાં! દારૂબંધી અમલમાં આવતાં માર્કનો સર્વનાશ થતો રહી ગયો. જુલેમને લાગ્યું કે તે કાયદાને છેતરી શકશે એટલે છેતરવા જતાં તે પકડાયો અને જેલના સળીયા પાછળ પડ્યો! અને જ્યારે છૂટો કરવામાં આવ્યો ત્યારે એના હૃદયનું પરિવર્તન થયું. દારૂબંધીને કારણે હવે તે સુખી છે અને માર્કની સાથે લીલા લહેર કરે છે.

રંગભૂમિ નાટ્યકલાના ઉત્કર્ષ માટે સ્થપાયેલ લોરેટો યુનિયન નામની સંસ્થાએ થોડા દિવસ પહેલાં સેંટ ઝેવીયર્સ કોલેજના નાટ્યગૃહમાં જે નાટક ભજવી બતાવેલ તેનો આ ટૂંકસાર છે. નાટક શરૂ થયું તે પહેલાંજ હોલ પ્રેક્ષકોથી ચિક્કાર ભરાઈ ગયેલો. સમારંભનું પ્રમુખસ્થાન મુંબઈના ગવર્નર નામદાર રાજ મહારાજસિંગે

લીધેલું. તેમણે નાટકને જીવન્ત અને રસપ્રદ બનાવનાર કલાકારોની બુદ્ધિ શક્તિની પ્રશંસા કરેલ. તેઓશ્રીએ કહેલું : "સંપૂર્ણ દારૂબંધીની હું હૃદયપૂર્વક તરફેણ કરું છું. મને ખાતરી છે કે સંપૂર્ણ દારૂનિષેધ નાટકમાંના માર્કની પેઠે કેટલાયની જીન્દગી બચાવશે."

## વિદ્યાર્થીઓ અને દારૂબંધી

વિલ્સન કોલેજના વિદ્યાર્થીઓની વિનંતિથી સ્થાનિક દારૂબંધી અધિકારી એમને મળવા ગયેલા. વિદ્યાર્થીઓએ એક "દારૂબંધી-સમિતિ" સ્થાપી હતી અને દારૂનિષેધના પ્રચારમાં તેઓ કઇ રીતે મદદગાર થઇ શકે તે જાણવાની તેઓની ઇચ્છા હતી. તેઓને દારૂબંધીની સમગ્ર યોજના સમજાવવામાં આવી હતી. કલ્યાણ-કેન્દ્રોનું સંચાલન કઇ રીતે થાય છે અને કામદારોને શું શું રંજનાત્મક સાહિત્ય પુરૂં પાડવામાં આવે છે તે વિદ્યાર્થીઓને સમજાવવામાં આવેલું. દારૂબંધીના પ્રચારમાં વિદ્યાર્થીઓને સારી રીતે રસ પડયો. લાંબી રજાઓમાં ગામડામાં તેમજ મજૂર-લતાઓમાં જઇ આવા પ્રચારમાં સહકાર આપવાનું તેઓએ વચન આપ્યું. વચગાળાના સમયમાં તેઓ દારૂબંધી અંગેના સુપ્રાપ્ય સાહિત્યનો અભ્યાસ કરશે. બીજી શાળાઓ તથા કૉલેજોને પણ દારૂનિષેધનું સાહિત્ય પુરું પાડવામાં આવ્યું છે. એથી વિદ્યાર્થીઓ યોગ્ય સમયે પ્રચારમાટે તૈયાર થઇ જશે.



સેન્ટ ઝેવીયર્સ કૉલેજના નાટયગૃહમાં જે નૃત્ય અને સંગીતના સુફાર પ્રગટી રહ્યા હતા......

## કલ્યાણ-કેન્દ્રોની કામગિરી.

મલકુસ્તીની હરીફાઇની પ્રાથમિક તૈયારીઓ થઇ ચુકી છે. ચાલુ માસની શરૂઆતમાં સેમી ફાઇનલ રમવામાં આવશે. બહુજ મોટા પ્રમાણમાં લોકો હાજરી આપી શકે એટલા માટે યોગ્ય દિવસ અને યોગ્ય મેદાનની શોધ ચાલે છે. માટુંગાના કલ્યાણ-કેન્દ્રની તમાશા પાર્ટી સારી પ્રગતિ કરી રહેલ છે. કાળા કિલ્લાનું નવું કેન્દ્ર પણ મજૂરોમાં લોકપ્રિય બની રહ્યું છે. કુંભારવાડાના રહેવાશીઓ સહકારી સોસાયટીની સ્થાપના માટે મેમ્બરો નોંધા રહ્યા છે. બહુજ થોડા દિવસમાં સોસાયટી સ્થપાઇ જશે એવી આશા રહે છે. શહેરના જુદા જુદા લતાઓમાં કલ્યાણ-કેન્દ્રો પુરબહારમાં કામ કરી રહ્યાં છે.

---

## :જનતાના હાર્દ સુધી:

દારૂબંધીની યોજનાના ઉગમ સાથેજ આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલે આપણા પ્રાંતના દૂર દૂરના ખૂણે વસતી આમપ્રજામાં દારૂબંધીનો સંદેશ પ્રત્યક્ષ પહોંચાડવા પ્રવાસ શરૂ કરેલ. એ બહુવિધ પ્રવાસ દરમિયાન જુદે જુદે સ્થળે સભાઓ ભરાયેલી, વ્યાખ્યાનો થયેલાં, મજૂર-કલ્યાણ-કેન્દ્રો તથા નીરા-કેન્દ્રોનાં ઉદ્ઘાટન થયેલાં, સ્થાનિક નેતાઓના સંપર્ક સધાયેલ અને મોટી જનમેદનીઓને દારૂબંધીમાં રહેલ સમસ્તદેશના કલ્યાણનો મર્મ સમજાવાયેલ. માનનીય પ્રધાને આટલા સમય દરમિયાન ૧૩૦ જેટલાં સ્થળોની મુલાકાત લીધી છે અને જુદે જુદે સ્થળે ભરાયેલ આશરે ૧૫૦ જેટલી સભાઓમાં એકંદરે પાંચ લાખ માણસોને દારૂબંધીમાં રહેલું હિત સમજાવેલ છે. આ પ્રવૃત્તિ અર્થે માનનીય પ્રધાને ૨૧૦૬૬ માઇલનો જમીન માર્ગે તેમજ જળમાર્ગે પ્રવાસ કરેલ છે.

# દારૂ છોડયો કે તરત ૭ માસમાં તો આખું ભવિષ્ય સુધરી ગયું

★★★

"હા જરૂર, મને જેવો ફાયદો થયો છે એવો ફાયદો દારૂબંધીથી લોકોને જરૂર થશેજ. ૭ મહીના પહેલાં મેં દારૂ પીવો છોડી દીધો. ૭ માસ દરમિયાન જેટલા પૈસા મેં દારૂ પીવા પાછળ વાપર્યા હોત તેટલામાંથી મેં એક ભેંશ ખરીદી, અઢી તોલા સોનું ખરીદ્યું અને મારૂં ખેતર ઉભરાઈ જાય તેટલાં બકરાં ખરીદ્યાં, અને હજી મારી પાસે થોડી રોકડ રકમ પણ છે. મારી પાસે અત્યારે લગભગ નવસો રૂપિયા બચ્યા હશે. અને આ ફાયદો માત્ર આટલોજ નથી. હું દારૂ પીતો ત્યારે ઘડી ઘડીમાં મારો મિજાજ ચસકી જતો. અને હું ધાતકી પણ બની જતો. હવે દારૂની ટેવ છોડતાંની સાથે હું શાન્ત અને સ્વસ્થ છું"

આ શબ્દો નાસિક પાસે આવેલા એક ગામના વતનીએ હૃદયપૂર્વક કહેલા છે.

## નીરા-કેન્દ્રનું ઉદ્ઘાટન



નાસીકમાં નીરા-કેન્દ્રનાં ઉદ્ઘાટન વખતે સ્થાનિક નેતાઓ સાથે મુંબઈના વડા પ્રધાન શ્રી. બાળાસાહેબ ખેર અને ખેતીવાડી ખાતાના પ્રધાન શ્રી. એમ. પી. પાટીલ.

## નાસિકમાં દારૂબંધી-દિન

ડિસેમ્બર માસના એક સુન્દર દિવસે નાસિક શહેરના વિદ્યાર્થીઓ અને સમાજ સેવકોએ એકત્રિત થઈ "દારૂબંધી-દિન" ઉજવ્યો હતો. શહેરના મુખ્ય મુખ્ય લત્તાઓમાં એક મોટું સરઘસ કાઢવામાં આવ્યું હતું. અને એક મોટી જાહેર સભામાં સ્થાનિક નેતાઓએ દારૂબંધી અંગે વ્યાખ્યાનો આપ્યાં હતાં.

## સ્વાદિષ્ટ અને પોષક

બેલગામ વિભાગના સૌનદત્તી ગામમાં આપણા લોકપ્રિય વડાપ્રધાન શ્રી બા. ગ. ખેરના વરદ હસ્તે નીરા-કેન્દ્રનું ઉદ્ઘાટન કરવામાં આવ્યું હતું. ખેતીવાડી ખાતાંના પ્રધાન શ્રી. એમ. પી. પાટીલ પણ તે પ્રસંગે હાજર રહ્યા હતા. વડાપ્રધાન શ્રી. ખેરે પણ નીરાનું પાન કર્યું હતું. અને એઓશ્રીને એ એક ખૂબજ તાજગીભર્યું સ્વાદિષ્ટ અને પોષક પીણું માલમ પડયું હતું. ફેરી પીવાને બદલે લોકો જો નીરાનું પાન કરે તો તે અવશ્ય લાભદાયી નીવડે એવી તેઓશ્રીએ પોતાની દૃઢ માન્યતા વ્યક્ત કરી હતી.

## સુરતમાં નવાં નીરા-કેન્દ્રો

સુરત જીલ્લામાંના મલબારપુરા કલ્યાણ-કેન્દ્ર ઉપર ત્યાંના જિલ્લા-અધિકારીએ ગયા ડિસેમ્બરની મધ્યમાં એક નીરા-કેન્દ્ર શરૂ કર્યું હતું. નીરો કઈ રીતે કાઢવામાં આવે છે અને એ શા માટે એક પોષક પીણું છે એ વસ્તુ નીરા-મંડળે સમજાવી હતી. ત્યાં એકઠી થએલી મેદનીને

જિલ્લા-અધિકારીએ નીરા જેવાં પોષક પીણાં વિરુદ્ધ કોઈ પણ પ્રચારમાં નહિ માનવાની અને એ પીણાને એક પ્રયોગ ખાતર પણ સ્વીકારવાની વિનંતિ કરી હતી.

## નીરા-કેન્દ્રોમાં વધતી જતી હાજરી

અમદાવાદમાં નીરા એક લોકપ્રિય પીણું બની ગયેલ



અમદાવાદમાં સરસપુર વિસ્તારમાં નીરા કેન્દ્રના ઉદ્ઘાટન સમયે એકઠા થયેલા ગૃહસ્થોને સંબોધતા આબકારી ખાતાના પ્રધાન શ્રી. એલ. એમ પાટીલ

છેજ. લોકોના વ્યાપક વપરાશ માટે દસ કેન્દ્રો ત્યાં શરૂ કરવામાં આવ્યાં છે. એકલા ડિસેમ્બર માસમાંજ આ દસ કેન્દ્રો મળીને ૨૬૦૦ ગેલન નીરા વેચવામાં આવ્યો હતો. અને સરેરાશ ૨૧૩૪ ગ્રાહકો તેનો ઉપયોગ કરતા. અમદાવાદનું કલ્યાણ-કેન્દ્ર પણ એટલુંજ લોકપ્રિય બની રહેલ છે. દરરોજ ૩૯૫ જેટલી સરેરાજ હાજરી ત્યાં રહે છે. કેન્દ્રમાં હમણાં વૉલી-બૉલની રમત શરૂ કરવામાં આવી છે.

## માછીમારોનો કોલ

થાણા જિલ્લામાં 'વકાની દહાણું' એ એક માછીમારોના વસવાટનું સ્થળ છે. આ માછીમારો એક વખત એવું માનતા કે દરિયામાં સફર ઉપર જતાં પહેલાં દારૂ તો પીવોજ જોઈએ. આ વિસ્તારમાં ખૂબ પ્રચારને પરિણામે હવે લોકો દારૂબંધીમાં માનતા થઈ ગયા છે. આ લોકોની ઉગતી પેઢીમાં હવે દારૂબંધી અંગે ખૂબ ઉત્સાહ અને વિશ્વાસ પેદા છે. થોડા દિવસ પહેલાં એ લોકોએ એક સભા ભરી એ વિસ્તારમાં જે એકની એક તાડીની દુકાન છે અને પણ બીજે ક્યાંક લઈ જવાની સરકારને વિનંતિ કરી હતી. કારણ કે એમ થાય તોજ એમની પીવાની થોડી ઘણી લાલચ પણ વિલીન થાય.

## ખેડા જિલ્લાની પ્રચાર-પ્રવૃત્તિ

ખેડા જિલ્લાના ખેચાડા, ખેરવાડ, પરફપુરા, વગેરે ગામોએ ગેરકાયદેસર દારના વેપાર સામે ઠીક ઠીક જેહાદ ઉઠાવી છે. દાસરા તાલુકાના બારૈયા લોકોએ એક વ્યવસ્થિત દળની રચના કરી છે અને આખા તાલુકામાંથી દારૂના અનિષ્ટને દૂર કરવા માટે પ્રચાર શરૂ કર્યો છે. બોરસદમાં હરિજન સેવક-સંઘ મજૂર-વર્ગમાં ખૂબજ પ્રશંસાપાત્ર કામ કરી રહેલ છે. ડિસેમ્બર માસમાં બોરસદમાં આસપાસ ૮૬ ગામોના વણકર લોકોની એક જંગી સભા હરિજન સેવક-સંઘના આશ્રયે મળી હતી. એ સભામાં એવો નિર્ણય લેવાયો હતો કે તે જ્ઞાતિના કોઈ પણ સભ્યે બીજા કોઈપણ સભ્યને કોઈ પણ પ્રસંગે દારૂ જેવાં કેફી પીણાં પીવા માટે



ઉત્સાહ ઘેલાં આમજનો જ્યાં દારૂબંધીનો સંદેશ સાંભળી રહ્યાં છે.....

આપવાં નહિ. માતર તાલુકાનાં ત્રીસ જેટલાં ગામોના ચમાર લોકોએ પણ એક સભા ભરી સર્વાનુમતે દારૂ કદી ન પીવાનો આખરી નિર્ણય લીધો હતો.

## મજૂરોનું પોતાનું જ

બારામતી કલ્યાણ-કેન્દ્ર ઉપર આવતા લોકોને હરરોજ સાંજે અવનવી રમતો રમવાની મળી રહે છે. હરરોજની રમતગમતો ઉપરાંત ડિસેમ્બર માસમાં તેઓને ત્રણ હુ...તુ...તુ...હરીફાઈનો, બે સભાઓનો અને પાંચ જાહેર વ્યાખ્યાનોનો લાભ મળ્યો હતો. જાણીતા સમાજસેવકો પણ અવારનવાર કેન્દ્રની મુલાકાત લઈ એની પ્રવૃત્તિમાં રસ લઈ રહ્યા છે. આવા સંજોગોમાં કેન્દ્ર ઉપર ગિરદી રહે તેમાં નવાઈ જેવું નથી.

## મેળામાં બધું હતું પણ......

ભરૂચ જિલ્લાના શુકલતીર્થમાં કાર્તિકી પૂર્ણિમાનો તહેવાર બહુ દબદબાથી પળાય છે. દર વર્ષે ત્રણ દિવસના મેળામાં આશરે ત્રીસ હજારની મેદની શુકલતીર્થમાં એકઠી થાય છે. ગઈ પૂર્ણિમાના મેળામાં દારૂબંધીના પ્રચાર માટે ખાસ વ્યવસ્થા કરવામાં આવી હતી. દિવાલચિત્રો, પત્રિકાઓ વ્યાખ્યાનો, રંજન-કાર્યક્રમો, રમતગમતો, રેકર્ડો—વગેરે અનેકવિધ પ્રચાર-સાધનોદ્વારા લોકોનું લક્ષ દારૂબંધી તરફ ખેંચવામાં આવ્યું હતું. દારૂબંધી-રક્ષક-દળના સૈનિકોએ પણ સારી ચોકસાઈભરી કામગિરી બજાવી હતી. પૂર્ણિમાનો મેળો એટલાજ ભભકાથી, એટલાજ આનંદથી, એટલાજ ઉલ્લાસથી અને ભરચક જનસમુદાય સાથે પસાર થયો. માત્ર એક વસ્તુ ત્યાં ગેરહાજર હતી અને તે કઈ હોઈ શકે બીજી? દારૂ જ ને?



શુકલતીર્થના મેળામાં જ્યારે દારૂબંધી અંગેનો વ્યવસ્થિત પ્રચાર થઈ રહ્યો હતો

## સોલાપુરનું કલ્યાણ-કેન્દ્ર

સોલાપુરના મજૂર કલ્યાણ કેન્દ્ર ઉપર મજૂરો માટે એક 'કેન્ટીન' શરૂ કરવામાં આવેલ છે. એક મહિનામાં સારી પ્રગતિ આ કેન્દ્રમાં નોંધાઈ છે. આ કેન્ટીનમાં સસ્તો અને પોષક ખોરાક મજૂરોને આપવામાં આવે છે અને વધુ લાક્ષણિક તો એ છે કે મજૂરો પોતે આ કેન્દ્ર ચલાવે છે અને નફામાં હિસ્સો મેળવે છે.

આજ કેન્દ્ર ઉપર એક ફરતું પુસ્તકાલય યોજવામાં આવ્યું છે. મજૂરો પુસ્તકોમાંથી જ્ઞાનનો ભંડાર લૂંટવામાં તેમજ આનંદ મેળવવામાં સારો એવો ઉત્સાહ દાખવી રહ્યા છે. પ્રૌઢ-શિક્ષણ અંગેના વર્ગોમાં સારા જેટલા મજૂરો અક્ષરજ્ઞાન લઈ રહ્યા છે.

સોલાપુર શહેરના રેલ્વે કામદારોને હવે સાંજે પોતપોતાની ચાલથી બહાર જવું પડતું નથી. કારણ કે કોઈપણ કલ્યાણ કેન્દ્રમાં હોય તેવી આમોદ-પ્રમોદની તમામ સગવડ ત્યાંજ આપવામાં આવે છે. હરરોજની રમતગમતો અને કલાપથકના પ્રયોગો ચાલમાંજ ગોઠવવામાં આવે છે. રેલ્વે-કામદારો કહે છે કે હવે દારૂના પીઠામાં જઈને 'મોજમજાહ'(!) માણવાની એમને જરૂર રહેતી નથી. તેઓ તો કહે છે કે મોટામોટા અમલદારોને હોય તેથી પણ વધારે સારી 'ક્લબ' અમારે ઘર આંગણેજ અહીં છે.

## ઉત્કર્ષપ્રેરક પગલું

તા. ૪થી જાન્યુઆરીના રોજ ધારવાર જિલ્લાના હુલકોટીએ એક ઉત્સવ ઉજવ્યો. આબકારી ખાતાંના પ્રધાન શ્રી. એલ. એમ. પાટીલને તેઓએ કલ્યાણ-કેન્દ્રનું ઉદ્ઘાટન કરવા નિમંત્રણ આપેલ. શ્રી. પાટીલનું ગામજનોએ ભાવભર્યું સ્વાગત કર્યું. ગામડાંના બાળકોએ એક નાનો શો રંજનાત્મક કાર્યક્રમ ગોઠવ્યો હતો.

કલ્યાણ કેન્દ્રનું ઉદ્ઘાટન કરતાં માનનીય પ્રધાને લોકોનો દારૂબંધી પ્રત્યેનો ઉત્સાહ જોઈ એની પ્રશંસા કરી હતી. અને આનંદ વ્યક્ત કર્યો હતો. દારૂબંધીની નીતિ અમલમાં મૂકતાં ક્યા ક્યા પ્રશ્નો ઉપસ્થિત થાય છે અને

દર્શાવી રહ્યું છે. ગયે મહિને પંડિત વિજ્ઞાનેશ્વરનો કીર્તન-કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

ધારવાર જિલ્લાના નાવલગુંદમાંનું બાળ-સેવા-દળ ગામડાંઓમાં ઠીક ઠીક કામગિરી બજાવી રહ્યું છે. અમુક નિશ્ચિત સમયે તેઓ જુદાં જુદાં ગામડાઓમાં જાય છે અને ત્યાંના રસ્તાઓ વગેરે સાફસૂફ કરી સ્વચ્છતાનો પાઠ લોકોને આપે છે. આ નાના કુમારો પણ દારૂનો ત્યાગ કરવા માટે કોઇ કોઇ સ્થળે વિનંતિ કરે છે અને એ નિષ્ફળ જતી નથી.


હુબલીમાં આબકારી ખાતાંના પ્રધાન શ્રી. એલ એમ પાટીલ

## આશાજનક ઠરાવ

પશ્ચિમ ખાનદેશના આરધનના લોકોએ ગયે મહિને નીચેના ઠરાવ પસાર કર્યો હતો.

"મુંબઈ સરકારની દારૂબંધી અંગેની નીતિને, અમે આરાધનના લોકો, આ પ્રાંતની સુખાકારી માટે એક ઘણુંજ ઉચિત પગલું ગણીએ છીએ અને એને સફળ બનાવવા માટે બનતા તમામ પ્રયાસો કરવા નિર્ણય કરીએ છીએ."

સરકાર એનો કઇ કઇ રીતે નિકાલ લાવે છે તે સઘળું શ્રી. પાટીલે લોકોને સમજાવ્યું. તેમણે કહેલું: "જ્યાં જ્યાં હું પ્રવાસ કરું છું ત્યા ત્યાં દારૂબંધીને સફળ બનાવવા માટે લોકોનો જે ઉત્સાહ મારા જોવામાં આવે છે એથીજ મારા હૃદયને ખાતરી થાય છે કે આ અત્યંત ઉત્કર્ષપ્રેરક પગલું અવશ્ય સફળ થશેજ."

## પ્રકીર્ણ સમાચારો

કાનડા જિલ્લાના બેલીકેરી, દેવબાગ, કોડલી વગેરે ગામોમાં ગ્રામ-સેવા-દળની પ્રવૃત્તિ ઝડપી બનતી જાય છે. આ સ્થળોએ સમાજ સેવકોને "માનાર્હ-સંચાલકો" તરીકે કામ કરવા માટે વિનંતિ કરવામાં આવે છે. બેલીકેરીનું કલ્યાણ કેન્દ્ર સારી આશા


સુરતના જિલ્લા અધિકારીએ સલાબતપુરાના કલ્યાણ કેન્દ્ર ઉપર નીરા-ડીપોનું ઉદ્ઘાટન કર્યું તે પ્રસંગનું દૃશ્ય...જિલ્લા અધિકારીએ નીરા જેવા સ્વાદિષ્ટ અને પુષ્ટિવર્ધક પીણાં વિરુદ્ધ કોઈપણ પ્રચાર તરફ લક્ષ ન દેવાની વિનંતિ કરી હતી...

# રાષ્ટ્રપિતાને અંજલિ

(૧) ગાંધી-ગીતો: લેખક: શ્રી. ગોસાંઇભાઇ પટેલ
(૨) બાપુ:– લેખક : શ્રી. મીનુ દેસાઈ
(૩) અમર બાપુ:– લેખિકા : સૌ. હસુમતિ દેસાઇ

૧

રામ અને કૃષ્ણ એ અવતારી મહાપુરૂષોના જીવનમાંથી અનેક કવિઓએ પ્રેરણા લીધી છે. મહાત્મા ગાંધીજીના જીવનમાં પણ અખૂટ પ્રેરણાભંડાર છે. એમના હૃદયની આર્દ્રતા રામના કરૂણરસનું, 'रामोऽस्मि सर्वं सहे' એ ઉક્તિનું સ્મરણ કરાવે છે.

ભારતવર્ષના બાપુની જીવન–જાહ્નવીમાંથી હજી મહાકાવ્યનો પ્રવાહ વહ્યો નથી, પણ અનેક કવિવિહંગમોએ નિજ નિજ ચંચુવડે રસબિંદુઓ લીધાં છે. એવી બે લઘુ કાવ્યકૃતિઓ અમારી સમક્ષ અત્યારે છે. શ્રી. ગોસાંઈભાઈ પટેલના "ગાંધીગીતો" અને શ્રી. મીનુ દેસાઈએ રચેલું કરૂણપ્રશસ્તિકાવ્ય "બાપુ"

**ગાંધીગીતો** ૨૯ નાનાંમોટાં ગીતોના સંગ્રહ છે, જેમાના ત્રણ–"મારો રેંટિયો," "હે મહાદેવ" અને "ઓ કસ્તુરબા" શિવાયનાં બધાં ગાંધીજી વિશે છે. એક કાવ્ય હિંદીમાં છે. ગાંધીજીનો આઝાદીજંગ. એમની ઉન્નતભાવના, અનન્યત્યાગ, આકરી વ્રતચર્યા વગેરે વિષયોને ગરબા અને પદોના ઢાળમાં રજૂ કરતાં આ ગીતોમાં ભાષા શુદ્ધ અને સાદી છે. કલ્પનાની સમૃદ્ધિ કે પ્રતિભાના ચમકાર નથી, પણ ભક્તિભાવની સચ્ચાઈ ભરપૂર છે.

ગરબા પદ વગેરે ઢાળમાં લય, અમુક લયવતી પંક્તિઓ બાદ કરતાં, જળવાયો છે. Cadence અથવા ચરણને અન્તેની શ્રુતિયોજના એકધારી જળવાઇ નથી "પરપંચકરી સીતાને હરવા રે રાવણ આવીઓ" એ ઢાળના બે અને "શિવાજીને નિંદર નાવે" એ ઢાળનાં બે ગીતો છે તેમાંથી એકેમાં મૂળની ચરણયોજનામાં અને પરિણામે ખરાં ગેય સ્વરૂપમાં અસલ ઢાળ નથી જળવાયો. અનુષ્ટુપનાં બે કાવ્યો છે પણ એ વૃત્ત ઉપર કાબૂ નથી. ગીતસંગ્રહ સરલ અને લોકભોગ્ય છે.

૨

શ્રી.મીનુ દેસાઈનું "બાપુ" કાવ્ય (કિંમત ૧-૪-૦) ડાબે પૃષ્ઠે એક ચિત્ર અને સામે પાને ચચ્ચાર ચરણની બે કડીએની સુંદર સજાવટથી, શ્રી. ઈન્દુલાલ ગાંધીની "આદર" નામક પ્રસ્તાવના સાથે, પ્રકટ થયું છે. એમાં સવૈયાની ૨૪ કડીઓ એટલે ૯૬ પંક્તિઓ અકેકે પાને એકેક અષ્ટક મૂક્યું છે—અને દરેક અષ્ટકને અંતે આ ધ્રુવ કડી છે.

"ધરતી પર એક વધુ ફિરસ્તો બુદ્ધ ઈશુ અવતાર થયો"

બાપુની યજ્ઞભાવના, શાંતિમંગની સાધના, તપશ્ચર્યાથી પ્રગટેલી પ્રેમલ જ્યોત, મૃત્યુને જીતની હિંમત અને સત્યનિષ્ઠા ગાતા આ કાવ્યમાં વાણી શુદ્ધ, સરલ અને સંસ્કારવાળી છે. મહાત્માની મહત્તાનાં તત્વો અને એવા મહાન નરના દેહવિલયથી થતો શોક પૂરી ભક્તિથી અને લાગણીથી ગવાયાં છે. ધ્રુવકડીમાંના "ફિરસ્તો" અને "બુદ્ધ ઈશુ અવતાર" એ વર્ણન-પ્રકારમાંથી ફલિત થતો અર્થ અમુક દૃષ્ટિવાળા માટે ગાંધીજીને પૂર્ણ ન્યાય કરતો ન જણાય; પણ એમાં ન્યુનતા ભાસે તો તેનું વળતર કાવ્યની બીજી કડી કડીએ પૂરેપુરૂં વળી રહે છે. શ્રી. મીનુ દેસાઈનો ગાંધીજી તરફનો પૂજ્યભાવ જેટલો કાવ્યમાં દેખાય છે તેટલોજ આ પુસ્તિકાના રૂપરંગની, ચિત્રો, કાગળ મુદ્રણ વગેરેની સુંદરતામાં પણ પ્રત્યક્ષ થાય છે.

પ્રસ્તુત પુસ્તિકાની વ્યાવહારિક ઉપયોગિતા વિષે બે મત હોઈ શકેજ નહિ.

——શ૦

૩

ગઈ ત્રીસમી જાન્યુઆરીની ગોઝારી સાંજે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીની બિરલા ભવનના ચોગાનમાં થયેલી કરૂણ હત્યા પછી ગુજરાતના જુદી જુદી કોટિના કવિ સમુદાયે ભારતના એ ભાગ્ય વિધાતાને અશ્રુપૂર્ણ હૃદયે જે અંજલિ આપી છે તેમાં 'અમર-બાપુ'એ નાના સંગ્રહથી સૌ. હસુમતિ બહેનનો પણ યથાશક્તિ ફાળો નોંધાય છે.

પ્રસ્તુત પુસ્તિકામાં આસરે ત્રીસ ટૂંકા કાવ્યો સંગ્રહાયાં છે. કાવ્યો લગભગ બધાંજ ટૂંકા અને ઊર્મિમય છે. લેખિકાને રાષ્ટ્રપિતાના અવસાનથી જે નિરવધિ શોક થયો છે તેને જુદી જુદી રીતે વ્યક્ત કરવા વિવિધ રાગો અને ઢાળો આ કાવ્યોમાં વપરાયા છે. બાપુ તો ગયા! છતાં એની જ્યોતને કવિચિત્રીએ 'અખંડ' કહી છે તે યથાર્થ છે. રાષ્ટ્રપિતા દેહથી વિલીન થયા છે પણ એનું 'અમર' કાર્ય ભારત વીસરી શકે તેમ નથી. અને એ તેમજ ગાંધીજીના જીવન મંત્ર ચિત્રાંકિત કરવા માટે લેખિકાએ આ કાવ્યોમાં જે સાત્વિક પ્રયાસ કરેલ છે તે સત્કારણીય છે.

# રાહ જોતાં ગામડાંઓ

ગયા ડિસેંબરની ત્રીસમી તારીખે એંગ્લો-વર્નાક્યુલર શાળાના આશરે પચાસેક વિદ્યાર્થીઓ અને પંદરેક જેટલા શિક્ષકો જામખંડીથી તુતિક્કલગીના પગપાળા પ્રવાસે ઉપડ્યા. પાંચસો જેટલા ગામડિયાઓએ એમને બરાબર ગામની મધ્યમાંથી કૂચ કરતા કુતુહલપ્રેરિત નયને જોયા. ગામમાં આવી તેઓ જુદા જુદા વિભાગમાં વહેંચાઈ ગયા. અને એક એક શેરીમાં એક એક વિભાગ જઈ પહોંચ્યો. ગામડિયાઓ પાસે જઈને તેમણે સ્વચ્છતાની, કેળવણીની શરીર-સુખાકારીની અને બાળઉછેરની વાતો બહુજ રસપૂર્વક કરી. વાતો આગળ વધતાં ગામડિયાઓનો શરમનો પડદો તૂટી ગયો અને તેઓ પણ ચર્ચામાં ભાગ લેવા માંડ્યા.

રાતે એક નાનું સરખું સ્ટેજ ચકલામાં બાંધવામાં આવ્યું અને એના ઉપર ત્રણ એકાંકી નાટિકાઓ ભજવવામાં આવી તેમજ લોકગીતો વગેરે ગવરાવવામાં આવ્યાં. શ્રી આર. સી કુલકર્ણી નામે ગામડાના અગ્રેસરે શહેરની કેળવણી અને સંસ્કારનો લાભ ગામડાંને આપવા બદલ શિક્ષકો અને વિદ્યાર્થીઓનો આભાર માન્યો. તેણે કહ્યું "આ કાર્યક્રમ દ્વારા તમે આ ભોળાં અને ભલાં ગ્રામજનોમાં જે સંસ્કારો રેડ્યા છે તેની અસર તેમના મન ઉપર બહુજ લાંબો વખત રહેશે. ગ્રામજનો અને શહેરના લોકો વચ્ચે જો આટલાં સ્નેહ અને સામીપ્યનાં બંધન બંધાય તો ગ્રામજનો પોતાની ઝીણી ઝીણી વટવાડો ભૂલી જશે અને સમજશે કે એમનું ધ્યેય તો ઉચ્ચતર જીવન જીવવાનું હોવું જોઈએ".

તેક્કલગીના લોકો તેમજ બીજા જે કોઈ ત્યાં ગયેલા તે સઘળા તા. ૩૦મી ડિસેંબરને જરૂર યાદ કરશે.

હિન્દમાં ઠેરઠેર વેરાયેલાં આવાં અનેક ગામડાંઓ શિક્ષકો અને વિદ્યાર્થીઓની બનેલી પ્રવાસ ટૂકડીઓની રાહ જોઈ રહ્યાં છે.

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરાતને પુરી પાડતી આ પુસ્તિકામાં મુંબઇના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રીશ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઇઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ; પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦. ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા.

## ૩. દારૂનો દવ:

*દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરૂણ અધઃપતન વર્ણવતાં શ્રી ઉમાશંકર જોષી,* શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ (છપાય છે.)

**તમારી નકલો માટે સત્વરે લખો.**

**મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

**નં. ૭૫, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ-૧.**

## —આગામી પ્રકાશનો—

### ૧. સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમા આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ.

### ૨. આંખ ઉઘડી:

શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂનાં અનિષ્ટને સ્પર્શતી બે વાર્તાઓ.

### ૩. ભાખરી કે તાડી?

શ્રી જીન બૉથવેલ રચિત દારૂબંધીને સ્પર્શતી એક મરાઠી બાળનાટિકાનો રસપ્રદ ગુજરાતી અનુવાદ.

# વિજ્ઞપ્તિ

**લેખકોને :**

'સંજીવન'માં પ્રગટ કરવા માટે મોકલાતા લેખો નીચેને શિરનામે રવાના કરવા:—
'સંજીવન' (તંત્રી-વિભાગ)
નં. ૭૫, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઈ,—૧.

**ગ્રાહકોને :**

'સંજીવન'ના ગ્રાહક થવા ઇચ્છનાર વ્યક્તિએ પાછળનું પરિપત્ર ભરી લવાજમની રકમ સાથે નીચેને શિરનામે મોકલવુ:—
બિઝનેસ મેનેજર,
'સંજીવન'
નં. ૭૫, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઈ—૧.

**જાહેર ખબર આપનારાઓને:**

'સંજીવન'માં આપવાની જાહેરાત અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના શિરનામે કરવો:—
રમેશ પબ્લીસીટી કોરપોરેશન.
બોના કાસા,
સર ફિરોઝશાહ મહેતા રોડ,
કોટ, મુંબઈ—૧

**એજન્ટ ભાઈઓને:**

'સંજીવન'ની સેલિંગ એજન્સી અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના સ્થળે કરવો:
મેસર્સ બોરાબે બુક એજન્સી,
૭૭, તુલસી પાઈપ રોડ.
દાદર, મુંબઈ—૧૪.

# સંજીવન

## ગુજરાતી, મરાઠી, કાનડી અને અંગ્રેજી એ ચાર ભાષામાં પ્રગટ થતું માસિક

## જાહેરાત માટેના ભાવો

### માત્ર એકજ ભાષાના 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૩૫૦

| | રૂ. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું | ૨૫૦ |
| કવરનું બીજું પાનું | ૨૦૦ |
| કવરનું ત્રીજું પાનું | ૧૫૦ |
| અંદરનું આખું પાનું | ૧૦૦ |
| અંદરનું અરધું પાનું | ૬૦ |
| અંદરનું ૧/૪ પાનું | ૩૫ |
| અંદરનું ૧/૮ પાનું | ૨૦ |

### ત્રણ જુદી જુદી ભાષાનાં 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૮૦૦

| | રૂ. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું | ૬૦૦ |
| કવરનું બીજું પાનું | ૫૦૦ |
| કવરનું ત્રીજું પાનું | ૩૫૦ |
| અંદરનું આખું પાનું | ૨૫૦ |
| અંદરનું અરધું પાનું | ૧૫૦ |
| અંદરનું ૧/૪ પાનું | ૮૫ |
| અંદરનું ૧/૮ પાનું | ૫૦ |

### બે જુદી જુદી ભાષાનાં 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૫૫૦

| | રૂ. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું | ૪૦૦ |
| કવરનું બીજું પાનું | ૩૫૦ |
| કવરનું ત્રીજું પાનું | ૨૫૦ |
| અંદરનું આખું પાનું | ૧૭૫ |
| અંદરનું અરધું પાનું | ૧૦૦ |
| અંદરનું ૧/૪ પાનું | ૬૦ |
| અંદરનું ૧/૮ પાનું | ૩૫ |

### ચારેય ભાષાના 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૧૦૦૦

| | રૂ. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું | ૭૫૦ |
| કવરનું બીજું પાનું | ૬૦૦ |
| કવરનું ત્રીજું પાનું | ૫૦૦ |
| અંદરનું આખું પાનું | ૩૦૦ |
| અંદરનું અરધું પાનું | ૧૮૫ |
| અંદરનું ૧/૪ પાનું | ૧૧૦ |
| અંદરનું ૧/૮ પાનું | ૬૦ |

આખા એક વર્ષ સુધી એકજ ભાષાના "સંજીવન" માં જાહેરાત આપનારને ૧૦ ટકા વળતર આપવામાં આવશે. જુદી જુદી ભાષાઓમાં મળીને બાર હપ્તા આપનારને આ વળતરનો લાભ મળશે નહિ.

કોલમની સંખ્યા ૨

કોલમની લંબાઈ ૮ ૧/૨ ઇંચ

કોલમની પહોળાઈ ૩ ઇંચ

# અનુક્રમણિકા

—×—



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્રચના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તો જ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હંમેશ સંમત છે એમ માનવાનું નથી.

મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : નં. ૭૩, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧.

# વિજ્ઞપ્તિ

**લેખકોને :**

'સંજીવન'માં પ્રગટ કરવા માટે મોકલાતા લેખો નીચેને શિરનામે રવાના કરવા:—

**'સંજીવન'** (તંત્રી-વિભાગ)
નં. ૭૫, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઈ,—૧.

**ગ્રાહકોને :**

'સંજીવન'ના ગ્રાહક થવા ઇચ્છનાર વ્યક્તિએ પાછળનું પરિપત્ર ભરી લવાજમની રકમ સાથે નીચેને શિરનામે મોકલવુ:—

**બિઝનેસ મેનેજર,**
**'સંજીવન'**
નં. ૭૫, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઈ—૧.

**જાહેર ખબર આપનારાઓને:**

'સંજીવન'માં આપવાની જાહેરાત અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના શિરનામે કરવો:

**રમેશ પબ્લીસીટી કોરપોરેશન.**
બોના કાસા,
સર ફિરોઝશાહ મહેતા રોડ,
કોટ, મુંબઈ—૧.

**એજન્ટ ભાઈઓને:**

'સંજીવન'ની સેલિંગ એજન્સી અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના સ્થળે કરવો:

**મેસર્સ બોમ્બે બુક એજન્સી,**
૭૩, તુલસી પાઈપ રોડ,
દાદર, મુંબઈ—૧૪.

# સંજીવન

વર્ષ પહેલું ] માર્ચ—૧૯૪૯ [ અંક આઠમો


## વસંતને પગલે

– અંજની ગીત –

શીત શિશિર ગઈ જગતાવી,
રમ્ય વસંતની ઉષ્મા આવી.
વિશ્વ હૃદયતે એ અતિભાવી:
—વસંતને પગલે

જંગમરૂપ વસંત પસારે,
વનમાં, જનમાં, નગ નદઆરે,
ઉન્નતગામી પ્રસાદ ધારે,
—વસંતને પગલે

શિશિર પછી જો વસંત આવે,
રૂક્ષ જગે નવ જીવન લાવે,
ગલિત પલિત આશા ગીત ગાવે
—વસંતને પગલે

ગગન ધરે શોભા નવ અંગે,
વનમાં બોલ્યા કંઠ વિહંગે,
મંજરી સોહે ચંચલ ભૃંગે,
—વસંતને રંગે

પ્રકૃતિ બેઃ- જનમાંથી વનમાં
સાંધ્ય સ્થાન શું સોહે? મનમાં
સંભરી માદ, ભરે રસતનમાં
- વસંતને રંગે

ફૂલડે ફૂલડે ફોરમ ફોરે.
કરમાતું આજીવન ફોરે,
આનંદે અંતર શાં મ્હોરે,
—વસંતને રંગે

— અનામી —

# હિન્દના "દાદા"

ભારતસમા સંપૂર્ણ નિર્વ્યસની દેશમાં
પશ્ચિમની સંસ્કૃતિએ આણેલ
દારૂની બદીને જડમૂળથી
ટાળવાના કઠિન કામમાં
પાયાના પ્રયત્નો
દાખવનાર
અમર
વીર

લેખક :

શ્રી. રુસ્તમ મસાણી

રાજકારણને આધ્યાત્મિક સ્વરૂપ આપનાર હિન્દના રાજકીય નેતાઓમાં સ્વ. દાદાભાઈ નવરોજી અને વર્તમાન સૈકામાં એક ઉત્તમોત્તમ અધ્યાત્મવાદી નેતા તરીકે જગમશહૂર થયેલ એમના શિષ્ય મહાત્મા ગાંધીજીએ એનાં નામ મુખ્ય આગળ પડતાં છે.

સ્વ. દાદાભાઈ નવરોજીના મેં રચેલા જીવનચરિત્રની પ્રસ્તાવનામાં મહાત્મા ગાંધીજી લખે છે :

"૧૮૮૮ના સપ્ટેમ્બરની ચોથી તારીખે ત્રણ ભલામણપત્રો સાથે હું મુંબઈથી લંડન જવા ઉપડ્યો. એ ત્રણમાં સૌથી મહત્વનો તો હિન્દના 'મહાન વયોવૃદ્ધ દાદા' તરફનો હતો. હું વીરપૂજામાં હરહંમેશ માનતો આવ્યો છું. એટલેજ દાદાભાઈને ખરેખર 'દાદા' તરીકે જોઉં છું. દક્ષિણ આફ્રિકામાં અમારો સંબંધ ખૂબજ ગાઢો બન્યો કારણ કે એજ મારા કાયમના સલાહકાર હતા, એજ મારે માટે પ્રેરણાનિધિ હતા.'

## ગાંધીજી અને દાદાભાઈ

હિન્દનાં અને જગતનાં અસંખ્ય નરનારીઓનાં જીવન અને ચારિત્ર્ય ઉપર જેણે મલગાગી અસર કરી છે એવા 'બાપુ'નું જીવન દાદાભાઈની અસર હેઠળ કેટલે અંશે ઘડાયું છે એ પોતેજ અભ્યાસનો એક રસપ્રદ વિષય છે. પ્રસ્તુત લેખમાં તો હું માત્ર બંનેના જીવન-સિદ્ધાન્તો અને ચારિત્ર્યનાં આગળ પડતાં લક્ષણોનું નિકટવર્તી સામ્ય જ લક્ષમાં લઈશ. બંને લડ્યા, માત્ર રાજકીય સ્વાતંત્ર્ય માટેજ નહિ પણ સામાજિક અને ધાર્મિક સુધારા માટે અને ઉચ્ચ તેમજ ઉમદા જીવન માટે. બંને નિર્ભર હતા સત્યના અપ્રતિહત સ્તમ્ભ ઉપર, અને બંને પોતપોતાના વીરપ્રયાસોમાં સમાન તકનો આગ્રહ પણ રાખનાર હતા. બંને શાન્તિના સાચા ઉપાસક હતા. અને અહિંસાના પ્રખર ઉપદેશક હતા. મહાત્માજીની અહિંસાની ફિલસુફી જગતભરમાં મશહૂર છે. હિંસા પ્રત્યેનો દાદાભાઈનો તિરસ્કાર એટલો બધો જાણીતો નથી છતાં એમણે જીવનભર અહિંસાનો આદર્શ ઉપાસ્યો છે અને ઉપદેશ્યો છે. જીવનના ઓસરતા સન્ધ્યાકાળે બાંશી વર્ષની પાકટ ઉમ્મરે હરીફવિહોણા પોતાના સંગ્રામથી નિવૃત્તિ લઈ એ ઇંગ્લેન્ડથી હિન્દ પાછા ફરેલા હતા ત્યારે લંડન સોસાયટીના સભ્યોએ નિવૃત્તિ પછી પણ એમના પ્રમુખપદે ચાલુ રહેવાની દાદાભાઈને વિનંતિ કરેલી. પરંતુ દાદાભાઈ એનો સ્વીકાર કરી શક્યા નહિ. જ્યાં માનાર્હ પ્રમુખ તરીકે પોતાનું નામ ચાલુ રહેવા દેવામાં એ સંમત થયેલા. પણ તે એક શરતે કે નવલોહિયા જુવાનોના ઉત્સાહને વશ થઈ સંસ્થા જ્યારે હિંસાની તરફેણ કરતી થાય ત્યારે એમનું નામ સભ્ય તરીકે રદ કરવું. પ્રમુખના સ્થાન માટેના એમના અનુગન્તા શ્રી. જે. એમ. પરિખને એમણે લખેલું : "મારી પ્રતિષ્ઠા તમારાજ હાથમાં છે."

## દારૂનિષેધની પહેલી ભૂમિકા

દારૂની બદીમાંથી હિન્દીઓને મુક્ત કરવાની આકાંક્ષાની બાબતમાં બંને લોકનાયકો એકમત જો કે દાદાભાઈ સંપૂર્ણ દારૂનિષેધની તરફદારી પહોંચેલ નથી. સૌથી પહેલાં તો એમને દારૂબંધી અંગે ભૂમિકા તૈયાર કરવાની હતી. આ દિશામાં સૌથી શ્રેયસ્કર પગલું તો એમણે લંડનમાં હિન્દના સંપૂર્ણ નિર્વ્યસનીઓનું એક મંડળ સ્થાપવામાં માન્યું. તે એ આશાથી કે ઇંગ્લેન્ડમાં થોડા વખતના વસવાટ માટે આવતા વિદ્યાર્થીઓ અને બીજા હિન્દીઓ આ મંડળમાં જોડાય અને હિન્દ પાછા ફરતાં પોતાની સાથે દારૂ તરફ તિરસ્કારની લાગણી લેતા જાય.

## અળખામણો નફો ન જોઈએ

મુંબઈની એલ્ફીન્સ્ટન કૉલેજના ગણિતના પ્રાધ્યાપક તરીકેની પોતાની કારકિર્દીની શરૂઆતમાં દાદાભાઈ કામા કુટુમ્બના કેટલાક સભ્યોએ ઇંગ્લેન્ડમાં શરૂ કરેલી એક પહેલીજ હિન્દી વ્યાપારી સંસ્થામાં જોડાવા આમંત્રણ કર્યું. કામા એન્ડ કંપની તરફથી જુદા જુદા માલસામાનનો વ્યાપાર હાથ ધરવામાં આવેલો તેમાં દારૂ, અફીણ અને સ્પીરિટસને પણ સ્થાન હતું. હવે માણસોને નૈતિક અધઃપતનના પંથે લઈ જનાર વસ્તુઓના વ્યાપારની કમાણી ઉપર નભવાનો ખ્યાલ દાદાભાઈને ખૂંચવા લાગ્યો. એમણે કંપનીના જૂના ભાગીદારોને મુંઝવણમાં નાખ્યા. દારૂ અને સ્પીરિટ જેવી ચીજોનો વેચાણથી થતા મબલખ નફામાંનો પોતાનો હિસ્સો ન લેવાને

નિર્ણય જણાવ્યો. એના જવાબમાં શ્રી. ખુરશેદજી નવરોજજી કામાએ નીચેના સવાલો પૂછેલા :

"મને કહી શકશો કે, કોલેજના પ્રોફેસરો અને બીજા અમલદારોના પગારો આપવા માટે સરકાર કયે રસ્તેથી ફંડ એકઠું કરે છે? દારૂ અને અફીણના વેપાર મારફત થતી મહેસુલી આવકમાંથી તમે પ્રોફેસર તરીકેનો તમારો પગાર શું નથી લીધો? તમે વ્યાપારમાંથી નિવૃત્ત થયા અને સરકારી નોકરીમાં દાખલ થયા તો પણ આજ ધંધામાંથી નીપજતી અઢળક મહેસુલી આવક ઉપર શું તમારે નભવું નહિ પડે?"

## કડવું છતાં સત્ય

આવા મતભેદોને કારણે દાદાભાઈએ કામા – કંપની સાથેનો પોતાનો સંબંધ તોડી નાખ્યો. અફીણનો વ્યાપાર એ તો ઇંગ્લેન્ડનુંજ પાપ હતું એમ તેઓ કહેતા. તે વખતના હિન્દી વઝીર લોર્ડ હાર્ટિંગ્ટનને લખેલા એક પરિપત્રમાં બ્રિટીશ સરકારના નૈતિક અધઃપતનનો એક દાખલો એમણેજ ટાંકી બતાવેલો :



સ્વ. દાદાભાઈ નવરોજી

"કેવું બેહૂદું દૃશ્ય! ઇંગ્લેંડમાં બીયર અથવા સ્પીરીટ્સની પેઠે શેરીએ શેરીએ, જાહેર સ્થળોએ અફીણ વેચવાની પણ પરવાનગી આપવી જોઈએ એવી ભલામણ કરવાની હિંમત કોઈપણ રાજપુરુષ દાખવી શકે નહિ. એથી ઉલટું, પાર્લામેન્ટ ચોકખા શબ્દોમાં અફીણ અને એની બનાવટને 'ઝેરી' ગણે છે અને એ માત્ર સરકાર-માન્ય કેમિસ્ટોથીજ વેચી શકાય એવો કાયદો કરે છે. ત્યારે બીજી બાજુ, દુનિયાને બીજે છેડે આ ખ્રિસ્તિધર્મી, ઉચ્ચ સંસ્કારપ્રેમી, અને માનવતાભર્યું ઇંગ્લેન્ડ આખી સત્તા વડે એ ઝેરને ફેલાવવા મથે છે અને એક વિશાળ માનવ સમુદાયને એ લેવાની લાલચમાં સપડાવી નૈતિક દૃષ્ટિએ અધઃપતનને પંથે દોરે છે! અને શા માટે? કારણ કે હિન્દ આને એ ઘાતકી પાણું પી શકે તેમ નથી.... અફીણનો વેપાર એ ઇંગ્લેન્ડનું આપમતલબી પાપ છે અને એનાં માઠાં ફળનું એ હિન્દને ભાગે આવતો શાપ છે..."

સને ૧૮૮૬ માં દાદાભાઈએ જાણ્યું કે આમની સભાના કેટલાક સભ્યો અને બીજા કેટલાક બ્રિટીશ નાગરિકો અફીણના પ્રશ્ન ઉપર લડત ઉપાડનાર છે. એથી એમણે પણ તરત એમાં ભાગ લેવો શરૂ કર્યો. પરંતુ અની વિગતોમાં ઉતરવા માટે તો જુદોજ લેખ જોઈએ.

## એમનું અમર કાર્ય

પોતાના જીવનકાળ દરમિયાન દારૂની બદીનો નાશ કરવા માટે પણ દાદાભાઈએ ઉમેદ રાખેલી. રાજકારણમાં પોતાના આજીવન સહકાર્યકરો માંથી ડબલ્યુ. એસ. કેઈન અને સેમ્યુઅલ સ્મીથ બંને ઇંગ્લેન્ડની 'ટેમ્પરન્સ' ચળવળના પ્રખર પુરસ્કર્તા હતા. ૧૮૮૮ માં કેઈન મુંબઈ આવ્યા ત્યારે હિન્દીઓની એક સભા બોલાવવામાં આવી. એમાં એવું નક્કી કરવામાં આવ્યું કે હિન્દીઓમાં દારૂ પીવાના ટેવને વધતી અટકાવવાના ઉદ્દેશથી બ્રિટનમાં એક સંસ્થા સ્થાપવી અને હિન્દમાં વિવિધ સ્થળે અની શાખાઓ વિસ્તારવી. આ નિર્ણય અનુસાર "એંગ્લો-ઇન્ડિયન - ટેમ્પરન્સ - એસોસીએશન"ની સ્થાપના કરવામાં આવી. દાદાભાઈ એના જન્મથીજ એક ઉત્સાહી કાર્યકર રહ્યા. આ સંસ્થાએ ઇંગ્લેન્ડના નેશનલ ટેમ્પરન્સ એસોસિએશનનો સહકાર સાધ્યો અને બંને સંસ્થાઓએ સાથે મળીને બંને દેશોમાં લોકમત કેળવવા માંડ્યો. હિન્દનાં મુખ્ય

મુખ્ય શહેરમાં એની ઉપશાખાઓ શરૂ કરવામાં આવી અને એમાંથી નાની નાની ટેમ્પરન્સ - સોસાયટીઓની ફૂલગૂંથણી સ્થળે સ્થળે વ્યાપી ગઈ. આ સંસ્થાઓના ઉપક્રમ હેઠળ વ્યાખ્યાનો યોજવામાં આવ્યાં અને સાહિત્ય વ્હેંચવામાં આવ્યું. આ ક્ષેત્રના સહકાર્યકરોને ઉત્સાહ આપવા માટે અને ચળવળનો યથાશક્ય વિસ્તાર કરવા માટે ઇંગ્લેન્ડથી હિન્દમાં પ્રતિનિધિ - મંડળો પણ આવવા લાગ્યાં. દાદાભાઈનો એવો દાવો હતો કે એક પ્રજા તરીકે હિન્દીઓને મદ્યપાનની આદત નહોતી. હિંદીઓના મોટા ભાગના ધર્મો પણ કેફી પીણાંના ઉપયોગને નિષિદ્ધ ઠરાવતા હતા. કોઈ વિચારશીલ સરકાર ઇંગ્લેન્ડમાંથી હિંદ જતો દારૂ અને સ્પીરીટનો જથ્થો અટકાવ્યો હોત! પરંતુ હિન્દને પશ્ચિમને સંસ્કૃતિની લ્હાણી કરતાં કરતાં, બ્રિટીશ સરકારે, ધર્મ અને ચારિત્ર્યને બળે નિર્વ્યસની એવા આ દેશમાં, પશ્ચિમમાં પણ અત્યંત 'પાશ્ચાત્ય' એવી આબકારી જકાતને અને દારૂની દુકાનને દાખલ કરી! હિન્દમાં દારૂ ગાળવાનાં લગભગ બધાંજ કારખાનાં સરકાર-હસ્તક હતાં. સરકાર દારૂની દુકાનોની જાહેર હરરાજી કરતી અને વધારેમાં વધારે રકમ આપનારને એનો ઇજારો આપતી. હિન્દના આવા આબકારી વહીવટમાં ધરમૂળથી સુધારો કરવાની માગણી કરતો એક ઠરાવ આમની સભામાં પસાર કરાવવામાં એસોસીએશનને સફળતા મળેલી.

## આંકડાઓ બોલી ઊઠશે

સાર્વત્રિક વિનાશ, રોગ અને અનેકવિધ આપત્તિઓના મૂળ રૂપ દારૂના વધતા જતા વપરાશથી નીતિની દૃષ્ટિએ જે હાનિ થઈ રહી હતી તે તો ઘણાના ખ્યાલમાં હતી. પરંતુ એથી નીપજતી આર્થિક મુશ્કેલી લક્ષમાં આવતી નહોતી. સને ૧૮૯૧ ના એપ્રીલની ૮ મી તારીખે એક ટેમ્પરન્સ લોજમાં વ્યાખ્યાન આપતાં દાદાભાઈએ દર્શાવેલું કે અંગ્રેજ રાષ્ટ્રનું દારૂ પાછળનું વાર્ષિક ખર્ચ તેર કરોડ પૌંડ જેટલું છે! વિશેષમાં એમણે કહેલું :

"હવે આટલી ગંજાવર રકમ જો માત્ર દરિયામાં ફેંકીજ નાખવામાં આવતી હોય તો તો કંઇ હરકત નહિ. એ તો ઓછું અનિષ્ટ છે. પરંતુ આ અનિષ્ટ બેવડું અને ત્રેવડું થતું જાય છે. કુદરતે બક્ષેલી અને કાળી મજૂરીએ કેળવેલી, માનુસના ખાદ્યપદાર્થ તરીકે ઉપયોગમાં આવે એવી કેટકેટલી સામગ્રી માત્ર નિરૂપયોગીજ નહિ પણ વિનાશક-સામગ્રી તરીકે ફેરવાઈ રહી છે! ત્યારે એક તરફથી પૈસાના આ દુર્વ્યય દ્વારા લોકોનો ખોરાક ખૂંચવાઈ જાય છે અને બીજી તરફથી એ ખોરાકનું સ્થાન લઈ ગોહેલ દારૂના નાગપાશથી એ અધઃપતનને પંથે પડે છે. ખોરાકની આ અછત ઉદ્યોગની શક્તિ અને ઉત્પાદનનું પ્રમાણ ઘટાડે છે અને મજૂરને તો કેવળ નાકામિયાબજ બનાવે છે. મજૂર પોતાને તેમજ પોતાના કુટુંબ માટે ગરીબાઈ, ભૂખમરો અને દુઃખ નોતરતો થાય છે. અને અન્તે તો ગુનાનુંજ શરણું શોધતો થાય છે. હું સમજી શકતો નથી કે એક આખી પ્રજાનાં દુઃખ, કકળાટ અને સર્વસામાન્ય અધઃપતનની કિંમત રૂપિયા, આના, પાઈમાં કઈ રીતે આપણે આંકી શકીએ? કોડીબંધ શબ્દો કરતાં થોડાક આંકડા વધારે સ્વચ્છ સ્પષ્ટીકરણ કરશે. ધારો કે દારૂ પાછળનું કુલ ખર્ચ તેર કરોડ પૌંડ છે. આનો અર્થ એ કે આટલી રકમમાં આખાયે બ્રિટીશ સામ્રાજ્યની તમામ પ્રજાને રોટી (સાત કરોડ પૌંડ) માખણ અને ચીઝ (સાડા ત્રણ કરોડ પૌંડ) અને દૂધ (ત્રણ કરોડ પૌંડ) આખા એક વરસ સુધી પુરૂં પાડી શકાય. બીજી રીતે જોઈએ તો આટલી રકમમાંથી આખા બ્રિટીશ સામ્રાજ્યની પ્રજાને આખા એક વર્ષ સુધી ઘરભાડું (સાત કરોડ પૌંડ) અને ગરમ, રેશમી તેમજ સુતરાઉ કાપડની જરૂરિયાત (૭ કરોડ, છાસઠ લાખ પૌંડ) પૂરી પાડી શકાય. નવાઈની વાત તો એ છે કે આટલી ગંજાવર રકમ ખર્ચ્યા પછી પણ આ બધી જરૂરની વસ્તુ નથી મેળવી શકાતી એટલુંજ નહિ પણ સામેથી લોકો ઉપર ગરીબાઈ લદાય છે અને આ બધી સામગ્રી ઉત્પન્ન કરવાની શક્તિનો નાશ થાય છે. એથીયે વિશેષ ખરાબ વસ્તુ તો એ છે કે આખા રાષ્ટ્રનું નૈતિક પતન થાય છે અને માનવીનું સ્વેચ્છાર આયુષ્ય ઘટી જાય છે."

ત્યાર પછી એસોશિયેશને 'વિટો'ની પદ્ધતિ અખત્યાર કરી અને દાદાભાઈના મત અનુસાર એજ વાજબી માર્ગ હતો. જો જનસામાન્યની બહુમતિ દારૂની બદીને અટકાવવા માગતી હોય તો તેને તેમ કરવાનો અધિકાર રહેતો. એટલે કે માત્ર ગણ્યાગાંઠ્યા સત્તાધારીઓના ઘમંડ પ્રમાણેજ નહિ પણ બહુજન સમાજની સામાન્ય ઇચ્છા પ્રમાણેજ લોકોની પરિસ્થિતિ ઘડાય—એમ લોકશાસનનો મૂળભૂત સિદ્ધાન્ત એમાં સચવાતો હતો.

## ભાવિ પ્રજાને પ્રેરણા

હવે દારૂની આદતને ટાળવાના દાદાભાઈના વિવિધ પ્રયાસોમાંથી એક શાળી વધુ સચોટ પ્રકરણ ઉપર

આપણે આવીએ. ટેમ્પરન્સ એસોસિએશનની વાર્ષિક સભાના એક ઠરાવ અનુસાર લંડનમાં વસતા કેટલાક હિન્દીઓ ( ખાસ કરીને તો વિદ્યાર્થીઓ ) વેસ્ટ-મિનિસ્ટર ટાઉન હોલમાં Indian Brotherhood of Total Abstainers નું ઉદ્ઘાટન કરવા મળેલા. સેમ્યુઅલ સ્મિથ પ્રમુખસ્થાને હતા. દાદાભાઈની સાથે તેઓ પણ માનતા કે દારૂની બદીને ટાળવાનો વધારેમાં વધારે અસરકારક અને આશાસ્પદ ઉપાય તો ઉગતી પ્રજામાં દારૂ પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન થાય અને એને જડમૂળથી દૂર કરવા એ કટિબદ્ધ થાય એવું વાતાવરણ સર્જવાનોજ છે. "ઇન્ડીયન બ્રધરહુડ" નું ઔપચારિક ઉદ્ઘાટન થયું અને દાદાભાઈ તેના વરાયેલા પ્રમુખ થયા.

દાદાભાઈએ પોતાના વ્યાખ્યાનમાં એક સ્થળે કહેલું : "બ્રિટીશ પ્રજાના જે વર્ગમાંથી આ સંસ્થાના વિધાયકો આગળ આવ્યા છે તેને કેટલાક ઉટાંગ અને તરંગી ગણી વખોડી કાઢે છે. છતાં દેશના લગભગ બધાજ મહાન સામાજિક અને નૈતિક સુધારાઓ સમાજના આ વર્ગના પ્રયત્નનેજ આભારી છે. ગુલામોની સંસ્થાનું વિલીનીકરણ, યહુદીઓનો ઉદ્ધાર, રોમન કેથોલિકોની મુશ્કેલીઓનું નિવારણ, અને બીજી બધીજ પ્રવૃત્તિ આ વર્ગ તરફથીજ થયેલી છે. આ સંસ્થાની સ્થાપના દ્વારા હિન્દના સાંસ્કારિક ઉદ્ધારનું એક બીજ વાવવામાં આવ્યું છે.

અને આ સંસ્થાનું બીજું આશાસ્પદ તત્વ એ હતું કે હિન્દુઓ અને મુસ્લિમો બંને હાથોહાથ મિલાવી આખા રાષ્ટ્રને સ્પર્શતા એક મહત્વના પ્રશ્ન પરત્વે એમાં સંયુક્ત કાર્ય કરી શકતા.

છતાં વિદ્યાર્થીઓ જેવા ગતિશીલ સમુદાય પાસેથી નિર્વ્યસનીપણાની બાબતમાં બહુ મોટા ફાળાની તો આશા નજ રાખી શકાય. દાદાભાઈને તો વિદ્યાર્થીઓને ટેમ્પરન્સની ચળવળમાં રસ છે એ જોઈનેજ સંતોષ થતો. તે એવી આશાએ કે નિર્વ્યસનના આ પુરસ્કર્તાઓની અસર હેઠળ હિન્દ એક વખત સંપૂર્ણ દારૂનિષેધની તરફેણમાં મત આપશે...

—:0:—

### સદ્ગૃહસ્થ

ના આપ્ત હું સર્વતણો સમાજે,
સંબંધી ના સર્વ થકી સગાઈનો,
ના હું સખા, સ્નેહની ગ્રન્થિબદ્ધઃ
કિન્તુ બધાની સહ ફર્જબદ્ધ
સામાજિકોમાં સહુ શો પ્રતિષ્ઠિત
હું માનવી શ્રેષ્ઠ છું સદ્ગૃહસ્થ

— ઉશનસ્

# અમેરિકામાં દારૂબંધી

દારૂબંધીના પક્ષકારો અને વિરોધીઓ વચ્ચે ચાલેલા લાંબા સમય પર્યન્તના સંઘર્ષને પરિણામે જ્યારે એ કાયદો પાછો ખેંચાયો અને અનિષ્ટોની ઐતિહાસિક પરંપરામાં અમેરિકન પ્રજા ગૂંચવાઇ ગઇ... ......

જ્યારે અમેરિકન રાજ્યબંધારણમાના અઢારમા સુધારા ઉપર મતગણતરી થઇ ત્યારે દારૂને માત્ર કાયદેસર રીતે એ પ્રદેશમાંથી દેશવટો મળ્યો એટલુંજ નહિ પણ લોકોનાં હૃદય અને માનસમાંથી પણ એને રજા મળી ગઇ. તેઓએ માન્યું કે તેમને તેઓની સૈકાજૂની મહેનતનું શુભ પરિણામ પ્રાપ્ત થયું છે. પરંતુ તેઓને ખ્યાલ પણ નહોતો કે દારૂબંધી અંગેના જરૂરી કાયદા ઘડવાની અને એને અમલી બનાવવાની સત્તા જેમને આપેલ છે તેઓ ગંભીર ભૂલ કરશે અને એના બહુજ ગંભીર પરિણામ આવશે. પરાજયથી તત્કાળ હેઠાં બેઠેલાં દારૂના વ્યાપારમાં હિત ધરાવતાં તત્ત્વોએ કાયદામાં રહેલી છટકબારીનો ઝડપથી આશ્રય લીધો અને કાયદા વડે રક્ષિત એવી સઘળી તક અને સગવડનો સંપૂર્ણ ઉપયોગ કરવા માંડયો

નિર્દિષ્ટ ધારાની પહેલી કલમ નીચે મુજબ હતી :

"આ કાયદો મંજુર થયા પછી એક વર્ષનો સમય વીત્યે અમેરિકાના સંયુક્ત સંસ્થાનોમાં તેમજ એ સંસ્થાનોની હકુમત હેઠળ આવતા તમામ પ્રદેશમાં કેફ ઉત્પન્ન કરે તેવા મદ્યાર્કનું પીણાં તરીકે ઉપયોગ કરવાના હેતુસર થતુ ઉત્પાદન, વેચાણ, હેરફેર તેમજ બહારથી આયાત અને સંસ્થાનોમાંથી નિકાસ બંધ કરવામાં આવે છે."

## વેચાણ નિષિદ્ધ હતું, પણ ખરીદી નહિ!

આ સુધારો એક વર્ષ પછી અમલી બનવાનો હતો ત્યાંસુધી તો દારૂનો વેપાર એના સામાન્ય સ્વરૂપમાં ચાલુજ હતો અને પીણાંના દશ્યો જેમને તેમ જોવા મળતાં. પરંતુ વધારે મહત્વની હકીકત તો એ હતી કે દારૂનું વેચાણ નિષિદ્ધ હતું પરંતુ દારૂ ખરીદવો, એને કબજામાં રાખવો કે એનો ઉપયોગ કરવો...એના ઉપર કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ નહોતો. જ્યારે સુધારો અમલમાં આવ્યો ત્યારે કોઇ માણસ પાસે દારૂ હોય તો તે રાખી શકતો અને જો ન હોય તો એને ખરીદીને મબલખ 'સ્ટોક' કરી લેવા માટે તો પુષ્કળ અવકાશ હતોજ! જેમની પાસે પૈસા હતા એમણે તો આખી જીંદગી ચાલે એટલો દારૂનો જથ્થો એકઠો કરી લીધો. એનું પરિણામ એ આવ્યું કે પીણું કે જે ઘરની બહાર હતું તેણે "ગૃહ-પ્રવેશ" કર્યો-અને એને પરિણામે સ્ત્રીઓનું અને યુવાનોનું નૈતિક અધઃપતન થયું. દારૂને એક નવું પ્રતિષ્ઠિત સામાજિક સ્થાન મળ્યું. દારૂની પ્યાલી એ પરોણાચાકરીની નિશાની બની અને સામાજિક વ્યવહારમાં એની અગત્ય સ્વીકારાઇ. કલબમાં એ દંભનું કારણ બન્યું; ચર્ચમાં એ અધઃપતનનું ઉપાદાન બન્યું અને રાજકારણની રંગભૂમિ ઉપર સામસામા આક્ષેપોનું એ પ્રયોજન બન્યું!.

અને દારૂ રાખવા સામે કોઇ જાતનો પ્રતિબંધ ન હોવાથી આવાં દેશી પીણાં કલાલ પાસેથી સહેલાઇથી મેળવી શકાતાં અને એ રીતે કલાલને પણ પોતાના ગ્રાહકો તરફના બચાવને કારણે સમાજમાં સુરક્ષિત અને અગત્યનું સ્થાન મળતું

દારૂબંધીનો ઉદ્દેશ દારૂના વ્યાપારનું સંપૂર્ણ નિકંદન કાઢવાનો હોવો જોઇતો હતો. પરંતુ અહીં તો પરિસ્થિતિ જુદીજ નીકળી પડી. દારૂનો વેચનાર કાયદાની દષ્ટિએ ગુનેગાર ઠરતો. અને એની ધરપકડ પણ થઇ શકતી જ્યારે દારૂ ખરીદનાર ઉપર કોઈ પણ પ્રકારનું બંધન હતું નહિ. કાયદાનું આવું હાસ્યાસ્પદ સ્વરૂપ સામાન્ય જનતામાં જાણીતું થઈ ગયું અને એને પરિણામે એનું માન ઓછું ઘટયું. ગરીબ જનતાએ જોયું કે પૈસાદાર માણસો પોતાને ફાવે તેવા 'આહલાદક' (!) પીણાંનો મબલખ જથ્થો એકઠો કરી શકે છે જ્યારે એમના નસીબમાં તો કેવળ 'નિર્વ્યસનીપણું' જ માંડયું છે કારણ કે કલાલને તેઓ મનમાગ્યાં નાણાં આપી શકે તેમ નથી. એટલે કાયદાનો કોઇ પણ ઉપકારક હેતુ એમના જોવામા આવ્યો નહિ. આનાથી વર્ગ વિગ્રહ પેદા થયો અને એમાંજ દારૂમાં હિત ધરાવતાં તત્ત્વોને પોતાના પગ પહોળા કરવાનું સબળ કારણ મળી ગયું.

આ વિષય ઉપર ટીકા કરતાં મેગ્યુઅલ સોમ્પર્સ

લખેલું: "દારૂબંધીના સીધાજ પરિણામે વર્ગ વિગ્રહ ઉત્પન્ન થયો. કામદારોમાં દારૂ ખરીદી શકતા વધારે પૈસાદાર અને (એટલે જ નસીબદાર) વર્ગ તરફ ધિક્કારની અને અસહકારની લાગણી ઉત્પન્ન થઈ." આ રીતે દારૂ ખરીદનાર વર્ગ દારૂ સંઘરનાર અને વેચનાર જેટલોજ ગુનાહિત અને ધિક્કારપાત્ર હતો એવી જેહાદ શરૂ થઈ. પરંતુ એને જોઈએ તેટલો ટેકો મળ્યો નહિ.

દારૂની માગણી વધી એટલે એને ગેરકાયદેસર રીતે ચોરી છૂપીથી સંઘરનારા અને વેચનારા પણ બહાર આવ્યા. આ લોકોએ ગેરકાયદેસર દારૂનું ઉત્પાદન, હેરફેર અને વેચાણ કરવા માંડયા. આવા બહુજ ફળદાયી ધંધાદ્વારા જે પૈસો ઉત્પન્ન થયો તેનો વિનિયોગ અમલદારોને લાંચ આપવામાં, સત્તા ખરીદવામાં અને રૂશ્વતખોર રાજકીય નેતાઓને પડખે કરી લેવામાં થવા લાગ્યો. આ રીતે ગેરકાયદેસર વ્યાપાર જ્યારે સુસ્થિત અને સદ્ધર થયો ત્યારે એણે કાયદાની સામે ઉદ્ધત હુંકાર શરૂ કર્યો.

## કાયદાની છટક બારીને કારણે

આનો અર્થ એમ નહિ કે બહુજનસમાજની બહુમતિ આ કાયદાનો ભંગ કરવામાં સંમત હતી! દારૂબંધી અમલમાં આવી તે પહેલાં લાખો માણસોને દારૂ પીવાની ટેવ હતી અને લાખ્ખો માણસો એને છોડી દેવા તેમજ એની વિષે તમામ ભૂલી જવા પણ તૈયાર હતા. નૈતિક અધઃપતનને પંથે ચડેલા માત્ર ગણ્યાગાંઠયા લોકોનેજ કાયદાનો ભંગ કરવામાં તેમજ અંધેર પ્રવર્તાવવામાં રસ હતો અને એજ પોતાનો અનુયાયી વર્ગ મોટો નીકળે તેમ ઇચ્છતા. આ ગણ્યાગાંઠયા પૈસાદાર લોકોજ ચોરી છૂપીથી દારૂવેચનારને ઘરમાં ઘાલતા અને ગેરકાયદેસર દારૂની એની પાસેથી ખરીદી કરતા. આ સંબંધમાં શ્રી. જે. આર. ટેલર લખે છે: "જો દારૂનો પીણાં તરીકે ઉપયોગ કરવામાં જ એના કેફનાં અનિષ્ટો ભોગવવાં પડતાં હોય તો પછી દારૂના આ કરુણાન્ત નાટકના તમામ અભિનેતાઓમાં પીનારજ સૌથી મોટો ગુનેગાર ગણાય!" જો દારૂની ખરીદી ઉપર પણ પ્રતિબંધ મૂકવામાં આવ્યો હોત તો સમાજનો આ નામર્દ અને બીકણ વર્ગ કાયદાનો ભંગ કરી શક્ત નહિ અને ગુનાહિત તત્વોને ચપળ સંશોધકો સહેલાઇથી શોધી કાઢત.

કાયદા પ્રમાણે, દારૂનો ધંધો કરનારાઓને કેફી ન હોય તેવાં પીણાઓનું ઉત્પાદન કરવાની છૂટ આપવામાં આવી હતી. જેમાં માત્ર અરધા ટકાજ મદ્યાર્ક અસ્તિત્વ ધરાવે છે એવા 'નીયર-બીયર'નું ઉત્પાદન પણ કાયદેસર ગણાતું. આ પદ્ધતિને અનુસરતાં સૌથી પહેલાં પાંચથી ૭ ટકા મદ્યાર્કવાળો બીયર બનાવવો પડતો અને ત્યાર પછી એમાંના મદ્યાર્કનું પ્રમાણ ઘટાડવું પડતું. આથી તો દારૂ બનાવનારાઓને ધંધો ધપાવવાનું એક કારણ મળતું. અને કાયદા સાથે એ છેતરપીંડી કરી શકતા. જો કે એમ કરતાં એમને કોઇવાર શિક્ષા પણ થતી અને એમની પરમીટ રદ થતી. પરંતુ ધંધો નભાવવાની બીજી અનેક અવળીસવળી રીતો એમની પાસે હતી. તેઓ બે ચાર કોઇક સારા અને પ્રતિષ્ઠિત માણસોને પોતાની 'દુકાનો' બીજા કોઈ હેતુસર ખરીદવા માટે ઉભા કરતા, એને કાગળ ઉપર કોઈ નવું લેખિત સ્વરૂપ આપતા. દુકાનો કોઈ નવીજ 'કંપની' તરીકે ચાલુ થતી અને પાછલે બારણેથી દારૂ બનાવવાનાં બધાંજ કાળાં કાર્યો બદમાશ પરમીટ ધરાવનારાઓને હાથે થતાં. આ પરમીટ આપવાની પ્રથામાં સરકારે જો જરાક વધારે કાળજી રાખીહોત, અને અરજદારની સત્યનિષ્ઠા તપાસવાની જો જરા વધારે દરકાર પહેલેથી રાખી હોત તો પીણાના આ જાતના મદ્ય યુક્ત પરિવર્તન ઉપર તેમજ એમાં થતી બીજી ઘાલમેલ ઉપર કાબુ ઘણી જ સહેલાઈથી રાખી શકાત. વળી,વધારે પ્રમાણમાં મદ્યાર્કવાળાં પીણાનું ઉત્પાદન કરવાના ગુના સબબ ગુનેગારને કોર્ટ સમક્ષ ખડો કરવામાં આવતો એ વાત ખરી પરંતુ સાથે સાથે અવાં પીણાંને અનુલક્ષીને વપરાતા શબ્દ-'Intoxicating' માટે કોઈ નિશ્ચિત વ્યાખ્યા ન હોઈ કોઇ કાયદાબાજ વકીલ ફરિયાદ પક્ષને ગુંચવણમાં મૂકી શકતો અને જ્યુરીનું લક્ષ પ્રતિવાદીના દારૂ વેચવાના મુખ્ય ગુના ઉપરથી ખસેડી 'Intoxicating' શબ્દના જટિલ અર્થના સ્પષ્ટીકરણની ભૂલભુલામણીમાં ગુંચવી નાખી શકતો.

## દારૂબંધી અને રાજકારણ

અને રાજકારણ એ દારૂબંધીના સંપૂર્ણ અમલમાં મોટામાં મોટા વિઘ્ન રૂપ હતું. દારૂબંધી અમલમાં આવી તે પહેલાં કેટલાંયે વર્ષોથી ધંધાદારી 'રાજકીય નેતાઓ' અને દારૂમાં હિત ધરાવતાં તત્વો વચ્ચે મેલો સુમેળ પ્રવર્તતો હતો. પોતાનાં હિતને જોખમમાં મૂકે તેવો કોઇપણ કાયદો અટકાવવા માટે પોતાને મદદગાર થાય એવો 'હિતેચ્છુ' ધારાસભ્ય તરીકે, કોઈ પરગણાંના કે સંસ્થાના 'એટોર્ની' તરીકે કે શહેરની કાઉન્સીલના સભ્ય તરીકે ચુંટાઇને આવે એ માટે જરૂરી કંઇ એકઠું કરવાનુંજ કામ માત્ર તેમને

રહેતું. વખત જતાં દારૂમાં હિત ધરાવતાં તત્વોની આ લાગવગ પ્રધાન-મંડળના સભ્યો અને હેઠ વોશીંગ્ટનના 'વ્હાઈટ-હાઉસ' સુધી પહોંચી ગઈ. દારૂબંધીને સંપૂર્ણ રીતે અમલી બનાવવામાં રાજકારણ એક મોટી આડખીલી રૂપ થઈ પડ્યું કારણ કે જવાબદાર ઉચ્ચ વર્તુળોમાં કામ કરતા લોકોને ચુંટણી-જંગ વખતે ભૂગર્ભ પ્રવૃત્તિ કરતા બદમાશોના નચાવ્યા મુજબ નાચવું પડતું ! દારૂબંધી જેવું અગત્યનું કાર્ય એના અમલની શરૂઆતમાંજ નાલાયક, બિનઅનુભવી અને રૂશ્વતખોર માણસોના હાથમાં આવી પડવાથી પણ આવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ હતી.

ગુનાઓ શોધવા માટે અને ગુનગારો ઉપર કેઈસ ચલાવવા માટે જે માણસો નીમવામાં આવતા તેઓની નિમણુંક રાજદારી ક્ષેત્રમાંથી થતી નહિ. તેઓને સિવિલ સર્વીસની પરીક્ષાઓ આપવી પડતી અને ગુણને ધોરણે એમની પસંદગી થતી. તેઓ ખૂબજ કેળવાયેલ, કાર્ય કુશળ અને કાયમી નોકરી ધરાવતા માણસો હતા. દારૂબંધીને અમલી બનાવવાનું કામ આવા નિષ્ણાત અને અનુભવીવર્ગને સોંપવાને બદલે કેવળ વિચિત્ર રીતે એ તિજોરી ખાતાંને સોંપવામાં આવ્યું. લાગતાં વળગતાની ભલામણને કારણે નિમાયેલ આ ખાતાંના માણસોને વેતન બહુ ઓછું મળતું જે કામ એમને કરવાનું હતું એ અંગેનો અનુભવ એમને કશોજ હતો નહિ એટલે બહુજ ટૂંકા વખતમાં તેઓ નિયત કામ માટે નાલાયક ઠર્યા અને કેટલાક તો ચોરી, લાંચરૂશ્વત, ખાયકી, દારૂબંધીના રાષ્ટ્રિય કાયદાનું ઉલ્લંઘન, ઓફીસનાં દફતરોમાં છેકાછેકી, દગલબાજી અને એવા બીજા કેટલાયે ભયંકર ગુનાઓ સબબ બરતરફ થયા. દારૂમાં હિત ધરાવતાં તત્વોની ભલામણોને કારણેજ એમની નિમણુંક થઈ હોવાને લીધે તેઓને પાછલે બારણે ચાલતી મલિન રમતો સામે આંખ મીચામણાં કરવાં પડતાંજ. કેટલાક કિસ્સાઓમાં આ "એજન્ટો" જ દારૂના ધંધામાં સહાયક કે ભાગીદાર બનતા !

દારૂબંધીને સફળતાપૂર્વક અમલી બનાવવા માટે આશરે બાર હજાર એજન્ટોનું દળ અને ૫.૪ કરોડ ડોલરનો સ્થાપી ફંડી આવશ્યક હતાં. પરંતુ દારૂબંધી શરૂ થઈ તે વર્ષે એમની પાસે ૨૨૩૬ એજન્ટો હતા તેમાંથી માત્ર ૧૫૦૨ એજન્ટોનેજ-દારૂબંધીનું કામ સોંપાયેલું. આ નાનું દળ પણ વખત જતાં વધારે અને વધારે નાનું થતું ગયું અને દારૂના ધોધમાર વહેતા વ્યાપારને અટકાવવાનું કામ એમને માટે કેવળ અશક્ય બન્યું. ૧૯૩૨ માં એજન્ટોની સંખ્યા માત્ર ૧૩૯૨ રહી અને મુડી તો ૬૫ લાખ ડોલર જેટલી ઘટી ગઈ.

આટલું દળ જો સંપૂર્ણ ખેલદિલીથી કામ કરે તોપણ પરિસ્થિતિમાં કંઈપણ પરિવર્તન લાવી શકે નહિ કારણ કે કાયદાઓમાં અનેક છટકબારીઓ હતી અને સત્તા તો કેવળ બંધિયાર હતી. અમુક ઘરમાં ગેરકાયદેસર રીતે દારૂ ગાળવામાં આવે છે એવી સ્પષ્ટ માહિતી મળ્યા પછી પણ આ એજન્ટોને સદરહુ ઘર ઉપર દરોડો પાડવાની કશીજ સત્તા ન હોતી. કારણ કે તેમને એવા સંજોગોમાં મેળવવાં બહુ મુશ્કેલ એવા એફીડેવિટ વગરનાં સર્ચવોરન્ટ આપવામાં આવતાં નહિ.

## પરમીટની પ્રથાનું પોકળ

આ ઉપરાંત દારૂ અંગેની 'પરમીટ આપવાની પ્રથા તો ચાલુજ હતી. સરકારી પરવાનગી હેઠળ ઉદ્યોગનાં કારણોસર જે છોડોમાંથી મદ્યાર્કનું ઉત્પાદન કરવામાં આવતું તેનું રૂપાન્તર બહુ ભાગે વ્હીસ્કી અને જીનમાં થતું. તિજોરી ખાતાંએ જે નિયમનો ઘડ્યાં હતાં તે કેવળ અપૂરતાં હતાં અને એમાંથી કોઈપણ જાતનું બંધન ઉપસ્થિત થતું નહિ. એટલે સરકારી પરમીટના બુરખા હેઠળ મોટી મોટી પેઢીઓ દારૂનો ગંજાવર જથ્થો ઉત્પન્ન કરી પોતાના ગ્રાહકો તરફ ધકેલી દેતી...દાખલા તરીકે પરમીટનાં ઓઠાં હેઠળ કોઈ પણ એક પેઢી "કારનેશન પરફ્યુમ" જેવું ખૂબજ માદક પીણું હજારો ગેલનના જથ્થામાં બીજી કોઈ શાખા અથવા હિસ્સેદાર પેઢી તરફ રવાના કરી શકે. ત્યાં દારૂબંધીના એજન્ટોને એ વસ્તુ અંતે ક્યાં જાય છે તેની તપાસ કરવાનો પણ અધિકાર નહિ ! એટલે કે એ જથ્થો આયાત કરનાર પેઢી એનો કોઈપણ રીતે ફાવે તેવો નિકાલ લાવે તો તેમાં કોઈ એને પૂછી શકે નહિ. અમુક શંકાશીલ વ્યક્તિઓ કે પેઢીઓને પરમીટ આપવી કે ન આપવી તે નક્કી કરવાની સત્તા દારૂબંધી કચેરીને આપવામાં આવી હતી ખરી પણ વધુ દુઃખદ હકીકત તો એ હતી કે એ ઓફીસે એ સત્તા વાપરી નહી !

'હોલસેલ-એજન્ટ' હેઠળ દાક્તરો કેવળ દવાના હાઉસ પર 'સ્પીરીટ'ની પરવાનગી આપી શકતા. દાક્તરોની ભલામણ હેઠળ ઔષધિ બનાવનારને પણ નિયત જથ્થો વેચવાનો પરવાનો મળતો. એટલે કે દાક્તર અને ઔષધિ બનાવનાર અને દવાના ઓઠાં હેઠળ નિયમિત રીતે દારૂનો જથ્થો વગેરે મેળવી શકતા. દારૂબંધી અમલમાં આવી તે પહેલાં મદ્યાર્કનો

મોટો જથ્થો બહારના વપરાશ માટે 'ઝેર' ગણાતો. દારૂબંધીના ઉગમ સાથે મદ્યાર્કની ઝેરમાં ગણતરી થતી અટકી ગઈ. રમ પી શકાતો. અને ઉપરાંતમાં એ પોષક અને સ્ફૂર્તિવર્ધક પણ ગણાતો. આવી બનાવટો ઉપર ચોક્કસ પ્રકારનો પ્રતિબંધ મૂકી, અમુક નિયમનોનું તો ઉલ્લંઘન ન જ થઈ શકે એ જાતની પરિસ્થિતિ ઉભી કરવામાં કાયદો પણ નિષ્ફળ ગયો.

## ગુનાની સજા થોડી, લાભ ઝાઝો

અમુક પ્રકારના ગુનાને નિશ્ચિત પ્રકારની શિક્ષા કરવાનું ફરમાન પણ કાયદામાં પૂરતા પ્રમાણમાં સચવાયેલ નહોતું. શિસ્ત વિરૂદ્ધ વર્તન માટે મોટામાં મોટી શિક્ષા થોડો દંડ અથવા ટૂંકી જેલ એટલીજ હતી. ગેરકાયદેસર દારૂનો વ્યાપાર એ બહુજ લાભદાયી અને આકર્ષક ધંધો હતો. એટલે એ ધંધાને એવા જરૂરી માણસો મળી રહેતાં કે જે જો પકડાય તો કોર્ટમાં સહેલાઇથી ગુનો કબૂલ કરી થોડો દંડ ભરવામાં ખુશી હતા. મિસિસ વિલબર એન્ડે કહેલું તેમ શિક્ષાનું પ્રમાણ કેવળ બિન અસરકારક હોતાં ગુનાહિત તત્વોને કાયદાનો ભંગ કરવામાં બિલકુલ બીક લાગતી નહિં. વિશેષમાં દારૂના ઉત્પાદન અને વેચાણ માટે જરૂરી એવી સાધન-સામગ્રી જપ્ત કરવાની જોગવાઇ પણ કાયદામાં કરવામાં આવી નહોતી. એટલેજ દારૂના વ્યાપારને ચોરીછૂપીથી વિકસવા માટે પૂરતા પ્રમાણમાં સાધનો મળી રહેતાં. વધુમાં કેનેડાની સરહદ ઉપરથી વ્યવસ્થિત રીતે ગતિમાન થતા ગેરકાયદેસર વ્યાપારને પણ કેવળ નિર્વીર્ય અને નિષ્ક્રિય એવું ચોકીયાત દળ અટકાવી શકતું નહિ.

## ઉદ્યોગપતિઓ પણ ખસી ગયા

દારૂબંધીના શરૂઆતના દિવસોમાં ઔદ્યોગિક ક્ષેત્રના નેતાઓ એક પણ અપવાદ વગર એ સુધારામાં સહમત થવા તૈયાર હતા. ફોર્ડ, એડીસન, ડ્યુરન્ટ, લોઅન અને બીજા કેટલાયે ઉદ્યોગપતિઓ સામાજિક તેમજ આર્થિક ક્ષેત્રમાં મજૂરોને તેમજ ઉદ્યોગને દારૂબંધીથી થનાર ફાયદાઓ વારંવાર વર્ણવતા. પરંતુ બહુ જ ટૂંકા વખતમાં એમને માલમ પડ્યું કે દારૂબંધીના પરિણામે જે વધારે કરવેરા નાખવા પડે છે તેથી તેઓની આવકમાં જબરી આંચ આવે છે અને એથી જ એમના ભાવિ વૈભવમાં અવરોધ ઉભો થાય છે. કેટલાક ઉદ્યોગપતિઓને પોતાનાં અંગત દારૂ ગાળવાનાં કારખાનાં હતાં. દારૂબંધી આવતાં એ બધાં બંધ કરવાં પડ્યાં અને એથી તેઓને નફામાં બહુ નુકશાન પહોંચ્યું. દારૂબંધીનો કાયદો જો નાકામિયાબ નીવડે તો એમાં ઘણાખરા ઉદ્યોગોને ફાયદો હતો. ઉદ્યોગપતિઓએ જોયું કે દારૂબંધીના કાયદામાં મૂળગામી પરિવર્તન થાય તેમાંજ એમનો ઉદ્ધાર છે. છતાં એમની સ્થિતિ બહુ વિચિત્ર હતી. મદ્યનિષેધક મંડળની ચળવળનો સામનો એમનાથી થાય તેમ નહોતો તેમ દારૂબંધી અમલમાં આવી જાય એ તેમને ખપે તેમ નહોતું. જ્યારે તેમણે જોયું કે કાયદામાં તો અનેક જાતની છટક બારીઓ છે ત્યારે તેમણે સંગઠિત થઇ દારૂડિયાઓ અને કલાલોનો સંગાથ શોધ્યો. એમને ભૂગર્ભ પ્રવૃત્તિ કરવા માટે પૈસા પૂરા પાડવા માંડ્યા. નફામાં ભાગ મળે તો ગુનેગારોને રક્ષણ આપે એવા રૂશ્વતખોર અમલદારો ઉચ્ચ પાયરીએ ચુંટાઇ આવે તેવી તજવીજ કરી અને દારૂબંધીના કાયદાની અનવળી રજૂઆત કરી એને હડધૂત કરે અને એ કાયદાને ટેકો આપનારને હાંસી કરી હાંકી કાઢે એવા ભાડૂતી પ્રચારકો પણ વહેતા મૂક્યા. તેમણે એવો પણ પ્રચાર કર્યો કે દારૂનો જે મોટો જથ્થો ગામડાંઓમાં વહેતો થયો છે તે દારૂબંધીનેજ આભારી છે અને નહિ કે કાયદાને વ્યવસ્થિત રીતે અમલમાં મૂકવામાં રહી ગયેલી ભૂલને ! આ પ્રચારકોએ દારૂને અંગે થતા પ્રત્યેક ગુનાને તેમજ એ કારણસર અમલદારોમાં પ્રવર્તતી રૂશ્વતખોરીને ખૂબ મોટું સ્વરૂપ આપ્યું અને મોટો ઉહાપોહ કરી સમાજનાં આ બધાં દૂષણો કેવળ દારૂબંધીનેજ આભારી છે એવો ગપગોળો હાંક્યો. તેઓએ સમાજને એવું પણ ઠસાવવાનું શરૂ કર્યું કે ચોરી, લૂંટફાટ, દગલબાજી, હિંસા અને એવા બીજા બધા ગુનાઓ માત્ર દારૂબંધીનેજ આભારી છે અને દારૂનો વેપાર અને પીઠાંઓ જો પહેલાંની જેમ શાન્તિથી ચાલુ કરવામાં આવે તો આ બધું એની મેળે બંધ થઇ જાય !

## દારૂબંધી - વિરોધી - ચળવળ

ડયુ પન્ટ અને સ્ટેટેન્સની મદદથી સ્થાપવામાં આવેલ દારૂબંધી-વિરોધી-મંડળે દારૂના વેપારીઓનો પ્રશ્ન હાથમાં લઇ દેશભરમાં એક ચળવળ શરૂ કરી. એમણે રેડિયો દ્વારા, વ્યાખ્યાનો દ્વારા અને વર્તમાનપત્રો મારફત જબરો પ્રચાર શરૂ કર્યો. પોતાના પ્રચારકો પાસે લેખો લખાવી, દારૂ ધારીઓ અને લાગવગ ધરાવતી વ્યક્તિઓની સહી પ્રગટ કરવા માંડ્યા અને પોતાના રાજકીય ટેકેદારો પણ પ્રચાર વેગવન્ત બનાવ્યો. આ કામની પાછળ

મોટો જથ્થો બહારના વપરાશ માટે 'ઝેર' ગણાતો. દારૂબંધીના ઉગમ સાથે મદ્યાર્કની ઝેરમાં ગણતરી થતી અટકી ગઈ. રમ પી શકાતો. અને ઉપરાંતમાં એ પોષક અને સ્ફૂર્તિવર્ધક પણ ગણાતો. આવી બનાવટો ઉપર ચોક્કસ પ્રકારનો પ્રતિબંધ મૂકી, અમુક નિયમનોનું તો ઉલ્લંઘન ન જ થઈ શકે એ જાતની પરિસ્થિતિ ઉભી કરવામાં કાયદો પણ નિષ્ફળ ગયો.

## ગુનાની સજા થોડી, લાભ ઝાઝો

અમુક પ્રકારના ગુનાને નિશ્ચિત પ્રકારની શિક્ષા કરવાનું ફરમાન પણ કાયદામાં પૂરતા પ્રમાણમાં સચવાયેલ નહોતું. શિસ્ત વિરુદ્ધ વર્તન માટે મોટામાં મોટી શિક્ષા થોડો દંડ અથવા ટૂંકી જેલ એટલીજ હતી. ગેરકાયદેસર દારૂનો વ્યાપાર એ બહુજ લાભદાયી અને આકર્ષક ધંધો હતો. એટલે એ ધંધાને એવા જરૂરી માણસો મળી રહેતાં કે જે જો પકડાય તો કોર્ટમાં સહેલાઈથી ગુનો કબૂલ કરી થોડો દંડ ભરવામાં ખુશી હતાં. મિસિસ વિલ્બર બ્રેન્ડે કહેલું તેમ શિક્ષાનું પ્રમાણ કેવળ બિન અસરકારક હોતાં ગુનાહિત તત્વોને કાયદાનો ભંગ કરવામાં બિલકુલ બીક લાગતી નહિં. વિશેષમાં દારૂના ઉત્પાદન અને વેચાણ માટે જરૂરી એવી સાધન-સામગ્રી જપ્ત કરવાની જોગવાઈ પણ કાયદામાં કરવામાં આવી નહોતી. એટલેજ દારૂના વ્યાપારને ચોરીછૂપીથી વિકસવા માટે પૂરતા પ્રમાણમાં સાધનો મળી રહેતાં. વધુમાં કેનેડાની સરહદ ઉપરથી વ્યવસ્થિત રીતે ગતિમાન થતા ગેરકાયદેસર વ્યાપારને પણ કેવળ નિર્વીર્ય અને નિષ્ક્રિય એવું ચોકીયાત દળ અટકાવી શકતું નહિ.

## ઉદ્યોગપતિઓ પણ ખસી ગયા

દારૂબંધીના શરૂઆતના દિવસોમાં ઔદ્યોગિક ક્ષેત્રના નેતાઓ એક પણ અપવાદ વગર એ સુધારામાં સહમત થવા તૈયાર હતા. ફોર્ડ, એડીસન, ડયુરન્ટ, લોઅન અને બીજા કેટલાયે ઉદ્યોગપતિઓ સામાજિક તેમજ આર્થિક ક્ષેત્રમાં મજૂરોને તેમજ ઉદ્યોગને દારૂબંધીથી થનાર ફાયદાઓ વારંવાર વર્ણવતા. પરંતુ બહુ જ ટૂંકા વખતમાં એમને માલમ પડ્યું કે દારૂબંધીના પરિણામે જે વધારે કરવેરા નાખવા પડે છે તેથી તેઓની આવકમાં જબરી આંચ આવે છે અને એથી જ એમના ભાવિ વૈભવમાં અવરોધ ઉભો થાય છે. કેટલાક ઉદ્યોગપતિઓને પોતાનાં અંગત દારૂ ગાળવાનાં કારખાનાં હતાં. દારૂબંધી આવતાં એ બધાં બંધ કરવાં પડ્યાં અને એથી તેઓને નફામાં બહુ નુકશાન પહોંચ્યું. દારૂબંધીનો કાયદો જો નાકામિયાબ નીવડે તો એમાં ઘણાખરા ઉદ્યોગોને ફાયદો હતો. ઉદ્યોગપતિઓએ જોયું કે દારૂબંધીના કાયદામાં મૂળગામી પરિવર્તન થાય તેમાંજ એમનો ઉદ્ધાર છે. છતાં એમની સ્થિતિ બહુ વિચિત્ર હતી. મદ્યનિષેધક મંડળની ચળવળનો સામનો એમનાથી થાય તેમ નહોતો તેમ દારૂબંધી અમલમાં આવી જાય એ તેમને ખપે તેમ નહોતું. જ્યારે તેમણે જોયું કે કાયદામાં તો અનેક જાતની છટક બારીઓ છે ત્યારે તેમણે સંગઠિત થઈ દારૂડિયાઓ અને કલાલોનો સંગાથ શોધ્યો. એમને ભૂગર્ભ પ્રવૃત્તિ કરવા માટે પૈસા પૂરા પાડવા માંડ્યા. નફામાં ભાગ મળે તો ગુનેગારોને રક્ષણ આપે એવા રુશ્વતખોર અમલદારો ઉચ્ચ પાયરીએ ચુંટાય આવે તેવી તજવીજ કરી અને દારૂબંધીના કાયદાની અવળી રજૂઆત કરી એને હડધૂત કરે અને એ કાયદાને ટેકો આપનારને હાંસી કરી હાંકી કાઢે એવા ભાડુતી પ્રચારકો પણ વહેતા મૂક્યા. તેમણે એવો પણ પ્રચાર કર્યો કે દારૂનો જે મોટો જથ્થો ગામડાંઓમાં વહેતો થયો છે તે દારૂબંધીનેજ આભારી છે અને નહિ કે કાયદાને વ્યવસ્થિત રીતે અમલમાં મૂકવામાં રહી ગયેલી ભૂલને ! આ પ્રચારકોએ દારૂને અંગે થતા પ્રત્યેક ગુનાને તેમજ એ કારણસર અમલદારોમાં પ્રવર્તતી રુશ્વતખોરીને ખૂબ મોટું સ્વરૂપ આપ્યું અને મોટા ઉહાપોહ કરી સમાજનાં આ બધાં દૂષણો કેવળ દારૂબંધીનેજ આભારી છે એવો ગપગોળો હાંકયો. તેઓએ સમાજને એવું પણ ઠસાવવાનું શરૂ કર્યું કે ચોરી, લૂંટફાટ, દગલબાજી, હિંસા અને એવા બીજા બધા ગુનાઓ માત્ર દારૂબંધીનેજ આભારી છે અને દારૂનો વેપાર અને પીઠાંઓ જો પહેલાંની જેમ શાન્તિથી ચાલુ કરવામાં આવે તો આ બધું એની મેળે બંધ થઈ જાય !

## દારૂબંધી - વિરોધી - ચળવળ

ડયુ પન્ટ અને સ્ટેટાન્સની મદદથી સ્થાપવામાં આવેલ દારૂબંધી-વિરોધી-મંડળે દારૂના વેપારીઓનો પ્રશ્ન હાથમાં લઈ દેશભરમાં એક ચળવળ શરૂ કરી એમણે રેડિયો દ્વારા, વ્યાખ્યાનો દ્વારા અને વર્તમાનપત્રો મારફત જબરો પ્રચાર શરૂ કર્યો. પોતાના પ્રચારકો પાસે લેખો લખાવી સત્તાધારીઓ અને લાગવગ ધરાવતી વ્યક્તિઓની સહીથી એને પ્રગટ કરવા માંડ્યા અને પોતાના રાજકીય ટેકેદારો મારફત પણ પ્રચાર વેગવન્ત બનાવ્યો. આ કામની પાછળ એમણે

પુષ્કળ પ્રમાણમાં પૈસો વેર્યો. એમની પ્રવૃત્તિ આટલેથીજ અટકી નહિ. દારૂબંધી અંગેના કાયદાને જ્યાંસુધી ધારાવહી માંથી રદ કરવામાં ન આવે ત્યાંસુધી તેમને શાન્તિ વળે તેમ નહોતી. એટલે તેમણે રાજકારણમાં પણ પ્રયાસ કરવા માંડ્યો. "The amazing story of Repeal" નામે પોતાના લાક્ષણિક પુસ્તકમાં મિ. ફ્લેચર ડોબીન્સ લખે છે: "દારૂબંધી-વિરોધક-મંડળનું કામ, કાયદાનો ભંગ કરી, એને બિનઅસરકારક બનાવી, સાચા પ્રામાણિક અને નિષ્ઠાવાન અમલદારોને સ્થાને અપ્રામાણિક અને રૂશ્વતખોર અમલદારો મૂકાવી, દમનના દોર હેઠળ બીજાને પોતાને અનુસરવાની ફરજ પાડી, અને એવા સતત જૂઠા પ્રચારને વ્યવસ્થિત રીતે વહેતો મૂકી કોઈપણ સંજોગોમાં દારૂબંધી અંગેનો કાયદો ન નભી શકે એવી પરીસ્થિતિ ઉભી કરવાનું હતું."

## એનો પણ સામનો તો થતોજ

અને આવા જબ્બર આક્રમણ છતાં મદ્યનિષેધક મંડળો સાબુત હતાં. કાયદો વધુ અને વધુ કડક અને અસરકારકારક બને તેવા સુધારાઓ લાવવા તેઓ પ્રયત્ન કરતાં હતાં. પરંતુ તેઓ સત્તાના અંધ અધિકારીઓ આગળ નિરૂપાય હતા! કારણ કે દારૂડિયાને દૂર કરવા માટે દારૂડિયાઓજ રખાયા હતા! તેમ છતાં તેઓ પ્રત્યેક પ્રતિકૂળતાઓનો સામનો કરવા પ્રયાસ કરતા. મદ્યનિષેધક-મંડળો અને દારૂબંધી-વિરોધીઓ વચ્ચેનું આ ઘર્ષણ કેટલાંયે વરસો સુધી ચાલ્યું તેમાં પ્રત્યેક વખત સફળતા તો મદ્યનિષેધક-મંડળોનેજ મળતી. તેઓએ કાયદામાં રહેલી છટકબારીઓ બંધ કરવા પ્રયાસ કર્યો પરંતુ તેમાં તેઓ બહુ મોડા પડ્યા! તેટલા સમય દરમિયાન પ્રતિપક્ષીઓએ દારૂબંધી અંગેના કાયદામાં લગભગ ગાબડું પાડી નાખ્યું હતું અને એને પાછો ખેંચી લેવડાવવાનું છેલ્લું આક્રમણજ માત્ર બાકી રહ્યું હતુ

૧૯૨૭ ના મેની પંદરમી તારીખના ન્યુયોર્ક ટાઇમ્સ ના અંકમાં તે વખતની પરિસ્થિતિનું સમગ્ર દૃષ્ટિએ વિહંગાવલોકન કરતાં મિ. વિલિયમ એથરટન ડ પુઇ લખે છે: "લોકોનું રાજકીય વલણ માપવાની પારાશીશી માત્ર એક કોંગ્રેસ જ છે. બંધારણીય સુધારો પસાર થયા પછી ચાર વખત કોંગ્રેસ ચુંટાઇને આવી છે. એમાં જરાયે પીછેહઠ થઇ નથી. ખરું જોતાં કોંગ્રેસમાં દારૂવિરોધી તત્ત્વો વધતાં જાય છે. દારૂબંધી અંગેનાં એક પછી એક બિલો આવતાં જાય છે. અને એમાં દારૂબંધીના પક્ષકારોજ જીતે છે. દારૂબંધીના વિરોધીઓના મતનું પ્રમાણ ઘણીવાર દસ ટકા અને કેટલીક વાર પંદર થી વીસ ટકા માત્ર હોય છે. એક વ્યવસ્થિત વિરોધપક્ષ તરીકે ઉભા રહી શકે તેટલો ટેકો તેઓને નથી."

પરંતુ દારૂબંધી વિરોધીઓ બહુજ મક્કમ મનોદશાના અને આશાવાદી હતા. તેઓએ પોતાના દળને મજબૂત કર્યું. તેઓએ દારૂમાં હિત ધરાવતા પૈસાદાર લોકોનાં સ્ત્રીઓ અને બાળકોને ઉપયોગમાં લીધાં અને "અખિલ મહિલા-મદ્યનિષેધ-સુધારક-સભા" (women's Organisation for National Prohibition Roform) જેવી ભ્રામક નામધારી સંસ્થાઓ મારફત દેશની પાયમાલી કારણ દારૂબંધીજ છે એમ ફેલાવવા માંડ્યું. દારૂના ધંધામાંથી જેને ગંજાવર નફો થયેલ એવા અમેરિકન હોટેલ એસોસીએશને પણ આ ઉહાપોહમાં સૂર પુરાવ્યો. દારૂમાં હિત ધરાવતાં તત્ત્વો તરફથી નાણાકીય મદદ મેળવતી વકીલોની સ્વૈચ્છિક સભાએ પણ પોતાનું "મિશનરી" કામકાજ શરૂ કર્યું. ૧૮૩૨ સુધીમાં તો દારૂબંધી વિરોધી સંપ્રદાયને છાપાંઓ, માસિકો, રેડિયો, ફિલ્મચિત્રો પેઢીઓ અને બીજું કેટલુંયે પોતાના પ્રચાર સાધન તરીકે હસ્તગત થઇ ગયુ. ઓરવાલ્ડ સ્ટીન્ગ્લરે કહેલું! "આજે આપણે આ બુધ્ધિશાળી વર્ગના બોમ્બમારાના તડાકા ભડાકામાં એટલા બધા અંજાઇ ગયા છીએ કે આ ભયંકર નાટકનું સમ્યક્દર્શન કરવા માટે આપણને જે એકાન્તિક સ્વાસ્થ્ય જોઇએ તે મળતું નથી."

## નવી ચુંટણીમાં પણ બહુમતિ

૧૯૨૫ માં દારૂમાં હિત ધરાવતી એક સંસ્થાએ પ્રમુખપદ માટે હુવરની હરીફાઇમાં અલ સ્મીથને ઉભો કરેલ કારણ કે એમના મત મુજબ દારૂબંધીના પ્રશ્ન ઉપર હુવર ખોટો હતો અને સ્મીથ સાચો હતો. પરંતુ હુવરને ચેંસઠ લાખ મતથી વિજય મળ્યો. અને નવી કોંગ્રેસમાં દારૂવિરોધી પક્ષને જબરી બહુમતિ મળી હુવરને પ્રમુખપદે ચુંટી કાઢવામાં સમાજના બહુમતિ વર્ગનો ઇરાદો એજ હતો કે દારૂબંધી અંગેનો કાયદો સંપૂર્ણ રીતે અમલી બને તેવાં કડક પગલાં લે, અને દારૂબંધી વિરોધીઓ, રૂશ્વતખોર અમલદારો એટલેક કાયદાનો ભંગ

કરનારાઓ તેમજ બેપરવાહ પ્રમુખ—એ સૌની નાગચૂડમાંથી કાયદાને છોડાવી મૂળ કડક દારૂબંધીની પરિસ્થિતિ પ્રાપ્ત કરાવે. !

## હુવરે કરેલી ભૂલો

પરંતુ હુવરે અનેક પ્રકારની ભૂલો કરી. સૌથી પહેલા એણે દારૂબંધીને એક ઉમદા 'પ્રયોગ' કહ્યો ! એણે દારૂના વેપારના પક્ષકારોને પોતાના પ્રધાન મંડળમાં નિમ્યા. દસમાંથી ૭ પ્રધાનો તો એજ મનોદશાના નીમાયા. ખૂદ દારૂબંધી અંગેનો પ્રધાન પણ દારૂના વ્યાપારનો પક્ષકાર નીકળ્યો. પોસ્ટમાસ્ટર જનરલ પણ એજ કોટિનો નીકળ્યો. દારૂબંધી અંગેના કાયદાની તપાસ કરવા માટે એણે 'વીકરશામ કમિશન' નીમ્યું. બે વરસ સુધી આ કમિશને પરિશ્રમ ઉઠાવી 'વૉલ્સ્ટેડ એક્ટ'ની ખામીઓ, ગૂંચવણો અને ત્રટક બારીઓ બહાર પાડી. દારૂબંધીના વિરોધીઓએ આ નબળાઈનો લાભ લીધો અને લોકોમાં હસાવવા માંડયું કે દારૂબંધી તો કેવળ નિષ્ફળ ગઈ છે અને એને સફળ બનાવવી શકય નથીજ ! લોકોને દારૂબંધીમાં રસ રહ્યો નહિ; વખત જતાં તેઓ આ પ્રશ્ન ઉપર ઉદાસીન બન્યા અને છેવટે દારૂબંધી-વિરોધી બની ગયા ! હુવર તો દારૂબંધીના પક્ષકારો અને વિરોધીઓ વચ્ચે ગોથાં ખાવા લાગ્યો કારણ કે એને તો બીજી ચુંટણી વખતે કયો પક્ષ વધારે મત અપાવશે એનીજ ચિન્તા હતી. દારૂબંધી તો સાવ અદૃશ્યજ થઇ ગઇ ! દારૂબંધીના પક્ષકારોનો નેતા એના વિરોધીઓના છળ-કપટ ખુલ્લાં પાડવામાં નિષ્ફળ ગયો અને એ રીતે પોતાનાં ધ્યેયથી સરી પડ્યો ! !

## પ્રમુખ રૂઝવેલ્ટના આગમન સાથે

૧૯૩૩ ના માર્ચની ચોથી તારીખે હરહંમેશ રાજ્ય બંધારણને વફાદાર રહેવાના સોગન સાથે મિ. રૂઝવેલ્ટ પ્રમુખપદે આવ્યા. પરંતુ એ તો પહેલેથીજ કાયદાને મૂળથીજ પાછો ખેંચી લેવાના મતના હતા એટલે એ ધ્યેયથીજ એણે કામ કરવા માંડ્યું. દારૂબંધીને પહેલો ફટકો તો એમણે એ મુદ્દા હેઠળની ગ્રાન્ટમાં જબરો કાપ મૂકીને માર્યો. ત્યાર પછી જાહેર કાર્યો માટેની ઓગણસો ને ત્રીસ કરોડ ડોલરની માંગને પહોંચી વળવા માટે બાવીસ કરોડ ડોલર વધારાના કરવેરા અને મહેસુલ દ્વારા મેળવવા પડશે એવું જાહેર કરી એણે બીજો ફટકો માર્યો. આથી દરેક કરભરનારને પોતાની પ્રત્યેક ૧૦૦ ડોલરની આવકમાંથી ૭ થી દસ ડોલર લેખે કર આપવો પડશે એવી પોસ્ટ માસ્ટર જનરલે ગણતરી કરી. આ કરવેરા દૂર કરવા માટે રૂઝવેલ્ટે એકજ રામબાણ ઇલાજ દર્શાવ્યો અને તે દારૂબંધીના કાયદામાં ફેરફાર કરી દારૂના વ્યાપારને કાયદેસર દાખલ કરવો એજ ! ત્યારપછી 'બીયર બીલ' પસાર કરવામાં આવ્યું તેમાં રાજ્યબંધારણની મર્યાદામાં આવી શકે તેટલા પ્રમાણમાં મલાર્કવાળાં કેફી પીણાં તેમજ બીયરનાં વેચાણ તથા ઉત્પાદન માટે છૂટ આપવામાં આવી. એથી સરકારને ખૂબજ જરૂરી અને યોગ્ય મહેસુલી આવક મળી રહી. આથી પ્રચલિત કરવેરા ઓછા થવાને બદલે પૈસાદાર ને સ્થાને ગરીબ–બીયર–પીનાર વર્ગ ઉપર લદાતા હતા એ સ્પષ્ટ હકીકત બહુજ કુશળતાથી ઢાંકી દેવામાં આવી હતી. હવે જ્યાં સુધી રાજ્યનો ત્રણ ચતુર્થાંશ ભાગ નવા ખરડાની તરફેણમાં મત ન આપે ત્યાં સુધી દારૂબંધીના કાયદામા સુધારો થઇ શકે નહિ. એટલે દારૂમા હિત-ધરાવતાં તત્વોએ હવે પુરતા પ્રમાણમાં મત મળી રહે તેવી તજવીજ કરવા માંડી. પ્રતિપક્ષના રાજકીય દબાણને કારણે દારૂ-વિરોધી ગવર્નરોને પણ નમતું આપવું પડ્યું. દારૂ-વિરોધી તત્વો આવા પ્રચંડ આક્રમણનો સામનો કરી શક્યા નહિ. અને એમને પણ નમતું આપવું પડ્યું. ૧૯૩૩ ની આખરમા જરૂરી ત્રણ–ચતુર્થાંશ મતદાન એમને મળી ગયું. અને તેજ વર્ષના ડિસેમ્બરની ત્રીજી તારીખે દારૂબંધી અંગેનો કાયદો પાછો ખેંચી લેવાનું જાહેર થયું.

## અનિષ્ટોની પરંપરા

દારૂબંધી અંગેનો કાયદો પાછો ખેંચી લેવરાવવાની ચળવળનો મોટો હિસ્સો દારૂમાં હિત ધરાવનાં તત્વોને ફાળે જાય છે. દારૂ અને એના વેચાણમાંથી જેને નિશ્ચિત રીતે નફો જોઇતો હતો અને જેને એ વેપાર ઉપર ચરી ખાવું હતું એવા સમુદાયના સહકારથી આ કામ પાર પડ્યું. અને એ ધ્યેય સિદ્ધ થવાની સાથે તેઓ વીખરાઇ ગયા. આશરે પાંચ લાખ 'સલુનો' નાઇટ કલબો, અને બીજાં પરચુરણ પીઠાં ઉઘડ્યા અને બહુજ આકર્ષક ઢબે દારૂનું વેચાણ થવા લાગ્યું.

અને એ રીતે દારૂમાંથી નીપજતાં ઐતિહાસિક અનિષ્ટોની પરંપરા પુનર્જીવન પામી. !!

એથી મગનલાલનું હૈયું વધુ ભર્યું જતાં એ બોલ્યો. "બીજું તો શું પૂછું ! હવે પૂછવા પણું તેં રાખ્યું છે પણ ક્યાં ? પણ પરિણામ, આ ભયંકર અને વિષમ પરિણામનાં કાંઇ કારણ ?"

થોડીવાર દોલત મુંગો રહ્યો. શરીરની શક્તિને એણે જીવનભર ખૂબ ખૂબ ખરચી હતી. એમાં જરાપણ કૃપણતા એણે બતાવી નહતી. તે દોલતે અત્યારે એ ક્ષણે ક્ષણે ક્ષીણ થતી જતી શક્તિને તોળી તોળીને વાપરવાના આશયથી શબ્દો પણ ધીરે ધીરે ઉચ્ચાર્યા. "કારણ ન જાણવા? હું કોઇ પણ ક્ષેત્રમાં બીજાઓથી પાછળ પડ્યો છું આમાં પણ મોખરેજ રહ્યો. આરંભમાં હું અચકાતો હતો, વિમાસણમાંય પડતો હતો. તે વખતે અટક્યો હોત તો અટકાત. પણ ન અટક્યો અને પછી અટકી શક્યો નહિ. પણ હવે—"ઉધરસનો સખત હુમલો આવ્યો. હમણા જાયછે, હમણા જાયછે એમ જણાતો દોલત પાછો કોઇક શાંત થતો જણાયો. તે બહુજ ધીમા અવાજે બોલ્યો. " મગનલાલ, માફ કરજે, દોસ્ત........

અર્ધ ક્ષણમાં દોલતનો અશાંત આત્મા પરમશાંતિ ધારણ કરી શરીરને ત્યાગી ગયો.

## હાર્દિક સંમતિ



મેથોડિસ્ટ ચર્ચની મધ્યસ્થ સભામાં નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

(૧) જબલપુરમાં મળેલ મધ્યસ્થ સભાનું આ અધિવેશન દારૂ અને બીજા માદક પીણાં ઉપર પ્રતિબંધ મૂકતા હિન્દ સરકારના કાયદાને અમલી બનાવવામાં હાર્દિક સંમતિ આપે છે અને કાયદાના હેતુઓ સિદ્ધ કરવા માટે ટેમ્પરન્સ સોસાયટીઓ, ચર્ચ અને કેળવણીની સંસ્થાઓ દ્વારા લોકોને કેળવવાના કામમાં સંપૂર્ણ સહકારની ખાતરી આપે છે

(૨) આ સભા ઠરાવે છે કે આપણી પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓ તેમજ ધાર્મિક સંસ્થાઓને તેમના અભ્યાસક્રમમાં તેમજ બહારની પ્રવૃત્તિમાં, નિર્વ્યસનતા તત્ત્વો અને વ્યસનનાં અનિષ્ટો, પરોક્ષ કેળવણી દ્વારા તેમજ પ્રત્યક્ષ દ્રષ્ટાન્તો દ્વારા ખાસ ધ્યાન દઇ તેવા પ્રયોગોને સ્થાન આપવાનું કહેવું અને વિદ્યાર્થીઓ જ્યાં રહેતા હોય અથવા તો શાળા જે ચલાવવામાં આવતી હોય ત્યાં, ઘેર તેમજ બહાર ચર્ચમાં 'ટેમ્પરન્સ'ના પ્રચાર કરવાનું સુકાન વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપવું.

# શરાબખોરી અને ગાંડપણ

લેખક:
**શ્રી. મનુભાઇ પ્રા. વૈદ્ય**
એમ. એ., એમ. ઇડી.
એમ. આર. એસ. ટી. (લંડન)

શરાબખોરી અને ગાંડપણ વચ્ચેના સંબંધ અંગે જુદા જુદા મતો પ્રવર્તે છે. પણ એક વાત નિર્વિવાદ છે કે બંને વચ્ચે ગાઢ સંબંધ છે. ડૉ. ઓર્બિંગે અનેક દાખલાઓ આપીને બતાવ્યું છે કે ગાંડપણના દરેક પ્રકારનું મૂળ છેવટે શરાબખોરીમાં આવેલું છે. જ્ઞાનતંતુવિશારદો કહે છે કે ગાંડાની હૉસ્પીટલોમાં કિસ્સાઓ તપાસીશું તો આ કારણ મહદંશે પ્રવર્તતું માલુમ પડશે. કેટલાકનું માનવું એવું છે કે દારૂડિયા પોતામાં આ અસર ઘણી વખતે દેખાતી નથી. પણ તેના બાળકોમાં આ અસર ખાસ તરી આવે છે. શરાબખોરી અને ગાંડપણને એક બીજા સાથે સારી મૈત્રી છે. દારૂડિયાં માબાપો મૂર્ખ રોગિષ્ટ બાળકો ઉત્પન્ન કરે છે. અને આ બાળકો નબળાં મનનાં હોય છે. દારૂ પીવાની લાલચને વશ ન થવાની તેમનામાં નિર્ણય શક્તિ હોતી નથી.

**શરાબખોરી અને ગાંડપણ વચ્ચે કેટલીક વાર બહુજ ગાઢો સંબંધ પ્રવર્તતો માલુમ પડ્યો છે. દુનિયા ભરના વિવિધ દેશોના આ વિષયના નિષ્ણાતોએ જે કંઈ ચિકિત્સા કરી છે એથી કહેવાને કારણ મળે છે કે ઘણાખરા કિસ્સાઓમાં ગાંડપણનું મૂળ શરાબખોરી નીકળી પડેલ છે. *અને શરાબીની પ્રજા વિષે તો* વાતજ શી કરવી? મૂર્ખ નિર્વીર્ય, અસ્થિરમનની અને જોતાંજ જુગુપ્સા ઉત્પન્ન થાય એવી સંતતિ તે શરાબીની!**

## રોગિષ્ટ માનસની નિશાની

ડૉ. ક્રોથર્સ ઘણા અનુભવ પછી એવા અનુમાન ઉપર આવે છે કે શરાબખોરી રોગિષ્ટ માનસની નિશાની છે. મગજમાં એક જાતનો ધીમો પણ ઝેરી રોગ પેદા થાય છે. ડૉ. ક્રોથર્સના મત પ્રમાણે શરાબખોરી ગાંડપણનું કારણ નથી પણ તે તો એક ચિહ્ન છે. આ તો ઢાલની એક બાજુ થઈ. એવા પણ દાખલા છે કે જ્યાં શરાબખોરી ગાંડપણનું મૂળ માલુમ પડી છે. ગાંડાની ઇસ્પિતાલોમાં તપાસ કરતાં જણાયું છે કે દારૂને અને ગાંડપણને ગાઢ સંબંધ હોય છે. જ્યારે મજૂરો પાસે દારૂ તથા વ્યભિચાર માટે પૈસા નહોતા ત્યારે કેદખાનામાં તથા ગાંડાની ઇસ્પિતાલમાં ભરતી ઓછી હતી. યુરોપ અને અમેરિકામાંથી જે કિસ્સાઓ એકઠા કર્યા છે તેમાંથી પણ ઉપલી વાતજ ફલિત થાય છે.

## વારસાનું સબળ કારણ

અમેરિકાના ડૉ. હાઉએ કહ્યું છે કે મેસેચુસેટના ૩૦૦ મૂર્ખ બાળકોમાંથી ૧૪૫ બાળકોને દારૂડિયાં માબાપો હતાં. ન્યુયોર્કનાં ડૉ. મેકનિકોલે પણ આ વિષયમાં સંશોધન કર્યું છે. દારૂડિયાનાં ૬૧૩ બાળકો તપાસ્યાં. તેમાંથી ૭૬ ટકા બાળકો રોગથી પીડાતાં હતાં. દારૂ ન પીનારનાં ૧૩૧ બાળકો તપાસ્યાં તેમાંથી ૧૮ ટકા બાળકો રોગથી પીડાતાં હતાં. ડૉ. સ્ટેન્લી કહે છે કે ૧૮૯૯ અને ૧૯૦૦માં ૯૭૬ દરદીઓ ગાંડાની ઇસ્પીતાલોમાં દાખલ થયા હતા. તેમાં જે પુરુષોની સંખ્યા હતી તેમાંથી ૧૬ ટકા દારૂને અંગે ગાંડા બની ગયાં હતા. અન્ય દાક્તરોનો પણ એવોજ અનુભવ છે. શરાબખોરીથી મગજમાં, કરોડરજ્જુમાં તથા જ્ઞાનતંતુઓમાં એક પ્રકારનો સડો પેદા થાય છે. ડૉ. ડનીંગ કહે છે કે ગાંડપણ માટે વારસા પછી કોઈ પણ અન્ય સબળ કારણ હોય તો તે શરાબખોરી છે. ડૉ. બર્કલી પણ તેમજ કહે છે.

## ઇંગ્લેન્ડનો અનુભવ

હવે આવીએ ઇંગ્લન્ડના અનુભવ ઉપર. ડૉ. કલુસ્ટન કહે છે કે ગાંડાઓના ૧૫ ટકા દારૂને અંગે ગાંડા બની ગયા હોય છે. ડૉ. હાર્ડસ્ટોપ નીચે પ્રમાણે કહે છે: ૧૧ ટકા ગાંડાઓના કિસ્સામાં શરાબખોરી એક મુખ્ય કારણ સાબીત થઈ છે. બીજા કિસ્સાઓમાં ઉપદંશ, અતિ વિષયવાસના, આર્થિક નુકસાની, કૌટુમ્બિક

કલહ વગેરે જવાબદાર માલુમ પડ્યા છે. ફિલસુફ સિનેકા તો શરાબખોરીને voluntary madness કહેતો. બીજા વિશ્વવિગ્રહમાં નીતિનું ધોરણ એટલું નીચે ગયું કે બ્રિટનમાં અનેક ધાર્મિક મંડળોએ સરકારને ભલામણ કરી કે જ્યાં જુવાન સ્ત્રીપુરૂષો ભેગાં થતાં હોય ત્યાં દારૂબંધી ફરમાવવી જોઈએ. શરાબખોરીથી નીતિનો નાશ થાય છે. પ્રખ્યાત મનોવિજ્ઞાનશાસ્ત્રી ડૉ. ફ્રોઈડ પણ એમજ કહે છે. તેનો અનુભવ છે કે જે વ્યક્તિઓ આપઘાત કરવા પ્રેરાય છે તેમાંનો વિશેષ ભાગ શરાબીઓનો છે. વળી શરાબીઓને દારૂની તાલાવેલી લાગે છે. આ તાલાવેલી અમુક અમુક અંતરે આવે છે. તેની શરૂઆત નીચે પ્રમાણે થાય છે. ઉજાગરો, ચીડિયાપણું, બેચેની તેના દૂતો છે. એક દાખલો નોંધ પાત્ર છે. આધેડ ઉંમરનો એક દાકતર હતો. કુંવારો હતો. સુશિક્ષિત હતો. સારી તંદુરસ્તી ભોગવતો હતો. તેને આ લત લાગી ગઈ હતી. દિવસો સુધી તે દારૂના શીશાઓ એકઠા કરી રાખતો. ખૂબ જથ્થો ભેગો ન થાય ત્યાં સુધી એક ટીપુ પણ લેતો નહિ. પણ પછી અકરાંતિયાની માફક શરાબ પીતો. ખૂબ પીતો. ભાન ગુમાવતો. ઉલટી થાય ત્યાં સુધી પીતો. એક અઠવાડિયું પશ્ચાત્તાપનું રહેતું. ઠીક થયે પાછી એજ તૈયારીઓ થતી. કેટલું પતન ! ! આ તાલાવેલીવાળો માણુસ પીવાને ગાંડો હોય છે; ત્યારે સામાન્ય દારૂડિયો પીધા પછી ગાંડો થાય છે.

દારૂ પીવાથી મૂત્રપિંડ - કિડની - બગડી જાય છે તેમ ડૉ. પ્રિચર્ડનું કહેવું છે. મૂત્રપિંડ ઝેર બહાર કાઢી શકતું નથી. તેથી ઘણી વખતે ત્રિદોષ થઈ આવે છે. કેટલાકની એવી માન્યતા છે કે દારૂથી પેશાબ ખૂબ છૂટે છે અને મૂત્રપિંડ સારૂં કામ આપે છે. આ એક ભ્રમ છે. દારૂડિયાઓને ખોટાં સ્વપ્ન તથા ખોટી કલ્પનાઓ ખૂબ આવે છે. તેમના ઉપર જુલ્મ થતો હોય તેમ તેમને લાગે છે. આ દારૂડિયો - હઠી - મિથ્યા અભિમાની હોય છે અને વાતવાતમાં પોતાનો નિર્દેશ કરે છે. તે શંકાશીલ બની જાય છે. તેને કોઈમાં વિશ્વાસ નથી. લોકો તેને પજવતા હોય તેમ તે માની બેસે છે. આવા ભ્રમમાં તેનું જીવન જાય છે. કેવો વિનાશ! શરાબખોરીનું કેવું કરુણ પરિણામ!

## દારૂડિયાની પ્રજા

આ બધા દાખલાઓ ઉપરથી એ સાબિત થાય છે કે શરાબખોરીને અને ગાંડપણને સંબંધ છે. આનું વિશેષ ભયંકર પરિણામ તો દારૂડિયાનાં બાળકોમાં દેખાય છે. પાપ કોઈક કરે, અને પરિણામ સહન કરવાનાં અન્યને. ગાંડાં માબાપોના છોકરા દારૂની લાલચને રોકી શકતા નથી. દારૂડિયા માબાપોની સંતતિ મૂર્ખ, અસ્થિરમનની થાય છે. આપણા સમાજમાંથી દારૂનું પીણું કાઢી નાંખીશું તો ગાંડપણનું એક મોટું કારણ દૂર થશે.

## શરાબખોરી અને નીતિ

સાધારણ રીતે એવી માન્યતા છે કે જે વ્યક્તિનો વિકાસ સંતોષકારક રીતે થયો હોય છે તેની નીતિ પણ સંતોષકારક હોય છે. ઘણી વખતે માણુસની નીતિભ્રષ્ટતા એટલી હદે જાય છે કે તેને પોતાને ખબર હોતી નથી કે તે પોતે શું કરે છે. જવાબદારીનું તેને ભાન રહેતું હોતું નથી. તેનામાં તેટલી શક્તિ પણ રહી નથી. તો આ ઉપરથી એક પ્રશ્ન એ ઉઠશે કે દારૂડિયો પોતાના વર્તનની જવાબદારી સમજે છે? તેનામાં તે શક્તિ રહી છે? આ પ્રશ્નોના જવાબમાં આપણુને ઘણું જાણવાનું મળશે. શરાબખોરીને પાદરીઓ પાપ કહેતા; દાક્તરો રોગ કહેતા; વકીલો ગુન્હો ગણતા અને સમાજસુધારકો તેને એક દુર્ગુણ માનતા.

નીતિની વાત કરતી વખતે માણુસની શારીરિક સ્થિતિને આપણે અવગણી શકીએ નહિ. દારૂથી કામક્રોધ વધે છે. નિર્ણયશક્તિ મંદ પડે છે. એટલુંજ નહિ પણ જ્ઞાનતંતુઓની શક્તિમાં ઘસારો થાય છે. દારૂ અને અફીણ લોહીમાં દાખલ થાય છે અને છેવટે મગજમાં પહોંચે છે. ગેરવર્તણૂકનું મૂળ દરેક વખતે શારીરિક હોતું નથી. માનસિક પણ હોય છે. દાક્તરની માફક સમાજને ઉપદેશક તથા માનસશાસ્ત્રીની પણ જરૂર હોય છે. વર્તણૂક અને ઋતુ કે હવાપાણીને પણ સંબંધ છે. આ વિષયમાં સંશોધન થયેલ છે. ખરાબ હવામાન વખતે ગુના વિશેષ થાય છે. ઋતુ પ્રતિકૂળ હોય ત્યારે વિશેષ શક્તિ ખર્ચવી પડે છે. અને થાક જેવી સ્થિતિ ઉત્પન્ન થાય છે. આ થાકથી ઉર્મિની સ્થિરતાને ધક્કો લાગે છે અને માણુસ વિવશ બનીને ગમે તે ગમે તેમ કે ગમે તે કરી બેસે છે.

દારૂડિયાની યાદદાસ્ત ઓછી થઈ જાય છે. તાજા બનાવો તેને યાદ રહેતા નથી. જૂના ભૂતકાળમાં તે

મહાલે છે. તે ઘણું ભૂલી જાય છે. દારૂને અંગે થતી કફોડી સ્થિતિ પણ તેને યાદ રહેતી નથી તેને અંગે થતું દુઃખ પણ તેને યાદ રહેતું નથી. આ રીતે તેની બગડી ગયેલ યાદદાસ્ત સુધારવામાં તેને મદદ કરતી નથી. તેને તો એક પ્રકારની ઉત્તેજના જોઈએ છીએ અને ખાડામાં તે નીચે ને નીચે ઊતરતો જાય છે. સારૂં-માઠું પારખવાની તેનામાં શક્તિ રહેતી નથી. દારૂ ન પીવો તેમ તે વાત કરશે પણ વર્તનમાં તે વાત વીસરી જશે. આ સ્થિતિમાં દારૂડિઓ નીતિમાન કેમ રહી શકે? અને આવી સ્થિતિ ઊર્મિઓને જરૂર વિકૃત બનાવે. ઊર્મિ વિકુંઠિત બનશે. તે સ્વાર્થી બની જશે જીવનની ઉદાત્તતા કે ભવ્યતા ચાલી જશે. તે પરવશ બની ગયો હોય છે. એક વખતે તે બધું સારૂં સ્વીકારશે, સારી સારી વાતો કરશે. પણ અન્ય ક્ષણે, અન્ય મિજાસમાં આગળ કહેલું બધું ફોક કરશે. દારૂને વિષયવાસના સાથે શો સંબંધ છે? અમુક દાક્તરો કહે છે કે દારૂથી જાતીય વાસના મરી જાય છે. અન્યનો અભિપ્રાય એવો છે કે તે વાસના તો દારૂથી વધે છે પણ અશક્તિને અંગે તેને સંતોષ થતો નથી. ડૉ. રોલ્સટોન કહે છે કે શરાબખોરીથી પુરુષ અને સ્ત્રીની જનનશક્તિ ઘટે છે. તેજ પ્રમાણે ડૉ. થોમોક કહે છે કે શરાબ પીતી સ્ત્રીઓમાં જાતીય વાસના ઘટી જાય છે. ડૉ. બર્કલીની માન્યતા એવી છે કે શરૂઆતમાં દારૂડિયામાં આ વૃત્તિ ઉશ્કેરાય છે પણ જેમ શરાબખોરીની ટેવ વધતી જાય છે તેમ આ શક્તિ ક્ષીણ થતી જાય છે.

## નિર્ણય શક્તિ ગયા પછી

જે વ્યક્તિમાં નિર્ણયશક્તિ ( Will Power ) રહી નથી તેની પાસેથી નીતિમત્તાની આશા રાખવી તે નિરર્થક છે. તે દારૂડિયામાં એક જાતનું બાયલાપણું પેદા થાય છે. પોતાનો દોષ ઢાંકવા ને અસત્ય બોલસે. તેને શેની પણ બીક નથી. તે માત્ર શારીરિક સજા કે દુઃખથી ડરે છે. જ્યાં બાયલાપણું છે, જ્યાં અસત્ય છે, ત્યાં સદ્‌ગુણી જીવનની આશા રાખવી તે ફોગટ છે. દારૂડિયાને પોતાનામાં વિશ્વાસ નથી; પોતાના મિત્રો કે પત્નીમાં વિશ્વાસ નથી. શરાબને અંગે મનાસિક શક્તિયો પ્રથમ ક્ષીણ થઇ જાય છે. અને તે થતાં નિર્ણયશક્તિ, વિવેક શક્તિઅદશ્ય થઈ જાય છે. તે પછી માણસને ખબર રહેતી નથી, કે પોતે કરે છે તે સારૂં છે કે નરસું.

દારૂડિયો ભયંકર કે દુષ્ટ માણસ નથી. તેનામાં તેવા દુષ્કૃત્યો કરવાની શક્તિ પણ રહી નથી. પણ નાનાં ગુનાઓ તો તે અનેક કરે છે. કેદખાનામાં તપાસ કરીશું તો માલુમ પડશે કે ગુનેગારોનો મોટો ભાગ શરાબ પીતો હતો. પેરિસના કેદખાનામાં ૭૨ ટકા કેદીઓ શરાબભક્ત માલુમ પડયા હતા. શરાબની અસર નીચે આ નાના ગુનાઓ બન્યા હોય છે. ગુનાઓ નાના, સામાન્ય પ્રકારના હોય છે. મોટા ગુના કરવાનું સામર્થ્ય દારૂડિયામાં હોતું નથી. તેની બુદ્ધિ તેટલી સ્થિર હોતી નથી. દારૂડિયો પોતાની જાતને તો બગાડે છે. પણ પોતાના સંતતિને પણ અણુછાજનો વારસો આપી જાય છે અત્યારનું વિજ્ઞાન કહે છે કે ગર્ભાધાન વખતે દારૂની અસર બુરી હોય છે. સ્વીટ્‌ઝર્લેન્ડમાં એક તપાસ થઈ હતી. નિશાળોમાં જે મંદધી કે મૂર્ખ બાળકો હતાં તેમની તપાસ થઈ. તો તે તપાસમાં નીકળી આવ્યું કે આ મૂર્ખ બાળકોના મોટા ભાગના પિતાઓ દારૂડિયા હતા. બાળકના ગર્ભાધાન વખતે દારૂની અસર નીચે હતા, આવા બાળકોને નબળા જ્ઞાનતંતુઓનો વારસો મળે છે. રોગના ભોગ તે ઝડપથી બની જાય છે. તો પોતાના માટે નહિં, તો પોતાના ભાવિ સંતતિ માટે પણ આ વ્યસન વ્યસનીઓએ છોડવું જોઈએ. તેમાં ફાયદો શો છે? નુકસાન ઘણું છે.

## આજે ભૂલ્યા તો

છોકરાંઓની કેળવણીનું શું? એ સવાલ તમે પૂછશો. હું નમ્રતાપૂર્વક જણાવું છું કે દારૂની આવકમાંથી આજે આપણાં બાળકોને કેળવણી લેતાં જોવાં એ આપણે માટે ભારેમાં ભારે નામોશી છે. આપણાં બાળકોની કેળવણી આપણે જતી કરવી પડે તેમ હોય તો તે જતી કરીને પણ આ બદીને સમાજમાંથી હુખેડવાને આજે જો આપણે તૈયાર નહિ થઈએ તો ભાવી પ્રજાના શાપ આપણી માથે ઉતરશે અને આપણે પણ તેને લાયકજ ઠરશું!

— મહાત્મા ગાંધીજી —

# ઋતુરાજનો મહોત્સવ



: લેખક :
શ્રી. મંજુલાલ સાકરલાલ દેસાઇ
બી. એ.

## નવસર્જનનો સત્કાર–

વસંત એટલે પ્રકૃતિના નવસર્જનની ઋતુ. શિશિરમાં સ્થગિત થઇ ગએલી વનસ્પતિની ચેતનશક્તિ વસંતના આગમનથી ફરીથી પાંગરવા માંડે છે. પાકી ગએલાં પાંદડાને સ્થાને નવરંગી કુંપળોથી વૃક્ષો અને વેલો લહેરાય છે, અને ઋતુઓના રાજા જેવી વસંતને આવકાર આપવાને ઘણીખરી વનસ્પતિ નવાં પુષ્પોથી પોતાને શણગારે છે.

શિશિરની ઠંડી ગઇ છે. ગ્રીષ્મની ગરમી હજી આવી નથી. વાતાવરણમાં ખુશનુમા સમતુલા છે. મીઠી ટાઢ, મીઠો તડકો–દિવસભર શરીરને તાજગી અને ઉલ્લાસ રહે એવી આબોહવા છે; અને તેથી વનસ્પતિજ નહિ પણ ઇતર પ્રાણીસૃષ્ટિ, પક્ષી, પશુ અને મનુષ્યોને પણ આ ઋતુ એ ઉલ્લાસ અને આનંદની ઋતુ છે.

## વસંતના વધામણાં

અને એ વસંતને જગતની દરેક પ્રજાએ વધાવી છે. રોમનો માર્ચની અધવચ્ચે સૅટર્નેલીઆ (Saternalia) નો ઉત્સવ ઉજવતા. પુરાતન ઇરાનીઓ તો વસંતસંપાતથી નવું વર્ષ ગણતા. આજે પણ એ દિવસ પારસીઓમાં જમશેદીનોરોઝ તરીકે ઉજવાય છે, અને જૂના પ્રસીરાનનો આરંભ એ દિવસથી થાય છે. ખ્રીસ્તીઓ વસંત સંપાત પછીની પૂર્ણિમા સાથે એમના સૌથી મોટા તહેવાર ઇસ્ટરને સાંકળે છે. ખ્રિસ્તના પુનરુત્થાનની ઉજવણી માટે મુકરર થએલો એ ઉત્સવ એ પૂર્ણિમા પછીના શુક્રવારથી શરૂ થાય છે. ચીન, જાપાન, બ્રહ્મદેશ વિ. પ્રદેશોમાં પણ વસંતના આગમનને સામુદાયક ઉત્સવનું રૂપ આપવામાં આવ્યું છે.

## વસન્ત એટલે ઋતુરાજ

અને હિન્દમાં તો બધું મોટા પાયાપર; અહિ પ્રકૃતિનું વૈવિધ્ય વધારે, તેમ પ્રકૃતિનું ભાન પણ પ્રજાને વધારે સ્પષ્ટ; વિશેષમાં પ્રકૃતિનાજ પ્રસાદ–મોસમી વરસાદ–પર આધાર રાખતી પ્રજા, અને પ્રકૃતિની મબલખ મહેરથી જીવનનાં વિવિધ ક્ષેત્રમાં વિકાસ અને આયોજન માટેની પૂરી અનુકૂળતા;–પ્રકૃતિએ સર્જેલાં રક્ષણોથી સંસ્કૃતિના વિકાસ માટેની અનુપમ સગવડ–આ સંજોગોએ પ્રજાજીવનને લગતાં દરેક ક્ષેત્રમાં વિવિધતા, ઝીણવટ અને સાચી ખોટી રસિકતા ઉપજાવી છે તેથી હિંદુઓના તહેવારોમાં પણ એ વસ્તુ તરી આવે છે.

એટલે હિન્દુઓએ વસંતનો સત્કાર કર્યો છે, અને તેને ઋતુરાજ ગણ્યો છે. માઘ સુદ પાંચમ વસંતપંચમીથી શરૂ થઈ છેક ચૈત્ર સુદ ચૌદશ—અનંગ ચતુર્દશી સુધી આ ઉત્સવ લંબાય છે. અને સિત્તેર દિવસ લંબાયલા ઉત્સવની વચ્ચોવચ્ચ—વસંતસંપાતની લગોલગ- હોળીનો તહેવાર, અને તેમાં પણ ત્રણ વર્ગો–એક મહાસુદ પુનમે હોળીનો દંડ રોપાય–ચીચવો તૈયાર થાય ત્યારથી હોળી સુધીનો એક મહિનો; તેમાંયે ફાગણ સુદ આઠમથી વદ પાંચમ—રંગપાંચમ સુધીનું બાર દિવસનું નાનું જુથ, અને તેમાં ઘેરૈયા ચૌદશ, હોળી, અને ધુળેટીના ત્રણ તહેવારોનો ગુચ્છ: સામાન્યરીતે આ ગુચ્છ એટલેજ હોળી. અને એ વસંતસમયનું મુખ્ય પર્વ. ઋતુ સન્માનના ભિન્ન ભિન્ન ઉત્સવોનો શિરોમણિ.

## મહાપર્વ તરીકેનું સ્થાન

એટલુંજ નહિ. પણ આ પર્વગુચ્છે–એનો સમય, હિન્દની આબોહવા, હિન્દનું અર્થકારણ વગેરેનો વિચાર આપણે હમણાં કરીશું તે કારણોથી હિન્દુઓના પાંચ મહાપર્વોમાં પોતાનું સ્થાન લીધું છે. એ પાંચ મહાપર્વો તે રથયાત્રા, શ્રાવણી, દશેરા, દિવાળી અને હોળી. આ પાંચ પર્વોમાં પહેલું સમસ્ત જનતાનું, ગણાય છે. પછીના ચાર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોના ખાસ તહેવારો તરીકે ગણવામાં આવે છે. પણ માણસ જાતની ભાવનાઓની ગુલગુંથણી કરવામાં કુશળ હિંદુમાનસે પાછળના ચારેય તહેવારોમાં એકએકવર્ણને પ્રધાન ગણતાં છતાંયે બાકીના વર્ણોને પણ એ ઉત્સવરૂપ થાય એમ વ્યવસ્થા કરી છે.

## વર્ણ ગુંથણી

હવે ચારેય વર્ણ પહેલાં તો ગુણ અને કર્મ પ્રમાણે ગણાતા એટલે ધર્મકાર્ય કે સામાજિક સેવા કરે તે

બ્રાહ્મણ, રાજ્યવહીવટ અને રક્ષણ કરે તે ક્ષત્રિય, દેશાટન કરી કે અર્થની વહેંચણી કરી વેપાર ખીલવે તે વૈશ્ય, અને શરીરશ્રમ, કલા કારીગરીથી અર્થનું ઉત્પાદન કરે તે શૂદ્ર. આમ આમજનતા અને ગ્રામજનતાનો મોટો ભાગ શ્રમજીવી હોવાથી જ્ઞાતિએ ગમે તે હોય પણ વર્ણે શૂદ્ર હોવાથી તેમનું મુખ્ય પર્વ હોળિકા છે.

## હોળીનો સમય-મહિમા

આમાં આ તહેવારનો સમય ખાસ ભાગ ભજવે છે. હિન્દ ખેતીપ્રધાન દેશ છે. ખેતીનો આધાર મોસમી પવનને લીધે પડતા વરસાદ પર છે, અને લોકોનો મોટો ભાગ ખેતી પર આધાર રાખે છે. દેશનું આખું અર્થકારણ ખેતી જોડે સંકળાયેલું છે.

હિંદમાં ખેતીની પ્રારંભિક તૈયારી વૈશાખમાં શરૂ કરવી પડે. વૈશાખનો કડક તાપ જમીનને ખવડાવાથી જમીનનો કસ વધે છે તેથી વૈશાખમા હળ ફેરવવો પડે. તે પછી ખાતર વગેરેની પૂરણી પણ એ અરસામાં કરવી પડે. આમ વૈશાખ જેઠ આ તૈયારીમાં જાય. પછી અષાડમાં વરસાદ પડે અને વાવણી થાય. તે પછી શ્રાવણમાં સહેજ રાહત રહે. પણ ભાદરવાથી નિંદવાનું, રખેવાળીનું વગેરે કામ ચાલુ રહે. ભાદરવા વદ કે આસો સુદમાં બાજરી, ડાંગર વગેરે કેટલોક ચોમાસુ પાક લણવાનો હોય. પછી શિયાળુ તલનું વાવેતર, સંભાળ, લણણી વગેરે ઠેઠ પોષ મહા સુધી પહોંચે.

પણ માહ મહીનો બેસતામાં તો ઘણાખરા પાક કપાઈ ગયા હોય. કઠોળ, ઘઉં, અને છેલ્લો કપાસ પણ ફાગણ પહેલાં તો કપાઈ ઘરભેગાં થઈ જાય, અને વધારાનો પાક ગામડામાંથી દેશાવર પણ ચાલ્યો જાય. ગાડાખેડૂઓ પણ છેલ્લો કપાસ ઠેકાણે પહોંચાડી પરવાર્યા હોય.

આમ ફાગણ ચૈત્રના બે મહિના એ ગ્રામજનતા માટે નિશાળમાં જેમ મોટી રજા પડે છે તેમ મોટી રજાના મહિના છે. શ્રાવણમાં આવી નાની રજા હોય છે. તે વખતે વ્યવસાય ઓછો હોય છે. એટલે મેળા વગેરે યોજવામાં આવ્યા છે. ફાગણ ચૈત્રમાં તો નરાતાર નવરાશ છે. ઉલટ ખેડૂઓ અને ઇતર મજૂરો સાવ નવરા હોય છે એટલે આખી આમ પ્રજા આ ઉત્સવમાં ભાગ લઈ શકે છે.

## નિવૃત્તિનો મહોત્સવ

એટલે આ તહેવાર આમ અને ગ્રામપ્રજાની નિવૃત્તિનો મહોત્સવ છે. આ બાબતમાં એ બાકીના ચાર મહાપર્વથી જુદો પડે છે. રથયાત્રા એ સમસ્ત જનતાની ભૌતિક કે આધ્યાત્મિક પ્રવૃત્તિના આરંભનો ઉત્સવ છે. શ્રાવણીએ બ્રાહ્મણો માટે વ્રતદીક્ષાનો, વિજયાદશમી ક્ષત્રિયો માટે પરાક્રમના આરંભનો અને દીપોત્સવીએ વ્યાપારીઓ માટે દેશાટનના તેમજ નવવ્યાપારના આરંભનો ઉત્સવ છે.

પણ આપણે ઉપર જોયું એમ હોળી એ ગ્રામ અને આમ સમુદાય માટે નિવૃત્તિનો ઉત્સવ છે. બીજા વર્ગો માટે પ્રવૃત્તિ સંકેલવાનો પ્રારંભ એ વખતે થવો જોઈએ એ રીતે એ પર્વપંચકમાં જુદી ભાત પાડે છે, અને તેથી એને અંગે થતી ક્રિયાઓ પણ ખૂબ જુદી ભાત પાડે છે, એમાં ગાંભીર્ય નહિ જેવું છે, અને ઉલ્લાસની માત્રા અનેકગણી છે.

## પૌરાણિક કથાઓ

હોળીની ઉજવણીનાં વિવિધ અંગોનો વિચાર કરતાં પહેલાં એને લગતી પૌરાણિક કથાઓ પર જરા નજર નાંખી લઈએ. આ કથાઓ મુખ્યત્વે પૂર્ણિમાને દિવસે પ્રગટાવવાના હોળીને અનુલક્ષીને છે. એ વિષે બે કથા વધારે પ્રચલિત છે.

બન્ને કથાઓ પ્રમાણે હોલિકા એ એક રાક્ષસીનું નામ છે, એને બ્રહ્મા પાસેથી વરદાન મળ્યું હતું કે સામાન્ય શસ્ત્રાસ્ત્રો અને સામાન્ય માનવીઓ કે સામાન્ય વ્યાધિઓથી તેનું મરણ થાય નહિ. આથી લગભગ અમર દશા એને પ્રાપ્ત થઈ હતી અને એ પ્રતીકારના ભય વગર ગમે તે અત્યાચાર કરતી હતી. એક કથા પ્રમાણે એ રામચંદ્રજીના રાજ્ય અમલ દરમ્યાન હયાતિમાં હતી અને અયોધ્યામાં ત્રાસ વર્તાવતી હતી. એને મારવાના સામાન્ય ઉપાય નિષ્ફળ જવાથી વસિષ્ઠ ઋષિની સલાહ લેવામાં આવી, અને તેમની સલાહ પ્રમાણે અયોધ્યાનાં બાળકો તેને ઘેરી વળ્યાં અને લાકડીઓથી તેને ટીપી, લાકડાંઓમાં દાટી, આગ લગાડી. ઋતુઓનો અને દિવસ-રાત્રિનો સંધિકાળ આ માટે પસંદ કર્યો. એટલે એને મળેલું વરદાન નિષ્ફળ ગયું અને એ મરણ પામી.

બીજી કથા વધારે પ્રચલિત છે અને વધારે કલ્પનાવાળી લાગે છે. એ પ્રમાણે હોલિકા હિરણ્યકશિપુની બેન હતી, અને તેને ઉપર જણાવ્યા પ્રમાણે વરદાન હતું. ઉપરાંત અગ્નિથી પણ એ ન બળે એવી માન્યતા હતી. આથી જ્યારે પ્રહ્લાદને મારવાના બીજા પ્રયત્નો નિષ્ફળ ગયા ત્યારે એને ખોળામાં રાખી હોલિકા અગ્નિમાં બેઠી. ધારણા એમ હતી કે અગ્નિ એને નહિ સ્પર્શી શકે, અને પ્રહ્લાદને બાળશે. પણ પ્રહ્લાદની ભક્તિના પ્રતાપથી પરિણામ વિપરીત આવ્યું. અને પ્રહ્લાદ બચી ગયો અને હોલિકા બળી ગઇ.

## કેવળ કલ્પનાઓ—

તદ્દન બાલીશ લાગતી આ વાર્તાઓના મૂળમાં ઐતિહાસિક પ્રસંગ શોધવો નકામો છે. હિન્દુઓનાં ઘણાં ખરાં વ્રતો, તહેવારો વગેરે પાછળ આવી વાર્તાઓ જોડી કાઢવામાં આવી છે. ઇતિહાસની યે પહેલાંથી આચરણમાં મૂકાયેલા રિવાજો, વ્રતો વગેરેનાં મૂળ માટે આમજનતાને જિજ્ઞાસા થાય એ નવાઈ જેવું નથી. અભણ અને અંધશ્રદ્ધાળુ લોકો પોતાની જિજ્ઞાસા સંતોષવા મર્યાદિત અને તે પણ ખૂબ અધૂરા જ્ઞાનવાળા પુરોહિતોને પ્રશ્નો પૂછતાં. વ્રત રહસ્યોની ગુરૂપરંપરા જેમની પાસેથી લુપ્ત થઇ ગઇ છે, એવા આ અર્ધશિક્ષિત માણસો એ ભોળાભલા શ્રદ્ધાળુઓને ગળે ઉતરી જાય એવી કપોલકલ્પિત કહાણીઓ ઉપજાવી કાઢી શાસ્ત્રને નામે ઠોકી બેસાડતા અને આ રીતે પોતાનું વર્ચસ્વ જાળવી રાખતા. આથી જે સુંદર તત્વદ્દષ્ટિ કે રસદ્દષ્ટિ જુદા જુદા હિંદુ તહેવારોની ગૂંથણીમાં હતી તે લુપ્ત થઈ અને સમજણ વગરની જડ કર્મઠતા રહી. વ્રતોના સામાજિક, અને આધ્યાત્મિક રહસ્યો લુપ્ત થયાં. આમ પ્રજાના સાંસ્કૃતિક વિકાસનું મૂળજ ડામી દેવાયું, અને એના પરિણામે પ્રજાની માનસિક અને બૌદ્ધિક ગુલામી કે આધ્યાત્મિક હ્રાસ ઉપજ્યાં. આ વિષે વિસ્તૃત વિવેચનને અહિ અવકાશ નથી. પણ ઋષિપંચમી જેવા સંસ્કારી, આધ્યાત્મિક તહેવારને લગતી અણઘડ વાર્તા વાંચશે અને વિચારશે તેને આનો ખ્યાલ આવશે.

## હોળી પાછળની ભાવના—

એટલે આ કલ્પિત કથાઓ દૂર રાખી આપણે શાસ્ત્રીય દ્દષ્ટિએ આનું નિરૂપણ કરીએ. હોળીનું મૂળ ઉપર જણાવ્યું તેમ વસંતકાળના મધ્યવર્તી ઉત્સવ તરીકે છે. એના મુખ્ય તહેવારો ત્રણ—આગલે દિવસે ઘેરૈયા ચૌદશ. એ દિવસ ડાંડીઆ રાસનો–પુરૂષોના સમૂહ નૃત્યનો છે. બીજે દિવસે હુતાશની પ્રગટાવાય, અને એ આમજનતાએ પ્રગટાવેલા યજ્ઞમાં નવાં ધાન્ય વગેરે હોમાય. ત્રીજે દિવસ ધૂળેટી–રંગ, ગુલાલ વગેરે ઉડાડવાનો, રંગ અને રસમાં તરબોળ બનવાનો, ઇંદ્રિયમાત્રના રાસનો દિવસ. આ સર્વેનો સામટો વિચાર કરીએ એટલે હોળીનું સ્વરૂપ સ્પષ્ટ થાય છે. આથી હવે આપણે એ બધી ક્રિયાઓને જુદી જુદી વિચારીએ.

## પૂર્ણિમા શા માટે

પહેલાં હોળી પૂર્ણિમાએ શા માટે રાખી છે તે જરા વિચારીએ. સામાન્ય રીતે એકાદ દિવસનો તહેવાર કે વ્રત હોય ત્યારે તે દિવસે ઉજવવાનું ફાવે. પણ જ્યારે એની ઉજવણી લાંબો વખત ચાલે ત્યારે રાત્રિઓ વધારે અનુકૂળ થાય, કારણ કે દિવસના નૈમિત્તિક કાર્યોથી પરવારી નચિંત જીવથી આવશ્યક ક્રિયાઓ થઇ શકે.

તેમાં હિંદ જેવા ગરમ આબોહવાવાળા પ્રદેશમાં તો દિવસ કરતાં રાત્રિજ વધારે આહ્લાદક હોય છે, અને તેમાંય વદ કરતાં સુદની રાત્રિઓ વધારે રમ્ય અને અનુકૂળ હોય તે સમજાવવું પડે તેમ નથી.

હવે જો ચાંદનીનો આનંદ માણવો હોય તો તે શરદ અને વસંતમાં. તે ઋતુઓમાં આકાશ તદ્દન ચોકખું—વાદળાં કે ધુમ્મસથી મુક્ત હોય છે. આથી આસો સુદ અને ફાગણ સુદની રાત્રિઓ આમ જનતાના ઉત્સવ માટે મુકરર થઇ છે. પહેલાંમાં નારીસમુદાયનો નવરાત્રીનો અને પછી રાસનો ઉત્સવ આવે છે. બીજામાં સમસ્ત જનતાનો ફાગનો ઉત્સવ આવે છે.

અને રસની સર્વોચ્ચ કક્ષા ચૌદશ અને પૂર્ણિમાએ અનુભવાય માટેજ આશ્વિન પૂર્ણિમાએ રાસપૂર્ણિમા, અને ફાગણની સુદ ચૌદશ ને ઘેરૈયા-નૃત્યનો દિવસ—પૂનમ તે ફાગનો ઉત્સવ.

## જનતાનો મહાયજ્ઞ

હવે પૂનમના સાયંકાળે જે હોળી પ્રગટાવવામાં આવે છે તેનો થોડો વિચાર કરીએ. આ વસ્તુનું મૂળ ખૂબ પુરાતનકાળમાં દેશમાં સર્વવ્યાપી યજ્ઞભાવનામાં

રહેલું છે. 'આ ભાવના અથર્વવેદના કાળથી ગણી શકાય. પ્રકૃતિનાં સત્ત્વોને સ્થાને અગ્નિપૂજાની પ્રતિષ્ઠા અથર્વણોએ કરી, અને ધાતુ, કાષ્ટ, પત્થર વગેરેની મૂર્તિઓની પૂજા પહેલાં આ સાર્વત્રિક હતી. હોળીનું સંસ્કૃત નામ હુતાશની છે. અગ્નિનું એક નામ હુતાશન છે. આમ હોળી એ હુતાશનની નારીજાતિ—અગ્નિની કલ્પિત પત્નીનું નામ ગણી શકાય. એ હુત દ્રવ્યોને ખાય છે, એટલેજ એનું નામ એ પડ્યું છે અને તેથીજ હુતાશની એ ગમે તેવી આગ નહિ પણ યજ્ઞની આગ એ સ્પષ્ટ થાય છે.

અને હોળી માટે સળગાવવાનાં દ્રવ્યો સામાન્ય જનતા પાસેથી ઉઘરાવવામાં આવે. ગામ કે લત્તાના પ્રત્યેક ઘરને એમાં ફાળો આપવો પડે. જનતાના સદા સ્વયં-સેવક જેવાં બાળકો એ ફાળો ઉઘરાવે અને આખી વ્યવસ્થા સમગ્ર જનતાને નામેજ થાય. તેમજ એનેમાટેનું સ્થાન પણ સાર્વજનિક માલિકીનું હોય. એની પૂજાના પ્રત્યેક વ્યક્તિને સરખા અધિકાર હોય. આ બધું સાબિત કરે છે કે હુતાશની એનું નામ સૂચવે છે તેમ સમસ્ત જનસમુદાય તરફથી યોજાયેલો મહાયજ્ઞ છે.

## યજ્ઞનું તાત્પર્ય

અત્યારે યજ્ઞનો અર્થ હોમ એવો થાય છે પણ યજ્ઞનો મૂળ અર્થ માત્ર ઉપાસના એટલોજ થતો. તેથીજ હોમ સિવાયના ઇતર પ્રકારના યજ્ઞોનો ઉલ્લેખ છે. પણ અગ્નિપૂજાની સ્થાપના થયા પછી યજ્ઞમાં હોમના વિધિનું મહત્વ વધી ગયું. બ્રાહ્મણોએ અગ્નિહોમો સ્થાપ્યા. રાજાઓ, વ્રત, અનુષ્ઠાન કે પુણ્ય કે કીર્તિની ઇચ્છાથી મહાયજ્ઞો કરવા લાગ્યા, અને તે દરેકમાં હવને મુખ્યસ્થાન લેવા માંડ્યું. શ્રમપર જીવતી અને વખતકવખત કાર્યમાં મચવું પડે એવી આમ અને ગ્રામજનતાને આવા અટપટી વિધિવાળા અને પુષ્કળ ફુરસદ અને કાળજી માગે એવા હવનો ફાવે નહિ. એટલે શ્રીમંતો, રાજાઓ અને બ્રાહ્મણોને એવાં અટપટાં વિધાનો સોંપી દઈ, તેમણે અંતરના ઉમળકાથી પોતાનો મહાયજ્ઞ સર્જ્યો. એ યજ્ઞ તે હુતાશની ! અગ્નિ દેવનીજ દેવી તરીકેની પ્રતિષ્ઠા.

## વાતાવરણ પર અસર

અને મોટાઓના યજ્ઞો ફળે કે ના ફળે. આમ જનતાનો આ યજ્ઞ તો ફળદાયી નીવડતોજ. હિન્દમાં મચ્છરોનો ઉપદ્રવ એ આરોગ્યને લગતો કદાચ સૌથી ગંભીર પ્રશ્ન છે. આ પ્રશ્ન ભાદરવામાં ખૂબ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે, અને પછી મહા ફાગણમાં પણ જોર પકડે છે. હોળીની પચાસ પચાસ ફુટ ઉંચે જતી જ્વાળાઓ મચ્છરોને આકર્ષે, અને કરોડો મચ્છરો નાશ પામે. આમ જૂના વખતમાં મોટા પાયાપર ઠામ ઠામ રચાતી, અને દિવસો સુધી નભાવાતી હોળીનું આરોગ્યની દૃષ્ટિએ ખૂબ મહત્વ હતું. અલબત્ત, મચ્છરોનો ત્રાસ ભાદરવામાં વધારે હોય છે પણ તે વખતે જો હોળી પ્રગટાવવામાં આવે તો મચ્છરો સાથે બીજા પતંગીઆં, ફુદાં વગેરે પણ અગ્નિથી આકર્ષાઈ નાશ પામે. હવે ભાદરવામાં ઉગવા માંડેલા ધાન્યના પુંકેસરોનાં સ્થળાંતર માટે આ પતંગીઆં જરૂરનાં હોય છે. આથી તે વખતે હોળીથી ખેતીને પારાવાર નુકસાન થાય. જ્યારે ફાગણમાં તો ખેતરો ખાલીખમ હોય છે. આવાં પતંગીઆં હોતાં નથી, અને હોય તોયે એમનાં ગોરપદાંની જરૂર નથી. આથી ભાદરવામાં ફટાકા ફોડી, દારૂખાનું સળગાવી ગંધકિયા ધુમાડાથી મચ્છરો દુર કરવાની ગોઠવણ રાખેલી છે, જ્યારે ફાગણમાં તો સીધો સામુદાયિક અગ્નિદાહનો જ કાર્યક્રમ છે.

## રંગ, રાગ અને ફાગ

પણ હોળી કરતાંયે ઉત્સવની દૃષ્ટિથી ધૂળેટી વધારે મહત્વની છે. ચૌદશ સુધી સામુદાયિક ખેલનો કર્યા. પૂર્ણિમાએ પ્રકૃતિની અગ્નિદ્વારા પૂજા કરી, દેવઋણ પતાવ્યું. પછી પડવાથી પાંચમ સુધી લોકો વસંત સાથે ઉભરાતી વિલાસભાવનાનો આવિર્ભાવ થવા દે છે. એ માટે રંગ છાંટવાના, ગુલાલ ઉડાડવાના, અને સંયમ શિથિલ થતાં ધૂળ નાંખવાના પ્રયોગો થાય છે.

આ વસ્તુઓનાં મૂળ સમજવાં સહેલાં છે. વૈશાખથી માઘ સુધીનો અવિશ્રાંત અને સખત મજૂરીનો સમય પૂરો થયો છે. વરસભરની નીરસ, અનિયમિત અને આકરી મહેનત પછી હવે નિવૃત્તિ મળી છે. અને લોકોને સ્વાસ્થ્યને માટે આહાર જેટલીજ વિહારની, આરામ જેટલીજ ઉલ્લાસની જરૂર પડે છે.

ઉચ્ચવર્ગ અને કેટલેક અંશે મધ્યમ વર્ગના લોકો વર્ષ દરમ્યાન ઘણીવાર ઉત્સવો, વ્રતો ઉજવી અને ઇતર પ્રસંગો ગોઠવીને આમોદ પ્રમોદ મેળવે છે. આમવર્ગ માટે સવડ કે સાધન હોતાં નથી. એટલે માત્ર શ્રાવ-

જૂના મેળા કે નવરાત્રીના ઉત્સવોમાં તેઓ જે આછો પાતળો વિનોદ મેળવી શકે. તે ઉપરાંત જીવન સળંગ પ્રવૃત્તિમાં રોકાયેલું રહે છે. તેમાંયે આમજનતાને તો તે વખતે શૃંગારભાવ અનુભવવા પૂરતી નવરાશ કે રાહત હોતી નથી. એટલે આગ આ વખતે આમજનતાને જીવનનો રસ માણવાને ફુરસદ મળે છે. સાથે વસંતની ઉત્તેજક ઋતુ છે એટલે હોળીના પંચરંગી ઉત્સવોમાં શૃંગારનું પ્રદર્શન ખૂબ હોય છે. સંસ્કારીતા ઓછી તેમ એ શૃંગારીતા હલકી થતી જાય એ તો કુદરતી વસ્તુ છે.

## કેસુડા રંગ શા માટે?

આ શૃંગારના પ્રદર્શનમાં મુખ્ય વસ્તુ રંગક્રીડા છે. તે માટે રંગીન પાણી અને રંગીનચૂર્ણ ઉડાડવામાં આવે છે, આમાં રંગીનપાણી તે કેસુડાંનાં ફૂલનું કેસરી પાણી, અને ચૂર્ણ તે ગુલાલ. આ મૂળ પ્રથા છે. આ પ્રથા પાછળનું રહસ્ય જરા વિચારીએ.

સામાન્ય માન્યતા એવી છે કે લાલ રંગ એ શૌર્યનો દ્યોતક છે. પણ પુરાતન કાળથી લાલરંગ એ શૃંગારનો પણ દ્યોતક ગણાયો છે. સંસ્કૃતમાં રાગ શબ્દના મુખ્ય બે અર્થ છે-રંગ અને પ્રેમ. રક્ત, આરક્ત, અનુરાગ, વૈરાગ્ય વગેરે શબ્દોનો વિચાર કરવાથી આ વસ્તુની ખાત્રી થશે. હવે રક્ત એટલે પ્રેમલગ્ન અને લોહી બન્ને. યૌવન એટલે લોહીનો ઉછાળાટ. ગાલ અને હોઠની લાલિમા એ શૃંગારનું પ્રેરકતત્વ; લજ્જાની લાલસુરખાનો શૃંગાર અને સૌંદર્ય સાથેનો સંબંધ. ઉષા અને સંધ્યાની મનોહર રંગભૂષામાં પણ લાલાશનું પ્રાધાન્ય. આ બધી વસ્તુઓથી લાલાશ અને સૌંદર્ય તેમજ શૃંગારને સંબંધ છે એ દેખાઈ આવે છે.

આ રીતે રક્ત અને પીતભાગંગી અને કેસરી-રંગ શૃંગારના દ્યોતક તરીકે સ્વીકારાયા. રજપૂતોના કેસરીઆ વાઘાને લોહી કે લડાઈ જોડે સંબંધ નહોતો. એની પાછળ મૃત્યુ જોડેના લગ્નનો સંકેત છે, અને જે રાગ (રંગ અને પ્રેમ)થી યુવાન લગ્ન માટે જાય, એ રાગથી રજપૂતો રણે ચડતા—અપ્સરાને પરણીને, મરણને વરવાની પ્રતિજ્ઞાથી!

આ જરા વિષયાંતર થયું. હવે હોળીમાં કેસુડાંનું પાણી કેમ વપરાતું તે જરા જોઈ જઈએ. હિંદમાં દરેક સીમમાં ખાખરો મળી આવે છે. એનું એક નામ છે બ્રહ્મવૃક્ષ: કેમ યજ્ઞના સમિધમાં વપરાય છે. એનાં ફૂલ વસંતમાંજ ખીલે છે અને તે વખતે વનમાં અજબ સૌંદર્ય ફેલાવે છે. એ લાલરંગના ફૂલને પાણીમાં પલાળવાથી કેસરી—પીળો રંગ થાય છે. તે રંગમાં એક ખૂબી છે. એ કાચો રંગ છે. સાબુવીને ધોવામાં આવે તો કપડાંપરથી જલદી જતો રહે છે. આથી રંગ-છાંટણાં તરીકે આની પસંદગી કરી છે. શૃંગારના દ્યોતક તરીકે પણ એનો ઉપયોગ સુયોગ્ય છે.

બીજી વસ્તુ વપરાય છે તે ગુલાલ. મેંદા-Starch-ને ગુલાબી રંગ ચડાવી તે તૈયાર કરવામાં આવે છે. આનું ચૂર્ણ ઉડાડવામાં આવે છે એની પસંદગીના કારણનો થોડો વિચાર કરીએ.

સ્ત્રીઓનાં સૌભાગ્યચિહ્ન તરીકે અને શૃંગારના સાધન તરીકે, કંકુ, સિંદૂર વગેરે લાલ દ્રવ્યો વપરાય છે. આ બન્ને શૃંગારના પદાર્થ છે. કંકુ કપાળે અને સિંદુર સેંથામાં વપરાય છે. હોળીમાં કંકુ અને ગુલાલ વપરાય છે. સિંદુર તો સૌભાગ્યવતીઓ માટેજ વાપરવાનું, અને હોળીમાં તો કુમારિકાઓ પણ ખેલે એટલે એનો સમાવેશ કર્યો નથી. કંકુ વપરાય છે, પણ થોડે હિસ્સે. કારણ કે કુંકમ પાછળ સાત્વિક ભાવના વધારે છે. શૃંગાર એ રાજસી રસ છે, અને તેથી ગુલાબીરંગનું ગુલાલ એ વધારે ઉપયોગમાં લેવાય છે. વળી કંકુ કરતાં ગુલાલ ઉડાડવું પણ વધારે અનુકૂળ છે.

## રંગક્રીડાનો સામાજિક હેતુ

પણ આતો રંગક્રીડામાં વપરાતા બે મુખ્ય પદાર્થો-કેસુડાં અને ગુલાલની પસંદગી શા માટે થઈ એનીજ ચર્ચા થઈ; પણ એમ પણ સવાલ ઉઠાવી શકાય કે રંગક્રીડાની જરૂર શી? હોળીના તહેવારો સામે મુખ્ય વિરોધનું કારણ આ રંગક્રીડામાંથીજ સાંપડે છે. એ રંગક્રીડામાં અમર્યાદા, અશ્લીલતા અને કેટલેક અંશે બિભત્સતા પણ દેખાય છે. ખાસ મારવાડમાં તો હોળીમાં અશ્લીલતા હદ વટાવી જાય છે. અને આ જમાનામાં જ્યારે યુવતી યુવાન સ્ત્રી પુરૂષો વચ્ચે મેળાપ છે ત્યારે અશ્લીલતા કેટલીક વાર પરાકાષ્ટાએ પહોંચે છે. નગ્ન અને બિભત્સ શૃંગારનું તે વખતે થતું પ્રદર્શન અસભ્ય, ધૃણાજનક છે અને એને લીધેજ ઘણીવાર આજના યુવકો આપણે અસંસ્કૃત કે અર્ધસંસ્કૃત માનતા લલચાય છે.

આનાં કારણોની લાંબી ચર્ચા માટે અહિં અવકાશ નથી પણ કેટલીક ઉપરછલ્લી ચર્ચા કરી લઈએ. તહેવારોના

આયોજન અને તેમાં થતી ક્રિયાઓ, વિધિઓ વગેરેનું રહસ્ય ભૂલાઈ ગયું છે. એની પાછળની સામાજિક અને ઇતર દષ્ટિઓ પણ ધીમે ધીમે ભૂલાઈ ગઈ છે. પરિણામે વૃત્તિઓના ઉલ્લાસને જે સંયમ અને ભાવનાની મર્યાદાની વાડ રચવામાં આવી હતી તે ભુંસાઇ ગઈ છે, અને ભાવના વિનાની ક્રિયા એ આત્માવગરનું મડદું છે. આથીજ આ તહેવારો પાછળનાં પ્રજાના પ્રાણતત્વને બહેકાવનારાં બળો લુપ્ત થયાં છે, અને માત્ર જડખોખાંમાં જ રહ્યાં છે, જેનું અસ્તિત્વ ટકાવવું કે કેમ એની શંકા ઉપજે એ સ્વાભાવિક છે.

વસંતપંચમી એ સામાન્ય રીતે ગામડામાં નવવધૂને સાસરે જવાનું મહામુહૂર્ત હતું. અર્થકાર્ય વૈશાખથી શરૂ થાય, તે પહેલાં એ નવવધૂ ઘરના સગાંઓ જોડે હળતી મળતી થઇ જાઇએ અને સાસરાને ઘર માને એવું વાતાવરણ સર્જવું જોઇએ તે માટે એનો ક્ષોભ, શરમ અને સંકોચ દૂર થવા જોઇએ. એટલે મોટે ભાગે હોળીમાં આવી નવવધૂઓને સામાન્ય સંજોગોમાં ના મળે એટલી છૂટ આપવામાં આવતી. સાસરાના પુરૂષવર્ગ જોડે એ છુટથી રમે અને એ રીતે પરાયાંપણાંનો ભાવ એના મનમાંથી નીકળી જાય, એ માટે આવાં સ્વચ્છંદખેલનો થતાં; મોટે ભાગે દીઅર ભોજાઇ, નણંદ ભોજાઇ અને જેઠાણી દેરાણી વચ્ચેજ હોળી ખેલાય. પરસ્પર રંગ છંટાય, ગુલાલ ફેંકાય, અને એ રીતે અરસ્પરસ વચ્ચેનો ખોટો સંકોચ દૂર થાય.

વળી શ્રમજીવી ગ્રામજનતાના ઉત્પાદન કાર્યમાં સ્ત્રી પુરૂષ બન્નેને કામ કરવું પડે છે. એ માટે સમય કે સ્થળની મર્યાદા ઓછી હોય છે. આમ સ્ત્રી પુરૂષો વારંવાર સીમમાં અણધાર્યા એકઠાં થઇ જાય, એટલુંજ નહિ, પણ લણણી વગેરે ક્રિયાઓમાં તો લાંબો વખત સાથે રહી કામ કરે. આને માટે સ્ત્રીઓમાંથી ખોટો સંકોચ, લજ્જા અને બીકૈતા નીકળી જવાં જોઇએ. તેમજ સ્ત્રી પુરૂષોનાં સ્વાભાવિક આકર્ષણનું બળ પણ તૂટી જવું જોઇએ. વડીલોની હાજરીમાં જાહેર રીતે પડવાથી પાંચમ-સુધી ચાલતી રંગખેલનની ક્રીડાઓ આ જાતીય વિષયક લાગણીઓને બુઠ્ઠી બનાવી નાંખેછે અને એ રીતે દમનથી નહિ પણ સંયમિત શૃંગારથી કામવાસનાને અંકુશિત કરી શકાય છે. રંગખેલનનું આ પણ એક સામાજિક મહત્વ હતું.

## વિલાસને સંયમિત કરતાં બે પર્વો

હિન્દુ તહેવારોની એ વિશિષ્ટતા છે કે લોકોની સ્વયંપ્રેરણાથી ઉદ્ભવેલા આવા રિવાજો અને તહેવારોને ઋષિઓએ ઉર્ધ્વગામી ભાવનાની વાડ બાંધી છે અને વર્ષભરના સમગ્ર તહેવારોનું એવું આયોજન કર્યું છે કે સળંગ વર્ષ જાણે આત્માને ઉચ્ચકક્ષાએ લઇ જનાર વ્રત પરંપરાનું બનેલું હોય. આપણે જોયું કે હોળીના તહેવારો એ વસંતસત્રના મુખ્ય તહેવારો છે. વસંતસત્રજ પ્રજા માટે નિવૃત્તિ સેવવાનો, વિહાર કરવાનો અને શૃંગાર સેવવાનો સમય છે. વસંતમાં પુરબહાર યૌવન અને નિરંકુશ ખેલન માટેની છુટને લીધે પ્રજા સ્વચ્છંદમાં ના ઉતરી પડે તે માટે ઋષિઓએ એ સત્રની મર્યાદા બાંધવા બે તહેવાર યોજ્યા. પહેલો શિવરાત્રીનો. એ તહેવાર મહાવદ ચૌદશ ને દિવસે એટલે ફાગણના પ્રારંભ પહેલાં રાખ્યો. કામદેવને બાળી અને પછી જ સંસાર માંડતા મહાદેવની જન્મપર્વણી શૃંગારના અતિરેકના પર્વ-ગુચ્છની આરંભે. અને બીજો તહેવાર તે ચૈત્ર સુદી પુનમ—હનુમાન જયંતી—અખંડ બ્રહ્મચર્યના ઉપાસકની જન્મતિથિ—**સમજો તેને માટે સંકેતો સ્પષ્ટ છે.** શૃંગાર અને ઉલ્લાસના ખેલ પહેલાં કામનો દાહ થવો જોઇએ. સ્ત્રી પુરૂષના સંબંધમાંથી પશુતાનું તત્વ નીકળી જવું જોઇએ અને તે પછીના શૃંગાર અને ઉલ્લાસને પરિણામે વર્ષના બાકીના ભાગમાં બ્રહ્મચર્ય—સંયમિત સહકારનું સર્જન થવું જોઇએ.

અને વચ્ચે ચૈત્ર સુદી નવમી ગોઠવી છે. રામજયંતિ-બહુપત્નીપ્રથાના મુલકમાં એકપત્નીવ્રતવાળા મહામાનવની પર્વણી.

આમ પૂર્વાપર સંબંધ સાથે વિચારીએ એટલે કેવા ભવ્ય ભાવના સૃષ્ટિ ખડી થાય છે? પંચાયતનોમાં પહેલાં હનુમાન અને છેલ્લે શિવની મૂર્તિ હોય છે. આ ગ્રામ તહેવારની બે છેડે એ બે દેવોની પ્રતિષ્ઠા છે. અને વચ્ચે હિંદુ દેવગણમાં દાંપત્યની અને કર્તવ્યની પરાકાષ્ટા દાખવનાર દેવની આરાધના રાખી છે. કામદેવને બાળી પછીથી અર્ધનારીશ્વરનું રૂપ ધારણ કરનાર શંકર, પ્રેમીઓમાં શ્રેષ્ઠ એવા રામ, એને આરાધ્ય વ્યક્તિમાં પોતાપણું ભૂલનાર, પ્રેમપાગને રગેરગમાં રટનાર મારૂતી! પ્રજાના શૃંગારને પ્રાણપદ અને સાત્વિક ઉલ્લાસમાં

ફેરવનાર આ સંકેતો માત્ર જીવનમાં સર્વે પાસાંઓને ઉદાર, સ્નેહાળ અને તલસ્પર્શી દૃષ્ટિથી નીરખી શકનાર સમાજ વિધાયકોજ યોજી શકે. એવા સમાજ વિધાયકો મળ્યા હતા એ હિન્દનું સદ્ભાગ્ય છે. એમની દૃષ્ટિ ભૂલાઇ ગઈ છે, એ આપણું મોટું દુર્ભાગ્ય છે.

## સર્વગ્રાહી નજર—

આ વિધાયકોની નજર કેટલી સર્વગ્રાહી હતી એનો તહેવારો જોડે સંકળાએલી બીજી વસ્તુઓનો વિચાર કરીએ છીએ એટલે સમજાય છે. હોળી જોડે ધાણી ચણા અને ખજુરનો વપરાશ સંકળાયો છે. હોળીની પહેલાં આઠ દિવસથી આ વસ્તુઓનો ઉપયોગ થાય છે. એમાં પથ આરોગ્ય અને સામાજિક બન્ને દૃષ્ટિઓનું મિલન છે. વસંત એટલે કફ પ્રધાન ઋતુ. ધાણી ચણા જેવો સુકકો ખોરાક, આ કફનો નાશ કરવા માટે ગોજાયો છે. આઠ આઠ દિવસ એ સુક્કા ખોરાક પર માણસો રહે એટલે કફ પાકી જાય છે. જૂનો રિવાજ એવો હતો કે હોળી પ્રગટયા પછી ઓછામાં ઓછું પાંચમ સુધી એની જ્યોત જાગતી રહેતી, અને રાત્રે અને વહેલી સ્હવારમાં પડતી ઠંડીમાં લત્તાના લોકો હોળીએ તાપતા. આ વખતે થતા શેકને લીધે પાકેલો કફ પીગળી જઈ નાશ પામતો અને આ રીતે પ્રજાનું આરોગ્ય સચવાતું. આમ પાંચ સાત દિવસ બધા લોકો સવાર સાંજ ભેગા મળે તેમાં ભાઈચારો વધતો, અને નવા વર્ષ માટે નાની યોજનાઓ ઘડાતી એટલો સામાજિક લાભ પણ હતો.

ખજૂરના ઉપયોગ માટે તેના ગુણ પર ધ્યાન રાખવાનું છે. નિરામિષ પ્રજા માટે ખજૂર એ ખૂબ પુષ્ટિદાયક ખોરાક છે. એ માંસાહારની ખોટ પુરી પાડે છે એટલુંજ નહિ પણ પુષ્ટિ તુષ્ટિ અને સ્ફુર્તિ આપે છે. શૃંગારના અતિરેકથી શરીર ઘસાય તે માટે એના ખૂબ ઉપયોગની જરૂર છે. આ ઋતુમાં તો તે ખાસ ફાયદાકારક છે.

આમ હોળી જોડે પ્રજાના આરોગ્યની આગમના પણ સાંકળેલી છે. એ સાથે ધાણી ચણા જેવા એકજ વખત તૈયાર કરેલા પદાર્થ પર દિવસો ગાળવાના હોવાથી સ્ત્રીઓને ખૂબ રાહત રહેતી.

## નવવિધાન કરો—

પણ ભૂતકાળ ગમે તેટલો ભવ્ય હોય તેથી શું? શ્રી અને સરસ્વતીના લાડીલા લાગતા આ દેશપર કોઇ એવી કારમી ગ્રહદશા પડેલી છે, કે જેમ ધાન્યથી ભરપૂર ધરા છતાં એનાં બાળકો ભૂખે મરે છે, જગત આખાની નમતા ઢાંકે એટલી સભર વસ્ત્ર સજાવટની અનુકુળતા છતાં એનાં બાળકો અર્ધ નગ્ન ફરે છે, તેમ માનવતાના પ્રશ્નો પ્રશ્નોના ઝીણવટભર્યાં સુમેળ ઉકેલ વાળી એની ભાવના-સૃષ્ટિ છતાં નૈતિક આધ્યાત્મિક અને ભૌતિક, માનસિક અધોગતિના ઊંડાણનાં પણ અહિં દર્શન થાય છે. આમ એક હાથે મબલખ સિદ્ધિ આપી બીજે હાથે એને નિષ્ફળ બનાવવામાં જાણે વિધાતાએ આપણો ઉપહાસ કર્યો છે, એમ લાગે છે. ખરૂં જોતાં તો પૂર્વજોનાં ગુણગાન ગાનારાં આપણેજ આપણી પોતાની મેળે એમના સર્વ વારસાને ફગેખ્યો છે, અને આપણો અધઃપાત આણ્યો છે.

પણ હવે જ્યારે જગતમાં માનવના ઝડપથી દાનવ-તામાં પલટાતી જાય છે, તે સમયેજ વિધાતાએ જાણે આપણને નવવિધાનની તક આપી છે. દસહજાર વર્ષની સંસ્કૃતિ જેવી આપણી ભૂલાઈ ગયેલી ભાવનાસૃષ્ટિ આપણે ફરીથી સજીવન કરીએ. ફરીથી એનાં મર્મો સમજી દેશકાળ પ્રમાણે એનું નવવિધાન કરીએ, અને એ રીતે નષ્ટ પામતી માનવતા સરજીએ તોજ એ તક સાચવી લીધી કહેવાય.

તેથી દેશના વિદ્વાનોને વિનવવાનું કે પ્રજામાં નવ-વસંત આવેછે. એમાં જ્ઞાનની હોલિકા પ્રગટાવો. જૂના મેલ બાળી મૂકો, પણ નવા શૃંગારના વાધા સજતાં જૂના સત્વો તો શોધી કહાડી સાચવો, ખીલવો અને એ દ્વારા દેશને નવજીવન આપો.

—:□:—

# તાડી પુષ્ટિવર્ધક છે?

**તાડીમાં વીટામીન હોવા છતાં એનો નિષેધ શા માટે થવો જોઈએ—એવી શંકા ઘણીવાર લોકોને થાય છે. કેટલાક તાડીને ગરીબ લોકોનું સસ્તું પીણું માને છે. પીણાં તરીકે તાડી મદ્યાર્કવાળાં કેફી પીણાં જેટલીજ તંદુરસ્તીને હાનિકારક છે એમ કેટલાક લોકો માનતા નથી! પ્રસ્તુત લેખમાં વિદ્વાન લેખકબંધુએ પોતે કરેલાં સંશોધનો દ્વારા તેમજ આ વિષયનાં શાસ્ત્રીય પુસ્તકોના આધારે તાડી વિષેની ભ્રામક માન્યતાનો સચોટ રદિયો આપ્યો છે. એમણે દર્શાવ્યું છે તેમ તાડીમાં વીટામીનનું પ્રમાણ એટલું બધું ક્ષુલ્લક છે કે એને મેળવવા જતાં લાભ કરતાં નુકશાન અનેકગણું વધારે થાય છે.**

દારૂબંધી-વિરોધી લોકો તરફથી ઘણીવાર એવી દલીલ કરવામાં આવે છે કે તંદુરસ્તી માટે તાડી એક આવશ્યક પીણું છે કારણ કે એમાં ઉપયોગી પ્રજીવનક તત્વો (વીટામીન્સ) રહેલાં છે. ઈસ્ટ ઈન્ડીઝ જેવા દૂર-દૂરના બેટોમાં તાડીનો પીણાં તરીકે નિષેધ થવાથી ભયાનક પરિણામો આવ્યાં હોવાના શંકાસ્પદ અહેવાલો ભૂતકાળમાં વર્તમાનપત્રોમાં પ્રગટ થયા છે. જો તાડીનો પીણાં તરીકે નિષેધ કરવામાં આવે તો બાળમરણનું પ્રમાણ વધે અને અને પ્રજાની સર્વસામાન્ય તંદુરસ્તીનુ ધોરણ ઘણુંજ નીચું જાય-એવી પણ દલીલ કોઈ કોઈ વાર કરવામાં આવે છે.

## પીનારને પૂછશો તો—

આ દલીલોમાં કેટલુંક સત્ય છે તેની આપણે ચિકિત્સા કરીએ. પીવાની જેને હરરોજની ટેવ પડી ગઈ છે એવા કોઈ માણસને તમે પૂછશો કે ભાઈ,તું શા માટે એ વસ્તુ પીએ છે? તો તરત કોઈપણ રીતે અચકાયા વગર એ કહી દેશે કે તાડી એ 'નશા' માટે પીએ છે. તાડીમાં વીટામીન છે એટલેજ શું તુ એ પીએ છે એમ તમે એને જો પૂછશો તો તો એને એકદમ આશ્ચર્ય થશે! તાડી એની તાકાતમાં વધારો કરે છે કે નહિ-એવો પ્રશ્ન જો તમે એને કરશો તો સીધેસીધો શો જવાબ આપવો એની એને મૂંઝવણ થઈ પડશે. કારણ કે એને ખાતરી થઈ ગઈ હોય છે કે તાડી તંદુરસ્તી સુધારવા કરતાં વધારે અંશે તો બગાડે છે!

## રસાયણિકોની દલીલ

રસાયણશાસ્ત્રનું જરા જેટલું જ્ઞાન ધરાવતા લોકોની તાડીને નિયમિત લઈ શકાય તેવું પીણું કહેવા પાછળની મુખ્ય દલીલ એ છે કે એમાં વીટામીન બી. કોમ્પલેક્સ અસ્તિત્વ ધરાવે છે. તેઓ એમ પણ માને છે કે તાડીમાં વીટામીન બી. ના અંશો બહુજ મોટા પ્રમાણમાં હોય છે. આ હકીકત સાચી નથી. નુકશાનકારક ન હોય અને છતાં સસ્તા હોય એવા બીજા ઘણા ખાવાલાયક પદાર્થો વીટામીન બી. ના અંશો ધરાવતા હોય છે.

## સામાન્ય-બુદ્ધિએ વિચારતાં

આ અંગે ખોરાકશાસ્ત્રની દષ્ટિએ શાસ્ત્રીય વિચારણા કરતાં પહેલાં આપણે કેવળ સામાન્ય બુદ્ધિથીજ વિચાર કરીએ. તાડી જે કોઈ દિવસ પીતો નથી એના કરતાં તાડીનો નિયમિત પીનાર વધારે તંદુરસ્ત છે એમ કોઈ બારીક નિરીક્ષણ કરનાર કહી શકશે ખરો? જવાબ નકારમાંજ આવશે. સામાન્ય માણસ પણ કહી શકશે કે એમ બનેજ નહિ. એથી ઉલ્ટું, તાડી ન પીનાર વર્ગની સરેરાશ તંદુરસ્તી તાડી પીનાર વર્ગ કરતાં ઘણીજ સારી હોય છે. તાડી નિયમિત પીનાર વર્ગને કાળજનાં દર્દો થાય છે તેમજ 'એનોરેકઝીઆ' (અર્થાત ભૂખ ન લાગવાની વૃત્તિ) જેવાં દર્દો પણ થાય છે. અને આ વાત સર્વત્ર જાણીતી છે. એમ પણ કહેવાય છે કે આખા દિવસના સતત પરિશ્રમ પછી જો એક ગ્લાસ તાડીનો લેવામાં આવે તો બધોયે થાક ઓસરી જાય છે. આ કેવળ જુઠાણું છે.

ડૉ. સી. ડબલ્યુ એડમન્ડસ એમ. બી., એમ. ડી. અને ડૉ. જે. એ. ગુન્ન એમ એ., એમ. ડી., ડી. એસ સી., એફ. આર. સી. પી.—એ બંને એ સંયુકત રીતે લખેલ "ફારમોકોલોજી અને પેરાપેટીકસ" વિષેના પાઠયપુસ્તકમાંથી લીધેલું નીચેનું અવતરણ આલ્કોહોલની અસર વિષે રસપ્રદ માહિતી પુરી પાડે છે.

: લેખક :

ડૉ. એ. એચ. પટેલ

ડી. પી. એચ. (લંડન)

ડી. ટી. એમ. એન્ડ એચ. (ઇગ્લેંડ)

આ પ્રશ્ન ખૂબ ખૂબ સંશોધનોનો વિષય બનેલ છે અને જેમ જેમ નવી નવી પદ્ધતિઓ વિકસતી જાય છે તેમ તેમ ગુંચવણો અને મુશ્કેલીઓની પણ પ્રતીતિ થતી જાય છે અને આલ્કોહોલ ખૂબજ નબળાઈ આપનાર પીણું છે એ જાતનું અનુમાન સાધાર થતું જાય છે અને નર્વસ સિસ્ટમ ઉપરની એની સ્ફૂર્તિદાયક અસર ઓછી વિશ્વસનીય બને છે"

## તાડીની માઠી અસર

આ ઉપરાંત એમ પણ માલમ પડ્યું છે કે દિવસને અન્તે ભૂખ્યે પેટે તાડીનો એક પ્યાલો લેવામાં આવે તો ભૂખ મરી જાય છે અને પીનાર બહુ ઓછો ખોરાક લઈ શકે છે. તાડીના નશામાં જો કોઈ ચકચૂર બને તો તો અલબત્ત, ઘેર પણ મહામુશ્કેલીએ પહોંચાય છે અને એ પીનાર રસ્તાની બાજુની ગટરમાં ન પડી જતાં સંજોગવશાત્ જો ઘેર સહિસલામત પહોંચે તો પણ ખાવાનું કોરે મૂકી એને સુવાનીજ ઈચ્છા થાય છે. આખા દિવસના પરિશ્રમને અન્તે મજૂરને ખૂબ થાક લાગે છે અને એ ભૂખ્યો થાય છે. એને માટે સારો રસ્તો તો એજ છે કે એણે સાંજે આવીને તરત જમી લેવું. એથી એનો થાક ઉતરી જશે અને ભૂખ શમી જશે. સાંજનાં ખાણાં પછી જો એ ખાંડમિશ્રિત દૂધનો, ચાનો, કોફીનો કે કોકોનો એક પ્યાલો લે તો એથી એને શકિત મળશે અને નશો નહિ તો સ્ફુર્તિ તો અવશ્ય મળશેજ. અને વિશેષમાં, તાડીના એક પ્યાલા કરતાં આ સસ્તું પણ પડશે.

હવે આપણે આ પ્રશ્નનો શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરીએ. તાડીમાં વીટામીન એ. પણ નથી તેમ વીટામીન ડી. પણ નથી. એમાં બહુજ અલ્પ પ્રમાણમાં વીટામીન સી. અસ્તિત્વ ધરાવે છે. અને જો કોઈને તાડીદ્વારા વીટામીન સી. મેળવવું હોય તો એણે ઓછામાં ઓછી એક ગેલન તાડી દરરોજ લેવી જોઈએ. એ તો ખૂબ મોંઘુ પડે અને નુકશાનકારક પણ સારી રીતે નીવડે. લીલોતરી શાક અને તાજાં ફળોમાં સારા પ્રમાણમાં વીટામીન–સી. હોય છે અને મેળવવું પણ સસ્તું પડે છે. એવો દાવો ધરાવવામાં આવે છે કે તાડીમાં વીટામીન. બી કોમ્પલેક્સ અસ્તિત્વ ધરાવતું હોવા એ લેવાથી પાલાગ્રા અને ન્યુરીટિસ જેવા રોગો કોઈ દિવસ થતા નથી. પાલાગ્રા એવો રોગ છે કે એમાં પગે લકવા થાય છે અને ચામડી ખરબચડી, સૂકી અને તડિયાંવાળી થઈ જાય છે. ન્યુરીટીસ એવો રોગ છે કે એમાં ગાત્રો ઢીલાં અને અશકત થઈ જાય છે અને એ બરાબર કામ આપી શકતાં નથી. આમ જોતાં, આ બંને રોગો બહુ ભાગેજ થાય છે. આવા રોગો દુનિયાના જે ભાગના લોકો ખોરાક તરીકે માત્ર, 'પોલીશ' કરેલા ચોખાજ લે છે, દાળ, લીલોતરી, ફળ, માંસ–મચ્છી વગેરે પુષ્ટિવર્ધક પદાર્થો નથી લેતા—એવાઓનેજ બહુ ભાગે થાય છે. ખોરાક બદલવાથી આ રોગો એકદમ અદ્રશ્ય થઈ જાય છે. જો તાડી ન પીવાથી આ બે રોગો થતા હોત તો સઘળો ન પીનાર વર્ગ આ બંને રોગોનો ભોગ અત્યારસુધીમાં બનીજ ગયો હોત. પરંતુ એમ બન્યુ નથી. ત્રણ ઔંસ તાડીમાં વીટામીન–બી–વનના પાંચ આંતરરાષ્ટ્રિય યુનિટ હોય છે. પુખ્ત ઉમ્મરના માણસને દરરોજ સામાન્ય રીતે વીટામીન–બી–વનના ઓછામાં ઓછા ૩૩૩ આંતરરાષ્ટ્રિય યુનિટ જોઈએ. કોઈ માણસ વીટામીન–બી–વન–ની પોતાની જરૂરત જો માત્ર તાડીમાંથીજ મેળવવા ઈચ્છે તો એણે ઓછામાં ઓછી બાર રતલ તાડી દરરોજ પીવી જોઈએ. તાડીના આટલા જથ્થામાં મદ્યાર્કનું પ્રમાણ એટલું બધું જ્યાદ હોય છે કે એ તંદુરસ્તીને હાનિકારક નીવડે છે.

## તાડીનાં ઘટક–તત્વો

તાડીમાં ઘનપદાર્થમૂલક તત્વ માત્ર સાડા ત્રણ ટકા હોય છે. આ પદાર્થમાં સાકર, વનસ્પતિમૂલક એસીડ, મીઠું અને 'યીસ્ટ' નામે ઓળખાતી 'વેજીટેબલ–સેલ' હોય છે. આ યીસ્ટ–સેલ્સ–માંજ વીટામીન–બી. રહેલ છે. તાડીમાંથી યીસ્ટ–સેલ્સને જુદી કરવાનું રસાયણિકોને સહેલું પડે છે એટલેજ તેઓ તાડીમાંથી 'યીસ્ટ–ટેબ્લેટ' બનાવવાનું વધારે પસંદ કરે છે. આ યીસ્ટ–ટેબ્લેટમાં વીટામીન–બી. ના બધાજ પ્રકારોનો સમાવેશ થાય છે. એટલેજ કાયમી અજીર્ણના દરદીઓ અથવા વીટામીન–બી. ના અભાવવાળા દરદીઓને ડોકટરો યીસ્ટ–ટેબ્લેટ આપે છે. કોઈપણ પુખ્ત ઉમ્મરના માણસને અજીર્ણ દૂર કરવા માટે અને વીટામીન–બી. નો અભાવ દૂર કરવા માટે દરરોજની ૭ થી બાર યીસ્ટ–ટેબ્લેટ લેવી જોઈએ. યીસ્ટનું આ જોઈતું પ્રમાણ જો આપણે તાડીમાંથી મેળવવું હોય તો ખૂબ મોટા જથ્થામાં તાડી દરરોજ લેવી જોઈએ. અને એમ કરવું ખૂબજ નુકશાનકારક થઈ પડે.

## ખાતરી થશે કે

આ સત્ય હકીકતો ઉપરથી ખાતરી થશે કે વીટામીન મેળવવા માટે તાડીનું પાન બિલકુલ ઈચ્છનીય નથી. મદ્યાર્કવાળાં બીજાં કોઈ પીણાં જેટલીજ તાડીની અસર પણ નુકશાનકારક છે. તાડીના નશામાં માત્ર એટલુંજ કહી શકાય તેમ છે કે એ સહેલાઈથી મળી શકે છે અને એક સ્વદેશી ચીજ છે. પરંતુ દરેક સ્વદેશી ચીજ લાભદાયી અને તંદુરસ્તીને હંમેશ અનુકૂળ નથી હોતી.

# ગણોત ધારો

લેખક:
શ્રી. ડાહ્યારાય હ. બુચ
એડવોકેટ (ઓ. એમ.)

સ્વતંત્ર હિન્દ માટે ગ્રામોન્નતિ એ દેશોન્નતિની સાધનાનું મુળ ગણાય. અને ગામડાંની ઉન્નતિ ત્યારેજ થાય જ્યારે એમાં વસતા ખેડૂતનું જીવન ધોરણ સુધરે, એ સુખી અને સંતોષી બને. ખેડૂતને જો સુખી બનાવવો હોય, એના જીવનને જો સમૃદ્ધ કરવું હોય. તો જે જમીન એ ખેડી રહ્યો છે એમાં એને આત્મભાવ પેદા થાય, એ પોતાનીજ માલિકીની છે એવી એને ખાતરી થાય એ ખાસ જરૂરનું છે. પોતે જે ભૂમિ સાથે રાતદિવસ મજૂરી કરી રહ્યો છે એના તમામ રસકસનો પોતેજ ભોક્તા છે એવી પ્રતીતિ જ્યારે ખેડૂતને થાય ત્યારેજ ઉત્પન્ન વધારવાના પ્રયાસ કરવા એને ગમે એથીજ ખેડૂતના હિતને લક્ષમાં લઈ મુંબઈની ધારા સભાએ થોડા વખત પહેલાં ગણોત ધારો પસાર કર્યો છે. આ ધારાથી જમીનની માલિકી, તે ઇચ્છે તો વાજબી કિંમત ચુકવ્યાબાદ જો ખેડનાર તેના હાથમાં જાય છે. પ્રસ્તુત લેખમાં ઉક્ત ધારાનો પ્રાથમિક પરિચય મળશે.

તાલુકાદારો, ઠાકોરો અને ઇનામદારો એવાં નામથી ગુજરાતનો જમીનદાર વર્ગ ઓળખાય છે. દક્ષિણમાં ખોત, ઇનામદાર અને સરકારી જમીનનો ભોગવટો કરતા અન્ય જમીનદારો છે. પ્રાન્તનાં લગભગ વીસ હજારથી ઉપરની સંખ્યાનાં ગામડાંઓમા વીસ ટકા જેટલાં ગામડાંઓનો ભોગવટો આ જમીનદાર વર્ગ કરે છે. બે કરોડના આશરાની એટલે પ્રાન્તની સાઠ ટકા જેટલી જમીન ગણોતિયા ખેડૂતો ખેડે છે. આસરે બે કરોડની વસ્તીમાં એક કરોડ જેટલી વસ્તી આવા ખેડૂતોની છે એમ કહી શકાય.*

ખેડૂત જમીન ખેડે પણ તેને ખાવાને પૂરતો ખોરાક ન મળે. ગાય ભેંસ વગેરે ખેતીનાં પશુધનની માવજત કરે છતાં તેને દૂધ ન મળે; વળી તે કાપડની મીલમા મજૂરી કરે, પરસેવો પાડે તોયે તેનાં શરીર ઢાંકવાને કપડાં નમળે. શહેરોમાં ગગન ચુંબી ઇમારતો બાંધે તોયે તેને ઝુંપડી સરખો આશ્રય ન મળે—આવી તો આપણા સમાજની આર્થિક હાલત છે. આ પરિસ્થિતિ બદલવા હવે આપણે સ્વતંત્ર થયા છીએ.

૧૯૩૭ માં કોંગ્રેસે પહેલીજ વાર રાજસત્તા હાથ ધરી. પચ્ચીસ વરસ સુધી કોંગ્રેસે સ્વતંત્રતા મેળવવાની લડત જારી રાખી તે દરમ્યાન ખેડૂતોની પરિસ્થિતિનો ખ્યાલ તેને બરાબર હતો. તેથી તો રાજસત્તા મળતાંની સાથેજ ૧૯૩૯ માં ખેડૂતનાં રક્ષણ માટે કાયદો ઘડી અમલમાં મુકયો. તે કાયદાના અમલથી સરકાર, ખેડૂત અને જમીનદાર એ ત્રણેય વચ્ચે ખેતીના કામમાં સક્રિય સહકાર યોજવાનો ઉદ્દેશ હતો. સરકારનું એમ દૃઢ માનવું હતું કે અરસપરસ સહકારથી જ ખેતીનું ઉત્પાદન વધારી શકાય. ઇષ્ટ સહકાર નીપજે તે પહેલા તો ખેડૂત અનેક રીતે થતું શોષણ અટકાવવું જરૂરી હતું. ખેડૂને જમીનદારની પકડ માંથી છોડાવી. એને જમીન સોંપવી એવો સરકારનો આશય હતો. કારણ કે એવો સામાન્ય નિયમ છે કે જમીનનો માલીક જો પોતે જમીન ખેડે તોજ જમીનનું ઉત્પાદન પૂરતા પ્રમાણમાં નીપજે. મતલબ કે, જમીનને જે ખેડે તે જ તેનો માલીક હોવો જોઈએ. જમીનદાર પોતે જમીન ખેડે તો તે પણ ખેડૂત બને અને કાયદાનો લાભ તેને પણ અવશ્ય મળે. પણ જમીનદાર બેઠો રહે અને તેનો ભાડૂતી ખેડૂત આખું વરસ ખેતરમાં પરસેવો પાડી ધાન્ય નીપજાવે, પણ ખેડૂતને પેટ પૂરતું ખાવાનું ન મળે અને જમીનદાર બધી ઉપજ ભોગવે એવો અન્યાય પ્રજાકીય રાજ્યમાં ઘડીભર ન નભી શકે.

કોંગ્રેસ સરકારે ૧૯૩૯ માં ગણોત ધારો આવા સામાજિક અન્યાયને નાબુદ કરવા ઘડયો. આ ધારો કોંગ્રેસની ગ્રામોદ્ધારની આવી સળંગ યોજનાનો એક ભાગ જ ગણાય. આ ધારો અમલમાં આવ્યો ત્યારે કોંગ્રેસ સરકારને બદલે ગવર્નરની કામ ચલાઉ સરકાર

*આંકડાની વિગતો ૧૯૪૬ અને તે પહેલાંના વરસાને લાગુ પડે છે.

સત્તાપર આવી હતી. તેણે આ કાયદો પ્રાન્તના માત્ર થોડા જ વિભાગમાં લાગુ પાડ્યો હતો.

હવે કાયદો ધારાસભામાં પસાર થયો અને અમલમાં આવ્યો તે વખતના ગાળામાં પણ જમીનદારોએ કાયદાની બારીક ઉણપોનો લાભ લઈ ખેડૂતોને ત્રાસ આપ્યો. વળી કાયદાના અમલ દરમ્યાન એમ જણાયું કે ખેડૂતને સંપૂર્ણ રક્ષણ આપવાનો હેતુ પાર પડી શકતો ન હતો. તેથી કોંગ્રેસે ફરીવાર સત્તા લીધી ત્યારે ૧૯૪૬ માં મૂળ કાયદામાં સુધારા દાખલ કર્યા. જમીનદાર ખેડૂતની જમીન પડાવી ન લે, ખેડૂત પાસેથી વ્યાજબી ગણોતનો દર લે અને ખેડૂતની નિરક્ષરતા અને ગરીબાઈના કારણે કાયદાથી મળતો લાભ પડાવી ન લે એવો હવે પ્રબન્ધ થયો છે.

હવે જે જમીનમાં માત્ર ઘાસ અને ઝાડ જ ઉગાડવામાં આવે છે તેને પણ ધારો લાગુ પડે છે. વળી જે ખેડૂત ૧ લી જાન્યુઆરી ૧૯૩૮ અગાઉ ૭ વરસ સુધી ગણોત ભરતો હોય તેને મૂળ કાયદો રક્ષણ આપતો હતો. હવે આ ઉપરાંત ૧ લી જાન્યુઆરી ૧૯૪૫ અગાઉ ૭ વરસ સુધી જે ગણોતિયા ખેડૂતો હોય તેને પણ આ કાયદો લાગુ પડે છે. મૂળ કાયદામાં પોતાના હક્કો સિદ્ધ કરવા ખેડૂતને કોર્ટમાં જવું પડતું. અજ્ઞાન ગરીબ અને નિરક્ષર ખેડૂતને કાયદો શું અને હક શું એ પણ ભાન ન હોય તે વળી કોર્ટમાં ન્યાય મેળવવા કેવી રીતે જઈ શકે. તેથી હવે કોર્ટમાં જવાની ફરજ જમીનદાર ઉપર નાખવામાં આવી છે.

૧૯૪૬ પહેલાં જમીનદારો પોતે જાતે જમીન ખેડશે એ બહાનાથી ખેડૂતની જમીન પડાવી લેતા અને પછી બીજા ખેડૂતોને એ જ જમીન ખેડવા આપતા. હવે તેવા બહાના હેઠળ જમીનદાર ખેડૂતની જમીન સહેલાઈથી ખુંચવી નથી શકતો. જમીન ખુંચવી લેવાની બીજી તક જમીનદારને ગણોતિયાના મરણથી મળતી તે હવે નથી મળતી કારણ ગણોતિયાના મરણ પછી તેનો વારસ કલેક્ટર પસંદ કરે છે.

ગણોત ઉપરાંત હક, વેરો, વેઠ કે એવી બીજી કોઈ ઉઘરાણી હવે ગેરકાયદેસર ગણાય છે મૂળ ધારામાં જે ખેડૂત ધારાના રક્ષણને હકદાર ન હતો તેની વાજબી ગણોત નક્કી કરવાનો પ્રબન્ધ પણ હવે ધારામાં થયો છે.

બીજો અગત્યનો ફેરફાર તો એ થયો છે કે હવે ગણોત તરીકે વધુમા વધુ પાકની કિંમતનો ત્રીજો ભાગ નક્કી કરવામાં આવ્યો છે. ધારામાં સુધારો થયો તે પહેલાં તો સુરત અને બીજા જીલ્લાઓમાં અર્ધો ભાગ લેવાની પ્રથા ચાલુ હતી. વળી ભાગને બદલે ગણોત નાણાંમાં પણ ચુકવી શકાય છે. હવે પાકનાં ઉત્પન્નની સાથે ગણોતના દરને સીધો સંબંધ થયો છે તેથી જુદી જુદી જગાએ જમીનની ઉપજના પ્રમાણમાં દર લેવાશે. તેથી ખેડૂતને હંમેશ રાહત રહેશે. જો ઉત્પન્ન વધે તોજ ગણોત વધે ઉત્પન્ન તો ત્યારે જ વધે જ્યારે ખેડૂતને મનમાં એમ થાય કે આ ખેતર મારું છે. એવી લાગણી પણ ત્યારે જ થાય કે જ્યારે ખેડૂતને ખાતરી થાય કે શ્રમના પ્રમાણમાં તેને પુરતું વળતર મળી રહેશે

---

## : પાંદડીઓ :

ઝબકયા કરે તિમિર વધુ કે રેલતી વીજળીથી
બ્હેતર ના શું થિર ટમકતા દીપની શાંત જ્યોતિ!

× × ×

સ્હેલનારા સપાટીએ પામે શું છીપલાં વિના?
માથાં મેલી પરે ઊંડે, તેને શી મોતીની મણા?

× × ×

પામે સિંધુ, પ્રજળતી ધરતી અંગેઅંગ,
ડુંગર એ રે ઉછાળવાં, વર્ષ્યા મેઘ અભંગ.

[ ઉપેન્દ્ર પંડ્યા ]

# વિનુને કેમ સુધાર્યો ?

લેખક :
શ્રી. પુરુષોત્તમદાસ શાહ
એમ. એ., બી. ટી.

રાત્રે સાડાઆઠ વાગે જમ્યા બાદ રૂમ બહાર અગાશીમાં લટાર મારી રહ્યો હતો તે વખતે એક સદ્‌ગૃહસ્થને મારી રૂમ ભણી આવતા જોયા. કોઇ પરિચિત વ્યક્તિ હોય તેવો દૂરથી આભાસ થતાં હું તેમની સામે ગયો અને તેમને રૂમમાં લાવી બેસાડ્યા. પ્રાસંગિક વાતચીત પછી તેમના આગમનનું કારણ પૂછતા તેમણે નીચે પ્રમાણે પોતાની કથની શરૂ કરી.

"મેં સાંભળ્યું છે કે તમે બાળકો સબંધમા બહુ રસ લો છો અને ઉબેટે ચડી ગએલાં બાળકો–વિદ્યાર્થીઓને સુધારવા પ્રયત્ન કરો છો તેથી તમારી પાસે આવ્યો છું. મારો વિનુ તમારી શાળામા અભ્યાસ કરે છે, ઘર આગળ બીલકુલ વાંચતો નથી, રખડેલ થઇ ગએલ છે; જીવન એશઆરામી બની ગયું છે, છેક આઠવાગે ઉઠે છે; જેમ તેમ તેના કામકાજથી પરવારી ખાધું ન ખાધું કરી નિશાળ તરફ દોડે છે. ઘેરથી વ્હેલો નીકળે છતાં નિશાળે હંમેશાં તે મોડોજ હોય. પૈસા ચોરવાની પણ તેને આદત છે તેટલા માટે નિશાળની ફી આપવા દરેક મહીને મારે જાતે આવવું પડે છે. જો તેની સાથે ફી મોકલું તો નિશાળમાં ફી પહોંચેજ નહીં—રસ્તામાંજ વાપરી ખાય. ભાઇબંધો મળે ને પૈસા મળે એટલે નિશાળે ન જતાં રખડવાજ નીકળી પડે. મેં તેને ઘણી વખત માર્યો, નહાર માર માર્યો, પણ સુધરતોજ નથી. હાજરજવાબી એટલો બધો છે કે જે કારણ એ તમને આપે તે તમને સાચુંજ લાગે. છતાં તેનું મગજ કોઇ જુદોજ વિચાર કરી રહ્યું હોય કે છટકવાની બારીજ શોધતું હોય. હવે મારા આ વિનુને કેવી રીતે સુધારવો તે મને સમજાતું નથી. આપ સાહેબ જો આ બાળકના જીવનમાં રસ લો અને સુધારો તો ઘણું સારૂં."

આ સદ્‌ગૃહસ્થની વાત હું ઘણુજ ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો. તેમની આ વાત દરમિયાન મારાં મનઃચક્ષુ આગળ કેટલાંક ચિત્રો આવ્યાં ને પસાર થઇ ગયાં. અભ્યાસેતર પ્રવૃત્તિઓમાં વિનુ આગળ પડતો ભાગ લેતો અને કેટલીક એવી બાબતો રજુ કરતો કે જેથી મને તેનામાં બુદ્ધિનો ચમકારો ચપળતા અને ચંચળતા જણાતાં. આવો છોકરો અભ્યાસમાં પણ સારો હશેજ એમ મેં માની લીધેલું. જો કે આ સદ્‌ગૃહસ્થને બે ત્રણ વાર મારી ઓફીસમાં આવેલા મેં જોયેલા પણ તે ફી ભરવા આવે છે તેવો મને ખ્યાલ ન્હોતો, આ સદ્‌ગૃહસ્થ વિનુના પિતા છે તેવી પણ ખબર ન્હોતી. પણ જ્યારે વિનુ સંબંધમાં આ બધી વાતચીત સાંભળી ત્યારે મને ખરેખર આશ્ચર્ય થયું. તેમની વાતચીતમાંથી હું નીચેના ચાર મુખ્ય મુદ્દાઓ તારવી શકયો.

(૧) વિનુ અભ્યાસમાં ઘણો પાછળ હોવો જોઇએ તેના પરિણામે તે શાળાના વિષયોમાં રસ લઇ શકતો નથી.

(૨) વિનુને રખડેલ મિત્રોની ભાઇબંધી હોવી જોઇએ જેથી તે મિત્રોનો મેળાપ થઇ જતાં શાળા તરફની ઘૃણાને લીધે તેને રખડવાનું મન થઇ જાય.

(૩) ખરાબ મિત્રોની મિત્રતાનું પોષણ કરવા પૈસા તો જોઇએજ અને તે પૈસા ઘર આગળથી સીધા ન મળે તો ચોરવાનું મન થાય અથવા તો કોઇએ આપેલી રકમ તફડાવવાનું મન થાય એ સ્વાભાવિક છે.

(૪) અભ્યાસમા તેને રસ નથી, રખડવા સિવાય તેને બીજી કોઇ ધૂન કે શોખ નથી એટલે સ્વાભાવિક રીતેજ તેનું જીવન સુસ્ત બની જાય–જેની દૃષ્ટિ આગળ કોઇપણ જાતનું લક્ષ્ય ન હોય તેને હંમેશાં 'Life is beauty' એમજ જણાય.

મારા આ ચાર મુદ્દાઓને માનસશાસ્ત્રની દૃષ્ટિએ મેં વિનુના પિતાને સમજાવવા માંડ્યા ત્યાંતો એ ગરજી ઉઠ્યા : "એમનહીં, એમ નહીં, મને તો લાગે છે કે માર એજ ચૌદમું રતન છે અને માર વિના એ પાંસરો નહીં થાય." મેં તેમને સમજણ પાડી કે તમે એને ઢોરમાર મારી ચૂક્યા છો છતાં હજુ તેને સુધારી શકયા નથી તો મારની વાત હવે જવા દો. માર એ સાચો ઉપાય નથી. ગમે તે જાતના સાધ્ય કે અસાધ્ય રોગ હોય

તેની દવા તરીકે નેપાળાના જુલાબ આપ્યા કરવા તે રોગ મટાડવાની સારી દવા ગણાય નહીં. હમણાં નાનો છે ત્યાંસુધી તમારો સામનો નહીં કરે પરંતુ મોટી ઉમર થતાં તમારી સામે બળવો જગાડશે ત્યારે તમને ભારે પડી જશે. તે વખતે તમારા હાથમાં એકે ઉપાય નહીં રહે. માટે મારની વાત જવા દઇ તેની આ વિષમ-ચારણુ સ્થિતિનાં કારણો શોધી કાઢવાં જોઇએ.

"સારૂં, ત્યારે હવે તેને હું નહીં મારૂં. મારો આ વિનુ હવે તમને સોંપ્યો. જંગલી મટી માણસ થાય એવું કૈંક કરજો" એમ કહી સદ્‌ગૃહસ્થ મારે ત્યાંથી ચાલ્યા ગયા.

સદ્‌ગૃહસ્થ તો ચાલ્યા ગયા પણ પાછળ એવી વિચારસૃષ્ટિ મૂકતા ગયા કે જ્યાં જ્યાં દષ્ટિ ફેંકું ત્યાં ત્યાં મને વિનુ દેખાવા લાગ્યો. એક વખત વિનુ વાતો કરતો જણાય, બીજી વખત પરીક્ષાનાં ઉત્તરપત્રોમાં શૂન્ય માર્ક આવવાથી હતાશ થઇ બેઠો હોય તેવું જણાય, તો ત્રીજી વખત તેના મિત્ર મંડળમાં હાજરજવાબી વાતચીત કરતો જણાય, ઘણા વિચારોને અંતે મને લાગ્યું કે વિનુને સુધારવા હું કૈંપણ પ્રયાસ કરૂં એ પહેલાં મારે નીચેની બાબતો જાણવી જોઇએ

(૧) વિનુના ઘરનું વાતાવરણ કેવુ છે અને તેનાં માબાપનું તેની પ્રત્યે કેવા પ્રકારનું વર્તન છે?

(૨) વિનુ અભ્યાસમા કયા અને કેટલો નબળો છે? ને તેની શું મુશ્કેલીઓ છે?

(૩) તેના મિત્રો કોણુ કોણ છે? કેવી પ્રકૃતિના છે? તેમની ખાસીઅતો શી શી છે?

(૪) તેને નિયમિત કેવી રીતે બનાવી શકાય અને ચોરી કરવાની આદત શી રીતે દૂર કરી શકાય?

બીજે દિવસે વિનુને મે મારી ઓફીસમાં બોલાવ્યો: બીજી કોઇ વાત ન કરતાં અભ્યાસમા શા માટે નબળો છે, શા માટે શૂન્ય માર્ક આવે છે ત્યાંથી વાતચીત શરૂ કરી ભવિષ્યનો તેને ખ્યાલ આપ્યો અને આવો નબળો વિદ્યાર્થી અમારી શાળામાં ચાલી શકે નહીં તેવુ તેને ભાન કરાવ્યું. તે સિવાય બીજી આડી અવળી વાતો કરી તેનું હૃદય ભેદવા પ્રયત્ન કર્યો પણ રામ નહાઇ નામ! તે શાન્તિથી બધું સાંભળી રહ્યો. કશોજ જવાબ નહીં. આંખ જરા ભીની થએલી હોય, તેમ લાગ્યું પણ મુદ્દલે જવાબ નહીં. ઘણું પૂછ્યું ફરી પૂછ્યું, પણ નહીં તે નહીંજ. મારા શબ્દોની થોડીક અસર થઇ પણ તેનું અંતર ભેદવામાં તો મને નરી નિષ્ફળતા મળી.

છતાં હું હિમત હાર્યો નહીં. ચારેક દિવસ જવા દીધા; જાણે તે બાબત મેં છોડી દીધી હોય તેવો મેં ડોળ કર્યો. ચાર દિવસ પછી મેં તેને ફરીથી બોલાવ્યો. ફરીથી તેની તેજ વાત રજુ કરી. આજે મને લાગ્યું કે જેમ જેમ મારી વાત આગળ વધતી ગઈ તેમ તેમ તેના હૃદયપર અસર થતી ગઇ. તેની આંખમાં આંસુ આવી ગયાં. તેણે નીચે પ્રમાણે વાત રજુ કરી.

"હું સવારે આઠ વાગે ઉઠું છું. શું કરવું તેની મને સમજણ પડતી નથી. નિશાળમાં મને કૈં સમજાતું નથી. માસ્તરો ટોક ટોક કરે છે એટલે વર્ગમાં બેસવાનું મન થતું નથી. કંટાળો આવી જાય છે તેથી નાસી છૂટવાનું મન થાય છે ખરચો બહુ થઇ જાય છે એટલે ચોરી કરવાનું મન થાય છે." એમ કહેતાં કહેતાં વિનુની આંખમાંથી ડબડબ આંસુ પડવા માંડ્યાં. તેને વધારે પ્રશ્નો પૂછવા મને યોગ્ય ન લાગ્યું. કારણ કે જે કાર્ય મેં માથે લીધેલું તે માટે જરૂરી માહિતી મને મળી ગઇ. વર્ગમાં જઇને બેસવા માટે મેં તેને રજા આપી.

વિનુએ કહેલ વાત સાંભળી મન પાછું વિચાર ચકડોળે ચડ્યું. વિનુના આખા કેસને સમજવા મેં ફરીથી પ્રયત્ન કર્યો. આખી વસ્તુસ્થિતિને મેં નીચે પ્રમાણે ગોઠવી

(૧) દરેક વિદ્યાર્થીને કંઇ અને કંઇ ધ્યેય હોય કે ધૂન હોય તો તે આળસુ થતો અટકે. વિનુમાં તેવી કોઇ ધૂન નહોતી-સિવાય કે રખડવાની. અભ્યાસેતર પ્રવૃત્તિઓ પૈકી કોઈપણ એક ધુનમાં તેનું મન ચોંટે તો આળસુ થતો અટકે.

(૨) શાળાના વિષયો તરફ તે બેદરકાર થયો હશે ત્યારે શરૂઆતમાં તેનું પરિણામ તેને સમજાયું નહીં હોય.–હવે જ્યારે તે શાળામાં સમજી શકતો નથી ત્યારે તેને કંટાળો આવે છે અને શિક્ષકોની ટોકણીથી તે એકદમ કંટાળી ગયો છે

(૩) કંટાળવાના પરિણામે શાળામાંથી ભાગી છૂટવા અને રખડપટ્ટી કરવા તેનું મન લલચે છે અથવા તો સીનેમા તરફ તેના મિત્રો તેને ખેંચી જાય છે

(૪) તેવા મિત્રોને ટકાવી રાખવા ખર્ચ તો કરવું પડે, પણ પૂરતા પૈસા તેને ઘર આગળથી મળતા નથી માટે તેને ચોરી કરવી પડે છે.

આ પ્રમાણે આખો કેસ ગોઠવ્યા પછી મેં વિનુના પિતાને બોલાવ્યા અને આખો કેસ તેમને મારી દૃષ્ટિએ મેં સમજાવ્યો. મારથી કામ ન લેતાં સમજાવટથી કામ લેવા અને ખૂબ ખૂબ ખામોશ રાખવા મેં તેમને વિનવ્યા. અને વિનુ સંબંધમાં અમે નીચે પ્રમાણે એક યોજના ઘડી કાઢી.

(૧) વિનુ ચાલુ વર્ષે પાસ થાય કે નહીં, આગળના ધોરણમાં જાય કે નહીં તેની ચિંતા કરવી નહીં.

(૨) વિનુના પિતાએ એક શિક્ષકને રોકવા જે વિનુના શરૂઆતના વિષયો જ્યાંથી કાચા હોય ત્યાંજ શીખવે.

(૩) વિનુને એક હાજરી બુક આપવી જેમાં દરરોજ શાળાના દરેક પિરિયડમાં જે શિક્ષક આવે તે શિક્ષક, વિનુ હાજર છે તેવી સહી કરે. ટોકણી બંધ કરાવવી.

(૪) શાળાનો સમય બાદ કરતાં વિનુને દરરોજ સાંજે એક કલાક છૂટી આપવી. તે સિવાય તે ઘરમાં રહે તે માટે છાપાં કે પુસ્તકોની બનતી જોગવાઇ કરવી. શરૂઆતમાં તે તરફ તેનું ધ્યાન ખેંચતા રહેવું.

(૫) દરેક શનિ રવિએ વિનુ મારે ત્યા બે કલાક હાજરી આપે. તે વખત હું તેને મારાથી બનતી શિખામણો આપતો રહીશ. આવતા અઠવાડિયા માટે જેટલા પૈસા જોઇએ તેટલા મારી પાસેથી લઇ જાય. તેનો હિસાબ તેને આપવાનો રહેશે. ઘર આગળથી એકેય પૈસો તેને આપવો નહીં.

(૬) ઘર આગળ સિલક બરાબર રાખવી. વિનુનો હાથ પહોંચી જાય તેમ મૂકવી નહીં. વળી હિસાબ લખવાની ટેવ પાડવી જેથી અહીં ગજ નહીં વાગે એમ વિનુને સમજાય.

આ બધી બાબતો સાથે એક અગત્યની બીના. વિનુના પિતાને એ ઠસાવી કે આટલો બધો જાપતો હોવા છતાં—જાપતો છે તેવું ભાન, કડક ચોકીનું ભાન વિનુને થવું જોઇએ નહીં. પૈસા માગે ત્યારે તેને મારી પાસે મોકલવો, ઘરનું કામ એવી રીતે બતાવો કે નવરો પડે નહીં ઘરનો હિસાબ રાખવો, સિલીક ઠેકાણે મૂકવી તે બધું કુદરતી રીતે બનતું હોય તેમ લાગવું જોઇએ. છાપાં તથા પુસ્તકોની સગવડથી ઉલટો તેને આનંદ થશે. બીજું મારે જે કરવાનું હશે તે હું શિખામણ મારફતે તેનામાં ઉતારીશ. છોકરો વિનયી છે, આજ્ઞાધીન છે એટલે ખાસ વાંધો નહીં આવે.

વિનુના પિતા આમ તો સંસ્કારી અને સમજુ હતા. એટલે મારાં બધાં સૂચન તે સમજી ગયા. અને તે પ્રમાણે ગોઠવણ કરી દીધી. આખા અઠવાડિયાની માહિતી મને શનિ–રવિવારે મળી રહેતી. છતાં પ્રસંગોપાત ખાનગી શિક્ષક મારફતે, શાળાના શિક્ષકો મારફતે, અને વિનુના પિતા મારફતે વિનુની પ્રવૃત્તિ અને પ્રગતિ તરફ મારી આંખ રહેતી. અને આ યોજના અનુસાર ધારેલા ધ્યેયે પહોંચી વળાશે એમ લાગતું.

× × ×

આ પ્રયોગને લગભગ ચારેક મહિના વહી ગયા. હવે વિનુની હાજરી શાળામાં નિયમિત હોયજ. જો કે તે કાચું સમજતો હોય તેમ લાગતું નહોતું પણ તેની ફીકર નહોતી કારણ કે આ વર્ષે તેને પાસ થવાનું હતુંજ નહીં. શાળામાં નિયમિત થતાં રખડપટી ઓછી થઇ અને તેથી તેના મિત્રો ઘટ્યા. ઓછા મિત્રો જે રહ્યા તે સદ્‌ભાગ્યે સારા સ્વભાવના અને સમજુ નીકળ્યા એટલે મારી ઘણી ખરી મુશ્કેલી ઓછી થઇ.

ત્યાર પછી એકાદ બે વખત તેણે ઘરમાંથી પૈસા ચોરવાનો પ્રયત્ન કર્યો હશે કારણ કે એક વખત પડેલી ટેવ એકદમ સુધરી જતી નથી પણ જ્યારે તેણે જાણ્યું કે ઘરમાં તો રીતસર હિસાબ રખાય છે અને ફાવી શકાય તેમ નથી ત્યારે અશક્તિના કારણે કે સમજણપૂર્વક પણ ચોરી કરવાની ટેવ તેણે મૂકી દીધી.

હજી વિનુ પૂરેપૂરો સુધર્યો છે તેમ હું કહી શકતો નથી પણ એટલી બાબત તો ચોક્કસ છે કે રખડપટી કરવાની અને ચોરવાની-એ બે ટેવ તો તેની ગઇ છે. નવા વર્ષમાં પણ તેને તે ધોરણમાંજ ભણવાનો છે અને પેલા શિક્ષકને પણ ચાલુ રાખવાનું નક્કી છે. આ શિક્ષકે તેનામાં એક નવી ધૂન જન્માવી છે અને તે જૂની ટિકીટોનો સંગ્રહ કરવાની. જ્યાં જ્યાં તે નવા દેશની કોઇ ટિકીટ જુએ છે કે તરતજ તેના સંગ્રહસ્થાનમાં ગોઠવી દે છે.

તેના કાચા વિષયો પાકા થતાં મને લાગે છે કે તે સામાન્ય છોકરાઓની હરોળમાં આવી જશે. તેને ભણાવનાર તેના ખાનગી શિક્ષક કહે છે કે તેની યાદશકિત ઘણીજ સારી છે. ધ્યાનપૂર્વક ને સમજપૂર્વક એક વખત શીખેલી બાબત તે ભૂલતો નથી. આમ હોય તો સામાન્ય વિદ્યાર્થી કરતાં પણ તે આગળ વધી જાય ખરો.

લોકો કહે છે કે મુદતિયા તાવમાં દરદીની પૂરતી સંભાળ ન લેવાય તો દરદીનું મરણ પણ થાય. આ પ્રયોગને અંતે મને લાગ્યું કે વિષમધારણ બાળકોની પૂરતી સંભાળ ન લેવાય તો તેમનું માનસ ચોક્કસ મરી જાય. પછી તે વિદ્યાર્થી માનસ વગરનો બની જાય અને તેનું પરિણામ ગુંડાગિરીમાં, લાગણી હીનતામાં કે જડતામાં આવે.

આટલી મહેનતના પરિણામે વિનુનું માનસ જીવી શક્યું અને સમધારણ બની શક્યો. તેટલા પરિણામથી પણ મને સંતોષ છે.

# તું ચેતજે

(વસન્તતિલકા)

સંસારમાં સતત જ્યાં સળગી રહેલા
સ્વાર્થાદિના અગનમાંહી બળ્યાંઝળ્યાં ને
દાઝયાંદુભ્યાં જન ન-માગી સલાહ દે છેઃ
"તું ચેતજે જગતનાં સહુ માનવોથી,
ને એમનાં હૃદય કેરી નૃશંસતાથી;
દેશે દગો જરૂર એ, ઠગશે નિઃશંક."

હું તો પરંતુ ફિરને કહું કે અનોખું :
"તું ચેતજે,—ન જગથી, નવ માનવોથી,
વા એમનાં દિલતણી નવ દુષ્ટતાથી;
કિંતુ ઠગાઇ સહુ અન્ય થકી સવાઇ,
હાલાહલે ભરી કૃતાંતની દાઢ જેવી,—
તું ચેતજે અચૂક,— આત્મપ્રતારણાથી !"

— જયાનન્દ દવે

લેખિકા:
અરવિન્દા લ. ભટ્ટ
બી. એ.

# સ્ત્રીઓની જવાબદારી

**ભારતની** સ્ત્રીઓ નીતિપરાયણતાની ખ્યાતિ તથા સમાજના ચણતરમાં પ્રભાવશાળી વિરલ બાળકો સર્જી આદર્શ માતા તરીકેની પૂજા મેળવી શકી છે. પૂ. કસ્તુરબાએ આજીવન પતિવ્રત પાળી પૂ. બાપુજીને પગલે પગલે દેશના સ્વાતંત્ર્યયજ્ઞમાં સક્રિય ફાળો આપ્યો તથા સમગ્ર હિન્દને માટે આદર્શરૂપ બની ગયાં છે. એ યુગલના આશીર્વાદે ભારતમાતાની જંજીરો તૂટી ગઈ છે, હિન્દનાં સ્ત્રીપુરૂષો સ્વતંત્રતાની ખુલ્લી હવાની ઘુંટ ભરી રહ્યાં છે પણ આઝાદી સાથે જવાબદારી પણ ઘણીજ વધે છે એ નિર્વિવાદ છે.

થોડા સમય પહેલાંજ જે વાતાવરણ હતું તે વિદેશી શાસન અને તેનાં આંધળા અનુકરણનું હતું. પશ્ચિમની સ્ત્રીઓની જેમ પુરૂષ સમોવડી થવા, સમાન અધિકાર સિદ્ધ કરવા આર્ય નારીઓને ન છાજે તેવી છૂટ તથા વ્યસનોએ પગપેસારો કરવાની શરૂઆત કરી હતી. ઘરમાં અતિથિ સત્કાર માટે વપરાતા શબ્દો, સાધનો, સર્વ વિદેશી રંગે રંગાએલા કેળવણીનાં સાધનો અને સ્થાનો પણ તેજ ઢબનાં — આમ નસે નસમા ગુલામીનું વાતાવરણ જામ્યું હતું ત્યારે પૂ. બાએ તથા પૂ. રાષ્ટ્રપિતાએ સ્વદેશાભિમાન તથા સંસ્કૃતિના પુનરૂદ્ધાર માટે ઝુંબેશ ઉઠાવી ભારતના કરોડો માનવીઓને મુક્તિ-મંત્ર આપ્યો.

ભારતના સ્વાતંત્ર્ય સાથે સ્ત્રીઓને પણ આઝાદી મળી છે. જે બ્હેનો ઘરની બહાર પગ મૂકતાં ડરતી તે ખાદીની સાડીઓ પહેરી સ્વદેશી યજ્ઞમાં કેસરિયાં કરતી બની ગઈ છે. જેલની યાતના, સ્ત્રીઓની પ્રગતિ થાય તેવાં વર્તમાન પત્ર અને સામાયિકો, સમાજોની સ્થાપના વગેરે એમ સૂચવે છે કે ભારતનો નારી સમાજ જાગૃતિમાં છે. પણ આ જાગૃતિ મોટાં શહેરોમાંજ નજરે પડે છે. હિન્દનું ગામડે ગામડું એ નવીન સમયની હિલચાલથી પર છે.

સમાજની ઉન્નતિ અનેક પ્રકારે સધાય છે. ધાર્મિક સામાજિક, આર્થિક, રાજકીય અને વૈજ્ઞાનિક: સ્ત્રીઓ સમાજના ચણતરમાં પાયા રૂપ છે, અને તેના ઉપર રાષ્ટ્રની માનવસમૃદ્ધિ, બુદ્ધિ, આરોગ્ય અને માનસિક તેમજ આર્થિક ઉન્નતિનો આધાર છે. સ્ત્રીઓ માટેના કાયદા એ પુરાતન જમાનાના છે કે જ્યારે ભારતમાં વિદેશીઓનો પગ ન હતો. ધર્મ અને નીતિ ઉપર રાજ્યશાસનો પ્રવર્તતાં અને ફેરફાર ઘણા હળવા ધીમેધીમે અને જૂજ પ્રમાણમાં થતા. એ દેખીતી વાત છે કે હજારો વર્ષો પહેલાં ઘડાએલા એ કાયદા કંઈ પણ ફેરફાર પામ્યા વગર એમને એમ રહે તો સમાજમાં પ્રગતિ થઈ શકે નહિ. મધ્યયુગમાં જૂદા જૂદા ધર્મના રાજાઓ અને પ્રજા સર્વધર્મસહિષ્ણુ હતાં. અકબર, શાહજહાં, જહાંગીર જેવા મોગલ બાદશાહ ઉદારતાથી સર્વ ધર્મને પોષતા. ટીપુ મુસલમાન હોવા છતાં શંકરાચાર્યને પૂજતો અને ભેટ મોકલતો. હુમાયુએ મહારાણી કર્મવતીને બ્હેન માની હતી. આમ ધર્મ મનુષ્યના હૃદયની કોમળ ભાવનાને, મૈત્રીની મધુર મીઠાશને પમરાવતો. વેર ઝેર કે ઝઘડાની આગ હતીજ નહિ. આ હિન્દની મોગલ અને આર્યસંસ્કૃતિનો સંગમ તે સમયની માતાઓનેજ આભારી હતો. કેટલાક સંસ્કારો એવા છે કે જે શિક્ષણ સંસ્થાઓમાં કે શાળાઓમા મેળવી શકાતા નથી પણ ઘરનાં વાતાવરણ કે માતાની ગોદમાંથીજ ઝીલી શકાય છે. ધાર્મિક સંસ્કારો અને સર્વધર્મ પ્રત્યે ઉદારતા દયા અને ભક્તિ માતા બાળકોમાં સીંચી શકે છે જ્યારે હજારો શિક્ષકો તે કાર્ય ભાગ્યેજ કરી શકે છે. હિન્દની દરેક માતાની ફરજ છે કે પોતાનું બાળક ધર્મપરાયણ અને ઉદાર દૃષ્ટિબિંદુ ધરાવનારું બને. ધર્માંધતા અને ખોટાં ઉપચારથી છેતરાય નહિ અને યુગબળને પિછાની નવા ધાર્મિક ફેરફારોને અપનાવે, ઉચ્ચ નીચની ખોટી કલ્પના ત્યજી સર્વ માનવ બંધુઓને સમાન ગણે.

સામાજિક દૃષ્ટિએ સ્ત્રીઓની સ્થિતિમાં સુધારો કરવા હાલ ઘણા પ્રશ્નો છણાઈ રહયા છે. વારસા હક્ક, છૂટાછેડા, બહુપત્નીત્વ વગેરે કાયદા અને તેની ચર્ચાથી વર્તમાન પત્રોનાં પાને પાનાં ભરાઈ ગયાં છે. પોતાને શું જોઈએ છીએ તેનું જ્ઞાન અને સમજ બહુધા

નારીસમાજમાં ઓછું જોવામાં આવે છે. કેળવણી અને વર્તમાન યુગની પ્રગતિ વિષેનું અજ્ઞાન એજ તેનું મુખ્ય કારણ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે કેળવણી સામાજિક પ્રગતિનો પાયો છે. ભણેલી ગણેલી સ્ત્રીઓએ સમાજના ઉચ્ચ આદર્શરૂપ બની, સાદુ અને નિરભિમાની જીવન જીવી અને પોતાની બીજી બ્હેનોને પણ પોતાની સાથે ઉંચે ચડાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. પોતે એકલાજ આગળ વધી ખૂબજ જ્ઞાન અને બુદ્ધિનો વિકાસ કરી બીજાને તેનો લાભ ન આપવો તે યોગ્ય નથી. જ્ઞાનની સાર્થકતા પોતાની અને પારકાની સેવા કરવામાં છે. ઘરમાં કોઈ પણ પ્રવૃત્તિ વિના બેસી રહેવું અને વિલાસ વૈભવમાં બધું સમાએલું છે એમ સમજી આત્મ સંતોષ રાખવો એ આઝાદ હિન્દની સંસ્કારી બ્હેનોને શોભે ખરૂં ?

આર્થિક દૃષ્ટિએ પણ સ્ત્રીઓ ઘણીજ નીચી કક્ષાએ છે. સ્ત્રીઓનો ઘણો મોટો ભાગ પુરૂષની આજીવિકા ઉપર નભનારો છે. પોતાનાં પૂરતું કમાવાની આવડત દરેક સ્ત્રીમાં હોવી જરૂરની છે. ઘરની બહાર નીકળતાં અથવા નિરાધાર સ્થિતિમાં આવી પડતાં બીજાના ઘેર વિવશ જીંદગી ગાળવી પડે અને ઘણી સખત મજુરી તથા ઘરનાં માણસોની સેવા કરવા છતાં પરાધીન જીવન જીવવું પડે તે સ્થિતિ ઘણીજ અસહ્ય કહેવાય. માંદગીમાં અથવા બીજી મુશ્કેલીમાં માણસો રસોઈ કરનાર અથવા કામવાળાને પોષે છે પણ પોતાનાજ ઘરની વિધવા કે નિરાધાર સ્ત્રી તેઓને ભારે પડે છે! દરેક બેનની ફરજ આર્થિક સ્વાવલંબ માટે યત્નશીલ રહેવાની છે જ. શિક્ષણ અથવા નર્સીંગનો વ્યવસાય, હુન્નર ઉદ્યોગ, એવીજ બીજી કોઈ કળા અને આજીવિકા ચાલુ રાખે તેવો વ્યવસાય શીખવાની દરેક સ્ત્રીઓને જરૂર છે કે જેથી તે અસામાન્ય સ્થિતિમાં પોતાના ઘરમાં ભારરૂપ ન થઈ પડે.

બ્હેનોએ રાજકિય ક્ષેત્રમાં પણ પશ્ચિમની નારીઓની માફક સંપૂર્ણ સહકાર આપવો જોઇએ. આઝાદ હિંદના ઉદાર હૃદયના નેતાઓએ સ્ત્રીઓ માટે પણ પુરૂષો જેટલુંજ વિશાળ ક્ષેત્ર રાજકિય પ્રવૃત્તિમાં રાખ્યું છે. અત્યારે શ્રી વિજ્યાલક્ષ્મી પંડિત એલચીખાનાં જેવી જવાબદારી ભરેલી જગ્યા સંભાળી રહ્યાં છે. શ્રી સરોજીની નાયડુ ગવર્નર તરીકે કામ કરી રહ્યાં છે. ભારતની પ્રત્યેક બ્હેન માટે દરેક ક્ષેત્રનાં દરવાજા ખુલ્લા મૂકાઈ ચૂક્યા છે. તે દીપાવવાની લાયકાત મેળવવી અને પ્રયત્ન કરવો એ સ્ત્રીઓની ફરજ છે. બધા દેશોમાં મતાધિકાર, ચુંટણી, હોદ્દાઓ વગેરે માટે સ્ત્રીઓને ઘણી ચળવળ કરવી પડી હતી જ્યારે અહીં તો સર્વ વાતે સ્વાતંત્ર્ય છે, તો તેનો લાભ ઉઠાવી સ્ત્રીઓ પણ પોતાનું નામ રાજકિય ક્ષેત્રમાં ઝળકાવવાની તક શા માટે જતી કરે ?

વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ સ્ત્રીઓએ પ્રગતિ સાધવાની જરૂર છે. શરીરવિજ્ઞાન, માંદગીમાં વૈદકીય ઉપચારો એની વિજ્ઞાન તથા આજકાલના વીજળીક ઝડપથી આગળ વધતાં ભૌતિક અને રસાયણિક દરેક વિજ્ઞાનની સમજ હોવી તે ઘણુંજ અગત્યનું છે. વૈદકીય જ્ઞાનના અભાવે પ્રાથમિક ઉપચાર ન આવડતા હોવાથી ગામડાંઓમાં ઘણાં મરણ થાય છે. સ્ત્રી અને બાળકોને લગતું નર્સીંગનું જ્ઞાન અને પ્રાથમિક ઉપચારોનું જ્ઞાન ઘણી અગત્યની ચીજ છે. આરોગ્ય શાસ્ત્રની દૃષ્ટિએ સ્વચ્છતા કેમ સાચવવી, કેવો ખોરાક લેવો, મચ્છર, ગંદકી અને રોગનો ફેલાવો કેવી રીતે અટકે અને તે પ્રવૃત્તિ શા માટે કરવી જોઇએ તેનો ખ્યાલ ગામડાંઓમાં હોતો નથી. હિન્દના ગામડે ગામડે ડોકટર અને નર્સ થએલી બ્હેનોએ આ વૈજ્ઞાનિક દૃષ્ટિ ખોલવા અને કેળવવા માટે પ્રચારકો અને કાર્યકર્તાઓ મોકલવાની જરૂર છે. આમ સ્ત્રીઓની પણ જવાબદારી ગંભીર છે. અને સેવાભાવનાની દૃષ્ટિએ અને સ્વાર્થ તથા પરમાર્થ બન્ને સાધવો હોય તો આજીવિકા સ્વીકારીને બ્હેનોએ રાષ્ટ્ર પ્રત્યેનું પોતાનું ઋણ ચૂકવવા માટે પ્રયત્ન કરવો જોઇએ અને માનવતાની એવી તેજસ્વી જ્યોત પ્રજ્વલિત કરવી જોઇએ કે જેના અજવાળે હજારો ભાવિ માનવ બાળકો અને સમાજનું જીવન જ્યોતિર્મય બને.



## બાળ વિભાગ

### અશોક-ચક્ર —

આશરે બે હજાર અને બસો વર્ષ પહેલા હિન્દમાં મૌર્ય વંશના રાજાઓ રાજ્ય કરતાં હતા. મૌર્ય વંશનો પહેલો રાજા ચંદ્રગુપ્ત હતો. એ અનેક વિદ્યામાં પારંગત હતો અને એની કીર્તિ આખા દેશમાં ખૂબ પ્રસરી હતી.

અશોક ચંદ્રગુપ્તનો પૌત્ર હતો એ જ્યારે રાજગાદી ઉપર આવ્યો ત્યારે એનાં બધાં સગાં વહાલાં સાથે લડયો અને ચાર વર્ષ પછી રાંજગાદી માટે એનો બીજો કોઈ જ હરીફ ન રહેતાં એ રાજા થયો.

રાજા અશોક ડાહ્યો અને સદ્‌ગુણી હતો. એ પોતાની પ્રજાને ચાહતો અને એની સારી સંભાળ રાખતો. પરંતુ એથીયે વધારે તો એને સત્તાનો શોખ હતો. એને તો આખા હિન્દના મોટા શહેનશાહ થવું હતું.

થોડા વખતમાં નજીકમા આવેલા કલિંગ દેશને જીતી લેવાની અશોકને ઇચ્છા થઈ. જો એ કલિંગ દેશ જીતે તો ઘણો બધો પ્રદેશ એની હકુમત હેઠળ આવી જાય અને એ ઘણો મોટો અને પૈસાદાર રાજા બની જાય.

એટલેજ અશોકને કલિંગ દેશ જીતી લેવાની તમન્ના જાગી. પરંતુ કલિંગ દેશનો રાજા પણ શક્તિશાળી હતો. અશોક જ્યાં સુધી કલિંગ ઉપર ચઢાઈ ન કરે ત્યાં સુધી એ જીતાય નહિ. એટલે એણે કલિંગ ઉપર આક્રમણ શરૂ કર્યું. અને પોતાનાં લશ્કરોને એ પ્રદેશમાં દોરી ગયો.

કલિંગ દેશનો રાજા મોટો લડવૈયો હતો. એનું લશ્કર પણ બળવાન હતું. એટલે અશોકને ઘણા દિવસ સુધી યુદ્ધ ખેલવું પડયું. એમાં લોહીની નદીઓ રેલાઈ. મરી ગયેલા યોદ્ધાઓનાં શબોના ઢગલા ખડકાયા. હજારો લડવૈયાઓ ઘવાયા અને એ બધાંને અન્તે અશોક જિત્યો. અને કલિંગ દેશ એની હકુમત હેઠળ આવ્યો.

રણમેદાનમાં અશોક વિજેતા નીવડયો! કલિંગનું રાજ્ય એને જોઈતું હતુ અને એ એને મળી ગયું. છતાં એને આનંદ થવાને બદલે શોક થયો. આ ચઢાઈ કરવાનું એને માટે શું વાજબી હતું? બીજાની માલિકીની વસ્તુ ખૂચંવી લેવાનો શું એને હક્ક હતો? વધારે પ્રદેશ મેળવવાના પોતાના લોભને પોષવા માટે કેટકેટલાં માણસોએ જાન ગુમાવ્યા? આવા આવા વિચારો અશોકને આવવા લાગ્યા.

તરતજ પોતે કરેલા આ કામનો અશોકને શોક થવા લાગ્યો. લોહીથી રંગાયેલો આવો વિજય એને જોઈતો ન હતો. એને માલમ પડયું કે આવી લડાઈઓથી કોઈ જાતની શાન્તિ નહિ મળે, એ માણસના શરીરને જીતે શકે, એના હૃદયને નહિ!

ભમાગ્દયે અશોક કલિંગ દેશમાંથી પાછો ફર્યો. થોડા વખતમાં એને બૌદ્ધ ધર્મનો એક અનુયાયી મળ્યો. એણે અશોકને ભગવાન બુદ્ધનો ઉપદેશ સમજાવ્યો. અશોકના મન ઉપર એ ઉપદેશની બહુજ

અસર થઈ. અશોકને તો આ જ જોઈતું હતું. માણસના હૃદયને કેમ જીતવું તે બુદ્ધ શીખવ્યું હતું. "માણસ જાતને હંમેશાં ચાહતાં શીખો" એમ એણે કહેલું. બુદ્ધના ઉપદેશમાં અશોકને શાન્તિ મળી. અને એ જાતેજ બૌદ્ધ-ધર્મનો અનુયાયી બન્યો.

ત્યાર પછી અશોકે બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવાનું કામ શરૂ કર્યું. હિમાલયથી માંડીને બંગાળના ઉપસાગર સુધી એના ઉપદેશકો ભગવાન બુદ્ધનો સંદેશ સંભળાવવા નીકળી પડ્યા. અશોકે કેટલેક સ્થળે શિલાલેખો કોતરાવ્યા. સદુપદેશનાં કેટલાંક વાક્યો એમાં કોતરેલાં હતાં :

> તમારાં માબાપની આજ્ઞા પાળો. પશુ-પંખીઓને હેરાન ન કરો...
> તમારા ગુરુને માન આપો... પરસ્પર પ્રેમ વધારો.
> એકમેકમાં વિશ્વાસ રાખો...
> આમાંજ જીવનની સફળતા રહી છે.

ત્યાર પછી અશોકની કીર્તિ ચોમેર પ્રસરી રહી. લોકો એને ચાહવા લાગ્યા. લોકો એને એક શક્તિશાળી રાજા તરીકે નહિ પણ પ્રેમ અને શાન્તિના ઉપદેશક તરીકે ચાહવા લાગ્યા.

સારનાથમાં અશોકે બંધાવેલો એક સ્તંભ હજીયે ખડો છે. એ અશોક-સ્તમ્ભ કહેવાય છે. એ સ્તમ્ભ ઉપર એક ચક્ર છે. એને અશોકચક્ર અથવા જીવનચક્ર કહેવાય છે. એમાં ખૂબજ અર્થ સમાયેલો છે. અશોકની જે વિશાળ કીર્તિ હતી તેનું આ ચક્ર સૂચક છે. આ અશોકચક્રને આપણા રાષ્ટ્રધ્વજની મધ્યમાં સ્થાન આપવામાં આવ્યું છે.

અશોકને હજી પણ એક ડાહ્યા અને સદ્‌ગુણી રાજા તરીકે સંભારવામાં આવે છે. હિન્દમાં અશોક પછી ઘણાયે રાજાઓ થઈ ગયા. પણ એના જેટલાં પ્રેમ અને માન કોઈએ મેળવ્યાં નથી.

## સુન્દરની સત્ય ભક્તિ —

ઉત્તર પંજાબની ભૂરી અને સોનેરી ટેકરીઓ ઉપર આવેલા પોતાના ઘરમાં સુન્દરસિંહ પોતાનાં માબાપ સાથે રહેતો હતો. સુન્દરનો બાપ બહુજ પૈસાદાર હતો. સુન્દરની માતા એને ખૂબજ ચાહતી હતી.

સુન્દર ખૂબજ પૈસાદાર હતો. એને દરેક પ્રકારની સુખ સગવડ હતી. છતાં એનું હૃદય એટલું બધું દયાળુ હતું કે કોઈપણ ગરીબ કે દુઃખી માણસને જોતાં વેંત એની આંખમાં ઝળઝળિયાં આવી જતાં. સુન્દરની માતાએ એને દયાળુ બનતાં શીખવ્યું હતું. અને એના પિતાએ એને દુખિયાંને મદદ કરતાં શીખવ્યું હતું.

એક દિવસ સુન્દરના પિતાએ તેને થોડાક પૈસા ખિસ્સા ખર્ચ માટે આપ્યા. એ લઈ સુન્દર બજારમાંથી થોડી મિઠાઈ ખરીદવા ઉપડ્યો. રસ્તામાં એણે એક ઘરડી સ્ત્રી જોઈ. એ ટાઢથી થરથરતી હતી અને ભૂખથી નબળી પડી ગઈ હતી. આ સ્ત્રીને જોઈ સુન્દરના હૃદયમાં ખૂબજ દયા ઉપજી અને એણે બધાજ પૈસા એને આપી દીધા. ઘેર પાછાં જતાં એને ટાઢમાં થરથરતી એ સ્ત્રીનાજ વિચાર આવ્યા અને એથી એને દિલગિરી થઈ.



અને સુન્દરે બધાજ પૈસા એને આપી દીધા......

ઘેર જઈ એણે પેલી સ્ત્રી વિષે પોતાના પિતાને વાત કરી. એ ટાઢથી મરી ન જાય એટલા માટે એક ધાબળો આપવાની એને વાત કરી. પરંતુ સુન્દરના પિતાએ એની તરફ કંઈ ધ્યાન આપ્યું નહિ અને કહ્યું કે પોતે એ બાઈને યથાશક્તિ મદદ કરી છે. હવે બીજા કોઈએ મદદ કરવી જોઈએ.

આથી સુન્દરને સંતોષ થયો નહિ. એણે પોતાના પિતાને બીજીવાર વિનંતિ કરી પણ કંઇજ વળ્યું નહિ. એથી એણે ઘરમાંથી પાંચ રૂપિયાની ચોરી કરી અને પેલી સ્ત્રીને એ આપવા માટે દોડયો.

રસ્તામાં સુન્દરને વિચાર આવ્યો: "મેં આ રૂપિયા ચોરી કરીને લીધા છે. હું ચોર છું. મારી મા મને હંમેશાં કહેતી :" દીકરા, ચોરી તો કોઇ દિવસ કરીશ નહિ... એટલે જ આ ગરીબ બાઇને મદદ કરવાનો આ સાચો રસ્તો નથી." આવા વિચારો આવવાથી સુન્દરને ચોરી કર્યા બદલ બહુજ દિલગિરી થઈ અને ઘાબળો આપ્યા વગર એ ઘેર પાછો આવ્યો. અને પેલા પાંચ રૂપિયા સંતાડી રાખ્યા.

થોડા દિવસમાંજ એના બાપને પૈસા ચોરાયાની ખબર પડી. એટલે એણે સુન્દરને આ બાબત પૂછયું. સુન્દર જુઠ્ઠું બોલ્યો. એણે કહ્યું કે પૈસા એણે લીધા નથી. એના પિતાએ તરત માની લીધું. કારણ કે સુન્દર કોઈવાર ખોટું બોલતો નહિ.

આમ સુન્દર સજામાથી બચી ગયો. પરંતુ એ જુઠું બોલ્યો હતો એટલે એને ખૂબ શોક થયો. રાતે ઉંઘ પણ ન આવી.

બીજે દિવસે સવારે એ ઉઠયો અને તરત બાપને ચોરી કર્યાની અને જુઠ્ઠું બોલ્યાની વાત કરી દીધી. અને પાંચ રૂપિયા પાછા આપી દીધા.

ગુનો કબૂલ કર્યો એટલે એને શાન્તિ થઈ. એનો બાપ એને જે કંઇ શિક્ષા કરે તે સહન કરવા ને તૈયાર હતો. પરંતુ તેને સજા કરવાને બદલે એના પિતાએ સુન્દરને ખોળામાં લીધો અને આંખમાં ઝળઝળિયાં સાથે કહ્યું : "વ્હાલા પુત્ર, મેં હંમેશ તારા ઉપર વિશ્વાસ રાખ્યો છે અને હવે મને ખાતરી થઇ છે કે મેં ભૂલ કરી નથી..."

સુન્દર જ્યારે મોટો થયો ત્યારે આપણા દેશનો એક મહાન પુરુષ થયો. ત્યારે પણ એ ગરીબ માણુસને મદદ કરવાનું ભૂલતો નહિ.

---

## અમે કુમાર

અમે કુમાર, અમે કુમાર,
આઝાદ હિંદનાં અમે કુમાર.

અમે કુવિચારોને મારનાર,
આઝાદ હિંદનાં અમે કુમાર.

અમે કાયાએ પહેલવાન,
આઝાદ હિંદના અમે કુમાર.

અમે શિસ્તપાલન કરનાર,
આઝાદ હિંદનાં અમે કુમાર.

અમે કેસરી સમા બહાદુર,
આઝાદ હિંદનાં અમે કુમાર.

અમે કોઇથી નહિ ડરનાર,
આઝાદ હિંદનાં અમે કુમાર.

—ગિરીશ અંબાલાલ શાહ.



નાસિકમાં દારૂબંધી-દિન અને થોડા વખત પહેલાં નીકળેલા એક જંગી સરઘસનું મનોહારી દૃશ્ય.

# ★ દારૂબંધી : સર્વોદયનું પહેલું સોપાન ★

શહેરમાં દારૂબંધી અંગેનું કામકાજ વધુ અને વધુ મક્કમ અને ચોક્કસ સ્વરૂપ પકડતું જાય છે. મજૂરવિસ્તારોમાં ઠેર ઠેર સભાઓ ભરાય છે, પ્રદર્શનો ગોઠવાય છે અને એમને માટે આમોદ-પ્રમોદનાં સાધનો વધારે અને વધારે પ્રમાણમાં આપવામાં આવે છે. 'નેતાજી-જયન્તિ,' 'સ્મૃતિ-દિન' અને 'સર્વોદય-સપ્તાહ' એ ત્રણેયની ઉજવણી દરમિયાન સ્થાનિક નેતાઓએ દારૂબંધીનો સંદેશ જુદી જુદી સભાઓ અને સમારંભોમાં લોકોને પાઠવ્યો હતો.

આ માસનું આગવું આકર્ષણ ચંદનવાડીમાં ભરાયેલું દારૂબંધી અંગેનું પ્રદર્શન હતું. મુંબઈના નાણાંપ્રધાન શ્રી. વૈકુંઠભાઈ મહેતાએ એનું ઉદ્‌ઘાટન કરેલું. પ્રદર્શન ત્રણ દિવસ પર્યન્ત આમજનતા માટે ખુલ્લું રહેલું અને વિશાળ લોકસમુદાયે એનો લાભ લીધેલો. આવાં પ્રદર્શનો બહુજ સારા પ્રમાણમાં જોવાનો લાભ લોકોને મળતો રહે છે.

'નેતાજી દિન' નિમિત્તે લોઅર પરેલમાં મજૂરભાઈઓની મળેલી એક સભામાં શ્રી. નાથાલાલ પારેખે નેતાજી સુભાષચંદ્ર બોઝના શૌર્ય અને બલિદાન જીવનની જ્વલંત રૂપરેખા આપેલી. 'સ્મૃતિ દિન' નિમિત્તે 'કામદાર'માં મળેલી સભામાં વ્યાખ્યાતાઓએ તેજદાર વાણીમાં કરેલ વ્યાખ્યાનો દ્વારા આમવર્ગની સામાજિક આર્થિક અને નૈતિક મનોસ્થિતિ માટે દારૂબંધીના કાર્યક્રમની અનિવાર્યતા દર્શાવેલ.

## સર્વોદયનો સંદેશ

વરલીમાં 'સર્વોદય-સપ્તાહ'ના પ્રથમ દિને પ્રમુખ સ્થાનેથી બોલતાં આબકારી ખાતાંના પ્રધાન શ્રી. એલ. એમ. પાટીલે કહેલું: "સપ્તાહ દરમિયાન જેમની અમર સ્મૃતિને તાજી કરવા આપણે પ્રયત્ન કરીએ છીએ એ રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીને યોગ્ય અંજલી આપવાનો સાચામાં સાચો રસ્તો તો આપણા રોજબરોજના જીવનમાં શક્ય એટલા તમામ પ્રયાસથી એમના ઉપદેશને ઓતપ્રોત કરવામાંજ રહેલો છે.... જ્યાં સુધી મજૂર દારૂની બદીમાંથી સંપૂર્ણ રીતે મુક્ત ન થયો હોય ત્યાં સુધી ઉદ્યોગના ક્ષેત્રમાં ઉત્પાદન વધારવાની આશાજ સાવ નિરર્થક જાણવી!" આગળ બોલતાં એમણે કહેલું: "જે વિસ્તારોમાં સખ્ત દારૂબંધી અમલમાં મૂકેલ ત્યાંના આંકડાઓ તપાસતાં એવી નિઃશંક સાબિતી મળે છે કે મજૂરોનું અનિયમિતપણું ઘટી ગયું છે એટલુંજ નહિ પણ ઉત્પાદન પણ નોંધપાત્ર પ્રમાણમાં વધ્યું છે."

સર્વોદયનો સંદેશ પાઠવતા શ્રી. પાટીલ



દારૂની બદીનો નાશ ન થાય ત્યાં સુધી ઉત્પાદન વધારવું શક્ય નહિ બને...

સમગ્ર રાષ્ટ્રના હિતની આ પ્રવૃત્તિને સંપૂર્ણ રીતે સફળ બનાવવા માટે શ્રી. પાટીલે એકઠા થયેલા તમામને આગ્રહભરી વિનંતિ કરી હતી.

## ગેરકાયદેસર દારૂની જપ્તી

ગેરકાયદેસર દારૂના ઉત્પાદન માટે ખૂબજ નામચીન થયેલ ધારાવી વિસ્તાર તરફ શહેરની દારૂબંધી સમિતિએ ગયા માસ દરમિયાન ઠીક ઠીક લક્ષ આપેલ છે. દારૂબંધીનો પ્રચાર કરવામાં તેમજ એ વિસ્તારનું નૈતિક અને સામાજિક જીવન ધોરણ ઊંચું લાવવાના પ્રયાસ કરવામાં ધારાવી–સેવક–સંઘે દારૂબંધી સમિતિને ઠીક ઠીક પ્રમાણમા મદદ કરેલ છે.

માઅન રોડના કેન્દ્ર ઉપર મજૂર ભાઈઓ માટે એક 'કેન્ટીન' શરૂ કરવાની યોજના હવે પુરી થઈ છે. આ કેન્ટીનમાં મજૂરભાઈઓને સસ્તા દરે સાદો અને પોષક ખોરાક મળશે અને એના વહીવટમાં તેમજ નફામાં પણ હિસ્સો મળશે.

## સન્માન્ય નિરીક્ષકોની સભા

મુંબઈ પ્રાન્તના નીરાકેન્દ્રોના સન્માન્ય નિરીક્ષકોની એક સભા તા. ૨૩–૧–૪૯ ના રોજ શ્રી. અપ્પાસાહેબ પટવર્ધનના પ્રમુખપદે કાઉન્સીલ હૉલમાં ભરાઈ હતી. હિન્દ સરકારના તાડ-ગોળ–સલાહકાર શ્રી. ગજાનન નાયક તથા મુંબઈના આબકારી ખાતાંના પ્રધાન શ્રી. એસ. એમ. પાટીલ પણ તે પ્રસંગે હાજર હતા. પ્રાંતભરના નીરા-કેન્દ્રોના નિરીક્ષકોએ એકમેકના અનુભવોની આપલે ખુલ્લા દિલથી કરી હતી મુંબઈ પ્રાંતના નીરા-યોજનાના માનાર્હ સંચાલક શ્રી. કૃષ્ણદાસ શાહે જણાવેલ તેમ હાલમાં ગુજરાતમાં ૧૪, મહારાષ્ટ્રમાં ૧૯, કર્ણાટકમ ૪૦ અને મુંબઈમાં ૧૮ એમ કુલ ૯૧ નીરાકેન્દ્રો ચાલુ છે અને બીજાં કેટલાંક ટૂંક વખતમાં ઉઘડનાર છે.

તેજ દિવસે બપોરે સભાના તમામ આમંત્રિતોને ગોરેગામના નીરાકેન્દ્ર ઉપર નીરા કાઢવાની તેમજ વેચવાની વ્યવસ્થા બતાવવામાં આવી હતી. અને એમાં જાળવવી જોઈતી સ્વચ્છતાનો પરિચય આપવામાં આવ્યો હતો. નીરા-પદાર્થોનાં ડાયરેક્ટર શ્રીમતી બિન્દુબહેન શ્રોફ (સુરત) તરફથી મોકલવામાં આવેલ નીરામાંથી બનતી જુદી જુદી વાનગીઓના બનાવટની રીત પણ ત્યાં સન્માન્ય નિરીક્ષકોને દર્શાવવામાં આવી હતી.

આવી સભા પ્રાંતના દરેક વિભાગમાં ક્રમશઃ મળે એમ ઠરાવવામાં આવ્યું હતું. તે મુજબ હવે પછીની સભા કર્ણાટકમા બોલાવવામા આવશે.



નાસિકના નીરાકેન્દ્ર ઉપર આબકારી ખાતાના પ્રધાન અને અન્ય કાર્યકરો

## ઉત્સાહજનક સમાચારો ...

આ માસ દરમિયાન પ્રાંતભરમાંથી આવેલા સમાચારો સૂચવી રહ્યા છે કે દારૂબંધીના કાર્યક્રમમાં લોકોનો રસ વધુ અને વધુ જાગ્રત અને સતેજ બનતો જાય છે. સામાજિક સુધારાઓને અપનાવવાની બાબતમાં ગામડાંઓ જો કે બહુજ પછાત હોય છે છતાં



દારૂબંધીનો પ્રચાર કરતા વિદ્યાર્થીઓ

એઓને પણ લાગવા માંડ્યું છે કે દારૂબંધી સૌના હિતમાં છે. આ માસ દરમિયાન જુદે જુદે સ્થળે ભરાયેલ સભાઓમાં કેટલાક લોકોએ દારૂ કદી પણ ન પીવા જાહેરમાં વ્રત લીધેલું. થોડા વખત પહેલાંજ નાસિક જિલ્લાના વાડી વારસ ગામમાં મળેલી એક સભામાં સાઠ વર્ષની ઉમ્મરના એક ડોસાએ દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લેતાં જાહેરમાં કહેલું: "દારૂ પીવાની ટેવ મને સોળમા વર્ષથીજ પડી છે. અને એનાં ખુબ ખુબ માઠાં પરિણામ આવતાં છતાં મેં એને છોડી નથી. હવે હું જુવાનિયાઓને પોતાની મેળે દારૂ છોડી દેતા જોઉં છું ત્યારે મને શરમ આવે છે. અને થાય છે કે શું પૂરેપુરી દારૂબંધી અમલમાં આવશે ત્યારે જ શું મારે દારૂ છોડવાનો રહેશે?

## હરિજન સેવક સંઘની પ્રવૃત્તિ

હરિજન-સેવક-સંઘના ઉપક્રમ હેઠળ આણંદમાં જાન્યુઆરી માસના અન્તમાં મળેલી એક સભામાં ખેડા જિલ્લાના પ્રત્યેક ગામે એક એક રોહિતને પ્રતિનિધિ તરીકે મોકલેલ. સભામાં દારૂબંધીનો પ્રશ્ન ચર્ચવામાં આવ્યો હતો. અને રોહિતોએ સર્વાનુમતે દારૂની બદીનો નાશ કરવાનો નિર્ણય કર્યો હતો. દરેક પ્રતિનિધિએ પોતપોતાના ગામમાં દારૂબંધીનો સંદેશ પ્રચારવાનો આદેશ ઉપાડી લીધો હતો.

## આપમેળે સૂઝેલું સત્ય

પશ્ચિમ ખાનદેશના સાકરી તાલુકાનું વારસન ગામ જંગલોના પ્રદેશમાં આવેલું છે. આપસ આપસના પ્રશ્નોમાં ગ્રામજનો સહકારથી કામ કરતાં ત્યાં શીખ્યા છે. દર રોજના વ્યવસાયમાં તેઓએ ચોકખાઈને પ્રાધાન્ય આપેલ છે. ૧૯૪૨ પછી ગ્રામજનોએ જોયું કે દારૂ અને બીજાં એવાં કેફી પીણાંઓએ એમના નાનકડા ગામના કેટલાયે નિર્દોષ માણસોને પાયમાલ કરી નાખ્યા છે એટલેજ એમણે આપમેળે ગામમાંથી દારૂને હાંકી કાઢવાનો નિર્ણય કર્યો. ગ્રામજનોએ દારૂબંધી-અધિકારીને એકવાર કહેલું: "અમે તો કેટલાંયે વર્ષોથી દારૂબંધીની રાહ જોતા હતા. અમારા ગામને એથી ઘણોજ લાભ થયો છે."

જુદે જુદે સ્થળે કલ્યાણ કેન્દ્રો ખોલવામાં આવ્યાં છે અને આમોદપ્રમોદને લગતી સગવડો મજૂરભાઈઓ માટે વધતી જાય છે. સુરત જિલ્લાનાં દસ ગામોની સહકારી સોસાયટીઓએ ગયે મહિને જેમ બને તેમ જલદી કલ્યાણ કેન્દ્રો શરૂ કરવાનો નિર્ણય કરેલ છે.

બેલગામની તાલુકા કોંગ્રેસ સમિતિએ એના કાર્યક્રમમાં દારૂબંધીને પ્રધાન સ્થાન આપેલ છે. સિદ્દિયાલ, બેંચેનમારડી, ચિખ્ખાગેવડી, હિરેબાગેવડી, બેંડાગેરી વગેરે ગામડાંઓમાં દારૂબંધી અંગેની સભાઓ મળી હતી અને

શ્રી દેશપાંડેનું ઉદ્બોધન



ચાલો, આપણે આપણા જીવનનું નવવિધાન કરીએ......

બહુ મોટા પ્રમાણમાં લોકોએ હાજરી આપી હતી. તાલુકા સમિતિના પ્રમુખ પોતેજ આ બાબતમાં ખાસ રસ લઇ સભાઓ યોજતા હતા. ખાનપુર તાલુકા સમિતિ પણ આ બાબતમાં પાછળ રહી જાય તેમ નથી. કેટલાંક ગામડાંઓમાં કલાપથકે પોતપોતાના કાર્યક્રમની રજૂઆત કરી હતી. ગુર્લહોસુરનો લોકસેવા-સંઘ પણ ગામડાંઓમાં દારૂબંધીના પ્રચાર કરવામાં ઠીક ઠીક ફાળો આપી રહેલ છે.

## સારા નાગરિક બનો

બિજાપુર કલ્યાણ-કેન્દ્ર ઉપરના પ્રૌઢશિક્ષણ અંગેનો વર્ગ ઠીક ઠીક પ્રગતિ કરી રહ્યો છે. પી. ડી. જે. હાઇસ્કુલ અને ટ્રેનિંગ કોલેજના વિદ્યાર્થી-શિક્ષકો આ વર્ગમાં પોતપોતાની સેવા આપી રહ્યા છે. જાન્યુઆરી માસમાં મુંબઈના પછાતવર્ગને લગતા ખાતાંના પ્રધાન શ્રી. જી. ડી. તપાસેની મુલાકાતનો આ કેન્દ્રને લાભ મળેલો. માનનીય પ્રધાને તે પ્રસંગે વ્યાખ્યાન આપતાં સરકાર મજૂરવર્ગને જે વિશિષ્ટસગવડો આપી રહી છે તેના સદુપયોગ દ્વારા સારા નાગરિક બનવાની તક ઝડપી લેવાનું ઉદ્બોધન કરેલ.

— નાસિકમાં મળેલી એક સભામાં —



તાડીનું વ્યસન દુઃખદાયી છે......

## ગ્રામજનોના ઉત્સવોમાં

મેળો અને યાત્રા એ ગ્રામજનો માટે એક ઉમદા પ્રસંગ છે. આવા પ્રસંગે ગ્રામજનો બહુજ મોટી સંખ્યામાં એકત્રિત થાય છે એટલે દારૂબંધી અધિકારીને દારૂબંધીનો સંદેશ વહેતા મૂકવાની સારી સગવડ મળે છે. હડાપસરની યાત્રાના પ્રસંગે પુનાના દારૂબંધી અધિકારીએ કોલ્હાપુર કોંગ્રેસ-સમિતિના પ્રમુખ શ્રી. રત્નાપ્પા કુમ્ભારને આમંત્રવાની તક ઝડપી લીધેલી. એ પ્રસંગે એકત્રિત થયેલા સમુદાય સમક્ષ વ્યાખ્યાન આપતાં શ્રી. કુમ્ભારે દારૂબંધીના પ્રશ્નની બહુજ સુન્દર રજૂઆત કરતાં સરકારે જીવનને નવેસરથી સુધારવાની જે સુંદર તક આપી છે તેને ઝડપી લેવા માટે શ્રોતાજનોને આગ્રહભરી વિનંતિ કરી હતી.

નાસિકના કલ્યાણ કેન્દ્ર ઉપર મકરસંક્રાન્તિ અંગેના ઉત્સવ નિમિત્તે સારા પ્રમાણમાં જનમેદની એકઠી થઇ હતી. સોલાપુરના દારૂબંધી અધિકારીએ આવાજ એક મેળાનો લાભ લઈ સ્થાનિક નેતાઓને દારૂબંધી અંગે યત્કિંચિત કહેવા આમંત્રણ આપેલું. આવા તમામ પ્રસંગોએ જાતજાતના અને નાતનાતના લોકો એકઠા થાય છે અને હળેમળે છે એમના સમક્ષ કલાપથકના રાષ્ટ્રિય તમાશાના કાર્યક્રમો મૂકવામાં આવે છે. અને આ ઉત્સવો ભૂતકાળમાં હતા તેવા રાષ્ટ્રિય ઉત્સવોનું સ્થાન લેતા જાય છે.

## આ તો પાયાની ઇંટ છે

રત્નાગિરી જિલ્લાના હરનાઇ ગામમાં એક જંગી સભા સમક્ષ દારૂબંધીની યોજના સમજાવતાં શ્રી. એલ. એમ. પાટીલે કહ્યું: "જ્યારે તમે એક ઘર બાંધવાની શરૂઆત કરો છે ત્યારે તમે એનો ઊંડો અને મજબૂત પાયો ખોદાવો છો અને પછી એની ઉપર દિવાનખાનું, શયનખંડ, રસોડું, આથરમ, અભ્યાસખંડ—એવું વ્યવસ્થિત ચણતર કરાવો છો. એજ પ્રમાણે સરકારે પુનર્રચનાનું કામ શરૂ કરેલ છે અને લોકોની સર્વાંગી પ્રગતિ માટે એક આખી યોજના ઘડી છે. એમાં દારૂબંધીને એની અગત્યને કારણે પહેલું સ્થાન મળેલ છે. વિકાસના આવા બીજા ઘણાયે કાર્યક્રમો આની સાથેજ આવનાર છે."

રત્નાગિરી જિલ્લાના સાવરડા ગામે ચિપલુન તાલુકા સમિતિ તરફથી બોલાવેલી 'ખેડૂત-સભા' માં આશરે ચાર હજાર જેટલા ખેડૂતોએ હાજરી આપી.



કુસ્તીબાજોને જોવા ઉમટેલો માનવમહેરામણ

## મલ્લકુસ્તીની હરીફાઈ

પૂના શહેરની દારૂબંધી સમિતિએ રાષ્ટ્રિય તાલીમ સંઘના સહકારથી ગયા મહિનાની ૭મી તારીખે એક મલ્લકુસ્તીની હરીફાઈ ગોઠવી હતી. પૂના, કોલ્હાપુર અને સોલાપુરના મશહૂર કુસ્તીબાજોને એમાં ભાગ લેવા માટે આમંત્રણ આપવામાં આવ્યું હતું. આખું પૂના શહેર આ મશહૂર દૃશ્ય જોવા માટે મેદાનમાં ઉમટ્યું હતું. પ્રેક્ષકોની ગિરદી જાણકાળમાં કોઈવાર ન થઈ હોય એવી થઈ હતી અને લોકોને આવેશ અને ઉત્સાહથી ભરપૂર રંજન મળ્યું હતું. આબકારી ખાતાના પ્રધાન શ્રી. એસ. એમ. પાટીલે કુસ્તીબાજોને પ્રમાણપત્રો અને ઇનામો વહેંચ્યાં હતાં.



જ્યાં કુસ્તીબાજો કસરત કરે છે—

પ્રસંગે સરકારની દારૂબંધી અંગેની નીતિનું રહસ્ય જિલ્લા—દારૂબંધી—અધિકારીએ સમજાવ્યું હતું. અને શ્રોતાજનોને દારૂબંધી જોઈએ છીએ કે નહિ તે અંગે પ્રશ્ન કરવામાં આવ્યો. બધાના આશ્ચર્ય વચ્ચે તમામ સભાજનોએ દારૂબંધીની તરફેણમાંજ આંગળી ઊંચી કરી...

## સરકાર કાળજી રાખશેજ

ઝાડના ડીંડા મારફતે તાડી કાઢી એનો ધંધો કરનાર કેટલાક લોકોએ સરકારને થોડા વખત પહેલાં અરજી કરેલી. એમાં એઓએ જણાવેલું કે તાડીમાં ઘણાં પોષક તત્ત્વો છે અને એનો વેપાર એજ એ લોકોનો જીવન-નિર્વાહ ચલાવવાનો ધંધો છે. એટલે એમને તાડીનો વેપાર ચાલુ રાખવા દેવો જોઈએ. આ અરજીના જવાબ આપતાં શ્રી. એસ. એમ. પાટીલે કહેલું: "કેફી પીણું એ સ્વભાવથીજ એવી વસ્તુ છે કે એમાં કોઈ લાભદાયી તત્ત્વ હોઈ શકેજ નહિ. લોકો તાડી કેફ ઉત્પન્ન કરે છે એટલા માટેજ એને પીએ છે અને નહિ કે એમાં કોઈ પોષક તત્ત્વ છે એટલે! એથીજ તાડીનો ધંધો કરનારાઓ તેઓ સમાજને હિતકર એવો કોઈ ધંધો કરે છે એમ માની શકાય જ નહિ. દારૂબંધીનાં સીધાંજ પરિણામ રૂપે જેઓનો ધંધો ભાંગી પડશે અને જેઓ બેકાર બનશે તેઓની સરકાર એમની કાળજી નહિ રાખે એમ માનવું નહિ.

આ પ્રશ્ન સરકારની વિચારણા હેઠળ છે અને મચ્છીમારના, વણાટ-બાંધવાના કે એવા બીજા કોઈ ધંધામાં એઓનો સમાવેશ કરી લેવાના પ્રયત્નો થશેજ."

તે પ્રસંગે વ્યાખ્યાન કરતાં શ્રી. ઉસ્તાદ ગુલામ હસન મિરે મજબૂત શરીરના ઘડતરમાં આવા કાર્યક્રમનાકાળાની અગત્ય ઉપર ભાર મૂક્યો. તાલીમ-સંઘને રૂ. ૫૦૧ નું ઇનામ એનાયત થયેલું.



મલ્લકુસ્તીના મેદાન [illegible] અને [illegible] શ્રી. એસ. એમ. [illegible]

# સંજીવન

ગુજરાતી, મરાઠી, કાનડી અને અંગ્રેજી એ ચાર ભાષામાં પ્રગટ થતું માસિક

## જાહેરાત માટેના ભાવો

### માત્ર એકજ ભાષાના 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૩૫૦

| | રૂ. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૨૫૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૨૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૧૫૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૧૦૦ |
| અંદરનું અરધું પાનું ... ... | ૬૦ |
| અંદરનું ૧/૪ પાનું ... ... | ૩૫ |
| અંદરનું ૧/૮ પાનું ... ... | ૨૦ |

### ત્રણ જુદી જુદી ભાષાનાં 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૮૦૦

| | રૂ. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૬૦૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૫૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૩૫૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૨૫૦ |
| અંદરનું અરધું પાનું ... ... | ૧૫૦ |
| અંદરનું ૧/૪ પાનું ... ... | ૮૫ |
| અંદરનું ૧/૮ પાનું ... ... | ૫૦ |

### બે જુદી જુદી ભાષાનાં 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૫૫૦

| | રૂ. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૪૦૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૩૫૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૨૫૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૧૭૫ |
| અંદરનું અરધું પાનું ... ... | ૧૦૦ |
| અંદરનું ૧/૪ પાનું ... ... | ૬૦ |
| અંદરનું ૧/૮ પાનું ... ... | ૩૫ |

### ચારેય ભાષાના 'સંજીવન' માટે

કવરનું છેલ્લું પાનું વિવિધ રંગોમાં રૂ. ૧૦૦૦

| | રૂ. |
|---|---|
| કવરનું છેલ્લું પાનું ... ... | ૭૫૦ |
| કવરનું બીજું પાનું ... ... | ૬૦૦ |
| કવરનું ત્રીજું પાનું ... ... | ૫૦૦ |
| અંદરનું આખું પાનું ... ... | ૩૦૦ |
| અંદરનું અરધું પાનું ... ... | ૧૮૫ |
| અંદરનું ૧/૪ પાનું ... ... | ૧૧૦ |
| અંદરનું ૧/૮ પાનું ... ... | ૬૦ |

આખા એક વર્ષ સુધી એકજ ભાષાના "સંજીવન" માં જાહેરાત આપનારને ૧૦ ટકા વળતર આપવામાં આવશે. જુદી જુદી ભાષાઓમાં મળીને બાર હપ્તા આપનારને આ સવલતનો લાભ મળશે નહિ.

કોલમની સંખ્યા ૨

કોલમની લંબાઈ ૮ ૧/૨ ઇંચ

કોલમની પહોળાઈ ૩ ઇંચ

Registered No B-5301




# દારૂબંધીને સફળ કરો

મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિ, મુંબઇ-સરકાર

# અનુક્રમણિકા

—x—



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્રચના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલામાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તો જ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ પ્રાંતિક દારૂબંધીસમિતિ હંમેશાં સંમત છે એમ માનવાનું નથી.

મુંબઈ પ્રાંતિક દારૂબંધીસમિતિ : નં. ૭૫, અપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ, ૧.



# જો "એક્સ્પ્રેસ" હાથમાં લે તો તે ઝડપથી ચાલે

ખરેખર, અસરકારક રીતે રજૂ કરાયેલા તમારા વેચાણ સંદેશાનું આકર્ષકબળ જ તમારા ધંધાને વધુ ઝડપથી ચલાવે છે. અને પરિણામે વધુ હેરફેર અને વધુ નફો કરાવે છે. એ માટે ઉત્કૃષ્ટ કલ્પનાશક્તિ અને છાપ ઉતારવા માટેની ચીજોનાં નિપુણતાભર્યાં સફાઈપણાંની જરૂર રહે છે. અને એ કામમાં "એક્સ્પ્રેસ બ્લોક"જ મહત્વનો ભાગ ભજવે છે. હિંદના એક આગેવાન બ્લોક બનાવનાર તરીકે 'એક્સ્પ્રેસ બ્લોક' આજે ૧૫૦ ઉપરાંત કુશળ કલાકારો અને કસબી કારીગરોથી સુસજ્જ છે. અને તેથી કરી તે, જેનાપર એની શાખ બંધાયલી છે એવા ઉત્તમ પ્રકારનું કામ અને ઝડપ માટેની પોતાની પ્રણાલિકા અનુસાર અપ્રતિમ સેવા આપી શકે છે, તમારી ડીઝાઈનીંગ અને બ્લોક બનાવવા અંગેની બધી જરૂરીયાતો માટે તમારું કામ 'એક્સ્પ્રેસ બ્લોક'ને સોંપો અને તેનાં કેવાં સરસ પરિણામો આવે તે જાતે નિહાળો.



NAS

## એક્સ્પ્રેસ બ્લોક એન્ડ એન્ગ્રેવીંગ કંપની

# સંજીવન

વર્ષ પહેલું ]　　　એપ્રીલ—૧૯૪૯　　　[ અંક નવમો


## વૃક્ષનું ગાન

જાળવી વા'જે, ઓ વાયરા !
ઘેરૂં ભલે ગાજે, ઓ વાયરા !

પીળાં સૂકાં મારાં પાંદડાં ઘણેરાં :
ખેરી ખાતર કરી જાજે, ઓ વાયરા !
જાળવી વા'જે, ઓ વાયરા !
ઘેરૂં ભલે ગાજે, ઓ વાયરા !

ફૂલી ફળી મારી ડાળિયું લચુંબે :
હળવે હીંચોળી જરા ગાજે, ઓ વાયરા !
જાળવી વા'જે, ઓ વાયરા !
ઘેરૂં ભલે ગાજે, ઓ વાયરા !

ધરતી ધાવંતાં મારાં ઊંડેરાં મૂળિયાં :
તેને ઊખેડતો ન ધાજે ઓ વાયરા !
જાળવી ધાજે, ઓ વાયરા !
ઘેરૂં ભલે ગાજે ઓ વાયરા !

સુન્દરજી ગો. બેટાઈ

# — ન્યાયમૂર્તિ —
# રાનડે

**રાષ્ટ્રની સર્વોન્નતિના મહાન આદર્શ ખાતર જીવનનો મોટો ભાગ વ્યતીત કરી, કેળવણી, સમાજસુધારો, ધર્મ અને રાજકારણ ઉપર મૂલગામી અસર મૂકી, અમર બનેલ ગઇ સદીના મહાન નેતા**

લેખક
ડૉ. આર. પી. પરાંજપે

ઓગણીસમી સદીના છેલ્લા ત્રણ દસકા દરમિયાન હિન્દના જાહેર જીવનમાં પ્રથમ પંક્તિનું સ્થાન ધરાવનાર સમર્થ વ્યક્તિ તે મહાદેવ ગોવિન્દ રાનડે. એમનું અસાધારણ જ્ઞાનગૌરવ, એમની અસ્ખલિત પ્રવૃત્તિઓ અને હિન્દના વિવિધ પ્રશ્નો તરફનું એમનું વિનીત દૃષ્ટિબિન્દુ એ સહુની આ દેશના ઇતિહાસ ઉપર બહુજ ઊંડી અસર રહી છે. એક ઉચ્ચ કક્ષાના સરકારી અમલદાર તરીકે પોતાની હરોળના ઇતર સમકાલીન નેતાઓની પેઠે રાનડે જાહેરમાં તેમજ રાજકીય ક્ષેત્રમાં આગળ પડતો ભાગ ભજવી શકેલ નથી. પરંતુ એમની મૂલગામી અસર સર્વત્ર સ્વીકારાઇ છે અને ઘણીવાર પડદા પાછળથી પણ એ સઘળી રાષ્ટ્રિય પ્રવૃત્તિના સહાયક, વિધાયક અને પ્રણેતા બની રહ્યા છે.

## પહેલા સ્નાતક

હિન્દને સર્વદેશીય પ્રગતિ કરવાની જરૂર છે એવી પ્રતીતિ બીજા કોઇપણ રાષ્ટ્રિય નેતા કરતાં એમને વહેલી થઈ હતી. હિન્દને રાજકીય, સામાજિક, ઔદ્યોગિક, ધાર્મિક શૈક્ષણિક અને નૈતિક ક્ષેત્રમાં વિકાસ સાધવાની ખાસ જરૂર હતી. અને આ સઘળાં ક્ષેત્રમાં રાનડેએ મહત્વનું કામ કર્યું છે અને બીજાને માર્ગ દર્શન કરેલ છે. રાનડે જન્મ્યા ત્યારે હિન્દમાં બ્રિટીશ અમલ હજી તાજેજ સ્થિર થતો હતો એટલે પશ્ચિમના ધોરણે શરૂ થયેલી નવી કેળવણી દ્વારા વહેતા નવા વિચારોના બોધનો ધોધ ઝીલવામાં એ સૌથી પહેલા હતા. અને એટલેજ હિન્દી વિદ્યાપીઠોના પહેલા ફાલમાં સમયની અને પ્રતિભાની દૃષ્ટિએ એ પહેલા હોઈ સ્વભાવિક રીતેજ હિન્દી સ્નાતકોમાં 'પાટવી' કહેવાયા છે.

સને ૧૮૪૨ ના જાન્યુઆરીની ૧૮ મી તારીખે નાસિક જિલ્લાના નિફાડ ગામમાં મહાદેવ ગોવિન્દ રાનડેનો જન્મ થયો હતો. એમના પિતા એ ગામમાં હેડ ક્લાર્ક હતા. ત્યાર પછી એમના પિતાને કોલ્હાપુર રાજ્યમાં નોકરી મળી એટલે રાનડેએ મરાઠી તેમજ પ્રાથમિક અંગ્રેજીનું શિક્ષણ કોલ્હાપુરમાં મેળવ્યું. ત્યારપછી એમના પિતાએ જરા અચકાતે દિલે, મુંબઇમાં (પાછળથી એલ્ફીન્સ્ટન હાઇસ્કુલ કહેવાયેલ) 'એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુટ' માં આગળ અભ્યાસ કરવા માટે મોકલ્યા. મુંબઇ યુનિવર્સીટી તરફથી ૧૮૫૯ માં લેવાયેલ સૌથી પહેલી મેટ્રીક્યુલેશન પરીક્ષામાં પાસ થઇ, રાનડે એલ્ફીન્સ્ટન કોલેજમાં જુનિયર ફેલોશિપ સાથે દાખલ થયા અને ૧૮૬૨ માં બી. એ. થયા. રાનડે અને ભાંડારકર (પાછળથી ડૉ. સર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર) બંને પ્રથમ વર્ગમાં આવ્યા અને યુનિવર્સીટીના પહેલાજ સ્નાતક ગણાયા. પાછળથી એમણે એમ.એ., એલ.એલ. બી., અને એડવોકેટની પરીક્ષા પસાર કરી અને પ્રત્યેકમાં માન મેળવ્યાં. વિદ્યાર્થી અવસ્થામાં એમણે અનેક વિષયોનું અગાધ વાંચન કર્યું. એમણે કેવળ વિદ્યાર્થી અવસ્થામાંજ વાંચેલા પુસ્તકોનું લીસ્ટ અત્યારનો કોઈ પાકટ ઉમ્મરનો 'વિદ્વાન' પ્રોફેસર જો જુએ તો એ પણ મંત્રમુગ્ધ થઇ જાય!

## આરૂઢ ન્યાયમૂર્તિ

રાનડે જેવું અસમાન્ય સામર્થ્ય ધરાવતો સ્નાતક એ જમાનામાં તો અવશ્ય સરકારી નોકરીમાં તરત જ ઝડપાઈ જાય. એટલેજ રાનડેની લગભગ આખી જીન્દગી સરકારી નોકરીમાંજ ગઇ. કેટલાંક વર્ષ એમણે એલ્ફીન્સ્ટન કોલેજના અંગ્રેજીના પ્રાધ્યાપક તરીકે અને અક્કલકોટ સંસ્થાનના કારભારી તરીકે નોકરી કરી. કોલ્હાપુર રાજ્યના સર ન્યાયાધીશ તરીકે પણ એમણે થોડો વખત નોકરી કરી. આ સંબંધમાં ગોખલેએ મને એક રસપ્રદ વાત કરેલી. રાનડે જે અદાલતમાં નવા ન્યાયાધીશ તરીકે નિમાઇને આવ્યા ત્યાં એના પિતા એક નીચલી પંક્તિના અમલદાર હતા. ન્યાયાધીશ જ્યારે પોતાની પાસેથી પસાર થાય ત્યારે પ્રત્યેક નીચલી પાયરીના અમલદારે ઉભા થઇ તેને માન આપવું એ જાતની પ્રથા તે સમયે પ્રવર્તમાન હતી. રાનડેને અદાલતમાં જવાનો માર્ગ જે ઓરડામાંથી પસાર થતો હતો તેજ ઓરડામાં એના પિતાનું ટેબલ હતું. પહેલેજ દિવસે રાનડેએ જ્યારે ન્યાયાધીશ તરીકેનો હોદ્દો સંભાળ્યો અને એના પિતાના ટેબલ પાસેથી પસાર થયા ત્યારે તેણે નિયમ મુજબ ઉભા થઇ રાનડેનું સન્માન કર્યું.

આ કમનસીબ બનાવથી રાનડેને બહુજ લાગી આવ્યું. તે દિવસથી માંડીને રાનડે એના પિતા ઓફિસમાં આવે તે પહેલાંજ કોર્ટમાં પહોંચી જતા અને ભવિષ્યમાં ફરી એવી અણછાજતી બીના ન બને તેની સંભાળ રાખતા. રાનડેએ મોટે ભાગે ન્યાયખાતામાંજ નોકરી કરેલી. સબોર્ડિનેટ જજ તરીકે, સ્મોલ કોઝ કોર્ટના જજ તરીકે, ડક્કન એગ્રીકલચરિસ્ટ રિલીફ એકટ હેઠળ સ્પેશિયલ જજ તરીકે અને છેવટે તે સમયે હિન્દીઓ માટે ઉચ્ચોચ્ચ કક્ષાની નોકરી ગણાય એવા મુંબઈની હાઇકોર્ટના જજ તરીકે પણ એમણે કામ કરેલ. લેજીસ્લેટીવ કાઉન્સીલ ના તેમજ નાણાં સમિતિના સભ્ય થવા પણ એમને કહેવામાં આવ્યું હતું.

નોકરીમાંથી રાનડે નિવૃત્તિ લે તે પહેલાં એક વરસે એટલે ૫૯ વર્ષની ઉમ્મરે તા. ૧૬મી જાન્યુઆરી ૧૯૦૧ ના રોજ એમનું અવસાન થયું.

રાનડે પોતાની નોકરી સબબની ફરજો કુશળતા પૂર્વક બજાવતા હતા અને સાથે સાથે એ બીજાં ક્ષેત્રમાં પણ ઠીક ઠીક પ્રવૃત્તિ કરી રહ્યા હતા. એમની આ ઇતર પ્રવૃત્તિઓને કારણેજ સરકારને એમની વફાદારીમાં શંકા ઉપસ્થિત થતી. ખૂબ ઊંડી અને વીગતવાર ખાનગી તપાસને અન્તે પણ એમના ઉપર કોઇપણ જાતનો આરોપ સિદ્ધ થઈ શકેલ નહિ માત્ર એ કારણે એમને હાઇકોર્ટના જજની પદવી સુધી પહોંચવામાં સારા પ્રમાણમાં ઢીલ થયેલી. અને નોકરીમાં એમનાથી ઘણાજ 'જુનિયર' રહેલ સ્વ. તેલંગની પસંદગી આ સ્થાન માટે પહેલાં થયેલ. સને ૧૮૭૮-૭૯ માં દક્ષિણના કેટલાક ભાગમાં રમખાણો ફાટી નીકળેલ. વાસુદેવ બલવન્ત ફડકે નામના એક યુવાને શિવાજીનો પાઠ ભજવી બ્રિટીશ રાજને ઉથલાવી પાડવાનો પ્રયત્ન શરૂ કર્યો. પુનાના બ્રાહ્મણોના નેતા તરીકે આ ચળવળમાં રાનડેનો પણ ભાગ હોય એવી શંકા ઉઠાવવામાં આવી એના પત્રવ્યવહાર ઉપર દેખરેખ રાખવામાં આવી અને એની પહેલાં નાસિક અને પછી ધૂળિયા બદલી કરવામાં આવી. પરંતુ પાછળથી ફડકેએ પોતે રાખેલી એક ડાયરીના આધારે એમની સંપૂર્ણ નિર્દોષતા પુરવાર થયેલી.

ન્યાયમૂર્તિ રાનડે



સ્કેચ:- જે. એન. કમલાપુર

## પ્રાર્થના સમાજના સ્થાપક

રાનડેની પ્રવૃત્તિ એટલી વિશાળ અને અનેકલક્ષી છે કે એમાની થણીખરીની તો માત્ર રૂપરેખાજ આપી શકાય. રાનડે ઊંડી ધાર્મિક વૃત્તિના હતા જ્યાં એ હિન્દુધર્મનાં હજારો દેવદેવીઓ અને અસંખ્ય પૂજાવિધિઓમાં માનતા નહિ. તે એક અને અદ્વિતીય ઇશ્વરમાં માનતા અને એટલે બંગાળમાં રાજા રામ મોહન રાયે સ્થાપેલ બ્રાહ્મસમાજ તરફ આકર્ષાયેલ. જો કે આસપાસના હિન્દુ સમાજથી નિરાળા-રહેવામાં એ સંમત નહોતા. મુંબઇ પ્રાર્થના સમાજના સંસ્થાપકોમાંના એ એક હતા. પ્રાર્થના સમાજ બધાજ ધર્મોમાં વિશાળ દષ્ટિએ શ્રદ્ધા ધરાવતો અને બધાજ તરફ માનની લાગણીએ જોતો. એટલે એની પ્રાર્થનાઓ અને કથાઓના મુખ્ય સંગ્રહમાં મહારાષ્ટ્રના કવિઓ અને સાધુઓનાં ઘણાં લખાણોના ફકરાઓ સંગ્રહાયા હતા.

પ્રાર્થના સમાજના પ્રબોધક તરીકે રાનડે ઘણી વાર ઉપદેશ કરતા અને એમનાં ઉપદેશ વચનો ગ્રન્થાકારે પણ પ્રગટ થયાં છે. પ્રાર્થના સમાજના કાર્યોમાં એમના બહુજ આગળ પડતા સહકાર્યકર સર રામકૃષ્ણ ભાંડારકર હતા. પ્રાર્થના સમાજની કેટલીયે શાખાઓ મહારાષ્ટ્રમાં સામાજિક અને શિક્ષણ વિષયક પ્રવૃત્તિઓ કરી રહેલ છે. એના અનુયાયીઓની સંખ્યા જો કે બહુ થોડી છે છતાં એઓએ પશ્ચિમ હિન્દ

પ્રાગતિક ધર્મ ભાવના ફેલાવવામાં બહુજ આગળ પડતો ભાગ ભજવ્યો છે. રાનડે પણ આ દિશામાં પોતાના કાર્યને આત્યન્તિક મહત્વ આપતા. એ તેમજ એમના સહકાર્યકરો આમવર્ગથી વિખૂટા પડી ગયા ન હોતા તેમજ કોઇ જુદો અડ્ડો પણ એઓએ જમાવ્યો ન હોતો એટલે એમની પરોક્ષ અસર બહુજ વ્યાપક બનતી.

## ઇતિહાસના અભ્યાસી

બીજા સમકાલીન હિન્દી નેતાઓ પેઠે રાનડેને પણ કેળવણી વિષયક પ્રવૃત્તિઓમાં બહુજ રસ હતો. કેળવણીના ક્ષેત્રમાં હરેક નવા પ્રયોગને તે આવકાર આપતા. પુનાનું કન્યા-વિદ્યાલય, દક્ષ્ખણ એજ્યુકેશન સોસાયટી, ન્યુ ઇગ્લીશ સ્કુલ, ફર્ગ્યુસન કોલેજ વગેરે સંસ્થાઓની સ્થાપના અને વિકાસમાં એમને પણ રસ હતો. મુંબઇ યુનિવર્સીટીની સેનેટના તેમજ સીન્ડિકેટના એ એક આગળ પડતા સભ્ય હતા. હિન્દની પ્રાંતિક ભાષાઓને શિક્ષણ ક્ષેત્રમાં વધુ અને વધુ મહત્વ મળે એ બાબતના રાનડે એક મહાન પુરસ્કર્તા હતા. એમ. એ.ની પરીક્ષા માટે પ્રાંતીય ભાષાઓના સાહિત્યને માન્ય ગણવાને લગતો ઠરાવ સેનેટમાં એ પસાર કરાવી શકયા એ એમની છેલ્લી અને એક મોટામાં મોટી સફળતા હતી. શાળાઓ અને કોલેજોમાં પણ અનેક વાર રાનડેને વ્યાખ્યાન માટે આમંત્રણ મળતાં.

રાનડે ઇતિહાસના આજીવન અભ્યાસી હતા. મરાઠાઓના ઇતિહાસમાં પણ એમને બહુજ ઊંડો રસ હતો. "મરાઠી સત્તાનો ઉદય" એ નામનું પુસ્તક હજુયે એ વિષયમાં આધારભૂત પુસ્તક ગણાય છે. રાનડેનું મુખ્ય વકતવ્ય એ હતું કે મહારાજ શિવાજીના નેજા હેઠળ મરાઠાઓનો ઉદય એ કેવળ અકસ્માત્ નહોતો. પરંતુ એની પાછળ તો મુસ્લીમ બાદશાહોની ધર્માન્ધતાને કારણે જાગ્રત અને સબળ બનેલી મહારાષ્ટ્રના સન્તો અને સાધુઓની લાંબા વખતની સાધના પણ હતી. રાજવડે, ખરે, પોદાર વગેરે મરાઠી વિદ્વાનોએ મહારાષ્ટ્રના ઇતિહાસનાં જૂનાં દફતરોનો ખંતપૂર્વક અભ્યાસ કર્યો હતો. રાનડે પણ એવા ઇતિહાસને પ્રોત્સાહન આપતા. આ જૂનાં દફતરોમાં પ્રતિબિમ્બિત થતા પ્રાચીન મહારાષ્ટ્રનું દિગ્દર્શન પણ રાનડેએ પોતાના પુસ્તકમાં આપેલું.

દેશનાં ઔદ્યોગિક અને આર્થિક પ્રગતિમાં રાનડેને ખૂબ ઊંડો રસ હતો. આ વિષય ઉપરના લેખો ગ્રન્થ સ્વરૂપે બહાર પડેલ છે. ઇંગ્લેન્ડ જેવા પ્રગતિશીલ દેશમાં અમલમાં મૂકાયેલ મુક્ત વ્યાપારની નીતિ હિન્દ જે ઔદ્યોગિક ક્ષેત્રમાં અવિકસિત રહેલા દેશમાં સફળતાપૂર્વ અમલમાં ન મૂકી શકાય એવી પ્રતીતિ હિન્દી નેતાઓમાં એમનેજ સૌથી પહેલાં થઇ હતી. દક્ષ્ખણ કોલેજ એમના એક યાદગાર વ્યાખ્યાનમાં રાનડેએ રૂઢ આર્થિ નીતિની ઝાટકણી કાઢેલી અને જર્મની જેવા ન ઔદ્યોગિક દૃષ્ટિએ વિકસતા દેશોના અનુભવ ઉપર દાખલો લઇ હિન્દે પોતાની આર્થિક નીતિ ઘડવી જોઇ એવો મત પ્રદર્શિત કરેલ. આ વિચારો અત્યારે હિન્દના અર્થકારણમાં ખૂબ પ્રચલિત છે પણ રાનડે આપણે એના આદ્યવિધાયક ગણવા જોઇએ. હિન્ ઉદ્યોગોને વિકસાવવાના ક્ષેત્રમાં પણ રાનડેએ યથાશક્તિ સારો ફાળો આપ્યો છે.

## પ્રેરક અને પ્રોત્સાહક

એક સરકારી નોકર તરીકે રાનડે રાજકીય ચળ વળમાં આગળ પડતો ભાગ લઈ શકેલ નથી છતાં એ જાણીતીજ હકીકત છે કે પડદા પાછળથી આપણા રાજકીય નેતાઓને રાનડેનાં પ્રેરણા અને પ્રોત્સાહન મળ્યાજ કરતાં. સાઠ વરસ પહેલાં મુંબઇ એ હિન્દી રાજકારણનું મુખ્ય રંગમંચ ગણાતું. ફિરોઝ શાહ મહેતા, તેલંગ અને તૈયબજી એ ત્રણ મુંબઇના મહાન રાજકીય નેતાઓ હતા. રાનડેને એઓની સાથે બહુજ નિકટનો સંબંધ હતો. ૧૮૮૫ માં હિન્દી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઇ ત્યારે એનું પહેલું અધિવેશન પુનામાં મળે તેવી યોજના હતી પરંતુ પાછળથી પુનામાં મહામારી ફાટી નીકળતાં એ અધિવેશન મુંબઇમાં મળ્યું. રાનડે કોંગ્રેસના પ્રત્યેક અધિવેશનમાં પ્રેક્ષક તરીકે હાજરી આપતા. જો કે એમની હાજરીનું દેખીતું કારણ તો ૧૮૮૮ માં શરૂ કરેલી "સોશિયલ કોન્ફરન્સ" ની એમની નેતાગીરીજ હતી. એ દિવસોમાં પુનાની સાર્વજનિક સભા હિન્દની રાજકીય સંસ્થાઓમાં મહત્વનું સ્થાન ધરાવતી હતી. વર્તમાન રાજકીય પ્રશ્નોનું એનું કાળજીપૂર્વકનું વિવરણ સરકારી વર્તુળોમાં પણ માનની નજરે જોવાતું. આ વિવરણો કેટલીકવાર રાનડે જાતે લખતા અથવા લખવાની પ્રેરણા આપતા. ત્યાર પછી એ વિવરણો સાર્વજનિક સભાના જર્નલમાં પ્રગટ થતાં. હિન્દી રાજકારણના ઇતિહાસના અભ્યાસીને આ લેખો જોયા વગર ચાલેજ નહિ. આ વિવરણોમાં કેટલીકવાર હિન્દના ખેડૂતની, એની ગરીબાઇની, દુકાળને લીધે એના ઉપર આવતી આપત્તિની ચર્ચાઓ કરવામાં આવતી. દક્ષ્ખણ એગ્રીકલ્ચરિસ્ટ

રિલીફ એકટનો અમલ કરનાર ન્યાયાધીશ તરીકે રાનડેને આ બધા પ્રશ્નોનો ગાઢ સંપર્ક રહેતો અને દેશના જુદા જુદા ભાગોમાંથી એને વીગતવાર માહિતી પણ મળતી. આ લેખો કડક અને આક્રમક ભાષાને કારણે નહિ પણ સબળ અને આધારભૂત દલીલોને લીધે સમાજમાં પ્રચલિત બનતા અને એને એકદમ હસી કઢાય તેવા નહોતા. આ કામમાં એના મહાન અનુયાયી ગોપાલ કૃષ્ણ ગોખલે હતા. રાનડેના અવસાન પછી વિનીત રાજકીય નેતાગિરીનો વારસો એનેજ મળેલો. અને પંદર વરસ સુધી ગોખલેએ એ યશસ્વી રીતે સાચવેલો. હિન્દી રાજકારણમાં ઉદ્દામ મતવાદી તરીકે જાણીતા થયેલ તિલક અને એના અનુયાયીઓને રાનડે સામે વિરોધ હતો. સાર્વજનિક સભાના જરા શિથિલ બંધારણનો લાભ લઇ લોકમાન્ય તિલક અને એના અનુયાયીઓ ૧૮૯૫ માં સભામાં પ્રધાન સ્થાને આવી ગયા. એટલે રાનડે અને એના મિત્રો સભામાંથી ખસી ગયા અને ૧૮૯૬ માં એઓએ "દખ્ખણ-સભા" નામે નવી સંસ્થા સ્થાપી. દખ્ખણ સભાના ઉદ્દેશ અને કાર્યવહીની રૂપરેખા રાનડેએ જાતે ઘડી. રાનડે કઈ વિચારસરણીનું પ્રતિનિધિત્વ ધરાવતા હતા એનો ખ્યાલ આપણને આમાંથી આવે છે.

"મુક્તિ એટલે ન્યાતજાત અને ધર્મધર્મના પૂર્વગ્રહો માંથી મુક્તિ અને ન્યાય તેમજ સત્યની ભક્તિ. મુક્તિ એટલે સમાનતા માટેના પ્રજાના હકનું યોગ્ય સંરક્ષણ કર્યા પછી પણ કાયદાનો અમલ કરનાર સત્તાધીશ તરફની વફાદારી......વિનીતતા એટલે અશકય કે અલભ્ય આદર્શો સિદ્ધ કરવા માટેની આકાંક્ષા નહિ પરંતુ પ્રત્યેક દિવસે સ્વાભાવિક સ્વરૂપમાં, સહાનુભૂતિ અને સમજૂતીપૂર્વક પ્રગતિ કરવાની ઇચ્છા.........

રાજકીય પ્રવૃત્તિની કિંમત એના પરિણામથી આંકી શકાય નહિ પરંતુ જનતામાં જે જાગ્રતિ એ પેદા કરે અને સ્વમાન તેમજ સ્વાવલંબનની ભાવના જે એ ઉત્પન્ન કરે એથીજ એનું માપ નીકળે. ખરી વાત છે કે આ કામ બહુ ધીમી ગતિએજ થઇ શકે. પરંતુ હરેક નવી વસ્તુને જો સત્યનિષ્ઠ બનાવવી હોય તો એનો વિકાસ હળવે હળવેજ થવો જોઇએ."

—આ શબ્દો કદાચ આજની પરિસ્થિતિમાં વિચિત્ર લાગશે પરંતુ અત્યારના રાજ્યકર્તાઓ પણ એમાંનું સત્ય જોઇ શકશે.

## પ્રખર સમાજસુધારક

લોકસેવાનાં અનેક ક્ષેત્રોમાં રાનડેને રસ હતો અને દરેકમાં એમની નજર દૂર દૂર સુધી પહોંચતી છતાં સમાજ-સુધારો એજ એમને સૌથી પ્રિય વિષય હતો એમ કહેવું અવાસ્તવિક નથી. જનતાની સર્વસામાન્ય દરિદ્ર સ્થિતિ અને દેશની પરતંત્રતા એ બંને, લોકો જે પરિસ્થિતિમાં જીવતા અને જે માન્યતાઓ કેળવતા એને માટે જવાબદાર હતાં. સમાજનું આખું રચનાતંત્ર પાયાની સુધારણા માગી રહ્યું હતું એટલે રાનડેએ સુધારાની દિશામાં લોકમત જાગ્રત કરવા માટે બનતા પ્રયાસો શરૂ કર્યા.

અને સમાજમાં સ્ત્રીના સ્થાનને પ્રતિષ્ઠિત બનાવવાનો પ્રશ્ન તે વખતે ખૂબજ અગત્યનો હતો. સ્ત્રીઓને તે સમયે સમાજમા અનેક રીતે હડધૂત કરવામાં આવતી હતી. વિધવા માટે પુનર્વિવાહની મનાઇ હતી. બાળલગ્નની પ્રથા ખૂબ પ્રચલિત હતી. સ્ત્રીઓ સંપૂર્ણ રીતે અશિક્ષિત, પરતંત્ર અને નિરાધાર જેવી હતી. આ અને આવાં બીજાં અનિષ્ટોનો સામનો કરવાનું કાર્ય રાનડેએ સૌથી પહેલું હાથમાં લીધું. પુનર્લગ્ન માટેના વિધવાના હકનો રાનડેએ પુરસ્કાર કર્યો અને એ રીતે પુનર્વિવાહિત જોડાંઓ સાથે વ્યવહાર પણ શરૂ કર્યો. અને એમ કરવામાં રૂઢિચુસ્તોની નાત બહાર મૂકવાની ધમકીનો સંપૂર્ણ અનાદર કર્યો. સ્ત્રીઓ અને બાળાઓની કેળવણીની ઘણી સંસ્થાઓ સાથે રાનડેને ગાઢ સંબંધ હતો. એ ખરૂં છે કે વિધવાવિવાહના મહાન પુરસ્કર્તા હોવા છતાં રાનડે પોતે એકેય વિધવાને પરણ્યા નહોતા. રાનડેને બીજી વાર પરણવાનો પ્રસંગ આવ્યો ત્યારે પોતાના પિતાના દબાણને વશ થઇ તે યુવાન કુમારિકાનેજ પરણ્યા હતા. જો કે પોતાની આ નબળાઇ એણે કબૂલ પણ કરી હતી. રાનડેએ પોતાની પત્નીને શકય એટલી ઉત્તમ પ્રકારની કેળવણી આપી હતી અને પતિની હરેક પ્રવૃત્તિમાં એ સારો એવો રસ લેતી. રાનડેના અવસાન પછી એમની પત્નીએ મરાઠી ભાષામાં એનું લાક્ષણિક જીવનચરિત્ર લખેલ છે અને એમાં રાનડેના જીવનની મહત્તા સર્વાંશે પ્રદર્શિત કરી છે. સમાજ સુધારાની પ્રગતિમાં કાયદાનો ફાળો શો હોઇ શકે એ પ્રશ્ન એ જમાનામાં વિવાદાસ્પદ હતો અને હજી પણ છે. આ બાબતમાં રાનડેનો મત વધારેમાં વધારે આધારભૂત ગણાશે.

# સ્વ. સરોજિનીદેવી

# સૌન્દર્યદર્શી કવયિત્રી

: લેખક :
પ્રા. વિજયરાય ક. વૈદ્ય



સરોજિની દેવીના નામથી કોઇ સુશિક્ષિત હિન્દી-જન ભાગ્યેજ અજ્ઞાત હશે ! સરોજિનીદેવી હિન્દની નારીપ્રતિભાનાં, સ્ત્રી-શક્તિનાં પ્રતીક રૂપ હતાં. એ સૌન્દર્યદર્શી મુકવિ હતાં, હૃદયંગમ વક્તા હતાં, મહાન દેશસેવિકા હતાં અને છેલ્લે સંયુક્ત પ્રાંત જેવા વિશાળ પ્રાંતનાં 'ગવર્નર' પણ એ બન્યાં હતાં. એમનું વ્યક્તિત્વ અનેકાંગી હતું અને એમની પ્રતિભા—કાવ્યક્ષેત્રે તેમજ વક્તૃત્વકલામાં—ઓજસ્વતી હતી. હિન્દી પ્રજામાં રાષ્ટ્રભાવના જાગ્રત કરવામાં સરોજિની દેવીનો ફાળો બહુજ મોટો હતો. એમના અવસાનથી હિન્દને અસાધારણ ખોટ પડી ગણાય. પ્રસ્તુત લેખમાં એમના ક્ષર તેમજ અક્ષર જીવન ઉપર દૃષ્ટિક્ષેપ કરવામાં આવેલ છે.

રા.ક.

## પ્રભાવશાળી ક્ષરજીવન

આજથી આશરે સિત્તેર વર્ષ પહેલાં દક્ષિણ હૈદરાબાદની નિઝામ કૉલેજના આચાર્ય અઘોરનાથ ચટ્ટોપાધ્યાય નામે બંગાળી બ્રાહ્મણ હતા. વિજ્ઞાન એમનો વિષય, પણ તે તો શ્રદ્ધાના પણ પૂજ્ય ઉપાસક હતા. બન્ધુ-વિજ્ઞાની પ્રફુલ્લચન્દ્ર રાય પણ તેમને પ્રતિભાશાળી મહાપુરુષ તરીકે સ્વીકારતા. એ સૌજન્યમૂર્તિ વિદ્વાનને ત્યાં સને ૧૮૭૯ ના ફેબ્રુઆરીની તા. ૧૩મી એ કન્યારત્નનો જન્મ થયો તેજ આપણાં કવિરત્ન સરોજિની. પિતાની ઇચ્છા તો તેને વિજ્ઞાની અને ગણિતશાસ્ત્રી બનાવવાની હતી પણ તેણે તો માત્ર અગિયાર વર્ષની વયે, જે ભાષામાં શિક્ષણ મળેલું તે અંગ્રેજીમાંજ પોતાનું પહેલું કાવ્ય—૧૩૦૦ લીટીનું, સ્કૉટ કૃત "લેડી ઑફ ધ લેક" ની ઢબનું—રચ્યું. તે બારમે વર્ષે તો મદ્રાસમાં મૅટ્રિક પણ થયાં અને નિઝામની શિષ્યવૃત્તિ મળતાં, સોળમે વર્ષે ઇંગ્લંડ જઈને ત્યાંની કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં અભ્યાસ કરવા માંડ્યો. તેમના અંગ્રેજ પ્રાધ્યાપકો તથા સહાધ્યાયીઓ પણ, એ દેખાવે બાળકી સરખી નાનકડી પણ રસભર્યાં નયને પ્રેરક યુવતીથી ચકિત થતા. તેનાં ડહાપણ અને પરિપક્વબુદ્ધિ માટે પણ તેમનાં સૌનાં વિસ્મય તથા પ્રશંસા ઓછાં નહોતાં. તેણે અલ્પ કાળમાંજ ઇટલીના કલાધામ ફ્લોરેન્સની અમર કલાકૃતિઓમાંથી સૌંદર્યની પ્રેરણા ઝીલી હતી, જીરવી હતી એનાથી સહજભાવે મોહમુગ્ધ બની હતી.

યુવાન સરોજિની ૧૮૯૮ માં સ્વદેશ આવી. એ વર્ષના ડિસેંબરમાં જન્મે શૂદ્ર પણ સંસ્કારે બ્રાહ્મ યુવક મેજર નાયડુ સાથે તેણે સમાજવિરોધી પણ પ્રેમલગ્ન કરવાની હિંમત દાખવી. બાલવયે તેમ પછીથી પણ તેમનો હૈદરાબાદ-નિઝામ અને રાજકુળ સાથેનો એમના કુટુંબનો સંબંધ, ખાસ તેમજ હિંદની અમીરાત તેમનામાં આણવામાં પ્રોત્સાહક નીવડ્યો. પરદેનશીન સ્ત્રીઓમાં સામાજિક કાર્ય પણ તેમણે કર્યું. એજ વાતાવરણના પ્રભાવે પોતે ભવિષ્યમાં હિંદુ-મુસ્લિમ ઐક્યની પ્રવૃત્તિઓમાં પણ મોટો ભાગ ગાંધીજી તથા બીજા નેતાઓને આપી શક્યાં હતાં. એવા એક પ્રવાસ વખતે, હુલ્લડો દરમ્યાન મુંબઈમાં, તેમણે જાનનું જોખમ પણ ઉઠાવ્યું હતું એમ જાણકારો કહે છે.

એમની રાજકીય પ્રવૃત્તિઓમાં સરોજિનીદેવીનું કાર્ય ૧૯૧૬ ના પ્રસિદ્ધ બનાવોથી થાય છે. ત્યારે

પહેલાં પણ, ૧૯૧૫ માં પહેલા મહાયુદ્ધ દરમ્યાન હિંદ-સ્વાતંત્ર્યને પક્ષે તેમણે ભાષણો કરવા માંડયા ત્યારે કવિને વળી રાજકાજ સાથે શી લેવા દેવા, એવું કોઈકે કહેતાં તેમણે જવાબ દીધેલો કે કવિઓએ સદાસર્વદા એકદંડિયા મહેલોમાં વસવાનું નથી; પ્રજાકીય ઉત્થાન થાય ત્યારે તેણે પ્રજાની લડતોના ધોરી માર્ગે, અને પરિતાપ અને ધૂમધમાસા ખમવા સારૂ પણ, આગળ આવવું જોઈએ.

૧૯૧૯–૨૦ ની સાલથી તો, એ વખતે માત્ર મિસિસ સરોજિની નાયડુ કહેવાતાં તે આપણાં ચરિત્ર નાયિકાનું ભાગ્ય દેશની રાષ્ટ્રીય મહાસભાની સાથે વધુ ને વધુ અંશે જોડાયું. તે આગળ જતાં એનાં પ્રમુખ બન્યાં અને એ પ્રસંગે બહુજ પ્રેરણાવાન, હિંમત ભર્યું, અને કવિત્વ-મય વ્યાખ્યાન કર્યું હતું. વકતા તરીકેની એમની શકિતઓનો તેમણે પૂરો લાભ પોતે હિંદનાજ કામે દક્ષિણ આફ્રિકા તથા અમેરિકા ગયાં ત્યારે પણ આપ્યો હતો. આફ્રિકામાં કોઈ જવાબ-દાર ડચ યુરોપીઅને તેમને જ્યારે કહ્યું કે અહીંથી હિંદીઓએ હિંદમાં ચાલ્યા જવું જોઈએ, ત્યારે મિસિસ નાયડુ કહે: "એજ ન્યાયે તમારે ડચ લોકોએ અહીંથી તમારા દેશ-હોલંડમાં ચાલ્યા જવું જોઈએ." પેલો આ જવાબ સાંભળીને મૂંગોજ થઈ ગયો. અમેરિકા જવાનું થયેલું તો હિંદવિરોધી 'મધર ઇંડિયા'ની લેખિકા કેથેરિન મેયોએ કરેલી આપણી વગોવણીનો પ્રતિ-પ્રચાર કરવા; પણ જ્યારે ઉત્સાહી અમેરિકન રિપોર્ટરોએ તેમને ચારે પાસ ટોળે વળીને પૂછ્યું કે તમે મિસ મેયો વિશે શું ધારો છો, ત્યારે તેમણે તડ દઈને સામો સવાલ નાંખેલો: "મિસ મેયો? એ વળી કોણ છે?"

શ્રીમતી નાયડુ



Need'st thou the homage of our Love or Praise?

આવી તેમની સમુચિત પ્રગલ્ભતા, બુદ્ધિચાતુર્ય તથા વિનોદમયતાના બીજા પણ પ્રસંગો છે. ધરાસણામાં સૈનિકો પર અસહ્ય લાઠીમાર ચાલતો હોય છતાં તેમને અખૂટ ધૈર્યથી "આગે બઢો! આગે બઢો!" કહી ટકાવી રાખનાર પણ એજ વીરાંગના હતાં. કારાગ્રહવાસ પણ તેમને સેવવો પડયો હોય એ કુદરતી છે. આવાં કેટલાંય કષ્ટસહનને પરિણામે એમના સુભાગ્યે યુક્તપ્રાન્તોનું ગવર્નર પદ –'ગવર્નેસ' પણ તેઓ દ્વિઅર્થી શબ્દ વાપરતાં, પોતાને રમૂજમા કહેતાં-મળેલું.

## કલ્પનાશીલ અક્ષરજીવન

"One heart are we to love thee,
O our Mother,
One undivided, indivisible
soul,
Bound by one hope, one
purpose, one devotion,
Towards a great, divinely-
destined goal!"

માતૃભૂમિને વિરલ પ્રેમે વન્દના કરતું એ કાવ્ય વાંચીએ, અથવા મહાત્મા ગાંધી વિષેનું કાવ્ય 'ધ લોટસ' વાંચીએ (એમાં તેમને પવિત્ર ને ભવ્ય, રહસ્યમય કમળનું રૂપક આપી, બ્રહ્માના શ્વાસમાંથી ઉદ્ભવેલું. એનું અમર સૌંદર્ય વખાણ્યું છે) કે પછી ભારતમાતા પ્રત્યે પૂજ્યભાવથી ઉભરાતું આ અનન્ય કવિનું, ભારતની શકિતઓનુ ગુણગાન જેમાં થયું છે, એની પ્રત્યેક અમોઘ નિષ્ઠાની તથા બલિદાનની પ્રતિજ્ઞા જેમાં થઈ છે, તે સુરમ્ય કાવ્યમાંની વાંચીએ આ બે પંકિતઓ–

Lo! we would thrill the
high stars with thy story,
And set thee again in the
forefront of glory.

આવી પ્રેરક રાષ્ટ્રીય કવિતા વાંચીએ છીએ, ત્યારે સમજાય છે કે સરોજિનીદેવી, જે પહેલાં માત્ર કવિ હતાં તે શા માટે એ કવિત્વને ક્રિયાશીલ થવા દેવા માટે દેશભકત અને રાષ્ટ્ર-સેવક બન્યાં—શા માટે તેમની લલિત એટલીજ સમર્થ, અને અમૃતસંજીવની પાનારી વાણી માતૃભૂમિને ચરણે તેમણે પૂરા અનુરાગ તથા અભિનિવેશથી ધરી દીધી.

શ્રીમતી સરોજિની નાયડુનો જે કાવ્ય સંગ્રહ નામે 'ધી સેપટર્ડ—Sceptred ફ્લ્યુટ' હાલ મળી શકે છે તે તો પ્રગટ થયો ૭ વર્ષ પર ૧૯૪૩ માં, પણ મૂળે જે ત્રણ સંગ્રહો અગાઉ બહાર પડેલા, તેનો સંયુક્ત એ મોટો સંગ્રહ છે. આગલા સંગ્રહો આ નામના હતા. ધ ગોલ્ડન થ્રેશોલ્ડ' (૧૯૦૫); 'ધ બ્રોકન વિંગ' (૧૯૧૨); 'ધી બર્ડ ઑફ ટાઈમ' (૧૯૧૭).

જેનો શરૂઆતમાં ઉલ્લેખ કર્યો તે લાંબા કાવ્ય પછી તેમણે બે હજાર લીટીનું નાટક પણ લખેલું; તેમજ એ વખતે આરંભ કાળમાં પ્રકીર્ણ રચનાઓ શેલ્ટ્સ, ટેનીસન વગેરેની સબળ અસર હેઠળ, તેમના સુન્દર પ્રતિધ્વનિ લેખે કરેલી. પણ જે સમયથી તેમને પ્રખ્યાત વિવેચક તથા 'ગોલ્ડન થ્રેશોલ્ડ'ના પ્રસ્તાવનાકાર એડમંડ ગોસે કહ્યું કે આવાં અનુકરણો કરવાં છોડી દઈને તમારા દેશની લાક્ષણિકતાને મૂર્ત કરે તેવાં કાવ્યો રચો, તે સમયથી જ તેમનાં કાવ્યોના વિષય પાલખી ઊંચકનારા ભાઈઓ, સર્પોને વશકરનાર ગારૂડીઓ, વણકરો, પાક લણનારાં કે દળણાં દળનારીઓના જીવનમાંથી લેવા લાગ્યાં. વળી હિંદની જૂનીનવી જાહોજલાલી કે પ્રકૃતિદર્શનોનો સમાવેશ પણ તેમાં થયો. ઉપર જોયું તેમ માતૃભૂમિ કે રાષ્ટ્ર વિધાયક મહાપુરૂષ વિશે તેમણે લખ્યું છે, તેમ ભારત સેવક ગોખલેના અવસાન સંબંધી પણ નાનું સરખું, કરૂણ રસિક, આ પંક્તિઓથી શરૂ થતું—અમો કેટલાક જે એ વખતે અઢારવીસીની ઉમરના, તેમને તો ખૂબ પ્રેરક નીવડતું તે—કાવ્ય પણ છે.

Heroic Heart! lost hope of all our days!
Need'st thou the homage of our love
or praise?

પ્રેમ—સાત્વિકને ઉન્નતકર પ્રેમ જેવા કવિતાના નિત્યનૂતન વિષય પરનાં સંખ્યાબંધ મધુર, મનોહર ને મંજુલ એમનાં ઊર્મિકાવ્યો છે તેમ The Soul's Prayer તથા કમલાસનસ્થ બુદ્ધ વિશેનાં આધ્યાત્મિક કાવ્યો પણ છે. એમાંના પહેલામાં પ્રભુને ભક્તની એવી પ્રાર્થના છે કે જીવનનાં સઘળાંય સુખ દુઃખનો અનુભવ મને કરાવજે, મને મૃત્યુનું રહસ્યમય જ્ઞાન પણ આપજે; જવાબમાં પ્રભુ કહે છે કે તારી એ હજી અવિવાદમય છે તેવી પ્રાર્થના તો ફળશે જ, પણ તારા પર બ્રહ્મજ્ઞાનમય ભગવત્કૃપા ઉચ્ચતમ લોકમાંથી એવી ઊતરશે કે તને મારો આવો સાક્ષાત્કાર જીવન મંત્ર પરત્વે થશે:

Life is a prism of My light, And Death
the shadow of my face.

પરમ શાન્તિપૂર્ણ બુદ્ધ ભગવાનને થયેલા સંબોધનમાં પણ કવિ મનુષ્ય જીવનનાં ક્ષણિક સુખ દુઃખનું સંક્ષિપ્ત મર્મગ્રાહી આલેખન કરીને આપણુ સૌની ઝંખના—શાન્તિ માટેની ઝંખના—કેટલી ઉત્કટ છે તેનો સરસ ચિતાર આપીને, એ કાવ્યનો છેલ્લો શ્લોક આમ રચે છે.

The end, elusive and afar, Still lures
us with its beckoning flight
And all our mortal moments are
A Session of the Infinite.
How shall we reach the great.
unknown
Nirvana of thy Lotus-throne?

સરોજિની દેવીએ આવાં કાવ્યો લખ્યાંજ નહિ પણ આપણુ સૌને જીવી બતાવ્યાં છે, પોતે પહેલા જે કાવ્યપુસ્તકમાં સુતેલી માતૃભૂમિને જગવાનું જે ઉદ્બોધન 'ટુ ઇન્ડિયા' એ કાવ્યમાં કર્યું હતું, તે જાગૃતિ આણવા તથા સિદ્ધ કરવામાં તેમણે પણ ભાગ ભજવ્યો છે અને એવી પંક્તિઓ હજી યે આપણને સેવા પરાયણ થવા અહર્નિશ પ્રોત્સાહિત કરે તેવી છે.

Mother, O mother, wherefore dost
thou sleep?

Arise and answer for thy children's
sake?

—x—

# માબાપની જવાબદારી

કુમળાં બાળકનું માનસ બહુજ ગ્રહણશીલ હોય છે અને એના નિત્ય સહવાસમાં રહેતાં માબાપના વર્તનની અસર એમના ઉપર બહુજ ઊંડી પડતી હોય છે. ઘણીવાર 'બાળકને એમાં શું ખબર પડે?' એમ માની કેટલાંક સુશિક્ષિત માબાપો પણ બાળક સમક્ષ બોલવા-ચાલવામાં અને વર્તવામાં બેદરકારી રાખે છે અને માબાપનેજ અક્ષરશઃ અનુસરતું બાળક એના ખરાબ અંશ જલદીથી ગ્રહણ કરી લે છે. બાળકના જીવનનો એ સમુચિત વિકાસ કરવો હોય તો એમાં અવરોધક એવું કશુંજ જાણ્યે-અજાણ્યે પણ બાળક સમક્ષ ન આવી જવું જોઈએ. વાત નજીવી હોય, ઉમ્મર લાયક વર્ગ તો એને હસી કાઢે એવી હોય ને છતાં પણ બાળકના મન ઉપર તો એની ગાઢ અસર પડવાનીજ. પ્રસ્તુત લેખમાં બે કેળવાયેલાં યુવક-યુવતીની અણસમજ અને બેજવાબદારીને કારણે એનાં બાળકો કેવો પાયા વગરનો ગભરાટ લઈને બેઠાં અને પરિણામે એનો વિકાસ કઈ રીતે રૂંધાઈ ગયો—એની સત્યઘટનાત્મક બીના લેખક-બંધુએ વર્ણવી છે. કેળવાયેલાં માબાપો એ ઉપરથી દાખલો લે તેમ ઇચ્છીએ.

# માબાપની જવાબદારી

**કુમળાં બાળકનું માનસ બહુજ ગ્રહણશીલ હોય છે અને એના નિત્ય સહવાસમાં રહેતાં માબાપના વર્તનની અસર એમના ઉપર બહુજ ઊંડી પડતી હોય છે. ઘણીવાર 'બાળકને એમાં શું ખબર પડે?' - એમ માની કેટલાંક સુશિક્ષિત માબાપો પણ બાળક સમક્ષ બોલવા - ચાલવામાં અને વર્તવામાં બેદરકારી રાખે છે અને માબાપનેજ અક્ષરશ: અનુસરતું બાળક એનો ખરાબ અંશ જલદીથી ગ્રહણ કરી લે છે. બાળકના જીવનનો જો સમુચિત વિકાસ કરવો હોય તો એમાં અવરોધક એવું કશુંજ જાણ્યે – અજાણ્યે પણ બાળક સમક્ષ ન આવી જવું જોઈએ. વાત નજીવી હોય, ઉમ્મર લાયક વર્ગ તો એને હસી કાઢે એવી હોય તે છતાં પણ બાળકના મન ઉપર તો એની ગાઢ અસર થવાનીજ. પ્રસ્તુત લેખમાં બે કેળવાયેલાં યુવક – યુવતીની અણસમજ અને બેજવાબદારીને કારણે એનાં બાળકો કેવો પાયા વગરનો ગજગ્રાહ લઇને બેઠાં અને પરિણામે એનો વિકાસ કઈ રીતે રૂંધાઇ ગયો — એની સત્યઘટનાત્મક બીના લેખક-બંધુએ વર્ણવી છે. કેળવાયેલાં માબાપો એ ઉપરથી દાખલો લે તેમ ઇચ્છીએ.**

બારણાં ઠોકાયાં. ગૃહિણીએ ઉઘાડયાં.

" × × × —ભાઇ છે?"

"હા, છે. પધારો"

ક્ષભાઈ આવ્યા. અંદર બેઠા ગૃહપતિ તે વેળા સ્નાન કરતા હતા.

સ્નાનમાંથી પરવાર્યા કેડે ગૃહપતિ આવ્યા અને તે તથા તેમના આ આગંતુક મિત્ર વાતે વળગ્યા. ખૂબ ગપ્પાં માર્યાં. થોડી વારે ગૃહપતિએ ગૃહિણીને બૂમ મારી; " અરે, તું સાંભળે છે કે—"

" અં......" ગૃહિણી હાજર થઇ.

"આપણી 'શોભા' ના જન્માક્ષર જરા લાવજે. આમને બતાવીએ. એ બહુ સારૂં જ્યોતિષ જાણે છે, અને નવા નવા જન્માક્ષર જોવાનો મહાવરો પણ રાખે છે. જરા બતાવી લઇએ."

ગૃહિણીએ પોતાની દશેક વરસની દીકરી, જે એ વેળાએ તો નિશાળે ગઇ હતી, તેના જન્માક્ષર કાઢીને હાજર કર્યા.

લેખક:

**શ્રી નટવરલાલ વીમાવાળા**

પેલા હોંસીલા, સેવાભાવી, જ્યોતિષાભ્યાસી મિત્ર જોવા લાગ્યા.

"છોકરી ગોરી છે......"

ગૃહિણી ગૃહપતિ બંને જરા અજાયબીથી જોઇ રહ્યા વાત ખરી હતી. દંપતી ઘઉંવર્ણાં હતાં, પણ દીકરી ગોરી હતી.

બંને ભણ્યાં." હા ભાઇ. ચપક વાહ!"

"ઠીક." પછી તો પેલા નિ:સ્વાર્થ જોશી'ટએ એ પછી એક ગ્રહોનાં નામ ઠામ સાથે પોતાને જે કંઇ એમાંથ સૂઝવા માંડયુ. તે કહેવા માંડયું." મંગળ ચોથે છે શનિ આઠમે છે, રાહુ સ્વગૃહી છે ઇત્યાદી ઇત્યાદી. એનુ ભાગ્ય તો સારૂં છે ભાઈ. વર નરમ સ્વભાવનો મળશે ઘર ખાનદાન મળશે. એના લગન પછી ત્યાં, સાસરે નાણાંની રેલમછેલ થશે, ઇત્યાદિ ઇત્યાદિ.....

પણ એક વાત કહું ભાઇ. એક બે ગ્રહ એવા ગાઢ પડેલા છે, કે આ છોકરી

શ્રીમતી સરોજિની નાયડુનો જે કાવ્ય સંગ્રહ નામે 'ધી સેપટર્ડ—Sceptred ફલ્યુટ' હાલ મળી શકે છે તે તો પ્રગટ થયો ૭ વર્ષપર ૧૯૪૩ માં, પણ મૂળે જે ત્રણ સંગ્રહો અગાઉ બહાર પડેલા, તેનો સંયુક્ત એ મોટો સંગ્રહ છે. આગલા સંગ્રહો આ નામના હતા. ધ ગોલ્ડન થ્રેશોલ્ડ' (૧૯૦૫); 'ધ બ્રોકન વિંગ' (૧૯૧૨); 'ધી બર્ડ ઓફ ટાઇમ' (૧૯૧૭).

જેનો શરૂઆતમાં ઉલ્લેખ કર્યો તે લાંબા કાવ્ય પછી તેમણે બે હજાર લીટીનું નાટક પણ લખેલું; તેમજ એ વખતે આરંભ કાળમાં પ્રણીયું રચનાઓ કોટ્સ, ટેનીસન વગેરેની સબળ અસર હેઠળ, તેમના સુન્દર પ્રતિધ્વનિ લેખે કરેલી. પણ જે સમયથી તેમને પ્રખ્યાત વિવેચક તથા 'ગોલ્ડન થ્રેશોલ્ડ'ના પ્રસ્તાવનાકાર એડમંડ ગોસે કહ્યું કે આવાં અનુકરણો કરવાં છોડી દઇને તમારા દેશની લાક્ષણિકતાને મૂર્ત કરે તેવાં કાવ્યો રચો, તે સમયથી જ તેમનાં કાવ્યોના વિષય પાલખી ઊંચકનારા ભાઇઓ, સર્પોને વશકરનાર ગારૂડીઓ, વણકરો, પાક લણનારાં કે દળણું દળનારીઓના જીવનમાંથી લેવા લાગ્યાં. વળી હિંદની જૂનીનવી જાહોજલાલી કે પ્રકૃતિદર્શનોનો સમાવેશ પણ તેમાં થયો. ઉપર જોયું તેમ માતૃભૂમિ કે રાષ્ટ્ર વિધાયક મહાપુરૂષ વિશે તેમણે લખ્યું છે, તેમ ભારત સૈવક ગોખલેના અવસાન સંબંધી પણ નાનું સરખું, કરૂણ રસિક, આ પંક્તિઓથી શરૂ થતું—અમો કેટલાક જે એ વખતે અઢારવીશીની ઉમરના, તેમને તો ખૂબ પ્રેરક નીવડતું તે—કાવ્ય પણ છે.

Heroic Heart! lost hope of all our days!
Need'st thou the homage of our love
or praise?

પ્રેમ—સાત્વિકને ઉન્નતકર પ્રેમ જેવા કવિતાના નિત્યનૂતન વિષય પરનાં સંખ્યાબંધ મધુર, મનોહર ને મંજુલ એમનાં ઊર્મિકાવ્યો છે તેમ The Soul's Prayer તથા કમલાસનસ્થ બુદ્ધ વિશેનાં આધ્યાત્મિક કાવ્યો પણ છે. એમાંના પહેલામાં પ્રભુને ભક્તની એવી પ્રાર્થના છે કે જીવનનાં સઘળાંય સુખ દુઃખનો અનુભવ મને કરાવજે, મને મૃત્યુનું રહસ્યમય જ્ઞાન પણ આપજે; જવાબમાં પ્રભુ કહે છે કે તારી એ હઠ અવિચારમય છે તેવી પ્રાર્થના તો ફળશે જ, પણ તારા પર અજ્ઞાનમય ભગવત્કૃપા ઉચ્ચતમ લોકમાંથી એવી ઊતરશે કે તને મારો આવો સાક્ષાત્કાર જીવન મરણ પરત્વે થશે:

Life is a prism of My light, And Death
the shadow of my face.

પરમ શાન્તિપૂર્ણ બુદ્ધ ભગવાનને થયેલા સંબોધનમાં પણ કવિ મનુષ્ય જીવનનાં ક્ષણિક સુખ દુઃખનું સંક્ષિપ્ત મર્મગ્રાહી આલેખન કરીને આપણુ સૌની ઝંખના—શાન્તિ માટેની ઝંખના—કેટલી ઉત્કટ છે તેનો સરસ ચિતાર આપીને, એ કાવ્યનો છેલ્લો શ્લોક આમ રચે છે.

The end, elusive and afar, Still lures
us with its beckoning flight
And all our mortal moments are
A Session of the Infinite.
How shall we reach the great,
unknown
Nirvana of thy Lotus-throne?

સરોજિની દેવીએ આવાં કાવ્યો લખ્યાંજ નહિ પણ આપણુ સૌને ઈવી બનાવ્યાં છે, પોતે પહેલા જે કાવ્યપુસ્તકમાં સુતેલી માતૃભૂમિને જાગવાનું જે ઉદ્બોધન 'ટુ ઇન્ડિયા' એ કાવ્યમાં કર્યું હતું, તે જાગૃતિ આણવા તથા સિદ્ધ કરવામાં તેમણે ઘણો ભાગ ભજવ્યો છે અને એવી પંક્તિઓ હજી યે આપણુને સેવા પરાયણ થવા અહર્નિશ પ્રોત્સાહિત કરે તેવી છે.

Mother, O mother, wherefore dost
thou sleep?

Arise and answer for thy children's
sake?

—x—

# માબાપની જવાબદારી

કુમળાં બાળકનું માનસ બહુજ ગ્રહણશીલ હોય છે અને એના નિત્ય સહવાસમાં રહેતાં માબાપના વર્તનની અસર એમના ઉપર બહુજ ઊંડી પડતી હોય છે. ઘણીવાર 'બાળકને એમાં શું ખબર પડે?' - એમ માની કેટલાંક સુશિક્ષિત માબાપો પણ બાળક સમક્ષ બોલવા - ચાલવામાં અને વર્તવામાં બેદરકારી રાખે છે અને માબાપનેજ અક્ષરશઃ અનુસરતું બાળક એનો ખરાબ અંશ જલદીથી ગ્રહણ કરી લે છે. બાળકના જીવનનો જો સમુચિત વિકાસ કરવો હોય તો એમાં અવરોધક એવું કશુંજ જાણ્યે – અજાણ્યે પણ બાળક સમક્ષ ન આવી જવું જોઈએ. વાત નજીવી હોય, ઉમ્મર લાયક વર્ગ તો એને હસી કાઢે એવી હોય તે છતાં પણ બાળકના મન ઉપર તો એની ગાઢ અસર થવાનીજ. પ્રસ્તુત લેખમાં બે કેળવાયેલાં યુવક – યુવતીની અણસમજ અને બેજવાબદારીને કારણે એનાં બાળકો કેવો પાયા વગરનો ગજગ્રાહ લઇને બેઠાં અને પરિણામે એનો વિકાસ કઈ રીતે રૂંધાઇ ગયો — એની સત્યઘટનાત્મક બીના લેખક-બંધુએ વર્ણવી છે. કેળવાયેલાં માબાપો એ ઉપરથી દાખલો લે તેમ ઇચ્છીએ.

બારણું ઠોકાયાં. ગૃહિણીએ ઉઘાડયાં.

" × × × —ભાઇ છે?"

"હા, છે. પધારો"

× ભાઈ આવ્યા. અંદર બેઠા ગૃહપતિ તે વેળા સ્નાન કરતા હતા.

સ્નાનમાંથી પરવાર્યા કે ગૃહપતિ આવ્યા અને તે તથા તેમના આ આગંતુક મિત્ર વાતે વળગ્યા. ખૂબ ગપ્પાં માર્યાં. થોડી વારે ગૃહપતિએ ગૃહિણીને બૂમ મારી: "અરે, તું સાંભળે છે કે—"

"અં......" ગૃહિણી હાજર થઇ.

"આપણી 'શોભા' ના જન્માક્ષર જરા લાવજે. આમને બતાવીએ. એ બહુ સારૂં જ્યોતિષ જાણે છે, અને નવા નવા જન્માક્ષર જોવાનો મહાવરો પણ રાખે છે. જરા બતાવી લઇએ."

ગૃહિણીએ પોતાની દશેક વરસની દીકરી, જે એ વેળાએ તો નિશાળે ગઇ હતી, તેના જન્માક્ષર કાઢીને હાજર કર્યાં.

લેખક:

**શ્રી નટવરલાલ વીમાવાળા**

પેલા હોંસીલા, સેવાભાવી, જ્યોતિષાભ્યાસી મિત્ર તે જોવા લાગ્યા.

"છોકરી ગોરી છે......"

ગૃહિણી ગૃહપતિ બંને જરા અજાયબીથી જોઇ રહ્યાં. વાત ખરી હતી. દંપતી ઘઉંવર્ણાં હતાં, પણ દીકરી ગોરી હતી.

બંને ભણ્યાં." હા ભાઇ. વાહ વાહ!"

"ઠીક." પછી તો પેલા નિઃસ્વાર્થ જોશી'જીએ એક પછી એક ગ્રહોનાં નામ ઠામ સાથે પોતાને જે કંઇ એમાંથી સુઝવા માંડયુ. તે કહેવા માંડયું." મંગળ ચોથે છે, શનિ આઠમે છે, રાહુ સ્વગૃહી છે ઇત્યાદી ઇત્યાદી. એનું ભાગ્ય તો સારૂં છે ભાઈ. વર નરમ સ્વભાવનો મળશે. ઘર ખાનદાન મળશે. એના લગન પછી ત્યાં, સાસરે નાણાંની રેલમછેલ થશે, ઇત્યાદિ ઇત્યાદિ......

પણ એક વાત કહું ભાઇ. એક બે ગ્રહ એવા ખાડા પડેલા છે, કે આ છોકરી

ભણવાની નથી. એના ભણતરમાં તે ગ્રહો વિઘ્નો ઉભાં કર્યાંજ કરશે. પરીક્ષા વખતે માંદી પડશે. ભણવા બેસે ત્યાંજ કંઈ નડતર થયાં કરશે. ઝાઝું ભણવાની નથી ભાઇ"

મા–બાપને જરા અડીક તો લાગ્યું. જરા મોઢાં પડી ગયાં. પણ થઇ શું શકે? ઉપાય કંઈ ન હતો. "હરિ-ઈચ્છા" કહી મન વાળ્યું. જન્માક્ષર પાછા લઈ ઊંચે મૂક્યા. પછી બીજી વાતે વળગ્યાં.

તે દિવસે રાત્રે મારે ગૃહપતિને ત્યાં જવાનું થયું. ગૃહપતિ મારા મિત્ર હતા.

બીજી બધી વાતોમાં વચ્ચે મેં એ પણ પૂછ્યું: કેમ, આપણી શોભાનું ભણતર કેમ ચાલે છે!"

ગૃહપતિ બોલ્યા : "ચાલે છે, ઠીક ચાલે છે. પણ એક વાત કહું? તમે પેલા ક્ષભાઈને પિછાનો છો?"

મેં કહ્યું. "હા."

"એ ક્ષભાઈ જ્યોતિષ સારૂં જાણે છે......"

"હા, કહે છે ખરા. જાણતા હશે ખરા. ઘણા એવું કહે છે."

"તે આજે આવ્યા હતા. અને તેમણે શોભાના જન્માક્ષર જોઇને એવું કીધું કે એ કંઈ બરાબર ભણી શકશે નહિ. એનો ગુરૂ આડો પડેલો છે, ને એના ભણતર આડે આવ્યા કરશે એવો કંઈ યોગ છે, એટલે બિચારી બરાબર ભણી શકવાની નથી, એવું એમણે તો આજે રાશીચક્ર વગેરે જોઇને જણાવ્યું."

અને માનશો?—

આ વાત થતી હતી ત્યારે વાતની નાયિકા શોભા ત્યાંજ આગળ ઉભેલી હતી, ને તે આ વાત સાંભળતી હતી. નાયિકાનો પિતા એક વિદ્યાપીઠનો અવરો પદવીધર હતો, એટલે ભણેલો ખરો, સંસ્કારી પણ ગણાય, જરા તરા કવિ તરીકેમાં પણ ઉમેરી લઇએ તો ચાલે.

હું આ બધા વખત દરમ્યાન આજ વાત વિચારી રહ્યો હતો, કે આ બાપ, પોતાની દીકરીના મગજમાં એક કેવી ખોટી છાપ પાડી રહ્યો હતો, કેવું ઝેર જાણ્યે અજાણ્યે રેડી રહ્યો હતો, કેવો દુઃખદ અને એક લેખે ભયંકર બીજ રોપી રહ્યો હતો! એટલામાંજ શોભાએ પૂછ્યું : "હેં મોટાકાકા, (તે પોતાના પિતાને......મોટા કાકા કહેતી) મારાથી બરાબર નહિ ભણાય?"

મેં તરતજ વાત ઉલટાવી નાખી : "પછી તમે પેલા રંજનસમારંભના પાસ મંગાવવાના હતા, તે મંગાવ્યા? મળે એવું કંઈ લાગે છે? મળે તેમ હોય તો આપણે સાથે એમાં જઇએ."

તે વખતે તો વાત બદલાઇ ગઇ પણ શોભાના મગજમાં તે, દિવસે જે કીડો પેઠો તે નીકળ્યો નહિ.

બે ચાર દિવસ પછી એક દિવસ હું પાછો ત્યાં ગયો હતો અને ગૃહપતિની રાહ જોતો આરામ-ખુરશી પર પડ્યો પડ્યો એક ચોપડીનાં પાનાં ફેરવતો હતો. એટલામાં ગૃહિણી ત્યાં આવી અને પુત્રીને કહેવા લાગી : "અરે વાહરે શોભા, હું તો જાણું કે તું દાખલા ગણે છે, ને તું તો રમતમાં પડી છે."

"બા, શું કરૂં? મારૂં માથું દુઃખી ગયું. દાખલો ગણવા લાગી પણ કંઈ બેસેજ નહિ બેસેજ નહિ......"

"ચાલ ચાલ, સ્લેટ લઇને બેસ. ગણ ફરીથી."

"પણ બા, હું શું કરૂં! મારા નસીબમાંજ નથી તે, દાખલો ગણવા બેસું છું કે માથુંજ દુઃખવા આવે છે."

હું સાંભળીજ રહ્યો; મારા અંતરમાં એક ચણચણાટી પ્રસરી ગઈ.

અને મને ખબર છે, તે પછી બે પાંચ વાર એવા પ્રસંગ બન્યા છે, મેં જોયા છે ને સાંભળ્યા છે, કે પરીક્ષામાં નાપાસ થયા પછી શોભાએ તે દોષ આડા પડેલા 'ગુરૂ' ને માથેજ ઢોળ્યો છે. 'ગુરૂ' ખરેખર આડા પડેજ છે કે કેમ એની મને ખબર નથી, પણ પિતાગ્રહતો આમાં ખરેખર 'આડો' પડી ગયો હતો અને મૂર્ખાઇથી છોકરીના મગજમાં એક દુષ્ટ બીજ વાવી ગયો હતો.

બાપડી શોભા! બાપડો પિતા! બાપડી માતા!

× × ×

અને આ એક ભણેલી માતાની વાત છે.

આઠેક વરસના પુત્રને લઇને ડાકતરને ત્યાં માતા ગઇ હતી. પુત્ર મોઢો સાજો ચાલ્યા કરતો, એને ખાવું

પચતું ન હતું જ્યાં અકરાંતિયાં પેઠે ખાધાજ કરતો, બે પાંચ બે પાંચ દહાડે તાવે પટકાતો. કદિ માથું દુઃખતું તો કદિ ઝાડા થઇ જતા. એવી કંઇ કંઇ ખટપટો રહ્યાજ કરતી.

દાકતરે બધું જોયું, તપાસ્યું, જાતજાતના સવાલો પૂછ્યા, ખાવાપીવાની, ભણતરની, સ્વભાવની હકીકત પૂછી. રહેણીકરણી, ટેવ, વગેરે બધું જાણ્યું. દાકતર ભલા હતા, અને સબંધવાળા હતા. અને પછી દાકતરે ઇંગ્રેજીમા બાઇ-ઠીક ઠીક ઇંગ્રેજી સમજી શકે એવી હતી એટલે-કહ્યુ : You see. Mrs. so and so, your son has very weak nerves. He is irritable and unhappily, will remain so for a long time till he can achieve a complete cure. Meanwhile you must be very careful that no strain is put upon his nerves. Because, if there is more tension he might go mad, mentally derailed. So he should be dealt with very carefully and there should not be occasions of unnecessary, unusual tension. વગેરે*

માતાએ પૂછ્યું : એ એ એમ? ભાઈ, સંભાળ રાખીશું. પણ તમે જરા દવા બરાબર આપજો. એનો બાંધો એકવડો છે, જે નરમ ગરમ ચાલ્યા કરે છે એટલે જરા બરાબર દવાની જરૂર છે.

હવે આ કિસ્સામાં બન્યું એવું કે બધી વાતચીત તો ઇંગ્રેજીમાં થઇ એટલે પેલા નવ વરસના બૂચાને તે તો કંઇ સમજાયું નહિ પણ તેમાંનો એકજ શબ્દ 'મેંડ,' જે ગુજરાતીમાં પણ ચલણી જેવો છે તે એના કાન પર આબાદ પડયો અને એને સમજાયો-અલબત્ત, પૂર્વાપર સંબંધ વિનાજ.

પણ પછી શું થયું તે જુઓ :

માતા બાળકને લઇ ઘેર ગઇ ત્યારે પિતા ઘરમાંજ હતા અને કુદરતી રીતે તેણે દાકતરે શું કહ્યું એ વિષે પૃચ્છા કરી. એટલે માતાએ બધી વાત કરી અને પછી ગુજર. માંજ કહ્યું ! "દાકતરનું કહેવું એવું છે કે એના જ્ઞાનતંતુ બહુ નબળાં છે, માટે ઉશ્કેરાય નહિ તેની ખૂબ સંભાળ રાખવી. નહિ તો એનું મગજ કોઇવાર ખસી જશે અને એ ગાંડો થઇ જશે. માટે બહુ સંભાળ રાખવી.

અને—

અને આ વાતો તે નવેક વરસના બૂચાએ કાનોકાન સાંભળી !

બીજે દિવસે—

"કીકા, તું આવી રીતે ભાત છાંડે તે કેમ ચાલે! ખાઇ જા. બે કોળિયામાં કંઇ વધારે નથી. નહોતો ખવાતો તો લીધો શું કરવા !" માતાએ કહ્યું.

દીકરે જવાબ દીધો: "જા, તું મને એમ ધમકાવ નહિ. એમ ધમકાવશે તો હું કોઇવાર ગાંડો થઇ જઇશ."

ચાર પાંચ દિવસે—

પિતાએ કહ્યું. "કીકા, તને કેટલી વાર કહ્યું કે તારે સાત સવાસાત વાગે કે ઘરમાં ચાલી આવવું ! કેમ આવી જતો નથી ! આઠ આઠ વાગ્યા સુધી કેમ બહાર રખડયા કરે છે."

કીકાએ જવાબ દીધો ! "તે હું પેલા મનુમહારાજના નાનકા સાથે રમવા ગયો હતો"

"જો એ નાનકા જેવા ગંદા છોકરા સાથે રમવા જવાની પણ તને મેં બે ત્રણ વાર ના કહી છે, તે છતાં તું જાય છે. તને કેટલી વાર કહેવું ! હવે જશે તો તને બરાબર રોટલી પર લેવો પડશે. શા માટે તેને ત્યાં રમવા જાય છે ? ખબરદાર હવે ગયો તો." પિતાએ મોટે ઘાંટે કહ્યું.

"બાપુજી, તમે આવી રીતે ધાંટા પાડો છો તેથી મારૂં મગજ ગભરાઇ જાય છે ને ખેંચાઇ જાય છે. મને કંઇ કંઇ થઇ જાય છે !"—કીકાએ જણાવ્યું.

---

*બહુઓની બહેન, તમારા દીકરાના જ્ઞાનતંતુ ખૂબજ નબળા છે, એનો સ્વભાવ ચીડીયો છે અને દુરભાગ્યે, હજુ લાંબો વખત સુધી, એ સંપૂર્ણપણે સાજો થઈ નજાય ત્યાં સુધી એવોજ રહેશે. દરમ્યાન, એના મન પરને જ્ઞાનતંતુ પર ખાસ કંઇ બોજો કે તાણ ન આવે એ વિષે તમારે ખૂબ સંભાળ રાખવી પડશે. કેમકે જ્ઞાનતંતુ પર ખૂબ તાણ થશે તો કદાચ એનું મગજ ભ્રમિત થઇ જશે. એટલે એની સાથે વાતચીત કરતાં અને બીજી બધી રીતે ખૂબ સંભાળ રાખવી અને એનું મગજ ઉશ્કેરાય એવો પ્રસંગ ટાળવો; બીનજરૂરી કદી પણ તાણ ન કરવી.

ને બસ, ત્યારથી દીકરાના હાથમાં મનસ્વી રીતે વર્તવાનું આ એક હથિયાર આવી ગયું છે. જ્યારે ને ત્યારે "હું ગાંડો થઈ જઈશ" એ વાક્ય એને જડ્યું એટલે એ માતા કે પિતાના માથા પર ફેંકે છે!!!

ભણતરે એ જ્ઞાન હશે? સમજદારી હશે? ભણેલી માતાએ જે ભાંગરો વાટ્યો હતો તે એનાજ દીકરાના ઘડતર આડે ડગલે પગલે આવતો હતો. દાકતર ઈંગ્રજીમાં બોલતાં સહેજ ચૂક કરી ગયો, પણ તેને પોતાનું કહેલું ગુજરાતીમાં તો નજ બોલવા જેગો ખ્યાલ ને સમજદારી હતાં. પણ ભણેલી માતા દાકતર ઈંગ્રેજીમાંજ બોલ્યો તે વાતનું મહત્વ કે રહસ્ય કળી કે સમજી ન શકી, અને પોતે ક્યાં શું બોલે છે તેનું ભાન ન રાખી શકી, અને પોતાના બાળકનું સમગ્ર માનસ બગડે, તેના પરનો બધોજ કાબુ ચાલી જાય, કોઇ પણ જાતના નિયમ કે શિસ્તને ન પાળવા તે કટિબદ્ધ રહી શકે એવી પરિસ્થિતિ ઉપજાવી મૂકી!

રે બાળક! રે માતા! રે ભણતર!

બાળક આગળ શું કરવું ને શું ન બોલવું, કયા વિષય તેની હાજરીમાં અચૂકપણે રાખવા ઘટે એ વાત બહુ જૂજ માબાપ સમજી શકે છે. ઉપર આપેલા નમૂના તદન સાચા છે, અને કદાચ એ જેને અનુબંધ લાગુ પડી જાય એવાંય અનેક માબાપ મળી આવશે. આ વાંચનારામાંથી પણ કેટલાંયને એમ લાગશે કે આ તો અમારૂં પોતાનું જ છે, અમારોજ કિસ્સો છે. એવાં ઘણાં હોય તો તે આપણા દેશનું દુર્ભાગ્યજ સમજવું ઘટે.

બાળકની ઇચ્છાશક્તિ ઘણી કુમળી હોય છે. તેને ખિલવવાની જવાબદારી માબાપ પર છે એમ કબુલવુંજ પડશે. તેને નબળી ન પડવા દેવાની તકેદારી એ માબાપની ખાસ આવડત હોવી ઘટે, કાયમ તેમની વિચારણાનો વિષય બનવી ઘટે. માત્ર વિચારણાનોજ નહિ, માબાપની માંહો માંહેની ખાનગી ચર્ચાનો પણ. ઉપલા બંને સાચા કિસ્સાઓ વાંચ્યા પછી,–વાંચ્યાથી– ખરેખર ઘણા ગંભીર લાગશે, પણ આસપાસ નજર કરતાં એવું એવું ઘણું દેખાયાજ કરશે. સ્વબાળકનું ભાવી લક્ષમાં રાખીનેજ, તેના જીવનવિસ્તાર–જીવનભર ખ્યાલમાં રાખીનેજ માબાપનું બધું કર્તવ્ય, બધું વકતવ્ય ઘડાવું ઘટે. તેવી સમજદારીને અભાવે, નજીવી દેખાતી ભૂલો, સાવ સામાન્ય દેખાતાં કથન કાયમને માટે બાળકને પંગુ બનાવી જવાનો બો જેવો તેવો નથીજ રહેતો.



## વ્યર્થ દલીલો

"બ્યાલ પાસે પરાણે દારૂ કેમ છોડાવાય. જેમને દારૂ પીવો જ છે તેમને સગવડ હોવીજ જોઈએ, એ દલીલથી તમે હવે ભરમાશો! પોતાના મનમના દુર્ગુણોને પોષવાનું રાજ્યનું કામ નથી.........ચોરને આપણે ચોરી કરવાની જરૂરિયાત સંતોષવાની સોઈ નથી કરી આપતા. દારૂ તો મારે હિસાબે ચોરી કે કદાચ વ્યભિચાર કરતાં પણ બૂરી ચીજ છે. કારણ કે ઘણીવાર આ બંને કુકર્મનું પિતૃપદ દારૂનેજ હોય છે. આવી આ ઘેર બદીને દેશમાંથી સંપૂર્ણ દૂર કરનારી દેવાના અને દારૂનાં એક એક પીઠાને કાઢી મૂકવાના કાર્યમાં સામેલ થવા હું તમને વીનવું છું."

—મહાત્મા ગાંધીજી—

# સાયબા! ભીડાવો લગામ!

તનડાંનો હુહણે તોખાર,
માંડ્યા માથે મનડે પલાણ;
ડમરી ઊડે ને ગાજે ડાબલાં,
લોક બધાં ધાકે ધ્રૂજી જાય!
—સાયબા! ભીડાવો લગામ!

× × ×

દિશાયુ ઓઢીને કાજળ-ઓઢણાં,
ચૂવે લખનેણે આંસુધાર,
વનરામાં વડથડ ડોલતાં,
ઝીલી માથે વીજના ગગડાટ!
— સાયબા! ભીડાવો લગામ!

× × ×

વરુણ વગાડે ઝંઝા ડાકલાં,
સમદર ભૂલો ધૂણ્યે જાય:
ડૂંગર બનીને મોજાં દોડતાં,
ધરા એની બથમાં ભીંસાય!
— સાયબા! ભીડાવો લગામ!

+ + +

અડાબીડ આવે ટાણે કારમી
ભાળ્યા વણ વાટ્યકે એંધાણ;
તેજીએ દીધી છે દોટું આંધળી,
મળશે છેડેના મુકામ ?
— સાયબા! ભીડાવો લગામ!

— શ્રી પ્રેમશંકર હ ભટ્ટ —

**મોહન મુંબઈ કમાવા જશે તો પાંચ પૈસો એકઠો કરી શકશે અને દેવું ભરપાઈ થઈ જશે એમ માની રામા પટેલે એને શહેરમાં નોકરીએ મોકલ્યો...ત્રણ વરસ સુધી તો મોહને ઢગલાબંધ પૈસા મોકલ્યા અને દેવાનો ભાર ઓછો થઈ ગયો...પણ ત્યાર પછી...?**

# માણસાઈનો વિજય

હું મુંબઈ જવાનો છું એ સમાચાર સાંભળી મોહનના બાપા દોડતા દોડતા મારી પાસે આવ્યા. ગામડાં ગામમાંથી મુંબઈ જેટલે ફરવા જનારું તો કોણ હોય? હજી ય ઘણા લોકોને તો મુંબઈ દેશાવર જેવું લાગતું. આખા ગામમાંથી એક મોહન જ મુંબઈમાં નોકરી કરતો હતો. પહેલાં તો ગામમાં વાતો થતી હતી કે મોહન મુંબઈમાં સારું કમાય છે. મહિને ને મહિને મનીઑર્ડર કરે છે. તેના બાપે ગીરે મૂકેલી જમીન પણ છોડાવી ઘરની સ્થિતિ પણ એ વખતથી સુધરી હતી. પણ પાછળથી એજ મોહન વિષે ભળતીજ વાતો સાંભળવા મળી હતી. કોઈ કહેતું કે એતો સટ્ટો કરે છે. કોઈ વળી કહેતું કે એ જુગારી થઈ ગયો છે. એવી પણ વાતો કાને એ દારૂડિયો થઈ ગયો છે. આમાં સાચું શું હશે ? અથવાની કે સાચી વાત તો મોહનના બાપા-રામા પટેલ પણ ન્હોતા જાણતા તો બીજું તો કોણ જાણે !

મોહનની વાત નીકળી એટલે રામા પટેલે કહ્યું !

'માસ્તર, મેં ય એવી તો ઘણી વાતો સાંભળી છે. એટલે તો હું તમારી પાસે દોડતો દોડતો આવ્યો છું. તમે ઘરના માણસ છો. તમે નજરે જોઈને આવો ને કરો એ વાત સાચી. હું તો એ વાત સાંભળું છું ને મારું તો શેર શેર લોહી બળી જાય છે.'

'મોહન કાગળે નથી લખતો !'

'શું લખે એનું કપાળ ! મને તો એની કાંઈ પડી નથી. છોને એ ઊંડી ગરામા પડતો પણ બચારી ગંગા વહુના ચિંતા થાય છે ત્યા દેશાવરમાં એ બચારીનું કુણ રણીધણી ?

'વહુના ય કંઈ સમાચાર લખતો નથી !'

'કાગળજ ન મળે ને ! માસ્તર ! મારા હૈયાની બળતરા તો કોને કહું ! છોકરાને શે'રમાં મોકલીને મેં જ મારા પગ પર કુહાડો માર્યો છે. પસ્તાવો તો ઘણો ય થાય પણ શા કામનું '.........

કહેતાં કહેતાં રામા પટેલની આંખમાં ઝળઝળીઆં આવી ગયા. બોલતા બોલતાં તેમનું દિલ વલોવાઈ જતું હતું.

થયું હતું પણ એવું જ ! રામા પટેલ મહેનતુ ખેડૂત હતા. એની પાછળ તે કાળી મજૂરી કરતા. કામ કરવા બેસે ત્યારે ન જૂએ ટાઢ કે તડકો...મજૂરી કર્યા જ કરે. તો ય તેમનો ભાર ઓછો થતો નહતો. કોઈકવાર વરસાદના અભાવે એની બગડે તો કોઈક વારે ટીમથી ખેતીમાં બરકત ન આવે. મહેનત કરીને મરી જાય ત્યારે માંડીને ખાવા જેટલા દાણા પાકે! વ્યાજ પણ નહોતા ભરી શકતા તો મુડીની તો વાતજ ક્યાં કરવી. દેવાના ભારથી રામા પટેલ અકળાયા હતા. આંખમાં જેમ કણી પડી હોય ને ખૂંચે એમ રામા પટેલને દેવું ખૂંચી રહ્યું હતું. આખો વખત તેમને એમ જ થયા કરતું– 'શું કરું ને દેવાના ભારમાંથી મુક્ત થાઉં!' મોહન ઉમર લાયક થયો હતો. ખેતીમાં ટેકો પણ કરાવતો હતો. પણ ટૂંકી જમીનમાં બે જણા શું મજૂરી કરે ! એક જણ ખેતી કરે કે બે જણ કરે જે પાકવાનું હોય તેજ પાકે, તેમાં કંઈ વધારો થાય તેમ ન હતો. એટલે રામા પટેલને થતું, જો મોહનને ક્યાંક નોકરી મળી જાય તો શહેરમાં મોકલી દઉં. એવામાં જ એક વેપારી જીરું ખરીદવા આવ્યો. તેની નજરમાં મોહન ચડી ગયો. તેને એક માણસની જરૂર પણ હતી. મોહનને તેની સાથે મુંબઈ પેઢી ઉપર લઈ જવાની ઈચ્છા બતાવી. રામા પટેલ તો આવી તકની રાહ જોઈ રહ્યા હતા. એ શાના ના પાડે! તેમણે મોહનને મુંબઈ મોકલી દીધો.

: લેખક :
શ્રી. પીતામ્બર પટેલ

. મોહન રૂની પેઢીમાં ગુમાસ્તી કરવા લાગ્યો. એકાદ વર્ષમાં તો તે કામકાજથી વાકેફ થઈ ગયો. તેની હોશિયારી જોઈ શેઠે પગાર પણ વધારી આપ્યો. દિવાળી પર એક પગારનું બોનસ આપ્યું. મોહન ઘરની ભીડ જાણતો હતો. એટલે બચાવેલી પાઈએ પાઈ ઘરે મોકલી આપી. રામા પટેલના દેવાંનો ભાર પણ ઓછો થવા લાગ્યો. અને બે વર્ષમાં તો તેમણે બધું જ દેવું ભરી દીધું જમીન પણ છોડવી ગામમાં પણ વાતો થવા લાગી કે મોહન મુંબઈમાં સારૂં કમાય છે. અને નોટોને નોટો ઘરે મોકલે છે. રામા પટેલના હર્ષનો પણ પાર ન હતો! સગે વહાલે પણ વાતો થવા લાગી. બે માણસો વચ્ચે રામા પટેલ મોભાથી બેસવા લાગ્યા.

મોહને મુંબઈમાં ઓરડી રાખી હતી. એટલે રામા પટેલે ગંગા વહુને રાંધી ખવરાવવા મોકલી. તેમની ઈચ્છા હતી કે મોહન ઘર કરીને નિરાંતે રહે એટલે તેઓ પણ એકાદવાર જઈને મુંબઈ જોઈ આવે. 'છોકરો બે પૈસા કમાય છે તો ઘર પણ સુધરશે ને......મારા સોમાનું, પણ વેવિશાળ થઈ જાય તો નાતમાં નામના નીકળે' કેવાં કેવાં સ્વપ્નાં સેવી રાખ્યા હતા!

પણ ગંગા વહુને તેડી ગયા પછી મોહને પત્ર લખ્યો એ લખ્યો. એ પત્ર પણ રામા પટેલ પર મોકલ્યો ન હતો. તેમાં પૈસાય મોકલ્યા ન હતા. રામા પટેલે ગામના વાણિયા પાસે એક બે વાર કાગળ લખાવેલા પણ એકેનો જવાબ આવેલો નહિ. મોહનનું શું થયું હશે! એ કેમ જવાબ નહિ લખતો હોય! બીજું કંઈ નહિ તો વહુના તો સમાચાર લખે! ગામડા ગામની બાઈ છે, પહેલી વાર મુંબઈ જેવા શહેરમાં ગઈ છે, એને ફાવ્યું ન ફાવ્યું......કંઈ સમાચાર તો લખવા જોઈએ ને! રામા પટેલ મનમાં અકળાયા હતા! મોહનને ઠપકો આપતા હતા. પણ એ ત્યાં, આ અહીં!

અને પાછળથી જે ઉડતી વાતો આવી એ સાંભળીને તો રામા પટેલનું હૈયું ભરાઈ જતું. મોહનની માતા રજાજ કરતી હતી. કોઈ વેપારીએ કહેલું કે મોહનતો દારૂડિયાની સંગતે ચઢી દારૂ પીતો થઈ ગયો છે. આ વાતમાં કેટલું તથ્ય હતું એ તો કોઈ જાણતું ન હતું. પણ પવનની પેઠે વાત તો બધે પસરી ગઈ જેને તે એજ વાત કરવા લાગ્યા. લોકોને મોએ કંઈ ડૂચો બગાય છે! લોકો તો વધારી વધારીને વાતો કરતા હતા. આ સાંભળીને રામા પટેલને શું થતું હતું એ તો તેમનું મન જાણતું હતું.

આ બધી વાત કરી ફરી ફરીને એ કહેતા હતા.

'માસ્તર! શું કીધું! ગમે તેમ કરીને પણ મારા મોહનની ખબર કરતા આવો. તમે તમારે એના ઘરે જઈ નજરે જોઈને આવો એટલે લોકો તો વાત કરતા બંધ થાય.' અને મોહનમાં પોતાનો વિશ્વાસ વ્યક્ત કરી પાછા કહેવા લાગ્યા.

'માસ્તર! લોકોની વાતો સાંભળું છું ત્યારે હૈયામાં ચિરાડો પડે છે. પાછું એમ પણ થાય છે કે ના...... ના........મારો મોહન એવો ન હોય. એ ગમે તે કરે પણ નકામા કામમાં તો નજ ઉભે. રહે. એ દારૂની સંગતે ચડયો હોય એવું તો મારૂં મનજ માનતું નથી. થોડી વાર રહીને પાછા રામા પટેલ બોલ્યા,

'માસ્તર મારા મોહન ને તો ઓળખું નો! એના આડા કદી ન જાય!'

હું ભલાભોળા રામા પટેલ સામે જોઈ રહ્યો. પોતાના પુત્ર માટે કેવી આસ્થા રાખી રહ્યા હતા! મેં એમને આશ્વાસન આપી વિદાય કર્યા. એમ તો રામા પટેલ કહેવા ન આવ્યા હોત તોય હું મોહનની ખબર તો જરૂર કરત ગામનો એકનો એક જુવાન મુંબઈમાં નોકરી કરતો હોય ને એને ન મળું એમ કેમ બને?

હું મુંબઈ ગયો ત્યારે મારૂં કામ પતાવીને પહેલું કામ મોહનની ઓરડી શોધવાનું કર્યું. રામા પટેલે સરનામું આપ્યું હતું એટલે આ ઓરડી શોધવામાં તો ખાસ તકલીફ ન પડી. મેં જાણી જોઈને રાતનો ટાઇમ પસંદ કર્યો હતો. મારા મનમાં એમ કે ખાવાના વખતે તે તો ઘરેજ હશે! હું આઠેક વાગે તેની ઓરડીએ ગયો. ગંગા વહુ એકલીજ ઘરમાં હતી. એ તો બચારી મને ક્યાંથી ઓળખે એટલે એણે તો કહી દીધું. 'ઘરમાં નથી. એ આવે ત્યારે આવજો.'

'પણ એ કયારે આવશે!'

'એમના આવવાનો ટાઇમ નક્કી નથી. આવે તો હમણાં ય આવે ને મોડું થાય તો બાર વાગે પણ આવે.'

**ગૌરીશંકર માસ્તર ડાહ્યા અને અનુભવી માણસ હતા...મુંબઇમાં મોહનની ઓરડીની દુર્દશા જોઈ એ બધીજ વસ્તુસ્થિતિ પામી ગયા...મોહન સાથે માત્ર બળથી નહિ પણ કળથી કામ લેવાય તેમ હતું. ..એટલે એણે ખમી ખાધું......**

મારે શું કરવું ! હવે જવું પણ કયાં ! જ્યાં ઉતર્યો હતો તેને કહીને આવ્યો હતો કે રાતના તો હું મોહનને ત્યાંજ રહીશ. હવે શું કરવું !

હું આવી ગડમથલ કરતો હતો ત્યાં મોહન દાદરા પર દેખાયો. તેના મોં પર પહેલાંની સુરખી ન હતી. આંખો લાલ થઇ ગઇ હતી. તે સાગરી પીતો પીતો આવ્યો મારી સામે જોયું ન જોયું કરીને ઓરડીમાં પેઠો અને ટેવ હોય તે પ્રમાણે ગંગાને તતડાવવા લાગ્યો.

'બહાર ઉભી ઉભી કોની સામે તાકી રહી છે ! તને કહ્યું નથી કે તારે ઘર બહાર પગ નહિ મૂકવો ! એ અવાજમાં ક્રોધ હતો. એમની તકરાર ઉગ્ર બને એ પહેલાં હું ઓરડીમાં ઢોકાયો.

'મોહન છે કે !'

'કોણ્ર ? કહેતો મોહન ઉભો થઇ આગળ આવ્યો. આહ......આ શાની મ્હેક આવે છે ! મેં જીંદગીમાં દારૂ જોયો નથી તો પછી એની મ્હેક તો કયાંથી લીધી હોય ! મોહનના મોમાંથી દારૂની તો ગંધ નહિ આવતી હોય ! સ્પીરીટ ઢોળાયો હોય ને જેવો ગંધ આવે એવી ગંધ આવતી હતી.

મોહન મારી સામે જોઇ રહ્યો.

'કેમ મોહન મને ન ઓળખ્યો ? હું...હું ગૌરીશંકર માસ્તર......'

'હા......હા....ઓળખ્યા. આવોઆવો માસ્તર સાહેબ!' અને મારો હાથ પકડી એ મનેઅંદર લઇ ગયો.

હું ગામનો છું એમ જાણી ગંગાવહુએ ઓઢયું. મેં કહ્યું

'બેટા ! મારી લાજ કાઢવાની હોય ! હું તો તારા બાપ જેવો કહેવાઉં ! ગામની બધી વહુ દીકરીઓ મારી પુત્રીઓ કહેવાય.'

મોહને તુરતજ ચા મુકવાનું કહ્યું. મે તેને ટકો પાડ્યો અને કહ્યું.

'હું ચા પીતો નથી અને મારે જમવાનું પણ નથી. હું તો તારી સાથે નિરાંતે વાતો કરવા આવ્યો છું. તું જમી લે એટલે નિરાંતે બેસાય.

'મારે તો જમવું નથી.'

'એમ તે ચાલતું હશે.'

'મારે તે માસ્તર સાહેબ એવું'ના, મન થાયતો જમવા બેસી જાઉં. નહિતો બહાર નાસ્તો કરી લઉં!

'એટલે તો તેં શરીર આવું કરી નાખ્યું છે ને! આના કરતાં તો વીરામાં જમતો હતો ત્યારે શરીર સારૂં હતું ઘરમાંડ્યા પછી તો સુધારવું જોઇએ કે બગડવું જોઇએ.

'એ તો ચાલ્યા કરે......' મોહને મારી વાત હસી નાંખી.'

મને આટલા પરથી તેના અનિયમિત જીવનનો ખ્યાલ આવી ગયો. ગમે ત્યારે ઘેર આવવું, ગમે ત્યારે ઊઠવું. ફાવે તે ખાવું નહિતો હોટલમાં ખાઈ લેવું. આ બધામાં ગંગાની કેવી બરબાદી !

મોહનને ઠપકો આપવો હતો પણ વાત કેવી રીતે કરવી. આડી અવળી વાત કરી મેં સીધી રીતે પૂછ્યું.

'હમણાં નોકરી કયાં કરે છે !'

'મેં નોકરી તો છોડી દીધી માસ્તર સાહેબ, એવી ગુલામી કોણ કરે ! હવે તો સ્વતંત્ર ધંધો કરૂં છું'

'શાનો ધંધો ......'

'બસ એની એ લાઈનમાં જ઼ું. રૂની લારીમાં જતો નોકરી કરતાં એમાં ઠીક પડે છે.'

'ઘરતો પૈસા મોકલતો હોઇશ '

'ઘેરતો મેં ઘણા પૈસા મોકલ્યા છે. હવે મારેય મારૂં ઘર કરવું કે નહિ !' એ તો લોભીયા માણસો છે. કાગળ લખે તોય કહેશે પૈસા મોકલજે. એમને પૈસા સિવાય બીજી કશી સમજ નથી. સાચી વાત કહું ?

માસ્તર સાહેબ, મને આપણા ગામડી લોકોનો સ્વભાવ નથી ગમતો. નિરાંતે જીવવાય નદે...' અને કંટાળી ગયો હોય એમ મોં બગાડી દીધું

'દીકરો કમાતો હોય તો બાપ એ પૈસાની આશા તો રાખેજને? તારા ઘરની ભીડ તો તું જાણે છે. એમાંય વળી દુકાળ પડ્યો છે ખાવા જેટલાય દાણા પડ્યા નથી. તું ટેકો નહિ કરે તો રામા પટેલને બીજું કોણ ટેકો કરશે!

'માસ્તર સાહેબ—એમ તો હું બધુંય સમજું છું. પણ શું કરૂં. મારો ખર્ચો ભારે છે. હું જ મથી ને ખર્ચ કાઢું છું. તો પછી ઘરે તો પૈસા કયાંથી મોકલાવું?

'બે માણસનો આવી આવીને કેટલો ખર્ચ આવતો હશે! ગમે તેટલું ખર્ચ કરેતોય મહિને સવાસો દોઢસો ખર્ચ આવે. બાકીની રકમ તો તું મોકલી શકે ને!'

મોહન ગલ્લાં તલ્લાં કરવા લાગ્યો. ઘડીકમા કહે ધંધામાં થોડાક ગુમાવ્યા છે.

મારાથી બોલ્યા વગર ન રહેવાયું.

'બધા ચાળા કર્યા વગર કહી દેને કે પીવામાં જાય છે.'

મેં મોહનને ભણાવ્યો હતો. તે મારી નજર આગળ તો મોટો થયો હતો. એટલે આ રીતે મુરબ્બીવટથી હું કહી શકું એમ હતો. પણ મારા શબ્દો સાંભળી મોહન ઉશ્કેરાયો.

'કોણ કહે છે કે હું પીઉ છું?.........'

'તારૂં મોં તો ગંધાય છે......પી ને તો ચાલ્યો આવે છે ને પાછો ડંફાસ મારે છે.'

'એટલે તમે શું કહેવા માગો છો!' જાણે મારી સામે ઝગડો કરવા માગતો હોય એમ તે બોલતો હતો.

'તારૂં કપાળ......પરાક્રમ કરીને આવ્યો છે તે સંભળાવતો હોઇશ'

'જુઓ માસ્તર! હું તમારૂં ભાષણ સાંભળવા નવરો નથી. મારે શું કરવું ને શું ન કરવું તે હું બરાબર જાણું છું. તમારે કામ હોય તો કહો નહિ તો રસ્તે પડો......... મને આવી લમણા ઝીક કરવાનો વખત નથી.'

અમારી આ બોલાચાલી સાંભળી ગંગા વહુ સડક થઈ ગઈ હતી. તે ગભરાઇ ગઇ હતી. તેને બિચારીને એમકે કયાંક મારામારી થશે તો......પણ હું ગમ ખાઈ ગયો. હું જાણતો હતો કે આ મોહન બોલતો ન હતો પણ તેના પેટમાં પડેલો દારૂનો દૈત્ય બોલતો હતો. એટલે એની સાથે જીભાજોડી કરવી નકામી હતી. સવારે ઠંડો પડશે ત્યારે વાત કરીશું એમ મનમાં ગોઠવી હું ચુપ થઇ ગયો. અને થોડીવાર રહી, ફેરવી તોળતો હોય એમ બોલ્યો.

'મોહન, તારી તબિયત ઠીક દેખાતી નથી. તું સુઇ જા, આપણે સવારે વાત કરીશું. મોહન ખાટલામા તો પડેલો જ હતો. ગંગાએ તેની પથારી ઠીક કરી આપી. મોહન કપડાં કાઢયા વગર સુઇ ગયો.

મારા મનને એમ કે ગંગા જમીને પ થારી રહે ત્યાં સુધી હું બહાર આંટો મારી આવું કદાચ મારા દેખતાં તેને સંકોચ થાય.

'બેટા! હું આટલામાં જઇને આવું છું હો...... મારી પથારી કરી રાખજે' હું બહાર નીકળી દાદરા પાસે પહોંચ્યું છું ત્યાં પાછો મોહનનો અવાજ સંભળાયો મારા પગ ત્યાંજ થંભી ગયા.

'રાંડ તે જ કહી દીધું હશે કે હું પીને આવું, છું......ચાડી ખાવાની તારી ટેવ ન ગઈ......'

અને ન સંભળાય એવી ગાળો દેવા લાગ્યો. ઉભો થઈ મારતો હોય એમ લાગ્યું.

શું કહું! નવાઇ તો એ હતી કે આડોશી પડોશીઓ પણ છોડાવવા જતા ન હતા. કોઇને કંઇ પડી ન હોય તેમ આઘા પાછા થતા હતા. હું પાછો વળવા જતો હતો ત્યાં એક જણાએ કહ્યું; એ તો રોજનું છે વચ્ચે પડવા

**પોતાની પાસેજ ભણેલા મોહનનું વર્તન જોઈ માસ્તરને થયું કે આ તે મોહન બોલે છે કે પેલો દારૂનો દૈત્ય? એની સામે પણ કઇ રીતે જવું?**

જઈએ છીએ તો આપણને વળગે છે. દારૂડિયો તે માણસ છે તે કંઈ કહીએ !'

'મને એનું કહ્યું સાચું લાગ્યું. દારૂડિયો માણસ મટી રાક્ષસ બને છે. એમ ન હોત તો મોહન જેવો મોહન મને આમ તુચ્છકારી કાઢે! એની ગરીબ વહુ પર વગર વાંકે હાથ ઉપાડે! મોહન ધુરકે જતો હતો.

'આજ તો તને માર્યા વગર છોડવાનો નથી. નથી બોલતા એમ ચાળા કરે છે...જો હવે તને ચાટી ખાવાનો સ્વાદ ચખાડું છું...' અને માર મારતો હોય એમ લાગ્યું.

'ઓ મરી ગઈ રે......ઓ માડી મારે......' ગંગાની ચીસ સાંભળી મારૂં કાળજું ફાટી પડ્યું. હું દોડતો દોડતો ત્યાં ગયો. મોહન ગંગાને ખૂણામાં ઘાલી જેમ ફાવે તેમ બૂટથી મારતો હતો એ જોઈને તેના હાથમાંથી બૂટ પડાવી લીધો. તેને ધક્કો મારી ખાટલામાં નાંખ્યો,

'નાલાયક બૈરાપર હાથ ઉપાડતાં શરમ નથી આવતી'

'મારૂં, બૈરૂં છે હું મને ફાવે તે કરીશ......તું કોણ બોલવાવાળો ?' મેં જિંદગીમાં પહેલી જ વાર આવો નિરસ્કાર અને તુંકાર સાંભળ્યો.

'હવે છાનો માનો પડ્યો રહે નહિંતો હાડકાં જ ભાંગી નાંખીશ. તું મને કાચો પોચો નહિ સમજતો...'

'તે તું શું કરીશ...' મોહન પાછો ઉભો થયો. 'માસ્તર! ચાલ મારા ઘરમાંથી નીકળ ......ચાલ બહાર નીકળ, નહિતો લગાવી દઈશ' અને તે મને ધક્કા મારવા લાગ્યો. મને રીસ ચઢીને તેને ઉપરા ઉપરી લમણામાં ત્રણ ચાર લગાવી દીધી. 'ધક્કો મારી ખાટલામાં નાંખ્યો.

'બોલ્યા વગર પડ્યો રહે નહિતો બત્રીસીએ તોડી નાંખીશ' અને મોહન કંઈ બોલે ને પહેલાં તો મેં એક લગાવી દીધી. ગંગા મારા પગે બાઝી પડી. 'કાકા, એમને મારશો નહિ, એ ભાનમાં નથી......હું તમારા પગે પડું છું......' મેં ગંગાને ઉભી કરી. તેના કપાળમાં ઢીમડું થયું હતું. ગાલ સુઝી ગયો હતો. હાથ પર બૂટની એડી વાગવાથી લોહી બાઝી ગયેલું હતું. તો યે કહેતી હતી.

'એમને મારશો નહિ......' હું સતી સ્ત્રીને મનમાંજ નમન કરી રહ્યો. આવી પવિત્ર સ્ત્રીનો આવો પતિ! મોહન......મોહન......તે દારૂના લતે ચઢી કેવી લ્યા કરી છે! પૈસા ગુમાવ્યા. ઇજ્જત ગુમાવી, માણસાઈ ગુમાવી... તું માનવીમાંથી રાક્ષસ બની ગયો!'

મેં રાત કેમ કાઢી એતો મારૂં મન જાણે છે. મારે મોહનને ઠેકાણે લાવવો હતો એટલે તો મેં તેની ગાળો સાંભળ્યા કરી. પણ સવારમાં મોહન બદલાઈ ગયેલો દેખાયો તે મારા પગે પડયો.

'માસ્તર સાહેબ! મને માફ કરો. મેં રાતના તમારૂં અપમાન કરી દીધું. હું ન બોલવાનું બોલી ગયો......'

'હવે અપમાન શાનું! મોહન મારૂં અપમાન કરે એ હું માનું જ કેમ! એ વખતે તો મોહન નહિ દારૂનો દૈત્ય બોલતો હતો.'

'ખરી વાત છે માસ્તર સાહેબ' મોહન ગરીબડો થઈને વાત કરતો હતો;' મને ઘણોય પસ્તાવો થાય છે. છોડી દેવાની ઘણીય પ્રતિજ્ઞાઓ લઉં છું. પણ નથી પાળી શકતો. હું વ્યસનનો ગુલામ બની ગયો છું. એમાં મારી નોકરી ગઈ. પૈસા ગયા. બૈરાંના દાગીનાય ગયા...'

'શું કહે છે! ગંગાના દાગીના પણ વેચી ખાધા...'

'માસ્તર સાહેબ! કંઈ કહેવા જેવું નથી. હું પાયમાલ થઈ ગયો છું.'

'હું પાયમાલીમાંથી બહાર કાઢવા માટેજ આવ્યો છું' 'મોહન સામે સ્થિર આંખો કરીને મેં કહ્યું. 'આજે રાતની ગાડીમાં આપણે જવાનું છે. તું બીજું કંઇ ન બોલીશ તને લીધા વગર હું જવાનો નથી.'

'પણ.........'

'પણ બણ કંઇ નહિ. ઘરમાં કોણ કંઈ કહે એની જવાબદારી મારામાં આવી. ઘેર ગયા સિવાય તારો ઉગરવાનો એકે આરો નથી.'

મોહન મારો આજ્ઞાંકિત વિદ્યાર્થી બની ગયો હોય એમ કંઇ જ બોલી શકયો નહિ. અને એ રાતની ગાડીમાં અમે ત્રણે જણાં બેસી ગયાં, એ વખતે ગંગાના આનંદનો પાર નહતો. જાણે નર્કાગારમાંથી મુક્તિ પામી હોય એમ હરખાઈ રહી હતી.

ગામડે રહ્યો એમાં મોહનની દારૂની લત છૂટી ગઈ તેની તબિયત પણ સારી થઈ. તેનો સ્વભાવ પાછો સુધરી ગયો. તેને તેની જવાબદારીનું ભાન થયું. તે પાછો મુંબઇ ગયો. પણ આ વખતે તો મનમાં મજબૂત ગાંઠ વાળી હતી એટલે દારૂની લતે નજ ચડયો.

આજ એ સારૂં કમાય છે. ઘેર પણ પૈસા મોકલે છે. દાદા પરેવે ઘર પણ ચણાવ્યું. સીમાને પણ પરણાવ્યો. મોહન દારૂના દૈત્યના કબજામાંથી છૂટ્યો એથી ઘરનાં બધાં સુખી થયાં. આખરે દારૂનો દૈત્ય હાર્યો અને માણસાઈ જીતી.



મારા ભારતનાં પ્રિય બાળ ભણો ભણો રે,
તમે દેશના સુકાની—વીર બનો બનો રે, બાળ ભણો ભણો રે !!

ઉભી પૂછડીએ નાઠી યુગજુગની ગુલામી,
રામરાજ્યની છે ઝાંખી ખડી ગગનગામી
પુન: ભારતીય સંસ્કૃતિ ચણો ચણો રે, બાળ ભણો ભણો રે ! મા૦

રાણા પ્રતાપની દેશદાઝ હૈયે ધરો,
પ્રેમ-શૌર્યે અંકિત પ્રાણ ધૈર્યે ભરો,
બધે એકતાનાં ગાન મીઠાં ભરો ભરો રે, બાળ ભણો ભણો રે ! મા૦

જુઓ, જુલ્મીના કાયદા ઝટપટ બૂડયા
પેલા ભણતરના ફાલ એનું હૈયું દુણ્યા
હવે હિન્દના વિવેકીલોક હર્ષે ધૂણ્યા રે, બાળ ભણો ભણો રે ! મા૦

ખેડ સાંતીડે તેની તો ધરતી રચે રે,
રેલે પરસેવો તેની તો મૂડી બચે રે,
એ વિનાના ખ્યાલો સૌ ખોટા ઠર્યા રે, બાળ ભણો ભણો રે ! મા૦

પેલો રાક્ષસ દારૂનો હવે મરી ગયો રે,
જબરી તલ્વારવાળો આજ સૂઇગયો રે,
એ વિદેશી આગંતુક વિલીન થયો રે, બાળ ભણો ભણો રે ! મા૦

જેના 'ફમણે ફસાવી'તી ભોળી પ્રજા
નીતિ, નિર્ભયતા ન્હોતાં, ને રાતને રજા !
દારૂબંધી થાતાં કેવી થઇ છે મઝા! બાળ ભણો ભણો રે ! મા૦

... ખુમાણ ભરી ગુમાનદા સગાર
સૂતાં સાત લાખ ગામડાં જગાડે સરકાર
બંધે દેશી ઉદ્યોગોની હવે દરકાર
બધાં સરખાં, બધાંની છે સરખી સરકાર, બાળ ભણો ભણો રે! મા૦

લાત ખાશો, કે જાગતાં શરમાશો તો—
હસે ભારત! ને પાછળથી પસ્તાશો, હ્યો!
તમે આગેકદમ સૌથી આગે રહો રે, બાળ ભણો ભણો રે! મા૦

ભણો એકેએક બાળુડાં, પ્રૌઢો, નરનાર
ભણ્યે ફીટશે દળદર ને દારૂણો દુઃખભાર
નવાં સર્જનના દીવડા ઝગો ઝગો રે, બાળ ભણો ભણો રે! મા૦

રૂડાં અક્ષરજ્ઞાને તો ઘણાં સંકટ જશે,
એબ હાલી જાશે ને જ્ઞાન પાકટ થાશે,
દેશી-કર્તવ્ય-વ્યવહારે વીર રહો રે, બાળ ભણો ભણો રે! મા૦

ભણી વાધો સુજ્ઞાને, તિમિરતાને પાર
સુવિદ્યા યે ઉપભોગો વિનયને વિસ્તાર!
ભારત—કરોટીરત્ન ઘરે ઘર હજો રે, બાળ ભણો ભણો રે! મા૦

"ભણી નોકરી જ કરવી." ન બોલો હવે,
નથી નિભાવી લેવાં અસત્યો હવે,
દેશકેરું બંધારણ જાણો તમે,
નવી ભણતરદિશાએ વળો તમે રે,
સહકારી ભારતના અંકોડા બનો રે, બાળ ભણો ભણો રે! મા૦

"દીન દુઃખીયા ગરીબોની બાંહ્ય બનીશું"
"એક પડયો એના કરે કર સાહીશું"
"એક માંદાને ખાંધે ઉઠાવી લેશું."
એવી વાણી, ના ભાવજ, બસ કામ કરો રે, બાળ ભણો ભણો રે! મા૦

કોઈ ખેડૂત બનો, કોઇ ત્યાગી બનો,
કોઈ ભક્તો કો જ્ઞાની મહાત્મા બનો,
મૂગા સેવક, નિષ્ણાતો, કલારાગી ફરો,
કોઇ ઇજનેરો, કવિઓ, વિજ્ઞાની જરો
જગે ભારતીનાં ગૌરવ ઝળહળો રે, બાળ ભણો ભણો રે! મા૦

હવે બાપુનાં તર્પણ સાચાં કરો રે,
એની શાન્તિ સારૂ વહાલાં માથાં ધરો રે,
મારા ભારતનાં પ્રિય બાળ ભણો ભણો રે!

—ગોવિન્દલાલ પંચાલ

# મદ્યાર્કની માઠી અસર

લેખક:

શ્રી કૃષ્ણદાસ કોટડાવાળા

બી. એસ.સી.

દારૂ, મદિરા, તાડી, કે સુરા, અથવા આલ્કોહોલ એ નામો આલ્કોહોલના રાસાયણિક વર્ગનો પ્રકાર સૂચવે છે. ઘણાખરા પ્રકારના આલ્કોહોલો ખાંડવાળા મીઠા પદાર્થો અથવા ખાંડના જેવા રસાયણોના બનેલા પ્રવાહીઓમાં આથો (Fermentation) લાવવાથી થાય છે. આમાં મુખ્ય ઇથાઈલ આલ્કોહોલ છે. ઇથાઇલ આલ્કોહોલનું (Ethyl alcohol) રાસાયણિક બંધારણ $CH_3 - CH_2 - OH$ અથવા $C_2H_5 \cdot OH$ છે. આ આલ્કોહોલ સૌથી અગત્યનો છે. આલ્કોહોલનો બીજો પ્રકાર મીથાઇલ આલ્કોહોલ (Methyl alcohol) છે, જેનું રાસાયણિક બંધારણ $CH_3 - OH$ છે. આ આલ્કોહોલ લાકડાને ગાળીને (Wood distillation) કાઢવામાં આવે છે, અને તેને લાકડાનો આલ્કોહોલ અથવા લાકડાનો સ્પીરીટ (Wood alcohol or wood spirit) કહે છે. આલ્કોહોલનો આ પ્રકાર તેના પિતરાઈ ઇથાઈલ પ્રકાર કરતા વધારે ભયજનક છે, અને તેનો એકજ ડોઝ લેવાથી કેટલીક વખત મોત પણ નિપજે છે, અથવા બહુ ગંભીર પરિણામો આવે છે. એનાથી આંધળાપણું આવ્યું હોય એવા પણ ઘણા દાખલા છે.

સામાન્ય રીતે માણસો જે દારૂ પીએ છે, તે ઇથાઇલ પ્રકારનો છે, અને તે બ્રાન્ડી વાઇન, અને બીજી જાતોના રૂપમાં લેવાય છે. આ બધા પીણાંમાં આલ્કોહોલનું જુદું જુદું પ્રમાણ રહેલું હોય છે. બધા પીણા આલ્કોહોલના પાણીમાં દ્રાવણ છે. કેટલાક પીણાંઓમાં રહેલું આલ્કોહોલનું પ્રમાણ નીચે પ્રમાણે છે:—

| | આલ્કોહોલ |
|---|---|
| ૧. વ્હીસ્કી ... ... ... | ૫૧ થી ૫૯ ટકા |
| ૨. રમ, જીન. અને બીજા સખ્ત પીણાં... | ૫૧ થી ૫૯ ટકા |
| ૩. શેરી, પોર્ટ, મદીરા ... ... | ૧૬ થી ૩૦ ટકા |
| ૪. શેમ્પેઇન ... ... ... | ૧૦ થી ૧૩ ટકા |
| ૫. બ્રાન્ડી ... ... ... | ૪૩ થી ૫૦ ટકા |
| ૬. સાઇડર ... ... ... | ૫ થી ૯ ટકા |
| ૭. બીઅર ... ... ... | ૨ થી ૫ ટકા |
| ૮. આદુનો બીઅર (Ginger beer) | ૧ થી ૩ ટકા |

## આલ્કોહોલની ખરાબ અસર

આલ્કોહોલની અંદર કાર્બન તથા હાઇડ્રોજનના પરમાણુઓ (Atoms) રહેલાં છે તે બતાવે છે કે આપણાં શરીરમાં તે પુષ્કળ ગરમી આપી શકે છે. પરંતુ સાથે સાથે તે ઘણીજ ઝેરી, બંધાણજનક અને શરીરને અનેકધા હાનિકારક ચીજ પુરવાર થઇ ચૂકેલી છે. આલ્કોહોલ પાણીનો શોષક છે, અને તેથી ઘસવાથી ચામડીને સખ્ત બનાવે બનાવે છે; પરંતુ તે પ્રોટીનના થર બાંધે છે, અને કોષોનો નાશ કરે છે. તેથી તે કોષ-ઝેર છે. આપણા શરીરની સમગ્ર રચનાને તે ગંભીર હાનિ પહોંચાડે છે, અને જુદા જુદા અવયવોના કાર્યને ધક્કો પહોંચાડે છે. શરીરના વિવિધ ભાગો ઉપર નીચે મુજબની તેની અસર છે.

## જઠર અને આંતરડા ઉપર અસર

જે લોકોને દારૂનું વ્યસન હોય છે તેઓ સામાન્ય રીતે જલદ દ્રાવણો લે છે અને ૧૦ ટકાથી વધારે પ્રમાણવાળો આલ્કોહોલ લેવો, તે જઠર અને આંતરડાંને નુકશાન કારક છે. આલ્કોહોલ લેતા જઠરના અંદરના પડનો ઉશ્કેરાટ થાય છે, અને પહેલાંતો વધારે જઠરરસ પેદા થાય છે. પરંતુ પ્રમાણ વધારે લેતા જઠરની શક્તિ કમ થતી જાય છે, અને બેચેની અને અપચો જણાય છે. જઠરમાં લાહ પેદા થાય છે, દારૂડીઆની જીભ ઉપર થર બાંધેલા જણાય છે. અને સ્હવારનમાં પોતાનો "ડ્રાંગો" ન લે તે પહેલાં તેનું જઠર જાણે ડૂબી ગયું હોય તેવું તેને લાગે છે. ખોરાકની રુચિ ભાંગતી જાય છે. અને આંતરડાં આદીથી ભરપુર બની જાય છે. બીઅર પીનારાઓમાં જઠર ફૂલી જવાનું સામાન્ય દર્દ હોય છે. રૂચિ ઘટવાથી અને પાચન મંદ પડી જવાથી ધીમે ધીમે દારૂડીઆની શારીરિક તાકાત નષ્ટ થઇ જાય છે.

## લોહી ભ્રમણ રચના

દારૂ લોહીના દબાણને વધારે છે. પરંતુ જ્યારે મોટા ડોઝો લેવાય છે ત્યારે ઉશ્કેરાટની અસર દૂર થતાં તરતજ દબાણમાં ખૂબ ઘટાડો જણાય છે. આવી ક્ષણભંગુર ઉશ્કેરાટની અસર દૂર થતાં હૃદયને ખૂબ થાક લાગી જાય છે. બહુ મોટા ડોઝો લેવાથી હૃદયને જરાયે આરામ મળતો નથી. આ પ્રમાણે દારૂ પીનાર લોકોનાં હૃદય અત્યંત મંદ અને નબળાં પડી જાય છે.

## કાળજાં ઉપર દારૂની અસર

કાળજાંમાં કામ કરતા કોષો ઉપર સોજો આવે છે. જો આલ્કોહોલ બંધ કરવામાં આવે તો આ સોજો મટી જવાની વકી રહે છે, પરંતુ લાંબા સમય સુધી લેવાથી કાયમી સોજો થાય છે તેથી કાળજાની ક્રિયાને હાનિ પહોંચે છે. સીરોસીસ થાય તે પહેલાં ઘણા સમયથી કાળજું ફુલેલું અને નબળું બને છે, અને કેટલીક વખત તો બરોળ ઉપર પણ સોજો હોય છે. કલેજા અને જઠર બન્નેમાં ગરબડો થવાથી મોઢાનો નાકથી કાન અને કપાળ સુધીનો ભાગ ઘણીવખત વિશિષ્ટ રૂપ ધારણ કરે છે. ગાલ અને નાકની નસો પહોળી થઈ જાય છે; નાક મોટું અને લાલ દેખાયછે, અને આંખ પાણીના ઝમા વાળી તથા પીતથી ભરપૂર પીળી જણાય છે.

## આલ્કોહોલ ખોરાક નથી

આલ્કોહોલની અંદર કાર્બન, હાઈડ્રોજન અને ઓક્સીજનના પરમાણુઓ આવેલાં છે. પરંતુ તેની અંદર બીલકુલ હાઈડ્રોજનવાળો ભાગ નથી. કાર્યશક્તિ આપતી વખતે આલ્કોહોલની મદદથી મજ્જાતંતુઓ બીલકુલ બંધાઈ શકતા નથી. તેથી આલ્કોહોલ ખોરાક તરીકે નકામો છે, એટલુંજ નહિ પરંતુ શરીરને હાનિકારક પણ છે [કારણ કે શરીરના ઘસાયેલા મજ્જાતંતુઓની જગાએ નવા મજ્જાતંતુઓ આલ્કોહોલથી "રીબીલ્ટ" થઈ શકતા નથી.]

## તંતમય રચના (Nervous system)

આલ્કોહોલનો અમુક જથ્થો લેવાતાં માનસિક ન્યાય (judgment power) નાશ પામે છે. પરંતુ કલ્પનાશક્તિ, આવેગ અને બોલવાની શક્તિઓ ઉશ્કેરાટ અનુભવતી હોય છે. બહુ વધારે પ્રમાણ લેવાથી માનસિક સમતુલા નાશ પામે છે. કોઈપણ અંકુશ વગર બેફામ રીતે તે લવે છે, ખડખડાટ હસે છે, ગાય છે અને રડે છે, તેની બોલવાની ઢબ ખોખરી બની જાય છે, અસંગત અને તૂટીતૂટી રીતની થઈ જાય છે, અને છેવટે તે બોલી શકતો નથી. પછી તેના મસલો ઉપર અસર થાયછે, અને કેટલીક કોમળ ક્રિયાઓ અટકી પડે છે. ડોઝનો અત્યંત મોટા પ્રમાણનો હોય તો તે તદ્દન ભાન ગુમાવી બેસે છે, અને તદ્દન અજાણતાં તેને પિશાબ-ઝાડા છૂટે છે; આ સાથે તેની શરીરની ગરમી તદ્દન ઓછી થઈ જાય છે. શ્વાસ પણ મુશ્કેલીથી લઈ શકાય છે, અને દારૂડીઓ શ્વાસ લેવાના દર્દથી મરી જાય છે.

## મસલની રચના

તંતુમય રચનાની અંદર શરૂઆતમાં ભ્રમણ ક્રિયા વધવાને લઈને મસલનું બળ વધેલું જણાય છે, પરંતુ ત્વરિત રીતે તેની કામ કરવાની શક્તિમાં ઘટાડો થઈ આવે છે, જેથી કરીને કામ કર્યાનો કુલ જથ્થો ઓછો થાયછે. મીલના અથવા બીજી સખ્ત જીંદગી ગાળતા શ્રમજીવી વર્ગના કેટલાક માણસો પોતાના થાકને કમી કરવા માટે માદક પીણાનો ઉપયોગ કરે છે; પરંતુ ધ્યાનમાં રાખવા જેવી બાબત છે કે દારૂના ઉપયોગથી તેમને થાક નથી લાગતો, કે વધારે કામ કરી શકે છે એવું કંઈ પણ નથી; પરંતુ થાક ઓળખવાની શક્તિ ઘટી જાયછે. એનું પરિણામ એ આવે છે કે તેમનાં શરીર ઘસાઈ જાય છે.

આલ્કોહોલ એ કે ગરમીની અસર પેદા કરે છે, તે છતાં શરીરની ગરમી સંગ્રહ કરવાની શક્તિ ઓછી થઈ જાયછે. નોંધ ઉપર એક કિસ્સો છે, જેમાં દારૂડીયાને હૉસ્પિટલમાં આણતાં તેનું ઉષ્ણતામાન ૭૫° ફેરનહીટ જણાયું હતું. દસ કલાક પછી પણ તેનું ઉષ્ણતામાન ૯૧° F થી આગળ વધ્યું ન હતું.

## આલ્કોહોલ અને ગાંડપણ

ઉપર કહ્યા તેના કરતા પણ વધારે ખરાબ અસર નાડીતંતુઓની સ્થિતિ વિષેની છે. બહુ લાંબા સમય આલ્કોહોલના સેવનથી આ સ્થિતિ પરિણમે છે.

આ હલ્લો કાયમી મોટા પ્રમાણમાં દારૂ લેતી વ્યક્તિઓ ઉપર થાયછે, અને તે એકાએક થાય છે. શરૂ થતાં સાથે દારૂડીઓ બેચિત્ત, બેઆરામ, નખાઇ ગએલો અને ઊંઘ વગરનો બને છે. બેએક દિવસમાં વિશિષ્ટ નિશાનીઓ વાળા ગાંડપણના ચિન્હો દેખાવા લાગે છે.

માનસિક અને શારીરિક ઉશ્કેરાટ જણાય છે, વિવેકશક્તિ જતી રહે છે, મારફાડ ગમે એમ કરવા લાગે છે. કેટલીક વખત તેની શારીરિક ઉષ્ણતા વધી જાય છે. ગમે તે હાથમાં લઇને બીજાઓને મારીનાખવા પ્રયત્નો કરે છે, અથવા તો ઘણીવખત આત્મઘાત કરવાજ પ્રયત્ન કરે છે. તેના હાવભાવ ઉપરથી તેનું મોઢું રાક્ષસ જેવું ભયંકર દેખાય છે. મગજના જ્ઞાનતંતુઓને અંકુશિત કરતા કોરટેક્સ ( cortex ) ઉપર તે ભયંકર હલ્લો કરે છે, અને માનસિક વિસ્ફોટન પેદા થાય છે. આ વખતે તેને બરાબર અંકુશમાં રાખવો જોઇએ.

ઘાતક વૃત્તિ, બોલવામાં બેકાબુપણું, ખૂબજ નખાઇ ગએલી સ્થિતિ, ધ્યાન અને યાદગીરીનો તદ્દન અભાવ સતત હેતુવગરની હીલચાલો, આ બધું સામાન્ય છે. ધીમે ધીમે ખોરાક ઉપરની તેની રૂચિ જતી રહે છે.

આવે વખતે તે ભયંકર કાર્યો કરી બેસે છે. પોતાની પાસે સર્પો કરડવા આવે છે એવું તે ધારે છે. માથું હોય ત્યાં પગ દેખે, અને પગ હોય ત્યાં નાક દેખે છે. આવી તો કેટલીએ અસંગત અને સ્વપ્નવત્ ચાળો તેને જણાય છે. તે પોતાની આબરૂ ગુમાવે છે, ધન, શરીર ગુમાવે છે. અને સાથે સાથે આખા કુટુંબનો સર્વનાશ નોતરે છે. એટલુંજ નહિ, પરંતુ પોતાના બધા સંબંધીઓનું તેમજ પોતાના કુળનું નામ બોળે છે. સમાજને તેમજ દેશને તે કલંકરૂપ અને ભારરૂપ નીવડે છે આ માટે થઇને આપણી બધાની ફરજ છે કે દારૂના વ્યસનીને પહેલેથીજ ખુલ્લો પાડવા પ્રયત્ન કરવો, અને ગમે તે પ્રકારે તે લત છોડાવવી.

આપણા ઇતિહાસમાં જોઇએ તો પણ પૂરાવા મળે છે. શ્રીકૃષ્ણે જ્યારે યાદવોનો સંહાર નિર્ધાર્યો, ત્યારે તેમણે તેમને મદિરા પીવાનું ઉત્સાહન આપ્યું અને એવું પાન કરીને યાદવો માંહે માંહે મરી ચૂકયા. મુસ્લીમોનાં કુરાનમાં પણ દારૂ પીવાની મના કરવામાં આવી છે.

બધા આજેજ દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લો, અને અને દરેકને તે પ્રતિજ્ઞા લેવાની ફરજ પાડો.

દારૂડીઆને જોતાં વેંતજ સરકારી અમલદારોને ખબર આપવી, તેમજ તેની શારીરિક સુધારણા માટે તાત્કાલિક તબીબી મદદ લેવી પણ આવશ્યક છે.

---

## — કામદારોને —

તમે વાંચનાર તો શરાબ નહિ પીતા હો. પણ તમારા સાથીને સારૂ તમે કેમ જવાબદાર થઇ શકો ? એ પ્રશ્નનો જવાબ એ છે કે સાથીને સારૂ જવાબદાર થવામાંજ સ્વરાજ છે. સાથીને મનાવવો અને શરમાવવો એ તમારૂં કામ છે. દારૂ પીનાર કામદારની તમે જ ચોકી કરો. એમના સુધારાનો બોજો તમારી ઉપર જ હોવો જોઇએ, અને આમ તમે તમારામાં દહાડે દહાડે સુધારા કરતા જાઓ ત્યારે જ પગારમાં વધારા, ઇનામો વગેરે શોભે. જો તમે સુધારા ન કરી શકો તો તમારી તરફ લોકલાગણી હંમેશાંને સારૂ ન રહી શકે એ, તો તમે સમજી શકો એવી વાત છે.

મહાત્મા ગાંધીજી.

## લોહી ભ્રમણ રચના

દારૂ લોહીના દબાણને વધારે છે. પરંતુ જ્યારે મોટા ડોઝો લેવાય છે ત્યારે ઉશ્કેરાટની અસર દૂર થતાં તરતજ દબાણમાં ખૂબ ઘટાડો જણાય છે. આવી ક્ષણભંગુર ઉશ્કેરાટની અસર દૂર થતાં હૃદયને ખૂબ થાક લાગી જાય છે. બહુ મોટા ડોઝો લેવાથી હૃદયને જરાયે આરામ મળતો નથી. આ પ્રમાણે દારૂ પીનાર લોકોનાં હૃદય અત્યંત મંદ અને નબળાં પડી જાય છે.

## કાળજાં ઉપર દારૂની અસર

કાળજાંમા કામ કરતા કોષો ઉપર સોજો આવે છે. જો આલ્કોહોલ બંધ કરવામાં આવે તો આ સોજો મટી જવાની વકી રહે છે, પરંતુ લાંબા સમય સુધી લેવાથી કાયમી સોજો થાય છે તેથી કાળજાની ક્રિયાને હાનિ પ્હોંચે છે. સીરોસીસ થાય તે પહેલાં ઘણા સમયથી કાળજુ ફુલેલું અને નબળું બને છે, અને કેટલીક વખત તો બરોળ ઉપર પણ સોજો હોય છે. કલેજા અને જઠર બન્નેમાં ગરબડ થવાથી મોઢાનો નાકથી કાન અને કપાળ સુધીનો ભાગ વખતોવખત વિશિષ્ટ રૂપ ધારણ કરે છે. ગાલ અને નાકની નસો પહોળી થઈ જાય છે; નાક મોટું અને લાલ દેખાય છે, અને આંખ પાણીના ઝમા વાળી તથા પીનથી ભરપૂર પાણી જણાય છે.

## આલ્કોહોલ ખોરાક નથી

આલ્કોહોલની અંદર કાર્બન, હાઇડ્રોજન અને ઓક્સીજનના પરમાણુઓ આવેલાં છે. પરંતુ તેની અંદર બીલકુલ હાઇડ્રોજનવાળો ભાગ નથી. કાર્યશક્તિ આપતી વખતે આલ્કોહોલની મદદથી મજ્જાતંતુઓ બીલકુલ બંધાઈ શકતા નથી. તેથી આલ્કોહોલ ખોરાક તરીકે નકામો છે, એટલુંજ નહિ પરંતુ શરીરને હાનિકારક પણ છે [કારણ કે શરીરના ઘસાએલા મજ્જાતંતુઓની જગ્યાએ નવા મજ્જાતંતુઓ આલ્કોહોલથી "રીપેર" થઈ શકતા નથી.]

## તંતુમય રચના (Nervous system)

આલ્કોહોલનો અમુક જથ્થો લેવાનાં માનસિક ન્યાય શક્તિ judgment power) નાશ પામે છે, પરંતુ કલ્પનાશક્તિ, આવેશ અને બોલવાની શક્તિઓ ઉશ્કેરાટ અનુભવતી હોય છે. બહુ વધારે પ્રમાણ લેવાથી માનસિક સમતુલા નાશ પામે છે. કોઈપણ અંકુશ વગર બેફામ રીતે તે લવે છે, ખડખડાટ હસે છે, ગાય છે અને રડે છે. તેની બોલવાની ઢબ ખોખરી બની જાય છે, અસંબંધ અને તૂટીફુટી રીતની થઈ જાય છે, અને છેવટે તે બોલી શકતો નથી. પછી તેના મસલો ઉપર અસર થાયછે, અને કેટલીક કોમળ ક્રિયાઓ અટકી પડે છે. ડોઝનો અત્યંત મોટા પ્રમાણનો હોય તો તે તદ્દન ભાન ગુમાવી બેસે છે, અને તદ્દન અજાણતાં તેને પિશાબ-ઝાડા છૂટે છે; આ સાથે તેની શરીરની ગરમી તદ્દન ઓછી થઈ જાય છે. શ્વાસ પણ મુશ્કેલીથી લઈ શકાય છે, અને દારૂડીઓ શ્વાસ લેવાના દર્દથી મરી જાય છે.

## મસલની રચના

તંતુમય રચનાની અંદર શરૂઆતમાં ભ્રમણ ક્રિયા વધવાને લઈને મસલનું બળ વધેલું જણાય છે, પરંતુ ત્વરિત રીતે તેની કામ કરવાની શક્તિમાં ઘટાડો થઈ આવે છે, જેથી કરીને કામ કર્યાનો કુલ જથ્થો ઓછો થાયછે. મીલના અથવા બીજી સખ્ત જીંદગી ગાળતા શ્રમજીવી વર્ગના કેટલાક માણસો પોતાના થાકને ઓછો કરવા માટે માદક પીણાનો ઉપયોગ કરે છે; પરંતુ ધ્યાનમાં રાખવા જેવી બાબત છે કે દારૂના ઉપયોગથી તેમને થાક નથી લાગતો, કે વધારે કામ કરી શકે છે એવું કંઈ પણ નથી; પરંતુ થાક ઓળખવાની શક્તિ મરી જાયછે. એનું પરિણામ એ આવે છે કે તેમના શરીર ઘસાઈ જાય છે.

આલ્કોહોલ જો કે ગરમીની અસર પેદા કરે છે, તે છતાં શરીરની ગરમી સંગ્રહ કરવાની શક્તિ ઓછી થઈ જાયછે. નોંધ ઉપર એક કિસ્સો છે, જેમાં દારૂડીયાને હોસ્પિટાલમાં બેસતા તેનું ઉષ્ણતામાન ૭૪° ફેરનહીટ જણાયું હતું. દસ કલાક પછી પણ તેનું ઉષ્ણતામાન ૯૧° F થી આગળ ગયું ન હતું.

## આલ્કોહોલ અને ગાંડપણ

ઉપર કહી તેના કરતા પણ વધારે ખરાબ અસર ગાંડપણની સ્થિતિ સ્થિતી છે. બહુ લાંબા સમયના આલ્કોહોલના સેવનથી આ સ્થિતિ પરિણમે છે.

આ હલ્લો કાયમી મોટા પ્રમાણમાં દારૂ લેતી વ્યક્તિઓ ઉપર થાયછે, અને તે એકાએક થાય છે. શરૂ થતાં સાથે દારૂડીઓ બેચિત્ત, બેઆરામ, નખાઇ ગએલો અને ઊંઘ વગરનો બને છે. બેએક દિવસમાં વિશિષ્ટ નિશાનીઓ વાળા ગાંડપણના ચિન્હો દેખાવા લાગે છે.

માનસિક અને શારીરિક ઉશ્કેરાટ જણાય છે, વિવેકશકિત જતી રહે છે, મારઝુડ ગમે એમ કરવા લાગે છે. કેટલીક વખત તેની શારીરિક ઉષ્ણતા વધી જાય છે. ગમે તે હાથમાં લઇને બીજાઓને મારીનાખવા પ્રયત્નો કરે છે, અથવા તો ઘણીવખત આત્મઘાત કરવાજ પ્રયત્ન કરે છે. તેના હાવભાવ ઉપરથી તેનું મોઢું રાક્ષસ જેવું ભયંકર દેખાય છે. મગજના જ્ઞાનતંતુઓને અંકુશિત કરતા કોરટેક્સ ( cortex ) ઉપર તે ભયંકર હલ્લો કરે છે, અને માનસિક વિસ્ફોટન પેદા થાય છે. આ વખતે તેને બરાબર અંકુશમાં રાખવો જોઇએ.

ઘાતક વૃત્તિ, બોલવામાં બેકાબુપણું, બૂઝજ નખાઇ ગએલી સ્થિતિ, ધ્યાન અને યાદગીરીનો તદ્દન અભાવ સતત હેતુવગરની હીલચાલો, આ બધું સામાન્ય છે. ધીમે ધીમે ખોરાક ઉપરની તેની રૂચિ જતી રહે છે.

આવે વખતે તે ભયંકર કાર્યો કરી બેસે છે. પોતાની પાસે સર્પો કરડવા આવે છે એવું તે ધારે છે. માથું હોય ત્યાં પગ દેખે, અને પગ હોય ત્યાં નાક દેખે છે. આવી તો કેટલીએ અસંગત અને સ્વપ્નવત્ ચીજો તેને જણાય છે. તે પોતાની આબરૂ ગુમાવે છે, ધન, શરીર ગુમાવે છે. અને સાથે સાથે આખા કુટુંબનો સર્વનાશ નોતરે છે. એટલુંજ નહિ, પરંતુ પોતાના બધા સંબંધીઓનું તેમજ પોતાના કુળનું નામ બોળે છે. સમાજને તેમજ દેશને તે કલંકરૂપ અને ભારરૂપ નીવડે છે આ માટે થઇને આપણી બધાની ફરજ છે કે દારૂના વ્યસનીને પહેલેથીજ ખુલ્લો પાડવા પ્રયત્ન કરવો, અને ગમે તે પ્રકારે તે લત છોડાવવી.

આપણા ઇતિહાસમાં જોઇએ તો પણ પૂરાવા મળે છે. શ્રીકૃષ્ણે જ્યારે યાદવોનો સંહાર નિર્ધાર્યો, ત્યારે તેમણે તેમને મદિરા પીવાનું ઉત્સાહન આપ્યું અને એનું પાન કરીને યાદવો માંહે માંહે મરી ચૂકયા. મુસ્લીમોનાં કુરાનમાં પણ દારૂ પીવાની મના કરવામાં આવી છે.

બધા આજેજ દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લો, અને અને દરેકને તે પ્રતિજ્ઞા લેવાની ફરજ પાડો.

દારૂડીઆને જોતાં વેંતજ સરકારી અમલદારોને ખબર આપવી, તેમજ તેની શારીરિક સુધારણા માટે તાત્કાલિક તબીબી મદદ લેવી પણ આવશ્યક છે.

---

## — કામદારોને —

તમે વાંચનાર તો શરાબ નહિ પીતા હો. પણ તમારા સાથીને સારૂ તમે કેમ જવાબદાર થઇ શકો? એ પ્રશ્નનો જવાબ એ છે કે સાથીને સારૂ જવાબદાર થવામાંજ સ્વરાજ છે. સાથીને મનવવો અને શરમાવવો એ તમારૂં કામ છે. દારૂ પીનાર કામદારની તમે જ ચોકી કરો. એમના સુધારાનો બોજો તમારી ઉપર જ હોવો જોઇએ, અને આમ તમે તમારામાં દહાડે દહાડે સુધારા કરતા જાઓ ત્યારે જ પગારમા વધારા, ઇનામો વગેરે શોભે. જો તમે સુધારા ન કરી શકો તો તમારી તરફ લોકલાગણી હંમેશાંને સારૂ ન રહી શકે એ, તો તમે સમજી શકો એવી વાત છે.

મહાત્મા ગાંધીજી.

આ હલ્લો કાયમી મોટા પ્રમાણમાં દારૂ લેતી વ્યકિતઓ ઉપર થાયછે, અને તે એકાએક થાય છે. શરૂ થતાં સાથે દારૂડીઓ બેચિત્ત, બેઆરામ, નખાઇ ગએલો અને ઊંઘ વગરનો બને છે. બેએક દિવસમાં વિશિષ્ટ નિશાનીઓ વાળા ગાંડપણના ચિન્હો દેખાવા લાગે છે.

માનસિક અને શારીરિક ઉશ્કેરાટ જણાય છે, વિવેકશકિત જતી રહે છે, મારફાડ ગમે એમ કરવા લાગે છે. કેટલીક વખત તેની શારીરિક ઉષ્ણતા વધી જાય છે. ગમે તે હાથમાં લઇને બીજાઓને મારીનાખવા પ્રયત્નો કરે છે, અથવા તો ઘણીવખત આત્મઘાત કરવાજ પ્રયત્ન કરે છે. તેના હાવભાવ ઉપરથી તેનું મોઢું રાક્ષસ જેવું ભયંકર દેખાય છે. મગજના જ્ઞાનતંતુઓને અંકુશિત કરતા કોરટેક્સ ( cortex ) ઉપર તે ભયંકર હલ્લો કરે છે, અને માનસિક વિસ્ફોટન પેદા થાય છે. આ વખતે તેને બરાબર અંકુશમાં રાખવો જોઇએ.

ઘાતક વૃત્તિ, બોલવામાં બેકાળજીપણું, ખૂબજ નખાઇ ગએલી સ્થિતિ, ધ્યાન અને યાદગીરીનો તદ્દન અભાવ સતત હેતુવગરની હીલચાલો, આ બધું સામાન્ય છે. ધીમે ધીમે ખોરાક ઉપરની તેની રૂચિ જતી રહે છે.

આવે વખતે તે ભયંકર કાર્યો કરી બેસે છે. પોતાની પાસે સર્પો કરડવા આવે છે એવું તે ધારે છે. માથું હોય ત્યાં પગ દેખે, અને પગ હોય ત્યાં નાક દેખે છે. આવી તો કેટલીએ અસંગત અને સ્વપ્નવત્ ચીજો તેને જણાય છે. તે પોતાની આબરૂ ગુમાવે છે, ધન, શરીર ગુમાવે છે, અને સાથે સાથે આખા કુટુંબનો સર્વનાશ નોતરે છે. એટલુંજ નહિ, પરંતુ પોતાના બધા સંબંધીઓનું તેમજ પોતાના કુળનું નામ બોળે છે. સમાજને તેમજ દેશને તે કલંકરૂપ અને ભારરૂપ નીવડે છે આ માટે થઇને આપણી બધાની ફરજ છે કે દારૂના વ્યસનીને પહેલેથીજ ખુલ્લો પાડવા પ્રયત્ન કરવો, અને ગમે તે પ્રકારે તે લત છોડાવવી.

આપણા ઇતિહાસમાં જોઇએ તો પણ પૂરાવા મળે છે. શ્રીકૃષ્ણે જ્યારે યાદવોનો સંહાર નિર્ધાર્યો, ત્યારે તેમણે તેમને મદિરા પીવાનું ઉત્સાહન આપ્યું અને એનું પાન કરીને યાદવો માહે માંહે મરી ચૂકયા. મુસ્લીમોનાં કુરાનમાં પણ દારૂ પીવાની મના કરવામાં આવી છે.

બધા આજેજ દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લો, અને અને દરેકને તે પ્રતિજ્ઞા લેવાની ફરજ પાડો.

દારૂડીઆને જોતાં વેંતજ સરકારી અમલદારોને ખબર આપવી, તેમજ તેની શારીરિક સુધારણા માટે તાત્કાલિક તબીબી મદદ લેવી પણ આવશ્યક છે.

---

## — કામદારોને —

તમે વાંચનાર તો શરાબ નહિ પીતા હો. પણ તમારા સાથીને સારૂ તમે કેમ જવાબદાર થઇ શકો ? એ પ્રશ્નનો જવાબ એ છે કે સાથીને સારૂ જવાબદાર થવામાંજ સ્વરાજ છે. સાથીને મનવવો અને શરમાવવો એ તમારૂં કામ છે. દારૂ પીનાર કામદારની તમે જ ચોકી કરો. એમના સુધારાનો બોજો તમારી ઉપર જ હોવો જોઇએ, અને આમ તમે તમારામાં દહાડે દહાડે સુધારા કરતા જાઓ ત્યારે જ પગારમા વધરા, ઇનામો વગેરે શોભે. જો તમે સુધારા ન કરી શકો તો તમારી તરફ લોકલાગણી હંમેશાંને સારૂ ન રહી શકે એ, તો તમે સમજી શકો એવી વાત છે.

મહાત્મા ગાંધીજી.

# પરીક્ષા તો આપી....

લેખક
શ્રી પુરુષોત્તમદાસ શાહ
એમ. એ., બી. ટી.



આપણે ત્યાં માર્ચ માસમાં માધ્યમિકની શાળાંત (S. S. C.) પરીક્ષા લેવાય છે ત્યા સુધી વિદ્યાર્થીનું ધ્યાન આ પરીક્ષા પાસ કરવા તરફ હોય છે અને તેમનાં માબાપો પણ 'પાસ થયા પછી બધી વાત' એમ નિરાંત માણતાં હોય છે. પરંતુ પરીક્ષાનું પરિણામ બહાર પડે અને જુનની ૨૦ મી તારીખથી કોલેજો શરુ થાય તે વચ્ચે વિચાર કરવાનો ઘણોજ થોડો સમય મળે છે. પાસ થયેલા વિદ્યાર્થીઓના હુમલા કોલેજો પર તુરત શરૂ થઇ જાય છે અને પ્રવેશસ્થાન ન મળવાના ભયે વિચાર કર્યો વિના બધા કોલેજો તરફ ઘસડાય છે પછી કયો વિષય લેવો, કયા રાહે જવું તે પરત્વે વિચાર કરવાનો બીલકુલ અવકાશ ' રહેતો નથી.

## હવે શું ?

પરિણામે ઘણાઓને પોતાની ભૂલ પાછળથી સમજાય છે. પણ તે ભૂલ સુધારવાનો રસ્તો ન હોવાથી નભાવી લેવું પડે છે. બે બે વખત ઇન્ટર સાયન્સમાં નાપાસ થયાપછી આર્ટસ લાઈન લેવાની જરૂર પડી હોય, કે વાણિજ્ય (commerce) રાહ પર બે વર્ષ ગયા પછી કોઇ બીજોજ રાહ લેવો પડ્યો હોય અને બી. એ. જેવામા એક વિષય મટી બીજો વિષય લેવા જેવા તો એક નહીં પણ અનેક દાખલા છે. આ બધું શું સૂચવે છે? આપણામાં નિર્ણયશક્તિનો અભાવ. પરિણામે કેટલીએ માનવ શકિતનો હ્રાસ. આ માનવશકિતને પૂર્વ વિચારોથી સંકલિત કરી યોગ્ય માર્ગે વાળવામાં આવે તો ? ઘણી શકિતનો બચાવ થાય અને તે શકિત યોગ્ય ક્ષેત્રમાં ખૂબજ ઝળકી ઊઠે.

આ કાર્ય માટે પશ્ચિમના દેશોમાં ઘણીજ સરસ ગોઠવણ છે. અગિયાર વર્ષની ઉમર સુધીનું પ્રાથમિક શિક્ષણ તો દરેક માટે ફરજિયાત હોય છે. અગિયાર વર્ષની ઉંમર પછી દરેક બાળકને કસોટીની સરાણે ચડાવવામાં આવે છે. પશ્ચિમના દેશોમાં દરેક વર્ષની ઉમરનાં બાળકો માટે પૂર્વયોજિત પ્રમાણીકૃત અને ખાત્રી દાયક કસોટીઓ છે. તેમની મદદથી વધારે તેજસ્વી, બુદ્ધિમાન, સામાન્ય બુદ્ધિવાળા, અલ્પધી અને મંદ બુદ્ધિવાળા, વગેરે જૂદા જૂદા પ્રકારની બુદ્ધિવાળા બાળકોનું વર્ગીકરણ કરવામાં આવે છે. ખૂબ તેજસ્વી બુદ્ધિવાળા હોય તેમને તેમની બુદ્ધિનો વિકાસ થાય એવી ખાસ શાળાઓમાં મૂકવામાં આવે છે. સામાન્ય બુદ્ધિવાળાઓને પ્રાથમિક શિક્ષણથી આગળનું શિક્ષણ આપતી સામાન્ય શાળાઓમાં મોકલે છે અને અલ્પધી તેમજ મંદ બુદ્ધિવાળાઓને તેમના માટેની ખાસ હુન્નર ઉદ્યોગની શાળામાં મોકલવામાં આવે છે. આમ લગભગ દરેક વ્યક્તિ પોતપોતાના ક્ષેત્રમાં યથાસ્થાને ગોઠવાય છે અને તેથી પોતાની શક્ય શક્તિ અનુસાર કામ કરી પ્રગતિ સાધી શકે છે. ન ગમતા કે અયોગ્ય ક્ષેત્રની અહીં ફરિયાદ ઊઠતી નથી.

પશ્ચિમના માનસ-શાસ્ત્રીઓ તો તેથી પણ આગળ વધ્યા છે અને તેમણે ધંધાની પસંદગી માટે પણ કેટલીક કસોટીઓ તૈયાર કરી છે. તે માટેનો એક માનસ શાસ્ત્રીનો પ્રયોગ જાણવા જેવો છે. બુદ્ધિગુણ્ય (*Intelligentia Quotient*) સરખી હોય તેવી સો વ્યક્તિઓના બે ભાગ પાડવામાં આવ્યા. પચાસના પ્રથમ જૂથને ધંધાદારી માહિતી આપી, કસોટીએ ચઢાવી, જે જે વ્યક્તિ જે જે ધંધાને અનુકૂળ લાગી તેને ત્યાં ત્યાં ગોઠવવામાં આવી. પચાસના બીજા જૂથને કોઈપણ પ્રકારની માહિતી કે સલાહ આપ્યા વગર તેમને જેમ ફાવે તેવા ધંધા પસંદ કરવા દીધા. બન્ને જૂથની વ્યકિતઓ પર કાળજીપૂર્વક દેખરેખ રાખી તેમના કાર્યની નોંધ રાખવામાં આવી. પરિણામ એ આવ્યું કે પહેલા જૂથની વ્યકિતઓ સારૂં કામકરતી જણાઇ. ભાગ્યેજ એકાદ વ્યકિતને ધંધો બદલવાની જરૂર લાગી ત્યારે બીજા જૂથની ઘણી વ્યકિતઓને એક વખત નહીં પણ બે ચાર વખત ધંધા બદલવાની જરૂર પડી અને તે એક બે વ્યકિતઓને નહીં પણ ઘણી વ્યકિતઓને. વળી યોગ્ય ધંધાની પસંદગીને અભાવે તેમના કાર્યમાં તેમને રસ જણાતો નહી. બીજા જૂથના મોટા ભાગમાં આ રીતે બનવા પામ્યું તે પ્રયોગ પરથી સાબીત થયું કે 'ધંધો પસંદ કરતાં પહેલાં યોગ્ય માહીતિ અને સલાહની જરૂર હોય છે. પોતાની શકિતઓ જે દિશામાં સારૂં કામ આપી શકે તેમ હોય તે ધંધો પસંદ કરવામાં આવે તો નિષ્ફળતા મળતી નથી.

આપણા દેશમા આવી કોઈપણ પ્રકારની યોજના નથી. અત્યાર સુધીના અંગ્રેજી અમલને તો ખાસ કારકુનોની જરૂર હતી અને તેમનુ રાજ્ય ચલાવવા માટે તાબેદારી ઉઠાવી શકે તેવા ગુલામી માનસવાળા કારકુનો ઉત્પન્ન કરવાનું તેમનું ધ્યેય હોવાથી આવી કોઇ યોજના તેમને સ્વીકાર્ય લાગતી ન્હોતી. પરંતુ હવે અંગ્રેજી અમલ ઓસરી ગયો છે તેથી અત્યારની કેળવણીના સાંગોપાંગ પુનર્વિધાનમાં કસોટીઓ દ્વારા બાળકોના વર્ગીકરણનું સ્થાન ઘણું અગત્યનું રહેશે.

પરંતુ તેમ કરવાને ઓછામાં ઓછા બે દાયકા જોઇએ. તે વચગાળાના સમય માટે શું કરવું ?

મેટ્રિકના વિદ્યાર્થીઓનાં પરીક્ષામાં પ્રવેશવાનાં પત્રો ભરાય એટલે પોતાની ફરજ પૂરી થઈ એમ આજકાલની શાળાઓના કેટલાક આચાર્યો માને છે. ત્યારપછીના રાહ માટે કંઈ પણ સલાહ સૂચન આપવાની જવાબદારી તે સ્વીકારતા નથી. માબાપો માટે તો કહેવુ જ શું ? તે તો એટલુંજ જાણે છે કે છોકરો યા છોકરી નિશાળે જાય છે અને ભણે છે. શું ભણે છે, કેવું ભણે છે તે સંબંધમાં વિચાર કરવાની ક્યાંતો તેમને ફુરસદ નથી, ગતાગમ નથી કે પરવા નથી. કેટલાંક એવાં માબાપો પણ જોવામા આવ્યાં છે કે જેમને પોતાનાં બાળકો શું ભણે છે, કયા વર્ગમાં ભણે છે તેની પણ ખબર હોતી નથી. આવાં માબાપો પોતાનાં બાળકોને શું સલાહ આપી શકે ? ભાગ્યેજ દસેક ટકા જેટલાં માબાપો, પોતાનાં બાળકો માટે ઝીણવટથી વિચાર કરી, તેમને યોગ્ય ક્ષેત્રમાં મોકલવા પ્રયત્ન કરી રહ્યાં હશે. બાકી નેવું ટકા માબાપો માટે તો "ઘણા જે રસ્તે જાય તેજ આપણો રસ્તો" એ ન્યાય હોય છે.

આવા પ્રકારનાં માબાપોને અને વિદ્યાર્થીઓને યોગ્ય માહીતિ તેમજ સલાહસૂચનો આપવા એક નાનકડો પ્રયોગ મેં નીચે મુજબ કરેલો છે—હજુ તે પ્રયોગ ચાલુ છે.

૧. સૌથી પહેલાં જુદી જુદી શાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની એક યાદી તૈયાર કરવામાં આવી હતી અને તેમની છઠ્ઠા ધોરણની વાર્ષિક પરીક્ષાના તેમજ પ્રીલીમીનરી પરીક્ષાના માર્ક મંગાવવા માટે એક ફાર્મ દરેક વિદ્યાર્થીને મોકલી આપવામાં આવ્યું હતું.

૨. મેટ્રીક અને એસ. એલ. સી. માં લઈ શકાત વિષયોની એક નોંધ તૈયાર કરી દરેક વિદ્યાર્થીને મોકલી હતી (ચાલુ વર્ષે એસ. એસ. સી. માં ઉમેરાયેલા વિષયો આ નોંધમાં પાછળથી ઉમેરવામાં આવેલા છે) અને આ પરીક્ષા પછી જે જે લાઇનો હોય તેની અગત્યની માહીતિ એકત્ર કરવા માંડી હતી પરંતુ બધી માહીતિ મળી ન શકતાં જેટલી માહીતિ મળી શકી તેટલી વિદ્યાર્થીઓને મોકલી આપી હતી.

૩. સરકાર તરફથી તેમજ જુદી જુદી સંસ્થાઓ તરફથી વિદ્યાર્થીઓને મદદ મળી શકે તેની યાદી જુદા પરિપત્ર દ્વારા વિદ્યાર્થીઓના માબાપોને પહોંચાડી હતી.

૪ માબાપોને જરૂરી બીજી સર્વ માહીતિ પૂરી પાડવા અને યોગ્ય સલાહ આપવા એક સમિતિ નીમવાનો વિચાર હતો પણ તે બની શક્યું ન્હોતું.

આ યોજનાનો લાભ લગભગ સાઠથી સીત્તેર વિદ્યાર્થીઓએ લીધો હતો. તેમાંનો મોટો ભાગ એવો હતો કે જેને ઓછી મહેનતે પરીક્ષા પાસ કરવાની તાલાવેલી હતી. કાચા વિષયો ક્રમ તૈયાર કરવા તેનાં સૂચનો ઘણા ખરાઓએ માગ્યાં હતાં પણ પરીક્ષા પછીની લાઇન વિષે ઘણા થોડા વિચાર કરનાર હતા તે પૈકી પાંચસાતવાલીઓ પણ હતા. આ વિદ્યાર્થીઓને યોગ્ય સલાહ સૂચનો આપવામાં આવ્યાં હતાં.

પરંતુ વ્યકિતગત કરેલા આવા પ્રયોગો સફળ થાય કે કેમ તે શંકાસ્પદ છે, કારણ કે સલાહ આપનાર તો સલાહ આપી છૂટે, તેનો અમલ કરવો યા ન કરવો તે વિદ્યાર્થીની તેમજ તેના વાલીની મુન્સફી પર અવલંબે છે. લગભગ પચાસેક ટકા જેટલા વિદ્યાર્થીઓએ તેમને બતાવેલ રાહ સ્વીકાર્યો હશે તેમ પાછળથી મળેલા સમાચારો પરથી સમજાય છે.

આવા પ્રયોગો કોઇ સંસ્થા તરફથી થાય તો તેની સફળતાના ટકા વધારે મૂકી શકાય. આ યોજના વિસ્તૃત સ્વરૂપ લે તો મારું ચોક્કસ માનવું છે કે સમાજની ઘણી વેડફાતી શક્તિ અટકી જાય. કેળવણીકારો આ પ્રયોગ પરત્વે વિચાર કરે, અને પોતાનાં મંતવ્યો વિદ્યાર્થીઆલમના હિતાર્થે રજુ કરે એ ઇચ્છનીય ગણાય.

# જમશેદી ....

પ

નવરોઝ એટલે નવા વર્ષનો દિવસ. પારસી કોમના આ તહેવારનો ઉગમ ઇરાનમાં થયો છે. વસન્ત સત્રમાં આવતા આપણા ઘણા તહેવારોની સાથે સામાજિક દૃષ્ટિએ નવરોઝને ઘણું સામ્ય છે. ખાસ કરીને ઉલ્લાસ, આનંદ અને પરસ્પર શુભેચ્છાના પ્રતીક રૂપ આવા ઉત્સવોની ઉજવણી રાષ્ટ્રિય ધોરણે થાય તો હિન્દ જેવા બિનસાંપ્રદાયિક દેશ માટે એ વધુ ઉચિત ગણાય એવો મત પ્રસ્તુત લેખમં પ્રદર્શિત કરવામાં આવ્યો છે.

આ તહેવાર આપણે ત્યાં ઇરાનમાંથી આવ્યો છે. નવરોઝ એટલે નવા વર્ષનો દિવસ. અને 'જમશેદી' એટલે જમશેદને હસ્તે સ્થપાયેલો દિન. જમશેદ પ્રાચીન ઇરાનનો પાદશાહ હતો. મહાન કવિ ફિરદૌશીએ એના 'શાહનામા' દ્વારા આ પાદશાહને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ આપી હતી. આટલી પ્રાથમિક હકીકત તો તમામ એશિયાવાસીઓએ જાણવીજ જોઇએ. અને તેમાંયે ખાસ કરીને હિન્દીઓએ તો અવશ્ય જાણવી જોઇએ કારણ કે આપણને ઇરાન સાથે સંસ્કૃતિની દૃષ્ટિએ ગાઢ સંબંધ છે. આ તહેવાર આપણે ત્યાં કઈ રીતે આવ્યો અને કઈ કઈ રીતે એની ઉજવણી થઈ એ જાણવું સપ્રદ થઈ શે.

એમ કહેવાય છે કે શાહ જમશેદે પોતાની પ્રજાની સુખસંપત્તિ અને આબાદી નિહાળી એક વખત એક દિવસ જગન્નિયંતાને આભાર પ્રદર્શિત કરવા માટે નક્કી કર્યો. આ દિવસે પ્રજાવત્સલ પાદશાહ સહિત સમસ્ત જનતા સર્વશકિતમાન પરમેશ્વરને પ્રાર્થના રૂપે ઋણ વ્યકત કરે એમ નક્કી થયું. એને માટે પાદશાહે વસન્તના આરંભનો દિવસ નક્કી કર્યો. ઇરાન જેવા ઠંડી આબોહવાવાળા પ્રદેશમાં વસન્તનું આગમન એ આનંદ અને ઉલ્લાસનું પ્રતીક હતું. આ તહેવાર આશરે પંદરેક દિવસ સુધી લંબાય છે. અને પ્રો. જેકસન એમના "Persia-past and Present" નામક પુસ્તકમાં કહે છે તેમ આ તહેવાર હજારેક વર્ષ પહેલાં હરૂઉન-અલ-રશીદના જમાનામાં જેટલા ભભકાથી અને દબદબાથી ઉજવાતો એટલાજ ભભકાથી અત્યારે પણ ઉજવાય છે. 'એરેબીયન નાઇટસ'ની વાર્તામાં પણ એનો ઉલ્લેખ જોઇએ છીએ.

નવરોઝનો તહેવાર તા. ૨૧મી માર્ચના રોજ આવે છે. એમ કહેવાય છે કે આ દિવસે પાદશાહ જમશેદ એક દરબાર ભરતો. એમાં તમામ નાનાં મોટાં, ગરીબ-તવંગર, ઉંચ-નીચ-લોકો એક સાથે એકઠાં થતાં. પાદશાહ જમશેદ તે દિવસે ખૂબ ઝગઝગે તેવાં રેશમી વસ્રોનો પોષાક પહેરતો અને પોતાનાં સિંહાસનને એવી રીતે ગોઠવતો કે જેથી સુર્યનાં કિરણો સીધાં એના પોષાક ઉપર પડી પરાવર્તન પામી, આખા મહેલને તેજના અંબારથી ભરી દે.

આ દિવસની ઉજવણીમાં લોકો સામાન્ય રીતે નવો પોશાક પહેરતા, પરસ્પર ભેટ આપતા, 'સાલમુબારક' કરવા એકમેકને ઘેર જતા, અને આનંદ-ઓચ્છવ માણતા. આવા ઉત્સવો નિમિત્તે પોતાને ઘેર આવનાર આગન્તુકને મિઠાઈ વગેરે આપવાની પ્રથા હિન્દમાં સર્વમાન્ય ગણાય છે. પ્રો. જેકસન આ સંબંધમાં લખે છે તેમ નવરોઝને દિવસે સવારે વાતચીત શરૂ કર્યા પહેલાં જે સૌથી પહેલી સાકર ખાય અને શરીરે તેલ ચોળે તેને વરસ દરમિયાન બિલ્કુલ દુઃખ ન આવે એવી પણ માન્યતા હતી.

તેરસો વર્ષ પહેલાં ઇરાનમાંથી હિન્દમાં આવનાર પારસીઓ પોતાની સાથે આ તહેવાર લાવ્યા. ઇરાનથી હિન્દ આવવાની પ્રવૃત્તિ દરમિયાન વેઠવી પડેલી મુશ્કેલીમાં તેઓ ભૌગોલિક દૃષ્ટિએ તારીખોની ગણતરી કરવી વીસરી ગયા. તેઓએ પોતાનું વરસ ત્રીસ દિવસના એક લેખે બાર મહિનાનું ગણ્યું અને નવા વરસના દિન પહેલાં પાંચ દિવસ ગાથાના ઉમેર્યા. જો કે નવરોઝનો તહેવાર તેઓ ભૂલી ગયા નહિ.

એટલે જો કે સામાન્ય રીતે પારસીઓનું નવું વર્ષ સપ્ટેમ્બર માસના કોઇ એક દિવસે શરૂ થતું ગણાયું છે

# .... નવરોઝ

છતાં કેટલાક એમાં રહેલી ગણતરીની ભૂલને લક્ષમાં લઇ તા. ૨૧મી માર્ચે આવતા જમશેદી નવરોઝના દિનથી પણ નવું વર્ષ શરૂ થતું ગણે છે. આ પારસીઓ પોતાને 'ફાસલીસ' તરીકે ઓળખાવે છે. પારસી કોમના બધાજ લોકો આ દિવસે અગ્નિદેવ સમક્ષ દર્શનાર્થે જાય છે અને 'ફાલુદા' નામનું પીણું પીએ છે. નવરોઝને દિવસે 'ફાલુદા' ન પીવાતું હોય એવું પારસીઓનું ભાગ્યેજ કોઈ ઘર હશે. કેટલાક આ પીણું ઘેર બનાવવાની તકલીફ લેતા નથી પરંતુ ઇરાની રેસ્ટોરાંમાંથી લઈ આવે છે અથવા આખું કુટુંબ ઇરાની રેસ્ટોરાંમાં એ પીણું પીવા માટે જાય છે. દૂધની બનાવટો ઉપર પ્રતિબન્ધ આવતાં 'ફાલુદા'ની મઝા લગભગ જતી રહી છે. પરંતુ જ્યારે દૂધની બનાવટોનો પ્રશ્ન ઉકલી જશે ત્યારે ફાલુદાનો રસ હિન્દીઓ અવશ્ય માણી શકશે.

હોળીની પેઠે નવરોઝ પણ એક વસંતોત્સવ છે. આ બંને ઉત્સવો ખૂબ આનંદ અને ઉત્સાહપૂર્વક ઉજવાય છે. જો કે ઉજવવાની પદ્ધતિમાં થોડો ઘણો ફેર છે ખરો. છતાં એ તફાવત તો માત્ર બાહ્ય પ્રકારનોજ ગણાય. ભૌગોલિક અને ખગોળશાસ્ત્રની દૃષ્ટિએ નવરોઝનો દિવસ મહત્વનો હોઇ રાષ્ટ્રીય ધોરણે એની ઉજવણી થાય તો પણ કંઈ ખોટું ન ગણાય. તા. ૨૧મી માર્ચે ઠંડી ઋતુ પુરી થાય છે. અને વાતાવરણમાં પણ પલટો આવે છે.

એટલેજ જમશેદી નવરોઝની ઉજવણી રાષ્ટ્રીય ધોરણે કરી શકાય તેમ છે. દેવસ્થાન વગેરે સ્થળે જવાની ક્રિયાઓ ભલે એકજ કોમ માટે મર્યાદિત રહે પરંતુ મોટી સભાઓ દ્વારા આંતર-જાતિય અભિનંદનો પાઠવવાનો મેળાવડો એ દિવસે યોજી શકાય. દિવાળી જેમ વૈશ્યોનું મહાપર્વ ગણાય છે અને એ દિવસથી શારદાપૂજન પછી નવા ચોપડાઓ લખાવા શરૂ થાય છે એજ રીતે નવરોઝની પણ ઉજવણી થઈ શકે. કોઈપણ ન્યાતજાતના ભેદ વગર બધાજ હિન્દીઓ એકઠા થઇ ફાલુદાનું રસપ્રદ પાન કરી શકે છે.

નવરોઝ હજુ પણ ઇરાનનો રાષ્ટ્રીય તહેવાર ગણાય છે. તહેવારો દ્વારા આંતર-રાષ્ટ્રિય સંપર્ક સાધી શકાય છે. પહેલા મહાયુદ્ધ દરમિયાન જ્યારે પરસ્પર તંગદિલી બહુ ઉત્કટ નહોતી ત્યારે પણ નાતાલના દિવસો દરમિયાન બંને પ્રતિપક્ષો આયુધો સંકેલી પરસ્પર અભિનંદનો પાઠવતા. હિન્દસરકાર પણ જો ઇરાનની સરકારને નવરોઝ નિમિત્તે અભિનંદનનો સંદેશો પાઠવે તો અવશ્ય એને સારો પ્રત્યુત્તર મળશેજ.

ગરબા જેમ નવરાત્રિ સાથે સંકળાયેલ છે અને કવ્વાલી જેમ કેટલાક મુસ્લિમ તહેવારો સાથે સંકળાયેલ છે તેમ નવરોઝ સાથે લોકોના આનંદની અભિવ્યક્તિનો એવો કોઈ પ્રકાર સંકળાયેલ નથી. જો કે આમાં જે જે કોમોનો એ તહેવાર મુખ્ય હોય છે તેજ મુખ્યત્વે ભાગ લે છે અને બીજી કોમોની તો એમાં માત્ર સહાનુભૂતિજ હોય છે છતાં નવરોઝને દિને પણ સંગીત, રાસ, વ્યાખ્યાનો આદિનો મનોરંજક કાર્યક્રમ રાખી શકાય.

હિન્દમાં અનેક પ્રકારની કોમો વસે છે અને કોમકોમના ભ્રાતૃભાવ ઉપરજ હિન્દની એકતા નિર્ભર છે. એટલેજ પ્રત્યેક કોમના ઉત્સવની ઉજવણી રાષ્ટ્રિય ધોરણે થવી જોઇએ. આથી તે તે ઉત્સવોની ઉજવણીમાં નવું જોમ પ્રગટશે. અને કોમ કોમ વચ્ચેનું બંધુત્વ વધારે ગાઢ બનશે. આપણાં ઘરો અને દેવળોની બહાર આપણે સૌથી પહેલે દરજ્જે તો હિન્દીઓજ છીએ. એટલેજ આપણે આપણા ઉત્સવો દરમિયાન કોમી મતભેદો દૂર કરી ધર્મનું એકત્વ પુરવાર કરવું જોઇએ. એમ ફરી ફરીને કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે કે ઇશ્વર એકજ છે. નિર્વાણ અને સ્વર્ગ એકજ છે અને એને પહોંચવાનો માર્ગ પણ એકજ છે. પછી ભલે આપણી પદ્ધતિઓ જુદી જુદી હોય.

હિન્દને જો બિનસાંપ્રદાયિક બનાવવું હોય તો આ દૃષ્ટિ આપણે ખીલવ્યેજ છૂટકો.




# સુલતાના ચાંદબીબી :—

અહમદનગરના સુલતાનનું અવસાન થયું ત્યારે એના કુંવરની ઉમર બહુ નાની હતી. એ રાજ કરી શકે તેવડો ન હતો. એટલે એ ગાદીએ આવ્યો ત્યારે રાજ્યની સંભાળ એને બદલે એની કાકી ચાંદબીબી લેવા લાગી.

પરંતુ ઉમરાવો અને પ્રધાનોને ચાંદબીબીથી બહુજ અસંતોષ હતો. "શું એક સ્ત્રી આપણા ઉપર રાજ કરે? સ્ત્રીને વળી રાજ્યવહીવટ ચલાવતાં આવડે પણ શું?" તેઓ કહેતા.

પણ ચાંદબીબી કંઇ જેવી તેવી સામાન્ય બાઇ નહોતી. તેનામાં ખૂબ ડહાપણ હતું. અને હિંમત પણ એની જબરી હતી. રાજ્ય કેમ ચલવવું એ એને બરાબર આવડતું હતું. છતાં ઉમરાવોને સંતોષ થતો નહિ. રાજ્યના વડાપ્રધાનને પણ ચાંદબીબી અમલ ચલાવે તે ઠીક લાગતું નહોતું એટલે એણે શહેનશાહ અકબરના પુત્ર મુરાદને અહમદનગર ઉપર ચઢાઇ કરવાનું આમંત્રણ આપ્યું.

જોકે મુરાદને અહમદનગર ઉપર ચઢાઇ કરવાનું કંઇ કારણ નહોતું છતાં નવું વધારાનું રાજ્ય મેળવવું કોને ન ગમે? એટલે એ તો મોટું લશ્કર લઇને ઉપડયો.

ચાંદબીબીએ જોયું કે મોટું લશ્કર અહમદનગર તરફ ચાલ્યું આવે છે. બહુજ મોટા આક્રમણનો સામનો કરવો પડશે એની એને ખાતરી થઇ ગઇ. પોતાના સિપાઇઓ તો તરત હારી જશે એમ પણ એને લાગ્યું. છતાં એ નિરાશ થઇ નહિ. કારણ કે એ બહાદુર હતી. હિંમતવાળી હતી.

તેણે શહેરના દરવાજા બંધ કરવાનો હુકમ કર્યો, શહેરમાં જે કોઇ લડી શકે તેવા હતા તે સઘળાને એકઠા કરી શહેરનો બચાવ કરવાનું ફરમાન કર્યું. પોતે પણ એક યોદ્ધાનું લોખંડી બખ્તર પહેર્યું અને લશ્કરના સેનાપતિ તરીકે મોખરે આવી. લોકોએ રાણીને પોતાનેજ દુશ્મનોનો સામનો કરવા બહાર આવતી જોઇ ત્યારે એમને બહુજ નવાઇ લાગી.

"ભલેને એ સ્ત્રી હોય, એનામાં હિંમત તો સિંહ જેવી છેને?" કેટલાકે કહ્યું.

રાણીને બહાર પડેલી જોઇ લોકોમાં પણ ઉત્સાહ પ્રગટયો અને તેઓ પણ લશ્કરી પોષાક પહેરી સિપાહીઓની સાથેજ બહાર પડવા લાગ્યા.

મુરાદનું લશ્કર શહેરની પાસે આવ્યું ત્યારે શહેરના દરવાજા તો બંધ હતા. તેઓએ માનેલું કે ઓછામાં ઓછા થોડાક સૈનીક તો સામનો કરવા આવશેજ. એટલે એમને નિરાશા થઇ. છતાં એમને ખાતરી હતી કે લશ્કર તો તેઓનુંજ બળવાન છે એટલે જીત તો તેઓનીજ થવાનીજ.

એટલે મોગલોએ શહેરના દરવાજાની બહાર સુરંગો ખોદવા માંડી. અને કિલ્લાને ઉડાડી અંદર ધુસવા પ્રયત્ન કર્યો.

ચાંદબીબી કિલ્લાના એક ઊંચા ટાવર ઉપર ઉભી ઉભી દુશ્મનોની પ્રવૃત્તિ જોઈ રહી હતી. દુશ્મનો કિલ્લા નીચે સુરંગો ખોદતા હતા એ તેણે જોયું. રાત પડે તેટલાંમા તો કિલ્લાને ઉડાડી દેવાય તેમ હતું. એટલે દુશ્મનોને અટકાવવા માટે તેણે તે ને તે ઘડીએ કંઈક કરવું જોઈતું હતું.

એ દરવાજા ઉપરથી ઉતરી અને પોતાની જાતેજ સુરંગને ખેસવવા માંડી. પરંતુ બીજા દરવાજા પાસેથી સુરંગોને તે વેળાસર ખેસવી શકી નહિ. દરમિયાનમાં દરવાજાઓ ઉડાડી દેવામાં આવ્યા અને લશ્કર અંદર ધુસી ગયું.

શહેરનો કબજો બહુજ સહેલાથી લઈ શકાશે એવી મોગલોને ખાતરી હતી. એટલે સવાર પડયા પછી આક્રમણ કરવાનું એમણે નક્કી કર્યું. આથી ચાંદબીબીને વધારે તૈયારી કરવાની તક મળી ગઇ. એક પણ પળ ગુમાવ્યા વગર એણે પોતાનાં માણસોને એકઠાં કર્યાં અને કિલ્લામાં જ્યાં જ્યાં ગાબડાં પડયાં હતાં તેનું સમારકામ સવાર પડતાં પહેલાં તો કરી નાખ્યું.

સવાર પડી અને મોગલો આક્રમણ માટે તૈયાર થઈ ગયા. પરંતુ જે દરવાજાઓ રાતે તેઓએ ઉડાડી મૂકયા તે બધાજ સવારમાં સરખા થઇ ગયા હતા અને ઊંચા ટાવર ઉપર સિપાહીના લશ્કરી પોશાકમાં એક બહાદુર સ્ત્રી હાથમાં નાગી તલવાર સાથે લડવા માટે ખડી થઇ ઉભી હતી.

રાજકુમાર મુરાદ આ સ્ત્રીની બહાદુરી જોઈ મુગ્ધ થઇ ગયો. આવી સ્ત્રી તો મહારાણી થવાને લાયક હતી. એટલે એણે લડાઇ બંધ કરી અને ચાંદબીબી સાથે સંધિ કરી. અને બહાદુર ચાંદબીબી અહમદનગરની મહારાણી બની.

એની હિંમતને કારણે એ "**સુલતાના ચાંદબીબી**" કહેવાઇ.

રાણીની બહાદુરી જોઇ એને અગાઉ ધિક્કારનાર લોકો ખૂબ શરમાયા. અને ચાંદબીબીએ ઘણા લાંબા વખત સુધી રાજ કર્યું અને લોકોની ચાહના મેળવી.

—×—

## —: રમુજી ટૂચકા :—

**હેડમાસ્તર :** (વિદ્યાર્થી) એલા મગન, તને તારા સાહેબે બપોરે પછી શું કરવાનું કહ્યું હતું ?

**મગન :** (ધ્રુજતાં) સાહેબ, મને એણે કહ્યું હતું કે તમે આવો ને પહેલાં સીસોટી મારીને મને જગાડજે!

× × ×

"ઉભા રહો મિસ્તર! એ ટિકિટ ઉપર આઠ માણસો લઇને કયાં ચાલ્યા ?" પ્રભાત થીયેટરમાં 'મેટીની શો' માટે ધુસતા ચંદુલાલને રોકતાં દ્વારપાળે કહ્યું.

"કેમ ? ચંદુલાલે આશ્ચર્યથી પૂછ્યું:" તમેજ જાહેર કર્યું છે ને કે બારથી હેઠળનાં બાળકોને માબાપ સાથે મફત બેસવા દેવામાં આવશે ?"

'પણ આ બારથી ઓછાં કયાં છે ?'

'અરે ગણી લ્યોને! આ ત્રણ મારી દીકરીઓ. બે એનાં છોકરાં અને આ ત્રણ મારા છોકરા : કુલ થયા આઠ, હજી આ છોકરાનાં પણ ત્રણ છોકરાં લાવી શકયો હોત...

× × ×

**દાક્ટર :** (દરદીને) આ દવા ડોશીને હલાવીને પાજો હો.

**દરદી :** અને હલાવ્યાં વગર પાઉં તો ?

**દાક્તર :** હલાવ્યા વગર પાઇશ તો અસર નહિ કરે દવા દરદીને હલાવીનેજ પાવી જોઇએ.

**દરદી :** હલાવીને પાઇશ તો મટી જશેને ?

**દાક્તર :** હો, ફરી દવા પણ લેવા નહિ આવવી પડે.

(બીજે દિવસે)

**દરદી :** સાહેબ......

**દાક્તર :** કેમ ?

**દરદી :** ડોશી તો મરી ગઈ......

**દાક્તર :** અરે ! અરે ! શાથી ?

**દરદી :** સાહેબ, તમે કહેલું કે દવા ડોશીને હલાવીને પાજો. મેં ડોશીને હલાવી......અને......

**દાક્તર :** અરે અરે! દવા હલાવવાની હતી, નહિ કે ડોશી!

# કેળાંની છાલથી શું થયું ?

શહેરના મુખ્ય રસ્તા ઉપર ચાલતાં ચાલતાં એક દિવસે સવારે એક માણસ રસ્તા ઉપરથી વાંકો વળીને કંઈક લેતો હતો.

'એ શું હશે ?' રસ્તે જનારા લોકોને વિચાર આવ્યો. કેટલાક પાસે આવ્યા અને પેલા માણસે શું ઉપાડયું તે બારીકીથી જોવા લાગ્યા.

અને બધાંના આશ્ચર્ય વચ્ચે એ માણસ કોઈએ રસ્તા ઉપર નાખેલી કેળાંની છાલ ઉપાડી લેતો હતો.

'કંઈક મગજ ચસકી ગયું લાગે છે... નહિતર આમ રસ્તા ઉપરથી કેળાંની છાલ ઉસરડે નહિ...' કોઈએ ટહૂકો કર્યો

પરંતુ પેલા માણસનું મગજ ચસકી ગયું હોય એવું કંઈ લાગતું નહોતું.

એની પાછળ પાછળ આવતા માણસોમાંથી એકાદ માણસે વિવેકથી એને પૂછ્યું: "ભાઈ, અમને કહેશો કે શા માટે તમે રસ્તા ઉપરથી કેળાંની છાલ આમ ઉપાડી રહ્યા છો ?"

પેલા માણસે ઊંચું જોઈ કહ્યું: "કોઈએ રસ્તા ઉપર બેકાળજીથી નાખેલી આવી કેળાંની છાલ ઉપર ભૂલથી પગ પડતાં થોડા દિવસ પહેલાં મારા બાપ લપસી પડેલા અને એનો પગ ભાંગી ગયેલો. બીજા કોઈના બાપને પણ આવુંજ થાય એમ હું ઈચ્છતો નથી..."

આમ કહીને એણે બીજી પણ અહીં તહીં પડેલી છાલો ઉપાડવા માંડી.

શા માટે એ રસ્તા ઉપરથી છાલ લઈ લેતો હશે ?

એને સાંભળનાર લોકો શરમથી નીચું જોઈ રહ્યાં.

તે દિવસે સવારે તમે પણ ત્યાં હોત અને તમને કોઈએ પૂછ્યું હોત કે કોણે આ કેળાંની છાલ રસ્તા ઉપર નાખી છે ? તો તમે ગર્વભેર કહી દીધું હોત કે 'મેં' તો નહિજ..."

આપણે ઈચ્છીએ કે તમે આ રીતે રસ્તા ઉપર કેળાંની છાલ નાખતા નહિજ હો. કારણ કે એથી રસ્તો માત્ર બગડે છે એટલુંજ નહિ પણ કોઈ ઉપર આપત્તિ પણ આવી પડે છે.

થોડા દિવસ પહેલાંજ આપણે સાંભળેલું કે રસ્તે ચાલતાં ચાલતાં એક ડોશીનો પગ કેળાંની છાલ ઉપરથી લપસી પડ્યો અને એને સખ્ત ઇજા થઈ અને અન્તે હોસ્પીટલમાં એમ રી ગઈ.

કેટલીએ વાર આપણને આવી બીનાઓ સાંભળવા મળે છે.

નાનાં બાળકોએ પોતાની ટેવો માટે ખૂબ કાળજી રાખવી જોઈએ.

આપણી બેદરકારીથી કોઈની માથે દુ:ખ ન આવવું જોઈએ.

\+ + +

## કહો જોઈએ ?

(૧) કઈ બે રકમનો ગુણાકાર સાત થાય ?
(૨) કઈ વસ્તુ કાણાંવાળી હોવા છતાં પાણી ઝીલવીશકે છે ?
(૩) એવી કઈ વસ્તુ છે કે જેમાં પડવા કોઈ ઇચ્છતું નથી છતાં જેને ગુમાવવાની પણ કોઈને ઈચ્છા થતી નથી.
(૪) કઈ 'બસ ' તરફથી નવો પ્રદેશ શોધાયો ?

જવાબ:—(૧) સાત અને એક (૨) વાદળી (૩) અદાલતમાં કેસ (૪) કોલંબસ.

# ફૂલોની રાણી—



તમે તમારા ઘરની આસપાસના ખેતરોમાં કોઈ દિવસ સવારના ફરવા ગયા છો ? સવારમાં કુદરતનો દેખાવ ખૂબજ સુન્દર હોય છે. ખેતરોમાં ઉગેલાં અસંખ્ય પર્ણો અને પુષ્પો ઉપર ઝાકળનાં બિંદુ હોય છે. જંગલનાં પુષ્પોની સુગન્ધથી વાતાવરણ મહેકતું હોય છે. નાનાં નાનાં પાંદડાંઓમાંથી ડોકિયા કરતાં પુષ્પો જોઇ તમને ખૂબ આનંદ થાય છે. ખરેખર, એને તમે કુદરતનો બગીચોજ કહો છો.

ફૂલ એ કુદરતનું સૌથી સુંદર સર્જન છે. આપણી આસપાસ અનેક જાતનાં ફૂલો ઉગે છે. દરેકના આકાર અને રંગો જુદી જુદી જાતના હોય છે. આપણને જે આકર્ષે છે એ તો એની સુગન્ધજ છે.

ફૂલો વડે તમારું ઘર સુશોભિત દેખાય છે. ગમે તેવો સાદો ઓરડો પણ ફૂલોથી આકર્ષક લાગે છે. દવાખાનામાં અથવા માંદાના ઓરડામાં ફૂલો રાખ્યાં હોય તો વાતાવરણમાં તાજગી આવે છે. ફૂલો રંગબેરંગી અને સુગન્ધી હોય છે એટલેજ પ્રાર્થના વખતે ભગવાનને ચડાવાય છે.



તમારા બાગને એ સુગંધથી ભરી દેશે...

ફૂલો કેટલીએ જાતનાં હોય છે. તમે તમારો પોતાનોજ એકાદ બગીચો વસાવો તો જાતજાતનાં ફૂલઝાડ રોપાવી શકો.

કોઈ તમને પૂછે કે કયું ફૂલ તમને સૌથી વધારે ગમે ? તો જરૂર તમે કહેવાનાજ કે **ચમેલી.**

ચમેલી એ હિન્દનાં ફૂલોની રાણી ગણાય છે. ચમેલીની અનેક જાત હોય છે. પરંતુ દરેકની સુગન્ધ મધુર હોય છે. ચમેલીનું ફૂલ નાનું હોય છે. અને એના આકાર જુદા જુદા હોય છે. કેટલાંક સોય જેવાં અણિદાર, કેટલાંક ગોળ, કેટલાંક પહોળાં એમ જુદા જુદા આકારનાં આ ફૂલો હોય છે પરંતુ દરેકની ખુશ્બો તો અત્યન્ત મધુર હોય છે.

ચમેલી ગરમ પ્રદેશોમાં ઉગે છે. ઠંડા પ્રદેશમાં પણ એને ઉગાડવામાં આવે છે. પરંતુ ઠંડી હવામાં બધીજ જાતનાં ફૂલો ખીલી શકતાં નથી. ચમેલીની લગભગ ચાલીશ જાતો ઈંગ્લેન્ડમાં ઉગાડી શકાય છે. દક્ષિણ અમેરિકામાં લાલ રંગની ચમેલીની એક ખાસ જાતને પણ ઉગાડવામાં આવે છે.

આપણા દેશમાં પહોળા અને ગોળ આકારનાં ચમેલીનાં ફૂલો સામાન્ય રીતે થાય છે. જુદી જુદી જાતની જમીનોમાં એને ઉગાડવામાં આવે છે. એને ઝાઝી કાળજીની જરૂર રહેતી નથી.

ચમેલીની વેલો હોય છે. તમારી પાસે એ વેલાની એક કે બે ફૂટની એકાદ કલમ હોય અને એને તમે ઉનાળાની ઋતુમાં સારી જમીનમાં રોપો તો એકદમ ખીલી નીકળશે.

ચમેલીની વેલો એકદમ લાંબી થાય છે અને જલદીથી ઉગી નીકળે છે. એ એકદમ ઢળી પડે છે એટલે થોડો આધાર જોઇએ છીએ. જો એને આપણે કોઇ જુદો આધાર આપીએ તો એ વેલ એની મેળે કશાકને વળગી જાય. એટલે એ વેલને વાંસની કમાન ઉપર વળગાડવી એ જરૂરી છે. ચંપેલીની વેલનાં મૂળ બહુજ નરમ હોય છે. એટલે એને ઠીકઠીક પ્રમાણમાં માટીથી દાબી દેવાં પડે છે.

ચમેલી આખા વરસ દરમિયાન ખીલતી નથી. બનતાં સુધી એ જુનથી ઓકટોબર દરમિયાન ખીલે છે. અને જ્યારે એ ખીલે છે ત્યારે હજારોની સંખ્યામાં ખીલી વાતાવરણને સુગંધીથી ભરી દે છે. અને તમને પણ આનંદથી ભરી દે છે.

# ગામડાંનું ગૌરવ



(સ્રગ્ધરા)

પૃથ્વીને અંક ભોળાં શિશુસમ રમતાં ગામડાં સાવ સાદાં
લાગ્યાં મીઠાં મને તો : સમીરણવિહગો સાથ જાગે શ્રમીણો
ત્યાગી આલસ્ય, ખેડે ગજવત્ ડચકારે, પસીનાની ધારે
ભીંજાતી પૃથ્વીમાંથી અતુલ રસ ભર્યો ફુલ મોંઘો ઊગાડે.

આ બાજુ ખેતખૂણે જલ છલછલ હો કૂપ પાતાળ ઊંડા
કોસેથી કૂંડેથી વા જલ કલકલતું નીક વાટે વહે છે
પાણીને વાળી લેતા કૃષિવર, શિશુઓ પાણી ડ્હોળે ઉમંગે
ને લ્હેરે લાંબી સાડી ધરતીની નમણી કાય પે નૈક રંગે.

ગ્રીષ્મે વ્હેલી સવારે શીતળ ધૂળ મહીં ચાલવું પાય ખુલ્લે,
વર્ષામાં મસ્ત આશે ભીંજવવી ધરતી કાયને કલ્પનાની,
શિયાળાની નિશાએ સળગતી સગડી શેક આપે હૂંફાળો
સમૃદ્ધિ દૂધ ઘીની શ્રમરત જનનાં સાચવે જ્યાં શરીરો.

એના છે નૈક દોષો, તદપિ થતું મને : ગામડાં કાચું સોનું
એને શોધી, શકાયે દઇ રૂપ જનની અંગ આભૂષણોનું.



શ્રી. જયન્ત પાઠક

# તંદુરસ્તી : રાષ્ટ્રની તાકાતનો આધાર

## વસન્તોત્સવની ઉજવણી

વસન્ત અને ગ્રીષ્મના આગમનને સત્કારતો હોળીનો મહોત્સવ રંગરાગ અને આનંદ માટે ખૂબ પ્રચલિત છે. આ દિવસોમાં લોકો એકમેક તરફ રંગ છાંટે છે, નાચે કૂદે છે, ગાય છે અને હરતાં ફરતાં ખૂબ મોજમઝાહપૂર્વક એની ઉજવણી કરે છે. આ અવસરનો લાભ લઈ હોળી પહેલાં જ એક અઠવાડિયાથી શહેરની દારૂબંધી સમિતિએ આ ઉત્સવની યથાયોગ્ય ઉજવણી કરવા માટે જબરી તૈયારી શરૂ કરેલી. શહેરને ખૂણે ખૂણે, અરે, નાનામાં નાના મજૂરલતામાં પણ, હોળીનો ઉત્સવ આ વર્ષે અને હવે પછીનાં વર્ષોએ કેમ ઉજવવો એનો સંદેશ પાઠવવાની તૈયારી કરવામાં જરાય કમી રાખી નહિ. આ તૈયારીમાં 'દારૂ ત્યજો'નું સૂત્ર પણ પ્રેરણાત્મક હતું જ. અને સમાચારો સાંપડ્યા છે તે મુજબ, હોળી આ વખતે સારામાં સારી રીતે ઉજવાઇ ગણાય. કામદેવના ભસ્મીભવન સાથે જાણે કે લોકોએ દારૂ પીવાની લાલસાને પણ ભસ્મીભૂત કરી એમ કહી શકાય.

## 'ચાલને ચોકખી રાખો'

અગ્રીપાડાના લોકોને ગયા માસ દરમિયાન ચિત્રો દ્વારા તંદુરસ્તીને લગતો સારો પદાર્થપાઠ આપવામાં આવ્યો હતો. અગ્રીપાડા–રહેવાસી–સેવા–મંડળ તરફથી યોજવામાં આવેલ 'તંદુરસ્તી–સપ્તાહ'ના એક અંગ તરીકે આ કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. મુંબઈ પ્રાંતિક કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. એસ. કે. પાટીલના વરદ હસ્તે આ સપ્તાહનું ઉદ્ઘાટન કરવામાં આવેલ હતું. સપ્તાહના ત્રણ દિવસો સીનેમા, પ્રદર્શન, ગીતો અને બીજાં સાધનો દ્વારા દારૂબંધીના પ્રચાર પાછળ રોકવામાં આવ્યા હતા. કાર્યક્રમમાં વિવિધતા લાવવા માટે ભજનો અને પ્રહસનો પણ ગોઠવવામાં આવ્યાં હતાં. **"ચાલને ચોકખી રાખો"** નો જે પયગામ આ વિસ્તારમાં ફેરવવામાં આવ્યો હતો તેમાં શહેરીઓએ પ્રતિજ્ઞાપૂર્વક સહી કરી હતી અને એ રીતે ચોકખાઈ અને તંદુરસ્તીનું ધોરણ ઊંચું લાવવામાં પોતપોતાનો ફાળો આપ્યો હતો. પ્રતિજ્ઞાપત્રની જુદી જુદી કલમોમાંની એક કલમ દારૂ જેવાં કેફી પાણીની ટેવથી અળગા રહેવા પરત્વેની પણ હતી.

## સર્વોદય કલામંદિરનો કાર્યક્રમ

જમ્બુરી મેદાન ઉપર માર્ચ માસમાં સર્વોદય કલામંદિર તરફથી યોજવામાં આવેલ 'દારૂબંધી-તમાશા'ના કાર્યક્રમમાં મુખ્ય મહેમાન તરીકે હિન્દ સરકારના બ્રોડકાસ્ટિંગ અને ઈન્ફર્મેશન ખાતાના પ્રધાન શ્રી. આર. બી. દિવાકર હતા. તમાશો કલાની ઉચ્ચ ભૂમિકા ઉપર યોજાયો હતો અને પ્રેક્ષક વર્ગની ખૂબજ પ્રશંસાને પામ્યો હતો. માનનીય પ્રધાન શ્રી. દિવાકરે સમારંભ જોઈ બહુ આનંદ વ્યક્ત કર્યો હતો અને સર્વોદયનો સંદેશ



ઑલ ઈન્ડિયા રેડિયોના મુંબઈના સ્ટેશન ઉપરથી તા૦ ૧૮મી ફેબ્રુઆરીએ ગ્રામજનો માટેના કાર્યક્રમમાં 'અધઃપાત' નામે એક દારૂબંધી અંગેનું રૂપક કાનડા ભાષામાં રજુ કરવામાં આવ્યું હતું. એ પૈકીના શ્રી. જી. પી. બાલકૃષ્ણ રાવ, શ્રી. એસ. આર. ચંદ્રકવિ, શ્રી. એન. કે. કુલકર્ણી, કુમારી ઈન્દુ રમણ, શ્રીમતી ભારતી ચંદ્રકવિ, શ્રીમતી પદ્મા રામરાવ, અને કુમારી ઈન્દુમતિ મુંદેવડી.



નીરા-કેન્દ્રોના માનાર્હ નિરીક્ષકોની એક સભા ગયા જાન્યુઆરી માસમાં ભરવામાં આવી હતી તે પ્રસંગે આબકારી ખાતાંના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલ સાથે નીરા-કેન્દ્રોના નિરીક્ષકોની ગોરેગામમાં લેવાયેલી સમૂહ તસ્વીર

જનસમુદાય સમક્ષ રજૂ કરતું આવું સુન્દર સાધન સર્જવા માટે કલામંદિરને તેમજ દારૂબંધી સમિતિને એઓશ્રીએ અભિનન્દન આપ્યા હતા. તેઓએ કહેલું. "લોકોને નૈતિક પુનરૂત્થાન તરફ દોરવા માટે તમાશાથી વધારે સારૂં બીજું ભાગ્યેજ કોઈ સાધન હોઈ શકે!"

## પહેલું સુખ તે જાતે નર્યા

પોલ જીમખાનામાં ગયે મહિને રમાયેલ મલ્લ કુસ્તીની અંતિમ હરીફાઈના કાર્યક્રમના પ્રમુખ સ્થાનેથી બોલતાં વડાપ્રધાન શ્રી. ખેરે કહેલું; "દુનિયા જેને માટે સતત ઝંખી રહેલ છે એ ધન, શસ્ત્રાયુધો, વ્યાપારનો ઈજારો, ધાર્મિક નેતાગિરી—એ સઘળું કોઈપણ રાષ્ટ્ર મેળવે અને એ બધાના મૂળ રૂપ શારીરિક તાકાત એની પાસે ન હોય તો આ સહુનો અર્થ શો? એથી લાભ શો?" જુદાં જુદાં કલ્યાણ કેન્દ્રો ઉપર આશરે ત્રણસો કુસ્તી હરીફાઈઓ યોજાયા પછીજ આ 'ફાઈનલ' યોજવામાં આવી હતી. કુસ્તીબાજોને જોવા આવેલ વિશાળ માનવ મેદનીને ઉદ્દેશીને વડાપ્રધાને કહેલું: "લોકોનું સાચું શ્રેય તંદુરસ્તીમાં રહેલું છે. આટલા વિશાળ જન સમુદાયને મલ્લ કુસ્તીમાં રસ લેતો જોવો એ પણ એક ગૌરવનો વિષય છે. તાકાતવાન રાષ્ટ્રના ઘડતરની અગત્ય ઉપર જેટલો ભાર મૂકીએ તેટલો ઓછો ગણાય..."

પોલ જીમખાના જનમેદનીથી ભરચક હતું. કુસ્તીબાજો મેદાને પડયા તે પહેલાં શ્રી. શાહીર દીક્ષિતે પવાડાના ગાન દ્વારા લોકોને સારો આનંદ પમાડેલ.

### દારૂબંધી અંગેના કાર્યકરો
(સરકારી અને બીનસરકારી)



દારૂ દ્વારા આમવર્ગની થતી ખરબાદી અટકાવવાનું ગંભીર અને જોખમદારીભર્યું કાર્ય જેઓ ખંતપૂર્વક ઉઠાવી રહેલ છે.



હુબલીમાં ગયા ફેબ્રુઆરી માસમાં યોજવામાં આવેલ લોકગીત-હરીફાઈનું એક દૃશ્ય.
વચ્ચે સમારંભના પ્રમુખ ડૉ. એન. બી. હાર્ડીકર છે અને આસપાસ લોક-કવિઓ, મહેમાનો અને પરીક્ષકો બેઠેલા જણાય છે.

# લોકગીત : ગામડાંનું સાચું ગૌરવ

હિન્દનાં ગ્રામજનોના જીવનનો સઘળો રસકસ લોકગીતોમાં સમાયેલો છે. લોકગીત એજ એમનું જીવતું જાગતું વર્તમાનપત્ર છે. પલટાતી દુનિયાનું પ્રતિબિમ્બ ગ્રામજનો પોતાનાં લોકગીતોમાં પાડે છે. લોકગીત એજ એમના આનંદનું મુખ્ય સાધન છે. એજ એમને માટે ભાવો વ્યક્ત કરવાની એકજ ભાષા છે.

ગ્રામોફોન અને સીનેમા આવ્યાં, રેડિયો અને ટેલીફોન આવ્યા, છતાં સૈકાઓથી લોકગીત જીવી રહ્યું છે. શહેરમાંથી ભલે એ અદૃશ્ય થઈ ગયું છતાં દૂર દૂરનાં ગામડાંઓમાં તો એ ભૂતકાળનો ભવ્ય સંદેશ હજીએ પાઠવી રહ્યું છે. લોકગીતમાં હજીયે હૃદયસ્પર્શી માધુર્ય રહેલું છે, ગ્રામજનોનાં હૈયાંને ડોલાવવાની અખૂટ શક્તિ હજીએ લોકગીતમાં ભરી છે.

એટલેજ કર્ણાટક પ્રાંતે લોકગીતોની એક હરીફાઈ યોજવાનું નક્કી કર્યું. ધારવાર જીલ્લાની દારૂબંધી સમિતિના ઉપ-પ્રમુખ શ્રી. વેંકટરામય્યાને એ વિચાર સૌથી પહેલો ઉદ્ભવ્યો અને હુબલીમાં એ ફળીભૂત થયો. ગયા ઓકટોબર માસમાં કર્ણાટક પ્રાંતના ચાર જિલ્લાની દારૂબંધી સમિતિના ઉપપ્રમુખો એકઠા થયેલા અને દારૂથી થતાં નુકશાન લોકોને પ્રત્યક્ષ કરવા માટે કોઈક કાર્યક્રમ રજૂ કરવાનો એમણે વિચાર કરેલ. ત્યાર પછી એક લાવણીની હરીફાઈ યોજવાનું નક્કી થયેલું. અને પરિણામે યોજાઈ આ હરીફાઈ.

## હુબલીમાં ઔદ્યોગિક પ્રદર્શન

ગયા ફેબ્રુઆરી માસમાં હુબલીમાં એક ભવ્ય પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. તેમાં નીરા અને દારૂબંધી અંગેના 'સ્ટોલ' સુંદર રીતે મૂકવામાં આવ્યા હતા. અને લાવણીઓ ગાવા માટે મંડપનો ઉપયોગ કરવામાં આવેલો. લાવણીઓ ગાવા માટે ખાસ ખાસ કવિઓને આમંત્રણ આપવામાં આવ્યાં હતાં અને તેઓએ

ને આવી ત્યાં પળ પતનની................



ભૈરવનાથના ઉત્સવ વખતે દારૂબંધી અંગેના પવાડા ગાતા
શ્રી. શાહીર જાદવ

પોતપોતાની રચનાઓ ગાઈ સંભળાવી હતી. આસપાસનાં અનેક ગામડાંઓમાંથી સંખ્યાબંધ ગ્રામજનો પોતપોતાના લોકકવિઓ પાસેથી પોતાને પરિચિત અને પોતાના જીવન સાથે ગાઢ સંબંધ ધરાવતી વસ્તુઓ સાંભળવા માટે ટોળે મળ્યા હતા. કોઈએ દારૂના દૈત્યના પંથમાં સપડાયેલ કોઈક ભોળાભલા ગામડિયાની વીતક કથા વર્ણવેલ તો બીજા કોઈએ દારૂડિયાનાં બૈરાં-છોકરાંને પડતી અપાર મુશ્કેલીઓ પોતાના કાવ્યમાં ગૂંથેલ. ત્રીજા કોઈકે વળી, દારૂબંધી અમલમાં આવતાં ગામડામાં જે નવા યુગનો ઉદય થશે એનો પરિચય કરાવેલ. કથાઓ ભલે જુદી જુદી હતી, અને કહેનારાઓ પણ ભલે જુદા જુદા હતા. પણ ગ્રામજનોને સંદેશ તો એકજ મળ્યો. અને તે કયો હોઈ શકે?

અને લોકકવિઓને જ્યારે ઈનામ વહેંચાયાં ત્યારનું દશ્ય તો કોઈ સમયે પણ નહિ ભૂલાય! પ્રદર્શનમાં કોઈ વખતે ન આવી હોય એવી વિશાળ જનમેદની ખડી થઈ હતી. આબકારી ખાતાંના ડેપ્યુટી કમિશ્નર ડૉ. શેખ અને શ્રી. વેંકટરામય્યા બંનેએ સભાને ઉદ્બોધીને વ્યાખ્યાનો કરેલાં. અને લોકકવિઓ પણ જનમેદનીને ઉદ્બોધવા આવેલા. શ્રી. વેંકટરામય્યાએ લોકકવિઓને તેમજ સંગીતકારોને હરીફાઈમાં ભાગ લેવા અને એ દ્વારા સમાજના ઉત્કર્ષમાં યત્કિંચિત્ ફાળો આપવા માટે અભિનંદન આપ્યા. આ પ્રસંગથી લોકગીતો દ્વારા સામાજિક કેળવણીનો એક નવો તબક્કો શરૂ થશે એવી આશા તેણે વ્યક્ત કરેલી. સરકારે નિયોજેલા રચનાત્મક કાર્યક્રમનાં બધાંજ હિતકારી અંગોનો કલાદ્વારા પ્રચાર કરવા માટે તેણે સંગીતકારોને વિનંતિ કરેલી.

## અનેરો અવસર

સામાન્ય ખેડૂતવર્ગને દારૂબંધીથી શા શા લાભ થાય તે ડૉ. શેખે વિસ્તારથી સમજાવ્યું. તેઓએ કહેલું: “આપણી તંદુરસ્તી અને આપણા કલ્યાણને હરહંમેશ ભય રૂપ લાગતા દારૂને દૂર કરવા માટે આપણને અનેરો અવસર પ્રાપ્ત થયો છે. વિશાળ જનસમુદાયને પોતાની સમક્ષ ખડો થયેલો જોઈ ડૉ. શેખે આનંદ વ્યક્ત કરેલો અને દારૂબંધીને સફળ બનાવવા માટે લોકોમાં ખરા દિલનો ઉમંગ છેજ એ બાબતમાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરેલી.

પટ્ટર દેવર હુલુકુન્દને આ હરીફાઈમાં પહેલું ઈનામ મળેલું. તેણે હરીફોવતી બોલતાં સરકારને સંપૂર્ણ સહકારની ખાતરી આપેલી. એ સહકારના એક પ્રતીક તરીકે એણે હરીફાઈમાં પારિતોષિકને પાત્ર ગણાયેલ તમામ ગીતોના સર્વ હક સરકારને સ્વાધીન કર્યા કે જેથી કરીને એ કર્ણાટકમાં યોગ્ય પ્રચાર અને પ્રકાશનને પામે.

નેતાઓ અને કલાકારોનાં પ્રવચનો પછી જાણીતા રાષ્ટ્રિય સેવક ડૉ. હાર્ડીકરે પ્રસંગ ઉપર પોતાની શુભેચ્છાનાં પુષ્પો વેર્યાં.

સમસ્ત રાષ્ટ્રના પ્રજાજીવનમાં લોકગીતનું પહેલાં જે સ્થાન હતું તે પુનર્જીવિત થાય એ ઘણુંજ જરૂરનું છે. લોકગીતને લોકહૃદય સુધી પહોંચતું કરવામાં હુબલીએ

જનતાના હૃદયભાવો



વિશાળ જનમેદની શ્રી. શાહીર જાદવનાં ગીતોને સાંભળી રહી છે.

## પીઓ અમૃત નીરો



ઔદ્યોગિક પ્રદર્શન (હુબલી) માં મૂકાયેલ નીરા-સ્ટોલ.

ઘણીજ શકયતા ધરાવતી છે. શું ગુજરાત અને મહારાષ્ટ્ર પાછળ રહી જશે ?

### દરવાજે તાળાં લાગ્યાં

મુંબઈથી અમદાવાદ મોટર રસ્તે જતાં વચમાં 'સહરા-ગેઈટ' આવે છે. સુરત શહેરના બાર દરવાજા પૈકીનો આ એક દરવાજો છે. એની સમીપમાં ખડી રહેલી નવાબોની ભવ્ય મહેલાતો તમને ભૂતકાળની ઝાંખી કરાવે છે. એ વિસ્તારમાં હવે તો મિલો ખડકાઈ ગઈ છે. સમી સાંજે ઘર તરફ વળતા મજૂરોથી આ વિસ્તાર ઉભરાઈ જાય છે. ગયે વરસે તો મજૂરો પોતાના 'સહરા ગેઈટ'-તાડીની દુકાન-માંથી અચૂક રીતે પસાર થતા. અને પછીજ ઘેર જતા. અને એ રીતે તાડીની દુકાન જામી ગયેલી.

અને પછી તો જિલ્લા દારૂબંધી-સમિતિની ઓફીસે અરજીઓના ઢગલા થવા માંડ્યા. એમાં બીજું શું લખ્યું હોય ? મિલથાંથી ઘેર જતાં રસ્તામાં તાડીની દુકાનરૂપી જીવતું દોજખ જે પડયું છે તેને બંધ કરાવવાની વિનંતિ જ ને ?

હવે તાડીની એ દુકાનો બંધ થઈ છે. એની જગ્યાએ આમોદપ્રમોદનું એક કેન્દ્ર શરૂ કરવામાં આવ્યું છે. ત્યાં રમતો રમાય છે, ભજનો ગવાય છે, કીર્તનો ગોઠવાય છે, મેજિક લેન્ટર્નથી સીનેમાના શો રજૂ થાય છે અને બીજા અનેક રંજનાત્મક કાર્યક્રમો અવારનવાર ગોઠવવામાં આવે છે.

### જોડાયેલ રાજ્યોની પ્રજાને—

જાવ્હરમાં ગયે મહિને મળેલી એક જંગી સભા સમક્ષ બોલતાં શ્રી. એસ. એમ. પાટીલે ખાતરી આપેલી કે લોકોના હિતને અનુલક્ષી મુંબઈ સરકારે પસાર કરેલા બધાજ કાયદા કાનુનોનો અમલ પ્રાંત સાથે ભળેલાં દેશી રાજ્યોમાં પણ કરવામાં આવશે. રાજ્ય મુંબઈપ્રાંત સાથે ભળી ગયા પછી સંજોગવશાત્ ત્યાં સૌથી પહેલા જનાર પ્રધાન શ્રી. પાટીલ હતા. એમણે કહેલું તેમ દારૂબંધીનો અમલ જાવ્હર રાજ્યમાં પણ થશે.

ભૈરવનાથ મેળામાં



દારૂને વિદાય આપ્યા બદલ તમોને અનેકાનેક અભિનંદન હોજો...ડૉ. ઉપાધ્યાય

સ્વચ્છ સુઘડ અને આકર્ષક



વીરમગામનું કલ્યાણ કેન્દ્ર

આવકમાં જબરી ખોટ પડે—એ જાતની ટીકા વારંવાર ઘણે સ્થળેથી કરવામાં આવે છે. આ ટીકાનો જડબાતોડ જવાબ સ્વામી મહાનંદે ગયા માસની આખરમાં વાંદરાની મહાનંદ શાળામાં શ્રી. સંત ગાડગે બુવાના નામસપ્તાહ સમારંભમાં આપેલ. એમણે કહેલ : "તાડી પાછળ ખર્ચાતો બધોજ પૈસો કે એનો અમુક ભાગ પણ જો બચાવવામાં આવે તો બાળકોની કેળવણીની વ્યવસ્થાનો પ્રશ્ન ઉપસ્થિત થાયજ નહિ કારણ કે દારૂ પાછળ ગંજાવર રકમ ખર્ચાય છે! દારૂબંધી આવી રહી છે. દારૂની બદીનો નાશ કરવાનું મુશ્કેલ બને તે પહેલાંજ એ આવી પહોંચી તે આપણાં સારાં નસીબ ગણવાં જોઈએ.

પિલીવ અકલકોટ રાજ્યનું એક ગામડું છે. હવે સોલાપુર જિલ્લાના માલશીરસ તાલુકાનો એ એક ભાગ ગણાય છે. ફેબ્રુઆરી માસમાં પિલીવમાં એક ઢોર-પ્રદર્શન યોજવામાં આવ્યું હતું તેનું ઉદ્‌ઘાટન માનનીય પ્રધાન શ્રી. તપાસેએ કર્યું હતું. ઢોર પ્રદર્શન મહાલક્ષ્મીના મેળા વખતે યોજવામાં આવ્યું હતું. યાત્રિકો મોટી સંખ્યામાં ત્યાં એકઠા થયા હતા. મેળો ચાર દિવસ પર્યન્ત ભરાયો હતો. તે દરમિયાન દારૂબંધી અંગેનાં વ્યાખ્યાનો, કલાપથકના નાટ્યસમારંભ વગેરે કાર્યક્રમો પણ રખાયા હતા.

ફુરસદ, જ્ઞાનનું સંપાદન એના મધુર માર્ગ છે ને !



વીરમગામના કલ્યાણ કેન્દ્ર ઉપરના વાચનાલયમાં જ્ઞાનભૂખ્યા જીવાત્મા નાગરિકો. જેઓ વાંચી નથી શકતા તેઓ માટે પ્રૌઢશિક્ષણ વર્ગ પણ ત્યાં ચાલે છે.

તાજેતરમાં મુંબઈપ્રાંત સાથે ભળી ગયેલા જંજીરા રાજ્યના નવાબસાહેબે, મુરૂડમાં "રૂરલ ડેવલપ્મેન્ટ બોર્ડ" તરફથી પુનર્રચનાના પ્રશ્નો ચર્ચવા માટે યોજાયેલી પરિષદનું ઉદ્‌ઘાટન કરેલું. આ પરિષદમાં સારા પ્રમાણમાં સામાજિક અને રાજકીય કાર્યકરોએ ભાગ લીધેલો. દારૂબંધી પણ ચર્ચાનો એક વિષય હતો. કોલાબા વિભાગના દારૂબંધી અધિકારીએ મુંબઈ પ્રાંતની દારૂબંધીની યોજનાનો પરિચય એ સભાને આપેલો.

## જડબાતોડ જવાબ

દારૂની દુકાનો જો બંધ કરવામાં આવે તો રાજ્યને, કેળવણી પાછળ જેનો ઉપયોગ કરવામાં આવે છે તે મહેસુલી

અમદાવાદનાં નીરા-કેન્દ્રો ઉપર થયેલ નીરાના વેચાણના નીચે આપેલા આંકડા નીરાની લોકપ્રિયતા વિષે ઘણું ઘણું કહી આપશે.

| | |
|---|---|
| કેન્દ્રોની સંખ્યા ... | ૧૩ |
| ફેબ્રુઆરીમાં થયેલ વેચાણ | ૧૦૯૭ ગેલન |
| રોજના ગ્રાહકો ... | ૮૫૦ |

## અમર સ્મારક

કોલાબા જિલ્લાના રોહા તાલુકામાં સાંભા નામે એક નાનું ગામડું છે. તમે એ ગામ વિષે કદાપિ કંઈ જ નહિ સાંભળ્યું હોય કારણ કે એ જાણીતુ



વીરમગામના કલ્યાણ કેન્દ્ર ઉપર વર્તમાન પત્રોમાંથી તાજા સમાચારની વારવણી કરતા એ કાય કરો.



હુબલીમાં ભરાયેલ ઔદ્યોગિક પ્રદર્શનમાં દારૂબંધી અંગેનાં ભીત્તિચિત્રો.

નથી. રામજી હરિ સનાપે એને જાણીતું કર્યું. એની પાસે જમીનનો એક ટૂકડો હતો પરંતુ એ બિલકુલ નકામો જેવો, વણ ખેડાયેલ અને વણ વપરાયેલ હતો. સનાપ "હોતી હૈ ચલતી હૈ" ની જમાતનો જુવાન હતો. પરંતુ હંમેશને માટે નહિ. એનામાં ૧૯૩૫ માં જાગૃતિ આવી. ત્યારથી એ ગ્રેસનો સભ્ય બન્યો. ખેતીની ખૂબ દરકાર રાખવા લાગ્યો. સનાપનાં લીલુડાં ખેતરો બધાની ઈર્ષ્યાનો વિષય બન્યાં. બધાજ ખેડૂતો ધરતી માતાની ખૂબ ખૂબ માવજત કરે અને સારાં ફળ મેળવે એ જોવા માટે સનાપ બહુ ઉત્સુક હતો. આખું જીવન એણે ખેડૂતોને દારૂ છોડી દેવા માટે આગ્રહ કર્યે રાખ્યો. એ મૃત્યુ પામ્યો ત્યારે એમના સાથીઓ અને મિત્રોએ ખેડૂતોમાં દારૂબંધીના પ્રચાર દ્વારા એની સંસ્મૃતિ જાળવી રાખવાનો નિર્ણય કર્યો.

આજે એ માણસના નામનું એક દારૂબંધી અંગેનું 'શીલ્ડ' છે. જે ગામ સો એ સો ટકા દારૂનો ત્યાગ કરવાનું જાહેર કરે એને દર વર્ષે એ આપવામાં આવે છે, ૧૯૪૬-૪૭ દરમિયાન એ શીલ્ડ મેળવવાનું માન સાંભાને મળ્યું હતું. બીજે વર્ષે તારાવલીને મળ્યું હતું. આ વરસે રોહા તાલુકાનાં બત્રીસ ગામો આ શીલ્ડનું માન મેળવવા માટે હરીફાઈ કરી રહ્યા છે.

## બંસીના નાદ

એમનો સંદેશ ગીતમાં રહેલો છે; ગીત એજ એમનો સંદેશ છે. ગાયકોની ટૂકડીઓ એક ગામથી બીજે અને બીજે થી ત્રીજે—જવામાં પ્રવૃત્ત થઈ રહી છે. મોટર મળે તો તેમાં, બોટ હોય તો તેમાં, નહિતર પગપાળો પણ પ્રવાસ એ કરી રહી છે. એમને કોઈ મોટી તૈયારીની જરૂર નથી. તેમ કિંમતી સજાવટની જરૂર નથી. કોઈ પણ ઝાડનું થડ, કોઈ ખુલ્લું મેદાન, કોઈ દહેરું કે કોઈ શાળાનો 'હોલ' એમનું 'થીયેટર' બની જાય છે. એમને પોતાના કાર્યક્રમો જાહેર કરવા માટે કોઈ ઢોલ ત્રાંસાંની પણ જરૂર નથી. એક કાનેથી બીજે કાને એમનો અવાજ પ્રસરતો જાય છે.

એ છે દારૂબંધી માટેનું કલાપથક.

ફેબ્રુઆરી માસમાં માત્ર પૂર્વ ખાનદેશમાંજ ગાયકોની આ ટૂકડીએ પવાડા અને લોકગીતના ૫૬ કાર્યક્રમો રાખેલા. અને એકંદરે ૨૬૦૦૦ ગ્રામજનોને રંજન પમાડેલ.

ફેબ્રુઆરી માસ દરમિયાન ભરાયેલ મેળાઓમાં દારૂબંધી અંગેનો પ્રચાર કરવાનું બહુજ સુગમ બન્યું. હવેલી તાલુકાના વાઘોલી ગામમાં શ્રી. ભૈરવનાથનો મેળો ભરવામાં આવ્યો હતો. ભીત્તિચિત્રો, પત્રિકાઓ, ગ્રામોફોન રેકર્ડો, પ્રચારગાડી, ગીતો, કલાપથક વગેરે તમામ સાધનોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. આશરે વીસ હજાર યાત્રિકો એકઠા થયા હતા. આ વર્ષનો મેળો ખરેખર ધાર્મિક મેળો બન્યો હતો. ઉત્સવની ઉજવણીમાં

આવેલ આ પરિવર્તનનાં ડૉ. બી. એમ. ઉપાધ્યાયે વખાણ કર્યાં હતાં અને દારૂબંધી અમલમાં આવતાં લોકોના જીવનમાં નવું ચેતન પ્રગટશે એ બાબતમાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી હતી.

માઘી મેળો મહારાષ્ટ્રના મહાન સંત તુકારામના ગુરૂપદેશ સાથે સંકળાયેલો છે. ઘણા યાત્રિકો એ દિવસોમાં પંઢરપુર જાય છે. આ વરસે મેળા દરમિયાન દારૂબંધી-કલાપથકે પણ પોતાનો કાર્યક્રમ રાખ્યો હતો. પવાડા-લાવણી-વ્યાખ્યાનો વગેરે દ્વારા લોકોને સતત આકર્ષવામાં આવ્યા હતા. ટ્રેનિંગ કોલેજના વિદ્યાર્થીઓએ પણ થોડો રંજનાત્મક કાર્યક્રમ રાખ્યો હતો.

## સર્વોદય અને દારૂબંધી

શિવરાત્રિને દહાડે પૂના પાસે ભીમશંકર તરફ આશરે વીસ હજાર ગ્રામજનો શિવની આરાધના કરવા એકઠા થયા હતા. આ વરસે એમને માટે શિવરાત્રિ અહુજ આનંદદાયક નીવડી મહારાષ્ટ્રપ્રાંતીય ગ્રામોદ્યોગ સમિતિ તરફથી ગામડાંની કારીગરીનું એક પ્રદર્શન યોજવામાં આવ્યું હતું 'સર્વોદય' 'સહકાર' અને 'દારૂબંધી' વિષે તે વખતે પ્રવચનો થયાં હતાં. દારૂબંધી અંગેની પ્રચારગાડી અને કલાપથક પણ ત્યાં હતાં. 'શિવરાત્રિ' અને 'મહાત્રનું છેલ્લું દર્શન' એ બે ફિલ્મો પણ યાત્રિકોને બતાવવામાં આવી હતી. અને લોકોએ એની પ્રશંસા પણ કરેલી.

——:[૦]:——

## :મદ્યાર્ક અને સ્નાયુશક્તિ:

સ્નાયુ-શક્તિ માંગી લેતાં કાર્યોમાં મદ્યાર્કની પ્રત્યાઘાતી અસર અંગે સિદ્ધાંતની દૃષ્ટિએ જે અનુમાનો બંધાયાં છે તેને પ્રો. સી એફ હોગે કરેલા કેટલાક રસપ્રદ પ્રયોગો ઠીક ઠીક બહાલી આપે છે.

સ્નાયુ-શક્તિ માગી લેતાં કામો કરવામાં મદ્યાર્ક કોઈ જાતનો લાભ કરે છે કે નહિ તે નક્કી કરવા માટે પ્રોફે. હોગે ચાર સરખી ઉમરના અને સરખા કદના કુતરાઓ મંગાવ્યા. તેમાંથી બેને ખોરાકમાં થોડા પ્રમાણમાં મદ્યાર્ક આપવામાં આવ્યો પ્રયોગ શરૂ થયો કે તરત એમ જોવામાં આવ્યું કે મદ્યાર્ક જેને ન્હોતો અપા । તે બંને કુતરા હરતા ફરતા હતા અને ચપળ દેખાતા હતા. જ્યારે મદ્યાર્ક જેને અપાયો હતો તે બંને કુતરા શાન્ત અને પ્રવૃતિહીન હતા.

ત્યાર પછી મદ્યાર્ક પીધેલા અને ન પીધેલા બને જાતના કુતરાઓની થાકનો સામનો કરવાની શક્તિ તથા સહનશીલતાની ચિકિત્સા કરવા માટે એમને કલાર્ક યુનિવર્સીટીના જીમ્નેસ્યમમાં લાવવામા આવ્યા. અને સો ફીટને અંતરે એક રબરનો દડો ફેંકવામાં આવ્યો એની પાછળ જનાર દરેક કુતરાની ગતિની કાળજીપૂર્વક નોંધ રાખવામાં આવી. આ પ્રમાણે સો દડા ફેંકવામાં આવ્યા ૧૮૯૬ના જાન્યુઆરી માસમાં ચૌદ દિવસ સુધી સતત ચૌદસો દડાઓ ફેંકવામાં આવ્યા. પરિણામ તપાસતાં માલમ પડેલું કે મદ્યાર્ક જેને ન્હોતો આપેલ એવા કુતરાઓ ૯૯૨ દડા પાછા લાવ્યા જ્યારે જેમને મદ્યાર્ક આપવામાં આવેલ તે કુતરાઓ ૪૭૮ દડાઓ પાછા લાવી શક્યા.

વધારામાં એમ પણ માલમ પડ્યુ કે પહેલા વર્ગના કુતરાઓ દડા લાવવાની ક્રિયામા વધારે ચબરાક અને સ્ફૂર્તિવાળા હતા.

ડૉ. એચ. સી. મુકરજી.

(Why Prohibition માંથી.)

# પુસ્તક-પરિચય

## નશાબંધી-પોથી

લેખક : શ્રી. ફૂલસિંહજી ડાભી, એમ. એલ. એ.
સેનાપતિ, નશાબંધી-રક્ષક-દળ, ખેડા.

*

ખેડા જીલ્લા નશાબંધી રક્ષક દળના સ્વયંસેવકોને માર્ગદર્શન મળે એ હેતુથી સંપાદકે આ પોથી તૈયાર કરી છે. મુંબઈ પ્રાંતની દારૂબંધીની યોજના અને એને સ્પર્શતી તમામ વીગતો આ વિષયના કોઈ પણ અજાણ્યા વાચકને પણ પૂરતી માહિતી મળી રહે એવા ઉદ્દેશથી સંપાદકે અહીં એકત્રિત કરી છે. તેમાં ખેડા જીલ્લામાં દારૂની દુકાનો, ત્યાંનાં આબકારી થાણાં, આબકારી કાયદો, દારૂબંધીરક્ષકદળના સૈનિકોની ફરજ વગેરે વ્યસ્થિત રીતે આપવામાં આવેલ છે. કવરપેજની પાછળ એક બાજુએ મહાત્મા ગાંધીજીનાં આ વિષયક સુવર્ણ વાક્યો ટાંકયાં છે અને બીજી બાજુ શ્રી. ઉમાશંકર જોષીનું "દારૂડિયા! દવ લાગ્યો" નામે પ્રસિદ્ધ કાવ્ય 'સંજીવન' માંથી છાપ્યું છે.

પ્રસ્તુત પુસ્તિકાની વ્યાવહારિક ઉપયોગિતા માટે બે મત હોઈ શકેજ નહિ.

ઈ૦

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પુરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રીશ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂા. ૧-૪-૦.

**(૨) પાપનું પ્રાયશ્ચિત્ત:** લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ; પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦
ગામડામાં બહુજ આછા શ્રમે અને ઓછા ખર્ચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા.

**(૩) દારૂનો દવ:**
દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં મૌળ કાવ્યોનો સંગ્રહ.

**(૪) સ્વરાજ્યની સંગાથે:**
સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમા આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ. કિંમત ૦–૨–૦

**(૫) આંખ ઊઘડી:** (બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વેધક વાર્તાઓ, પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦–૨–૦

**(૬) માણસાઈનો વિજય:** (બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦–૨–૦
શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદય પરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ [છપાય છે]

**(૭) છેલ્લી ઘડીએ:** લેખક - શ્રી ધનસુખલાલ મહેતા.
બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા (છપાય છે)

# આલ્કોહોલવાળા કેટલાક પદાર્થો ઉપર

# નિયમન — અને — પ્રતિબંધ

[૦]

દારૂબંધીની નીતિને આગળ ધપાવવાના ઉદ્દેશથી મુંબાઈ સરકારે આલ્કોહોલવાળા કેટલાક પદાર્થો ઉપર કેટલાક વિશેષ પ્રતિબંધો મૂકેલ છે. ૧૯૪૯ ના એપ્રીલની પહેલી તારીખથી, દ્રાક્ષાસવ, આસવો, અરિષ્ટો, મેડીકેટેડ અને ટોનિક વાઈન્સ, પર્ફ્યુમ્ડ સ્પીરીટ્સ, સ્પીરીટવાળી ટોઈલેટ બનાવટો અને દવા સિવાયના ઉપયોગમાં પણ લઈ શકાય એવી બીજી ૧૨૩ સ્પીરીટવાળી બનાવટોનું, જિલ્લા કલેકટરના લાઈસન્સ સિવાયનું ઉત્પાદન અને વેચાણ, પ્રતિબંધિત ઠરાવેલ છે.

દ્રાક્ષાસવ, આસવ અને અરિષ્ટ એટલે આયુર્વેદના આધારભૂત ગ્રન્થમાં જણાવેલી રીત મુજબ બનાવેલી, આથો ચઢાવવાની પ્રક્રિયાથી આપમેળે ઉત્પન્ન થયેલા મદ્યાર્કવાળી, પ્રવાહી ઔષધિ: "મેડિકેટેડ અથવા ટોનિક વાઇન" એટલે કોઈપણ દવા સાથે દારૂનું, સ્પીરીટથી ઉત્તેજક કરેલું અથવા ન કરેલું એવું રાસાયણિક સંયોજન અથવા મિશ્રણ. મેડીકેટેડ વાઈન્સમાં મેડીકેટેડ બિટર્સનો પણ સમાવેશ થાય છે. દ્રાક્ષાસવ, આસવ, અરિષ્ટ અને મેડીકેટેડ અથવા ટોનીક વાઈન્સનું ઉત્પાદન એકસાઈઝ ખાતાની દેખરેખ હેઠળ અને બોન્ડ સહિતજ થઈ શકશે. આ બનાવટોનું વેચાણ જિલ્લાના કલેકટર પાસેથી મેળવેલા લાઈસન્સ હેઠળજ થઈ શકશે. આ બનાવટોનું છૂટક વેચાણ, માલિકી અને હેરફેર ત્રણ માન્ય ક્વાર્ટ શીશીએ અર્ધો ગેલન સુધી થઈ શકશે. પાસ વગર આ બનાવટોની આયાત અથવા નિકાસ એક ક્વાર્ટ શીશીએ ૧/૬ ગેલન સુધી થઈ શકશે.

સ્પીરીટવાળી ટોઈલેટ બનાવટો અને બીજી ૧૨૩ સ્પીરીટ વાળી દવાની બનાવટોનું ઉત્પાદન બોન્ડ સહિત આબકારી ખાતાની દેખરેખ નીચે, અથવા બોન્ડ વગર આબકારી ખાતાની દેખરેખ વિના, કરવાની મંજુરી આપવામાં આવશે. આ બનાવટોનું વેચાણ જિલ્લા કલેકટરના પરવાના હેઠળજ કરવા દેવામાં આવશે.

ઑ-દ કોલૉન, સુગન્ધી સ્પીરિટસ, અને આલ્કોહોલ વાળાં અત્તરોનું ઉત્પાદન, બોન્ડ હેઠળ આબકારી ખાતાની દેખરેખ નીચે, અથવા બોન્ડ વગર આબકારી ખાતાની દેખરેખ વિના, કરવા દેવામાં આવશે.

આ બનાવટોનું વેચાણ જિલ્લા કલેકટરના પરવાના હેઠળજ કરવા દેવામાં આવશે.

નીચે આપેલી ૧૪ પ્રતિબંધિત વૈદકીય બનાવટો કોઈપણ માણસથી રાખી અથવા વેચી શકાશે નહિ. સિવાયકે એ — (૧) રજીસ્ટર્ડ મેડીકલ પ્રેક્ટીશનરનું પ્રિસ્ક્રીપશન ધરાવતો હોય અથવા (૨) એ કલેકટરની પરમીટ ધરાવતો હોય અથવા (૩) એ કોઈ માન્ય હોસ્પીટલ અથવા દવાખાનાના ચાર્જમાં હોય અથવા તો એ (૪) રજીસ્ટર્ડ મેડીકલ પ્રેકટીશનર હોય.

(1) Aqua Anethi Concentrata
(2) *Aqua Cinnamomi Concentrata*
(3) Aqua Menthase Pipertitas Concentrata.
(4) Infusum Aurantii Concentratum
(5) Infusum Caryophylli concentratum
(6) Spiritus Menthal Piperital
(7) Spiritus Aetheris Nitrosi
(8) *Spiritus chloroformi*
(9) Tinctura Aurantii
(10) Tinctura caspsici
(11) Tinctura Zingiberis Fortis
(12) Tinctura Zimonis
(13) Tinctura Zingiberis Mitis
(14) Tinctura Cardamomi Composita

ઉપર મુજબના પ્રતિબંધની જાહેરાત મુંબઈ સરકારના તા. ૨૨-૨-૪૯ ના ગેઝેટ (Part IV B) ના પાનાં ૩૬૧-૩૬૬ ઉપર આપવામાં આવી છે.

Registered No. B-6301







# દારૂબંધીને સફળ કરો

મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ, મુંબઈ—સરકાર

---

મુંબઈ પ્રાંતિક દારૂબંદી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ—અંધેરીમાં
શ્રી રસિકલાલ જી. પટેલે છાપ્યું છે અને મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

( કિંમત રૂ. ૦-૪-૦ )

## અનુક્રમણિકા




★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્રચના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

ટીપ:-'સંજીવન' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઓફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.

મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : નં. ૭૫, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ, ૧.

## અનુક્રમણિ



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્રચના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચ[નાત્મક] કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને [...] આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો ટિકિટો ચોડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

**ટીપઃ**-'સંજીવન' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઑફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.

મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : નં. ૭૫, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ, ૧.

# સંજીવન

વર્ષ પહેલું ] મે—૧૯૪૯ [ અંક દશમો


## ગ્રીષ્મની લીલા

આભની પેલી આંખ તપે ને અવનિ ઓકે આગ.
ધોમ ધખે દશ દિશ શું, જાણ્યા તપ્ત કિરણના ફાગ
નાખે નિઃસાસા પૃથ્વીવિયોગી,
શુષ્ક બને બાહુ આ ભવ-ભોગી,
ધૂર્જટિ શો પેલો ગગન—યોગી,
સ્વસ્થ સમાધિ સાધે:
અવનિના ઉકળાટ વધે જ્યાં
લીલા ગ્રીષ્મની વાધે.

કડવા મીઠા લીલુડા લીંમડા ગ્રીષ્મમાં વસંત દાખે.
ઘટ્ટઘટામાં કોકિલ કૂજે, આંબલા ઝુલે શાખે;
આઘે આઘે મૃગલાં દોડે,
પવન-ઘોડા પૃથિવી ગોડે,
ગગન—યોગી મૌનને તોડે,
મત્ત આ ઝંઝા-ગાને;
આણુ બધે વરતાઇ ઋતુની
વાયરે વનને પાને.

આ ઉકળાટ, વિષાદ વ્યથામાં જો જગ જીવતું ભાસે,
શીત શિશિરે રંગ વસંતના, ગ્રીષ્મમાં વર્ષા હાસે:
ભરતીનાં મંડાણ ન ઓટે?
થાય પ્રકાશ તિમિરની કોટે?
મુખડાં વળગ્યાં દુઃખની કોટે,
સભર શ્રદ્ધા-વાસે:
આજ જગે જો ગ્રીષ્મ તપે છે—
જીવવું વર્ષા—આશે.

# દારૂબંધીના વિરોધીઓને પ્રત્યુત્તર

દારૂબંધીના વિરોધીઓ સામાન્ય રીતે એવી દલીલ કરે છે કે દારૂબંધી અવ્યવહારુ અને અશક્ય છે અને એક્સાઈઝ અંગેના ગુનાઓ ઉપર અંકુશ મૂકવો કે એને સંપૂર્ણ રીતે બંધ કરવા એ કોઈ દિવસ શક્ય નથી. આજ લોકો બૂમબરાડા પાડીને કહે છે કે દારૂબંધીથી વ્યક્તિ સ્વાતંત્ર્ય જોખમાય છે, લોકશાહીના સિદ્ધાન્તો ભયમાં મૂકાય છે અને સરકાર જે ધારાકીય સત્તા લેવા ધારે છે તે જંગલી છે, વધુ પડતા છે અને ઉપાલંભને પાત્ર છે. ખરી રીતે આ લોકો જનતાને ગેરરસ્તે દોરી એમના મનમાં ભ્રમણા ઉત્પન્ન કરવા માગે છે. એટલા માટેજ 'બોમ્બે પ્રોહિબિશન બિલ'ની કેટલીક જોગવાઈઓ સામે વ્યક્ત થયેલ મુખ્ય મુખ્ય વિરોધોનોજ હું જવાબ આપવા પ્રયત્ન કરીશ.

આ બિલ સામેનો પહેલો અને મુખ્ય વિરોધ તો એ છે કે એની જોગવાઈઓ જંગલી, વાહિયાત અને વધારે પડતી છે, કાયદાશાસ્ત્રના કોઈ પણ નિયમથી એ વિરુદ્ધ છે અને એમાં વિવેક અને પ્રમાણભાવનો સદંતર અભાવ છે. શરૂઆતમાંજ મારે કહી દેવું જોઈએ કે આ ધારાનાં વિધાનો કેવળ નવાં નથી. આપણા પ્રાંતના આગળ ઘડાઈ ગએલ કેટલાક કાયદાઓને, હિંદના બીજા પ્રાંતના કેટલાક કાયદાઓને તેમજ પરદેશના પણ કેટલાક કાયદાઓને આ બિલ સાથે ઘણી રીતનું સાદૃશ્ય છે. આ બિલમાં કશુંજ નવું, કશુંજ અસ્વાભાવિક કે કશુંજ અઘટિત નથી. આ બિલ મુજબ વધારેમાં વધારે સજા બે વર્ષની કેદ અને બે હજાર રૂપિઆ દંડ છે, અને એ પણ વારંવાર બનતા ગુનાઓ માટેજ છે. મુંબઈ આબકારી એક્ટની ૪૩ મી કલમ પ્રમાણે પણ આજ જાતની સજા ફરમાવાયેલી છે. મદ્રાસના દારૂબંધી ધારામાં રૂપીઆ પાંચ હજાર સુધીનો દંડ અને ત્રણ વર્ષની સજાની જોગવાઈ છે. અમેરિકન નેશનલ પ્રોહિબીશન એક્ટમાં ૧૯૨૯ માં થયેલા સુધારા મુજબ પાંચ વરસની કેદ અને દસ હજાર ડોલર (એટલે કે રૂ. ૨૫૦૦૦) ના દંડની જોગવાઈ કરવામાં આવી છે.

આથી ફલિત થાય છે કે આ બિલમાં જે સજાની જોગવાઈ કરવામાં આવી છે તે અવાસ્તવિક નથી કે અસાધારણ કડક પણ નથી.

દારૂબંધીનો જો સખ્ત, સંપૂર્ણ અને અસરકારક અમલ આપણે કરીએ તો એનાં કેવાં ગંભીર પરિણામ આવે તેની તમે કલ્પના કરો: આપણે માત્ર અગિયાર કરોડની મહેસૂલ આવક ગુમાવશું એટલુંજ નહિ પણ દારૂની બદીના કમનસીબ ભોગ બનતા કેટલાયે માનવીઓને બચાવવામાં આપણા ધ્યેયમાં નિષ્ફળ જશું આપણા આ અધઃપતિત બાંધવોનો સામાજિક, આર્થિક અને નૈતિક ઉત્કર્ષ સાધવામાં પણ આપણે નિષ્ફળ જશું. અને બીજી બાજુ જો આપણે સફળ થશું તો કેટલાંયે ગરીબ ઘરોમાં સુખ, સંપત્તિ અને આનંદરૂપી કાયમનો પ્રકાશ પાથરી શકશું. રાષ્ટ્રની તાજગી અને સ્ફૂર્તિનો આપણે કાયમનો પાયો નાખી શકીશું. આવાં સબળ કારણોને લઈનેજ આ બિલ જેવું પ્રખર ધારાકીય પગલું ભરવા માટે આપણે પ્રેરાયા છીએ. દારૂબંધી વિષે કોઈ અધકચરા ખ્યાલો હોઈ શકેજ નહિ. આપણે પરિસ્થિતિનો ગાંભીર્યપૂર્વક વિચાર કરવો જોઈએ અને દારૂબંધી અંગેના ગુનાઓને સમાજવિરોધી તેમજ રાષ્ટ્રવિરોધી ગણવા જોઈએ. આપણા ધ્યેયને નિષ્ફળ બનાવવાના પ્રયત્નો કરતા ગુનેગારોને દબાવી દેવા માટે આપણે સખ્ત સત્તા હાથમાં ધરવી જોઈએ. અને એમની સાથે કોઈપણ જાતના સમાધાન વગર કામ લેવું જોઈએ. સખ્ત હાથે કામ લેવાથીજ આ પ્રશ્નનું સાચું નિરાકરણ આવી શકે.

## નાગરિક-સ્વાતંત્ર્યનો પ્રશ્ન

એમ કહેવાય છે કે આ ધારો વ્યક્તિના નાગરિક સ્વાતંત્ર્ય ઉપર તરાપ મારે છે. પણ નાગરિક સ્વાતંત્ર્ય તો જેઓ 'નાગરિક' હોય તેવાઓને માટે છે: ગુનેગારો માટે નથી. નાગરિક સ્વાતંત્ર્ય અને લોકશાહીના સિદ્ધાન્તોનાં ઓઠાં હેઠળ શું આપણે આ સમાજવિરોધી તત્વોને કામ કરવા દેશું? મને નવાઈ તો એ લાગે છે કે વ્યક્તિ સ્વાતંત્ર્યના બહાના હેઠળ શા માટે આ ટીકાખોરો ગેરકાયદેસર દારૂ ગાળનારની દુષ્ટ પ્રવૃત્તિનો બચાવ કરી રહ્યા હશે? જાણ્યે અજાણ્યે આજ ટીકાખોરો બીજાના નાગરિક હક ઉપર તરાપ મારનારને મદદરૂપ થઈ પડતા હોય છે.

કેટલાક ટીકાકારો વ્યક્તિના જાહેરજીવન અને ખાનગી જીવન વચ્ચેનો ભેદ દર્શાવતાં કહે છે: "મારે શું ખાવું, શું પીવું કે શું પહેરવું તેની આજ્ઞા કરવાનો કાયદાને અધિકાર નથી. બીજાના હક અને સ્વતંત્રતા સાથે

લોકોની આર્થિક સ્થિતિ સુધારવામાં મદદગાર થશે; નિપુણ દાક્તરોએ એમ સાબિત કર્યું છે કે દારૂબંધીથી લોકોની તંદુરસ્તી સુધરશે. મોટા તત્વચિન્તકો પણ કહી ગયા છે કે દારૂબંધીથી લોકોનું નીતિનું ધોરણ સુધરશે અને સારા સમાજ સુધારકો પણ કહેતા આવ્યા છે કે દારૂબંધીથી લોકોનું સામાજિક અને કૌટુમ્બિક જીવન સુધરશે. અર્થશાસ્ત્રીઓએ, દાક્તરોએ, સમાજ સુધારકોએ, ફિલસૂફોએ અને પયગમ્બરોએ આ કહેલું છે. તેમ છતાં પણ એમના કથનમાં અંધશ્રદ્ધાથી આપણે વિશ્વાસ મૂકતા નથી. દારૂબંધીનો પ્રયોગ જ્યારે અને જ્યાં થયો છે ત્યાંની હકીકતો અને આંકડાઓના વીગતવાર સંશોધનથી આપણને આ બાબતની ખાતરી થઈ છે. ત્યારે આવી આધારભૂત વ્યક્તિઓએ દર્શાવેલ મતના પ્રકાશમાં દારૂબંધીને ગાંડપણ કે અંધનીતિ કેમ કહી શકાય? વિશેષમાં, દારૂબંધીનો કાયદો જનતા ઉપર દબાણપૂર્વક લાદવામાં આવતો નથી. પરંતુ લોકશાહીના સિદ્ધાન્તો મુજબ પ્રજાએ ચુંટેલા પ્રતિનિધિઓ મારફત એ પસાર કરાવ્યા પછીજ એને અમલમાં મૂકવામાં આવે છે. આ પદ્ધતિને એકહથ્થુ કે આપખૂદ કેમ કહી શકાય?

**કાયદાની સાથેજ કેળવણી**

કેટલાક ટીકાકારો કહે છે કે માત્ર કાયદો દારૂની નીતિને સફળ નહિ બનાવી શકે. સરકારને આ વસ્તુની જાણ છે. એટલા માટેજ પ્રચાર, કેળવણી અને આમોદપ્રમોદની જુદી જુદી યોજનાઓ અમલમાં મૂકવામાં આવી છે. આપણે પ્રચાર ઉપર, કેળવણી ઉપર અને આમોદપ્રમોદની પ્રવૃત્તિઓ ઉપર બને તેટલો ભાર મૂકશું અને એ પદ્ધતિથીજ દારૂબંધીની યોજનાને સફળ બનાવવાનો પ્રયાસ કરશું. આ ધારામાં કરેલી કડક અને સખ્ત જોગવાઈઓનો આશ્રય લેવો ન પડે તેવો પ્રયત્ન અવશ્ય કરીશું. દારૂબંધીનો કાયદો એમને એમ પડ્યો રહે અને લાગતાવળગતા લોકો માત્ર કેળવણી અને પ્રચારથી સુધરી જાય તો સૌથી પહેલાં મનેજ ખૂબ આનંદ થશે. અમે સત્તા ખાતર સત્તા ધારણ કરી બીજાને શિક્ષા કરવામાં આનંદ લઈએ તેવા પાગલ નથી. અમે સત્તાનાં નહિ પણ સેવાના ઉપાસકો છીએ.

અને છેલ્લે, ઘણાના મનમાં છાનેખૂણે ચમકી જતી દારૂબંધી અંગેની શંકાઓ અને ગેરસમજૂતીઓનો રદિયો આપવાની તક આપવા બદલ આ ટીકાકારોનો પણ મારે આભાર માનવો જોઈએ.

---

* મુંબઈ ધારાસભા સમક્ષ "પ્રોહિબિશન બિલ" રજૂ કરતી વખતે આબકારી ખાતાના પ્રધાન શ્રી. એસ. એમ. પાટીલે આપેલ વ્યાખ્યાનમાંના કેટલાક ફકરા.



## મૂંગા આશીર્વાદ

દેશની સેવા કરવી હોય તો તમે એ વસ્તુ તો જરૂર કરી શકો. ખાદી પહેરી તમે ગરીબ વર્ગને યોગ્ય મદદ કરી શકો અને સંપૂર્ણ દારૂબંધીની ચળવળમાં સાથ આપી શકો. દારૂની બદીએ હજારો મજૂરોને ઘરબાર વગરના કરી મૂક્યા છે... એનાં મૂંગા આશીર્વાદ મેળવવા તમે સંપૂર્ણ દારૂબંધીને અનુકૂળ એવું વાતાવરણ જરૂર રચી શકો.

—મહાત્મા ગાંધીજી

# સંશય અને સમાધાન

★

**પ્ર૦:**—મિત્રો સાથે અથવા સમારંભોમાં કોઈ કોઈ વખતે થોડો દારૂ પીવાથી મારા શરીરને કાયમનું નુકસાન નહિ જ થાય એમ હું માનું છું.

**ઉ૦:**—કદાચ કાયમનું નુકસાન નહિ થતું હોય. પરંતુ આટલું તો જરૂર થશે જ. થોડા સમય માટે પણ તે તમારી વિચારશક્તિને નિર્જીવ બનાવી દેશે. તમારી ગ્રાહશક્તિને નબળી પાડી દેશે, તમારા આત્મસંયમને ઢીલો પાડી દેશે અને તમારી તર્કશક્તિને નિષ્ક્રિય બનાવી દેશે. તમે તેવી સ્થિતિમાં રહેશો, ત્યાંસુધી બીજી કોઈ સાધારણ અવસ્થામાં તમે કદિ કરવાનો વિચાર પણ નહિ કર્યો હોય તેવાં કાર્યો કરવાનું જોખમ ખેડી બેસશો અને તમારે હાથે તેવાં કાર્યો ન થયાં હોત તો તમને અને બીજાઓને લાંબા સમય સુધી તેનાં કડવાં પરિણામો ભોગવવાં પણ ન પડ્યાં હોત. મદ્યાર્કથી પોતાની બુદ્ધિ બહેર મારી જવાથી બીજાના ઉપયોગમાં આવે એવી ખાનગી વાતો બકી જવાને કારણે ઘણા માણસો પાયમાલ થઈ ગયા છે. દારૂના નશાને કારણે એકાદી ભૂલ થતાં માલિકનો વિશ્વાસ ગુમાવી દેવાને લીધે ઘણા કારીગરોને પોતાની નોકરી ગુમાવવી પડી છે. મદ્યાર્કને લીધે આત્મસંયમ ગુમાવી દેવાતાં ઘણા યુવકો તથા યુવતીઓની જીંદગી બરબાદ થઈ ગઈ છે. "બેભાન અવસ્થામાં" એકાદ નીચ કૃત્ય કરવાને લીધે ઘણાએ દીનદુઃખી માણસોને જેલનિવાસ કરવો પડ્યો છે.

## એ મોજ ઠગારી છે

તેજ પ્રમાણે, જે પીણું પ્રથમ વાર પીવાથી પીવાની, બોલવાની તથા કાર્ય કરતા અટકાવવાની શક્તિને નબળી પાડે છે તે પીવામાં મધ્યમસર રહેવાય અને હદ ઓળંગી ન જવાય તેટલી સાવચેતી રાખવા પૂરતી પોતાનામાં શક્તિ છે એવું માનવું જ મૂર્ખતાભરેલું છે. આત્મનિવેચન, ન્યાય, તથા ઇચ્છાની શક્તિઓ નબળી પડી જવાને કારણે આમ બને છે. અનુભવ આપણને કહે છે કે દારૂના મહાન વ્યસનીઓ એક વખતે બિલકુલ દારૂ પીતા નહોતા અને એક વખતના તેમના સ્વાદને કારણે તેઓ વ્યસનીઓ બન્યા હતા. પહેલી વખતનાં સ્વાદથી જે ઠગારી મોજનો અનુભવ થાય છે તેજ વધુ વાર આનંદ માણવાની લાલચમાં સપડાવે છે અને તેથી જ તે ભયનું કારણ બને છે. હદમાં રહીને મધ્યમસર પીનાર માણસને કાયમની ટેવ પડી જતાં વાર લાગતી નથી, કારણકે એકવારના પીણાથી તેને ચેતવણી મળી હોય તેમ લાગતું નથી અને ત્યાંજ અટકવાની તેને આવશ્યકતા જણાતી નથી. આ સંબંધમાં એક જાપાની કહેવત સાચી સમજ આપે છે કે 'પહેલાં માણસ દારૂ પીએ છે, પછી દારૂ દારૂને પીએ છે અને છેવટે દારૂ માણસને પી જાય છે.'

## ન સમજાય તેવું નુકશાન

**પ્ર૦:**—બીયર પીણું નુકશાનકારક છે એમ કહેવું અર્થ વિનાનું છે. મારા સામું જુઓ. મેં વર્ષોસુધી તેમનો ઉપયોગ કર્યો છે, પરંતુ હું તો ઘોડા જેવો હૃષ્ટપુષ્ટ છું. મને તો કશીજ અસર થઈ લાગતી નથી!

**ઉ૦:**—દારૂ એક ઠગારૂ પીણું છે. તમે હૃષ્ટપુષ્ટ હો કે નહિ, તેની અસર ઘણી છુપી હોય છે. તે તમારા પેટમાં ગયા પછી બધી નસોમાં ફરી વળે છે અને આખરે મગજ ઉપર હુમલો કરે છે. પરંતુ ઉધઈની જેમ તેની પ્રગતિ ઘણી ધીમી દેખાશે. ધીમે ધીમે, દિવસે દિવસે, તે મજબુત બનતું જાય છે અને હુમલો કરવા માટે સારી તકની રાહ જુએ છે. તમારા પેટમાં ગરમી થાય છે, અને પછી રોગ તથા આખરે મરણ આવે છે. શરીરમાં જે જ્ઞાનતંતુઓ હોય છે તે એક પછી એક મરી જાય છે, મજ્જાતંતુઓ નબળા પડી જાય છે અને ઇંદ્રિયો કામ કરતી અટકી જાય એવી સ્થિતિએ પહોંચી જાય છે. જ્યારે અંદરખાનેથી આવી જાતનો વિનાશ ચાલુ હોય છે, ત્યારે તમે એક દિવસ ચોંકી ઉઠો છો કે આ શું થઈ રહ્યું છે! પરંતુ તે વખતે તમને ખેદ સાથે માલુમ પડે છે કે પીછેહઠ કરવા માટે હવે ઘણું મોડું થઈ ગયું છે. તેટલા વખતમાં શત્રુએ જે કાંઈ નુકસાન કરવાનું હોય છે તે કરી નાખ્યું હોય છે. હવે શરીરને ચેપી રોગો જલ્દી લાગુ પડે છે. બિમારીનો સામનો કરવાની શક્તિ તદ્દન નાશ પામી હોય છે. રોગના જંતુઓના હુમલાનો સામનો કરવા માટેના શરીરરક્ષકો નિર્બળ સ્થિતિમાં મૂકાઈ ગયા હોય છે. બિમારીમાંથી સાજા થવાની ગતિ પણ મંદ પડી જાય છે.

★

શરીરમાંની રૂઝ લાવનારી શક્તિ ઘણા સમયથી નિષ્ક્રિય બની ગયેલી હોય છે. તમને ત્યારેજ સમજ પડે છે કે નુકસાન વિનાની ગમ્મત મેળવવાની જે ડંફાસ મારતા હતા તે તદ્દન ખોટી માલમ પડી છે અને તેની કિંમત તમારે જ ભરપાઈ કરવી પડી છે.

વીમાનાં ખાતાઓ પણ તેવીજ વીતકકથા જાહેર કરે છે. દારૂ નહિ પીનારામાં મરણનું પ્રમાણ ૧૮ ટકા હોય છે, મધ્યમસર દારૂ પીનારાઓનું મરણનું પ્રમાણ ૨૫ ટકા હોય છે, જ્યારે વધુ પડતો દારૂ પીનારાઓમાં મરણ પ્રમાણ ૫૩ ટકા હોય છે. દારૂ નહિ પીનારનું આયુષ્ય મોટામાં મોટું હોય છે એટલુંજ નહિ, પણ તેમનું જીવન પ્રમાણમાં વધુ રોગમુક્ત હોય છે અને બિમારીમાંથી સાજા થવાની તકો તેમને સૌથી વધારે હોય છે એ ચોક્કસ છે.

## આયુષ્યમાં થતો ઘટાડો

**પ્ર૦:**—લોકોને દારૂ પીવા છતાં મોટી ઉમર સુધી જીવતાં મેં જોયાં છે, અને તેમનું જીવન પણ સામાન્ય કોટિનું હોય છે. તે સંબંધમાં તમારે શું કહેવાનું છે?

**ઉ૦:**—અકાળ અને અટકાવી શકાય તેવાં મૃત્યુના કારણોમાં મદ્યપાન એ મુખ્ય કારણ છે તેની કોઈ ના પાડી શકે તેમ નથી. તે પછી નિયમિત દારૂના ઝેરથી નીપજતું ાય અગર રોગ ઉત્પન્ન કરનારી સ્થિતિઓ લઈ જનાર દ્યપાનની અસરથી નીપજતું હોય. જે માણસ દારૂ એ છે તેનું મરણ, ન પીનારનું સાધારણ રીતે નીપજતું ા એ તેના કરતાં થોડું વહેલું નીપજે છે. અપવાદો હોય તેથી આશ્ચર્ય પામવાનું નથી. અપવાદ રૂપે એવા વ્યક્તિગત કિસ્સાઓ બન્યા હોય કે જેમાં સરેરાશ કરતાં લાંબું આયુષ્ય કોઈએ ભોગવ્યું હોય. વિશેષ જ્ઞાન ન ધરાવનાર વ્યક્તિએ આથી ખોટે માર્ગે દોરવાઈ જવાનું કારણ નથી. લાંબું આયુષ્ય ભોગવવાનું કારણ ગમે તે હોય, પરંતુ એ તો વૈજ્ઞાનિક સત્ય છે કે તેમ થવાનું ચોક્કસ કારણ મદ્યપાન નથી. અપવાદ રૂપે મજબૂત યકૃતને કારણે તેવા લોકોએ લાંબું આયુષ્ય ભોગવ્યું હોય. શરીરમાં ભેગાં થયેલાં ઝેરોને બહાર ફેંકી દેવાનું યકૃત કરે છે, અને મજબૂત યકૃતનો અર્થ એ છે કે ની અને વધુ તકલીફ વિના ઝેરો બહાર ફેંકી દેવામાં છે. પરંતુ બધા માણસો કાંઈ મજબૂત અગર સામાન્ય ધરાવવાનો દાવો રાખી શકતા નથી. વ્યક્તિગત દાખલાઓને કારણે આપણે ચોક્કસ બનાવો તરફ આંખ આડાકાન કરવા ન જોઈએ. દારૂ એકીસાથે મોટા પ્રમાણમાં લીધા પછી શરીરના જીવાણુઓ આસપાસ થઈને, તેમના પર અસર કરીને, અને સહેલાઈથી અસર તળે આવી શકે તેમને મારી નાંખીને, સાતથી ત્રેવીસ કલાકમાં લોહીમાં ફરી વળે છે. શરીરમાંથી આ ઝેર દૂર કરી નાંખવા માટે યકૃતને ખૂબ તકલીફ વેઠવી પડે છે, અને આ પ્રમાણે યકૃતને જો હંમેશાં વધુ પડતું કામ કરવું પડે તો તે કેટલો વખત નીરોગી રહી શકે? યકૃતના સીરહોસીસ (Cirrhosis) નામના રોગને શરીરમાંના દારૂની ઝેરી અસરના નિદર્શન રૂપે સાધારણ રીતે ગણવામાં આવે છે. લાંબું આયુષ્ય ભોગવનાર મજબૂત યકૃતવાળા એક માણસ દીઠ સેંકડો માણસો દરેક વર્ષે પોતાના નિર્માણ થયેલા આયુષ્ય કરતાં વહેલાં, અને તેમાંના ઘણા તો ભરજુવાનીમાં સારી કમાણીની શરૂઆતમાંજ મરણ પામે છે. મજબૂત યકૃતવાળો માણસ પણ મૂર્ખના સ્વર્ગમાં જીવે છે. તેને ખબર નથી હોતી કે તેણે શું ગુમાવ્યું છે. તે એટલો બધો ઢીઠ અને ટૂંકી દૃષ્ટિવાળો હોય છે કે તે જોઈ શકતો નથી કે તેના નિર્માણ થયેલા આયુષ્યના વર્ષોમાંનું સંપૂર્ણ અને સુંદર જીવન લંગડું બની ગયેલું હોય છે. અને ચોકખી નજર, સાફ મન, મજબૂત હાથ, સબળ ઇચ્છાશક્તિ, સહનશક્તિ અને આત્મસંયમમાંની કેટલીક કિંમતી શક્તિ કે જે જીવનને સાચે સાચ જીવવા લાયક બનાવે છે તેમને તેની પાસેથી ખૂંચવી લીધી હોય છે.

## ખોરાકનાં તત્ત્વ વિષે ભ્રમ

**પ્ર૦:**—પુષ્કળ મદ્યાર્કવાળા આજેલા દારૂ સંબંધમાં તમારું કહેવું સમજી શકાય છે, પરંતુ તાડી માટે તમારું શું કહેવું છે? તેમાં તો ખનિજ ખોરાકનું તત્ત્વ છે અને વિટામીનો પણ છે. તમને નથી લાગતું કે દારૂબંધીથી તો તમે ગરીબ માણસને જે ઓછો ખોરાક મળે છે તેમાંથી પણ આ રીતે થોડી ઘણી ઘટ પડાવો છો?

**ઉ૦:**—આથો ચડવા નહિ દીધેલ તાજા તાડીના રસ વિષેની આ દલીલ સ્વીકારી શકાય તેમ છે. તે રસમાં નીચેના કોઠામાં જણાવ્યા મુજબ દેહ ઘડનાર તત્ત્વોનું

નાનું પ્રમાણ અને બળ આપનારા તત્ત્વોનું મોટું પ્રમાણ હોય છે :—

| | સો ભાગમાં. |
|---|---|
| પાણી ... ... | ૮૪.૭૨ |
| પ્રોટેન ... ... | ૦.૧૦ |
| ચરબી ... ... | ૦.૧૭ |
| ખનીજ પદાર્થ ... ... | ૦.૬૬ |
| કાર્બોહાઇડ્રેટ ... ... | ૧૪.૩૫ |
| મદ્યાર્ક ... ... | શૂન્ય. |

પરંતુ જ્યારે તે રસને ખારો થવા દેવામાં આવે છે, ત્યારે ખનીજ માંના જંતુઓ મુખ્યત્વે શક્તિ આપનારા કાર્બોહાઇડ્રેટ નામના ખોરાકના તત્ત્વને ખાઇ જાય છે અને પછી તેમાંથી મદ્યાર્ક બને છે. જો રસના તે નમૂનાને અથવવામાં ન આવે તો રસના સો ભાગમાંથી પાંચ ભાગ જેટલો મદ્યાર્ક તેમાં બને છે. તેથી તમે જોઇ શકશો કે પીણાની સારી અસરને દૂર કરીને તાડીમાંના કિંમતી ખોરાકના તત્ત્વોની જગ્યા નુકસાનકારક તત્ત્વે લીધી હોય છે. તેથી તાડી દેહ ઘડવાના કામમાં ખાસ ફાયદો કરી શકે તેમ નથી. કેટલાક માનવા લાગ્યા છે તે પ્રમાણે તાડી ભૂખને પણ સંતોષી શકતી નથી. તેમાં મદ્યાર્ક હોવાના કારણે તે ભૂખને મારી નાંખે છે. અને જેઓ તાડી પીએ છે તેઓ તેમાંના ખોરાકના તત્ત્વોને લીધે પીતા નથી. જો કોઇપણ પ્રકારે તાડીમાંથી મદ્યાર્કનું પ્રમાણ દૂર કરવામાં આવે તો કેટલા તાડી પીવાનું ચાલુ રાખશે તે જાણીને તમને અચંબો થશે. તાડી કરતાં દૂધમાં ૧૩થી ૧૫ ગણાં વધુ દેહ ઘડનારાં તત્ત્વો હોય છે, અને વળી વધુ અગત્યનું તો એ છે કે દૂધ વધારે સસ્તું છે. ગાયના દૂધના નમુનામાં નીચે જણાવેલું પૃથક્કરણ હોય છે :—

| | સો ભાગમાં |
|---|---|
| મદ્યાર્ક ... ... | શૂન્ય. |
| નાઇટ્રોજનવાળો ખોરાક ... | ૩.૫ |
| ખાંડ ... ... | ૪.૯ |
| ચરબી ... ... | ૪.૫ |
| ખનીજ પદાર્થો ... | ૦.૭ |
| પાણી ... ... | ૮૬.૪ |

એક માણસને માટે તાડી પાછળ જે પૈસા રોજ ખર્ચવામાં આવે છે તે જો દૂધ અથવા બીજા ખોરાક પાછળ ખર્ચવામાં આવે તો તેમાંથી આખા કુટુંબને ચાલે તેટલો પૂરતો અને સાચો ખોરાક મળી રહે, અને તેમ થાય તો બાળકો નીરોગી તથા મજબૂત ન બની શકે ?

## નિષ્ણાતોનો ચુકાદો

**પ્ર૦:**—પરંતુ કેટલાક રોગો માટે મદ્યાર્ક ઘણો અસરકારક છે અને સારી તબિયત જાળવી રાખવા માટે તે જરૂરિયાતની વસ્તુ છે. બિયર જેવાં પીણાં નિયમિત લઇને શરીરમાં ચરબી વધારનારા લોકો મેં જોયા છે. તે સબંધમાં તમારૂં શું કહેવું છે ?

ઉ૦:—હૃદયને ઉત્તેજિત કરવાને, શ્વાસોચ્છ્વાસ સુધારવાને તથા આખા શરીરમાં ઉત્સાહ તથા શક્તિનો વધારો કરવાને માટે આલ્કોહોલનો ખાત્રીથી ઉપયોગ કરી શકાય છે એવી જૂની અને ભૂલભરેલી માન્યતાને કારણે એક વખતે તેનો દવા તરીકે વધુ ઉપયોગ કરવામાં આવતો હતો. પરંતુ આ ભૂલભરેલી માન્યતાનો ઘટસ્ફોટ લાંબા સમયથી થઇ ગયો છે. વૈજ્ઞાનિકોએ આ સંબંધમાં ખાસ તપાસ કરી છે, અને જાણીતા ડોકટરોએ એવો ચુકાદો આપ્યો છે કે જો કે આલ્કોહોલનો અમુક બાબતોમાં ઉપયોગ થઇ શકે છે તોપણ રોગોની સાધારણ સારવારમાં તે બીનજરૂરી અને નુકસાનકારક છે અને તેનો કામમાં મદદ કરવાના હેતુથી રોજનો વપરાશ શારીરિક દૃષ્ટિએ અયોગ્ય છે. ચિંતાને બિમારી અને બેદરકારીની ખોટી લાગણીના ઉપાય તરીકે ગણવામાં ન આવે તો કોઇપણ રોગ માટે મદ્યાર્ક એ ખાસ ગુણવાળી દવા યા ઉપાય નથી. મદ્યાર્કનો અને મદ્યાર્કવાળા પીણાંઓનો પહેલાંનો છૂટોભરો વપરાશ હવે બંધ થયો છે, કારણકે વધારે સારા ફળ લાવનારા ઔષધોએ તેનું સ્થાન લીધું છે.

ન્યુયોર્કની એક હૉસ્પિતાલમાં ત્યાંની સંભાળ છોડતી વખતે દર્દીઓના હાથમાં નીચેની ચેતવણી મૂકવામ આવે છે:—

"તમારા આરોગ્યને જરૂરી છે અથવા તમને તે કંઇક ફાયદો કરશે એવા ખ્યાલથી મદ્યાર્કવાળાં પીણાં લેવાનું છોડજો, કારણકે મદ્યાર્ક એ ઝેર છે અને તે તમારે જાણવું જોઇએ." આરોગ્ય માટે આલ્કોહોલની જરૂર છે એવું માનનારા માટે આ ચેતવણી પૂરતી છે. સારૂં આરોગ્ય રાખવા માટે મદ્યાર્ક તદ્દન બીનજરૂરી છે એ વાત અલગ રાખીએ તોપણ માનવશરીરની ઝડપથી ઉતરતી દશા અને

તેને પરિણામે ભયંકર બિમારીઓના હુમલાઓ માટે દારૂના વપરાશને હંમેશા જવાબદાર ગણવામાં આવ્યો છે.

બિયર જેવા કૅફી પીણાના પાનની ચાલુ ટેવથી ચરબીનો ધીમો ધીમો વધારો કેટલાક લોકોમાં તમે જોઈ શકશો. પરંતુ શરીરને બીનજરૂરી અને ઘસાઈ ગયેલા બધા જ્ઞાનતંતુઓના એકઠા થવાથી આવી સ્થિતિ ઉત્પન્ન થાય છે. જો મદ્યાર્કની દખલ ન થઈ હોત તો સાધારણ રીતે તેમને બહાર ફેંકી દેવામાં આવ્યા હોત અને તેમની જગ્યાએ નવા બંધાયા હોત. આવા જૂના જ્ઞાનતંતુઓ વખત જતાં એકઠા થાય છે અને જ્યાં તેમની બિલકુલ જરૂર નથી ત્યાં થરના થર બાઝે છે અને તેથી માણસ ભારે અને જોરાવર દેખાય છે. આ ચરબી બીનજરૂરી છે એટલું જ નહિ, પરંતુ નુકસાનકારક પણ છે. તેથી આવી ચરબી બોજારૂપ છે અને તે આનંદ આપનારો સંગ્રહ નથી.

## ઠંડી દૂર થતી નથી

**પ્ર૦:**—ઠંડી દૂર કરવાના હેતુથી લોકો કૅફી પીણાં લે તો તેમાં તમને વાંધો નહિ જ હોય? મદ્યાર્ક માણસને ખચિત તેવી રીતે ગરમી આપે છે. એ બાબતમાં તમારું શું મન્તવ્ય છે?

ઉ૦:—આ પણ એક ઉપરછલ્લું નિરીક્ષણ શરીર હંમેશા અમુક ગરમીનું પ્રમાણ ધરાવે છે, તેની પાસે એવું એક યંત્ર છે જે વડે તે ગરમીને સ્થિત કરે છે. કૅફી પીણું લેતાંની સાથે લોહીનો મો ભાગ ચામડી પર ધસી આવે છે અને ચામડી લાલચે અને હુંફાળી બની જાય છે, અને તેથી દારૂ પીનાર એમ માને કે મદ્યાર્ક શરીરમાં ગરમી વધારે છે તો અચંબો પામવાનું નથી. ચામડી જેમ વધુ હુંફાળી છે, તેમ હવામાં શરીરની ગરમી વધુ અને વધુ ઉડી છે અને થોડાજ વખતમાં દારૂ પીનાર વધુ ઠંડી બનુ છે એટલુંજ નહિ, પણ તે ઠંડોજ થઈ જાય છે. મદ્યાર્ક તમારા શરીરમાંથી ઠંડી લઈ જાય છે અને કદી ગરમીનો વધારો કરતો નથી. હિમાચલ પ્રદેશ ફરનારા લોકો પોતાની સાથે કૅફી પીણાં લઈ જતાં ન કારણ કે તેઓ જાણે છે કે જો તેઓ મદ્યાર્કનો જરા ઉપયોગ કરશે તો તેઓ બહારની હિમ જેવી હવાને ગ આપશે અને પોતે ઠંડીથી મરણ પામશે. ઠંડી દૂર કર માટે તમને પીણાની જરૂર હોય તો ગરમ ચાહ કૉફી —નહિ તો ગરમ દૂધ અથવા ગરમ પાણીનો—એક પ્યા પીઓ. તેથી તમારા શરીરમાં ગરમી વધશે અને ચામ પર ગરમીનું અયોગ્ય જોશ લાવીને શરીરની ગરમી વ્યવસ્થિ કરનારા યંત્રને ખલેલ પહોંચાડશે નહિ.

—:[•]:—

## યુદ્ધ

અન્યાય, સકુંચિતતા, અસત્ય,
મિથ્યા વળી સૌ ભ્રમની વિરૂદ્ધ
નિ:શ્રાંત કર્મોની અખંડ ધારે
મારૂં બનો જીવન એક યુદ્ધ

उशनस्

# ગ્રામ જનોના જીવન પંથને અજવાળતી પ્રૌઢ શિક્ષણની જ્યોત

આપણી રાષ્ટ્રીય સરકાર પાસે અતિ મહત્વના જે પ્રશ્નો પડ્યા છે તે પૈકી પ્રૌઢ-શિક્ષણનો પ્રશ્ન એક છે. અને તે લોકશાહી તંત્રના સંપૂર્ણ પ્રતિનિધિત્વ માટે ત્વરિત ઉકેલ માગી રહ્યો છે. હિંદમાં નિરક્ષરતાનું પ્રમાણ લગભગ ૮૫ ટકા જેટલું છે. જો ૮૫ ટકા જેટલા લોકો લોકશાહીતંત્રને ન સમજે તો તેઓ સમજણપૂર્વક ભાગ ન લઈ શકે. એટલે તે તંત્ર ૧૫ ટકા જેટલા ભણેલા વર્ગનુંજ ગણાય—જે લોકશાહી તંત્ર કહેવાય કેમ?

૮૫ ટકા જેટલા નિરક્ષર માણસોને લખતા વાંચતા કેવી રીતે કરવા તે ઘણો વિકટ અને જટિલ પ્રશ્ન છે. પણ તે સિદ્ધ કર્યા વગર છૂટકો નથી. પ્રૌઢ શિક્ષણના મુખ્યત્વે બે ભાગ પાડી શકાય (૧) તદન નિરક્ષર હોય ને અક્ષરજ્ઞાન આપી લખતા વાંચતા કરવાના હોય તેવા (૨) અધવચ્ચે અભ્યાસ છોડી દેનાં વધુ વાંચનના અભાવે ઘણાજ મર્યાદિત જ્ઞાનવાળા. તદન નિરક્ષરો હોય તેમને લખતાં વાચતાં આવડે, આઝાદ હિંદના સમજુ નાગરિક થઈ શકે, જીવન જીવતાં જાણે, ફુરસદનો સદુપયોગ કરી જાણે અને વિશ્વમાં બનતી નવાજૂનીથી વાકેફ રહે, તેટલું તેમના માટે પૂરતું છે. બીજી કક્ષાવાળા જેઓ વધુ વાંચનને અભાવે ઘણાજ મર્યાદિત જ્ઞાનવાળા હોય તેઓ પુસ્તકાલયોનો લાભ લે, વર્તમાનપત્રો વાંચતા રહે, તો તેમની માનસિક પરિસ્થિતિ મહદ્અંશે સુધરવા સંભવ છે. દેશના પ્રશ્નોને તેઓ સારી રીતે સમજી શકે, તેમાં સમજણપૂર્વક ભાગ લઈ શકે, તેટલી કક્ષાએ પહોંચાય તો તે ઓછું નથી.

કોઈપણ દેશ એવો નથી કે જેમાં પ્રૌઢશિક્ષણનો પ્રશ્ન ઓછે વધતે અંશે પણ મુશ્કેલીરૂપ ન બન્યો હોય. ઇંગ્લેંડમાં ઔદ્યોગિક પરિવર્તનના સમયમાં લોકોને સમજાયું કે મીલોમાં કામ કરતા મજૂરો, ગ્રામવિસ્તારોમાં કામ કરનાર ખેડૂતો અને બીજા નિરક્ષર રહે તે પાલવે નહીં. પરિણામે તેમને માટે આખા દિવસની, રાત્રે ચાલતી, નવરાશના સમયે ચાલતી, પ્રૌઢશાળાઓ ખોલવામાં આવી, સ્થળેસ્થળે વ્યાખ્યાનમાળાઓ યોજવામાં આવી, રેડિયો અને સીનેમાની પૂરતી સહાય લેવામાં આવી, લોકોનાં વિદ્યાલયો અને મહા વિદ્યાલયો ખોલાયાં—તેમની સરકાર તરફથી તેમને ઘણો સારો સહકાર અને ઉત્તેજન મળ્યાં. કેળવણી એ જેમનું ધ્યેય હતું એવી સંસ્થાઓએ આ કાર્ય ઉપાડી લીધું. નેના સામાજિક કાર્યકરો બહાર અને હાલ આપણે જોઈએ છીએ કે પ્રૌઢશિક્ષણનો પ્રશ્ન આપણે ત્યાં જેટલો વિકટ અને જટિલ છે તેટલો ત્યાં નથી. અમેરિકા અને ડેન્માર્કે પણ આ દિશામાં વર્ષોપહેલાં કાર્ય આરંભી ખેડૂતશાળાઓ, ગ્રામવિસ્તારમંડળો, મહાવિદ્યાલયો મારફતે યોજાતી વ્યાખ્યાનમાળાઓ વગેરે મારફતે ઘણું કર્યું છે અને ત્યાંના નિરક્ષરતાના ટકા ઘણા ઘટી ગયા છે.

આપણા દેશની કેળવણીનો ઇતિહાસ જોતાં કેળવણીની પ્રગતિના ૧૯૧૭-૨૩ ના અહેવાલમાં પ્રૌઢ-શિક્ષણની જરૂરિયાતનો ઉલ્લેખ થયેલો માલુમ પડે છે. મોન્ટફોર્ડ સુધારાઓ પછી લોકોનું ધ્યાન આ બાજુ ખેંચાયું કે હિંદમાં જો ૯૦ ટકા જેટલા નિરક્ષરો હોય તો તેઓ રાષ્ટ્રિય સરકારને સાથ આપી શકે નહીં માટે જો આઝાદ થવું હોય તો આ નિરક્ષરતાના ટકા ગમે તે રીતે ઘટાડવા જોઈએ. આ બાબતને સરકાર તરફથી ખાસ ઉત્તેજન ન મળ્યું પણ વ્યક્તિગત, સંસ્થાગત પ્રયત્નો થવા લાગ્યા. સૌથી પહેલી શરૂઆત પંજાબે કરી અને ત્યાંના યંગમેન્સ ક્રીશ્ચિયન મંડળે પ્રૌઢો માટે રાત્રિશાળાઓ કાઢી, વ્યાખ્યાનો યોજ્યાં અને દરેક વ્યક્તિ ઓછામાં ઓછી એક વ્યક્તિને તો શીખવેજ—એ ચળવળ શરૂ કરી. બીજાં સ્થળોએ પણ પ્રૌઢશિક્ષણના પ્રશ્નને ઉપાડી લેવાયો અને તે દિશામાં કાર્ય શરૂ થયું. તે સંબંધમાં હાર્ટોગ કમિટીનો અહેવાલ કહે છે તેમ "યંગમેન્સ ક્રીશ્ચિયન મંડળ, મજૂર મહાજન, તેમજ શાન્તિનિકેતનમાં આર્ય સમાજ તરફથી પ્રૌઢશિક્ષણના પ્રશ્નને હળવો બનાવવા રાત્રિશાળાઓ યોજવામાં આવી હતી. વ્યાખ્યાનમાળાઓ યોજાઈ હતી. સ્ત્રી શાળાઓ શરૂ થઈ હતી અને ગ્રામ-પુસ્તકાલયો ચાલુ કરવામાં આવ્યાં હતાં."

પ્રૌઢશિક્ષણના પ્રશ્નમાં મુંબાઈ પ્રાંત પણ પાછળ ન હતો. મુંબાઈમાં પ્રૌઢશિક્ષણસમિતિની સ્થાપના કરવામાં આવી હતી. જુગતરામ દવેએ પ્રૌઢો માટે જરૂરી તેવાં પુસ્તકો લખવાનું શરૂ કરી દીધું હતું. બબલભાઈ મહેતાએ થાપણામાં ભીંતપત્રો દ્વારા નિરક્ષરોને સમાચાર પહોંચાડવાનું અને તે રીતે આડકતરી રીતે લખતાં વાંચતાં કરી દેવાનું શરૂ કરી દીધું હતું. આ પ્રવૃત્તિને કોન્ગ્રેસ તરફથી ઘણો સારો વેગ મળ્યો અને રાષ્ટ્રિય સરકાર સત્તારૂઢ થતાં આ પ્રશ્ન આજે

લેખક :
શ્રી પી. સી. શાહ
એમ. એ., બી. ટી.

દેશોમાં બની રહેલી નવાજૂનીથી વાકેફ રહે, તે ધીમે ધીમે રાજકારણને સમજતો થાય. તેને પરિણામે રાષ્ટ્રિય સરકારનું અમુક પગલું દેશને, માટે કેટલું હિતકર છે કે અહિતકર છે તેનો નિર્ણય પોતાને માટે પોતે કરી શકે.

**પદ્ધતિ**–શહેર કે ગામડાંના જે વિસ્તારમાંથી પ્રૌઢો આવતા હોય તેમને અનુલક્ષીને, તેમનાં જીવન અને માનસને ધ્યાનમાં રાખીને પદ્ધતિ યોજાય તો તે વધુ ફલદાયક નીવડે છે. જેમકે મીલ વિસ્તારમાંથી આવનાર પ્રૌઢો બહુધા થાકેલા હોય છે. તેમને કથા વાર્તાથી શરૂઆત કરી પછી વાંચવા લખવાના રાહુપર લેવામાં આવે તો તે કંટાળે નહીં. તેમ ગ્રામ વિસ્તારના નિરક્ષર પ્રૌઢોનું લક્ષ્ય ભક્તિ પ્રત્યે વધુ પ્રમાણમાં હોય છે.તેથી અઠવડિયાના બે દિવસ ભજન માટે, બે દિવસ કથા–આખ્યાનો માટે અને બાકીના બે દિવસો લખવા, ગણવા પાછળ ગાળવામાં આવે તો તેઓ હોંસે હોંસે આવે અને ભણે. જાણીતા પરથી અજાણ્યા પર જવું એ શિક્ષણનું સૂત્ર જેમ બાળકો માટે છે, તેમ પ્રૌઢો માટે પણ છે એ ભૂલવું ન જોઈએ.

૬. **શિક્ષકનું કાર્ય**–ગામડાંમાં ખપી જાય–ગામડાંની માટીમાં ભળી જાય તેવા શિક્ષકો મળી આવે તોજ આ કાર્ય સફળ થાય. બાકી બહારની શિક્ષકો કદાચ તેમને અક્ષરજ્ઞાન આપી શકે પણ જીવન જીવવાની કળા તો નહીંજ આપી શકે.

હિંદ ખેડૂતોનો દેશ છે અને જે દિવસે પ્રૌઢશિક્ષણની જ્યોતિ, ખેડૂતોના માર્ગને અજવાળશે, તેમને 'સાક્ષર' બનાવી તેમના જીવનમાં નવી જ્યોત ચમકાવશે તે દિવસે હિંદનો સિતારો અજબ રીતે ચમકશે. ખેડૂતોની આબાદી અને આઝાદીમાં હિંદની આબાદી અને આઝાદી સંમાયેલાં છે તે આપણે ન ભૂલીએ.

—=:૦:=—

## ગાજે એકજ ગાન

ગાજે એકજ ગાન, કવિ તું
ગાજે એકજ ગાન
માનવતાનું ગાન
કવિ બસ, ગાજે એકજ ગાન.



તિમિરતા છો ચોગમ વ્યાપી
ભલે રહે-ના તેજની ઝાંખી
જલી જલી તું ઘોરને દે'દી

ગાજે એકજ ગાન; કવિ તું
ગાજે એકજ ગાન
માનવતાનું ગાન.

ડગલે ડગલે માનવ જ્યારે
હાય કુટાતો જીવન રાહે
ધ્રુવ શો' તારો થઈ તું ત્યારે–



ગાજે એકજ ગાન, કવિ તું
ગાજે એકજ ગાન
માનવતાનું ગાન

—રજનીકાન્ત દલાલ—

.નો. છોકરી જશે.
મરણ કરતી નથીને

# ધરમદાસનું

| : પાત્રો : | |
|---|---|
| ધરમદાસ: | એક આધેડ વયનો શેઠીઓ |
| મંજરી: | તેની પત્ની |

| : પાત્રો : | |
|---|---|
| ભગવાનદાસ: | ધરમદાસનો જૂના જમાનાનો મિત્ર |
| સુશીલા: | તેની પત્ની |

# બે ★ સ ★ તું ★ વ ★ ર્ષ

સ્થળ: મલબારહિલ પર બંગલો. | સમય: સવારે સાડા આઠ

## પ્રવેશ ૧ લો

ધરમદાસ : મંજરી! આજે બેસતું વર્ષ! જણાય છે પણ ખરું! મારા મનમાં પણ એવો ઊંડે ઊંડેથી ખેદ, અસંતોષ દિલગીરી વગેરે લાગે છે.

મંજરી : હું તમને હમણાં એંજ પૂછવાની હતી. પણ એવું શું છે?

ધરમદાસ : ના, ખાસ તો કશુંય નથી. પણ વર્ષો પહેલાં હું નાનો હતો, તું પણ નાની હતી. પરણેલાં પણ નહોતાં માત્ર વિવાહ થયેલા. તે વખતે આ આપણો આવડો મોટો બંગલો આવે શુભ ટાંકણે કેવો ગાજ રહેતો હતો!

મંજરી : તમારાં સગાંવ્હાલાં, સસરાજીના દોસ્તદારોનાં છોકરાં વગેરે મળીને પોણોસો માણસ તો સહેલાઈથી ભેગું થઈ જતું હતું.

ધરમદાસ : અને અડોશી-પડોશીના માણસો અને છોકરાં તો જુદાં!

મંજરી : બેસતે વર્ષે ત્રણ ત્રણ ભટ અને આઠ દસ બૈરાં રસોડામાં હોય છતાં બપોરે એકાદ બે વાગ્યા સુધી તો જમવાનાં ઠેકાણાં નહિ હોય!

ધરમદાસ : અને તે દરમ્યાન સવારે સાડા ચાર-પાંચ વાગ્યાના ઊઠયા હોઈએ તે જમતીવખત સુધી બધાં મોટાં કે નાનાંનાં મોં ચાલતાંજ હોય.

મંજરી : અને છતાં કોઈ મોટેરૂં છોકરાને ખાવાનું બંધ કરવાનું કહેવા જાય તો સસરાજી એની ધૂળ ઝટકી નાખે

ધરમદાસ : બા મોટાં મોટાં ટેબલ ઉપર એકેએક જાતનાં ફરસાણ અને એકેએક જાતની મીઠાઈ લઈને, જમાવીને બેઠાં હોય.

મંજરી : અને જેમ જેમ ખાવાનું ખૂટતું જાય તેમ તેમ ઘાંટો પાડીને સાસુજી કોઈને પણ એ વસ્તુઓ પાછી ટેબલ ઉપર મૂકવાનો હુકમ આપતાં જ હોય.

ધરમદાસ : અને બાપાજી રૂપિયા, અરધા, પાવલીઓના ખૂમચા ભરીને બેઠા હોય.

મંજરી : તે વખતે સારે ટાણે કાગળીઆંના રૂપિયાને તો કોઈ હાથમાં પકડેજ નહિ ને.

અનુભનુને માથી બા!
નાખુશ હો. માણાબા હાથમાં
ધીરજથી રહો સ્વ, ચાહ, અને
ખાતું લઈને
તદ્દન નાનાં ગામ
આજે તો પણ

લેખકઃ
શ્રી ધનસુખલાલ મહેતા

ધરમદાસ : અને ગમે તે છોકરું આવે તો ત્રણ રૂપિયા અને છોકરી આવે તો બે રૂપિયા, આપવાનાજ. કોઈ સ્નેહીનાં છોકરાં ન આવે તો ધાંટાધાંટ થઈ રહે અને પાસે હોય તો તો તેડવા માણસ પણ મોકલાય.

મંજરી : પેલા છગનકાકા એકલાજ આવેલા, ઘેર છોકરાંઓને મૂકીને, તે કેવા એમને સસરાજીએ ખંખેરેલા !

ધરમદાસ : પેઢી ઉપરના હમાલોમાં ય તે કોને કેટલાં છોકરાં છે તે બાપાજી જાણે અને તેઓ પણ બેસતા વર્ષને દિવસે બંગલે નહિ આવે તો એમનું આવી જ બન્યું.

મંજરી : અને હમણાં તો તમે કહેતા હતા ને કે લિમિટેડ કંપનીઓમાં પંદર પંદર વર્ષ કામ કરીને અશક્ત થઈ ગયેલ કલાર્કોનાં નામ પણ શેઠીઆઓ નહિ જાણતા હોય !

ધરમદાસ : અરે નામનું તું કયાં રડે છે! તે લોકો પોતાની ઓફિસમાં છે કે નહિ તેની પણ તેમને ખબર ન હોય ! મારા અનુભવની આ વાત છે.

મંજરી : અને ફટાકા ફોડવાની કેવી મજા !

ધરમદાસ : અને ગરીબનાં છોકરાંઓને આપણે કેવા છૂટે હાથે ફટાકા આપતાં !

મંજરી : સવારના ચાર વાગ્યાથી બહાર ગામના તેમજ અહીંના સાલમુબારકના ટેલીફોન આવ્યાજ કરે.

ધરમદાસ : અને ત્યારથી ઘરમાં આવણ જવણ શરૂ થાય તે ઠેઠ સાંજ સુધી.

મંજરી : અને વચમાં ત્રણ ત્રણ ચાર ઘોડાગાડીમાં મહાલક્ષ્મી માતા જઈ આવીએ તે તો જુદાં.

ધરમદાસ : એક વાર યાદ છે! ઘોડાગાડીમાં—આપણે પંદર છોકરાં બેઠાં હતાં !

મંજરી : કેમ યાદ ન હોય! અને તે વેળા—હું...હું તમારા ખોળામાં ન છૂટકે બેઠી હતી !

ધરમદાસ : અને આખા રસ્તે હોહો, હોહો, બીજી વાત નહિ.

મંજરી : છોકરાંઓથી ભરપૂર ગાડી નીકળે એટલે જ લોકો જાણી જાય કે આ મોરારશેઠને ત્યાંનું સરઘસ ચાલ્યું. એ જમાનો ગયો હવે !

ધરમદાસ : સાપ ગયા તેના લીસોટા પણ હવે રહ્યા નથી. એય ભૂંસાઇ ગયા છે.

મંજરી : આપણે તો જૂની ટેવ પ્રમાણે સાડાચારનાં ઊઠયાં છીએ પણ માંડ એકાદ બે ફોન આવ્યા હશે. ખરું ને

ધરમદાસ : હા, પણ એ બંને કામના હતા. એકેમાં 'સાલમુબારક' નહોતું.

મંજરી : મારાં પિયરમાં પણ જુઓને, મોટાભાઈ અને બે બહેનો દિવાળી માટે બહારગામ ચાલ્યાં ગયાં છે.

ધરમદાસ : અને તારો એક ભાઇ અહીં છે તે તો 'સાલમુબારક' કહેવાના રિવાજને જંગલી કહે છે.

મંજરી : હા. એમ જ છે ને.

ધરમદાસ : અને મારાં ભાઈ બહેનોમાં પણ કોણ અહીં છે? કોઈ નથી, અને દોસ્તોમાં પણ ત્રણ ચાર ફોન કર્યા જોયા પણ કોઈ ઘરમાં નથી.

મંજરી : એ બધા પણ બહારગામ ઉપડી ગયા હશે. અને આપણો પોતાનોજ છોકરો મહાબળેશ્વર ગયો છે.

ધરમદાસ : અને છોકરી કલાકારો જોડે અજંતા વગેરે સ્થળોએ કલાકૃતિઓ જોવા ગઈ છે.

મંજરી : આગલા જમાનામાં આવડો બંગલો પણ સરઅવસરે નાનો પડતો.

ધરમદાસ : અને અત્યારે આવડા બંગલામાં આપણે ચાર—બે આપણે અને બે આપણાં છોકરાં.

મંજરી : એ બે પણ હવે કેટલા દહાડા? પરણ્યા એટલે છોકરો પણ મરીન ડ્રાઇવ ઉપર જવાનો. છોકરી જશે સાસરે. એટલે રહીશું આપણે બે.

ધરમદાસ : હા, એ ખરું. પણ એમ તો એમ. પણ તું પણ એવા એક ફ્લૅટમાં જવાની મરજી કરતી નથીને

[સુશીલા કોફીને સુરણ-હલી' રકાબીમાં લઈ આવે છે.]

ધરમદાસ : તમારે પોતાને કેટલાં છોકરાં ?

ભગુભાઈ : અમારે બે છોકરા અને એક છોકરી. છોકરાને એક છોકરી છે અને છોકરીને બે છોકરાં છે.

ધરમદાસ : અને બીજા બધાં છોકરાંઓ ?

ભગુભાઈ : હવે એમાં તે વળી પૂછવાનું હોય ! હું મોટો ભાઈ ગણાયો એટલે સપરમો દહાડો આવવો જોઈએ ! કોઈ નોતરાંની પણ રાહ ન જુએ. બે નાનાભાઈ, તેમની વહુઓ, એક બહેન, તેનાં છોકરાં, ભાઈઓનાં છોકરાં વગેરે ચાલ્યાંજ આવે.

મંજરી : ત્યારે તો તમારા પુત્રો અને પુત્રી પણ—

ભગુભાઈ : અરે, એમા વળી પૂછવાનું શું ? મોટો દીકરો અને દીકરી પરગામ હતાં તે પણ ગમે તેમ કરીને આવી પહોંચ્યાં. એમને બીજે ગોઠે જ નહિ ને.

ધરમદાસ : હં હં, આજે સવારથી બધાં આવ્યાં હશે !

ભગુભાઈ : ઓહો ! અરે ધરમદાસ ! એમ આ બધાં મને છોડે એમ હતાં ! એ બધાંનો મુકામ વાઘબારસથી અહીં છે અને દર વર્ષે એમ જ એ લોકો કરે છે. હવે આવતી કાલે બધાંની કેમ્પ ઉપડવાની.

મંજરી : ત્યારેજ મજા આવેને ?

ભગુભાઈ : માફ કરજો, પણ તમારે ત્યાં—

ધરમદાસ : ભાઈ બહેનો પરગામ છે. છોકરો મહાબળેશ્વર ગયો છે દોસ્તો જોડે અને દીકરી ગઈ છે અજંતાની કલા જોવા.

સુશીલા : ભાઈ, શું કામ નહિ જાય !

મંજરી : હા—જાય—આ જમાનામા બધાં સ્વતંત્ર છે.

સુશીલા : હાસ્તો.

[મોટરનું ભૂંગળું વાગે છે. છોકરાંઓ ધમાધમ કરતાં આવે છે. ફટાકાનાં પેકેટો બતાવે છે. ધરમદાસ અને મંજરી ઊઠે છે.]

મંજરી : ચાલો, હવે અમે જઈએ. કોઈ વાર જરૂર આવજો. સુશીલા બહેન, ભગુભાઈ !

ભગુભાઈ : હવે કાંઈ છોડવાના છીએ !

ધરમદાસ : સાલમુબારક, સુશીલાબહેન, સાલમુબારક, ભગુ !

સુશીલા : સાલમુબારક ભાઈ.'

મંજરી : છોકરાંઓ, સાલમુબારક !

ધરમદાસ : મોટેથી બોલો, સાલમુબારક !

છોકરાંઓ : (મોટા ચાટા પાડીને) સા-લ-મુ-બા-ર-ક ! સાલ મુબારક !! સાલમુબારક !!!

# ફરતાં છબીઘરો

શ્રી પીતામ્બર પટેલ
એમ. એ.

વર્તમાન વૈજ્ઞાનિક સંશોધનોએ આપણને માહિતી અને પ્રચારનાં જે વિધ વિધ સાધનો આપ્યાં છે તેમાં છબીઘર—સીનેમા—બહુજ મહત્વનું સ્થાન ધરાવે છે. આજના સામાજિક જીવન ઉપર સીનેમાની વ્યાપક અસર સમજાય તેવી છે. સાંભળેલાં વ્યાખ્યાનો કદીક વીસરાઇ જાય છે, વાંચેલાં પુસ્તકો કદાચ ભૂલી જવાય છે પરંતુ જોયેલાં ચિત્રો મન ઉપર જે ગાઢ અસર પાડે છે તે ચિરંજીવી છે. છબીઘરની આ અખૂટ પ્રચારશક્તિનો સદુપયોગ સમાજઘડતરના એક સબળ અંગ તરીકે થઇ શકે તેમ છે. લખી વાંચી શકતા નથી એવા લોકોને ફિલ્મચિત્ર દ્વારા જરૂરી જ્ઞાન આપી શકાય છે. ગામડાં-ગામમાં યોગ્ય પ્રચાર અર્થે 'ફરતાં' છબીઘર યોજવાની વ્યવહારૂ કલ્પના પ્રસ્તુત લેખમાં જે વિચારાઇ છે તેનો વાંચકો અવશ્ય લાભ લે તેમ ઇચ્છીએ.

કલામાત્રનું કામ રસાસ્વાદ કરાવવાનું છે. કલા આનંદ આપે છે; મનોરંજન કરે છે. પણ કલા આટલેથી અટકતી નથી. આનંદ સાથે તે 'કંઇક' કહે પણ છે. રંજન સાથે ઉદ્બોધન પણ કરે છે. કલા રસમાં તરબોળ કરી મંગલમાર્ગે જવાની પ્રેરણા આપે છે. કલા જનમનરંજન કરી જનકલ્યાણ કરે છે. કલામાં આવી તાકાત છે એથી તો તેની આટલી કદર થાય છે.

ફિલ્મચિત્ર એ પણ કલાનો એક પ્રકાર છે. ફિલ્મચિત્રનો પ્રધાન ધર્મ મનોરંજન કરાવવાનો છે. આજે તો ફિલ્મચિત્ર જેવું મનોરંજનનું વ્યાપક સાધન બીજું એકે નથી. પહેલાં નાટક જનસમુહનું રંજન કરતું હતું. પણ ફિલ્મ ચિત્ર તો નાટક કરતાંય ઘણુંજ આગળ વધી ગયું છે. હિંદભરમાં ફિલ્મચિત્ર પહોંચી ગયું છે અને દિવસે દિવસે તેનો પ્રચાર વધતો જાય છે. ફિલ્મચિત્ર જે રીતે તેનો વિકાસ સાધી રહ્યું છે એ જોતાં તેની અસરો છાની રહેતી નથી. જરૂર, ફિલ્મચિત્રમાં કેટલાંક ખરાબ તત્વો છે. એને દૂર કરવાં જોઇએ. બાકી ફિલ્મચિત્રનો ઉપયોગ થઈ શકે તેમ થતો નથી.

## અખૂટ પ્રચારશક્તિ

ફિલ્મચિત્ર, બીજી કલાઓથી એક રીતે જુદું પડે છે. એ મનોરંજન કરાવે છે એ સાથે તેનામાં પ્રચારની જબ્બરદસ્ત શક્તિ ભરેલી છે. પ્રચારનાં બધાં સાધનોમાં ફિલ્મચિત્ર મોખરે રહે છે. છાપાંઓ જે કામ કરી શકતાં નથી, રેડિયો જે કામ કરી શકતો નથી ત્યાં ફિલ્મચિત્ર કામિયાબ નીવડે છે. ફિલ્મચિત્રમાં જે અખૂટ પ્રચારશક્તિ છે એનો ઉપયોગ યુરોપ અને રશિયાએ યુદ્ધના વર્ષોમાં પૂરેપૂરો કર્યો છે. ફિલ્મની એ તાકાતથી હિંદસરકાર પણ અજાણી હોય એમ લાગતું નથી. એટલા માટે તો સરકાર માહિતી અને પ્રચાર ખાતું ચલાવે છે. અને એ ખાતાં દ્વારા સમાચાર ચિત્રો, માહિતી ચિત્રો અને દસ્તાવેજી ચિત્રો તૈયાર કરાવે છે. આ પ્રવૃત્તિને વધુ વેગવાળી બનાવી શકાય.

બીજું જ્યાં પ્રચાર કરવાનો છે ત્યાંજ એ વેગવન્ત બનવો જોઇએ. શહેરોમાં છાપાંઓ છે રેડિયોની સગવડ છે. ગામડાંઓમાં એમાંનું કંઈ નથી. આથી ગામડાંઓ નવી વાતોથી વંચિત રહે છે. દેશમાં શું ચાલી રહ્યું છે, આપણા નેતાઓ શું કહે છે અને આપણી સરકાર શું કરવા માગે છે એ બધી વાતો ગામડાંઓ સુધી પહોંચાડવાની જરૂર છે. ગામડાંઓમાં ભણેલા ઓછા; એટલે છાપાં જાય તોયે વાંચે કેટલા? બીજું ખેતીના કામમાં મજૂરી કરીને થાકીપાકીને આવેલો માણસ છાપું વાંચવા ક્યાંથી પ્રેરાય? વીજળીના અભાવે રેડિયો તો ગામડાંઓમાં વપરાય પણ ક્યાંથી? આવી પરિસ્થિતિને લીધે ગામડાં પછાત રહ્યાં છે.

આજે દેશને અનાજની જરૂર છે. આપણા નેતાઓ લગભગ રોજ યાદ દેવડાવે છે કે વધુ અનાજ વાવો. પણ આ વાત ગામડિયાના કાન સુધી મુશ્કેલીએ પહોંચે છે. જો લોકોને એ વસ્તુ ચિત્રદ્વારા કહેવામાં આવી હોય તો તેના ગળામાં બરાબર ઉતરી જાય! ફિલ્મચિત્ર પ્રચાર જરૂર કરે છે. પણ તે લુખ્ખો પ્રચાર કરતું નથી. માણસ ભાષણોથી કંટાળે છે. પણ તે ચિત્રપટથી નહિ કંટાળે. મનોરંજન સાથે પ્રચાર કરવામાં આવે તો તે સારી અસર કરશે. એજ રીતે દારૂ નહિ પીવો એમ કહેવું એના કરતાં દારૂ પિનારની અને તેના કુટુંબની કેવી દયાજનક કરૂણ દશા થાય છે એ વસ્તુ ચિત્રદ્વારા બતાવવામાં આવી હોય તો જોનારના મનમાં એ વાત બરાબર ઠસી જાય. આ કામ આજે યુરોપ, અમેરિકા અને રશિયા જેવા બીજા દેશોમાં થઇ રહ્યું છે. આપણી સરકારની પણ એમ ઇચ્છા છે. માહિતી અને પ્રચાર ખાતાદ્વારા દેશના ખૂણે ખૂણે સમાચાર પહોંચાડવાની સરકારની મુરાદ છે.

## ઉપયોગ કેમ કરવો?

અહીં સ્વભાવિક પ્રશ્ન એ થાય કે ગામડાંઓમાં ફિલ્મચિત્ર કેવી રીતે દેખાડવું? ગામડાઓમાં નથી છબીઘરો નથી વીજળી! ગામડા ગામમાં વળી ફિલ્મચિત્ર [illegible] રીતે દેખાડી શકાય? પ્રશ્ન સાચો છે. પણ તેનો રસ્તો [illegible]ડી શકાય એમ છે. આજે પણ કેટલાંક 'ફરતાં' (ટુરીંગ) [illegible]બીઘરો છે. એક મોટરમા ફિલ્મ દેખાડવાનો જરૂરી સામાન [illegible]હી શકે છે. એ મોટર એક ગામથી બીજા ગામ રાત્રે ફિલ્મ દેખાડતી ફરે છે. મેળાઓમાં પણ આવાં 'ફરતાં' છબીઘરો તંબુઓમાં ફિલ્મ દેખાડે છે. આજે તો ૧૬ એમ.એમ.ની પટ્ટી પર પણ ફિલ્મ દેખાડી શકાય છે. ૧૬ એમ. એમ.ની પટ્ટીથી ફાયદો એ થાય છે કે એનુ કદ ઘણું નાનુ હોઇ હેરફેરમાં મુશ્કેલી આવતી નથી. બીજું ૧૬ એમ. એમ.ની પટ્ટી બળતી નથી. એથી આગ લાગવાનો ભય ઓછો છે. અને માટેનું પ્રોજેકટર પણ ઘણું નાનું હોય છે. એ બધો સામાન એક મોટી પેટીમાં પણ સમાઇ શકે છે. એ ખર્ચાળ પણ નથી. આ રીતે જો ફરતાં છબીઘરોની યોજના હાથ ધરવામાં આવે તો ગામેગામ ફિલ્મચિત્ર દ્વારા પ્રચાર થઈ શકે.

આ કામ લોકલબોર્ડો અને ગ્રામપંચાયતો કરી શકે. આજે લોકલબોર્ડો ગામડાંના આરોગ્ય માટે સ્લાઇડો તો દેખાડે છે. એને માટે પ્રચાર પણ કરે છે. એને બદલે જો ફિલ્મદ્વારા પ્રચાર કરવામાં આવે તો તે અસરકારક નીવડશે. લોકલબોર્ડે પ્રોજેકટરવાળી એક મોટર રાખવાની રહેશે. એની પહેલાં સમાચાર ચિત્રો, માહિતી ચિત્રો અને પ્રચાર ચિત્રો સરકાર પૂરાં પાડે. હિંદ સરકારની આવી યોજના છે એટલે જરૂરી ચિત્રો તો મળી રહે. દરેક તાલુકા દીઠ વધુ નહિ તો એક મોટર રાખવામાં આવે તોય ચાલે. તે મહિનામાં તો આખા તાલુકામાં ફરી વળે. દર મહિને નવાં ચિત્રો દેખાડવાનો પ્રબંધ કરવો જોઇએ. આ યોજના ખર્ચાળ પણ નથી. જો ગ્રામ-પંચાયતો ધારે તો આ કામ ઉપાડી શકે છે. ગામ ખાતે એક પ્રોજેકટર ખરીદવાનું. ૧૬ એમ. એમ.ના ફીલ્મ ભાડેથી પણ મળી શકે છે. લોકલબોર્ડ મારફત કે તાલુકા કચેરી મારફત પણ મેળવી શકાય. કેટલીક જગ્યાએ આ કામ શરૂ પણ થયું છે. આ કામ વહેલાં બહોળા પ્રમાણમાં થાય તો સારૂં!

## શિક્ષણનું માધ્યમ

હવે તો શિક્ષણના માધ્યમ તરીકે પણ ફિલ્મચિત્રને કામે લગાડવાની યોજનાઓ અમલમાં મૂકાઇ રહી છે. વિજ્ઞાન, ભૂગોળ અને ઇતિહાસ જેવા વિષયો તો ફિલ્મ-ચિત્રો દ્વારા સુંદર રીતે શીખવી શકાય છે. પડદા પર જોયેલી વાત વિદ્યાર્થીઓના મનમાં એવી તો અંકિત થઈ જાય છે કે એ કદીય મનમાંથી ભૂંસાતી નથી. એવી જ અસર એ ગ્રામજનતા પર કરી જાય છે. ગ્રામસુધારણાનું કાર્ય ભાષણો કરતાં ફિલ્મચિત્ર દ્વારા વધુ સરળ થશે. ગામડાંએ દેશ માટે શું કરવું જોઇએ? શા માટે વધુ અનાજ ઉગાડવું જોઇએ? શા માટે વ્યસનોના ગુલામ ન બનવું જોઇએ.........એ બધા પ્રશ્નોને ફિલ્મચિત્ર સરસ રીતે પડદા પર રજૂ કરી શકશે.

## ગ્રામોદ્ધાર એટલેજ રાષ્ટ્રોદ્ધાર

હિંદ ગામડાંઓનું બનેલું છે. જ્યાં સુધી ગામડાં અજ્ઞાન છે, ગંદકીમાં સબડેલાં છે, ગરીબાઇમાં ડૂબી ગયાં છે, ત્યાં સુધી દેશ સમૃદ્ધ થવાનો નથી. ગ્રામો-દ્ધાર એ દેશને સમૃદ્ધ કરવાનો એક સાચો માર્ગ છે. ગાંધીજી બતાવી ગયા છે એ સાધનો દ્વારા જ ગ્રામોદ્ધાર થઈ શકશે. પણ હજી ગામડાંઓના મનમાં એ વાત ઠસાવવાની જરૂર છે. જો આપણા નેતાઓના શબ્દો

ગામડાંઓ સુધી પહોંચી શકે તો ઘણું કામ થઈ શકે. આજે આપણો દેશ એવા તબક્કે આવી પહોંચ્યો છે કે ગામડાંઓને જગાડ્યા સિવાય છૂટકો નથી. ગ્રામોદ્ધાર કર્યા વગર પણ છૂટકો નથી. અને આગળ જોઈ ગયા તેમ ફિલ્મચિત્ર એ કામ વધુ સારી રીતે કરી શકે તેમ છે. દેશના નવઘડતર માટે ફિલ્મચિત્રને વિનાવિલંબે કામે લગાડી દેવાની જરૂર છે. 'ફરતાં' છબીઘરોની યોજના અમલી બનાવવાની જરૂર છે.

ચાલુ છબીઘરોમાં સમાચાર ચિત્રો અને માહિતી ચિત્રો ફરજિયાત રીતે દેખાડવાનો પ્રબંધ થઈ શકે. અગાઉ યુદ્ધપ્રચાર ચિત્રો દેશભરમાં ફરજિયાત રીતે દેખાડવામાં આવતાં હતાં. હવે શા માટે ન દેખાડી શકાય? આપણી પ્રજાકીય સરકાર આપણા માટે શું કરી રહી છે એ જોવા કોણ આતુર ન હોય! દારૂબંધીની યોજના સફળ બનાવવા માટે પણ ફિલ્મ દ્વારા મજુર ચાલીઓમાં, નજીકના ગામડાંઓમાં પ્રચાર કરવો જોઈએ. એને માટેનાં ખાસ ટૂંકાં ચિત્રો તૈયાર કરાવવાં જોઈએ. ફિલ્મચિત્ર પોતે ખરાબ નથી. એની પાસે જેવું કામ લેવું હશે તેવું લઈ શકાશે. પ્રજાકીય સરકાર ગ્રામોદ્ધારને માટે હિન્દમાં જરૂર કંઈક કરશે અને એને માટેનાં ચિત્રો પણ તૈયાર કરશે એવી આશા રાખવી વધુ પડતી નથી.

---

# રાષ્ટ્રની તાકાત વધારો



# અ ણુ સૃ ષ્ટિ ની
# અ જા ય બી

આજથી પાંચજ વર્ષ પહેલાં 'અણુ' શબ્દ માત્ર પ્રયોગશાળાઓમાં સંભળાતો હતો. ૧૯૪૫ ના ઑગષ્ટ માસમાં જપાનનાં બે મોટાં શહેરો અણુબોંબથી તારાજ થયાં ત્યારેજ સામાન્ય માણસે જાણ્યું કે વિજ્ઞાનીઓએ કોઈ પ્રચંડ શક્તિ શોધી કાઢી છે. અણુબોંબ મોટી વસાહતને સાફ કરી નાખે એટલી તાકાતવાળો છે એ હકીકતથી વધારે અણુ સંબંધી જ્ઞાન તો આજે પણ સામાન્ય માણસ પાસે નથી. અણુ એટલે શું? એમાં આટલી વિનાશક શક્તિઓ ક્યાંથી આવી? એ શક્તિ કેવી રીતે ઉત્પન્ન થઈ? આ વાતોના સંબંધમાં તો એ અજ્ઞાતજ છે.

**અણુસંશોધનનો પ્રારંભ :**

અણુસંશોધનનો યશ આપણી શતાબ્દિનેજ મળ્યે છે. વીસમી શતાબ્દિની શરૂઆતથીજ વિજ્ઞાને અણુક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે અને આજે જ્યારે અર્ધો સૈકો વીત્યો નથી ત્યાં તો માનવ અણુભારેલી શક્તિનો સ્વામી બની બેઠો છે. આવતા યુગના માનવો માટે એક અમૂલ્ય અને અખૂટ શક્તિભંડાર ખુલ્લો થયો છે. શક્તિ એ પણ એક પ્રકારની દોલત છે અને દોલત કેફી વસ્તુ છે. જો માનવી આ શક્તિના કેફમાં ચકચૂર બનીને ભાન ભૂલ્યો તો તે સારીયે માનવજાતિનું નિકંદન નોતરશે અને જો એ શક્તિ માનવશ્રેયને માટે વપરાશે તો આવતી કાલનું જગત ભૌતિક સમૃદ્ધિની ટોચે બિરાજશે.

અણુસૃષ્ટિ તો પરીકથાઓમાં આવતી દુર્ગમ સૃષ્ટિ જેવી છે. જેમ કોઈ સુવર્ણસુંદરીનો મહેલ અગમ્ય જંગલો અને દુર્લંઘ દિવાલોની પેલે પાર આવેલો હોય છે એમ અણુસૃષ્ટિ પણ સૂક્ષ્મતાઓનાં પડોમાં સંતાએલી પડી છે. એનું દર્શન માત્ર સ્થૂળ દૃષ્ટિથીજ નહિ પામી શકાય. આપણાં કલ્પનાચક્ષુને પણ સતેજ બનાવીને આગળ વધશું તોજ એ સૃષ્ટિનું સંતોષકારક દર્શન કરી શકશું.

: લેખક :
'અણુશાસ્ત્રી'

**અણુ એટલે શું?**

અણુની સૃષ્ટિમાં ઊંડા ઉતરીએ તે પહેલાં અણુનો પરિચય મેળવી લેવો જોઈએ. પૃથ્વી ઉપર જેટલા પદાર્થો જોઈએ છીએ તેના બે પ્રકાર છે. (૧) મૂળ પદાર્થો અને (૨) રસાયણ સંયોગથી બનેલાં પદાર્થો. સોનું, રૂપું, ગંધક, લોઢું, રેડીઅમ વગેરે મૂળપદાર્થો છે. પાણી, કાચ, મીઠું વગેરે રાસાયણિક સંયોજનો છે. મૂળ પદાર્થને તોડવામાં આવે તો એનાં નાનાં કણો બને છે. તોડતાં તોડતાં એવું સૂક્ષ્મ કણ મેળવવામાં આવે કે જેના વધારે ભાગલા શક્ય નથી અને જે સૂક્ષ્મ કણમાં મૂળપદાર્થનાજ ગુણ રહેલા છે એને અણુ કહે છે. આવા લાખો અણુઓના સંયોગથી પદાર્થનું બંધારણ થાય છે. ઓગણીસમા સૈકાના અંત સુધી વિજ્ઞાનીઓ એમજ માનતા કે પદાર્થનું સૂક્ષ્મતમ રૂપ અણુ છે અને એ દૃષ્ટિએ જુદા જુદા પદાર્થોનાં સૂક્ષ્મ રૂપો જુદા જુદા ગુણોવાળા અણુઓ છે. ઉપર ગણાવેલા મૂળ પદાર્થોની સંખ્યા આજે તો ૯૨ છે. પરંતુ ગયા સૈકાની શરૂઆતમાં માત્ર ૨૭ પદાર્થોજ ઓળખી શકાયા હતા. આ ૨૭ પદાર્થોના ગુણોમાં કંઈક નિયમિતતા દેખાતી હતી. વિજ્ઞાનીઓ તો તણખલાંનાં દર્શનથી આખું જંગલ શોધી કાઢે એવા સૂક્ષ્મદૃષ્ટિવાળા હોય છે એટલે ધીમે ધીમે તેઓએ મૂળપદાર્થોની પંક્તિમાં આવે એવા ઘણા પદાર્થ શોધી કાઢ્યા. આ સૂચિનો પહેલો પદાર્થ હાઈડ્રોજન વાયુ છે અને છેલ્લો પદાર્થ યુરેનીઅમ છે. રશિયન વિજ્ઞાની મેન્ડેલેવે ઈ. સ. ૧૮૬૯ માં નવો પ્રકાશ પાડ્યો. એણે નક્કી કરી આપ્યું કે જુદા જુદા પદાર્થના અણુઓનું જુદું જુદું વજન હોય છે. એ વજનને અણુભાર [atomic-weight] કહેવાય છે. હાઈડ્રોજનના અણુ કરતાં કાર્બનનું અણુ બારગણું, ઓક્સિજનનું સોળગણું, ગંધકનું બત્રીસ ગણું, અને યુરેનીઅમનું અણુ બસો આડત્રીસગણું ભારે હોય છે. આ શોધ પછી પદાર્થોને અણુભાર પ્રમાણે ક્રમમાં ગોઠવવામાં આવ્યા. જુદા જુદા પદાર્થોના ગુણોમાં દેખાઈ આવતી એક પ્રકારની નિયમિતતાનો અભ્યાસ કરીને મેન્ડેલેવે કેટલાક મૂળ પદાર્થોના અસ્તિત્વની આગાહી પણ કરી આપેલી અને પ્રયોગોને પરિણામે એવા પદાર્થો શોધી શકાયા પણ ખરા. આ બધી પ્રગતિ થઈ એ ખરું પણ ઓગણીસમી શતાબ્દિના અંત

સુધી અણુની સૂક્ષ્મના બીનહરીફજ રહી અને પદાર્થનું નાનામાં નાનું રૂપ અણુજ લેખાતું.

## અણુથી સૂક્ષ્મતર વિદ્યુતકણની શોધ

ઓગણીસમી શતાબ્દિના સંધ્યાકાળે ટોમ્સન નામના વિજ્ઞાનીએ એક નવી જાતના કણની શોધ કરી. હવા કાઢી નાખી હોય એવી નળીમાંથી વિદ્યુતપ્રવાહ પસાર કરતાં એમાં પ્રકાશનો પટ્ટો રેલાયો અને એ પટ્ટાનો અભ્યાસ કરતાં માલુમ પડ્યું કે એ અસંખ્ય સૂક્ષ્મ કણોનો બનેલો હતો. આ કણ વિદ્યુતઅણુ [ Electron ] કહેવાયું. આ કણોમાં ઋણ વિદ્યુતભાર (negative charge) પણ રહેલો હતો. મિલિકન નામના વિજ્ઞાનીએ નો અવનવા પ્રયોગો કરીને આ સૂક્ષ્માતિસૂક્ષ્મ કણનું વજન પણ નક્કી કરી નાખ્યું. એણે સિદ્ધ કરી આપ્યું કે આ નવી જાતનાં વિદ્યુત-અણુનું વજન હાઇડ્રોજનના અણુ (atom) કરતાં ૧/૧૮૪૦ મા ભાગનું છે. વિજ્ઞાનીઓએ પ્રયોગો કરીને નક્કી કર્યું કે ગમે તે પદાર્થોમાંથી છૂટાં પડતાં વિદ્યુત-અણુઓ (electron) સમાન ગુણધર્મવાળાંજ છે.

## અણુનું નવું દર્શન

વિદ્યુત-અણુઓની શોધ થયા પછી અણુરચનાનો ખ્યાલ બદલાઈ ગયો. અનુમાન, તર્ક, પ્રયોગ અને પ્રાપ્ય સાધનોની મદદથી એમ નક્કી કરવામાં આવ્યું કે જે અણુને આપણે જડ કણ માનીએ છીએ તે જડ નથી પણ એ નો ગતિથી ધમધમતી એક સૂક્ષ્મ સૃષ્ટિ છે. અણુનાં પડ ઉકેલતાં માલુમ પડ્યું કે જેવી રીતે સૂર્યમંડળમાં સૂર્ય કેન્દ્રમાં છે અને એની આસપાસ નવગ્રહો ઝડપભેર પરિક્રમો કરી રહ્યા છે તેવીજ રીતે અણુમાં એક અણુકેન્દ્ર છે અને તેની આસપાસ એક કે એકથી વધારે વિદ્યુત-અણુઓ અકલ્પ્ય ઝડપથી પરિક્રમા કરી રહ્યા છે. સૂર્યમંડળમાં સૂર્યનો જથ્થો તેની આસપાસ ઘુમતાં વિદ્યુત-અણુઓના જથ્થા કરતાં ૭૫૦ ગણો છે, તેવીજ રીતે અણુમાં પણ અણુકેન્દ્રનો જથ્થો તેની આસપાસ ઘુમતાં વિદ્યુત-અણુઓના જથ્થા કરતાં સેંકડો ગણો છે. જેવી રીતે વજનદાર સૂર્ય આખા ગ્રહમંડળને ઘુમતું રાખી શકે છે તેવીજ રીતે નાનું છતાં તુલનાત્મક દૃષ્ટિએ વજનદાર અણુકેન્દ્ર પોતાની આસપાસ વિદ્યુત-અણુઓને ઘુમતા રાખી શકે છે.

અણુનું પોતાનું દર્શનજ નરી આંખે શક્ય નથી તો પછી એનાં પડમાં સમાયેલી આ લીલાનું દર્શન તો કયાંથીજ શક્ય હોય? પરંતુ પ્રચંડ શક્તિવાળાં દૂરબીનોએ અણુને દશ કરોડગણું વૃદ્ધ બનાવીને એની આછી તસ્વીર પણ મેળવી આપી છે. આધુનિક વિજ્ઞાન પાસે અદ્ભુત સાધનો છે એટલે તો એ આકાશના અવકાશને, પૃથ્વીના પેટાળને અને અણુના ઊંડાણને ભેદી શક્યું છે.

## અણુની રચના

આપણે જોઈ ગયા કે અણુમાં મધ્યસ્થ ભારે કેન્દ્ર હોય છે અને તેની આસપાસ ઝડપથી ઘુમતા એક વા અનેક વિદ્યુત-અણુઓ હોય છે. વિદ્યુત-અણુઓમાં ઋણ વિદ્યુતભાર (negative charge) હોય છે. આ વિદ્યુતભારને નાબુદ કરતા બરાબર તેટલોજ ધન વિદ્યુતભાર (positive charge) અણુકેન્દ્રમાં રહેલો હોય છે. આ કેન્દ્ર શાનું બનેલું હશે એ પ્રશ્ન ઊઠે એ સ્વાભાવિક હતું. વિજ્ઞાનીઓ મંથનમાં પડયા. અણુકેન્દ્રની રચના સમજવા માટે એને તોડવુંજ પડે. એક તો અણુ પોતે સૂક્ષ્મ-એનું કેન્દ્ર તો એથીયે સૂક્ષ્મતર, એ કેન્દ્રની આસપાસ એક સેકંડના હજારો માઇલની ઝડપે ઘુમી વળતાં, વિદ્યુત-અણુઓનું કવચ આ સંજોગોમાં અણુકેન્દ્રને તોડવું કેવી રીતે? પણ વિજ્ઞાનીઓના દિલદિમાગ જુદાંજ તત્ત્વોનાં ઘડાએલાં હોય છે. તેઓ ધીરજ છોડતા નથી અને વિચારને થંભવી દેતા નથી. તેઓએ નક્કી કર્યું કે રેડીઅમ જેવા પદાર્થોમાંથી મળતાં અસાધારણ ગતિવાળાં કરોડો સૂક્ષ્મકણોનો મારો અણુકેન્દ્ર ઉપર ચલાવીએ તો કોઈને કોઈ કણ તો અણુકેન્દ્રને ભેદવાનાંજ. આ જાતની યુક્તિથી વીસમી શતાબ્દિના બીજા દસકમાં તો અણુકેન્દ્ર ભાંગી શકાયું. અણુકેન્દ્ર ભાગ્યું ત્યારે માલુમ પડ્યું કે એમાં બે જાતનાં કણ રહેલાં હતાં. એક તો વિદ્યુત-અણુઓના વિદ્યુતભારને નાબુદ કરતા વિદ્યુતભારવાળાં પ્રાણુઓ (protons). અને બીજા કંઈપણ વિદ્યુતભર વગરનાં છતાં વજનદાર શૂન્યઅણુઓ (neutrons) જુદા જુદા પદાર્થોનાં અણુઓમાં પ્રાણુ, શૂન્યાણુ અને વિદ્યુતઅણુઓ તો હોયજ છે એટલે પદાર્થનું સૂક્ષ્મતમ રૂપ અણુ નહિ પણ આ નવાં કણો છે એમ સાબીત થયું. વિજ્ઞાનના ક્ષેત્રમાં ક્રાન્તિનું એક મોજું ફરી વળ્યું: આ શોધ પછી તો લોઢું, સોનું, રૂપું, ગંધક એ બધા

# શાહુકાર ધારો

નાણાં ધીરવાનો ધંધો કરનાર ધીરદારોની એક સત્તાવાર નોંધ રહે છે. દરેક તેવા ધંધાદારીને ધંધો કરવાનો લાઈસન્સ (પરવાનો) લેવો પડે છે. ધારામાં ઠરાવેલ રીતે ધીરધારના સોદા અને લેવડદેવડનો હિસાબ રાખવો પડે છે. વારંવાર મુકરર મુદતે કરજદારને તેનાં કરજનો હિસાબ આપવો પડે છે. વ્યાજના દર ઉપર અંકુશ મૂકવામાં આવ્યો છે; અને દામ દુપટના કાયદાના નિયમને લાગુ પાડવામાં આવ્યો છે. ધારામાં ઠરાવેલ વ્યાજની મર્યાદા ઉપરાંત કે કાયદેસર ખર્ચ ઉપરાંત લેવડ-દેવડ અંગે કોઈ બીજી રકમ ધીરદાર કરજદાર પાસેથી લઈ શકે નહિ. જે કાયદો મૂળ નાણાં ધીરનારને લાગુ પડે છે તે જ કાયદો બીજે કોઈ માણસે તે કરજ ખરીદી લીધું હોય તેને પણ તેટલો જ લાગુ પડે છે. ધીરદાર હિસાબની વીગતો આપે અને લીધેલી રકમ નક્કી કરવા કરજદાર કોઈ પણ વખતે કોર્ટને અરજી આપી શકે છે. કરજદાર કોઈ પણ વખતે લીધેલી રકમ અથવા તેનો ગમે તેટલો ભાગ લેણદારને પાછો આપી શકે છે અને જો તે આપેલી રકમ લેવાની ધીરદાર ના પાડે તો કરજદાર તે રકમ કોર્ટમાં ભરી શકે છે; નાણાં ધીરનારે નાણાં ઉછીનાં લેનાર પાસેથી લોન સંબંધી જે લખાણો લીધાં હોય તેમાં ખાલી જગાઓ રાખવા અથવા ખોટી રકમ લખવા સામે પ્રતિબન્ધ યોજવામાં આવ્યો છે. વળી કરજદારને નાણાં ધીરનાર તરફથી કનડગત, કે ઈજા થતી અટકાવવા માટે ધારામાં યોગ્ય પ્રબન્ધ થયો છે. જો કરજદાર જાતે ખેતી કરતો હોય અને તેનું કરજ પંદર હજાર રૂપિયાથી વધારે ન હોય તો તેને હુકમનામાંની બજાવણીથી તુરંગમાં અટકાયી ન શકાય.

## નાણાં ધીરનાર કોને કહેવો?

જે કોઈ નાણાંની ધીરધાર કરતો હોય તેવા ધંધાદારીને આ ધારો લાગુ પડે છે. મદદ કરવાની દૃષ્ટિએ આપણે વગર વ્યાજે નાણાંની રકમ ધીરીએ તો આપણે ધીરદાર ન કહેવાઈએ.

## ધીરેલાં નાણાંની રકમ અથવા લોન એટલે શું?

વ્યાજે ધીરેલી નાણાંની રકમ અથવા કોઈ વસ્તુને લોન કહેવાય છે; પરંતુ, લોનની વ્યાખ્યામાં, (૧) સહકારી મંડળમાં, કંપનીમાં કે સરકારી પોસ્ટ ઑફીસ, બેન્ક અથવા બીજી કોઈ બેન્કમાં વ્યાજે મૂકેલી રકમ કે મિલ્કત; (૨) સોસાયટી રજીસ્ટ્રેશન ઍક્ટ, ૧૮૬૦ મુજબ રજીસ્ટર થયેલી કોઈ મંડળીમાં અથવા બીજા કોઈ કાયદા મુજબ રજીસ્ટર થયેલ ધાર્મિક કે ધર્માદાની સંસ્થામાં વ્યાજે મૂકેલી કે તેવી મંડળી કે સંસ્થાએ વ્યાજે ધીરેલી રકમ; (૩) સરકારે અથવા તેની મંજુરીથી સ્થાનિક અધિકારી મંડળે ધીરેલી રકમ (૪) સહકારી મંડળે આપેલી લોન (૫) પ્રોવિડન્ટના સભ્યને તેના હિસાબમાં જમા હોય તેવી રકમમાંથી ફંડના નિયમ અનુસાર આપવામાં આવેલી લોન; (૬) ઇન્સ્યુરન્સ કંપની નાણાં ઉછીનાં લે કે ધીરે તેવી લોન; (૭) કંપની કે શેડ્યુલ્ડ બેન્કે આપેલી કે તેમાં વ્યાજે મૂકેલી રકમ; (૮) પ્રોમીસરી નોટ સિવાય નેગોશિયેબલ ઇન્સ્ટ્રુમેન્ટ ઍક્ટ ૧૮૮૧, પ્રમાણે કોઈ બીજી રીતે ધીરાયેલી રકમ અને (૯) વેપારીને વ્યાજે આપેલી રકમનો અમુક અંશે સમાવેશ થતો નથી. કોઈ માણસ પોતાના સામાન્ય ધંધામાં માલ કે સ્થાવર જંગમ મિલ્કત વેચતો હોય કે ખરીદ કરતો હોય તેને આ ધારામાં વેપારી કહેવામાં આવ્યો છે. વળી છુટક કે જથ્થાબંધ વેપારી, કમીશન એજન્ટ, બ્રોકર, માલ બનાવનાર, કંટ્રાક્ટર અને ફેક્ટરીના માલીકને પણ વેપારી ગણવામાં આવ્યો છે. જે માલ બનાવનાર પોતાનાં કારખાનામાં દસ કામગારથી ઓછા કામગાર કામે લગાડે છે તેમજ જે ખેતીની ઉત્પન્ન અને ઢોરઢાંખર વેચે છે અથવા પોતાના ઉપયોગ માટે ખરીદે છે તેનો વેપારીની વ્યાખ્યામાં સમાવેશ થતો નથી.

## લાઇસન્સ કઢાવવાની જરૂર

પ્રત્યેક વરસ માટે લાઇસન્સ કઢાવ્યા વિના અને તેમાં જણાવેલી શરતો પાળ્યા વિના કોઈ નાણાં ધીરનારનો ધંધો કરી શકતો નથી. વળી પ્રાન્તમાં એકથી વધારે જગાએ ધંધો કરવો હોય તો દરેક જગા માટેનો જુદો લાઇસન્સ કઢાવવો પડે છે.

## લાઇસન્સ કઢાવવાની અરજી

જે સ્થાનિક વિસ્તારમાં ધંધાની જગા આવી હોય તે સ્થાનિક વિસ્તાર માટે હકુમત ધરાવતા આસીસ્ટંટ રજીસ્ટ્રારને લાઇસન્સ કઢાવવા માટે અરજી કરવી અને; (૧) જે નામથી ધંધો ચાલુ હોય કે કરવો હોય તે નામ અને તેના વહીવટ માટે જવાબદાર માણસનું નામ અને જો એકથી વધારે જગાએ ધંધો કરવો હોય તો

: લેખક :
શ્રી. ડોલરરાય હ. બુચ
એડવોકેટ (O.S.)

તે દરેક જગાએ ધંધાના વહીવટ માટે જવાબદાર માણસનું નામ; (૨) અરજદાર વ્યક્તિનું નામ તથા ઠીરનામું, જો બેન્ક અને કંપની હોય તો તેના ડીરેક્ટરો, મેનેજર અને મુખ્ય અધિકારીનાં નામ તથા ઠીરનામું; (૩) જો બીજી કોઈ સંસ્થા હોય તો તે સંસ્થાના સભ્યોનાં નામ અને તેનાં ઠીરનામાં અને (૪) જે વરસના લાઇસન્સની માગણી કરી હોય તે વરસ માટે ધંધામાં રોકવાની મૂડીની રકમ—આ બધી હકીકતનો અરજીમાં સમાવેશ કરવો પડે છે. અરજીની સાથે યોગ્ય ફી મોકલવી પડે છે.

## રજીસ્ટ્રેશન અને લાઇસન્સ

આસીસ્ટંટ રજીસ્ટ્રાર અરજીને ધ્યાનમાં લઈ અરજદારની રજીસ્ટરમાં નોંધ લેછે અને તેને લાઇસન્સ આપે છે. જો રજીસ્ટ્રારની હકુમતની બહારના વિસ્તારમાં ધંધો કરવાના લાઇસન્સ બાબત અરજી હોય તો જે રજીસ્ટ્રારને હકુમત હોય તેને તે અરજી મોકલી આપવામાં આવે.

## રજીસ્ટ્રાર લાઇસન્સ આપવાની ક્યારે ના પાડે ?

ધારામાં જણાવેલાં અમુક કારણોસર જ લાઇસન્સ આપવાની રજીસ્ટ્રાર ના પાડી શકે: (૧) જો અરજદાર અથવા ધંધાના વહીવટ માટે જે જવાબદાર હોય તે ધારામાં ઠરાવ્યા મુજબ લાઇસન્સ મેળવવા અથવા રાખવા માટે નાલાયક (Disqualified) ઠરે તો; (૨) લાઇસન્સ મેળવવા માટે કરવી પડતી અરજીને લગતા ઉપર્યુક્ત નિયમો પાળ્યા ન હોય; (૩) અરજદારે જાણીબુઝીને ધારા-નિયમનું વર્તન ન કર્યું હોય અથવા ધારાનું ઉલ્લંઘન કર્યું હોય; (૪) અરજદારે અથવા ધંધાનો જે માણસ વહીવટ કરતો હોય અથવા જેનો વહીવટ સોંપવાનો હોય તેણે ધંધાને અંગે છેતરપીંડી કે અપ્રામાણિકતા કરી છે એવો પુરાવો મળી આવતો હોય અથવા ઇન્ડીઅન પીનલ કોડની કલમો ૪૧૫ અને ૪૭૭–મુજબ એ દોષિત ઠર્યો હોય તો આસીસ્ટંટ રજીસ્ટ્રાર લાઇસન્સ કાઢી આપવાની ના પાડી શકશે. લાઇસન્સ ન આપવાનું રજીસ્ટ્રાર ઠરાવે તે પહેલાં જોઇતો સાક્ષી અને પુરાવો રજીસ્ટ્રાર તપાસશે અને લાઇસન્સ ન આપવાનાં કારણોની લેખિત નોંધ કરશે. રજીસ્ટ્રારના આ ઠરાવ સામે રજીસ્ટ્રાર–જનરલ સમક્ષ અપીલ થઈ શકશે.

## પરવાનાનો અમલ

પરવાનામાં તેની મુદત અને ધંધો કરવાની પરવાનગી આપી હોય તે વિસ્તાર દર્શાવવામાં આવશે. લાઇસન્સ આપ્યાની તારીખથી પછીનાં વરસની ૩૧ મી જુલાઈ સુધી લાઇસન્સ અમલી રહે છે.

## લાઇસન્સ રદ થશે

જે ઉપર્યુક્ત કારણોસર લાઇસન્સ આપવાની રજીસ્ટ્રાર ના કહી શકે છે તેજ કારણોસર આપેલો લાઇસન્સ રદ કરવાની તેને સત્તા છે. વળી કોઈ માણસ કોઈ ધંધાદારીનો લાઇસન્સ રદ કરાવવા રજીસ્ટ્રાર–જનરલને અરજી કરી શકે છે. તેમાં ઉપર્યુક્ત કારણોસર તે લાઇસન્સ રદ કરવાની માગણી કરી શકે છે. તેવા અરજદારે સો રૂપીઆ સુધીની રકમ રજીસ્ટ્રારને અનામત રાખવા આપવી પડે છે. લાઇસન્સ રદ થાય તે પહેલાં લાઇસન્સ ધરાવનારને રજીસ્ટ્રારે નોટીસ આપવી જોઇએ અને જોઇતી તપાસ કરવી જોઇએ. લાઇસન્સ રદ કરવાના હુકમ વિરૂધ્ધ રજીસ્ટ્રાર–જનરલ સમક્ષ અપીલ નોંધાવી શકાય છે.

વળી, લાઇસન્સને રદ કરવાની અથવા તેને અમુક સમય માટેજ બીન–અમલી (Suspend) જાહેર કરવાની સત્તા પણ કોર્ટને આપવામાં આવી છે. ધારામાં જણાવ્યા છે તેવા ગુન્હા માટે દોષિત ઠરાવતી કોર્ટ અથવા જે દાવાને ધારો લાગુ પડતો હોય તેની સુનાવણી જે કોર્ટ સમક્ષ થઇ હોય તે કોર્ટ લાઇસન્સ ધરાવનારને લાઇસન્સ ધરાવવા માટે નાલાયક ઠરાવી શકે છે. દોષિત ઠરાવેલા અને નાલાયક જાહેર થયેલા ધંધાદારીના લાઇસન્સ ઉપર સાબિત ગુન્હાની વિગતો નોંધવામાં આવે છે. અને તેવા લાઇસન્સની નકલો રજીસ્ટ્રારને રજીસ્ટરમાં નોંધ લેવા માટે મોકલવામાં આવે છે. કોર્ટના ઠરાવ સામે અપીલ થઈ શકે છે. લાઇસન્સની મુદત પહેલાં ઉપર્યુક્ત સંજોગોમાં તે લાઇસન્સ રદ થાય તો તે સબબ કંઇ વળતર કે નુકસાની માંગવાનો નાણાં ધીરનારને હક નથી.

## નાણાં ધીરનારની ફરજો

દરેક નાણાં ધીરનાર ધંધાદારીએ ખાતાવહી અને રોજમેળ ધારામાં દર્શાવેલ નમુના પ્રમાણે રાખવા પડે છે. લોન ધીર્યા પછી ત્રીસ દિવસમાં કરજદારને એક યાદી આપવી પડે છે ચોકખી અને સમજી શકાય તેવી રીતે લોનની રકમ, તે ધીર્યાની અને તેને પાછી ભરપાઇ કરવાની તારીખ, સીકયુરીટીની જાત, નાણાં ઉધાર લેનારનું નામ અને તેનું ઠીરનામું; ધીરનારનું નામ અને ઠીરનામું અને વ્યાજનો દર—ઉપર્યુક્ત યાદીમાં જણાવવાં જોઇએ. યાદીની નકલ આસીસ્ટંટ રજીસ્ટ્રારને તેજ મુદત દરમ્યાન મોકલાવવી જોઇએ.

જ્યારે લોન ચુકતે ભરપાઈ થઈ જાય ત્યારે નાણાં ઉછીનાં લેનારે જે જે કાગળો ઉપર સહી કરી હોય તે તે કાગળો ઉપર નાણાં ચુકતે ભરપાઈ થયાં છે અથવા લોન રદ થઈ છે અને ગીરો, ઘરેણું છુટી ગયું છે તેવા શબ્દો વાંચી શકાય તેવી રીતે લખવા જોઈએ.

કરજદારે ચુકવેલાં નાણાંની યાદી. ચોકખી અને પૂરેપુરી રસીદ આપ્યા શીવાય નાણાં ધીરનારે નાણાં લેવાં નહિ. તેવીજ રીતે કરજદારે કોઈ વસ્તુ બહાના તરીકે કે ઘરેણે મૂકી હોય તો તેની પૂરતી રસીદ નાણાં ધીરનારે આપવી જોઈએ. અને તેમાં તે વસ્તુનું વર્ણન, તેની આશરે કીંમત, તેના સામે ધીરેલી રકમ અને એવી બીજી વીગતો દર્શાવવી જોઈએ.

## હિસાબની યાદી

દરેક વરસે નાણાં ધીરનારે કરજદારને તેના બાકી કરજના હિસાબની પોતાની અથવા પોતાના એજન્ટની સહી વાળી યાદી આપવી જોઈએ. તે યાદીમાં (૧) બાકી લેણી મુદ્દલ રકમ અને બાકી વ્યાજની રકમ જુદાં બતાવવાં જોઈએ; (૨) વરસ દરમ્યાન પાછી લોન પેટે ભરપાઈ થયેલી દરેક રકમ અને ભરપાઈ થયાની દરેક તારીખ બતાવવા જોઈએ; (૩) પાછી ભરપાઈ થયેલી રકમ વ્યાજ પેટે જમા બતાવવી પડશે અને વ્યાજ ભરપાઈ થયા બાદ જે કંઈ ભરપાઈ કરેલી રકમથી બાકી વધે તો તે બાકી રકમ લોન પેટે જમા બતાવવી જોઈએ; (૪) બાકી રહેતી લહેણી રકમ અને તેનું વ્યાજ બતાવવાં પડશે. આવી યાદીની નકલ આસીસ્ટન્ટ રજીસ્ટ્રારને મોકલવી પડશે. આવી યાદી અથવા લોન પેટાનું કોઈ લખાણ, કરજદાર ગમે તે વખતે માગી શકે છે.

## હિસાબની યાદીને લગતો ગુન્હો અને શિક્ષા

નાણાં ધીરનાર ધંધાદારીએ ઉપર્યુક્ત યાદીને લગતા કાયદા અનુસાર વર્તન કર્યું છે કે નહિ તે જે દાવાને આ ધારો લાગુ પડે છે તે દાવામાં કોર્ટ તપાસ કરશે. પરિણામે જો કોર્ટ તેને દોષિત ઠરાવે તો નાણાં ધીરનારનો દાવો સાબિત થાય તો પણ તેમાં નીકળતા લહેણા વ્યાજની બધી રકમ કે તેનો કોઈ ભાગ લહેણો નથી તેમ સંજોગો પ્રમાણે ઠરાવવાની સત્તા કોર્ટને છે.

ઉપર્યુક્ત હિસાબની યાદી સંબંધી કાયદો એ નાણાં ધીરનાર કોઈ બેન્ક, કંપની કે સંસ્થા હોય તો તે લાગુ પડતો નથી.

## કરજદારને રાહત:—

### (૧) દામદુપટ

આ ધારો હિન્દુ દિવાની કાયદાંના દામદુપટ નિયમને સ્વીકારે છે. તેથી કરજદાર વિરૂદ્ધ નાણાં ધીરનારને કોર્ટ લહેણી રકમનું જે હુકમનામું આપે તે જો તે વખતે જે મુદ્દલ રકમ લહેણી નીકળતી હોય રકમથી વધારે રકમ જેટલું વ્યાજ લેણું નીકળતું હો તો પણ, મુદ્દલ રકમની બમણી રકમથી વધારે રકમ હુકમનામું કોર્ટ આપી શકે નહિં. એટલે કે, સમ કે મુદ્દલ ધીરેલી રકમના બાકી દોઢસો રૂપીઆ લહે નીકળતા હોય અને વ્યાજના બસો રૂપીઆ લહેણા નીક ળતા હોય તો નાણાં ધીરનારને કોર્ટ સાડા ત્રણસે રૂપીઆનું હુકમનામું કરી નહિં આપે પણ મુદ્દલ દોઢસોન બમણા એટલે કે ત્રણસો રૂપીઆનું હુકમનામું કરી આપશે

### (૨) વ્યાજના દરની મર્યાદા

વખતો વખત સરકારે ગેઝેટમાં જાહેર કરી પ્રાન્તિ સરકાર કોઈ સ્થાનિક વિસ્તાર માટે અને ધીરધાર લગતા ધંધાના કોઈ પ્રકાર માટે લોન ઉપર વ્યાજનો વધારેમાં વધારે કેટલો દર લઈ શકાય તે ઠરાવશે. જો લોન સામે સીક્યુરીટી હોય તો ૬ ટકાથી વધારે નહિ અને બહાના વિનાની લોન ઉપર ૯ ટકાથી વધારે દર સરકાર ઠરાવી શકતી નથી. સરકારે ઠરાવેલા વ્યાજના દરથી વધારે વ્યાજ લેવાદેવાનો કંઈ કરાર હોય તો તે ગેરકાયદે ગણાય.

### (૩) લોનની લેવડદેવડને અંગે યોગ્ય ખર્ચ ઉપરાંત રકમ લેવાની મનાઈ

નાણાં ઉછીનાં લેનાર કે લેવાનો ઈરાદો કરનાર પાસેથી મિલ્કતની માલીકી અંગેના દસ્તાવેજો તપાસવામાં થતું યોગ્ય ખર્ચ, દસ્તાવેજોનાં રજીસ્ટ્રેશન અને સ્ટેમ્પ નો ખર્ચ અને બીજો જોઈતો જે ખર્ચ, અથવા કોઈ કાયદા મુજબનો ખર્ચ ઉપરાંત બીજી કોઈ રીતે નાણાં ધીરનાર ખર્ચ લેશે નહિં.

## (૪) લેણાંનો બીજાને હક આપ્યો હોય ત્યારે

નાણાં ધીરનાર ઘણી વખત પોતાનું લેણું કે તેનું વ્યાજ અથવા તો કરજદાર અને ધીરનાર વચ્ચે કોઈ કરારનામું થયું હોય તેમાંથી મળતો હક પોતાના લેણદારને વહેંચી આપે તો કરજદાર પ્રત્યે તે નવો લેણદાર મૂળ નાણાં ધીરનારના જ હક ભોગવે છે અને મૂળ નાણાં ધીરનારની ફરજો અને મર્યાદાઓ નવા લેણદારને લાગુ પડે છે તેથી નાણાં ધીરનાર પોતાનો ઉપર્યુક્ત હક બીજાને આપે તે પહેલાં જે માણસને તે હક આપે તેને નાણાં ધીરનારે નોટીસ આપી જણાવી દેવું જોઇએ કે તેને પણ આ ધારો લાગુ પડશે. વળી કરજદારને એક લેખિત નોટીસ આપવી જોઇએ અને તેમાં તે જેને કરજ ઉઘરાવવાનો હક આપવામાં આવનાર હોય તેનું નામ અને ઠેકાણું આપવાં જોઇએ. આ પ્રમાણે નોટીસ આપવામાં ન આવે અને તેથી કોઇને કંઈ નુકસાન થાય તો જે માણસ ઉપર્યુક્ત ફરજમાંથી ચૂકે તેણે તે નુકસાન ભરપાઈ કરવું પડશે. વળી કોઇ પણ કારણસર નાણાં ધીરનારે પોતાનો હક બીજાને આપ્યો હોય તે ગેરકાયદે ઠરે અને કરજદારે લોન પેટે કંઈ રકમ નવા લેણદારને આપી દીધી હોય તો તે મૂળ નાણાં ધીરનારને જ આપી ગણાશે.

## (૫) હિસાબો તપાસવાની કોર્ટની સત્તા

જે દાવાને આ ધારો લાગુ પડતો હોય તે દાવામાં કોર્ટને બધો હિસાબ ફરીથી લેવાની સત્તા છે. ફરીથી હિસાબ લેતાં એમ જણાય કે નાણાં ધીરનારે નાણાં લેનાર પાસેથી હક થાય તેથી વધારે રકમ પાછી લીધી છે તો તે વધારાની રકમનું હુકમનામું કરજદારને કરી આપશે. ધારામાં જણાવ્યા મુજબ સરકારે નક્કી કરેલ હોય તેવા વ્યાજના દરથી વધારે વ્યાજ જો નાણાં ધીરનારે હિસાબમાં ગણ્યું હોય તો તેની વધારાની બનાવેલ લહેણી રકમ તેટલે અંશે ઓછી થાય છે. પણ દાવાની તારીખ પહેલાં ૬ વરસ અગાઉ જે હિસાબો થયા હશે તે ફરીથી તપાસવામાં નહિં આવે તેમ કોર્ટના કોઇ હુકમનામાને સ્પર્શે તેવું કંઇ કરવામાં નહિં આવે. ઉપર પ્રમાણે હિસાબ ફરીથી તપાસવા અને લહેણી રકમ નીકળતી ઠરાવવા માટે કરજદાર કોર્ટને અરજી કરી માગણી કરી શકે છે. કરજદાર કોઈપણ વખતે લોનની રકમ નાણાં ધીરનારને પાછી આપી શકે છે અને એ નાણાં ધીરનાર રકમ લેવાની ના પાડે તો તે રકમ કોર્ટમાં રજૂ કરવાની કરજદારને છૂટ છે. તેવી રકમ કોર્ટમાં રજૂ થયા બાદ કોર્ટ નાણાં લેનારને તેનાં લહેણાં નાણાં ઉપાડી જવાની નોટીસ આપે છે. જો તે રજૂ થયેલી રકમ ન સ્વીકારે તો, કોર્ટ તેટલી રકમને ધીરનારનાં ખાતામાં વ્યાજ અને લોન પેટે તે રકમ જમા કરે છે.

## ગુન્હો અને શિક્ષા

નાણાં ધીરનાર નાણાં ઉછીનાં લેનાર પાસેથી જે પ્રોમીસરી નોટ, કબુલાત, બૉન્ડ અથવા બીજું લખાણું લે તેમાં ખરી લોનની રકમ બતાવવી જોઇએ. જો તેવી રકમ લખી ન હોય અથવા ખોટી રકમ લખી હોય અથવા લખાણમાં ખાલી જગાઓ રાખી હોય તો તે નાણાં ધીરનારનો ગુન્હો ગણાય છે અને તે માટે દોષિત ઠરતા ૬ મહીના સુધીની કેદ અને એક હજાર રૂપીઆ જેટલા દંડની શિક્ષા કોર્ટ ફરમાવી શકે છે.

## કરજદારની કનડગત એ ગુન્હો છે

કોઇ કરજદારે કરજ પાછું ભરપાઇ કરે તે હેતુથી તેની કોઇ કનડગત કરે તો તે શિક્ષાપાત્ર બને છે. વળી તેવા હેતુસર તે માણસની પાછળ કોઇ ફર્યા કરે અથવા તેની મિલ્કતના ભોગવટામાં અંતરાય નાંખ્યા કરે અથવા તેનો ભોગવટો તેની પાસેથી છીનવી લે તો તે માણસ શિક્ષાપાત્ર બને છે. વળી તેવા હેતુસર તેવા માણસનાં ઘર અથવા કામ કરવાની જગા નજીક રખડ્યા કરે અથવા કોઇને કનડગત કે હેરાનગતી કરવા માટે કંઈ કાર્ય કરે તો તે શિક્ષાપાત્ર બને છે. શિક્ષા ત્રણ મહીનાની કેદ અથવા પાંચસો રૂપીઆ જેટલો દંડ અથવા કેદ અને દંડ એમ થઇ શકે છે.

## સાધારણ રીતે શિક્ષાઓ

જે કોઇ આ ધારા મુજબ ન વર્તે અથવા આ ધારાનું કોઈ ઉલ્લંઘન કરે અને ધારામાં કોઈ અમુક ગુન્હા માટે શિક્ષા ઠરાવવામાં આવી ન હોય અને જો તેવો ગુન્હો સાબિત થાય તો જો પહેલીજવાર ગુન્હો કર્યો હોય તો ગુન્હેગારને બસો રૂપીઆ સુધી દંડની શિક્ષા થશે. જો તે બીજીવાર દોષિત ઠરશે તો તેને પાંચસો રૂપીઆ સુધીની સજા થશે અને તે પછી પણ

જો તે ફરીવાર ગુન્હેગાર ઠરશે તો તેને ત્રણ મહીના સુધીની સખત મજૂરી સાથ કેદ, અને દંડની શિક્ષા ફરમાવી શકાય છે.

## ખેડૂત કરજદારને રાહત

જો કરજદાર જાતે ખેતી કરતો હોય અને તેનું કરજ પંદર હજાર રૂપીઆથી વધારે ન હોય તો તેને નાણાં ધીરનાર હુકમનામાંની બજવણીમાં કેદમાં અટકાવી શકશે નહિ.

વળી, મુંબઈના ખેડૂત કરજદારોની રાહત. મુ ૧૯૩૯ નો-જે ધારો છે તેના અમલને આ ધારો ન શકશે નહિ. એટલે જો તે ધારા પ્રમાણે જે ક. પતાવટ માટે દાવો અથવા બીજું કામકાજ ચાલી હોય તો તે સબબ બીજી કોર્ટ દાવો ચલાવી શકશે

નાણાં ધીરધારના કાયદાનાં આટલાં મુખ્ય મુ ઓ છે.

# ઘર આંગણે આજીવિકા

## બહેનો પણ મેળવી શકે

છેલ્લી લડાઈ પછી આપણા શહેરી સમાજની આર્થિક પરિસ્થિતિમાં વિચિત્ર ફેરફારો થયા છે. કેટલાક સાધારણ સ્થિતિના લોકો લાખોપતિ થઈ ગયા છે. જે અતિશય ગરીબ ગણાતા તે પ્રમાણમાં સારો ફાયદો પામ્યા છે. પરંતુ પહેલાં જે 'મધ્યમ વર્ગ' ગણાતો, તેની છેલ્લાં પાંચ વર્ષ થયાં બૂરી દશા થઈ છે. આ વર્ગની બે ત્રણ જાતની મુસીબતો છે. એક તો તેઓ રહેવાનું ધોરણ મજૂર વગેરે વર્ગો કરતાં ઊંચું રાખવા ટેવાયેલા છે. કેટલીક નાતોમાં લગ્ન મરણ જેવા પ્રસંગોના રિવાજો અતિશય ખર્ચાળ છે. કેટલીક નાતોમાં એક નાનો વર્ગ પૈસાદારોનો હોય, એજ નાતના ગરીબ વર્ગને પણ પૈસાદારોએ પાડેલા રિવાજો પાળવામાં ખેંચાવું પડે છે. વળી બાળકોની કેળવણી જેવી બાબતોમાં તેઓનો ખર્ચ અનિવાર્ય થઈ પડે છે.

બીજું, મજૂરવર્ગમાં ખૂબ ઉપયોગી નીવડતી એક પ્રથા તેઓમાં નથી. તે પ્રથા તે સ્ત્રીઓ તરફથી કમાણીમાં થતા ઉમેરાની. મજૂર વર્ગમાં સાધારણ સ્ત્રી પુરૂષ બંને કમાતાં હોય છેજ, જ્યારે મધ્યમ-વર્ગની સ્ત્રીઓમાંથી ભાગ્યેજ કોઈ કમાણી કરતી જણાય છે. ઘણી ખરી નાતોમાં સ્ત્રીઓ કમાય એમાં કંઈક ઉતરતાપણું ગણાય છે. પુરૂષ વર્ગ આળસુ રહે ને સ્ત્રીઓ કમાય એવી આ વાત નથી; પણ કુટુંબનું પોષણ મહા મુસીબતે થતું હોય, તે મુસીબતોની ફરિયાદ કરવા છતાં બાપ, ભાઈ કે વરની કમાણીમાં કોઈ સ્ત્રી પોતાની સ્વતંત્ર આવક ઉમેરી ભરણપોષણની મુશ્કેલી ઓછી કરવાનો વિચાર કરે તે પણ આજે કેટલેક સ્થળે હીણપદભર્યું નહિ, તો હાસ્યાસ્પદ ગણાય છે.

અત્યારના સંયોગોમાં આ વિચારોને દૂર કર્યેજ છૂટકો છે. સદ્‌ભાગ્યે જે કુટુંબોમાં સ્ત્રીઓ ભણે છે ત્યાં તો શિક્ષિકા તરીકે કે ઓફિસમાં કારકૂની કરતી સ્ત્રીઓ તરફ મશ્કરીની નજર ઘણી ઓછી થઈ ગઈ છે. પણ હજી કોઈ ગૃહઉદ્યોગ કે હસ્તઉદ્યોગની મદદથી સ્વતંત્ર કમાણી કરવાનો વિચાર આપણા સમાજમાં પ્રચલિત થયો જણાતો નથી.

એટલે આછું ભણેલી કે લગભગ અભણ બહેનો પણ પોતાનાં કુટુંબની કમાણીમાં કઈ રીતે ઉમેરો કરી શકે તે બાબત આજે આપણે વિચારીએ.

૧. ભરત-ગૂંથણ અને શીવણ એ સાધારણ રીતે બહેનોને થોડું-ઘણું તો આવડતુંજ હોય. તેમાં વધારે સારી આવડત મેળવવા માટે મુંબઈમાં તો સારી સંખ્યામાં સ્ત્રી-સંસ્થાઓ છે તેનો લાભ લઈ શકાય; બીજાં શહેરોમાં પણ આવી સંસ્થાઓ થોડી ઘણી હોય કે જ્યાં આવી કળાઓ શિખવાતી હોય: આવી સંસ્થાઓનો લાભ લઈને પોતાના પૂરતું કે કુટુંબ પૂરતું શીવણ-ભરત કરી લઈ દરજીના બિલ બચાવનારી બહેનોની સંખ્યા કદાચ બહુ નાની નહિ હોય. પણ શીવણ ભરતની કળાનો ઉપયોગ કમાણી માટે કરવાનું હજી બહુ બહેનોને સૂઝ્યું હોય એવું લાગતુ નથી. ભરતવાળાં કપડાં એ તો આજની ખાસ ફેશન છે. સારી સ્થિતિની કેટલીક બહેનોને ભરત ભરવાનો શોખ નથી હોતો તો કેટલાંકને વખત નથી હોતો. એવી બહેનોનો શોખ પૂરો કરીને, ઑર્ડર પ્રમાણે ભરત ભરીને એ કળાની જાણકાર બહેનો આજે સારી કમાણી કરી શકે. ને ઉપરાંત પોતાની મેળે ભરી ગૂંથીને તે નમૂનાઓ વેચવા મૂકે તો પણ સારો આવક તેમાંથી બહેનોને થવા સંભવ છે ઑર્ડરો મેળવવા અને નમૂનાઓ વેચવાની વ્યવસ્થા કરવી એ કામ વ્યક્તિગત રીતે કરવું જરા મુશ્કેલ છે તે ખરું; પણ જે સ્ત્રીસંસ્થાઓ ભરતના વર્ગો રાખે છે તેમાંની ઘણી એ કામમાં બહેનોને મદદ કરી શકે—કરે છેજ.

શીવણનો સવાલ ભરત કરતાં સહેજ વધારે મુશ્કેલ છે ખરો. આજ કાલ હાથે શીવવાનું તો બનવું અશક્ય નહિં તો પણ ઘણુંજ અઘરૂં છે—અને સંચો કંઇ દરેક જણ ચલાવી શકે નહિ. આનો બે રીતે ઉપાય થાય. એક તો કોઈ સંસ્થા પોતાના સંચા રાખે ને એના ઉપર કમાણી કરનાર બહેનોને નજીવા ભાડે કે શક્ય હોય તો વગર ભાડે શીવવા દે; અથવા હપ્તા ભરીને પૈસા ધીમે ધીમે પૂરા કરી બહેનો પોતાનો સંચો વસાવે—કે બે ત્રણ બહેનો વચ્ચે એક સંચો વસાવી તેના ઉપયોગના વારા પાડે. આવી રીતે પ્રયોગો થયા છે અને ઘણે અંશે સફળ

લેખિકા
સૌ. કુરંગીબહેન દેસાઇ
એમ. એ.

# લોક - ભવાઇ

## પ્રજા ઘડતરનું પ્રાણવાન સાધન

લેખક
શ્રી ચંદ્રકાન્ત આનંદપરા

ભવાઇ એટલે જ્ઞાન સાથે ગમ્મત આપતો ગામડા ગામનો એક પુરાણો નાટ્યપ્રકાર. પ્રજા ઘડતરનું આ ગામડું સાધન વર્તમાન યુગમાં રંજન અને પ્રચારનાં વિવિધ સાધનો વચ્ચે લગભગ ભૂલાઇ ગયું છે. શહેરને તો કદાચ એ નવુંજ લાગે. છતાં ગામડામાં ક્યાંક ક્યાંક એનું અસ્તિત્વ છે ખરું. ભવાઇમાં પ્રચારની અજબ શક્તિ રહેલી છે. એ ગામડાંના પ્રશ્નોને છણે છે, લોકજીવનનેજ પ્રતિબિમ્બે છે. ગ્રામજનો એમાં પોતાનાજ હૃદયભાવો નિહાળે છે. નવરાશને વખતે, એમના થાકયા પાકયા મનને, ભવાઇ બહુજ આવશ્યક એવું રંજન આપે છે. પ્રચાર સાધન તરીકે ગામડામાં ભવાઇ ફિલ્મચિત્ર કરતાં પણ વધારે સારૂં કામ કરી શકે. કારણ કે ગામડાના વાતાવરણ સાથે એ તદ્દરૂપ બની વસ્તુને વધારે અસરકારક રીતે રજૂ કરી શકે. પ્રસ્તુત લેખમાં ભવાઇનું સંસ્કરણ કરી એને સજીવન કરવાની અગત્ય વિચારાઈ છે

ગામડામાં રહેનાર ભવાઈ જેવા લોકપ્રયોગોથી ભાગ્યે જ અજાણ્યુ હશે. નવરાત્રિના દિવસો દરમ્યાન દાંડિયા-રાસ ને માતાજીની ગરબી પછી આ ભવાઇ જેવા પ્રયોગો અવશ્ય થવાના. ગ્રામજનો પણ ઠકઠેકઠ જમા થવા. વહુ ને બેન દિકરીઓ પણ અવશ્ય એવો મલાજો રાખી આ ભવાયાના વિવિધ વેશ જોવા માટે મળે. સ્થળ પણ ગામના ચોરા નજીક રખાય, જ્યાં મોટો ચોક હોય, આજુબાજુ ઓટલાઓ હોય, એટલે સૌ નિરાંતે ભવાઇને નીરખી શકે. લોકો પણ એટલા રસિયા કે રાતના નવથી ચાર વાગ્યા સુધી જોવા છતાં પણ ધરાય નહીં.

ગ્રામજનોને કેળવવામાં તેમજ એમને રસ પ્રત્યે અભિરૂચિ પ્રગટાવવામાં આ ભવાઈ જેવા લોકપ્રયોગોએ વિશિષ્ટ સ્થાન લીધું છે. રાતના ઝાલર વાગ્યા પછી સૌ આરામ કરે. નવરાત્રીના દિવસો ન હોય ત્યારે માણભટ્ટ કે બારોટ પાસેથી કથા-વાર્તાઓ સાંભળીને એમાંથી જીવનરસ સાથે આનંદ ને હાસ્ય પણ મેળવે. પણ ભવાઇમાં તો વાતાવરણ આબેહૂબ ખડું થઇ જાય. જે કહેવાનું હોય એમાં સચોટતા સાથે સરસતાની અદ્ભૂત મિલાવટ હોય. એટલે આવા પ્રયોગો લોકોને ખૂબ ગમી જતા.

### ભવાઇના ખેલનારા કોણ?

આ ભવાઇ ભજવનારા મુખ્યત્વે તરગાળા નામની જાતના હતા. લગભગ ઘણાખરા બાપદાદાના વખતથી જ આ ભવાયાના વેશ લઇ લોકરંજન કરી પેટપુરતું મેળવતા. જ્યારે ભવાઇ થવાની હોય ત્યારે માતાજીનું બેડું લઇ એક ભવાયો ચોકમાં આવે ને ચડાવો કરતાં જે સૌથી વધારે કિંમત બોલે, તેની જય પુકારાય ને પછી એના નામથી એ બેડું ઉતારાય. ત્યારપછી એક પછી એક વેશ ભજવાતા જાય. આ વેશમા પણ ગ્રામજનો પાસેથી પૈસા ઉઘરાવી શકાય એવા સંવાદો ને પ્રસંગો ગોઠવવામાં આવે. ને આવી રીતે લોકો પર જરા પણ ભારરૂપ થયા વગર આ ભવાયાઓ તેમને અવશ્ય એવા રંજન સાથે લોકજ્ઞાન આપતા.

ભવાઇ લોક સુધારણામાં કેવી રીતે મદદરૂપ થતી તે માટે એક પ્રસંગ તો ખૂબ જાણીતો છે. એક ગામનો ઠાકોર ખૂબ ભલો હતો. પણ એના દરબારીઓ ને કારભારીઓ ખૂબ લાંચીયા હતા, પ્રજા તરફથી ઘણી અરજીઓ થઈ, પણ રાજા પાસે એ અરજી જાય તો જવાબ મળે ને? હવે થાય શું! કારભારીનો તો રૂઆબ વધતો જતો હતો. પ્રજાને પૂરતું અનાજ પણ મળતું નહોતું.

એમાં ગામમાં ભવાયા આવ્યા. ઠાકોરને ખાસ આમંત્રણ અપાયું. ભવાયાઓએ તો આબાદ વેશ કાઢ્યો. એક પ્રસંગમાં પચીસ ગણુ સારી જુવાર આવી ને પાંચ ગણુ ખરાબ જુવાર આવી. ખેડૂત પૂછે છે:

"કારભારી-બાપુ, આ પચીસ ગણુ ક્યાં રાખવી છે.?"

"જા...જા...એ કંઈ પૂછવાનું હોય! એ તો મારે ઘેર જ હોય." કારભારીએ જવાબ આપ્યો.

"ને...આ પાંચ ગણુ ..છે. પણ જુવાર બટાય ગયેલી અને ખરાબ છે. એ ક્યાં લઈ જવી છે."

"એ...તો ઠાકોરને ઘેર નાખી આવ. ઠાકોરને ઠીક ફાવશે"

આ પ્રસંગ જોયો ને ઠાકોરની આંખ ઊઘડી. કહેવાય છે તે પ્રમાણે ઠાકોરે ત્યારપછી કારભારીને કાઢી મૂક્યો ને ...ની સ્થિતિ સુધારી.

## ...નું પ્રેરક બળ:

ગ્રામજનોને અસરકારક શિક્ષણ આપવામાં આ ભવાઈ ...મહત્ત્વનો ભાગ ભજવી જતી. આ ભવાઈ ભજવનારાઓ ...લાક વેશ તો નિયમિત કાઢતા. વાણિયાનો વેશ તો ...નો જ. એ વેશમાં બુદ્ધિયુક્ત રમુજના પ્રસંગો હોવાના. ઉપરાંત ગામની સુખદુઃખની વાતો કહેતા પ્રસંગો પણ ...વાના. દુષ્કાળ, રેલ, ધીંગાણાંઓ, દરબારી હુકમો, ...ની કહાણીઓ—આ બધી વાતો આ ભવાયાઓ પોતાના ...માં એવી તો અદ્ભુત રીતે વણી લેતા કે ત્યાં પ્રેક્ષક ...નાર ઘડીભર તો હસે, પણ પછી તો તુરતજ ખ્યાલ આવે ...એ તો પોતા પ્રત્યે જ હસી રહ્યો છે. કારણ કે જે એણે ...યું છે એ તો એના ખુદના ગામમાં બની રહ્યું છે. લોક-...વનની જેવી આવડે એવી છબી લેવા માટે ભવાયાઓ ...ત્ન કરતા, ને પોતાનો સંદેશો ને પ્રેરણા ગ્રામજનોને ...પી જતા. એટલે આ ભવાઈ માત્ર હાસ્ય કે રમુજનું ...ધન નહોતું પણ લોકજીવનને ઘડવામાં પણ એનું ...નું સ્થાન હતું. આવી ભવાઈઓ તો ગામોગામ થતી. ...મારું ગામ હોય તો બે થી ત્રણ ભવાઈઓ પણ રમાતી હોય. લોકોને સહેલાઈથી આ ભવાઈઓ જોવા મળતી, જે જાણે અજાણ્યે એના ઘડતરમાં મહત્ત્વનું સોપાન બની જતી.

## નાટકનાં આગમન સાથે

ગામડાં ભાંગતા ગયા તેમ શહેરો વિકસતાં ગયાં. એની સાથે જ ભવાઈ જેવા લોકપ્રયોગો પણ અદૃશ્ય થઈ ગયા. અંગ્રેજ હકૂમત પછી એક વિશિષ્ટ વર્ગ અસ્તિત્વમાં આવ્યો જેમણે નાટ્યમંડળીઓની શરૂઆત કરી. પરિણામે ભવાઈ જેવા પ્રયોગો ભાંગતા ગયા ને લોકોને નાટકો પ્રત્યે અભિરૂચિ પ્રગટતી થઈ. પણ આ ભજવાતાં નાટકોમાં જરાપણ સ્વાભાવિકતા ન હતી લોકજીવનની એકપણ વાત આ નાટકોમાં કહેવાતી નહોતી. કોઈ ઐતિહાસિક પ્રસંગો લઈ, નાટકો પે... કરવામાં આવતાં જેમાં સીનસીનેરી, સજાવટ ને ભપકો દેખાડવામાં જ નાટકોની સરસતા મનાતી હતી, લોકો નાટકો જોતા, પણ માત્ર હાસ્ય રમુજ ને અશ્લીલ વાતાવરણ ઘેર સંઘરી જતા. ભવાઈ, જેમાં હાસ્ય સાથે લોકજ્ઞાન આપવાની શક્તિ હતી એ આ નાટકોમાં નહોતી.

## અને આવ્યાં બોલપટો

એ સમય દરમ્યાન બોલપટો પણ આવ્યાં, ને જનતાનું આકર્ષણ એ તરફ વધતું જતું હતું, રંગભૂમિના સર્જકોને સ્હેજે લાગ્યું કે બે નવી પ્રણાલિકા અખત્યાર નહીં કરાય, તો બોલપટો મોખરે થઈ જશે જે સત્ય આજે ખરું પડ્યું છે. છતાં કેટલાક કુશળ કલાકારોએ એમાં અખતરાઓ કરવા માંડ્યા. આ કલાકારો મુખ્યત્વે અવેતન હતા. આ અવેતન નાટ્યભૂમિ ધંધાદારી રંગભૂમિ કરતાં ઘણી બાબતોમાં વિશિષ્ટતા ધરાવતી હતી. એઓ રૂઢિના ચીલામાંથી બહાર આવી નવી વસ્તુ આપતા હતા; તખ્તા પર આકર્ષક રીતે વસ્તુ મૂકવાની એમનામાં આવડત હતી. એમણે પ્રજાની નાડ પારખી હતી—ને એ નાડને વધારે તેજભરી બનાવવાના એમના મનોરથો હતા. આ કલાકારોએ ભવાઈના સ્વરૂપને વિશિષ્ટ રૂપે વિકસાવ્યું હતું. ભવાઈમાં નવીન અખતરાઓ કરી આ કલાકારોએ દેશવ્યાપી પ્રસંગોને જનતાના હૃદયમાં અસરકારક રીતે વહેતા મૂકી દીધા હતા. આ કલાકારોએ ભવાઈનું મહત્ત્વ પીછાણ્યું હતું, ને તેથીજ ગ્રામજનો સમક્ષ આ સ્વરૂપને રજૂ કરવામાં તેઓ સફળ થયા.

## ભવાઈની કલાત્મક રજુઆત:—

યુદ્ધ દરમ્યાન આવા કલાકારોએ ઘણા નવીન અખતરાઓ પ્રજા સમક્ષ રજુ કર્યા. ભવાઈનાં મૂળ સ્વરૂપને પકડી એની કલાભરી રજુઆત કરવાની

એમનામાં આવડત હતી. યુદ્ધ દરમ્યાન દેશભરમાં વ્યાપેલી અરાજકતા, ગરીબી ને હાલાકીએ પ્રજાના હૈયાંને ધબકાવી મૂક્યું હતું. એમાં બંગાળમાં દુષ્કાળ આવ્યો. ત્યારે કલાકારોની આ મંડળીએ કરુણતાનાં ગાન બંગાળના ગામડે-ગામડામાં પ્રગટાવ્યાં. આ ગીતોમાં પ્રજાનો પ્રાણ ધબકતો હતો. આ ગીતોમાં લોકલાગણીનું અદ્ભુત પ્રતિબિંબ હતું. જનતાની જીભે આ ગીતો સ્હેજે ચઢી ગયાં.

## પ્રજાઘડતરનું પ્રાણવાન સાધન

ભવાઈ જેવા લોકલાગણીને સ્પર્શનારા સ્વરૂપોને વિકસાવવામાં આવે તો એ આપણા લોકજીવનને ઘડવામાં ઘણે અંશે મદદગાર થઈ પડે. આપણાં ગામડાઓમાં બોલપટો પ્રવેશ કરે તે દરમિયાન ભવાઈ જેવા લોકપ્રયોગો જ ત્યાં સફળ થાય. **દારૂબંધી માટે જો ગામડામાં પ્રચાર કરવો હોય તો જે ભાષણો ને સભા-સરઘસો કરી શકે, એનાં કરતાં અનેકગણું અસરકારક કાર્ય તો આ ભવાઇ જેવા પ્રયોગો દ્વારા થાય. નિરક્ષરતા-નિવારણ, સફાઇ ને નઈ-તાલીમને વિશિષ્ઠ રીતે આ ભવાઇમાં વણી લેવામાં આવે તો જનહૈયામાં એ જરૂર અસર કરી શકે.** આપણી રાષ્ટ્રીય રંગભૂમિ હજુ અસ્તિત્વમાં આવી નથી, પણ જ્યારે એ અસ્તિત્વમાં આવશે, જ્યારે રાષ્ટ્રને જીવંત કરતા પ્રયોગો માટે ગામેગામમાં ભટકવાનું હશે ત્યારે લોક-ભવાઈ સૌથી શ્રેષ્ટ સાધન હશે.

## નવસર્જનની નવી દિશા:—

તાજેતરમાં જાણીતા કલાકાર બહેન શ્રી. દીના સંઘવીએ મૈત્રી સંઘને ઉપક્રમે ગોઠવાયેલ જાહેર સભામાં પણ આ ભવાઇ જેવા પ્રયોગો માટે આ શબ્દો ઉચ્ચાર્યા હતા: "જ્યારે જમાનો વર્તમાનપત્રો, રેડીયો ને રૂપેરી પરદાનો નહોતો ત્યારે લોકજીવનને ઘડવામાં આ લોકભવાઇએ ખૂબ જ અગત્યનો ભાગ ભજવ્યો છે. ભારતના ગ્રામજીવનને ઘડવામાં આ ભવાઈ જેવા જ પ્રયોગો મદદગાર થશે, ને રંગભૂમિના નવસર્જનની દિશા પણ ત્યાંથી ઉઘડશે. સમકાલીન પ્રસંગોનું કલાત્મક ગુંથણ લોકભોગ્ય રીતે ભવાઈ જેવા ગ્રામ-પ્રયોગોમાં કરવામાં આવે તો તે ખૂબજ અસરકારક થઈ પડે."

આપણા કલાકારોએ આ ભવાઇ જેવા પ્રયોગોનું મહત્વ સમજી એને સજીવન કરવા અવશ્ય એવા પ્રયત્નો કરવા જોઇએ જેમાંથી રંગભૂમિના નવસર્જનની તેમજ લોકજીવનને ઘડવાની નવી દિશા લાધશે.



## આ રહી માનવતા !

અમેરિકાની એક મોટી રેલ્વેની વર્કશોપના યાર્ડમા એક વેગન ઘણા લાંબા વખતથી સમારકામ માટે પડ્યું હતું. વખત જતાં એક ચકલીએ ત્યાં માળો બાંધ્યો. વેગનનું સમારકામ પુરૂં થયું અને એને લાઇન ઉપર મોકલવા માટે તૈયાર કરવામા આવ્યું; તે દરમિયાન ચકલીએ ઈંડાં મૂક્યાં. વેગનમાં માલ ભરવામાં આવ્યો અને એને રવાના કરવા માટે તૈયાર કર્યું છતાં ચકલી એનાં બચ્ચાંને છોડીને જવા માટે તૈયાર નહોતી. ચકલી વેગનને વળગી રહી અને બચ્ચાંની સંભાળ રાખવી ચાલુ રાખી. આ વસ્તુ તરફ વેગન ઉપર કામ કરતા લોકોનું ધ્યાન ગયું એટલે એણે ડિવિઝનલ સુપ્રીન્ટેન્ડન્ટને વાત કરી. ડિવિઝનલ સુપ્રીન્ટેન્ડન્ટે આ વાત ખૂબ રસપૂર્વક સાંભળી અને એણે રેલ્વે કંપનીના સુપ્રીન્ટેન્ડન્ટને તાર કરી, ચકલીના બચ્ચાં પોતાની જાતની સંભાળ લઇ શકે એવડાં ન થાય ત્યાં સુધી વેગનને એક તરફ પડ્યું રહેવા દેવાની પરવાનગી માગી. એવી પરવાનગી આપવામાં આવી અને બચ્ચાંઓ બચી જવા પામ્યાં..........

બિશપ બી. ટી. બ્રેડલે
('Faith' નામક પુસ્તકમાંથી.)



બાળ - વિભાગ

# બહાદુર બારબેરા

મેરીલેન્ડમાં ફ્રેડરીક ટાઉન નામે એક નાનું પણ રમણીય શહેર હતું. એની આસપાસ લીલાંછમ ખેતરો અને ઊંચા પર્વતો હતા.

અમેરિકાના લોકોએ સ્વતંત્રતા માટે જ્યારે બળવો કર્યો ત્યારે કેટલાક બળવાખોરો આ શહેરમાં ઘુસી ગયા. એમાં સ્ટોનવૉલ જેકસન નામે એક બહાદુર સિપાઈ મુખ્ય હતો. બધાજ બળવાખોરો ખેતરો ખુંદી, પર્વતો ઓળંગી, ખરે બપોરે શહેરમાં પ્રવેશ્યા.

સવારમાં લોકોએ બળવાખોરોનો સામનો કરવાનો વિચાર કરેલો. એઓને ભગાડી મૂકવાનો લોકોનો ઇરાદો હતો. એટલે સહુએ પોતપોતાના વાવટા ઘરનાં છાપરાં ઉપર ફરકાવવા માંડ્યા. પરંતુ બળવાખોરો જેમ જેમ પાસે આવતા ગયા તેમ તેમ તેઓની હિમ્મત ઓસરતી ગઈ અને તેઓ છૈયાં, છોકરાં અને રાચરચીલું લઇ નાસવા લાગ્યા.

સ્ટોનવૉલ જેકસન અને બીજા લડવૈયાઓ શહેરની શેરીઓમાંથી પસાર થયા ત્યારે એ સાવ ઉજ્જડ થઇ ગઇ હતી અને ઘરો બધાં ખાલી થઇ ગયાં હતાં. લોકો આટલા બધા બીકણ છે એ જોઇ એને ખૂબ હસવું આવ્યું. લડ્યા વગર ફ્રેડરિક ટાઉન એનું થયું હતું. લોકોએ ફરકાવેલા વાવટાઓ તેઓએ ફાડી નાખ્યા. કારણ કે એનું રક્ષણ કરવાને બદલે લોકો નાસી ગયા હતા.

જેકસને માન્યું કે પોતાનું કામ પુરૂં થયું છે પણ એમ નહોતું. હજી પણ એક વાવટો બાકી હતો. એક નાજુક ઘરની બારીમાંથી એ ધીમે ધીમે ફરકતો હતો. જેકસને વાવટો જોયો કે તરત એની ટૂકડીઓને થોભવાનો હુકમ કર્યો.

"પેલા વાવટાને જલાવી દ્યો" એણે હુકમ કર્યો.

અને ધડીંગ...ધડીંગ... કરતી બે ગોળીઓ છુટી. વાવટો ફાટી ગયો અને દાંડીના બે કટકા થયા. પણ વાવટો નીચે ઢળી પડે તે પહેલાં બારીમાંથી એક હાથ બહાર આવ્યો અને એણે વાવટાને ઝડપી લીધો.

વાવટાને ઝડપી લેનાર એ કોણ હતું ? એ હતી ફ્રેડરીક ટાઉનની એક ઘરડી સ્ત્રી. એનું નામ બારબેરા ફ્રિટ્ઝી. બધા લોકે નાસી ગયા હતા ત્યારે નેવું વર્ષની આ વફાદાર સ્ત્રી પોતાના ઘરનું અને દેશના ધ્વજનું ગૌરવ જાળવવા માટે ત્યાં રહી હતી. લોકો તેને લઈ જવા માટે તૈયાર હતા પણ તેણે ના પાડી.

તેણે કહ્યું: "આજ મારૂં ઘર, આજ મારો દેશ, આજ મારો ધ્વજ. હું અહીં રહીશ."

બારબેરાએ ધ્વજને પકડી રાખ્યો અને બારીની બહાર ડોકિયું કર્યું. તેણે સિપાઇઓને આવતા જોયા. એટલે વાવટો એની સામે ફરકાવતાં ફરકાવતાં કહ્યું:

"તમારે જો ગોળી છોડવીજ હોય તો મારા સામે છોડો પણ આ ધ્વજને તો જરૂર બચાવો."

બારબેરાની આંખોમાં હિમ્મત ઝળકતી હતી. એને મોતની બીક લાગતી નહોતી.

નેવું વર્ષની આ ઘરડી સ્ત્રીને આટલી બહાદુર અને વફાદાર જોઇને જેકસન તો આભોજ બની ગયો. તેને દિલગિરી થઇ. તેને શરમ આવી. બારબેરા જે કહેતી હતી તે તેણે સાંભળ્યું હતું. એથી તે પીગળી ગયો.

"એ ડોશીનો કોઇ વાળ પણ વાંકો ન કરે.. આગે બઢો..." એણે સિપાઇઓને આજ્ઞા કરી.

રાત પડી ત્યાં સુધી સિપાઇઓની કૂચનો અવાજ શહેરમાં સંભળાતો હતો. શેરીઓ સુની થઇ ગઇ હતી. ઘરો ખાલી હતાં. માત્ર એક ધ્વજ મંદ મંદ પવનમાં ફરકતો હતો.

અને એ ક્યાં હોય બીજે? બારબેરાના ઘર ઉપરજ ને?

બારબેરા ફ્રિટઝી હવે તો મરણ પામી છે. છતાં અમેરિકાના લોકો એને સંભારે છે. કારણ કે ધ્વજનું રક્ષણ કરવામાં પોતાની જાત પણ ખતમ કરવા એ તૈયાર હતી.

એનું નામ અમર હજો.

---

## સાગરનાં નીર

ઓ સાગરનાં નીર
મને લઇ જા તું ફરવા લગીર,
ઓ સાગરનાં નીર ......ઓ સાગરનાં નીર!

ઊંચા તરંગે વમળોની વચ્ચે,
તુફાનોની ઝંઝાવાતે,
છોડીશ ના હું ધીર ......ઓ સાગરનાં નીર!

દિવસો ના દિવસ વીતે,
ગાઢ અંધકાર જામે,
કંઇ દૂર છો લઇ જાય સમીર ......ઓ સાગરનાં નીર!

નથી જોતી મારે દુનિયા,
સોના ચાંદી ઝગમગીઆં,
માન્યું મેં એને કથીર ......ઓ સાગરનાં નીર!

જીવનની વાટે હવે,
ગાળીશ હું તારે ખોળે,
માનજે તું મને ફકીર ......ઓ સાગરનાં નીર!

અંબાલાલ જેઠાલાલ સોમાણી.

# સાચી દિશામાં પ્રગતિ

ગયા માસ દરમિયાન પરેલમાં દામોદર હૉલમાં નાટ્ય મંદિરના અભિનેતાઓએ 'મદિરા' નાટક ભજવી બતાવ્યું હતું. દારૂનાં અનિષ્ટ પ્રેક્ષક વર્ગને યથાતથ ખ્યાલ આપવાનો એમાં અભિનેતાએ પ્રયાસ કર્યો હતો. સભાગૃહ પ્રેક્ષકોથી ચિક્કાર ભરાઈ ગયું હતું અને નાટકની વસ્તુ સામગ્રીને તેમજ અભિનય કળાને લોકોએ એક અવાજે વખાણી હતી. આબકારી ખાતાંના પ્રધાન શ્રી. એલ. એમ. પાટીલે કલાકારોને દારૂની બદી વિરુદ્ધ લોકમત કેળવવાના આવા સુન્દર પ્રયાસ બદલ અભિનંદન આપ્યા હતા અને સરકારના સંપૂર્ણ સહકારની ખાતરી આપી હતી.

## સાચી દિશામાં પ્રગતિ

ધારાવીનાંનાનાં હરીજન બાળકોએ પણ 'મદિરા લીલા' નાટક ભજવ્યું હતુ. નાટક ખૂબ સરસ રીતે ભજવાયું હતું. પ્રમુખ સ્થાને દાદર–તાલુકા–કોંગ્રેસ–સમિતિના પ્રમુખ શ્રી. સોનાવને હતા. એમણે સભાજનો સમક્ષ પ્રવચન કરતાં કહેલું કે સરકારની વિવિધ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં હરિજનો જે રસ લઈ રહ્યા છે તે એમની સાચી દિશામાજ પ્રગતિ સૂચવે છે. વિશેષમાં, દારૂબંધી અમલમાં આવતાં અને બીજા સામાજિક અન્યાયો દૂર થતાં પ્રાંતમાંના હરિજનોની સ્થિતિ ખૂબજ સુધરી જશે એ બાબતમાં તેમણે પોતાનો વિશ્વાસ વ્યક્ત કરેલો.

## ચૈત્રી પડવાનો ઉત્સવ

ચૈત્રી પડવાને દિવસે પરેલ વિસ્તારના રહેવાસીઓએ નવા વર્ષનો ઉત્સવ ઉજવેલો. તે પ્રસંગે પ્રમુખ-સ્થાને સ્થાનિક સ્વરાજ્ય ખાતાંના પ્રધાન શ્રી. જી. ડી. વર્તક હતાં. એઓશ્રીએ નિર્વ્યસની રાષ્ટ્રની અગત્ય ઉપર ભાર મૂકેલો અને સરકારની દારૂબંધીની નીતિ એ દિશામાં એક નિર્ણાયક પગલું છે એવો અભિપ્રાય વ્યક્ત કરેલો.

શહેરની દારૂબંધી સમિતિ તરફથી કાઉન્સીલ હૉલ કંપાઉંડમાં મુંબઈની ઉપલા તથા નીચલી ધારાસભાના સભ્યો માનનીય પ્રધાનો, તેમજ સરકારી અમલદારો માટે એક રસપ્રદ કાર્યક્રમ યોજાયો હતો. મુંબઈની રંગભૂમિ કે સામાન્યરીતે ન જોવા મળે એવા આ કાર્યક્રમની માનનીય પ્રધાનોએ તથા સંભાવિત પ્રેક્ષકોએ ખૂબ પ્રશંસા કરી હતી.



સર્વોદય કલા મંદિર તરફથી કાઉન્સીલ હૉલમાં માનનીય પ્રધાનો તથા ધારાસભ્યો સમક્ષ રજુ થયેલ દારૂબંધી-તમાશાનો એક કાર્યક્રમ

## ત્રીજા વર્ષમાં પ્રવેશ

શહેરની દારૂબંધી સમિતિએ આ એપ્રીલ માસથી ત્રીજા વર્ષમાં પ્રવેશ કરેલ છે. દારૂબંધી અંગેના પ્રચારને વધુ કાર્યક્ષમ બનાવવાની ઉપાયોગી વિચારણા માટે તેમજ પ્રવૃત્તિઓને વધુ વેગવન્તી બનાવવા માટે સમાજસેવકોની એક સભા બોલાવવામાં આવેલી છે. લગભગ ઘણી ખરી સંસ્થાઓ તરફથી સારા સહકારની આશા મળેલી છે. સભા જ્યારે મળશે ત્યારે ભવિષ્યનો કાર્યપ્રદેશ નક્કી કરશે.

# એ પ્રલોભનમાં તણાશો નહિ



બારામતીના કલ્યાણકેન્દ્ર ઉપર હોળીની રમત ગમતોનાં ઇનામોની વહેંચણી પછી વ્યાખ્યાન કરતા માનનીય પ્રધાન શ્રી. જી. ડી. તપાસે

## ગીતો અને રાષ્ટ્રસેવા

કાવેમાં મળેલી માઢા–તાલુકા ખેતી વિષયક સભામા આવેલા સંખ્યાબંધ ખેડૂત ભાઈઓને સોલાપુર શહેરના દારૂબંધી-કલાપથકે રંજનાત્મક કાર્યક્રમથી નવાજ્યા હતા. આ સભા સમક્ષ ઉદ્બોધન કરવા માટે આબકારી ખાતાના પ્રધાન શ્રી. એલ. અમ. પાટીલને આમંત્રણ આપવામાં આવ્યું હતું. તેઓશ્રીએ દારૂબંદીનો સંદેશ જનતામાં પ્રચલિત કરવા માટે સરકાર તરફથી લેવાતાં પગલાનો સભાને પરિચય આપ્યો હતો. પોતાનાં ગીતો દ્વારા રાષ્ટ્રસેવા કરવા બદલ તેઓએ કલાપથકની પ્રશંસા કરી હતી. અને એના પ્રતીક તરીકે તેઓશ્રીએ કલાકારોને રૂપીયા ૧૦૦ નું ઇનામ જાહેર કર્યું હતું.

## હોળીની ઉજવણી

ગયે મહિને સોલાપુર જિલ્લાના લોકોએ હોળીના તહેવારની ઉજવણી કેવળ નવી રીતિએ કરી. બિભત્સ ચાળા અને નખરાં કરવાને બદલે લોકોએ જિલ્લા દારૂબંધી સમિતિ તરફથી રખાયેલ રમતગંમત અને બીજા રંજનાત્મક કાર્યક્રમમાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો. હોળીથી રંગપંચમી સુધીમાં એક પણ અનિચ્છનીય બનાવ બન્યો ન હોતો.

ધૂલિવંદનને દિવસે પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાના શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓનું એક શાન્ત તેમજ શિસ્તબદ્ધ સરઘસ કાઢવામાં આવ્યું હતું. કોંગ્રેસ સેવાદલના સ્વયંસેવકો અને હોમગાર્ડઝ પણ એમાં ભળ્યા હતા. અને "દારૂબંધી સફળ કરો"–વગેરે સૂત્રોનો પોકાર કર્યો હતો. જાહેર જનતાએ આ સૂત્રોનો હૃદયપૂર્વક પ્રતિઘોષ પાડતાં દારૂબંધીની નીતીમાં પોતાનો સહકાર નોંધાવ્યો.

## દારૂનું મિથ્યા પ્રલોભન

હોળીના તહેવારો દરમિયાન બારામતીના કલ્યાણ કેન્દ્ર ઉપર આશરે ત્રણ હજાર પ્રેક્ષકો દરરોજ એકઠાં થતાં હતા. રમતગમતમાં તમામ લોકોએ ઊંડો રસ દર્શાવ્યો હતો. આશરે ૧૦૦ હરીફોએ એમા ભાગ લીધો હતો. હુ તુ...તું..., આટયા પાટયા, ખો...ખો...વગેરે જુદી જુદી રમતો રમાઈ હતી. મલ્લ કુસ્તીની હરીફાઈ અને એક માઈલ દોડવાની હરીફાઈએ પણ સારી રસાકસી જમાવી હતી.

# અનુક્રમણિકા



કવર-ફોટો : શ્રી ઘનશ્યામ પાગનીસ



ધુળીઆના કલ્યાણ કેન્દ્ર ઉપર મલ્લકુસ્તીની હરીફાઈ નીરખતા મજૂરો અને તેઓના માલિકો, દારૂબંધી ખાતા તરફથી ચલાવાતાં કલ્યાણકેન્દ્રો ઉપર આ જાતની રમતગમતો અને હરીફાઈઓ અવાર નવાર યોજવામાં આવે છે.

હતી. આશરે ત્રણ હજારની જંગી મેદનીએ મેદાને પડતા કુસ્તીબાજોને તાળીઓના ગડગડાટથી વધાવ્યા. લગભગ વીસ જેટલા હરીફોએ એમાં ભાગ લીધો હતો. વિજેતાઓને શ્રી. જી. વી. હલ્લીકેરીના વરદ હસ્તે પાંચ રૌપ્યચંદ્રકો અને પાંચ રૂપાના પ્યાલાઓ પારિતોષિક તરીકે આપવામાં આવ્યાં હતા.

એ પ્રસંગે વ્યાખ્યાન કરતાં શ્રી. હલ્લીકેરીએ જનતાને હિન્દી સંઘના શિસ્તબદ્ધ નાગરિક બનવાની અપીલ કરી હતી. આવા કાર્યક્રમમાં આગળ પડતો ભાગ લઈ શરીર-સંપત્તિ વધારવાનું તેમણે લોકોને આહ્વાહન કર્યું હતું. દારૂબંધી જે શુભંકર પરિણામ આપનાર છે તેનો પરિચય આપી એ ઉમદા અને પવિત્ર કાર્યમાં સહકાર આપવાની લોકોને વિનંતિ કરી હતી.

## દુઃખદ અનુભવ !

ચાલીસ વર્ષથી હું દાક્તરનો ધંધો કરું છું પરંતુ એ સમય દરમિયાન કોઈ દિવસે મેં આલ્કોહોલનો ઉપયોગ કરેલો નથી. દાક્તરી સારવાર માટે મારી પાસે જે કોઈ આવે છે તેને આલ્કોહોલ ન જ વાપરવાની હું સલાહ આપું છું. મુંબઈમાં મેં ઘણાં વર્ષ કામ કર્યું છે અને એ સમય દરમિયાન કેટલાયે હિન્દીઓને દારૂની આદતને કારણે જિંદગી ખોતા અને કુટુંબને નિરાધાર મૂકી જતા મેં જોયા છે.

સર ભાલચંદ્ર ભાટવડેકર

# આપણી આસપાસ

રેલ્વેની સેન્ટ્રલ એડવાઇઝરી કાઉન્સીલે કરેલી ભલામણ અનુસાર તા. ૧લી એપ્રીલ ૧૯૪૯ થી રેલ્વેના ડાયનિંગ કાર ઉપર દારૂ આપવામાં આવશે નહિ

* * * *

ઓરિસ્સાના વડા પ્રધાને પ્રાંતની ધારાસભામાં એમ કહેલું કે તા. ૧લી એપ્રીલ ૧૯૪૯થી હિન્દ સરકારે દર વરસે દસ ટકા લેખે અફીણની વપરાશ ઉપર ક્રમશઃ પ્રતિબંધ મૂકવાનો નિર્ણય કર્યો છે. અફીણની વપરાશ એ ઓરિસ્સા માટે એક મહાપ્રશ્ન હતો. આ વપરાશ ઓછી થાય એ જોવા માટે પ્રાંતની પ્રજા બહુજ આતુર હતી. દારૂબંધીની દિશામાં ઓરિસ્સા પ્રાંત ધીમી પ્રગતિ કરનાર છે કારણ કે મદ્રાસ જેવું એની પાસે રિઝર્વ ફંડ નથી.

* * * *

પૂર્વ બંગાળના વડા પ્રધાન શ્રી. નુરૂલ અમીને પ્રાંતની ધારાસભામાં બજેટ-ચર્ચા દરમિયાન જાહેર કરેલું કે પૂર્વ બંગાળમાં તા. ૩૧ મી માર્ચ ૧૯૫૦ થી સંપૂર્ણ દારૂબંધીનો અમલ થશે. વિશેષમાં વડા પ્રધાને કહેલું કે દારૂબંધીની અમલવારી તાત્કાલિક શરૂ થશે અને દેશી અથવા પરદેશી દારૂ માટે તા. ૩૧ મી માર્ચ ૧૯૪૯ પછી કોઇ પણ નવા પરવાના આપવામાં આવશે નહિ.

વડા પ્રધાને કહેલું: "મદ્યપાનને કાયમને માટે બંધ કરવાનું સરકારે નક્કી કર્યું છે. પરદેશીઓ માટે થોડી છૂટછાટ રાખવામાં આવશે. પરંતુ ધાર્મિક દૃષ્ટિએ જેમને દારૂ પીવામાં બાધ નથી એવા મુસ્લિમો અને બીજા લોકોને છૂટછાટ આપવામાં આવશે નહિ. તા. ૩૧ મી માર્ચ ૧૯૫૦ પહેલાં બધી તેટલી દારૂની દુકાનો બંધ કરવામાં આવશે. દારૂબંધીના અમલથી સરકારને આશરે ૪૮ લાખની મહેસુલી આવકની ખોટ જશે.

* * * *

આવતા જુલાઇથી શિમોગા અને ચિકમગલુર જિલ્લામાં દારૂબંધીનો સંપૂર્ણ અમલ કરવાનું માઇસોર રાજ્યે નક્કી કરેલ છે. ૧૯૪૯-૫૦ ના વર્ષની શરૂઆતથીજ બંને જિલ્લાની બધીજ એક્સાઇઝ દુકાનો બંધ કરવામાં આવશે. ગયે વરસે કોલાર, ચિતલદુર્ગ અને ટુમુર જિલ્લામાં સંપૂર્ણ દારૂબંધીનો અમલ કરવામાં આવ્યો હતો. સરકારની નીતિ મુજબ આવતા ત્રણ વર્ષમાં બેંગલોર, માઇસોર, હસ્સન અને મંડ્યા એ ચાર જિલ્લામાં પણ સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવશે.

* * * *

સાલેમના જિલ્લા પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટે ગયા ફેબ્રુઆરીમાં પ્રગટ કરેલ એક અહેવાલ મુજબ એ માસ દરમિયાન-દારૂબંધી અંગેના ૩૩૬ ગુનાઓ નોંધાયા હતા. અને એને અંગે ૩૭૩ માણસોની ધરપકડ કરવામાં આવી હતી. આની આગળના મહિના દરમિયાન ૪૭૬ ગુનાઓ અંગે ૪૮૦ માણસોની ધરપકડ કરવામાં આવી હતી. આ ઉપરાંત ફેબ્રુઆરી માસ દરમિયાન દારૂ પીધેલી હાલતમાં ૯૯ માણસો મળી આવ્યા હતા. જ્યારે તેની આગળના માસમાં ૧૩૯ માણસો એ કારણસર પકડાયા હતા. છેલ્લાં બે વરસ દરમિયાન ગુનાનું પ્રમાણ આશ્ચર્યજનક રીતે ઓછું થતું જાય છે. અને એનું કારણ ગેરકાયદેસર દારૂ અટકાવવા માટે રખાતી સખત તકેદારી અને દારૂબંધીનો અમલ કરનાર વર્ગની કાર્યદક્ષતા છે. તમામ ગુનાઓના લગભગ ૯૭ ટકા તો ગેરકાયદેસર દારૂ ગાળવાને લગતા હતા. દારૂબંધી અધિકારીઓએ જે ઠેરઠેર દરોડા પાડેલા તેને પરિણામે ૨૨૮૫૬ ગેલન ગેરકાયદેસર દારૂ મળી આવેલ.

* * * *

દરિયાઈ અને હવાઇ માર્ગે ઉતરતા પેસેન્જરોને દારૂબંધી અંગેનો અધિકારી વર્ગ તપાસી શકે એ જાતની સગવડ આપવા માટે મદ્રાસની સરકાર હિન્દ સરકારને વિનંતિ કરવાનું વિચારી રહેલ છે. અત્યારે હવાઈ મથક અથવા બંદરની હદમાં ગેરકાયદેસર દારૂ માટે કોઇપણ પેસેન્જરને દારૂબંધીનો અધિકારી વર્ગ તપાસી શકતો નથી. કારણ કે એ મધ્યસ્થ સરકારની હકુમત હેઠળ છે. જકાત ખાતાના અમલદારો જો દારૂનો કોઈ પણ જથ્થો જુએ તો તેને સ્થગિત કર્યા સિવાય વિશેષ કંઇ કરી શકતા નથી. આવો સ્થગિત કરેલો જથ્થો પણ ધનુષકોટિમાં બહુ વધારે પ્રમાણમાં એકઠો થયો હોવાનું કહેવાય છે. આવાં સ્થળોએ દારૂબંધીના અધિકારી વર્ગને હાજર રહેવાની પરવાનગી આપવા અંગેનો તેમજ નિયમોમાં ઘટિત ફેરફાર કરવા અંગેનો પત્રવ્યવહાર ચાલે છે.

* * * *

વડોદરા રાજ્યના ત્રણ જિલ્લાઓમાં દેશી અને પરદેશી દારૂનો વ્યાપાર કરતી ૪૨ દુકાનોને બંધ કરવાનો વડોદરા સરકારે હુકમ કર્યો છે. આ ઉપરાંત કાઠિયાવાડમાં આવેલા અમરેલી તથા ઓખા મંડળ જિલ્લામાં તેમજ નવસારી જિલ્લાનાં મહુવા તાલુકામાં સંપૂર્ણ દારૂબંધી અમલમાં છેજ.

વડોદરા સરકારની દારૂબંધી-નીતિનાં આગળ પડતાં લક્ષણો નીચે મુજબ છે—

દારૂના વેચાણ અને વપરાશમાં ક્રમશઃ કાપકૂપ મુકવામાં આવી છે. આખા રાજ્યમાં તાડી અને દારૂની દુકાનો અઠવાડિયામાં બે દિવસ બંધ રાખવામાં આવે છે. સરહદ ઉપર આવેલ કડોદ તાલુકામાં સંપૂર્ણ દારૂબંધી અમલી બનાવવામાં આવી છે. દેશી દારૂમાંનું આલ્કોહોલનું પ્રમાણ ઘટાડવામાં આવ્યું છે અને જકાત વધારવામાં આવી છે.

દારૂબંધીને કારણે રાજ્યને મહેસુલી આવકમાં સોળ લાખ અને પચાસ હજાર રૂપીઆની ખોટ સહન કરવી પડે છે.

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

**(૧) NEW LIVES FOR OLD:**

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પુરી પાડતી આ પુસ્તિકામાં મુંબઇના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રીશ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઇઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂા. ૧-૪-૦.

**(૨) પાપનું પ્રાયશ્ચિત્ત:** લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ; પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦
ગામડામાં બહુજ આછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા.

**(૩) દારૂનો દવ:**

દારૂના દૈત્યના તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ.

**(૪) સ્વરાજ્યની સંગાથે:**

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ. કિંમત ૦–૨–૦

**(૫) આંખ ઊઘડી:** (બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે બોધક વાર્તાઓ, પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦–૨–૦

**(૬) માણસાઇનો વિજય:** (બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૪, કિંમત ૦–૨–૦
શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદય પરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

**(૭) છેલ્લી ઘડીએ:** લેખક - શ્રી ધનસુખલાલ મહેતા.
બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા (છપાય છે)

તમારી નકલો વી. પી થી મંગાવો

**મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ**
નં. ૭૫, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ–૧.

## જાહેર ખબર

'સંજીવન' ના સોલ એજન્ટ તરીકે મેસર્સ ઓમ્બે બુક એજન્સી [ તુલસી પાઈપ રોડ-દાદર ] ને તા. ૩૦ મી એપ્રીલ ૧૯૪૯ થી બંધ કરવામાં આવેલ છે. એથી 'સંજીવન' ની નવેસરથી એજન્સી લેવા ઇચ્છતા એજન્ટ ભાઈઓએ એજન્સીની શરતો માટે નીચેના શિરનામે પત્રવ્યવહાર કરવો:

મંત્રી:—પ્રાંતિક દારૂબંધી સમિતિ
૭૫, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ–૧.

Registered No. B-5301




મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ–અંધેરીમાં શ્રી રસિકલાલ જી. પટેલે છાપ્યું છે અને મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

(કિંમત રૂા. ૦–૬–૦)

## અનુક્રમણિકા



કવર-ફોટો : શ્રી ઘનશ્યામ પાગનીસ

'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્ઘટના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

ટીપ:-'સંજીવન' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઑફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.

મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : નં. ૭૫ એપોલો સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ, ૧.

# દસકાઓ થયાં પીડાતાં બચ્ચાંઓની સેવામાં



દસકાઓથી, પિત્તાશય અને બરોળની તાલીમ બીમારીથી પીડાતાં

દરરોજ બચ્ચાંઓની કુમળી જીંદગીઓને મૃત્યુના મુખમાંથી બચાવવામાં જમ્મીના લીવર કયોરે મહત્વનો ભાગ ભજવ્યો છે

શરૂઆતનાં અને જુનાં દર્દોમાં સપડાયેલાંઓને માટે ડાક્તરો 'સીમ્પલ' અને 'કોમ્પ્લીકેટેડ' લીવર કયોરની ભલામણ કરે છે.

"સીમ્પલ" 'લીવર કયોર' નાના ડોઝમાં લેવાથી તે એક અમૂલ્ય દવા તરીકે કામ આપે છે. તે ભૂખ આને પાચનશક્તિને સુધારે છે, કબજીયાત દૂર કરે છે અને પિત્તાશય • તથા બરોળની ક્રિયાને નિયમિત કરે છે.

પિત્તાશય અને બરોળ જેવાં અવયવો માતાના શરીરમાંથી બંધાય છે એવા આયુર્વેદશાસ્ત્રના કથનને અનુલક્ષીને બનાવવામાં આવેલ 'જમ્મીનુ ટોનીક પિત્તાશયથી પીડાતાં બાળકોની માતાએ ગર્ભાવસ્થામાં લેવુ સલાહભર્યુ છે.




**જમ્મી વેંકટારામય્યા એન્ડ સન્સ.**

મયલાપુર, મદ્રાસ (ફો.નં. ૮૧૩૯) સેંડર્સ્ટ રોડ, મુંબઇ ૪. (ફો. ન. ૪૧૫૯૩), હેરીસન રોડ, કલકત્તા. ઉપરાંત: લખનૌ, બેંગલોર, ત્રીચીનોપલી વગેરે.

# દમ સારો થશે પણ



## પુરોહિત શ્વાસહારીથીજ

પાંચ મિંનટમાં કે એક રાતમાં દમ સારો કરનારા ઉપાયોથી તમારો દમ સારો થવાને બદલે ફક્ત વધે છે. પુરોહિત **શ્વાસહારી** એજ એક ઔષધ એવું છે કે તે લેવાની શરૂઆત કરતાં જ કફ છુટે છે, શ્વાસ ઓછો થાય છે, પાચનક્રિયા સુધરે છે અને ફેફસાં મજબુત થઇ દમ ખાત્રીપૂર્વક અને પુરેપુરો મટે છે. રૂ. ૩-૮ રૂ. ૬ અને રૂ. ૧૦ ના પેકીંગમાં બધી જગાએ મળે છે, અગર ડૉ. પુરોહિત ફાર્મસી, કોલ્હાપુરથી મંગાવો.



**પુરોહિત**
**શ્વાસહારી**

## તમારા બેંકીંગના કામકાજ માટે

**ધી કેનેડા ઇન્ડસ્ટ્રીયલ એન્ડ બેન્કિંગ સિંડિકેટ લિમિટેડ.**

**Cánara Industrial & Banking Syndicate, Ltd**

હેડ ઓફીસ:—ઉડીપી  સ્થાપના :—૧૯૨૫

મુંબઈની ઓફીસ:—હોમજી સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ

બ્રાન્ચો અને એજન્સીઓ આખા મુંબઈ ઈલાકામાં ઈ

## —: સંજીવન :—

દારૂબંધી અને બીજા રચનાત્મક કાર્યક્રમ સ્પર્શતું, રસપ્રદ, મનોરંજક અને સુબોધ સાહિત્ય પીરસતું અનોખું માસિક.

જાહેર ખબરના દર:

| | |
|---|---|
| અંદરનું આખું પાનું ... ... | રૂા ૧૦૦ |
| અંદરનું અરધું પાનું ... ... | રૂા ૬૦ |
| અંદરનું ૧/૪ પાનું ... ... | રૂા ૩૫ |

# સંજીવન

વર્ષ પહેલું ] જુન—૧૯૪૯ [ અંક અગિયારમો

નામદાર ગવર્નર જનરલનો સંદેશો

## પૂર્વ અને પશ્ચિમ

પાશ્ચાત્ય લોકો જ્યારે તેઓના દિલોજાન દોસ્ત આલ્કોહોલથી થાકયા છે અને ત્યાંના પ્રખર રાજપુરુષો પણ જ્યારે મદ્યનિષેધક કોઇપણ ચળવળમાં દેખીતી રીતે સંલગ્ન ન રહેવા છતાં જનસમુદાય ઉપરની દારૂની અસરને હળવી કરવા માટે સતત પ્રયત્ન કરી રહ્યા છે ત્યારે પૂર્વમાં,અને ખાસ કરીને હિન્દમાં, આપણા ધર્મો અને સાંસ્કારિક માન્યતાઓ નિઃસંશયે મદ્યવિરોધી હોવા છતાં, રાજકર્તાઓ અને અમલદાર વર્ગમાં ફેરી પીણાંમાં રાચવાની અને પહેલાં જે વર્તુળોમાં એને કાયદેસર સ્થાન નહોતું ત્યાં પણ એને દાખલ કરવાની જે વૃત્તિ જણાઇ આવે છે એ એક કમનસીબી છે! આ વધતી જતી વૃત્તિ જોઈ મને ખૂબ દુઃખ થાય છે. આ વિચારોને મેં જરા અસ્પષ્ટ ભાષામાં વ્યકત કરવા પ્રયાસ કર્યો છે. આથી પણ વધારે સ્વચ્છ રીતે હું કહી શકયો હોત. પરંતુ કોઇને દુભાવવાની મારી ઇચ્છા નથી.

આલ્કોહોલ એ કોઇ હક્ક નથી તેમ એમાં રાચવા માગતા પૈસાદાર ગૃહસ્થોના નાગરિક સ્વાતંત્ર્યનું પણ એ કોઇ અંગ નથી. પરંતુ એ તો કામદાર વર્ગ માટેનું એક ઝેર અને જાહેર લાલચ છે. આ વર્ગ પાસે લાલચનો ભોગ બનવાની ભાગ્યે જ સગવડ હોય છે અને એમની સમક્ષ, પોતાના કાલ્પનિક ખાનગી સ્વાતંત્ર્યની ખાતર આવી લાલચ મૂકવી એ પૈસાદાર લોકો માટે ગુનો ગણાય. અનિષ્ટના આ મૂળભૂત જન્મસ્થાન તરફ આપણે વધારે સખ્ત વલણ દાખવતા થઇએ એમ હું ઇચ્છું.

જે પદાર્થના સેવનથી માણસની ઇચ્છાશકિત નબળી પડે છે અને વિવેકબુદ્ધિનો નાશ થાય છે એના ઉપર કર નાખી નીપજતા હરેક અનિષ્ટ દ્વારા મહેસુલી આવક તો જરૂર ઘણી સહેલાઇથી મેળવી શકાય. પરંતુ આપણે જો ન્યાયી બનવું હોય તો વપરાશના જે પદાર્થો ઉપર પરોક્ષ કર નાખવામાં આવે એ એવા ન હોવા જોઇએ કે જેનો વિષમ ભાર કેવળ ગરીબ વર્ગ ઉપર જ પડે. જેઓએ આ વિષયનો પૂર્વગ્રહમુકત અને સંભાળપૂર્વક અભ્યાસ કર્યો છે તેઓ જાણે છે કે દારૂમાંથી થતી મહેસુલી આવકનો મોટો ભાગ ગરીબ કામદારને વેચવામાં આવતા જથ્થામાંથી થાય છે અને નહિ કે, કેટલાક બેકાળજીપૂર્વક માને છે તેમ, પૈસાદાર વર્ગને વેચવામાં આવતા વ્હીસ્કી અને બીજા દારૂમાંથી.

—ઇન્ટરનેશનલ ઓર્ડર ઓફ ગુડ ટેમ્પલર્સની ગ્રેન્ડ લૉજ ઓફ માયસોર એન્ડ હૈદ્રાબાદના તા. ત્રીજી એપ્રીલે સિકન્દ્રાબાદમાં મળેલા દશમા અધિવેશન સમક્ષ નામદાર ગવર્નર જનરલે પાઠવેલો સંદેશો.

# મધ્યમસર

# મદ્યપાનનાં

## ભયસ્થાનો

લેખક
ડૉ. એચ. સી. મુકરજી
એમ. એ., પીએચ. ડી.

શારીરિક અને માનસિક આરામ માટે માણુસને ઇચ્છા થાય તે સ્વાભાવિક છે. એટલા માટેજ માણુસ પોતાના નિત્યવ્યવસાયની ચિન્તાઓ અને ઉપાધિઓ જુદી જુદી રીતે ભૂલવા માટે પ્રયાસ કરે છે. કોઈ ખુલ્લી હવામાં ફરવા જાય છે. કોઇ સિનેમા-નાટક જુવે છે. કોઈ રેડિયો સાંભળે છે. કોઈ પરદેશના પ્રવાસે ઉપડી જાય છે અને કોઈ પોતાના મનગમતા વિષયનાં પુસ્તકો વાંચવામાં વખત પસાર કરે છે. આ તો દારૂ ન પીનાર સામાન્ય માણુસની વાત થઈ. દારૂડિયો પોતાના જીવનની મુશ્કેલીઓ ભૂલવા પીઠામાં પેસી જાય છે. અને એનું ધારેલું ધ્યેય પાર પડે છે કારણુ કે દારૂ પીધા પછી થોડીજ પળોમાં એની મુશ્કેલીઓ અને અસ્વસ્થતા જાણે કે વીસરાઈ જતી હોય એવી એને લાગણી થાય છે અને એનામાં શારીરિક અને માનસિક ચપળતા અને તરવરાટ આવે છે. આવા સંજોગોમાં જે લાગણીઓ દારૂડિયાને થાય છે એને "જીવનના અસંતોષમાંથી મુક્તિ" રૂપે વર્ણવવામાં આવેલ છે.

વૈજ્ઞાનિક સંશોધનોએ એમ સાબિત કર્યું છે કે દારૂ પીધા પછી તરતજ જીવનની કંટાળાજનક ઉપાધિઓ જે દારૂડિયો વીસરી જાય છે એનું કારણુ દારૂમાં રહેલી ઘેન ઉત્પન્ન કરવાની શક્તિ છે. અને જેટલા પ્રમાણુમા દારૂ લેવામાં આવે છે તેટલા પ્રમાણુમાં એ ક્રિયાશક્તિને બુઠ્ઠી બનાવી દે છે અથવા તો કામ કરતી અટકાવી દે છે અને એને લીધેજ દારૂડિયો પોતાના દુઃખી જીવનની મુશ્કેલીઓ ઘડીભર વીસરી જાય છે.

અતિશય દારૂના સેવનથી થતાં ભયાનક નુકશાનોથી સાધારણુ પીનાર જાણુકાર હોય છે અને એટલેજ મધ્યમસર મદ્યપાન કરવાથી શરીરને આરામ અને તાજગી મળશે અને બહુ જોખમમાં નહિ ઉતરવું પડે એવી માન્યતાથી એ પોતાની ટેવ ઉપર કાબુ રાખે છે.

## 'મધ્યમસર' એટલે કેટલું?

હવે આ બાબતમાં આપણે આગળ વધીએ તે પહેલાં 'મધ્યમસર' અથવા 'સપ્રમાણુ' એ કેટલું એ નક્કી કરવું જરૂરી છે. 'મધ્યમસર' એ બહુજ સ[illegible] શબ્દ છે અને એની યોગ્ય વ્યા[illegible] આપવી મુશ્કેલ છે. દારૂનું અમુક પ્રમાણુ એક માણુસને કંઈજ અસર ન કરે જ્યારે બીજાને તેટલુંજ પ્રમાણુ ઘેનમાં નાખી દે! આમ ઘેન ચડવાની બાબતમાં માણુસે માણુસે તફાવત પડે છે એટલુંજ નહિ પણુ એકજ વ્યક્તિના કિસ્સામાં પણુ એની સહનશક્તિ ઓછી વધતી રહેતી હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો એક માણુસને બીજા કરતાં દારૂનું ઘેન વહેલું અથવા મોડું ચઢે એટલુંજ નહિ પણ એ ને એ માણુસને પણ દારૂનું સેવન જુદા જુદા સંજોગોમાં જુદી જુદી અસર કરે. દાખલા તરીકે, આનંદ અથવા દુઃખને કારણે લાગેલ ભૂખ, થાક કે બેચેની ઘણીવાર એકજ માણુસની સહનશક્તિમાં તફાવત પાડવામાં કારણુભૂત હોય છે.

૧૯૧૧ માં ચિકાગોમાં મળેલી બ્રેવર્સ કોંગ્રેસમાં આશરે બારસો પ્રતિનિધિઓએ એકઠા થઈ મધ્યમસર મદ્યપાનનો અનુરોધ કરતા કેટલાયે ઠરાવો પસાર કર્યા હતા. અને એને માટે આલ્કોહોલનું થોડું પ્રમાણુ ધરાવતા 'બીઅર'ની ઉપયોગિતા તરફ લોકોનું લક્ષ ખેંચ્યું હતું. 'ચિકાગો હેરલ્ડ'માં પ્રગટેલ એક અહેવાલ અનુસાર "મધ્યમસર મદ્યપાન"–ના આ પુરસ્કર્તાઓ અધિવેશનને અન્તે ૧૨૧૯–બીઅરની બાટલીઓ ચડાવી ગયેલા.

મદ્યપાનના આ જાતના 'પ્રમાણુ'ને મધ્યમસર તરીકે માન્ય કરતાં તો એ નીતિનો કોઇપણુ પ્રખર પુરસ્કર્તા પણુ અચકાય!

## પ્રમાણ નક્કી કરવાનો પ્રયાસ

જે પદાર્થ સ્વયંમેવ ઝેર છે એના વપરાશ માટે 'મધ્યમસર' એવું કોઇ પ્રમાણુ હોઇ શકેજ નહિ એમ લાંબા વખતના અનુભવ પછી ટેમ્પરન્સની ચળવળોએ કહી બતાવ્યું છે. પ્રમાણસર દારૂના સેવનની જે લોકો તરફેણુ કરે છે એઓને એની લાભદાયી અસરો વિષે ઘણું ઘણુ કહેવાનું હોય છે પરંતુ દારૂનું કેટલું પ્રમાણ

આલ્કોહોલના મધ્યમસર વપરાશના પરિણામની જે આગાહી ઉપરના શબ્દોમાં એ વિખ્યાત ડાક્તરે આપી છે તેનું તથ્ય સાબિત થતું હવે જોઇએ.

## જીવન વ્યવહાર અને મદ્યપાન

યાલે યુનિવર્સીટીના મનોવિજ્ઞાનના પ્રોફેસર ડો. વૉલ્ટર આર. માઇલ્સે કાર્નેગી ઇન્સ્ટીટ્યુટની ન્યુટ્રિશન લેબોરેટરીમાં આઠ વર્ષ પર્યંત મનોવિજ્ઞાનશાસ્ત્રનું સંશોધન કરેલું. એ સમય દરમિયાન એમણે નાના પ્રમાણમાં લેવાતા આલ્કોહોલની અસર નક્કી કરવા માટે કેટલાક પ્રયોગો કરેલા. ૧૯૩૨ માં કોંગ્રેસના પ્રતિનિધિઓની એક તપાસ સમિતિ સમક્ષ એમણે જે અહેવાલ રજૂ કરેલો તેમાં એમણે જણાવેલું તેમ થોડા પ્રમાણમાં લેવાયેલ આલ્કોહોલની પ્રત્યક્ષ થાય તેવી અસર સહેજ અસ્થિરતા પરત્વેની હતી. મધ્યમસર પ્રમાણ જેને કહી શકાય એના જેટલા અથવા એનાથી સહેજ ઓછા માપમાં બીયર લેનાર મોટર ડ્રાઇવર એક દ્યાનાવસ્થાની ચપળતામાં સહેજ ઓછો ચોક્કસ માલુમ પડેલો. તેવીજ રીતે 'સ્ટીઅરીંગ વ્હીલ' ઉપરનો એનો હાથ કાં તો જમણી તરફ લસરી જતો અથવા ડાબી તરફ લસરી જતો. કાં તો બહુ ઊંચે જતો અથવા બહુ નીચે ચાલ્યો જતો. અર્થાત્ યંત્રોના નિયમનમાં જે ત્વરિત કાર્યદક્ષતા જોઇએ તેમાં આવા કારણે વિક્ષેપ પડતો. એટલે કે અકસ્માતનો ભય વધારે પ્રમાણમાં ઉત્પન્ન થતો.

ડો. માઇલ્સે કહેલું તેમ દારૂડિયાના વર્તનમાં ફેરફાર

બીજી તરફ, ડો. હેવેન્સના કહેવા મુજબ, માણસ પોતાના પોષાક તરફ બેદરકાર બનતો જાય છે. અને પછી બીજા પોતા વિષે શું કહે છે એની દરકાર પણ ઓછી અને ઓછી રાખતો થાય છે. ધંધાદારી વર્ગમાં તો આ મોટી ખલેલ રૂપ ગણાય; કારણ કે હરીફાઈ તે આજના ધંધાનો પ્રાણ મનાય છે.

આપણા રોજ-બરોજના જીવન વ્યવહારમાં હાથ-પગ અને આંખની સ્થિરતા તેમજ માનસિક શક્તિઓની ચપળતા તથા કાર્યદક્ષતાની જે અગત્ય રહેલી છે એને લક્ષમાં લેતાં, શા માટે 'ટેમ્પરન્સ' ચળવળોએ મધ્યમસર મદ્યપાનને ધરમૂળથીજ તુચ્છકારી કાઢ્યું છે એનું કારણ સમજવામાં કોઇ પણ ભલા માણસને મુશ્કેલી નહીં પડે.

તો પછી એવી દલીલ કરી શકાય ખરી કે મોટર જે હાંકવી છે અથવા તો યંત્રો સાથે જેને કામ છે એવા વર્ગ માટે નિર્વ્યસનીપણું આવશ્યક છે એમ માની લઇએ પણ બીજાનું શું? બીજાઓ તો નચિંત મને પ્રમાણસર દારૂ પી શકે ને? પ્રમાણસર મદ્યપાન તંદુરસ્તીને હાનિકર્તા નથી એમ જો આપણે પુરવાર કરી શકીએ તોજ આ દલીલ સાચી ઠરી શકે.

જેના અભિપ્રાયને આપણે તુચ્છકારી કાઢી ન શકીએ એવા નિષ્ણાત ડાક્તરોએ આ બાબતમાં વિરોધ નોંધાવ્યો છે.

# ચાલો ગામડાં સુધારીએ

## ગ્રામ પુનર્ઘટના એટલે?

હિંદમાં આજે સાત લાખ ગામડાં છે. દેશની આબાદી આઝાદીનો ખરો આધાર ગામડાં ઉપર છે. જ્યારે ગામડું આબાદ, સ્વાવલંબી અને ઉદ્યમી બનશે ત્યારે દેશની તાસીર આપોઆપ બદલાઇ જશે. ગામડાનો ઉદ્ધાર એટલે આખા દેશનો ઉદ્ધાર, તેમાં નવા લોહીનો સંચાર થશે એટલે રાષ્ટ્રમાં ચેતન,-જાગૃતિ-પ્રાણ આવશે.

આપણા દેશમાં યંત્રો અને પશ્ચિમની કેળવણીના આગમન સાથે ગ્રામ ઉદ્યોગો ઝાંખા પડ્યા છે એટલે

પ્રૌઢોને શિક્ષણ આપ્યા બાદ ગામડાંમાં એક નાનુંશું પુસ્તકાલય રાખી શકાય. ત્યાં બે-ચાર છાપાં તથા શરૂઆતમાં ગામડાને ઉપયોગી એવાં અમુક પુસ્તકો રાખવાં કે જેથી તેના વાંચનથી લાભ લઇ લોકો જ્ઞાન મેળવી શકે...વ્યાવહારિક બુદ્ધિ વધે, સામાજિક સુધાર થઇ શકે. વેપાર, ખેતી, કે કોઈ પણ ધંધાની દોરવણી તથા જાણવાનું મળે, છેતરાતા અટકે. આ ઉપરાંત સ્ત્રી કેળવણી તથા બાલ શિક્ષણની પણ વ્યવસ્થા થવી જોઇએ. બાળકોને બચપણમાં જેવા સંસ્કારો પડાય તેવું કાર્ય તેઓ આગળ જતાં કરી શકે...ખરે નાગરિકત્વવાન બને. બળ, બુદ્ધિ અને ભાવના વિકસે, સ્વચ્છતા, સુઘડતા અને નિયમિતતાનો બોધ લે તેવી કેળવણી મળવાની સગવડ થાય તો સમાજના નવઘડતરમાં તે સારો ભાગ ભજવે.

## ગ્રામસફાઇનું મહત્ત્વ

માનસિક શક્તિ ખીલ્યા પછી શારીરિક શક્તિ વિષે વાત કરીએ. તંદુરસ્તી જાળવવા અંગે શું કરવું? ગામડાંમાં કેળવણીના અભાવે કેટલીય અસ્વચ્છ ગંદી ટેવો પડી ગએલ હોય છે

એટલે કાદવ-કીચડ થઇ તેમાથી મચ્છર તથા અન્ય રોગવર્ધક જંતુઓ ઉત્પન્ન થઇ રોગનો ફેલાવો કરે છે. અને ગ્રામ લોકોની તંદુરસ્તી ભયમાં મૂકાય જાય છે. કેટલીક વેળાએ તો ઘેર ઘેર માંદાના ખાટલાઓ પડી જાય છે તેથી સ્વચ્છતા અને આરોગ્યની દૃષ્ટિએ સફાઇ ને નિયમિતતાની ખાસ જરૂર છે.

## એ વહેમો ક્યારે ટળે ?

બિમાર પડતા ગામલોકો અજ્ઞાનને કારણે કેટલીક વાર દોરા-ધાગા, જંતર મંતર, ભૂવા ભરાડી પાસે જોવરાવવું વગેરે અંધ માન્યતામાં પડે છે જેથી બિમાર માનસની સારવાર, ઉપચાર કરવાને બદલે આવી અંધ શ્રદ્ધામાં રહી બિમારીને વધારે છે...ખાવા પીવામાં નિયમ જાળવે નહિ. પછી અતિશય બિમારી વધવાથી શહેરના ડોક્ટરો પાસે જાય... તો આથી બચવા આરોગ્ય સાચવવા, પોતે કેમ બિમારીમાથી બચવું ? બિમાર પડયા પછી શું કરવું ? વગેરે જાણી લઇ આચરણ થાય તો જરૂર ગામડાંની તંદુરસ્તી અને સંપત્તિ સચવાય. ગામડામાં એક નાનું એવું ઔષધાલય રાખવામાં આવે ને જેમાં દેશી-સાદી દવાઓ તથા જરૂર પુરતાં સાધનો જેવાં કે ઉષ્ણતામાપક યંત્ર, શેક માટે કોથળી, વગેરે રાખવામાં આવે તો એનો ગ્રામલોકો યોગ્ય સમયે ઉપયોગ કરી શકે.

## વ્યસનોનો નાશ થશે ત્યારે—

આજનાં ગામડાંમાં કેટલીયે જાતનાં દુર્વ્યસનો પેસી ગયાં છે. એક તો ગરીબ સ્થિતિ ને વળી તેમાં વ્યસનનો ઉમેરો...ગરીબીમાં ગરીબી ભળે...પછી શું બાકી રહે ! ચા, બીડી, દારૂ, જુગાર જેવાં વ્યસનોથી આમ જનતા બંધાયેલી છે. આ વ્યસનરૂપી બેડી તોડવા માટે એક મોટી સામાજિક લડત લડવી પડશે...વ્યસનથી શારીરિક, માનસિક અને આર્થિક એમ ત્રણ રીતે વ્યય થાય છે,–શક્તિ ઘટે છે, ગરીબી-કંગાલિયત,...અને આળસુપણું આવે છે. શરીરમાં રોગ લાગુ પડે છે...શરીર ઘસાતું જાય છે, મન અસ્થિર થાય છે. જ્ઞાનતંતુઓ શિથિલ થઇ નબળાં પડે છે. જેથી માનસિક રોગો લાગુ પડી ગાંડપણ આવે છે. આમ જોતાં આર્થિક દૃષ્ટિએ પણ પારાવાર નુકસાન થાય છે.

## રૂઢિનાં બંધનો

હિંદનાં એકે એક ગામડાંમાંથી જો આ વ્યસનરૂપી બેડી નાશ પામે તો ગ્રામ લોકો જરૂર પોતાની કમાણીનો એક તૃતીયાંશ ભાગ બચાવી પોતાની આબાદીમાં વાપરી શકે. જેટલું ઓછું ખર્ચ તેટલી વધારે બચત ...આર્થિક બાજુ સુધરે...આમ જોતાં આજે ગામડાંઓએ ગરીબી હાથે કરીને વહોરી લીધી છે. હવે વધુ જોતાં જેવું વ્યસન તેવું જ 'રૂઢિબંધન' છે. રૂઢિબંધનમાં પ્રેતભોજન, બાળલગ્ન, કન્યાવિક્રય અને 'ધર્મ-કથા' વગેરે ઘણી ટચની-જાગતી રૂઢિ દેવીઓ ગામડામાં ને ઘણુંએ શહેરોમાં વસી રહી છે. મરણ પાછળ ભોજન કરવું એ સૈકાઓથી પ્રચલિત રૂઢિ છે. આવા જમાનામાં એ રૂઢીના ઊંડા ચીલામાંથી બહાર નીકળી જવું એજ ઉત્તમ માર્ગ છે. માત્ર એકાદ દિવસના ભોજનથી મૃત્યુ પામેલ માણસ સ્વર્ગ કે શાંતિને માર્ગે જતો નથી. આવાં ભોજનો સમાજ કે જ્ઞાતિના નિયમ કે બંધનને અંગે થતાં હોય છે પછી ભલે સારી સ્થિતિ હોય કે નરસી ! ઘણી વેળાએ મુરબ્બી-વડિલોના દબાણથી—તથા માનને ખાતર, આબરૂ, કીર્તિ વધારવા આવાં ભોજનો થાય છે. જો આ સંપત્તિ યોગ્ય ઉપયોગમાં—ગામડાંની (પોતાની) આબાદીના સાધનોમાં વપરાય- -તો શું જરૂરિયાતની ચીજો ગામડું ન મેળવી શકે ?

હજી ઘણાં ગામડાંઓમાં 'બાળ લગ્ન'નો રિવાજ વ્યાપક સ્વરૂપે ફેલેલો છે. નાની ઉંમરે પુત્ર-પુત્રીનાં કરેલાં લગ્ન તેનું જીવન શુષ્ક, કજિયા અને કંકાસમય બનાવી દે છે. જ્યાં બાળક હજી યોગ્ય કેળવણી લઇ શકયું ન હોય ત્યાં આ સંસારરૂપી બંધનમાં તેને બાંધી દે છે. તેના વિકાસનો પંથ આગળ વધી શકતો નથી. આવતી કાલની—ભવિષ્યની દુનિયાનો આધાર-દેશનો આધાર એ આજના બાળકો પર જ છે. જ્યાં જીવન વિકસાવવાની કેળવણી—વિદ્યાભ્યાસનો સમય હોય તેને આવી રીતે વેડફી દેવામાં આવે તો કેવી રીતે સમાજ-ગામડું કે રાષ્ટ્ર પ્રગતિ પામે ! વળી આવાં લગ્ન પાછળ બેહદ ખર્ચા કરવામાં આવે છે. જો પુખ્ત ઉંમરે વિવાહ લગ્ન થાય તો વિચાર-વાણી ને વર્તનનો સુમેળ બાદ. દંપતી જીવન કલહરહિત નીવડે. તો આ પ્રથાને નાબૂદ કરવા એકેક વ્યક્તિએ તૈયાર થવું જરૂરનું છે.

## ગ્રામોદ્યોગ સજીવન કરો

હાલમાં ગ્રામોદ્યોગોની સ્થિતિ સુધારવી ઘટે છે. અગાઉના વડવાઓ–દાદાઓએ ગ્રામ સંસ્કૃતિ-ઉદ્યોગો ટકાવી રાખ્યા હતા. ઘેર ઘેર હાથ-ઘંટી હતી. તેથી સાત્વિક લોટ મળતો. હવે ઘંટીઓ ને સ્થાને 'મીલ' આવી, જેથી સત્ત્વ નાબુદ થયું. પૈસાનો વ્યય કરી, શ્રમને જતો કરી, આળસુ બની ગયા છીએ. શ્રમ, સંપત્તિ અને સત્ત્વ ત્રણેય વસ્તુ રાખવા–ટકાવવા ને સ્વાશ્રયી થવા ઘંટીને સજીવન કરવાની ખાસ અગત્ય છે તથા જ્યાં હોય ત્યાં ટકાવવાની પણ તેટલીજ આવશ્યકતા છે. તેલ કાઢવા માટે 'બળદ–ઘાણી' હતી તેને સ્થાને યંત્ર વડે હાલ તેલ કાઢવામાં આવે છે. લગભગ ગામડાઓએ પણ ઘાણી ને દેશવટો દઈ દીધો છે. હાથઘાણી જતાં 'તેલી (ઘાણીવાળા) ધંધાવિહીન થઈ ગયા ને પરદેશી મીલને પ્રોત્સાહન આપી આગળ લાવ્યા. આ તો આપણે આપણાજ પગમાં કુહાડો માર્યો ગણાય.

પહેલાં ગ્રામલોકો પગમાં પહેરવાના જોડા પોતાના ગામમાંથી બનતા દેશી ચામડાનાંજ પહેરતા. હવે ધીમે ધીમે તેને સ્થાને પરદેશી ચામડાના જોડા વપરાતા થઈ ગયા છે. એટલે 'ચમાર' વર્ગને નુકસાન થવા લાગ્યું. આમ ધંધાને નાબુદ કરવા લોકો તત્પર થયા. આવી રીતે એક પછી એક 'ગ્રામોદ્યોગ' ઝાંખા પડતો જાય છે. રેંટિયો એ ગામડાનું સદીઓનું જુનું એક 'ગૃહ-યંત્ર. ગણવામાં આવતું. તેની હસ્તી આજ બહુ ઓછી રહી. રેંટિયાની ખરી કિંમત – ઉપયોગિતા શીખવી હોય તો તેનો સઘળો આભાર જગતવંદ્ય વિભૂતિ પૂ. ગાંધીજીનેજ ફાળે જાય છે. સુતર કાંતી ગામના વણકર પાસે વણાવી પહેરીએ તો ગામની સંપત્તિ ગામમાં જળવાઈ રહે. વણકરનો ધંધો ચાલે – રોજી મળે ઉદ્યોગનો વિકાસ થાય. પણ પરદેશી કાપડનો – મીલ કાપડનો મોહ લાગવાથી તે ઉદ્યોગ પ્રગતિ પામી શક્યો નથી. જો દરેક ગામડાંમાં ઘેર ઘેર ફરીથી રેંટિયા ગૂંજતા થઈ જાય તો વસ્ત્ર માટે પરાધીન ન થવું પડે. મીલ ઉપર નજર નાખવી મટી જાય આ ઉદ્યોગ જેમ જેમ વિકાસ પામશે તેમ તેમ કાપડની તંગી ઓછી થઈ ગામડું પોતાના પગભર ઉભી શકશે. આથી 'ગ્રામોદ્યોગ' સજીવન કરવા, જુના ધંધાઓ વિકસાવવા,

ગામડાઓમાં વેર ઝેર, કુસંપ - ઈર્ષા વગેરે ઠેરઠેર સ્થળે દેખાય છે. વાત વાતમાં ઝઘડી પડે, નજીવી વાતમાંથી તકરારનું ઉગ્ર સ્વરૂપ આપી દે. તકરારો કરી પછી શહેરમાં કોર્ટે જવું પડે. નજીવા ગુન્હા માટે, પણ અજ્ઞાનતા – જડતાને લઈને દંડાઈ જાય સામા પક્ષને ઉતારવા - હરાવવા, હલકો પાડવા, ઘણા કાવાદાવા રચે. આમ વેરવૃત્તિ વધતી જાય. આવે ફરિયાદોનો ફેંસલો–ન્યાય લાવવા ગામમાં એક નિષ્પક્ષ બીનપક્ષીય પંચ નીમવું જોઈએ જેથી ગામના વાંધા તકરારોનો નિર્ણય લાવી સંપત્તિ સમય ને સંપ જાળવે ગામડાનું કામ સરળ બને અને ગયેલી પંચાયત ફરી પ્રાપ્ત કરે.

## સંપ અને સ્વાશ્રય

ગ્રામલોકોના કુસંપને કારણે ચોર, બહારવટીઆ ડાકુઓ, ચોરી, આગ, લૂંટફાટ ચલાવે છે. જો સંપ બળ કેળવે તો તાકાત નથી કે કોઈ લૂંટી શકે-હેરાન કરી શકે. ગ્રામરક્ષણ માટે એક દળ ઊભું કરવું જોઈએ. રક્ષણ કરવાની તાલીમ લઈ દુશ્મનોને સંહારવા જોઈએ. આવાં સંરક્ષણદળો ઉભા કરી, સંકટ કે ભયના સમયે સર્વ એકત્ર થઈ સામનો કરતા થાય તો ગ્રામ શક્તિ સામે કોઈ ટકી શકે નહી. ગામના એકાદ બે પોલીસ-પટેલ કે પંચાયત ગામનું રક્ષણ નજ કરી શકે. તેની આશાએ બેસી રહેવાથી કશું વળવાનું નથી. ગામની સલામતી જાળવવા એક એક ગ્રામજનોએ સાવધ રહેવું જોઈએ. જેથી સરકારને પણ મદદગાર થઈ શકાય. ...તેટલી જવાબદારીથી સરકાર મુક્ત થાય ... રાષ્ટ્ર જ્યારે સંક્રાંતિ કાળમાંથી પસાર થતું હોય ત્યારે દરેક માણસોએ જાગૃત રહેવું આવશ્યક છે. નહીતર આવેલ આઝાદી ટકાવવા અને મજબુત બનાવવામાં નિષ્ફળ નીવડીએ.

આપણો દેશ ખેતી-પ્રધાન દેશ છે અને મુખ્યત્વે ખેતી ગ્રામલોકોજ કરે છે. ખેડૂત કેળવણીથી ખેતી કરે તો ખેતી દીપી નીકળે. ખોટા ખર્ચા-વહેમો ને વિદાય કરી સારૂં ખાતર, ખેડ ને સાધનો વાપરી વધુ ઉત્પાદન પેદા કરી શકે. કેળવણીના અભાવે આજના ખેડૂતની કેવી દશા છે... તે આપણે જાણીએ

ભેજને ઉત્પન્ન કરનારાને ત્યાંજ અન્ન હોતું નથી એ શરમજનક વાત ગણાય.' એની ઉપરાંત નવરાશના સમયમાં બીજા ગૃહ ઉદ્યોગો કરે ને ફાલતુ સમયનો સદુપયોગ કરે તો પોતાનું જીવન સુખથી જીવી શકે. ગામડું પોતાપૂરતું અનાજ ઉત્પન્ન કરી વધારાનું બહાર મોકલે તો તંગી ભૂખમરો સહન ન કરવો પડે.' અને શહેરના 'રેશન' ઉપર આધાર ન ખતાં શહેરે ગામડા પર આધાર રાખવો પડે. એનુ થશે ત્યારેજ અન્નસંકટનું નિવારણ થશે.

ઉપરની દરેક બાબતો ને વિચારી, ઉદ્યોગોને પુનઃ સંજીવન કરી, ગ્રામોન્નતિના કાર્યમાં આપણે બનતી મદદ કરીએ તો પૂ. ગાંધીજીની કલ્પના પ્રમાણેના ગામડાંથી દેશને સુરાજ્ય બનાવી શકયું. ખરેખર ગામડાંમાં સ્વર્ગ સરજી શકશું. અને દુનિયાના બીજા દેશોને બનાવી આપશું કે અમારાં ગામડાં આજે નંદનવત છે.

## ઘનશ્યામ ગગનમાં આવો !

ઘનશ્યામ ! ગગનમાં આવો
જગનાં મન મલકાવો !
ઘનશ્યામ ! ગગનમાં આવો !

અવનિ-રાધા વિરહે શ્વાસે,
તપે હૃદય, કૃશ કાયા વાસે,
ગ્રીષ્મ ચુંદડી અડવી ભાસે
જગ મલ્હારે જગાવો
ઘનશ્યામ ! ગગનમાં આવો !

મોર ગહેકે દરદી - રાગે,
ફૂલ કરમાતાં જન - વન - બાગે,
ઇન્દ્ર - સુરતના ખેલે ફાગે
જીવન ! જીવને લાવો
ઘનશ્યામ ! ગગનમાં આવો !

ઇન્દ્ર - ધનુની માળા - શિરધરી,
કટિ - દોરો વીજ વરણાગી કરી
નાદે - મુરલી જગત ગગન ભરી
રાધા ઉર બહલાવો
ઘનશ્યામ ! ગગનમાં આવો !

આ મ્લાન મુખો મલકાવો
ઘનશ્યામ ! ગગનમાં આવો !

'અ ના મી'

# દારૂબંધી—કાયદો

## એના મુખ્ય મુદ્દાઓનો

## સંક્ષિપ્ત પરિચય

— —:[o]:— —

"પ્રોહિબિશન એક્ટ" એ આબકારી, 'ઓપિયમ' અને 'મોલેસિસ' અંગેના (હવે રદ કરાયેલા) કાયદાઓની જોગવાઈઓનું ઓછે વધતે અંશે સંકલન છે. દારૂબંધીને અસરકારક રીતે અમલી બનાવવા માટે એમાં કેટલીક નવી જોગવાઈઓ ઉમેરવામાં આવી છે.

નીચે આ નવા કાયદાનાં કેટલાંક આગળ પડતાં તત્ત્વોનો પરિચય આપવામાં આવેલ છે.

—: પ્રકરણ પહેલું :—

**<u>કેટલાક શબ્દોની વ્યાખ્યા</u>**

(૨) આ પ્રકરણની બીજી કલમમાં કેટલાક શબ્દોની વ્યાખ્યા આપવામાં આવી છે. એમાંના કેટલાક વિશિષ્ટ શબ્દો નીચે મુજબ છે.

(अ) જાહેર પીઠું (ब) કેફી પદાર્થ (क) વેચાણ (ड) તાડીનો મીઠો રસ અથવા નીરો (च) પ્રાંત.

(अ) દારૂ પીવા માટેનું જાહેર પીઠું એટલે એવું કોઈ સ્થળ કે જ્યાં દારૂ અથવા બીજી કોઈ પણ કેફી ચીજનું પાન અથવા વપરાશ, એ સ્થળના માલિક, રખેશ અથવા મેનેજર તરફથી પોતાના, અંગત, લાભ અથવા નફા માટે થવા દેવામાં આવતો હોય. પરવાના વગર એક કરતાં વધારે માણસો એકઠા થઈ દારૂ અથવા એવી બીજી કોઈ કેફી ચીજના વપરાશ માટે જે સ્થળનો (દા. ત. કલબ) નિયમિત ઉપયોગ કરતા હોય તેવા સ્થળનો પણ આ શબ્દની વ્યાખ્યામા સમાવેશ થાય છે. આ કાયદો આવું કોઈ સ્થળ 'દારૂનાં પીઠાં' તરીકે શરૂ કરવા સામે ચલાવવા સામે તેમજ ઉપયોગમાં લેવા સામે પ્રતિબંધ મૂકે છે. એટલેજ આ વ્યાખ્યાનો આ કાયદામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

(ब) કેફી પદાર્થ એટલે (૧) દારૂ—અર્થાત્ આલ્કોહોલવાળું પ્રવાહી (૨) કેફ ઉત્પન્ન કરે તેવી ઔષધિ—જેવી કે, ભાંગ ગાંજો, ચરસ વગેરે. (૩) અફીણ અને (૪) પ્રાંતીય સરકાર બીજા જે કોઈ પદાર્થ કેફી તરીકે જાહેર કરે તે.

(क) "વેચવું" એ શબ્દની વ્યાખ્યામાં (બદલામાં પૈસા સહિત કે વગરની) હેરફેરનો પણ સમાવેશ કરવામાં આવેલ છે. અરસપરસની સગવડ ખાતરની વહેંચણી અથવા આપલેનો પણ એમાં સમાવેશ કરવામાં આવેલ છે. "ખરીદવું" એ શબ્દને પણ 'વેચવું' એ શબ્દની વ્યાખ્યાના પ્રકાશમાં સમજવાનો છે. આ વ્યાખ્યા અનુસાર 'વેચાણ'નો અર્થ કેવળ પૈસાવડિયે વેચાણ એવોજ થતો નથી.

(ઙ) **મીઠી તાડી** અથવા **નીરો** એટલે નાળિયેરી, ખજુરી કે બીજા કોઈ પણ તાડવૃક્ષમાંથી આથો ન ચડે એવી શાસ્ત્રીય પદ્ધતિથી વાસણમાં કાઢેલો તાજો રસ. તાડનો સાદો અને ખાટો ન થયેલો રસ એ કંઈ નીરો નથી. એને 'નીરો' કહેવરાવવા માટે એ ખાટા ન થયેલા રસને વાસણમાં એવી રીતે કાઢવો જોઈએ કે જેથી એને આથો ન ચડે.

(ચ) **પ્રાંત** એટલે મુંબઈ પ્રાંત અને એની આસપાસનો જળપ્રદેશ. (અર્થાત્ કાંઠાથી એક 'મરીનલીગ' પર્યન્તનો ખુલ્લા દરીઆનો કોઈપણ ભાગ) એટલે કે આ કાયદો મુંબઈ પ્રાંત અને કાંઠાથી ત્રણ માઈલની અંદરના દરિયાના પ્રદેશને પણ લાગુ પડે છે.

—: પ્રકરણ બીજું :—

## વહીવટીય યોજના

(૩) આ કાયદાની અમલવારી માટે એક પ્રોહિબીશન કમિશ્નર નીમવામાં આવશે. હાલ તુરત એકસાઈઝ કમિશ્નર પ્રોહિબીશન કમિશ્નર તરીકે કામ કરશે કલેકટરો ( અને પોલિસ ખાતા સહિતના ) બીજા અમલદારો આ કાયદા અંગેની પોતાની સત્તા અને ફરજો પરત્વે કમિશ્નર હેઠળ કામ કરશે. આ કાયદા અનુસારની દારૂબંધીની નીતિને અમલી બનાવવા માટે અમલદારોને સલાહ આપવા તેમજ મદદ કરવા સ્થાનિક સમિતિઓ રચવાની જોગવાઈ પણ આ ધારામાં રાખવામાં આવી છે. એજ રીતે આ કાયદા અનુસાર મેડીકલ બોર્ડો ની પણ નિયમો હેઠળનાં કાર્યો બજાવવા માટે સ્થાપના કરવામાં આવશે.

—: પ્રકરણ ત્રીજું :—

## પ્રતિબંધિત ચીજો

(૪) આ પ્રકરણ ખાસ અગત્યનું છે. એમાં જુદી જુદી જાતના પ્રતિબંધો વર્ણવાયા છે. આ પ્રકરણ ઉપર એક ઉડતી નજર નાખતાં જણાશે કે આ કાયદા અનુસાર તમામ કેફી ચીજોનાં (૧) ઉત્પાદન (૨) બનાવટ (૩) આયાત (૪) હેરફેર (૫) નિકાસ (૬) પરિગ્રહ (૭) ખરીદી (૮) વેચાણ (૯) વપરાશ અને (૧૦) ઉપયોગ—ઉપર પ્રતિબંધ મૂકવામાં આવેલ છે.

અર્થાત્ આ કાયદા અનુસાર સંપૂર્ણ દારૂબંધીનો આશય રાખવામાં આવ્યો છે. આ બધા પ્રતિબંધો ઉપરાંત માણુસના વપરાશ માટેના ડિનેચર્ડ સ્પીરિટના રૂપાંતર ઉપર પણ આ કાયદા અનુસાર પ્રતિબંધ મૂકાયેલ છે. આમ કરવું જરૂરી છે કારણ કે પીવા લાયક દારૂના અભાવે લોકો આનો પીણાં તરીકે પણ કદાચ ઉપયોગ કરે. આગળ જણાવ્યું તેમ આ કાયદા અનુસાર કોઈપણ સ્થળને દારૂનાં પીઠાં તરીકે ઉઘાડવા, રાખવા કે ઉપયોગ કરવા ઉપર પ્રતિબંધ મૂકાયો છે. એજ પ્રમાણે દારૂનાં પીઠાં તરીકે ઉઘાડાયેલ, રખાયેલ અથવા વપરાતા એવા કોઈપણ સ્થળની કોઈપણ માણુસને સંભાળ રાખવાનો, વ્યવસ્થા કરવાનો કે એના ઉપર અંકુશ રાખવાનો પણ પ્રતિબંધ મૂકાયેલ છે. એમ કહી શકાય કે દારૂડિયાને દારૂ પીવાની તક મળે એવી કોઈપણ છટકબારી રહેવા ન દેવાની પુરેપુરી કાળજી આ કાયદામાં રાખવામાં આવી છે. દારૂ અથવા કોઈપણ કેફી પીણાંના પ્રચાર ઉપર પણ પ્રતિબંધ મૂકવામાં આવેલ છે. આ કાયદો એવું ફરમાવે છે કે કોઈપણ માણુસ કોઈ પણ કેફી પીણાંની ભલામણ કરશે નહિ, એ પીવા માટે માગણી કરશે નહિ અથવા પીવા આપી શકશે નહિ તેમજ એ બીજા કોઈપણ માણુસને એવું કામ કરવાનું ઉત્તેજન આપશે નહિ કે ઉશ્કેરી શકશે નહિ. એજ પ્રમાણે આ કાયદો ફરમાવે છે કે કોઈ પણ માણુસ કોઈ પણ છાપામાં, સમાચાર પત્રિકામાં, પુસ્તકમાં, પુસ્તિકામાં કે ચોપાનિયામાં કોઈ પણ કેફી ચીજની પ્રશંસા કે વપરાશ માટેની ભલામણ કરતી જાહેરાત છાપી શકશે નહિ.

આમ આ કાયદામાં બધીજ છટકબારીઓ બંધ કરવામાં આવી છે.

## પ્રતિબંધિત ચીજો અંગેની છૂટછાટ

(૫) દારૂબંધી સંપૂર્ણ રીતે હોવા છતાં કેટલાક અપવાદરૂપ કિસ્સાઓમાં પ્રતિબંધિત ચીજો અંગેની કેટલીક છૂટછાટ મૂકવાની હોય જ છે. આ પ્રકરણમાં એવા કિસ્સાઓ દર્શાવવામાં આવ્યા છે. કોઈપણ લાઈસન્સ, પરમીટ, પાસ અથવા મુખત્યારનામાને આધારે પરવાનગી આપી શકાય છે. કોઈપણ કેફી ઔષધિના ઉત્પાદન, આયાત, નિકાસ, હેરફેર વેચાણ કે કબજા માટે, દાક્તરી, વૈજ્ઞાનિક, ઔદ્યોગિક કે એવા કોઈ વાજબી હેતુસર પરવાનગી આપવામાં આવે છે. ટૂંક વખત માટે હિન્દમાં આવેલા પરદેશીઓને કે પરદેશી રાજદ્વારી પ્રતિનિધિઓને પરદેશી દારૂ રાખવા દેવાની સરકાર તરફથી પરવાનગી આપવામાં આવશે. ધાર્મિક બાબતો ઉપર અંકુશ ધરાવતી વ્યક્તિની ભલામણને આધારે પ્રમાણમાં ઓછો આલ્કોહોલ ધરાવતા દારૂનો ધાર્મિક ક્રિયાકાંડ અર્થે વપરાશ મંજુર કરવામાં આવશે. આ લાઈસન્સો અને પરમીટો સરકારે નક્કી કરેલી શરતોને આધીન રહેશે. આવું કોઈ લાઈસન્સ અથવા પરમીટ ધરાવનાર માણસ આ શરતોનો ભંગ કરશે અથવા તો પ્રોહિબિશન એક્ટ અંગેનો કોઈ ગુનો કરશે તો એવું લાઈસન્સ અથવા પરમીટ રદ કરવામાં આવશે. કોઈપણ લાઈસન્સ અથવા પરમીટને કોઈપણ જાતનાં કારણ આપ્યા સિવાય પણ રદ કરવાની સત્તા સરકારે પોતાની હસ્તક રાખેલ છે. કમિશ્નર જો ફરમાવે તો એવું લાઈસન્સ ધરાવનારના કબજામાં રહેલો કેફી ચીજોનો જથ્થો, મહુડાનાં ફૂલ અથવા ગોળ પણ જપ્ત કરવામાં આવશે. લાઈસન્સ અથવા પરમીટ રદ ન થઈ હોય એવા સંજોગોમાં પણ કમિશ્નર કોઈપણ લાઈસન્સ અથવા પરમીટ ધરાવનારને, એના સમય દરમિયાન પણ પોતાની પાસેનો જથ્થો અમુક નિયત તારીખ પહેલાં ખલાસ કરવાનું ફરમાવી શકે છે. આ રીતે લાઈસન્સ અથવા પરમીટ ધરાવનાર વ્યક્તિ ઉપર તેમજ એના હસ્તકની કેફી ચીજો ઉપર સખ્ત અંકુશ રાખવામાં આવેલ છે.

—: પ્રકરણ છઠ્ઠું :—

## ગોળ ઉપરનો અંકુશ

(૬) લાઈસન્સ વગર ગોળની આયાત, નિકાસ, હેરફેર, વેચાણ તેમજ કબજા ઉપર આ કાયદાથી પ્રતિબંધ મૂકવામાં આવેલ છે. આ કાયદાથી ગોળની વધુમાં વધુ વેચાણ કિંમત નક્કી કરવામાં આવી છે. ગોળનો જથ્થો ધરાવનારને પોતાની પાસેનો માલ નક્કી કરેલી કિંમતે અમુક વ્યક્તિને અથવા અમલદારને વેચવા ફરમાવવાની સરકારને સત્તા છે. ગોળ ઉપર સખ્તમાં સખ્ત અંકુશ રાખવો જરૂરી છે કારણ કે ગેરકાયદેસર દારૂ ગાળવાના એક સસ્તા સાધન તરીકે એનો ઉપયોગ થાય એવી વકી છે.

—: પ્રકરણ સાતમું :—

## ગુનાઓ માટે શિક્ષા

(૭) દારૂબંધી અંગેના ગુનાઓ માટે સખ્ત શિક્ષાઓ ફરમાવવામાં આવી છે. ગંભીર ગુનાઓ માટે જેલની તેમજ બીજી પણ ઓછામાં ઓછી શિક્ષાઓ ફરમાવવામાં આવી છે.

કોઈપણ કેફી વસ્તુની (૧) આયાત (૨) નિકાસ (૩) ઉત્પાદન (૪) વેચાણ અને (૫) ખરીદી માટે નીચેની શિક્ષા ફરમાવવામાં આવી છેઃ—

| વધારેમાં વધારે | | | ઓછામાં ઓછી | | |
|---|---|---|---|---|---|
| કેદ | | દંડ | કેદ | | દંડ |
| બાર માસ | + | ૧૦૦૦ રૂ. | ત્રણ માસ | + | ૫૦૦ રૂ. |

(च) ગોળ અંગેના ગુનાઓ માટે છ માસની કેદ અથવા હજાર રૂપિયા દંડ કે બંનેની સજા ફરમાવવામાં આવી છે. એજ જાતની શિક્ષા,

(૧) કોઈપણ કેફી ચીજની ભલામણ કરવા માટે કે પીવા અર્થે આપવા માટે કે

(૨) આ કાયદાની કોઈપણ કલમનો ભંગ થાય એવું કોઈપણ કામ કરવા માટે કે કોઈપણ વ્યક્તિને ઉશ્કેરવા કે ઉત્તેજન આપવા માટે પણ ફરમાવવામાં આવી છે.

(છ) કોઈપણ માણસ,

(૧) જાહેર દારૂનાં પીઠામાં દારૂ પીધેલી હાલતમાં જોવામાં આવે કે,

(૨) જાહેર દારૂનાં પીઠામાં દારૂ પીતો જોવામાં આવે કે,

(૩) દારૂ પીવાના ઉદ્દેશથી કોઈપણ જાહેર દારૂના પીઠામાં હાજર રહેલો માલમ પડે તો તેને માટે વધુમાં વધુ રૂ. ૫૦૦ ના દંડની જોગવાઈ કરવામાં આવી છે.

(ज) જો કોઈપણ માણસ, કોઈપણ જાહેર સ્થળે અથવા રસ્તામાં દારૂ પીધેલી હાલતમાં અને પોતાની સંભાળ ન લઈ શકે તેવી સ્થિતિમાં માલમ પડે તો તેને નીચે મુજબની શિક્ષા ફરમાવવામાં આવશે:—

| ગુનો | વધારેમાં વધારે શિક્ષા | | | ઓછામાં ઓછી શિક્ષા | | |
|---|---|---|---|---|---|---|
| | કેદ | | દંડ | કેદ | | દંડ |
| પહેલો ગુનો | એક માસ | + | ૨૦૦ રૂ. | સાત દિવસ | + | ૨૫ રૂ. |
| બીજો અને ત્યાર પછીના ગુના | ૭ માસ | + | ૫૦૦ રૂ. | એક માસ | + | ૧૦૦ રૂ. |

(झ) પરંતુ જો કોઈપણ માણસ દારૂના કેફની અસર હેઠળ કોઈપણ જાહેર સ્થળે અથવા રસ્તામાં અસભ્ય વર્તન દાખવે તો તેને માટેની સજા નીચે મુજબ છે:—

| ગુનો | વધારેમાં વધારે શિક્ષા | | | ઓછામાં ઓછી શિક્ષા | | |
|---|---|---|---|---|---|---|
| | કેદ | | દંડ | કેદ | | દંડ |
| | ત્રણ માસ | + | ૫૦૦ રૂ. | એક માસ | + | ૧૦૦ રૂ. |
| | બાર માસ | + | ૧૦૦૦ રૂ. | ૭ માસ | + | ૫૦૦ રૂ. |

(ઘ) જો કોઈપણ સ્થળનો માલિક અથવા કબજેદાર જાણી જોઈને એ સ્થળનો ઉપયોગ દારૂબંધી અંગેના કાયદાનો ભંગ કરવા માટે થવા દે તો એને છ માસ સુધીની કેદની અથવા રૂપિયા હજાર સુધીનો દંડ અથવા બન્નેની સજા કરવામાં આવશે.

આ બધી સજાઓ ઉપરાંત દારૂબંધી અંગેના ગુના સબબ પકડાયેલ માણસ પાસેથી, જો અદાલત ઇચ્છે તો ફરીવાર એ એવો ગુનો નહિ કરે એ બાબતનું ખતપત્ર લખાવી લેવામાં આવશે.

## પ્રકરણ ૯ થી ૧૧

### પ્રકીર્ણ

આ કાયદા હેઠળના તમામ ગુનાઓ 'કોગ્નીઝેબલ ગુનાઓ' ગણાશે અને એના ઉપર 'ઝડપી પદ્ધતિથી' કામ લેવામાં આવશે. ઉપર પેરેગ્રાફ ૭ (અ) માં વર્ણવેલ ગંભીર ગુનાઓ માટે જામીન ઉપર છોડવામાં આવશે નહિ. જો કોઈ પણ શખ્સ, ઉપર પેરેગ્રાફ ૭ (અ) માં દર્શાવેલા ગુના કરે, અથવા તો એની તૈયારી, પ્રયત્ન કે ઉશ્કેરણી કરે અથવા તો કરનાર છે એવો સંભવ જણાય તો એવા શખ્સની ધરપકડ કરવા માટે કમિશ્નર, કલેકટર અને પોલીસ ખાતાંના બીજા કેટલાક અમલદારોને સરકારે સત્તા આપી છે. અને સરકાર, જો ખાતરી થાય તો, એવા માણસની અટકાયત કરે અથવા એની હીલચાલ ઉપર પ્રતિબંધ મૂકે. ઉપર પેરેગ્રાફ ૭ — (અ-બ-ક-ડ) માં વર્ણવેલ ગુનાઓ સાથે કોઈ પણ લત્તાના રહીશોનો સંબંધ નીકળે તો એવા લત્તાની ચોકી કરવા માટે એ રહીશોને ખર્ચે વધુ પોલીસ રોકવાની પણ સરકારને સત્તા છે

---

* નામદાર ગવર્નર જનરલની મંજુરી આ કાયદાને મળી જતાં માત્ર ગણ્યાગાંઠયાં દિવસોમાંજ એ આખા પ્રાંતને લાગુ પાડવામાં આવશે.

—:0:—

# છોરાં અને બોરાં

લેખક
"મોહિનીચન્દ્ર"

એક દિવસ હું બજારમાંથી બોર ખરીદી લાવ્યો'તો,
બે આનાનાં શેર પ્રમાણે, બશેર વીણી આવ્યો'તો;
રાતાં, પીળાં, નારંગી ને, ચંપકવર્ણા, ધોળાં રે,
ખાટાં, તુરાં, અર્ધમધુરાં, મીઠાં ને વળી મોળાં રે!

* * *

ત્યાં તો વચલો રમેશ આવ્યો,
ઝાપટ મારી એણે રે,
'આપાજી! શું વ્હોરી લાવ્યા?
અમને વીસરો શાને રે?'
કલા, શરદ ને ભાસ્કર આવ્યાં,
મા પણ સૌની આવી રે,
'બોરાં દો, બોરાં દો', કહીને
મસ્તી ધૂન મચાવી રે.

* * *

આ વર્તુલમાં વ્હેંચાયેલો પ્રિયતમ! તુંને ના દેખું
તેથી વૈભવશાલી તોયે, જગમાં મારૂં ના લેખું;
વાનર જેવા વાનર સૌએ, કિકિયારીઓ કરતા રે
માતા સૌને વારે તોયે, સખણા ના એ રહેતા રે;

* * *

'ચૂપ' કહ્યુ મેં: 'આ બોરાં તો,
તમ માટે હું ના લાવ્યો,
દેવતણે ચરણે ધરવાનો,
મેં મનસુબો છે રાખ્યો';

એમ કહી મેં ભીના વસ્ત્રે,
બોરાં સઘળાં સ્વચ્છ કર્યાં,
ચકચકતાં લીસાં કરીને સૌ,
દેવ તણે સન્મુખ ધર્યાં !

× × ×

નાના થાળ મહીં મૂકી મેં ફરતી જલની ધાર કરી,
ટન ટન ટન ટન ઘંટડી બજવી, ધીમા મીઠા નાદ કરી.
આરોગો પ્રીતમ મોહનજી! ઉરના મીઠા મેવલિયા,
એમ કરીને નેન મીંચી મેં, ઊંડાં ઊંડાં ધ્યાન ધર્યાં.
બંને કરનો સંપુટ વાળી, ધ્યાન વિષે હું મગ્ન થયો,
ના જાણ્યું મેં સમય ગયો ક્યાં ઊંડાણે હું ખૂંપી ગયો.

× × ×

પા કલાકે નેનો ખૂલ્યાં
ચોપાસે મેં નજર કરી,
ખાલી થાળ દીઠા મેં ત્યારે
ઊંડા તર્ક મહીં બૂડી
રમેશ કેવો લોચન નચવી
પાણી પીતો રમતો'તો!
શરદચંદ્ર તો ડરી જઇ ને,
ખૂણા માંહી લપાતો'તો !

× × ×

ભાસ્કર મોટો ડાહ્યો ડમરો, પાઠ વાંચવા બેઠો' તો !
કલાવતી કામે લાગી' તી, ડોળો એનો ફરતો' તો !
બધો તાલ મેં માપી લીધો, કર જોડી મેં એમ કહ્યું;
'માફ કરો મોહન વર મારા, નાનાં મોટાં તમ છોરું'!

× × ×

એવે સહસા અંતરીક્ષથી, અવાજ આવ્યો ઊઠતોરે;
'છોરાં છે ભગવાન' સમાં સૌ, નાચે બોરાં ખાઇ જો રે;'

(વડોદરા રેડીયોના સૌજન્યથી)

——:[૦]:——

# વિધિના લેખ

મૂળ લેખક:
**પ્રો. લુઇ રોડ્રીગ્સ**

અનુવાદક:
**શ્રી. પ્રભાકર વૈષ્ણવ**

ગોવાના પ્રદેશની એક સુજનબૂની વાત છે. ત્યાં એક વિચિત્ર રિવાજ હતો—અલબત્ત આજ તો તે સ્મૃતિશેષજ થઇ ગયો છે. બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે આખી રાત લોકો જાગરણ કરતા. એ રિવાજની મહત્તાનો ખ્યાલ તો તે રાતે પાળવામાં આવતી લાંબી અને ગૌરવભરી વિધિના દબદબા ઉપરથી આવી શકે. સાધારણ રીતે સુયાણી ગામની જરૂરી અને અગત્યની વ્યક્તિ તો ગણાતીજ; પણ આ દિવસે તેનું માન વધી જતું. સારીએ વિધિની તે અધિષ્ઠાત્રી બની જતી.

છઠ્ઠીમાંના છેલ્લા ત્રણ દિવસમાં આ માહાત્મ્ય ઉત્તરોઉત્તર વધતું અને છઠ્ઠા દિવસમાં પરિણતિ પામતું. ચોથો અને પાંચમો દિવસ તૈયારીમાં જતા. પણ ખરેખરો દિવસ તો છઠ્ઠોજ. સૌને હૈયે વસેલ છતાં અકળ એવી કોઇ બીક આખાએ દિવસને આવરી લેતી. એ જાણે કટોકટીનો દિવસ હોય તેમ મધરાત સુધી લોકો અખંડ ઉજાગરો આદરતાં. સગાં, સ્નેહી અને પાડોશીઓ સૌ એકઠાં થતાં. કેટલીક વહેમી માન્યતાઓને લીધે માની લીધેલ ી સામે શક્ય એટલી સાવચેતી રાખવામાં ી. માતા અને બાળકની ઘણીજ ચીવટથી લેવામાં આવતી.

સૌથી અંધારી અને શાન્ત ઓરડીમાં માતાને મૂકવામાં આવતી. એક નહાનું નાળીએર સરખું પણ એ ઓરડીની આસપાસ ક્યાંય ફોડવામાં ન આવતું; કારણ કે લોકો માનતા હતા કે રહેજ પણ અસાધારણ અવાજ તેના નબળા મનમાં ભયની કંપારી મૂકી જાય તો તે ખતરનાક નીવડે. સુયાણી સિવાય કોઇ તેની પાસે ન જઇ શકતું. સુયાણી અતિશય કાળજીભરી ચોકી તેની પથારી પાસે ઉભીને રાખતી. નીરવ અંધારમાં પડેલી માતાને સ્વપ્ન કે ભ્રમણા, આભાસ કે આકાર અને વિચાર કે કલ્પના જે કંઇ મનમાં ઉદ્ભવે તે સુયાણીને કહી દેવાની ફરજ પાડવામાં આવતી અને તેની નોંધ લેવામાં આવતી. પછી માતાનાં કપડાં અને બિછાનું બન્ને બીજી અનેક વિધિઓ સાથે બદલાવવામાં આવતાં. એ સાથે તેનું ઓશીકું પણ એક છેડેથી બીજે છેડે લેવામાં આવતું.

પણ માતાને જ્યારે પ્રકાશ અને અવાજથી દૂર રાખવામાં આવતી ત્યારે બાળકને એ બન્નેની વચ્ચે રાખવામાં આવતું. મોટા એક ખંડમાં સાદાં છતાં અત્યન્ત સુરીલાં હાલરડાંઓ સાંભળતું તે કોઇ એક કુટુમ્બીજનના બાહુપાશને પારણે ઝુલતું કારણ કે પથારીમાં સુવું મૂકવું કે પારણામાં અળગું મૂકવું સલામત ન હતું. નાચ અને ગાન, રમત અને ગમ્મત, વાતો અને હાસ્યથી વૃદ્ધો અને જુવાનો, પુરુષો અને સ્ત્રીઓ, બાળકો અને બાલિકાઓ મંડળને ભરી દેતાં. નવજન્મા બાળક તે દિવસની મહેફીલનું કેન્દ્ર બનતું. નવી નકોર વાંસની સાદડી ઉપર લ્હેરે પુરુષો અને સ્ત્રીઓની મંડળી જામતી. ખાવાની ચીજ તો બીજી કંઇ નહિ પણ લીલા વટાણા હતી; પણ કોઈ અજબ આતુરતા અને ઉમંગથી સૌ તે આરોગતા. આનન્દ, આનન્દ, આનન્દ સિવાય બીજું કંઇ મળેજ નહિ ને!

રાત્રિ વધારે ઘેરી થતી જાય તેની સાથે આનન્દ, ઉન્માદ અને લવારો પણ વધતો જાય. ત્યાં ખરેખરી કટોકટીની ક્ષણ આવી લાગે. વૃદ્ધાઓનાં હૃદયમાં ફાળ પડવી શરૂ થઇ જાય. સમય જાણે પા પા પગલી હજી શીખતો હોય એવી ગતિએ ચાલવા લાગે. આંખો ચળકવા શરૂ થઇ જાય કોઇ અસ્પષ્ટ છતાં ખરા દિલના ઉદ્ગાર હોઠોમાંથી છૂટતા સંભળાય. "કાંઈ બૂરૂં ન થાય તો બસ;" "બાપુ, જીવતું રહે એટલે બસ;" "સુખી રહે ભાઇ" —અનેક વિચિત્ર અને ઘેરી આગાહીઓ તેઓના મનમાં ખદખદવા લાગે. જે સ્ત્રીના હાથમાં બાળક હોય તે તેને છાતી સરસું અધિક વ્હાલથી દાબવા લાગે. કોઇ અનિષ્ટને દૂર કરવાને માટે તે મન્ત્રો ગણગણવા માંડે.

પણ...લો તો ભયની ઘડી વીતી જાય. "હવે કંઇ વાંધો નહિ!" "હવે બધું પતી ગયું": "ઇશ્વર તેનું ભલું કરે!" "ઇશ્વરનો ઉપકાર, બાપુ!" વગેરે વચનો પરસ્પર બોલાતાંની સાથે જાગરણ પૂરૂં થાય. સૌ સૌને ઘેર જાય અને બાળકને માટે શુભેચ્છાઓ પાછળ મૂકતાં જાય. પછી તો માતાને પણ અંધારી ઓરડીમાંથી ઉપાડી ઉજળા એક ખંડમાં લાવવામાં આવે, વગેરે, વગેરે!

આ બધું આ માટે ? આમાં, કંઈ અકારણ ન હતું. એમ મનાતું હતું કે છઠ્ઠે દિવસે વિધાતા આવતી અને નવજન્મા બાળક ઉપર પોતાની 'કૃપા' નું દાન કરી ચાલી જતી. એટલુંજ નહિં પણ બાળકના કપાળ ઉપર તેનું ભાગ્ય પણ લખી જતી. એટલા માટે તો આટલી બધી ધાર્મિક શ્રદ્ધાથી ઉપર કહી તેટલી અને તેવી વિધિઓ કરવામાં આવતી.

આ પ્રથા કેમ દાખલ થઇ તેની વાત પર આપણે આવીએ. વર્ષોથી લોકોના મુખ પર પરંપરાથી ઉતરી આવેલી એ વાત આ પ્રમાણે છે.

એક હતો રાજા અને તેને હતી રાણી.

લગ્ન પછી વર્ષો વીત્યાં પણ એકેય બાળક ન મળ્યું. વારસ વિનાની પોતાની રાજગાદી એ રાજાનાં દુઃખ અને તેની નિરાશાનું કારણ હતું. રાજાના ઉજ્જવલ વૈભવમાં રાણીને સુખ નહોતું જણાતું. તેને દિલ તો આરઝૂ હતી સંતાન પ્રાપ્તિની. ગરીબગુરબાઓ અને લુલાલંગડાઓની સેવામાં તેના દિવસો જતા. તે તો સૌ પાસેથી એટલુંજ બદલામાં માંગતી કે સૌ ઇશ્વર પાસે પ્રાર્થના કરે કે તેને સંતાન પ્રાપ્તિનું સુખ મળે.

એક દિવસ એક ભિખારી આવ્યો.

દૂરદૂરથી આવતો તે ભૂખથી પીડાતો હતો. તેના પગના તળીએ ચીરા પડ્યા હતા. રાણીની ભાવપૂર્ણ સેવા પામી તેને નવાઇ લાગી. એનો કેવી રીતે ઉપકાર માનવો તે તેને સૂઝ્યું નહિં. રાણીના મુખ પર જોતાં તેની નવાઇ વધી. કુમળાં સ્મિતની નીચે તેને વિષાદની રેખા ઘેરાયલી દેખાઇ. હિંમત એકઠી કરી તે બોલ્યો:

"એવું તે શું તમારા સુખમાં બાકી છે કે જે મળેથી તે પૂરું થાય?"

"એક જ વાતની કમીના છે," રાણીએ જવાબ દીધો, "અમને સન્તાન નથી."

ભિખારીએ માથું ધુણાવ્યું અને પોતાના મુખ ઉપર સહાનુભૂતિ આણી. "આટલું જ માગું છું, ભાઇ!" રાણીએ આર્તના પુકારી: "પ્રભુ પાસે ઇચ્છિ, કે મારી એ ઉત્કટ ઇચ્છા સફળ થાય."

રાણીના કંઠની આરઝૂએ ભિખારીને ગળગળો કરી દીધો.

"રાણીબા," ભિખારીએ ઉચ્ચાર્યું, "તમારી યાચના એક દિવસ ફળશે. શ્રદ્ધા રાખો. હું તમારે માટે પ્રાર્થના કરીશ. પણ......થોડી શી કૃપા યાચું ? તમને જે પહેલું બાળક જન્મે તેને મને ઉછેરવા આપશો ?"

રાણીએ ઉછળીને વચન આપ્યું; "જરૂર, જરૂર, ફક્ત પ્રાર્થના કરજે મારે ખાતર." રાણીએ પોતાનાં વચનને અનેકવાર ઉમળકા સાથે ઉચ્ચાર્યું. ભિખારીએ ઉપકાર અને આશીર્વાદનાં વચનો કહી ભવિષ્યમાં પોતે એક રાજબાળકનો પાલક થશે એ આશાના આનન્દી સુખ સાથે રાજમહેલ છોડ્યો.

બન્યું પણ તેમ જ. વર્ષ એક જ્યાં ગયું ન ગયું ત્યાં રાણીને સન્તાન અવતર્યું. તે પુત્રી હતી. રાજાજી તો સમાચાર મળતાં આનન્દે નાચવા લાગ્યા. પ્રજાએ આનન્દના પુકાર કરી અને ઉત્સવ ઉજવી રાજારાણી જેટલો જ આનન્દનો ઉમળકો બતાવ્યો. કારાગારો ખુલ્લાં મૂકી દેવામાં આવ્યાં; ગરીબગુરબાંઓને અનેક દિવસો સુધી અન્ન આપવામાં આવ્યું

પેલા ભિખારીને જેવા સમાચાર મળ્યા તેવો તે મહેલ ભણી દોડ્યો અને ત્યાં તેનો ભભકાભર્યો સત્કાર કરવામાં આવ્યો. છઠ્ઠા દિવસની રાત્રે આવનારી વિધાતાને યોગ્ય રીતે સત્કારવાની તૈયારી થવા લાગી.

અને તે દિવસ આવી પણ ગયો.

રાજમહેલની શોભા, આસપાસના રાજવીઓ અને તેના અંગરક્ષકોનો ઠસ્સો, લશ્કરી સૈનિકો અને તેના અમલદારોના જાજવલ્યમાન અને બહુરંગી પોશાકોની ઝાકઝમાળ—સહુ અપ્રતીમ હતું.

પણ જ્યાં તે દિવસની મુખ્ય મહેમાન વિધાતાએ અન્તે આવીને દરબારમાં પગલાં પાડ્યાં ત્યાં સંગીત, નાચ અને વિનોદ સર્વ શમી ગયાં અને સ્તબ્ધતા બધે પ્રસરી. દેવી ભવ્ય પગલે પારણા પાસે આવી પહોંચી અને રાજકુમારીનાં કપાળ ઉપર ભાવિલેખ લખીને પાછું જવા માંડ્યું.

મહેલને દરવાજે તેને એક આદમીએ જરા ઉભી રહેવા પડકાર કર્યો. તે પેલો ભિખારી હતો. વિધાતાનો અગમ લેખ જાણવાની અસહ્ય આતુરતાથી તેણે દેવીને પૂછ્યું: "દેવી, શું લખ્યું તે કહેશો ?" આ શબ્દ

માનવીની દુર્વિનીતતાથી નવાઇ પામી દેવીએ ઝણકો કર્યો, "મનુષ્યોને એ જાણવાનો અધિકાર નથી." પણ ભિખારી એમ ગાંજ્યો જાય તેમ નહોતો.

"ઠીક ત્યારે," દેવીએ થાકીને કહ્યું, "પણ જોજે, તારી આતુરતા ખતરનાક નીવડશે અને તે માટે તું જવાબદાર ગણાઇશ. સાંભળ, બાલા અપ્રતીમ સૌન્દર્યવતી થશે. પણ એ જ સૌન્દર્ય તેના પિતાની વાસનાને એક દિવસ......"

વૃદ્ધ ભિખારી ઉપર જાણે વજ્રપાત થયો. આ શું સ્વપ્ન કે ઓથાર? દેવીના દરેક શબ્દ તેને તીરની જેમ ખુંચવા લાગ્યા. પણ મહામહેનતે તેણે વિચારોના વમળને રોકયો. પોતે એકલો જ આ વાત જાણતો હતો. કંઇ કરવું હોય તો તે જ કરી શકે. દૂરથી આવતા સંગીતના સૂરો અને આનન્દોત્સવની ધમાચકડી સાંભળી તેને વિધિનાં વૈચિત્ર્યનો ખ્યાલ આવ્યો. તે હસ્યો.

રાજદ્વારે ઉભેલો તે ભિખારી ફરી વિચારના ઝંઝાવાતે ચઢ્યો. ધીમે ધીમે પેલો અવાજ શમવા લાગ્યો. ભિખારીને કંઇ સુઝયું. દ્વારપાળો ઘોરતા હતા. હળવે પગલે તે ઝળાંઝળાં થતા ખંડમાં પ્રવેશ્યો: કેવું વિચિત્ર દૃશ્ય! કોઇ આસનો પર ટળવળીતા હતા, કોઈ જમીન ઉપર ઢળી પડયા હતા–મૃત અને મૃતવત્. રાજકુમારીનાં પારણાં પાસે આવ્યો પણ તે ઊંઘતી હતી. નિર્દોષ સ્મિતથી અંકિત મુખાળું, રૂપાળું, ગોળમટોળ બાળક પણ ઝંપી ગયું હતું. કેવું તેનું શુદ્ધ, સુન્દર કપાળ......! ભિખારીએ કંઇ ભુલવા પ્રયાસ કર્યો. તેની નજર ચારે તરફ ફરી વળી. હળવે હાથે તેણે બાળકને ઉંચકયું અને ભૂજપાશમાં ભરાવી. મહેલની બ્હાર દોટ મૂકી દૂર દૂર અંધારમાં.........

આયા સૌથી પહેલી જાગી અને પારણું ખાલી ... તેણે એક ચીસ નાખી અને આખો મહેલ ઝબકી ઉઠ્યો. એક પ્હોર પ્હેલાં જ્યાં હાસ્ય અને પ્રમોદનાં મોજાં ઉછળતાં હતાં ત્યાં ગરબડાટ, ડુસકાં, રૂદન અને કકલાણ થવા લાગ્યાં. ચારે બાજુ માણસો દોડી ગયા. નહિં બાળક કે નહિં ભિખારી. કોઇનો પત્તો ના ... રાજાજી ફરી અંધારા એકાન્તવાસમાં વળ્યા. રાણી રોઇને અધમૂઇ થઇ ગઇ. દિવસો, અઠવાડિયાંઓ, મહિનાઓ અને વર્ષો વીત્યાં. આશાની જ્યોત ધીમી ધીમી બુઝાઇ ગઈ.

પણ બાળક તો ભિખારીની પાસે સલામત હતું. બહારથી જાણે કંઇ નથી એવું લાગે તેવી એક ગુફાના વિશાળ અન્તર્ભાગમાં ભિખારી તેને પરમ વાત્સલ્યથી ઉછેરી રહ્યો હતો. વર્ષોનાં વ્હાણાં વાયાં અને એક સુંદર યુવતીમાં રાજકુમારી પલટાઇ ગઈ. ભિખારી તેને દૃષ્ટિથી દૂર કદી જવા દેતો ન હતો. જ્યારે તે બ્હાર જતો ત્યારે રાજકુમારીને ગુફામાં એકલી પડી રહેવાની ફરજ પડતી. નિર્દોષ કન્યાને રમતી જોઇ બિચારો તે વૃદ્ધ આદમી સ્વપ્નોની લીલામાં પડી જતો. ત્યારે તેને પેલી રાત્રી અને તેમાં ઉદ્ભવેલા પેલા ભયંકર શબ્દો યાદ આવતા. આ બાલાનું અનુપમ સૌન્દર્ય તે શબ્દોને અંશતઃ ખરા પાડતું હતું. પણ પછી બીજા શબ્દોનું શું? એ મિથ્યા ન થઈ શકે? પછી તો તેની વિચાર પરંપરા એક યોજનાનું સ્વરૂપ લેતી. પોતે કોણ છે તેનો ભેદ ખુલ્લો કરવો, રાજકુમારીને પાસેના રાજદરબારમાં લઇ જવી, ત્યાંના યુવાન રાજવીને...પછી... પછી શું? ત્યાં તો રાજકુમારીનું નિર્બન્ધ હાસ્ય તેને ઝબકાવી મૂકતું. "શું વિચાર કરો છો? બાપા!" રાજકુમારી પૂછતી. "કંઈ નહિં, દિકરી," ભિખારી મલકતા મુખે જવાબ આપતો.

બીજી તરફ રાજમહેલમાં રાજા સાધુ જેવું જીવન વીતાવતો હતો. શોકના આઘાતમાં રાણીનું હૃદય ભાંગી ગયું અને તે મૃત્યુ પામી. પછી રાજાના અમાત્યોએ તેને ઘણું ઘણું ભજાવ્યો પણ રાજા ફરી લગ્ન કરવા તૈયાર ન થયો. પણ સમય ગમે તેવા ઘાવને રૂઝવી નાખે છે. રાજકાર્યની અપેક્ષા રાજાને સાલવા લાગી. ધીમે ધીમે તેણે પોતાની ફરજ બજાવવાનું શરૂ કર્યું.

એક દિવસ હજુરીઓએ તેને મૃગયા રમવાનું સૂચવ્યું અને રાજા તૈયાર થયો. શિકારી કુતરાઓને લઇને સૌ વહેલી સવારે ચાલી નીકળ્યા. રાજાનો મૂળ સ્વભાવ આજે પૂરબહારમાં ખીલી નીકળ્યો હતો. વનની આહ્લાદક હવા તેનાં ગાત્રોને પ્રફુલ્લિત કરતી હતી. શિકારનાં પશુઓ પણ ઠીક નજરે ચડતાં હતાં. સ્હાંઝ પડતી હતી ત્યાં રાજાની નજરે એક ભૂંડ ચઢ્યો. શિકારશોખી રાજાને બીજું શું જોઇએ? તીર વેગે

તેણે ઘોડાને દોડાવ્યો. ભુંડ જંગલમાં આગળ અને આગળ દોડવા લાગ્યો. પણ ત્યાં મારતે ઘોડે મસ્ત રાજાને કંઈ અણસારો થયો. કોઈ સુંદર મુખ ત્યાં હતું ? ભ્રમણા તો નહિં હોય ? આગળપાછળ ચારે બાજુ તેણે જોયું. કોઈ નજરે ચડ્યું નહિં આમતેમ ગયો. કોઈ ત્યાં ન હતું. પણ જરૂર તેણે કોઈનું મુખ દેખ્યું હતું. આ ખ્યાલ તેના મનમા એટલો તો જડ થઈ ગયો હતો કે બીજે દિવસે આવી તપાસ ચાલુ કરવાની ઈચ્છા સાથે તે પડાવ ભણી વળ્યો.

પેલી બાળા તે રાજકુમારી સિવાય બીજું કોણ હોય ? અવાજની અપૂર્વતાએ તેને ગુફાની બહાર ડોકિયું કરવા પ્રેરી હતી. પણ જીવ સાથે લેઈને ભડકને ભાગી તે ફરી પોતાના આવાસમાં સરકી ગઈ હતી. ભયનો રોમાંચ ઓછો થયા પછી તેણે ફરી બહાર છુપું છુપું જોયું ત્યાં કોઈ વિચિત્ર દૃશ્ય તેની નજરે ચડ્યું. એક આકર્ષક લાગતો આદમી ચારે તરફ નજરે નાંખી રહ્યો હતો. મુગ્ધ નેત્રે તે તેને જોઈ રહી. પેલા આદમીએ પીઠ ફેરવી અને જવા માંડયું. રાજકુમારીની નજર તો તેની સાથે ખેંચાતી જ રહી.

બીજે દિવસે રાજાએ દૂરથી આવતાં પોતે કલ્પેલી બાલાને અંધારાં બાકોરામાં સમાઈ જતી જોઈ. તેણે પોતાના ઘોડાને બાંધી ગુફામાં પ્રવેશ કર્યો. ભય અને આશ્ચર્યથી મૂક સૌન્દર્યની મૂર્તિ તેણે એક ખૂણામાં જોઈ. ઘડીએકવાર તો તે અવાક્ ઉભો રહ્યો. કોઈ એક વિચિત્ર ઉર્મિની લહેર તેની જાત સોંસરવી પસાર થઈ ગઈ. બાલાના ભયને શમાવવા અને પોતાની લાગણી વ્યક્ત કરવા તેણે પ્રયાસ કર્યો. બાલાને પણ વાચા ફૂટી. તેણે પોતાના એકાકી અન્તરની વેદના રાજાને કહી.

બીજે દિવસ ફરી આવવાનું વચન આપી રાજા ગયો. પછી તો ભિખારીની ગેરહાજરીમાં રાજાની આવની વધી અને સાથે બન્નેનો પ્રેમ પણ વધ્યો. હજુરીઓને પણ રાજાના સ્વભાવમાં ઉલ્લાસ વધતો દેખાયા વિના રહ્યો નહિં. હવે જ્યારે તેઓ રાજાને ફરી લગ્ન કરવા વિનવતા ત્યારે રાજાની આંખો હસતી. એક દિવસે જ્યારે તે પેલી વનની સુન્દરીને મહેલમાં લાવશે ત્યારે સૌ કેવા તાજુબ થઈ જશે!, રાજા વિચાર કરવા લાગ્યો. ફકત બાલાના પેલા ગરીબ બાપનેજ હજી મનાવવો બાકી હતો.

પેલા ભિખારીને તો રાજાના દૈનિક આગમનની ખબર સરખી પણ ન હતી. કારણ કે રાજાએ એ વાત હજી પણ છુપી રાખવા માટે કુંવરીને સુચવ્યું હતું. ભિખારી બિચારો રાજકુંવરીનો ભેદ ફોડવાની તક શોધવાના મનસુબા ઘડ્યે જતો હતો. એક દિવસ તે જરા વહેલો આવ્યો ગુફાને દ્વારે એક ઘોડો બંધાયેલ દૂરથી જોઈ તે ખંચાયો. આભાસ તો નહિં હોય? ભયંકર આગાહીઓ તેનું દિલ કરવા લાગ્યું. એ હશે તો .........? પહેલાં તો ગુફામાં ધસી જવાનું તેને મન થઈ આવ્યું. તેણે ખામોશ પકડી. ને થોભ્યો. હૃદયમાં ધબકાર વધવા લાગ્યા. તેણે બહુ ખમવું ન પડ્યું. બે વ્યક્તિઓ દ્વાર સુધી આવી અને ચુમવા ભેટીને છુટી પડી. આદમીએ ઘોડો છોડ્યો અને હાથ ઊંચા કરી વિદાય લીધી. પેલો રાજા જ હતો!

"વિધાતાએ ધાર્યું તે જ અન્તે થયું," ગણગણતો એ મનુષ્ય જ્યારે ગુફા ભણી પગલાં માંડતો હતો ત્યારે તેના હૃદયમાં નિરાશાની ઘેરી ઘટા છાઈ હતી.

વિધિના લેખ ખરા ઠર્યા.



## નિર્વ્યસનીપણું શા માટે ?

પૌષ્ટિક ખોરાકથી ભૂખ શમે છે પણ મદ્યનું દરેક ટીપું પીવાની સાથે મદ્યની તૃષ્ણા વધે છે...... તૃપ્તિમાંજ તૃષ્ણાની વૃદ્ધિ થાય છે. મનુષ્ય જેમ દારૂનું વધારે સેવન કરે છે તેમ પોતાના ઉપરનો પીણાનો કાબુ પારખવાને એ અશક્ત બનતો જાય છે...એટલેજ તંદુરસ્તીભર્યું અને ધ્યેયનિષ્ઠ જીવન જીવવા માટે સંપૂર્ણ નિર્વ્યસનીપણું આવશ્યક છે

—શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારી—

# સરળ રાષ્ટ્ર લિપિ

લેખકઃ
શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી
અધ્યાપક, ભો. જે. વિદ્યાભવન, અમદાવાદ

---x---

## મૂળાક્ષરો

સમગ્ર હિંદના ઉપયોગમાં આવી શકે એ દૃષ્ટિ નજરમાં રાખી રાષ્ટ્રલિપિ નક્કી કરવાના પ્રયત્ન હિંદી સંઘની મધ્યસ્થ સરકાર તરફથી શરૂ કરવામાં આવ્યા છે, અને એ વિશેની નિમાયેલી સમિતિ તરફથી એક પ્રશ્નાવલી પણ થોડા મહિનાઓ ઉપર પ્રસિદ્ધ કરવામાં આવી હતી. હિંદને કેટલીક સરળતા લાવવા બે લિપિની જરૂર પડી છે અને સામાન્ય રીતે દેવનાગરી અને ઉર્દૂ એ બેઉ લિપિઓનો સ્વીકાર કરવો આવશ્યક બન્યો છે. આમાંની ઉર્દૂ લિપિનો પ્રશ્ન એના નિષ્ણાતો વિચારી લેશે. દેવનાગરી લિપિનો પ્રશ્ન આ વિષયના નિષ્ણાતો વિચારી રહ્યા છે. લિપિસમિતિની પ્રશ્નાવલીમાં શીઘ્ર-લિપિ ટાઇપરાઇટરો અને ટેલીપ્રિન્ટરો માટે દેવનાગરીનો સરળતાથી ઉપયોગ કરી શકાય એવી જાતની યોજનાઓ માગવામાં આવી છે અને એના નિષ્ણાતોએ એ માટેની વિવિધ યોજનાઓ મોકલી પણ આપી છે. આ દિશામાં સરકારે આગળ શાં પગલાં લીધાં છે એ જાણવામાં આવ્યું નથી. સમયે એના નિર્ણય પ્રસિદ્ધ થશે, એટલે અહીં સર્વવ્યાપક સ્વરૂપવાળી દેવનાગરી લિપિ મુદ્રણાદિકમાં જે રીતે ઇષ્ટ હશે તે રીતની એ સમયે જાણવામાં આવશે.

લેખનમાં દેવનાગરીનું સ્વરૂપ કેવું હોય તો એ દેશના મોટા ભાગમાં વ્યવહારની દૃષ્ટિએ સરળ થઇ શકે એ વિચારવા જેવો પ્રશ્ન છે. મહારાષ્ટ્ર અને ઉત્તર હિંદ તેમજ મધ્ય હિંદના પ્રદેશોમાં મુખ્ય લેખન-લિપિ દેવનાગરી છે. આ દેશોમાં મુદ્રણલિપિમાં જે કાંઇ થોડો ભેદ છે તે લેખન-લિપિમાં પણ છે. એ કેટલો નજીવો છે એ વાત આ દેશનાં ભણેલાં જાણે છે. પ્રાયઃ અત્યારે એવા પ્રકારનું વલણ જોવામાં આવે છે કે સર્વત્ર આ દેશોમાં દેવનાગરીનું જ સ્વરૂપ, પણ એ માથાં બાંધ્યા વિનાનું, કરવામાં આવે છે. માથું બાંધવામાં સમય વ્યય જાય છે, અને માથું છોડી દેવાથી ઝડપ વધુ રાખી શકાય છે. આમ માથું ઉડાડી કામ ચલાવવાથી થોડા અક્ષરોમાં નજીવો ફેરફાર કરી લેવામાં આવ્યો છે ખાસ કરી घ અને ध વચ્ચે તેમજ भ અને म વચ્ચે જુદાપણું રાખવા ध અને भ માં ઉપરના પાંખડામાં મીંડું વાળી લેવામાં આવે છે. કોઈ પણ મહારાષ્ટ્રિય વિદ્વાનનું લખાણ જોતાં આ વાત તરત ધ્યાનમાં આવી શકશે. આ જાતનું વલણ નવું તો નથી જ. [પ્રચલિત દેવનાગરી લિપિમાં थ અને य તેમજ त અને न વચ્ચે આવો જ ભેદ સાચવી લેવામાં આવ્યો છે; તો व અને ब તેમજ प અને ष માં વચ્ચે આડી લીટી કરી—એટલે કે મધ્યભાગને વાંસો ફાડેલો બતાવી ભેદ સાચવી લેવામાં આવ્યો છે.] આમ સરખા દેખાવના અક્ષરો વચ્ચે સાદી નિશાનીથી જુદાપણું સાચવી—સાધી લેવામાં આવ્યું છે. અને એ એટલું સ્વાભાવિક થઇ ગયું છે કે આજે જરાય નવું નથી લાગતું, અને કોઇને કાંઇ મુશ્કેલી ઊભી કરતું નથી.

દેવનાગરી લિપિનું માથું લેખનમાં કરવાથી જે મુશ્કેલી નડે છે તે દૂર કરી લેવાનો પ્રયત્ન આમ આ પૂર્વે જ વ્યવહારમાં છે; એટલે હજી પણ કાંઇ મુશ્કેલી રહેતી હોય તો એ દૂર કરવાનો પ્રયત્ન ગેરવાજબી તો નથી જ એમ સૌ કોઇ વિચારકને લાગ્યા વિના નહિ રહે.

આપણે અહીં એવા થોડા બાકી રહેલા અક્ષરોનો વિચાર કરિયે. માથા વિનાના લખાતાં બીજા વર્ણોની ભ્રાંતિ કરે તેવા તો માત્ર આ ત્રણ ख ल श એ અક્ષરો છે. ख નું માથું જતાં 'રવ', લ નું માથું જતા ગુજરાતી 'ભ' થઇ જવાનું, અને श માંથી 'રા' થઇ જવાનું સ્વાભાવિક છે. આમાંના છેલ્લા અક્ષરનું તો દેવનાગરી લિપિમાં 'श' આવું વૈકલ્પિક રૂપ પ્રચલિત છે, એટલે એ અક્ષર પૂરતી મુશ્કેલી દૂર થઈ શકે છે. બાકીના બે અક્ષરો વિશે વિચાર કરવો જરૂરી છે. આમાંના ल અને ગુજરાતી 'ભ' વચ્ચેનું સામ્ય તો જે દૂર થઇ શકે જો જૈન દેવનાગરી લિપિનો માથાવાળો 'લ' (જે ગુજરાતીમાં ઊતરી આવ્યો છે તે) સ્વીકારી લેવામાં આવે. મહારાષ્ટ્રિય દેવનાગરી, હિંદી દેવનાગરી, અને જૈન દેવનાગરી એ ત્રણે લિપિ આજે પણ મુદ્રણમાં ચાલુ છે; એટલે મુદ્રણના કામ માટે પણ જૈન દેવનાગરીનો

માથાવાળો 'લ' મેળવવો મુશ્કેલ નથી. પ્રશ્ન માત્ર ख વિશે છે. 'ર' માં 'व' ને દબાવી 'ख' સાધવાનો પ્રયત્ન થયો છે પણ એ સરળ નથી, રોચક નથી. આ માટે કૈથી તેમજ ગુજરાતી લિપિમાં દેવનાગરીના ष ઉપરથી ઊતરી આવેલો 'ખ' વધુ સરળ અને એમ છે. દેવનાગરી ख ને માથા વિનાનો કરતાં આ કૈથી-ગુજરાતી ખ જેવો એ બની જાય છે એ મુશ્કેલી ટાળવા ખ ના ઉપરના ડાબી બાજૂના પાંખડામાં મીંડું વાળી લેવામાં આવે એટલું જ માત્ર જરૂરી બને છે.

ઉપર સૂચવવામાં આવેલા ફેરફારોને અપનાવવામાં આવે તો માથા વિનાની લિપિ સમગ્ર હિંદી સંઘ માટે સાધી શકાય. આમાં મોટા ભાગના અક્ષર તો ગુજરાતી પ્રચલિત લિપિના તે તે અક્ષરો જેવા થઈ જાય છે. કયા સરખા અને કયા જુદા એ જો તારવવામાં આવે તો નીચે પ્રમાણે આવી રહે છે:

સરખા—[ख], ग, घ, ङ, छ, ञ, ट, ठ, ड, ढ, त,
[ખ], ગ, ઘ, ઙ, છ, ઞ, ટ, ઠ, ડ, ઢ, ત,

थ, द, [ध], न, प, [भ], म, य, र, [ल],
થ, દ, [ધ], ન, પ, [ભ], મ, ય, ર, [લ],

व, श, ष, स, ह, क्ष, ज्ञ
વ, શ, ષ, સ, હ, ક્ષ, જ્ઞ

જુદા— अ, क, च, ज, झ, ण, फ, ब, ळ
અ, ક, ચ, જ, ઝ, ણ, ફ, બ, ળ

ઉપર જે કાટખૂણુ કૌંસમાં અક્ષર આપવામાં આવ્યા છે તે ઉપરની ચર્ચામાં સૂચવ્યા પ્રમાણે કરી લેવામાં આવે એટલે મુશ્કેલી દૂર થાય છે; અને માથા વિનાના દેવનાગરી અક્ષર સાધી શકાય છે. જે અક્ષરોનું રૂપ માથાવાળા દેવનાગરી અને ગુજરાતી મરોડમાં જુદું જુદું છે તેમાંના ण નો પ્રશ્ન તો તરત પતી જાય છે, કારણ કે હિંદી દેવનાગરી તેમજ જૈન દેવનાગરીમાં ગુજરાતી મરોડનો જ 'ણ' માથા સાથે લખાય છે. બાકીના આઠ અક્ષરોના ગુજરાતી મરોડ છોડી દેવામાં આવે અને એ જ અક્ષરો દેવનાગરીમાંથી અપનાવી લઈ માથા વિનાના કરી પ્રયોજવામાં આવે તો એક મોટો કોયડો ઊકલી જાય. ळ ને આડો કરી લેવા સૂચવું છું. શ્રી. કાકાસાહેબ કાલેલકરે પંદરેક વર્ષ ઉપર આ અક્ષરોને માથા વિનાના કરી ગુજરાતીમાં પડાવ્યા હતા, અને અત્યારે પણ 'હરિજનબંધુ'માં શ્રી. કિશોરીલાલ ઘ. મશરૂવાળાના લેખોમાં એ વાપરવામાં આવે છે. આ રીતે માથા વિનાની દેવનાગરી લિપિ ગુજરાતી અક્ષરોમાં થોડો જ માત્ર ફેરફાર કરવાથી સાધી શકાય છે; અને એ એવા સ્વરૂપની બને છે કે જેને વાંચતી વેળા મહારાષ્ટ્રિય રાજસ્થાની કે ઉત્તર હિંદના પ્રજાજનો સરળતાથી વાંચી શકે અને ઉપયોગમાં પણ લઈ શકે.

ગુજરાતીઓને દેવનાગરી લિપિ વાંચવામાં કદી કષ્ટ પડતું નથી, કારણ કે લગભગ શરૂથી જ ગુજરાતી લિપિની સાથોસાથ શાળાઓમાં દેવનાગરી લિપિનો (ખાસ કરી મહારાષ્ટ્રિય દેવનાગરી મરોડની લિપિનો) પરિચય આપવામાં આવે છે; અને અત્યારે તો વિદ્યાર્થીઓ હોંશે હોંશે રાષ્ટ્રભાષા ભણવા માંડયા છે ને હજારોની સંખ્યામાં રાષ્ટ્રભાષાની પરીક્ષા પણ આપવા લાગ્યા છે એટલે હિંદી દેવનાગરી મરોડની લિપિથી અત્યંત સુપરિચિત થઈ ગયાં છે; અને માથા વિનાની દેવનાગરી લિપિ લખવાથી પણ સારી રીતે ટેવાયેલા થવા લાગ્યા છે. આવી આશાજનક અને સુંદર પરિસ્થિતિમાં થોડા ગુજરાતી અક્ષરોમાં જ થોડું નાગરીકરણ સાધી લેવામાં આવે તો લેખન ઉપરાંત મુદ્રણમાં પણ સર્વદેશીયતા લાવી શકાય. ઉપર બતાવ્યું છે તે પ્રમાણે ગુજરાતી 'અ, ક, ચ, જ, ઝ, ફ, બ, ભ, અને ળ' આ નવ અક્ષરોનું નાગરીકરણ સાધી લેવામાં આવે અને 'ખ' તેમજ 'ધ' નાં ઉપરનાં પાંખડાં મીંડાવાળાં કરી લેવામાં આવે તો આ સાવ સરળ થઈ પડે છે. એમાં ગુજરાતીઓએ કશું જ ગુમાવવાનું નથી. ગુજરાતી લિપિનો તેથી નાશ થઈ જાય છે એવો પણ ભય સેવવાની જરૂર નથી. ગુજરાતમાં ભલેને સમગ્ર વ્યવહાર પ્રચલિત ગુજરાતી લિપિમાં જ થાય; જ્યારે આંતરપ્રાંતીય વ્યવહારમાં માત્ર ઉપર સૂચવ્યા મુજબનો ૧૧ અક્ષરોમાં ફેરફાર કરી લેવામાં આવે.

## જોડાક્ષરો

જોડાક્ષરોનો પ્રશ્ન તો જરા પણ વિકટ નથી. અત્યારે ગુજરાતી લિપિમાંના મોટા ભાગના જોડાક્ષર નાગરી લિપિના જ છે. 'ક્ષ' અને 'જ્ઞ' તો જાણીતા જ છે; ઉપરાંત 'શ્ર' અને 'દ્ર' ની સાથેનું જોડાક્ષર તરીકેનું સ્વરૂપ

પ્રાયઃ શુદ્ધ નાગરી છે; અને ચાલુ રહેવાથી સરળતા પરંપરિત જ રહે છે. હિંદી સરકાર તરફથી સર્વદેશીય દેવનાગરી લિપિનું સ્વરૂપ નક્કી થાય અને ટાઈપરાઈટરો તેમજ ટેલીપ્રિન્ટરોમાં સરળતા થવા જૂની પદ્ધતિના જોડાક્ષરોનો ત્યાગ કરી નવી રીતે છૂટા છૂટા જોડવામાં આવે તો એથી સરળતા વધુ રહેવાની છે. એમાં કોઈ દુગ્ધામાં પડી જવાનું નથી.

## સ્વરોની વરડીઓ

શ્રી. કાકાસાહેબ કાલેલકરના મુખ્ય પ્રયત્નથી સ્વરોની બારાખડી, તેરાખડી કે સોળાખડી કરવા તરફ વલણ વધ્યું છે. દેવનાગરી લિપિના વિચિત્ર સ્વરોને સ્થાને अ ને જ તે તે સ્વરની વરડીઓ આપી કામ સાધવામાં આવે છે. 'આ અશાસ્ત્રીય છે, કેમકે પ્રત્યેક સ્વરનું ઉચ્ચારણસ્થાન વિજાતીય સ્વરથી જુદું છે; એટલે તે તે સ્વરનો સંકેત સ્વતંત્ર જ રહેવો જોઈએ'– આવો એક સબળ પૂર્વપક્ષ છે. પ્રત્યેક સ્વરનું ઉચ્ચારણસ્થાન સ્વતંત્ર છે એ વાત સાચી જ છે અને તેથી બ્રાહ્મી લિપિમાં વિજાતીય સ્વરો अ इ उ ऋ ऌ ए ऐ ओ औ ના સંકેત તદ્દન જુદા હતા. બ્રાહ્મી લિપિમાંથી લગભગ દસમા અગિયારમા સૈકામાં જૂની દેવનાગરી લિપિ ઊતરી આવી જેમાં ओ औ ના સંકેત ગુમાવાયા અને अ ઉપર કાનો માત્રા અને કાનો બે માત્રા કરી કામ ચલાવવામાં આવ્યું; અને આપણે જોઈએ છીએ કે ગુજરાતી લિપિ સાધતાં ए અને ऐ નાં સંકેત પણ ગયા ને 'અ' ની ઉપર એક માત્રા અને બે માત્રા કરી રોળવી લેવામાં આવ્યું. આમ ચાર સ્વરોનો આવો ફેજ થયો. વસ્તુસ્થિતિએ લોકો સરળતા જુએ છે અને નિર્ણય કરવાનો હોય છે ત્યારે સરળતાને જ વધુ પસંદ કરે છે. અને તેથી જ ગુજરાતી 'રૂ' ને સ્થાને 'રુ' હાલ સ્વીકારાતો જાય છે. લિપિ એ તો વ્યવહાર માટેની (conventional) વસ્તુ છે. એટલે જ 'એ ઐ ઓ ઔ'થી આપણે ચલાવતાં શીખ્યા, અને ગુજરાતીમાં સ્વતંત્ર રીતે થતાં અનુનાસિક તેમજ વિવૃત સ્વરોનાં ઉચ્ચારણ પણ ચાલુ ચિહ્નોથી જ ચલાવી લેવાયાં છે. વ્યવહારની આ સરળતાના સિદ્ધાંત ઉપર જ શ્રી. કાકાસાહેબે દેવનાગરી લિપિમાં પણ अ ને જ અન્ય સ્વરોની વરડીઓ લગાવી લેખન-સાહિત્ય તેમજ મુદ્રણ-સાહિત્ય સાધવા પ્રેરણા કરી છે., પ્રચલિત દેવનાગરીમાં એ રીતે —

अ आ अि अी अु अू अृ अे अै ओ औ

### સરળ રાષ્ટ્રલિપિના મૂળાક્ષર

સ્વરો :- અ આ અિ અી અુ અૂ અૃ અે અૈ ઓ ઔ અં અઃ

વ્યંજનો :-
ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ
ટ ઠ ડ ઢ ડ઼ ઢ઼ ણ
ત થ દ ધ ન પ ફ બ ભ મ
ય ર લ વ શ ષ સ હ ળ ક્ષ જ્ઞ

### સુધારેલી દેવનાગરીના મૂળાક્ષર

સ્વરો :- अ आ अि अी अु अू अृ अे अै ओ औ अं अः

વ્યંજનો :-
क ख ग घ ङ च छ ज झ ञ
ट ठ ड ढ ड़ ढ़ ण
त थ द ध न प फ ब भ म
य र ल व श ष स ह ळ क्ष ज्ञ

એવા સ્વરૂપમાં સ્વરો સાધી લેવાની એમના તરફથી હિમાયત કરવામાં આવી છે અને સંખ્યાબંધ ગ્રંથોમાં એ રીતે મુદ્રણકાર્ય થયું છે અને થયે જાય છે. માથા વિનાની દેવનાગરી લિપિ સાધતાં પણ એ જ ધોરણ અપનાવવું હિતાવહ છે; તેથી इ ई उ ऊ ऋ ए ऐ લખવાની જરૂર રહેશે નહિ. આથી વ્યવહાર કેટલો સરળ થઈ જશે એ સામાન્ય આમ વર્ગ જ કહી શકશે. વિદ્વાનોના માનસમાં તો અમુક પૂર્વગ્રહ એવો દઢ હોય છે કે નમતું ન જ મૂકે. **नासौ मुनिर्यस्य मतं न भिन्नम्** એ સર્વવિદિત વસ્તુ છે.

સર્વસામાન્ય લેખન-કાર્ય માટે સરળ રાષ્ટ્ર-લિપિનું સ્વરૂપ કેવું હોઈ શકે એનો આછો ખ્યાલ ઉપર આપવાનો પ્રયત્ન છે: એ વધુ સ્પષ્ટ થાય, એ માટે પાન ૨૬ પર બ્લૉક આપવામાં આવ્યો છે. આ બ્લૉકમાં મુદ્રણ-સુકર દેવનાગરી લિપિના થોડા સુધારાવાળા—મને લાગતા અક્ષરોનો ખ્યાલ આવે એ માટે દેવનાગરી મૂળાક્ષર પણ આપવામાં આવ્યા છે:—

બ્લૉકનાં ઉપરના ભાગમાં સરળ રાષ્ટ્રલિપિના મૂળાક્ષર બતાવ્યા છે તે અત્યારે તો લેખન માટે છે. સમય આવતાં મુદ્રણમાં પણ એ પ્રકારનો સ્વીકાર કરવામાં આવે તો એ આંતરપ્રાંતીય વ્યવહાર માટે સરળ થઈ પડશે.

ઉપરના બ્લૉકમાં સુધારેલી દેવનાગરીના મૂળાક્ષર આપવામાં આવ્યા છે તે અત્યારની દેવનાગરી લિપિનો સર્વસ્વીકૃત મરોડ આપે છે. એમાં ख ને સ્થાને ગુજરાતી કેથી મરોડનો 'ખ' માથા સાથે આપવામાં આવ્યો છે એટલો મુખ્ય તફાવત છે. બાકી તો घ અને भ માં ઉપરના પાંખડાને મીંડાવાળું બનાવ્યું છે. આટલા જ ફેરફારથી આ દેવનાગરી મરોડને સર્વદેશીયતા મળી શકે એમ છે.

અત્યારે જ્યારે દેશમાં લિપિના વિષયમાં વિચાર ચાલુ છે ત્યારે આ મારો પ્રયત્ન એવા વિચારકોને કાંઈપણ વિચાર-સામગ્રી આપશે તો આ લેખકની કૃતકૃત્યતા છે. દેવનાગરી લિપિના વિષયમાં તો મારા વિચાર યથાસ્થાન રજૂ કરવામાં આવ્યા છે. લેખનની સરળ રાષ્ટ્રલિપિ જોઈતી હોય તો એનું સ્વરૂપ કેવું હોઈ શકે એ બતાવવાનો આ નમ્ર પ્રયત્ન છે. પૂર્વગ્રહથી અલિપ્ત રહી આ વિષયના નિષ્ણાતો આનો વિચાર કરે એવી પ્રાર્થના.

---

## સુરા અને સાહિત્યકાર

કેટલાક પ્રથમ પંક્તિના સાહિત્યકારો, કલાકારો, સંગીતજ્ઞો વગેરેને મદ્યપાનની અસાધારણ આદત હોવા છતાં તેઓ- પોત પોતાના ક્ષેત્રમાં વિશ્વમાન્ય સર્જનો મૂકી ગયેલ હોઈ એવી સામાન્ય માન્યતા બંધાઈ છે કે જન્મ સિદ્ધ કલાકારને ઉત્તમ સર્જનો આપવા માટે મદ્યપાન ઉત્તેજક અને આવશ્યક છે.

આ સંબંધમાં ડૉ. ઈ. એચ. સ્ટાર્લિંગ લખે છે: "મદ્યપાનની તરફેણમાં ઘણીવાર એવી દલીલ કરવામાં આવે છે કે કેટલાક પ્રથમ પંક્તિના કલાકારોએ એનો બહુજ મોટા પ્રમાણમાં આશ્રય લીધો છે અને એથી એમનું મનોબળ કદાચ ઘટ્યું હોય તો પણ એમની કલ્પનાશક્તિ તો અવશ્ય ખુબજ ખીલી નીકળી છે .... (દારૂપાનથી) તેઓ સામાજિક રીતરીવાજો અને ઘરગથ્થુ ચિન્તાઓ તરફ ઉદાસીન બનતાં એમની સૌન્દર્ય દર્શી ઊર્મિઓને આવિર્ભૂત થવાનો પુરેપુરો અવકાશ મળે છે. પરંતુ કવિત્વ તો જન્મસિદ્ધ હોય છે કોઈ બાહ્ય પ્રયત્નથી એ આવી બેસતું નથી. એમની કલ્પનાશક્તિ દારૂના પાન વગર પણ ખીલી શકે છે."

એડિસન, એડગર એલન પો, વગેરે પ્રસિદ્ધ લેખકો દારૂની અસર હેઠળ ઉત્તમ સર્જનો આપી શકતા! એવી પ્રચલિત હકીકત ઉપરથી કેટલાક એમ માને છે કે ઉચ્ચ કલા સર્જનના આવિર્ભાવ માટે મદ્યપાન કારણભૂત છે. એવી માન્યતા ધરાવનારને સર વિક્ટર હોર્સ્લે જવાબ આપતાં લખે છે:

"આલ્કોહોલ મગજશક્તિને પ્રજ્વલિત કરે છે એમ માનવા માટે કોઈ જ આધારભૂત કારણ નથી... મદાર્કનું થોડું પ્રમાણ મગજની ઉચ્ચોચ્ચ ક્રિયાશીલતાને ખંજભાળી નાખે છે અને જો એ વધારે પ્રમાણમાં લેવામાં આવે તો મગજની સમતુલા પણ ગુમાવાય છે...."

મહાન જર્મન કવિ શીલરે કહેલું: "દારૂ કશુંજ પ્રગટાવતો નથી....માત્ર પ્રગટાવે છે એ એક મૂર્ખાઈ!"

મહાકવિ ગોઈથે પણ વારંવાર કહેતા: "દારૂથી કવિને જે કહેવાતું 'ઉત્તેજન' મળે છે એને પરીણામે જો કંઈપણ નીપજતું હોય તો તે તાણીતુસીને તૈયાર કરેલું અધમ સાહિત્યજ છે."

—ડા. એચ. સી. મુકરજી—

# મા ન પા ન ની

# ❀ ભી ત ર માં ❀

: લેખક :
પ્રો. હસિતકાન્ત હ બુચ, એમ. એ.

(દૃશ્ય પહેલું)

[મનમોહન શેઠના સેક્રેટરી બિપિનચન્દ્રનું ઘર. બિપિનચન્દ્ર અને તેમનાં પત્ની મધુબ્હેન ચા પીતાં બેઠાં છે. સવારના સાડાઆઠનો સુમાર.]

મધુબ્હેન : તમેય એવા જ છો ને! શેઠને ખાનગીમાં મૂરખ અને ખંધા કહો છો. પણ જાહેરમાં તો એમના નામનાં વાજાં વગાડો છો અને વગડાવો પણ છો! શેઠશેઠાણીનેય કોણ જાણે શું નામનું ઘેલું લાગ્યું છે?

બિપિનચંદ્ર : રે'ને હવે તું ય! કોઇકને કંઇકનું ઘેલું હોય તો કોઇને વળી કંઇનું હોય! આ જોને. તનેય ઘેલું જ લાગેલું ને મારું; તું......

મધુ૦ : બસ! બસ! એ પુરાણ પાછું ઉકેલ્યું ખરું? હું પૂછું તેનો જવાબ દો ને!—આ તમારાં શેઠશેઠાણીને માનપાનનો રોગ કેમ લાગુ પડયો છે? અને તમે પાછા એમને ચડાવ્યા જ કરો છો!

બિપિન૦ : એ તો એમ જ હોય, વિચાર તો કર હું સાદો ગ્રેજ્યુએટ; છતાં ઘેર ઘોડાગાડી નોકર અને આ રાચરચીલું આ બધું અમથું આવતું હશે! ખરું?

[બારણે બેત્રણ ટકોરા થાય છે. થોડીવારે ઝીણો સાદ સંભળાય છે. "બિપિનભાઇનું ઘર આ કે?"]

મધુ૦ : આવો, આવો, બ્હેન! આ જ ઘર.

[એક બ્હેન અને એક પુરુષ પ્રવેશે છે. ચંપલ ઉતાર્યાનો અવાજ આવે છે.]

બિપિન૦ : ભાઈ, આપ? અને આ બ્હેનને મારે લાયક કાંઇ—

પુરુષ : હા, મારું નામ રણછોડભાઇ! હું અહીંના અનાથાશ્રમ અને યુવકસંઘનો મંત્રી છું. અને આ બ્હેન તો......

બ્હેન : હા—મને રણછોડભાઇ નથી ઓળખતા. હું અહીંના સ્ત્રી સમાજની મહામંત્રી—કપિલા વ્યાસ. આપનાં વાઇફ તો મારું નામ જાણે છે જ. મારા વર પ્રજામંડળમાં કામ કરે છે; આપને...

બિપિન૦ : મને 'આપ' ન કહો તો, કપિલાબ્હેન! હું તો ન્હાનો માણસ છું પણ હા, ચા તો લેશો ને બન્ને?

રણછોડભાઇ : ના જી. હું તો પીતો જ નથી. મહાત્માજીએ દાંડી કૂચ કરી તે દિવસથી ચાનું નામ પણ—

બિપિન૦ : એમ? પણ કપિલા બ્હેન તમને તો હરકત નથી ને?

કપિલા૦ : ના, હરકત તો નથી પણ હમણાંજ પી ને આવી છું [બીજી બાજુ જોઇ] અરે, આ તો મધુબેન ચા લઇને જ આવ્યાં ને શું? રણછોડભાઇ, મધુબેનની ચા હવે નજ ભગાય! પીવી પડશે તમારે પણ.

રણછોડભાઇ : પણ... પણ... ભલે ત્યારે [હસીને] જેવી તમારી ઇચ્છા!

બિપિન૦ : [ચા પીતાં] કેમ રણછોડભાઇ, આશ્રમ તો મઝાનો ચાલે છે ને? કંઇક છાપામાં વાંચ્યે આવેલું, ખરું!

રણછોડભાઇ : અરે, મૂકોને છાપાંની વાત, બિપિનભાઇ! આશ્રમની સલાહકાર સમિતિમાં ન લીધા અધિપતિને એટલે—

બિપિન૦ : [હસતાં] લોકની સેવા કરવી એતો બેધારી તલવાર પર જ રહેવું ને?

રણછોડભાઇ : માટે તો હું આવ્યો છું, બિપિનભાઇ! તમારા મનમોહનદાસ શેઠ સાહેબને જરા સમજાવો તો અમારું કંઇ કામ—શેઠ સાહેબ પ્રસન્ન થઇ આભારી કરે.

બિપિન૦ : જુઓ, રણછોડભાઈ! હું તો ગયા સેક્રેટરી કહી બેઠેલ ખરો. શ્રમ? પણ શેઠ ભાણેજની જિંદગીમાં મેં જોયું છે કે એમાં વંટોળ આવે છે પણ.........

રણછોડભાઈ : અરે, સેક્રેટરી સાહેબ! એ શું બોલો છો' અને આ વર્ષે તો શેઠશ્રીને અમે માનપત્ર આપવાના છીએ. દર વર્ષે એમની સખાવત એમની લાગણી—

બિપિન૦ : તો તો રણછોડભાઈ! શેઠને હું કોઈપણ રીતે સમજાવીશ–બસ? પણ ઉભા રહો ફોનમાં જ પૂછી લઉં તો!

કપિલા૦ : તો તો બિપિનભાઈ! શેઠાણીને એક વિનંતિ કરોને, મારાવતી અમારા શરદુત્સવના મુખ્ય અતિથિ—

બિપિન૦ : મુખ્ય અતિથિ બને, એમને? હા, હા શેઠાણીજી તો ભણેલાં પણ છે; મેટ્રિક થઈ ગયાં છે' ગરબા અને સંમેલનો તો એમને બહુ જ પ્રિય છે. એમનેય બોલાવું છું. બેસોને?
(ફોન પર – "હા – કોણ? કોણ, મગન ને? જો – મગન! શેઠ સાહેબને ફોન પર બોલાવી લાવ તો – હા, હા, જરૂરી કામ છે!")

રણછોડભાઈ : જરા, ભાર દઈને કહેજો હોં, બિપિનભાઈ!

બિપિન૦ : (શાંત રહેવાનો કઠેલાશી ભાવ સૂચવી) (ફોન પર નમ્રતા પૂર્વક) હાજી-હું બિપિન! આપને તકલીફ આપી... હેં? હાજી-હાજી, આપનું કામ... જી, આ અનાથાશ્રમના મંત્રી આવ્યા છે, રણછોડભાઈ! જી હા, સંસ્થા જાણીતી છે, કામ સારું કરે છે, આપને સંસ્થા માનપત્ર અર્પણ કરવા-જી? ના જી, એમનું તો કહેવું છે કે આપની ઉદારતા અને સુજનતા----- હાજી, હાજી, અહીં જ બેઠા છે એ. હેં? હું? આપ સંસ્થાના પેટ્રન બનો એવી એમની વિજ્ઞપ્તિ...... જી? સ્વીકારો છો એમ કહું?...ભલે, ભલે, જી, જી, સાંજે જ આવશે ...હાજી, એ તો આપની ઇચ્છા પ્રમાણેજ થશે, પ્રમુખપદ માટે તો શેઠ વલ્લભદાસજી હોયને, હાજી, હાજી...

રણછોડભાઈ : (વચ્ચે ધીમેથી) હા કહો, સેક્રેટરી સાહેબ, હા કહો! શેઠશ્રીની ઇચ્છા પ્રમાણેજ......

બિપિન : (હસતું મોં રાખી ફોન પર) હાજી...મંત્રી સંમત છે. બાકીનું કોણ કોણ કરશો? એમ ને? જી, જી, અમે તેનાથી કંઈ બોલાય? આપને ઓળખે...જી? હાજી, હું જ વાંચી સુણાવીશ માનપત્રનું? ...હેં? ના જી-ના-જી, શશીકાન્ત બહુ ઠીક થઈ પડશે—જી? હા, હા, આપ સુણાવશો તેમજ....બીજી એક તકલીફ...ના જી! ના જી! આપને નહીં—શેઠાણીને વિજ્ઞપ્તિ સ્ત્રીસમાજનાં મંત્રી છે—કપિલાબ્હેન જ, એમને જ મોકલું, એમને? હાજી—(ફોન બહાર) લ્યો, કપિલાબ્હેન?

કપિલા : (ફોન પર સ્મિત સહિત) હેં? હાજી, હું કપિલા! જી? સ્ત્રીસમાજ તો સારી ચાલે છે. આ શરદુત્સવમાં શેઠાણીજી પધારે ને પ્રમુખપદે બિરાજે...હાજી. તો તો વધુ સારું; એમને જ મોકલો તો ફોન પર. જી? હા, હા, હું અહીંજ છું.

બિપિન : ઠીક ત્યારે, રણછોડભાઈ! તમારું તો કામ થઈ ગયું.

રણછોડભાઈ : તમે હો ત્યાં એમ જ હોય ને, બિપિનભાઈ! શેઠ સાહેબને સાંજે જ મળીશ—પેટ્રનપદ...

બિપિન : હા, હા, શેઠ સાહેબ તો દિલાવર દિલના છે પણ...માનપત્ર માટે શેઠે કહ્યું તે જાણ્યું ને! ભાષણ કરનારા જરા મોભાવાળા...જુઓને પેલા પરશુરામ વકીલ, પેલાં હેમન્તબેન વિદ્યાલયવાળાં...અરે, હું શું કહેતો'તો! તમે અનુભવી છો.

રણછોડભાઈ : એ તો હું બધું બરાબર જ કરીશ, પણ– બિપિનભાઈ, માનપત્ર તમે લખી આપો તો મોટી મહેરબાની...અમે તો બધા..........

બિપિન૦ : જુઓ ને, રણછોડભાઈ! શેઠ સાહેબની પણ એવી જ ઇચ્છા છે—પાઠ વાંચન કરતા એક મારા મિત્ર એ માટે વધુ ઠીક પડશે. શેઠ સાહેબને ત્યાં ય આવજા છે એમની. શશીકાન્ત બ્હે– ઓળખ્યા નહીં? યુવાન છે, પત્રકાર છે.

કપિલા૦ : (ફોન પર) હા, હા, શેઠાણીજી આવે છે-એમને? સારું-સારું-રણછોડભાઈ, અરે, બિપિનભાઈ! તમે તો અમારું મોટું કામ......

બિપિન૦ : અરે એમાં શું? પણ જુઓ-શેઠ સાહેબનો સારી રીતે મોભો જળવાય, હોં!...

રણછોડભાઈ : અરે, એ શું કહો છો-સેક્રેટરી સાહેબ? હું કંઈ નહીં સમજતો હોઉં? ઠીક ત્યારે, જય! જય! હું જઉં હવે.

[જાય છે---ચંપલનો અવાજ સંભળાય છે.]

કપિલા૦ : (ફોન પર મીઠાશ આણી) હાજી-મઝામાં છું. હાસ્તો, આપ વિના કંઈ ચાલે? આપની લાંબી સેવાઓ માટે તો એ જ પ્રસંગે આપને ......................જી?એમ તે ચાલે? ના-ના--આપે સ્વીકારવું જ પડશે. એ તો ફૂલની પાંદડી છે અમારી! [ફોન બહાર] લ્યો. બિપિનભાઈ, મારું કામ તો થઈ ગયું. શેઠાણી-જીની હા આવી ગઈ. ત્યારે હું જાઉં? (ગાડીની ઘંટડી બે ચાર વાગે છે.)

બિપિન૦ : અરે પણ આમ, એકદમ, કપિલાબ્હેન?

કપિલા૦ : માફ કરજો, હોં બિપિનભાઈ! જરા ઉતાવળ છે. પણ તમે ફોન તો લ્યો—શેઠાણીજી રાહ જુએ છે. ચાલો હું તો જાઉં હવે!

બિપિન૦ : (ફોન પર) જી હા, એ તો હું બિપિનચન્દ્ર. જી? કપિલાબ્હેન તો ગયાં! હાજી. ખૂબ ખુશ થયાં છે. એ તો હું છું ને!—એમ? એમ? સ્ત્રી સમાજને થેલી આપશો એમને? જી જી, બહુ ઉમદા વિચાર છે. આપને શોભે...... હાસ્તો, વહીવટ માટે કમિટિ તો કરશે જ-હેં? કોણ? હા-હા, ગોરધનમામા ખજાનચી થાય તો કંઈ ખોટું નથી. ઠીક—ઠીક...ઠીક—હું, વ્યવસ્થા કરીશ. ઓહો...! અભિનંદન... અભિનંદન...આપની વર્ષગાંઠ પરમદિવસે છે એમને? હેં? શું? શું? શેઠ સાહેબ ફોન લે છે એમને? સારું-સારું...જી...જી......

શેઠ— (ફોન પરથી) અરે બિપિનચન્દ્ર...જુઓને! વર્ષગાંઠની મિજબાની સાંજે જ ગોઠવીશું... હા, હા, કપિલાબ્હેન અને તેમના વરને ય... હાસ્તો...કામના છે જ—તમે તમારે ઘર બનાવી કાઢજો ને! સારું...ભલે...ભલે...

બિપિન૦ : (ફોન મૂકતાં)હા... હા! આ ફોન ક્યાં શે આપ્યો? સારું ગયું- પણ સુકાઈ ગયું!

મધુ૦ : સુકાઈ શેનું ગયું? બોલતા'તા ત્યારે તો સાક વેરતા'તા સાકર! લ્યો ત્યારે તમારે ય મિજબાની આવી.........

બિપિન૦ : મારે જ કેમ! તારે નહીં? તારા પર તો શેઠાણીની પૂરી મહેરબાની છે, પણ જોયું, મધુ, આ દુનિયા કેવી છે? સામસામી ગરજ મટે એટલે થયું. લટ્ટુ બની જાય છે બધા! હું કહું છે શેઠ શેઠાણીને, પણ પેલા લેભાગુ લેખક તાપીદાસની થેલીની વાત યાદ છે? એમને નામે થેલી!! પેલા રેવાપ્રસાદ ઘરડા થયા તેમ સન્માન થયાં-આપણે ત્યાં તો ઘરડા થવામાંય ગૌરવ! મધુ, છે ને બધું નાટક? ને પેલા ભગવાનદાસ? જાતે ફરી ફરીને બ્હેન પાસ થઈ બી.એ. માં, તેની સભાઓ બોલાવરાવે છે, છબીઓ લેવરાવી રિપોર્ટ લખી મોકલે છે બધાં છાપાંમાં! કહે છે કે એમની નાની નાતમાં એ જ પહેલી પાસ થઈ...આમાં તો નાતનું ગૌરવ થયું કે કેળવણીનું કે જાતનું-મધુ, મધુ, આ દેશમાં જાણે ગજ જ ટૂંકા થઈ ગયા છે! તને જ નથી લાગતું મધુ? બધે જ **अहो रूपम् अहो ध्वनि** ......

મધુ૦ : તે હશે! તમારું ભાષણ બહુ લંબાવશો તો શેઠાણીનાં આમંત્રણો ક્યારે તૈયાર કરશો? ચાલો, વહેલા જઈ આવો બંગલે. હું ય આ શાક બનાવી લઉં-! ચાલો ઉઠો! ઉઠો!

[ પડદો ]

## [ દ્રશ્ય બીજું ]

[ આ છે મનમોહનદાસ શેઠની ભવ્ય અગાસી. મિજબાની ચાલુ છે. આમંત્રિત સ્ત્રી પુરુષોની આનંદિત મંડળી જામી છે ગ્રામોફોન પર શરણાઈ બજી રહી છે. સન્ધ્યાકાળ નમ્યા પછીનો સમય જણાય છે.]

શેઠ : 'કેમ, બિપિનચંદ્ર? આ વાજું હવે બંધ કરશું! છૂટથી વાતો......

# પિતા અને પુત્ર

: લેખક :
**શ્રી. ગટુભાઈ ગો. ધ્રુવ**
તંત્રી—"જ્યોતિર્ધર"

જેમ્સ એક દિવસ સાંજે ઘેર આવી આનન્દ અને ઉત્સાહથી બોલવા લાગ્યો: "બાપુજી, આજે દારૂ ન પીવાના પ્રતિજ્ઞાપત્રમાં હું સહી કરી આવ્યો છું. એ પ્રતિજ્ઞા હું પાળી શકું તેમાં તમે મદદ કરશો ને?"

બાપે કહ્યું "જરૂર, હું તને એમાં મદદ કરીશ"

"બાપુજી, એક પ્રતિજ્ઞાપત્ર હું ઘેર લાવ્યો છું. તેમાં તમે સહી કરશો?"

"ગાંડો થયો છે?" બાપ બોલ્યો "હું સહી કરૂં એટલે મારે દારૂ પીવાનો મુકી દેવો એમને? તો પછી મારે ઘેર દોસ્તદારો આવે, અગર હું ચાર દોસ્તો સાથે બેઠો હોઉં ત્યારે મારી કેવી આબરૂ જાય તેનો તને ખ્યાલ છે? મારે ઘેર આવનારનો મારે સત્કાર ન કરવો?"

"બાપુજી, એકવાર યત્ન તો કરી જુઓ."

"જા જા, હમણાં હમણાં તો તું બહુ ચાપલો થઇ ગયો છે. હું કાંઈ સહી બહી કરવાનો નથી."

"વારૂ, સહી ન કરશો, પણ એટલું તો કરશો ને કે મને દારૂની બાટલી લેવા નહિ મોકલો?"

"હા જરૂર. હવે તને દારૂની બાટલી લાવવાનું નહિ કહું. તારે દારૂની બાટલીને અડકવું પણ ન પડે એવી તજવીજ રાખીશ."

થોડા દિવસ પછી એને ઘેર બે લશ્કરી અમલદારો મળવા આવ્યા. પરસ્પર ખબર અંતર પૂછ્યા પછી, આવેલા મહેમાનનો દારૂથી સત્કાર કરવા માટે એણે ઘરમાં જોયું તો ઘરમાં એક પણ દારૂની બાટલી ન મળે. તેણે જેમ્સને હાક મારી અને નાકાપરની દુકાનેથી દારૂની બે બાટલીઓ લઇ આવવાનું કહ્યું.

છોકરો પિતાના સામું જોઇ ઊભો રહ્યો.

"કેમ સાંભળતો નથી? જા, જલદી બે દારૂની બાટલી નાકા ઉપરની દુકાનેથી લઇ આવ"

છોકરો જરાવાર થંભ્યો, પણ પછી કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર ઓરડામાંથી બહાર નીકળી ગયો.

થોડી વાર પછી ખાલી હાથે તે પાછો આવ્યો.

"કેમ, પાછો કેમ આવ્યો? ક્યાં છે બાટલીઓ?" પિતાએ ગુસ્સે થઇને પૂછ્યું.

"બાપુજી, હું દારૂવાળાની દુકાને જઇને દારૂની બાટલીની વરધી આપી આવ્યો. મને એણે બાટલીઓ આપવા માંડી, પણ મેં કહ્યું કે તમે કોઈ સાથે એ મોકલાવી દેજો. મેં પ્રતિજ્ઞા કરી છે કે દારૂની બાટલીને હું હાથ નહિ લગાડું. બાપુજી, તમે ગુસ્સે ન થશો." જેમ્સે ડરતાં ડરતાં ધીમે સ્વરે પણ મક્કમ રીતે જવાબ દીધો.

પુત્રના જવાબમાં જે ગુપ્ત તિરસ્કાર ભર્યો હતો, પ્રતિજ્ઞા પાલનનો જે દૃઢ આગ્રહ દેખાતો હતો તે સાંભળી, પિતાને ભાન આવ્યું: આવેલા મહેમાનોને તેણે કહ્યું "મિત્રો, તમે બધું સાંભળ્યું છે. દારૂની બાટલી આવે ત્યારે તમારી ઇચ્છા હોય તો તમે પી શકો છો, પરન્તુ હું એક ટીપું પણ દારૂનું હવેથી મોઢામાં નાખીશ નહિ. આજ પછીથી મારા ઘરમાં આપને દારૂ કદિ મળી શકશે નહિ. જેમ્સ, પેલું પ્રતિજ્ઞા પત્ર લાવતો". એમ બોલી તેણે જેમ્સ પાસે પ્રતિજ્ઞા પત્ર મંગાવ્યું. જેમ્સ દોડતો દોડતો પ્રતિજ્ઞાપત્ર લઈ આવ્યો અને સહુના દેખતાં પિતાએ તેમાં સહી કરી.

તે દિવસથી જીવતભર એણે સુરાપાનનો સંપૂર્ણ ત્યાગ કર્યો. પુત્રના સદુત્સાહથી આ દારૂડીઆના જીવનનું પરિવર્તન થયું.

દુકાનદારને ત્યાંથી દારૂની બાટલીઓ આવી પણ તે, જેમની તેમ પડી રહી. કોઇએ તેને હાથ લગાડ્યો નહિ.

---






# દક્ષિણનો વાઘ



દક્ષિણ હિન્દમાં માઇસોર નામે એક રાજ્ય છે. ઘણાં વરસો પહેલાં ત્યાં ટીપુ નામે એક સુલતાન રાજ્ય કરતો હતો. ટીપુ બહાદુર અને લડાયક હતો. અને એટલેજ એને દક્ષિણનો વાઘ કહેવામાં આવતો. ટીપુને દેખતાંજ ઘણા લોકો બી જતા. ટીપુનું નામ સાંભળીને દુશ્મનોનાં હાંજા ગગડી જતાં. ટીપુ મોટો લડવૈયો હતો. એણે પોતાના દેશને દુશ્મનોના પંજામાંથી બચાવ્યો હતો.

દોઢસો વર્ષ એ વાતને વીતી ગયાં! છતાં લોકો હજીએ ટીપુ સુલતાનને સંભારે છે. ટીપુનાં પરાક્રમો હજીયે આપણે યાદ કરીએ છીએ. આપણે સ્વતંત્રતા ગુમાવી અને પાછી પણ મેળવી. આ દોઢસો વર્ષ દરમિયાન હિન્દની કીર્તિ ટકાવવા માટે જે જે લોકોએ પ્રયાસ કરેલો તેને આપણે જરૂર સંભારીએજ.

ટીપુના બાપનું નામ હૈદરઅલી. એ પોતે પણ એક ઘણોજ બહાદુર અને હોશિયાર બાદશાહ હતો. ટીપુમાં એના બાપના ઘણા ગુણો ઉતરેલા હતા. ટીપુ હાથમાં તલવાર લેતો ત્યારે એના ભલભલા દુશ્મનો પણ થરથરતા. અંગ્રેજો કહેતા કે જ્યાં સુધી દક્ષિણમાં ટીપુ જીવે છે ત્યાં સુધી શાન્તિ પથરાશે નહિ.

ટીપુ હોશિયાર અને બુદ્ધિવાળો હતો ફારસી સાહિત્યનો એને બહુ શોખ હતો. તે ખૂબ મહેનતુ હતો. એક યોદ્ધાના બધાજ ગુણો ટીપુમાં હતાં. છતાં એનામાં થોડુંક ગાંડપણ હતું એમ કહેવું જોઈએ. ટીપુની આ નબળાઈઓનો અંગ્રેજોએ ઘણો લાભ લીધો. અંગ્રેજોએ દક્ષિણમાં ફાટફૂટ પાડવી શરૂ કરી અને એમાં તેઓ સફળ થયા. કારણ કે જ્યાં કુસંપ હોય ત્યાં શાન્તિ ક્યાંથી મળે?

અને માઇસોર પડયું! ટીપુ પણ ગયો અને એની સાથે દક્ષિણની શાન્તિ પણ આથમી ગઇ. ટીપુ આખર સુધી લડયો પણ નમ્યો નહિ એ કહેતો કે જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી કોઇ પણ પરદેશીને પેસવા નહી દઉં.

ટીપુ પડયો કારણ કે દક્ષિણમાં ફાટફૂટ પડી ઇતિહાસનું આ એક દૃષ્ટાન્ત છે.

# તમારા બાગની સુંદરતા વધારતું ગુલાબ



ગુલાબ કોણે નહિ જોયું હોય? કેવી મધુર એની સુગન્ધ અને કેવો આકર્ષક એનો રંગ? ગુલાબના રંગથી કોઇ આકર્ષાયું નહિ હોય એવું બનેજ નહિ. ગુલાબ ઉપર કેટલાયે કવિ-ઓએ ગીતો લખ્યાં છે. કેટલાયે એના ઉપર મોહી પડયા છે તમે પણ ગુલાબનું ફુલ જો જુઓ તો એને છોડીને ચાલ્યા જવાનું ગમે ખરૂં?

"કદીજ નહિ. કદીજ નહિ!" તમે તરત કહેશો.

ત્યારે આવું સુન્દર ફુલ કેવો છોડ ઉપર ઊગે છે, ક્યાં ઊગે છે, કઇ રીતે એને ઊગાડવામાં આવે છે, એનો તમને ખ્યાલ છે ખરો? ...ાનો હોય? તમે તો મોટી ...ની વેણીમાંથી ગુલાબને ...ી જ લેતા હશો ને?

કોઇ દિવસ કાંટો વાગ્યો ...ય તો ખબર પડે ને કે ...લાબ ક્યાં થાય છે?

"અરે! કાંટો વળી શાનો?" તમે પૂછશો: "કંઇ ફુલની સાથે તો કાંટા હોય ખરા? કાંટા તો જંગલમાં હોય, બાવળના ઝાડમાં હોય, ફુલને અને કાંટાને વળી શો સંબંધ?"

ત્યારે તો તમે ભૂલ્યા. ગુલાબનું ફુલ તો કાંટા વાળા છોડ ઉપરજ થાય છે. એને તમે તોડવા જાઓ તે પહેલાં કાળજી રાખવી પડે.નહિતર કાંટો વાગે. ગુલાબની અનેક જાતો હોય છે. એક કરતાં બીજી સાવ જુદીજ લાગે. છતાં સુગન્ધ તો એવીજ હોય.

રખે એમ માનતા કે ગુલાબનું મોટું ઝાડ હોય છે અને એને બાવળ જેવાજ કાંટા હોય છે! એમ નથી હોતું હો! ગુલાબનો તો નાનો અને સીધો છોડ હોય છે. એક ત્રણ ત્રણના ઝુમખામાં એના ઉપર પાંદડાં ઉગે, અને સૌથી ઊંચી ટોચ ઉપર ગોળ મરોડ અને ભરાવદાર ગુલાબનું ફુલ.

ખૂબ ફુલો ખીલ્યાં હોય એવો ગુલાબનો છોડ તમે જુઓ કે તરત એને તમારા બાગમાં લઇ જવાનું તમને મન થાય જ. એવો તો એ આકર્ષક હોય છે. પણ ગુલાબ તો કેટલીયે જાતનાં હોય છે. કોઈ કહે છે કે ગુલાબ ૧૮૦ જાતનાં હોય છે એટલે બધીજ જાતનાં ગુલાબ કંઇ તમારા બાગમાં ન ઊગે. કેટલાક ગુલાબના છોડોને શહેરની ધૂમાડા વાળી હવા માફક આવતી નથી એ તો ગામડાની તાજી અને ખુશનુમા હવામાંજ ઉગે છે.

સુગન્ધી ગુલાબ બાગ બગીચાની શોભામાં ખૂબ વધારો કરે છે. તે ઉપરાંત એમાંથી ગુલાબજળ પણ બનાવવામાં આવે છે. કોઇ સારા પ્રસંગે સગાં-વહાલાં ઉપર આપણે ગુલાબજળ છાંટીએ છીએ એ તો તમે જાણતા હશોજ.

ગુલાબમાંથી અત્તર પણ બને છે. એની સુગન્ધ તો વળી ઓર હોય છે. અને ગુલાબનું સ્વાદિષ્ટ શરબત તો તમે ઉનાળામાં પીતાજ હશો.

ગુલાબનો છોડ જોઇને એક કવિને વિચાર આવેલો તે તમે જાણો છો? આ દુનિયા પણ એક ગુલાબના છોડ જેવીજ લાગે છે. એમાં કાંટાઓ રૂપી મુશ્કેલીઓ ઘણી છે તેમ સુગન્ધ રૂપી સુખ પણ છે. સુખ અને દુઃખ દુનિયામાં સાથોસાથજ રહે છે ને?

# હાથી — શાન્ત અને શાણું પ્રાણી

જુઓ, આ હાથી છે. એ કેવા મોટા અને કદાવર દેખાય છે? એની શક્તિનો તમને ખ્યાલ આવે છે? ભારે જોરાવર હોય છે હો! ભલભલા ઝાડને પણ હાથી સહેલાઇથી ઉખેડી નાખે.

હાથી જંગલમાં રહે છે. ઝાડનાં પાંદડાં, ઘાસ, ફળો, કુમળા છોડવા વગેરે હાથીનો ખોરાક છે. માત્ર ઘાસ ખાય છે છતાં પણ હાથી આટલો બધો જોરાવર છે! કારણ કે એ આનંદી છે. તમે હંમેશાં હાથીને એની સૂંઢ હલાવતો હલાવતો અને મસ્તી કરતો જોશો. કોઇવાર કોઇ મોટા તળાવને કાંઠે પણ એને લહેર કરતો તમે જોશો. ઘણીવાર હાથી જંગલની ગીચ ઝાડીઓમાં પણ હરતો ફરતો હોય છે. સૂર્યનો તડકો એને બહુ ગમતો નથી. પાણી એને બહુજ ગમે છે. એને પીવા માટે તેમજ ન્હાવા માટે ખૂબ પાણી જોઇએ છીએ. એટલેજ એને કોઇ તળાવની આસપાસ રહેવું ગમે છે.

હાથી આપણા દેશમાં તેમજ એશિયા ખંડના બ્રહ્મદેશ, મલાયા, સિલોન વગેરે પ્રદેશોમાં પણ મળી આવે છે. આફ્રિકા ખંડમાં પણ હાથી જોવામાં આવે છે. બંને ખંડના હાથીઓના દેખાવમાં થોડો તફાવત હોય છે. આફ્રિકા ખંડનો હાથી વધારે કદાવર હોય છે. એની સૂંઢમાં પણ ઘણા સળ હોય છે. સૂરજના તાપથી એ ગભરાતો નથી.

હાથી લગભગ આઠથી અગિયાર ફીટ ઊંચો હોય છે. એનું બચ્ચું જન્મતી વખતે ત્રણ ફીટ ઊંચું હોય છે. હાથીનાં બચ્ચાંના શરીર ઉપર ભૂખરા વાળ હોય છે. ધીમે ધીમે એ કાળા થતા જાય છે. જ્યારે હાથી પુરેપુરો ઉમ્મર લાયક થાય છે ત્યારે એની પૂંછડીએજ માત્ર વાળનું એક ગુચ્છ રહે છે. હાથી સાધારણ રીતે ચાલીસથી સાઠ વર્ષ સુધી જીવે છે.

હાથીનો ઉપયોગ કેટલેક સ્થળે ભારનો બોજો ઉપાડવામાં પણ થાય છે. લાકડાના મોટા મોટા ટુકડાઓ હાથી સહેલાઇથી ખેંચી શકે છે. હાથીને જો બરાબર પાળવામાં અને કેળવવામાં આવ્યો હોય તો તે ખૂબ ઉપયોગી થાય છે. જુના વખતમાં રાજા-મહારાજાઓ હાથી ઉપર અંબાડીમાં બેસી સવારી કાઢતા એવી વાતો તો તમે વાંચી હશેજ.

હાથી શાન્ત અને શાણું પ્રાણી છે. સ્વભાવે આનંદી હોય એવું પ્રાણી સુખી થાયજ ને?

# પ્રતિજ્ઞા

—: લેખક :—

શ્રી. જુગતરામ દવે

મહાત્મા ગાંધીજી જુવાન હતા. હજુ જરા જરા મૂછ ફૂટી હતી. તેમને મન થયું કે ઇંગ્લંડ દેશમાં ભણવા જવું.

મોટાભાઇએ તો પ્રેમથી રજા આપી. પણ માની રજા મેળવવી સહેલી ન હતી.

મા બોલ્યાં: "વિલાયત તે જવાય? અરરર... બેટા! એ ચાળે તને કોણે ચડાવ્યો? ત્યાં જનારા તો માંસ અને દારૂ લેતા થઈ જાય છે."

જુવાન મોહનદાસે કરગરીને માને કહ્યું: "મા મા! હું એવો નથી. હું તમારો દીકરો છું. ગમે તે થઇ જશે તો પણ હું માંસ ખાઈશ નહિ અને દારૂ પીશ નહિ."

મા બોલ્યાં: "બાપુ, તું મારો દીકરો સાચો; પણ હું કેમ કબુલ કરી શકું? તું ભરજુવાનીમાં છે. સંગ તેવો રંગ લાગ્યા વિના કેમ રહેશે?"

મોહનદાસ—"મા! મારા વહાલાં મા! હું તમારી પાસે કહું છું તે ખરૂં કહું છું. તમારા દીકરાનું વચન તમે નહીં માનો? તમારો દીકરો કોઇ દીવસ જુઠું બોલ્યો છે?"

મા—"બેટા! હું જાણું છું કે મોહન જુઠું બોલે નહિ. પણ વિલાયત ગયેલા કોઇ કોરા આવ્યા નથી. ના ના, આપણે વિલાયત નથી જવું."

મોહનદાસની આંખ ભીની થઇ. માના પગમાં પડીને તે ડૂસકાં ભરવા લાગ્યા.

વહાલા પુત્રનાં આંસુ જોઇ મા પીગળ્યાં. તે બોલ્યાં: "બેટા! તારૂં મન દુભવવું મને ગમતું નથી. તું મારી પાસે પ્રતિજ્ઞા લે તો હું તને રજા આપીશ."

મોહનદાસે પ્રભુનું સ્મરણ કરીને પ્રતિજ્ઞા લીધી: "મા, હું આજ તમારાં ચરણમાં પડીને પ્રતિજ્ઞા લઉં છું કે હું કદી પણ માંસ ખાઇશ નહિ અને દારૂ પીશ નહિ. હે ભગવાન! મારી પ્રતિજ્ઞા સાચી કરજે!"

મોહનદાસે પ્રતિજ્ઞા લીધી એટલે માને શાંતિ મળી. દીકરાને માથે હાથ મૂકી તેમણે આશીર્વાદ આપ્યા અને વિલાયત જવાની રજા આપી.

ગાંધીજીએ માને આપેલું વચન અક્ષરે અક્ષર પાળ્યું.

વિલાયતમાં તેમને લલચાવનારા બહુ મળ્યા. દારૂ પીનારા મિત્રો એમને ચીડવે, એમની મશ્કરી ઉડાવે, બધા લોક દારૂ પીતા હોય તેમાં તે એકલા અતડા પડી જાય. છતાં ગાંધીજીએ પ્રતિજ્ઞા નજ છોડી. મન નબળું પડે કે તરત માની પવિત્ર મૂર્તિ યાદ કરે.

માંદગીના પ્રસંગો પણ આવ્યા. દાક્તરનું ખૂબ દબાણ થયું. છતાં ગાંધીજી એકના બે ન થયા. તેઓ કહેતા: "ભલે હું મરી જાઉં પણ મારી વહાલી માને આપેલું વચન હું નહિ તોડું."

દારૂ પીવાની ટેવથી માણસની કામ કરવાની તાકાત કમી થાય છે. જો દારૂને સમાજમાંથી હાંકી કાઢવામાં આવે તો સામાન્ય માણસ જે રકમ પીઠાંમાં દારૂ પાછળ વાપરે તે બચાવી શકે. અને (દારૂ ન પીવાને કારણે) જેમ જેમ એ શારીરિક દૃષ્ટિએ વધારે તંદુરસ્ત બને તેમ તેમ એ વધારે વિપુલ અને સારૂં કામ આપતો થાય અને એની બચત પણ વધતી જાય. આવા અનેક માણસોની નાની નાની બચત એટલે જ રાષ્ટ્રની આર્થિક સદ્ધરતા.

★

દારૂબંધી દ્વારા

# રાષ્ટ્રની આર્થિક પ્રગતિ

અત્યાર સુધી આબકારી આવક આપણા જીવનમાં ઓતપ્રોત થઈ ગઈ હતી અને એ લગભગ દસ કરોડ જેટલી થવા જતી હતી. એ આવકને લીધે હિન્દી સંસ્કૃતિ, હિન્દી ઉદ્યોગ, હિન્દની સુખ સંપત્તિ સઘળું લોભની વેદી ઉપર હોમાઈ જતું હતું. આપણી સરકાર આટલી જંગી રકમનો ભોગ આપવા તૈયાર થયેલ છે તે એ જ હેતુથી કે લોકો પોતાની પુરાતન આદર્શ સ્થિતિને પ્રાપ્ત કરે.

★

તા. ૨૧મી એપ્રીલના રોજ પુના શહેરે દારૂબંધી-દિન'ની ઉજવણી કરી. તે પ્રસંગે આબકારી ખાતાના પ્રધાન શ્રી. એલ. એમ. પાટીલ તથા કમિશ્નર શ્રી. એમ. ડી. ભણસાલી બંને હાજર હતા. તે ઉપરાંત મુંબઈ સરકારના નાણાં પ્રધાન શ્રી. વિ. એલ. મહેતા, હિંદ સરકારના ખાણો અને વીજળી ખાતાનાં પ્રધાન શ્રી. કાકાસાહેબ ગાડગીલ, ઉદ્યોગપ્રધાન શ્રી. શ્યામપ્રસાદ મુકરજી અને કોંગ્રેસના મહામંત્રી શ્રી. શંકરરાવ દેવ જેવી ખ્યાતનામા વ્યક્તિઓ તરફથી પણ પ્રસંગની શોભામાં અભિવૃદ્ધિ થઈ હતી.

## ટીપે ટીપે સરોવર ભરાય

આશરે દસ હજાર જેટલી એકઠી થયેલી મેદનીને ઉદ્બોધતાં શ્રી. એલ. એમ. પાટીલે કહેલું: "રાષ્ટ્રની આર્થિક સ્થિરતા એટલે એના જીવન અને પ્રગતિનું પ્રમાણપત્ર! રાષ્ટ્રની આ આર્થિક સદ્ધરતા, જ્યારે સામાન્ય જનસમુદાય કાર્યદક્ષ બની કામ કરી શકે અને પોતાની કમાણીનો અમુક ભાગ બચાવી શકે ત્યારેજ પ્રાપ્ત કરી કહેવાય. દારૂ પીવાની ટેવથી માણસની કામ કરવાની તાકાત કમી થાય છે. જો દારૂને સમાજમાંથી હાંકી કાઢવામાં આવે તો સામાન્ય માણસ જે રકમ પીઠામાં દારૂ પાછળ વાપરે તે બચાવી શકે. અને જેમ જેમ એ શારીરિક દૃષ્ટિએ વધારે તંદુરસ્ત બને તેમ તેમ એ વધારે વિપુલ અને વધારે સારૂં કામ આપતો થાય અને બચત પણ વધતી જાય. જો દારૂબંધી સફળ રીતે અમલમાં આવે તો કામદાર વર્ગના જીવનનું ધોરણ અવશ્ય ઊંચું લાવી શકાય. આજના ફુગાવાને દાબવાનો એક મુખ્ય ઉપાય પણ આને ગણાવી શકાય."

આગળ ચાલતાં શ્રી. પાટીલે કહેલું: "કામદારો વધારે કામ આપે એટલે એને વધારે પગાર મળે અને એથી એ વધારે બચાવી શકે—આજ આપણા રાષ્ટ્રને બચાવવાની એક ચાવી છે. રાષ્ટ્રની અંતીમ આર્થિક, સાંસ્કૃતિક અને સામાજિક ઉન્નતિ સાધવાના હેતુથી સરકાર એકસાઈઝ અંગેની મહેસુલી આવક જતી કરવા પ્રેરાઈ છે અને દારૂબંધીના કાર્યક્રમને એ જ મુદ્દા ઉપર સફળ કરવા માટે સરકારે નિર્ણય કર્યો છે."

શ્રી. એલ. એમ. પાટીલે પોતાના વ્યાખ્યાન દરમિયાન ગેરકાયદેસર દારૂ ગાળનારને સખ્ત શબ્દોમાં ચેતવણી આપતાં કહેલું કે સરકારે આવાં સમાજવિરોધી કૃત્યો કરનાર સામે સખ્ત હાથે કામ લેવાનું નક્કી કરેલ છે.

## પ્રદર્શન અને મનોરંજન

પુનામાં દારૂબંધી–દિનની ઉજવણી બે દિવસ પર્યન્ત ચાલી. એનાં બીજાં કેટલાંક આકર્ષણો પણ હતાં. શહેરની અને જિલ્લાની દારૂબંધી સમિતિઓએ દારૂબંધીના પ્રચાર અર્થે નેશનલ સેવિંગ્સ પ્રોડકટસ એકઝીબીશનનો ઉપયોગ કરેલો. એમાં મૂકવામાં આવેલ એક સ્ટોલમાં દારૂબંધી અંગેનાં ભીંતચિત્રો, પામ્ફલેટસ, સાહિત્ય અને નીગ–બનાવટો પ્રદર્શિત કરવામાં આવી હતી. આ પહેલાં દસ દિવસ પર્યન્ત દારૂબંધી અંગેની પ્રચારગાડી ગામડાઓમાં ફરી હતી અને ગ્રામજનતામાં રસ, ઉત્સાહ અને જાગ્રતિ આણી હતી.

શાહીર દીક્ષિતની પવાડા પાર્ટીએ પણ સારા કાર્યક્રમો રજૂ કર્યા હતા. એકંદરે ૮૦ હજાર લોકોએ પ્રદર્શનનો લાભ લીધો હતો.

કલાપથકે જિલ્લામાં બાર જુદા જુદા મેળાઓમાં હાજરી આપી હતી અને લગભગ ચાલીસ જેટલા જુદા જુદા કાર્યક્રમો રજુ કર્યા હતા. ખાનપુર, કાનગાંમ, ધોંડ વગેરે સ્થળે કલાપથકે પવાડા, લાવણી વગેરેના કાર્યક્રમો રજુ કર્યા હતા.

## ચૈત્રી મેળા નિમિત્તે

પંઢરપુરનો ચૈત્રી મેળો હજુયે સારા પ્રમાણમાં લોકપ્રિય છે. આ મેળા વખતે આ યાત્રાના સ્થળે હજારો લોકો એકઠા થાય છે. આ યાત્રિકોને "શિવરાત્રી" નામક દારૂબંધી અંગેની ફિલ્મ બતાવવામાં આવી હતી. આશરે દશ હજાર લોકોએ આ ચિત્ર જોયું. આ ઉપરાંત, વ્યાખ્યાનો, ગીતો અને પ્રચારનાં બીજાં સાધનોનો પણ ઉપયોગ કરવામાં આવ્યો હતો. ચંદ્રભાગાના વિશાળ રેતાળ પટમાં આ બધા કાર્યક્રમો ગોઠવવામાં આવ્યા હતા.

સોલાપુર શહેરની દારૂબંધી-સમિતિએ હરિજનોને "આંબેડકર-જયન્તિ" ની ઉજવણીમાં સહકાર આપી પોતાની પ્રવૃત્તિમાં એક નવીન તત્ત્વનો ઉમેરો કર્યો. હરિજનવાસમાં સ્થળે સ્થળે 'શિવરાત્રી' ની ફિલ્મ દેખાડવામાં આવેલી. મોબાઇલ પબ્લીસીટી યુનિટ તરફથી પણ સારી મદદ મળેલી. દારૂબંધી-કલાપથકે પણ જુદા જુદા કાર્યક્રમો આપેલા.

તા. ૨૭ એપ્રીલના રોજ કાવેમાં દારૂબંધી કલાપથકે રજૂ કરેલા કાર્યક્રમમાં શ્રી. એલ. એમ. પાટીલે હાજરી આપેલી. કલાપથકના કાર્યની પ્રશંસાના પ્રતીક તરીકે એઓશ્રીએ રૂ. ૫૦ નું પારિતોષિક આપેલું.

## કીર્તનની શક્તિ

અહમદનગરની દારૂબંધી સમિતિ અને પ્રાદેશિક પ્રચાર-સંચાલક શ્રી. બડાવે દારૂબંધીના પ્રચાર માટે કીર્તનની શકયતા વિચારી રહેલ છે. શ્રી. મહાદેવ ખાંદરે નામે એક રાષ્ટ્રિય કીર્તનકારે અહમદનગરમાં કીર્તનના બે કાર્યક્રમો આપ્યા હતા. અને એમાં અઢીથી ત્રણ હજાર પ્રેક્ષકોએ હાજરી આપી હતી. કીર્તનકારને આપવાનો ફાળો લોકોએ પોતાની મેળે જ સ્વેચ્છાએ એકઠો કર્યો હતો. હજી પણ કીર્તનને વધુ લોકપ્રિય બનાવવાના પ્રયાસ અહમદનગરની દારૂબંધી સમિતિ કરી રહી છે.

અહમદનગર જિલ્લાના લોકો પહેલેથી જ અખાડા-પ્રવૃત્તિમાં સારી રીતે રસ લેતા આવ્યા છે. મલ્લકુસ્તીની હરીફાઈઓ ત્યાં ઉત્સાહપૂર્વક યોજવામાં આવે છે. અહમદનગરની દારૂબંધી સમિતિએ જનતામાં આવા કાર્યક્રમોદ્વારા દારૂબંધીનો સંદેશ પહોંચવાનું મહત્ત્વ પિછાણ્યું છે. શ્રી. બડાવેએ શ્રીરામપુરમાં એક નવા અખાડાનું ઉદ્ઘાટન કરેલ છે. આ પ્રવૃત્તિને વધુ વિકસાવવાની જરૂર છે.

## મહાત્માજીનો આદર્શ

આબકારી ખાતાના ડેપ્યુટી કમિશ્નરે તા. ૪ થી અને ૫ મી એપ્રીલના રોજ સુરત જિલ્લાનો પ્રવાસ કરેલો. ત્યાં તેઓશ્રીએ જિલ્લા દારૂબંધી-અધિકારી, જિલ્લા પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ, મોબાઇલ પબ્લીસીટી વાનના અધિકારી, એક્સાઇઝ તેમજ પોલીસ ઇન્સ્પેકટરો તથા સબ ઇન્સ્પેકટરો અને બીજા ખાસ ફરજ ઉપરના અધિકારીઓનો સંપર્ક સાધેલો. એકસાઇઝ અંગેના ગુનાઓની અટકાયત અને તપાસ વિષેના પ્રશ્નો ચર્ચાયા હતા અને અમલદારોને યોગ્ય માર્ગદર્શન આપવામાં આવ્યું હતું.

સલબાટપુરાના કલ્યાણ કેન્દ્ર નજીક સહરા ગેટમાં ડેપ્યુટી કમિશ્નરે વ્યાખ્યાન આપેલું. તેઓશ્રીએ પ્રત્યેક તાડીની દુકાનને આહારગૃહમાં અથવા કલ્યાણ કેન્દ્રમાં ફેરવી નાખવાનો મહાત્મા ગાંધીજીનો આદર્શ સમજાવ્યો હતો. ડૉ. શેખના પ્રવાસને ટૂંકમાં વર્ણવવો હોય તો કહી શકાય કે એ "યોગ્ય રીતે અપાયેલું સુયોગ્ય માર્ગદર્શન" હતું.

સુરત જિલ્લામાં ગ્રામ-કલ્યાણ-કેન્દ્રો શરૂ કરવાની યોજના વિચારાઈ રહી છે. તેમાંનાં બે-એક પાલમાં અને બીજું ઓલપાડમાં શરૂ થઈ ગયેલ છે. એમ મનાય છે કે પ્રચારનું નક્કર કાર્ય આ કેન્દ્રો મારફત થઈ શકશે.

## લોભની વેદી ઉપર

પશ્ચિમ ખાનદેશના પોતાના પ્રવાસ દરમિયાન પીંપળનેર ગામમાં એક કલ્યાણકેન્દ્રનું ઉદ્ઘાટન કરતાં આબકારી ખાતાંના પ્રધાન શ્રી. એલ. એમ. પાટીલે કહેલું: "અત્યાર સુધી આબકારી આવક આપણા જીવનમાં ઓતપ્રોત થઈ ગઈ હતી અને એ

લગભગ દસ કરોડ જેટલી થવા જતી હતી. હિન્દી સંસ્કૃતિ, હિન્દી ઉદ્યોગ, હિન્દની સુખ-સંપત્તિ—એ સઘળું લોભની વેદી ઉપર હોમાઈ જતું હતું. આપણી સરકાર આટલી ગંજાવર આવકનો ભોગ આપે છે તે એ જ હેતુથી કે લોકો પોતાની પુરાતન આદર્શ સ્થિતિને પ્રાપ્ત કરે."

આગળ ચાલતાં કલ્યાણ કેન્દ્રનું મહત્ત્વ સમજાવતાં શ્રી. પાટીલે કહેલું : "સરકાર કલ્યાણ-કેન્દ્રોની પાછળ સારા પ્રમાણમાં નાણાં ખર્ચવા તૈયાર છે કારણ કે આવાં મનોરંજન કેન્દ્રોદ્વારા દારૂના આકર્ષણનો સામનો કરી શકાશે અને લોકો આપમેળે દારૂબંધીને અપનાવતા થશે. પોતાના પ્રવાસ દરમિયાન માનનીય પ્રધાને સાકરી, પિમ્પલનેર, ચીન્ચપાડા, નવાપુર, નન્દુરબાર, દહીવલ અને બીજાં કેટલાંક સ્થળોની મુલાકાત લીધેલી અને પ્રત્યેક સ્થળે સંખ્યાબંધ લોકોને વાર્તાલાપ આપેલ.

બિજાપુરના લોકોએ તા. ૧૨ મી અને ૧૩ મી એપ્રીલના રોજ હનુમાન જયન્તિ ઉજવેલી. હનુમાન જયન્તિ એક બહુ જ જાણીતો ઉત્સવ છે. બિજાપુરના દારૂબંધી અધિકારીએ ઉત્સવ અંગેના લોકોના ઉત્સાહનો લાભ લીધો અને દારૂબંધીનો સંદેશ જનતામાં પ્રચલિત કરવા પ્રયાસ કર્યો. આ કાર્યક્રમનું એક આગળ પડતુ લક્ષણ એ હતું કે એનાં ખર્ચનો ફાળો લોકોએ સ્વેચ્છા-પૂર્વક એકઠો કર્યો હતો.

## બે સંસ્થાઓની સેવા

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિએ મદ્યપાનનાં તેમજ દારૂબંધીના સામાજિક તેમજ આર્થિક પરિણામોનું પદ્ધતિસરનું તેમજ શાસ્ત્રીય સંશોધન કરવાનું કામ હાથમાં લીધું છે. આ બાબતમાં યુનિવર્સીટી સ્કૂલ ઑફ ઇકોનોમિક્સ એન્ડ સોશ્યોલોજી તેમજ તાતા ઇન્સ્ટીટ્યુટ ઑફ સોશિયલ સાયન્સીઝ—એ બે સંસ્થાઓએ આપેલા સહકાર બદલ આભાર વ્યક્ત કરવો જરૂરી છે. આમાંની પહેલી સંસ્થા ગ્રામવિસ્તારોમા અને બીજી સંસ્થા શહેરના વિસ્તારોમાં સંશોધન કરી રહેલ છે. સંશોધનની આખી યોજના એક સમિતિની દેખરેખ હેઠળ ચાલે છે અને એના પ્રમુખ સ્કૂલ ઑફ ઇકોનોમિક્સના ડિરેક્ટર પ્રો. સી. એન. વકીલ છે. ગયે નવેમ્બરમા તાતા ઇન્સ્ટિટ્યુટના બાવીસ વિદ્યાર્થીઓ સોલાપુર ગયા હતા અને ડૉ. એ. એમ. લોરેન્ઝોની દેખરેખ અને માર્ગદર્શન હેઠળ સોલાપુરમાં મદ્યપાનના પ્રમાણ અંગેનું સંશોધન કર્યું હતું. એ જ સંસ્થાના વીસ વિદ્યાર્થીઓ મે માસમાં હુબલી ગયેલા અને ડૉ. એમ. વી. મુરથીની દેખરેખ હેઠળ સંશોધન કરેલું.

સુરત, થાણા, અને ધારવાર જિલ્લાના ગ્રામ વિસ્તારોમાં એપ્રીલની શરૂઆતથી જ યુનિવર્સીટી સ્કુલ ઑફ ઇકોનોમિક્સ એન્ડ સોશ્યોલોજીના વિદ્યાર્થીઓ, ડૉ. દેસાઈ, પ્રોફે. દાંતવાળા અને પ્રો. નાયકની દેખરેખ હેઠળ સંશોધન કરવા ગયેલ. આ વિદ્યાર્થીઓએ ચોવીસ ગામોમાં સંશોધન શરૂ કરેલ છે. જુન માસમાં એ પુરું કરશે એમ મનાય છે. આ સંશોધનોના પરિણામની આતુરપણે રાહ જોવાય છે.

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ આ બાબતમાં પ્રોફે. સી. એન. વકીલ અને ડૉ. જે. એમ. કુમારપ્પાની ઋણી છે.

—:૦:—

## આજે નહિ તો કદી નહિ

સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કરો, નહિ તો વધે મોડા પડશો અને ઉલટું હાથ ઘસવાનાજ રહેશે. જો આજે ચાલે છે તે આંધળુંકિયું ચાલ્યા કરશે તો આખી પ્રજાનો વિનાશ થવા વારો આવશે. બદી એટલી બધી જો ફેલાઈ તો પછી કાયદો કરવાનો વખત વીતી જશે.

ગાંધીજી

# કલાપથકોની સાંસ્કારિક પ્રવૃત્તિ

મુંબઇ શહેરની દારૂબંધી સમિતિ તરફથી કામ કરતાં કલાપથકો શહેરની, વિવિધ અને રસતૃ જનતામાં સાંસ્કારિક જાગ્રતિ લાવવામાં સારો ફાળો આપી રહેલ છે. દાખલા તરીકે માટુંગાના મજૂર વિસ્તારમાં કાનડી લોકોની વસ્તી સારા પ્રમાણમાં છે. એટલે દારૂબંધી સમિતિએ ત્યાં કાનડા કલાપથકને પ્રચાર અર્થે મોકલેલું. આ કલાપથકે ત્યાં એટલી ઊંચા પ્રકારની સફળતા મેળવી કે, લોકો પોતેજ કામ કરવા તૈયાર થઇ ગયા. લોકોએ બે નાટકો તૈયાર કર્યાં અને જાતે ભજવ્યાં. હજી પણ શહેરની દારૂબંધી સમિતિની યોજના અનુસાર લોકો વધુ કામ આપવા તૈયાર છે.

## લોક સેવા—મંડળનું કાર્ય

ધારાવીમાં તેમજ કાળા કિલ્લામાં એક લોક-સેવા મંડળ કામ કરી રહેલ છે. શહેરની દારૂબંધી સમિતિના કાર્યકરોએ આ મંડળને સહકાર આપવો શરૂ કર્યો. આમ આપોઆપ દારૂબંધીનો પ્રચાર શરૂ થયો અને સેવા મંડળે આમોદ પ્રમોદની આપણી પ્રવૃત્તિઓમાં ઉમંગભેર કામ કરવા માંડયું. આમ બનવાનુ કારણ એ હતું કે સેવા મંડળને પોતાની પ્રવૃત્તિઓ રજૂ કરવા માટે કોઇ આશરો નહોતો. પરંતુ સ્વાશ્રયનો સિદ્ધાન્ત એમની વહારે ધાયો. લોકસેવા મંડળના કાર્યકરોએ હવે આપણી મનોરંજન પ્રવૃત્તિઓ માટે એક મંડપ તૈયાર કરી આપવાની તૈયારી બતાવી છે. ખરેખર, સ્વાશ્રયની ભાવના, જો એક વાર જાગ્રત થાય તો ખૂબ લાભદાયી નીવડે છે.

## રાષ્ટ્રિય—સપ્તાહની ઉજવણી

એપ્રીલના પહેલા અઠવાડિયા દરમિયાન પ્રૌઢ શિક્ષણ સમિતિએ રાષ્ટ્રિય સપ્તાહની ઉજવણી કરી. શહેરની દારૂબંધી સમિતિએ પોતાનો સહકાર આપવા તૈયારી બતાવેલી અને એનો સ્વીકાર પણ થયેલો; આમ દારૂબંધીના પ્રચારે રાષ્ટ્રિય પ્રવૃત્તિમાં પણ સ્થાન મેળવેલું.

## સામાજિક સંસ્થાઓનો સહકાર

મુંબઇ શહેરમાં કેટલીયે સામાજિક સંસ્થાઓ અનેક જાતની સાંસ્કારિક પ્રવૃત્તિઓ કરી રહી છે. દારૂબંધીના પ્રચાર કાર્યનો સમાવેશ બધામાં હરહમેશ થતો હોતો નથી. હાલમાં એવી કેટલીક સંસ્થાઓનો સંસર્ગ સાધવામાં આવ્યો છે અને એ સૌએ દારૂબંધીને પોતાના કાર્યક્રમમાં લેવાની સંમતિ આપી છે.

દાદર- કોંગ્રેસ- સમિતિના પ્રમુખ શ્રી. ટી. એચ. સોનાવને શહેરની દારૂબંધી સમિતિના પણ સભ્ય છે. તેઓએ ધારાવીના હરિજનવાસની મુલાકાત લીધેલી. ધારાવી ગેરકાયદેસર દારૂ માટે જાણીતું છે. હરિજન બાળકોએ ત્યાં દારૂબંધીનાં ગીતો ગાઈ સંભળાવ્યા હતાં. તેઓએ પ્રાંતિક દારૂબંધી સમિતિ તરફથી પ્રગટ થયેલ 'મદિરા - લીલા' નામે નાટક ભજવી બતાવેલું.

ટૂંકમાં કહીએ તો દારૂબંધીનો પ્રચાર અનેક રીતે થઈ રહ્યો છે. અને એની સફળતા પણ અનેકદેશીય છે.

## એ આવક જતી કરો !

આબકારી આવક રૂપિયા પચીસ કરોડની છે. આવી આવકને લઇને રાજ્ય ચલાવવું પડે એ તો કોઈ સરકાર માટે ગૌરવપ્રદ નથી. એ આવકને તો જતી કરવીજ જોઈએ. અને જ્યાંસુધી તેમ નથી થયું ત્યાંસુધી તેને દારૂની બદીનો નાશ કરવામાંજ વાપરવી જોઈએ. એથી બીજી કશામાં વાપરવી તે હરામ ગણાવું જોઇએ.

મહાત્મા ગાંધીજી

# હિન્દભરમાં દારૂબંધીની પ્રગતિ

## મદ્રાસ

ગયા ઓકટોબરની બીજી તારીખે, મદ્રાસ પ્રાન્તમાં હિંદભરના બીજા બધા પ્રાંતો કરતાં ઘણો વહેલો, સંપૂર્ણ દારૂબંધીનો અમલ શરૂ થયો. એથી પ્રાંતની મહેસુલી આવકમાં રૂપિયા સાડાસત્તર કરોડની ખોટ પડશે. એમાં દારૂબંધી અમલમાં મૂકવાનો ખર્ચ ઉમેરીએ તો કુલ ખોટ રૂ. ૧૯, ૫૫.૦૦૦ જેટલી થાય.

## સંયુક્ત પ્રાંત

સંયુક્ત પ્રાંતના અગિયાર જિલ્લામાં સંપૂર્ણ દારૂબંધીનો અમલ થઇ રહ્યો છે. અગિયાર જિલ્લાનો બનેલો આ વિભાગ પ્રાંતની બરાબર મધ્યમાં છે. હરદ્વાર અને વૃન્દાવન એ બે ધાર્મિક સ્થળોમાં પણ ગયા એપ્રીલથી સંપૂર્ણ દારૂબંધી અમલમાં મૂકવામાં આવી છે આ વિસ્તારની આસપાસની પાંચ, માઇલની હદમાં સઘળી દારૂની દુકાનો બંધ કરવામાં આવી છે. અને બધાજ કેફી પદાર્થો ઉપર વધારેમાં વધારે જકાત નાખવામાં આવી છે. આવતા ત્રણ વરસ દરમિયાનમાં આખા પ્રાંતમાં સંપૂર્ણ દારૂબંધીનો અમલ થશે અને એથી યુ પી.ની. સરકારને વાર્ષિક સવા છ કરોડ રૂપિયાની ખોટ આવશે.

* * *

## મધ્ય પ્રાંત

મધ્યપ્રાંતની સરકારે તેર જિલ્લાઓ અને શહેરોમાં દારૂ તથા ગાંજાના વપરાશ ઉપર પ્રતિબંધ મૂકેલ છે. આશરે ચાલીસ હજાર ચોરસ માઇલના વિસ્તારમાં દારૂબંધીનો અમલ થઇ રહ્યો છે. પ્રાંતના કુલ ક્ષેત્રફળનો આ અરધો ભાગ છે.

* * *

## ઓરિસ્સા

કટક, પુરી અને બાલાસોર— એ ઓરિસ્સાના ત્રણ મુખ્ય જિલ્લાઓમાં સંપૂર્ણ દારૂબંધી અમલમાં મૂકાઇ રહી છે. બીજા જીલ્લાઓમાં અફીણ લેવા ઉપર સખ્ત પ્રતિબંધ મૂકાયેલ છે. અફીણના માન્ય બંધાણીઓને દાકતરી કારણોસર નિશ્ચિત પ્રમાણમાં અફીણ આપવામાં આવશે.

* * *

## આસામ

૧૯૪૬ ના ઓપિયમ પ્રોહીબિશન એકટ અનુસાર આસામમાં એપ્રીલ ૧૯૪૮ થી અફીણ ઉપર સંપૂર્ણ પ્રતિબંધ મૂકાયેલ છે. દારૂના વેપારને બંધ કરવાની યોજના પ્રાંતની સરકારની વિચારણા હેઠળ છે.

* * *

## પૂર્વ પંજાબ

પૂર્વ પંજાબ દારૂબંધીની બાબતમાં હજી કેવળ પ્રયોગ દશામાં છે. ગયા ઓકટોબર માસથી અમૃતસર અને રોહટક એ બે જિલ્લામાં દારૂબંધીની શરૂઆત કરવામાં આવી છે.

* * *

## પશ્ચિમ બંગાળ

પશ્ચિમ બંગાળની સરકારે લોકમતને દારૂબંધીની તરફેણમાં કેળવી ક્રમશઃ એનો અમલ કરવાની નીતિ ગ્રહણ કરી છે. ડિસ્ટ્રીકટ એકસાઇઝ લાઇસન્સીંગ બોર્ડ મારફત ક્રમશઃ એકસાઇઝ દુકાનો બંધ કરવામાં આવે છે. દારૂ ઉપરના કરમાં ક્રમશઃ, વધારો કરવામાં આવેલ છે. (અત્યારે આ પ્રાંતમાં કરનું પ્રમાણ હિન્દભરના બીજા બધા પ્રાંત કરતાં વધારે છે) કલકત્તામાં દારૂની દુકાનોના ઉઘાડી રહેવાના સમયમાં ત્રણ કલાકનો ઘટાડો કરવામાં આવ્યો છે. ગેરકાયદેસર દારૂના ઉત્પાદન ઉપર ચાંપતી દેખરેખ રાખવામાં આવે છે. અને કલકત્તા તેમજ બીજા ઔદ્યોગિક વિસ્તારમાં અઠવાડિયામાં એક દિવસ દારૂની, દુકાનો બંધ રાખવામાં

આવે છે. દારૂબંધીની દિશામાં આટલાં પગલાં સરકારે હાલમાં લીધાં છે.

* * *

## બિહાર

દારૂબંધીના ક્ષેત્રમાં પ્રગતિ કરવાનાં હેતુથી બિહારની સરકારે 'આઉટ સ્ટીલ' પદ્ધતિને બદલે "ડિસ્ટીલરી" પદ્ધતિ, શાહબાદ, પાલામો, રાંચી અને સિંઘભૂમ જિલ્લાઓ સિવાય, દાખલ કરી છે. આના પરિણામે 'આઉટ સ્ટીલ' દુકાનો ૭૫૮ માંથી માત્ર ૩૬ થઈ ગઈ છે. અને એથી આવકમાં પણ ઘટાડો થયો છે. ગંગાના દક્ષિણ ભાગમાં આવેલા જિલ્લાઓમાં એકસાઈઝ દુકાનોની હરરાજીની પદ્ધતિ નાબુદ કરી ચઢઉતરનું પ્રમાણ સ્વીકાર્યું છે. ઓછામા ઓછો વપરાશ થાય અને વધુમાં વધુ મહેસુલી આવક મળી રહે એવા હેતુથી દેશી દારૂના છૂટક વેચાણ ઉપરની જકાતમાં પચીસ ટકાનો વધારો કરેલ છે. અને અફીણની જકાતમાં સો ટકાનો વધારો કરેલો છે.

દારૂબંધીને કારણે પ્રાંતને વાર્ષિક ચાર કરોડની ખોટ જશે. એવું અનુમાન થાય છે.

* * *

## દિલ્હી પ્રાંત

દારૂબંધીને ધીમે ધીમે અને ક્રમશઃ અમલમાં મુકવાની મધ્યસ્થ સરકારની નીતિનો સાક્ષાતકાર દિલ્હી પ્રાંતમાં થતો દેખાય છે. આ પ્રાંતમાં કેટલીક દેશી દારૂની દુકાનો બંધ કરવામાં આવી છે. દર અઠવાડિયે એક દિવસ દારૂની દુકાનો બંધ રાખવામાં આવે છે. અને વરસે બીજા બે વધારાના દિવસ દારૂની દુકાનો બંધ રાખવામાં આવે છે. ૧૯૪૯-૫૦ના વર્ષ દરમિયાન શહેરી વિસ્તારોમાં દેશી દારૂની વધારે દુકાનો બંધ કરવામાં આવશે. રેલ્વે રેસ્ટોરાંમાં દારૂનું વેચાણ પણ બંધ કરવામાં આવશે. અફીણની દુકાનોને કાઢી નાખવામાં આવશે. અને દર અઠવાડિયે એકને બદલે બે દિવસ દારૂની દુકાને બંધ રખાશે.

(તા. ૧૮ મી મે ૧૯૪૯ના સ્ટેટસમેન માંથી)

—:o:—

## પ્રો. ડયુરીગનો પ્રયોગ

પ્રોફેસર ડયુરીગ વીએનાના એક ખડતલ પહાડી પુરૂષ હતા. બાળપણથીજ તેઓ પોતાના રજાના દિવસો આલ્પ્સ પર્વતના ઉત્તુંગ અને રળિયામણાં શિખરોમાં ભમવામાં ગાળતા. ભારે શક્તિ માગતાં કામ કરવામાં મદ્યાર્કની કઈ જાતની અસર થાય છે તે નક્કી કરવા માટે એમણે પોતાની ઉપરજ કેટલાક અખતરા કરેલા. પર્વતીય પ્રદેશમાં આવેલી એમની ઝૂંપડીથી મેદાનો તરફ જવા માટે થોડું ચઢાણ હતું અને એ પુરૂં થયા પછી ઉંચે બાલ્કન ઘાટના શિખર સુધી પહોંચતો સીધો રસ્તો હતો. શરૂઆતમાં પ્રો. ડ્યુરીગને સપાટ ચઢાણ પુરું કરતાં ૯૦ મિનિટ લાગતી અને સીધું ચઢાણ ચડવામાં ૨૭૦ મિનિટ લાગતી. એક મહિના સુધી પ્રેક્ટીસ કરવાથી સપાટ ચઢાણ પુરૂ કરવામાં ૫૦ મિનિટ અને સીધું ચઢાણ ચડવામાં ૧૬૦ મિનિટ લાગવા લાગી. આ બધા સમય દરમિયાન પ્રો. ડ્યુરીગ બિલ્કુલ દારૂ પીતા ન હતા.

પ્રયોગના બીજા તબક્કે પ્રો. ડ્યુરીગ પાંચ ટકા આલ્કોહોલવાળા બીયરના એક પીન્ટ જેટલો આલ્કોહોલ પાણી સાથે મિશ્રિત કરી લેવા લાગ્યા. મદ્યાર્કના આટલા અલ્પ પ્રમાણથી ચડવાની વૃત્તિનો કોઈ અભાવ ઉત્પન્ન થયો નહી. પરંતુ એથી સપાટ ચઢાણ પુરું કરતાં ૧૦૦ મિનિટ લાગવા માંડી અને સીધું ચઢાણ ચડવામાં ૧૮૫ મિનિટ લાગવા માંડી. એટલે કે અનુક્રમ દસ અને પચીસ મિનિટ વધારે વપરાઈ.

આ તફાવત અંગે પ્રો. ડ્યુરીગ લખે છે: "જો આને આપણે 'હોર્સ-પાવર' ના પ્રમાણમાં ફેરવીએ તો કહી શકાય કે એક કસાયેલ માણસ મદ્યાર્ક લીધા વગર ૨૭૫ હોર્સ પાવર જેટલું કામ આપી શકે જ્યારે મદ્યાર્ક લીધા પછી તરત ૨૨૨ હોર્સ પાવર જેટલું કામ આપી શકે એટલે કે કામ કરવાની શક્તિ ઘટે.

— ડૉ. એચ. સી. મુકરજી

(Why Prohibition માંથી)



१९४९-५० સાલની

## ભળેલાં રાજ્યો સહિત મુંબઇપ્રાંતની

# આબકારી યોજના

---

(અ) જાહેર હરરાજીથી દુકાનો વેચવાની પદ્ધતિ ચાલુ રાખવામાં આવશે. પશ્ચિમ ખાનદેશ તેમજ નાસિક જિલ્લાના "ઓન કન્ટ્રી સ્પીરિટ ડિપો" ચાલુ રાખવામાં આવશે. તા. ૧ લી એપ્રીલ ૧૯૪૯ થી ખેડા જિલ્લાના ચાર "ઓફ ડિપો" અને રત્નાગિરિ તેમજ અહમદનગર જિલ્લાની તાડીની તેમજ દારૂની દુકાનો સહિત દેશી દારૂની તમામ દુકાનોને "ઓન" (અર્થાત્ દુકાનમાં બેસીને જ પી શકાય તેવી) બનાવી દેવામાં આવશે. લાઇસન્સ ધરાવનાર શખ્સો ઝાડ પરથી દુકાન સુધી તાડીની હેરફેર પરમીટ વડે કરી શકશે.

(૨) લાઇસન્સ વાળી દુકાનની બહાર દેશી દારૂ અથવા તાડીને પરવાના વગર કબજામાં રાખવા ઉપર તેમજ એની હેરફેર કરવા ઉપર પ્રતિબંધ મુકવામાં આવેલો છે. એકજ દિવસમાં એકજ વખત દેશી દારૂ પ્રત્યેક શખ્સને વધુમાં વધુ બે ડ્રામ વેચી શકાશે. અને તાડી વધુમાંવધુ આઠ ડ્રામ વેચી શકાશે.

(૩) છેદવા માટેનાં તાડનાં ઝાડોની સંખ્યા અને દેશી દારૂનું પ્રમાણ ૧૯૪૫–૪૬ ના આંકડાથી ૭૫ ટકા ઘટાડવામાં આવશે.

(૪) બધીજ એક્સાઇઝ દુકાનો દર અઠવાડિયે ચાર દિવસ સુધી બંધ રહેશે. બંધ રાખવાના દિવસોની પસંદગીનો ક્રમ નીચે મુજબ રહેશે:– (૧) રવિવાર (૨) જાહેર રજાનો દિવસ, (૩) મિલના પગારનો દિવસ, (૪) બુધવાર (૫) શુક્રવાર (૬) સોમવાર

એક પછી એક ત્રણ દિવસ સુધી સતત દુકાનો બંધ રાખવામાં નહિ આવે. અત્યારના વેચાણના કલાકો ચાલુ રાખવામાં આવશે.

[૫] દારૂનું પ્રમાણ જ્યાં વધારે હશે ત્યાં એક શરખુ ૬૫° યુ પી. રાખવામાં આવશે. પરંતુ એથી ઓછા પ્રમાણવાળો દારૂ જ્યાં હશે ત્યાં ચલાવવામાં આવશે. સ્ટીલ હેડ-ડયુટીનો અત્યારનો દર ચાલુ રાખવામાં આવશે.

[૬] ઘરગથ્થુ વપરાશ માટેના પરવાનાઓ બંધ કરવામાં આવશે.

### (બ) પરદેશી દારૂ

(૭) વેપાર અને આયાતના અત્યારના પરવાનાઓ નીચેની શરતે ચાલુ રાખવામાં આવશે:–

(અ) લાઇસન્સ ધરાવનારે તા. ૩૧મી માર્ચ ૧૯૫૦ સુધીમાં જોઇએ તેથી વધારે દારૂનો જથ્થો પ્રાંતમાં અથવા પ્રાંત બહાર સંઘરવો નહી.

(બ) તા. ૩૧મી માર્ચ ૧૯૫૦ના રોજ રાતે જે જથ્થો વેચાયા વગરનો પડ્યો હશે તે સરકાર જપ્ત કરશે અને એને માટે કોઇપણ જાતનો બદલો આપવામાં આવશે નહિ.

(ક) પરવાના ધરાવનારના હસ્તકનો પરદેશી દારૂનો જથ્થો પરવાનાવાળા નિયત સ્થળેજ રાખવા દેવામાં આવશે. કોઇપણ શખ્સ, પરવાનો ધરાવતો હોય ત્યાં સુધી, ખાનગી 'વેર-હાઉસ' રાખી શકશે નહિ.

(ડ) બંદરની હદની બહાર કસ્ટમ્સ બોન્ડેડ વેર હાઉસમાં રખાયેલો આયાત કરેલ પરદેશી દારૂનો જથ્થો પરવાના ધરાવનારનાં પોતાના જકાત ભરેલાં ગોડાઉનો ઉપર લાવવાનો રહેશે.

(૮) પરદેશી દારૂનાં લાઇસન્સોમાં કોઇપણ જાતનો કાપ મુકવામાં આવશે નહિ. પરંતુ જો કોઇ લાઇસન્સ રદ થશે તો દુકાન બંધ કરવામાં આવશે. વ્યાપારનો, આયાતનો કે બહાર છુટક વેચવાનો પરવાનો ધરાવતો શખ્સ કેન્ટીન ટેનન્ટ સીસ્ટમ રાખી શકશે નહિ કે કેન્ટીન ટેનન્ટ સીસ્ટમનો પરવાનો ધરાવનાર, વેપાર, આયાત કે બહાર છુટક વેચાણનો પરવાનો ધરાવી શકશે નહિ.

(૯) પરમીટ વગર સ્પીરિટની આયાત, નિકાસ કે હેરફેર થઇ શકશે નહિ. પરમીટ વગર દારૂ અને બીયરની

હેરફેર, આયાત કે નિકાસ અનુક્રમે એક ક્વાર્ટ બોટલ સુધી થઈ શકશે. અથવા તો હાલનું નક્કી કરેલું પ્રમાણ જો ઓછું હોય તો તે મુજબ થઈ શકશે.

(૧૦) પરદેશી દારૂમાં સ્પીરિટની વધુમાં વધુ બે ક્વાર્ટ શીશીઓ, વાઈનની વધુમાં વધુ બે ક્વાર્ટ શીશીઓ અને બીઅરની વધુમાં વધું આઠ ક્વાર્ટ શીશીઓ પરમીટ વગર રાખવા દેવામાં આવશે.

(૧૧) ૧૯૪૫-૪૬ની ઓકશી વપરાશ ઉપર પચીસ ટકા કાપ મૂકવામાં આવશે અથવા ૧૯૪૮-૪૯ ની વપરાશનો અર્ધોઅર્ધ ક્વોટા નક્કી કરવામાં આવશે—જે ઓછો હશે તે.

(૧૨) કમિશ્નરે માન્ય રાખેલા રજીસ્ટર્ડ મેડીકલ પ્રેક્ટીશનરના પ્રિસ્ક્રિપ્શનને આધારે દરદીને બ્રાન્ડી, રમ, શેમ્પેન્ય અને એવાં બીજાં નક્કી કરેલાં 'સ્ટીમ્યુલન્ટસ' નક્કી કરેલા ભાવે આપવા માટે અમુક નિયત સંખ્યામાં કેમિસ્ટોને લાઈસન્સ આપવામાં આવશે. એકસાથે વધારેમાં વધારે બે ડ્રામ સ્પીરિટ આપી શકાશે. અને ૧ પીન્ટ વાઈન આપી શકાશે અને કેમીસ્ટે આપેલ 'કેશ મેમો' આધારે એની હેરફેર થઈ શકશે

(૧૩) જે દિવસે દેશી દારૂની દુકાનો બંધ રહેશે તેજ દિવસોએ પરદેશી દારૂની દુકાનો પણ બંધ રહેશે. પરંતુ પ્રિસ્ક્રિપ્શન ઉપર બ્રાન્ડી વગેરે આપનાર કેમિસ્ટોની દુકાનો બંધ રહેશે નહિ. વેચાણના કલાકોમાં તેમજ લેવાના ભાવોમાં કશો ફેરફાર કરવામાં આવ્યો નથી.

(૧૪) આયાત કરેલો પરદેશી દારૂનું પીન્ટમાં વેચાણ ચાલુ રખાશે.

## (ક) અફીણ, ગાંજો વગેરે ઔષધીઓ

(૧૫) આ ઔષધીઓ પહેલાની પેઠે બંધાણીઓને ગવર્નમેન્ટ ડિપોમાંથી પરમીટ ઉપર આપવામાં આવશે. ગાંજા ઉપરની અત્યારની જકાત અને અફીણની વેચાણની કિંમત ચાલુ રાખવામાં આવશે.

(૧૬) બંધાણીઓને અફીણ, ગાંજો વગેરેની પરમીટ આપવાનાં સર્ટીફિકેટો આપવા માટે જે દાક્તરોનું બોર્ડ નિમવામાં આવશે તેને પરદેશી દારૂ અંગેના સર્ટીફિકેટો આપવાનું કામ પણ સોંપવામાં આવશે.

(૧૭) ડાંગ જિલ્લા માટેની આબકારી યોજના વિચારણા હેઠળ છે.



### ચેપી ઉપદ્રવને અટકાવો

"દારૂનો ધંધો કાયદાની ઓથથીજ ચાલે છે; કુદરતનો કાયદો જે, બ્લેકસ્ટોન કહે છે તેમ, "એમ ફરજ પાડે છે કે આપણે પ્રામાણિકપણે રહેવું જોઈએ, કોઈને ઈજા ન કરવી જોઈએ, " તે એની વિરૂદ્ધ છે. વ્યવહારનો કાયદો જે—તેજ પ્રતિભાવન લેખક કહે છે તેમ, " એમ જણાવે છે કે કોઈ માણસને પોતાની મિલ્કત બીજાને નુકશાન થાય એવી રીતે વાપરવાનો હક નથી અને જેને નુકશાન થાય છે એ એમાં સહમત હોય છે તેથી ગુનો—નાગુનો નથી થતો"—તે પણ એના (દારૂના ધંધાની) વિરૂદ્ધ છે... આમ દારૂનો ધંધો એક અયોગ્ય વેપાર છે, અને કાયદાએ તે જાહેર કરવું જોઈએ. અને દારૂની દુકાનને ભયંકર ચેપી ઉપદ્રવ ગણી કાઢી નાખવી જોઈએ.

— જેમ્સ બ્લેક

# પુસ્તક પરિચય

## ગાંડીવ બાલોદ્યાનમાલા

[ પ્રકાશકઃ—શ્રી નટવરલાલ વીમાવાળા; ગાંડીવ કાર્યાલય, હવાડિયા ચકલો, સુરત; દસ પુસ્તકના આખા સેટની કિંમત રૂ. ૪–૦–૦ ]

નાનાં નાનાં બાળકોને શું વાંચવું ગમે અને શું ન ગમે એ સમજવું મુશ્કેલ છે. છતાં એટલું તો ચોક્કસ છે કે ઘણાંખરાં નાનાં બાળકોને અમુક પ્રકારની સાદી સરળ વાતો વાંચવી જરૂર ગમે. કેટલાંક બાળકો બાલ્યાવસ્થાથીજ મોટાંને ગમે તેવાં પુસ્તકો વાંચવામાં રસ લે છે પણ આવાં બાળકો તો અપવાદરૂપજ ગણાય. સામાન્ય રીતે વાતો કહેવાની રીત સાદી હોવી જોઈએ, તરત બાળકોના મગજમાં ઊતરી જાય તેવી અને તેમને આનંદ આપે તેવી હોવી જોઈએ. જેમ બાળકનું વય નાનું તેમ તેમને માટેની ચોપડીઓના અક્ષર મોટા હોવા જોઈએ. એમાં બહુ અઘરા શબ્દો કે જોડાક્ષરો નહિ આવવા જોઈએ. આ ઉપરાંત તેમને વધુ રસ પડે એટલા માટે તેમાં સફાઈદાર ચિત્રો પણ હોવાં જોઈએ. આ બધું હોય છતાં કિંમત જેમ બને તેમ સસ્તી પણ હોવી જોઈએ. અલબત્ત, સર અવસરે ભેટ તરીકે આપવા માટે અને જેઓ પૈસા ખરચી શકે તેવા માટે આવાં પુસ્તકોની મોંઘી આવૃત્તિઓ પણ મોટી સંખ્યામાં હોવી જોઈએ.

આ બધી શરતોમાંથી ઘણી ખરીનું પાલન કરીને, ઘણી મોટી સંખ્યામાં બાળકોને માટેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં હવે તો અનેક પ્રસિદ્ધ કર્તાં જાણીતા છે તેમાં ગાંડીવ કાર્યાલય, (હવાડિયા ચકલો, સુરત)ના માલિક શ્રી. નટવર મૂ. વીમાવાળા પણ એક છે. ઘણા વર્ષોના આ ક્ષેત્રના અનુભવથી એમણે ધીરે ધીરે બાળકો માટેના સુંદર પુસ્તકો પ્રસિદ્ધ કરવાની સારી જેવી હથોટી પ્રાપ્ત કરી છે.. અહીં એમનાં અનેક પ્રકાશનોમાંથી દશ પ્રકાશનોની નોંધ લેવામાં આવે છે. એ દસ પુસ્તકો એક જાડા કાગળના પેકેટમાં આવે છે અને તેની કિંમત (આખા સેટની) — રૂ. ૪ – ૦ – ૦ છે. પુસ્તકો નીચે પ્રમાણે છે :—

__૧. હાથી ધમ ધમ ચાલે__ :— હાથી હમેશાં બાળકોમાં આશ્ચર્ય, માન, અને સ્નેહ ઉત્પન્ન કરનાર પ્રાણી છે. તેની આસપાસ નાની સાત વાતો ગૂંથેલી છે અને આમાં સહજમાં એ પ્રાણી વિશે માહિતી આપેલી છે.

__૨. એક હતો કુતરો__ :— લગભગ સર્વ બાળકોને પ્રિય લાગતાં પ્રાણી વિશેની આ સત્તર નાની વાતો વાંચવામાં તેમને જરૂર રસ પડે.

__૩. રશીદની પેટી__ :— આ નાની પુસ્તિકામાં દશ નાની વાતો છે.

__૪. સોના કુમારી__ :— આ ચાળીસ પાનાની પુસ્તિકામાં સોનાકુમારીની એકજ લાંબી કથા છે.—કથા જેવી સરસ છે તેવાં ચિત્રો પણ ઘણાં અને સરસ છે.

__૫. મકનો મસ્તાનો__ :— ૨૩ પાનાની મકના હાથીની આ વાત છે. એનાં ચિત્રો પણ વાતની માફક છોકરાઓને ગમે તેવા છે.

__૬. કબુતર__ :— ૩૩ પાનાની આ નાની ચોપડીમાં અનેક ઉખાણાં હાથચાલાકીના ગણિત તેવા પાનાના ખેલ વગેરે આપવામાં આવ્યાં છે. બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપે તેવી ચોપડી છે.

__૭. હીરાકણી__ :— પચાસ પાનામાં ત્રણ વાતો છે. ચિત્રો પણ છે.

__૮. બંગાળી બીરબલ__ :— ભારતના આંધ્ર દેશમાં રાયા અને અપ્પાજી કરીને બે વ્યક્તિઓની આસપાસ બીરબલની વાતોને મળતી વાતો ગૂંથાયેલી છે. એ વાતોમાંથી કેટલીક લઈને 'બીરબલનો બંધુ' નામનું પુસ્તક ગાંડીવ કાર્યાલયેજ પ્રસિદ્ધ કર્યું હતું, અને એ બાળકોને બહુ ગમ્યું હતું. આ પુસ્તકમાં 'ફિલેદરે ગોપાળ ભાંડ' નામે બંગાળી બીરબલની વાતો આપી છે તે પણ બાળકોને ગમે તેવી છે.

**૯-૧૦. નીલમ** :— આ નામના પુસ્તકના બે ભાગ છે. પહેલા ભાગમાં પાંચ વાર્તા અને બીજા ભાગમાં બે વાર્તા છે. બધા પુસ્તકોની પેઠે આ વાર્તાઓ પણ બાળકોને ગમે તેવી છે.

ધનસુખલાલ મહેતા

## અમર ગાંધીજી

લેખક: શ્રી સોમાભાઈ ભાવસાર; પ્રકાશક: ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ; કિંમત રૂ. ૦-૩-૦.

ગાંધીજીના અનેક જીવનપ્રસંગોદ્વારા તેમના સરળ શિસ્તબદ્ધ અને સેવાભાવી જીવનનો પરિચય બાળકોને કરાવવાની પહેલ તો શ્રી. જુગતરામભાઈએ કરી છે; પણ ગાંધીજીનું જીવન એટલું સરળ અને પ્રેરણાદાયી છે કે જ્ઞાનમંદિરનાં પહેલાં પગથીયાંપર પગલીઓ માંડતાં તદ્દન નાના બાળકોને પણ એની રૂપરેખા જાણવા મળે એ આવકારદાયક છે અને રાષ્ટ્રના નૈતિક ઉત્થાનને માટે આવશ્યક પણ છે. શ્રી. સોમાભાઈએ માત્ર વીસજ પાનામાં વીસમી સદીના મહાસંતના જીવનનો પરિચય બાળકોને આપવાનો પ્રયત્ન કર્યો છે. બાપુજી સર્વપ્રિય કેમ બન્યા, તેમની દિનચર્યા કેવી નિયમિત હતી, રાષ્ટ્રની ડગમગતી ભારતની તરાડોને એણે પાયામાંથીજ કેવી રીતે દુરસ્ત કરી, હિંદના ચારે ખૂણે ફરી એમણે શી શી પ્રવૃત્તિઓ કરી અને પ્રાર્થનાદ્વારા એમણે સર્વધર્મસમાનત્વ કેવી રીતે સિદ્ધ કર્યું એ બધી હકીકત આ નાની પુસ્તિકા પૂરી પાડે છે. "ગાંધીજીએ શું શીખવ્યું" એ શીર્ષક હેઠળ ગાંધીજીના ઉપદેશનો સાર પણ અપાઇ ચૂક્યો છે. છેલ્લાં પાનાંઓમાં ગાંધીજીના અમૂલ્ય વારસાની વાત કહેવામાં આવી છે. આટલાં અમૂલ્ય પુસ્તકને અમૂલ્ય કિંમતે પ્રકાશિત કરવા બદલ શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી પણ ધન્યવાદને પાત્ર છે.

* * *

## છિપા ખજાના

(હિંદુસ્તાની કહાણીઓ) લેખક: છોટુભાઇ સુથાર. પ્રકાશક: ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ કિંમત રૂ. ૦-૮-૦

ગાંધીજીએ રાષ્ટ્રભાષા હિન્દુસ્તાનીનો નાદ તો ગજવ્યો કર્યો પણ ભાષાના વિકાસની જે દૃષ્ટિ તેમની હતી, તે દૃષ્ટિથી લખાયેલાં પુસ્તકોના સંર્જનના તો હજી શ્રીગણેશજ કરવાના હતા. આજે હિન્દુસ્તાનીમાં લખાયેલાં કેટલાંક પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે પણ બાળકોને ગમે એવી નાની બોધપ્રદ વાર્તાઓની માંગ તો ઊભીજ છે. શ્રી. છોટુભાઇએ એ 'છિપા ખજાના' તરફ નિર્દેશ કરીને સિદ્ધ કરી આપ્યું છે કે અનેક અમૂલ્ય રત્નોને હિંદુસ્તાનીના પ્રકાશમાં લાવવાથી એ નવે તેજે ચમકી શકે એમ છે. આ નાનકડા સંગ્રહમાં, ઇમાનદારી, ત્યાગ અને માનવજીવનને ઉત્કૃષ્ટ બનાવતા અન્ય પ્રસંગોને ગૂંથીને ટચુકડી વાર્તાઓ સરળ હિંદુસ્થાનીમાં રજુ કરવામાં આવી છે. આમ તો બધીજ વાર્તાઓ રસિક છે પણ દીપમીનર, દો બિસાતી, છિપાખજાના, ચૌધરીકા ચુનાવ અને સચ્ચા હજ એ પાંચ વાર્તાઓ વિશેષ પ્રેરણાદાયી છે. નદીકા બ્યાહ, નફેમેં જુનિયાં વગેરે કથાઓ બાળકોને બુદ્ધિની ચમક સાથે મનોરંજન પણ પૂરું પાડે છે. આશા છે કે શ્રી છોટુભાઈ આ ખજાનામાંથી અન્ય રત્નો બહાર લાવવાનું કામ ચાલુ રાખશે અને બીજા હિન્દુસ્તાની પ્રચારકો પણ એ કામ ઉપાડી લઈ હિન્દુસ્તાની સાહિત્યને સમૃદ્ધ બનાવશે.

નવરંગલાલ ધોળકિયા.

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

(૧) **NEW LIVES FOR OLD:**

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પુરી પાડતી આ પુસ્તિકામાં મુંબઇના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રીશ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઇઝનાં ૧૩૨ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

(૨) **પાપનું પ્રાયશ્ચિત્ત:** લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ; પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦
ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા.

(૩) **દારૂનો દવ:**
દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ.

(૪) **સ્વરાજ્યની સંગાથે:**
સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ. કિંમત ૦-૨-૦

(૫) **આંખ ઊઘડી:** (બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વેધક વાર્તાઓ, પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦-૨-૦

(૬) **માણસાઈનો વિજય:** (બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૪, કિંમત ૦-૨-૦
શ્રી પીતામ્બર પટેલ અને શ્રી મીનાગમ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

(૭) **છેલ્લી ઘડીએ:** લેખક - શ્રી ધનસુખલાલ મહેતા.
બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા.

**તમારી નકલો વી. પી થી મંગાવો**

**મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ**
ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ-૧.

## વિજ્ઞપ્તિ

'સંજીવન'નું લવાજમ તેમજ પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનોની કિંમત અંગેની રકમ —મનીઑર્ડરથી કે ચેકથી—હવે પછીથી નીચેના શિરનામે રવાના કરવી :—

**મંત્રીઃ—પ્રાંતિક દારૂબંધી સમિતિ**
ઓલ્ડ- કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ ૧.

Registered No. B-5301




# દારૂબંધી સફળ કરો

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ તરફથી પ્રકાશિત

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ–અંધેરીમાં શ્રી રસિકલાલ છ. પટેલે છાપ્યું છે અને મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

( કિંમત રૂ. ૦–૬–૦ )

## અનુક્રમણિકા



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્રચના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામા આવે છે.

★ બદલાના સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ '**સંજીવન**' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

★ '**સંજીવન**'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

**ટીપ**:-'**સંજીવન**' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઓફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.


મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : નં. ૨૯૬, બજાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧.

# સંજીવન

વર્ષ પહેલું ] જુલાઈ—૧૯૪૯ [ અંક બારમો

## આયો આષાઢ

આયો આષાઢ અને વાયો કો' વાયરો ,
 ધરતીનું રોમરોમ નાચ્યું રે હો !
નાચ્યો પેલો મયૂર ઝરણાંનો સાથરો ,
 વિરહીનું ગીત વળી જાગ્યું રે હો .—

આયો આષાઢ રંગ પલટાયો આભનો ,
 સૂરજને ત્યાં ન આજ ફાવ્યું રે હો !
ક્ષિતિજે ઝબકાર અને નોબતનો નાદ, જો ,
 વાદળનું રાજ આજ આવ્યું રે હો .—

આયો આષાઢ જોઈ તરસ્યાંના પ્રાણ શો ,
 ચાતકનું ચિત્ત લહેરાયું રે હો !
તપિયાં વનવૃક્ષ તપી વેલીનાં આંજ, જો ,
 બનિયાં રમણીય વન્ય આગુ રે હો—

આયો આષાઢ ભીંજી ખેડૂતની આંખ, જો,
 ઘૂમે આકાશ આજે આખું રે હો!
જાગ્યો છે રંગ આજે દાદાની વાતનો,
 ગોરું મુખ ઘુંઘટે છુપાયું રે હો.—

આયો આષાઢ પ્રેમ મંગલ વરસાવતો,
 જનવન પશુપંખી સર્વ ન્હાતું રે હો,
આવ્યો આષાઢ રમ્ય આયો આષાઢ જો
 હોયે તુજ આવવું ન થાતું રે હો.—

—હસિત હ. બૂચ—

# સંજીવન

[ ] જુલાઈ—૧૯૪૯ [ અંક બારમો

## આયો અષાઢ

આયો અષાઢ અને વાયો કોઈ વાયરો,
ધરતીનું રોમરોમ નાચ્યું રે હો!
નાચ્યો પેલો મયૂર ઝરણાંનો સાથરો,
વિરહીનું ગીત વળી જાગ્યું રે હો.—

આયો અષાઢ રંગ પલટાયો આભનો;
સૂરજને ત્યાં ન આજ ફાવ્યું રે હો!
ક્ષિતિજે ઝબકાર અને નોબતનો નાદ, લો;
વાદળનું રાજ આજ આવ્યું રે હો.—

આયો અષાઢ જોઈ તરસ્યાંના પ્રાણ શો,
ચાતકનું ચિત્ત લહેરાયું રે હો!
તપિયાં વનવૃક્ષ તપી વેલીનાં અંગ, એ,
બનિયાં રમણીય વન આખું રે હો—

આયો અષાઢ લીલ ખેડુતની આંખ, એ,
ઘૂમે આકાશ આજે આખું રે હો!
જામ્યો છે રંગ આજે કાનની વાતનો,
ગોરું મુખ ઘુંઘટે છુપાયું રે હો.—

આયો અષાઢ પ્રેમ મંગલ વરસાવતો;
જનવન પશુપંખી હર્ષ ન્હાયું રે હો;
આવ્યો અષાઢ રમ્ય આજે આષાઢ એ
ત્હોયે તુજ આવવું ન થયું રે હો.—

ાથી માદક પીણાંનો કાયમનો બંધાણી થઇ જાય માણસ સહેજ "જરા પાણી" થી શરૂઆત કરે પછી બે ચાર ટીપાં વધારે લેવાની એને ઇચ્છા છે. એમ કરતાં એકાદ પ્યાલીએ એ પહોંચે છે ાં વધવાની તો એની ઇચ્છાજ હોતી નથી! એ છે: "હાં ... હાં ... દારૂ મારા ઉપર ચડી જ બેસે હો! તે પહેલાં તો હું એને બંધ કરી દઇશ!" ! આ લોકો કેટલું ઓછું સમજે છે! પોતાના સપાસ દારૂ પીનાર વર્ગના અનુભવ ઉપરથી એમને લો ઓછો પાઠ લેવાનો મળે છે!

એ ખરી વાત છે કે દરેક મધ્યમસર દારૂ પીનાર ણુસ 'દારૂડિયો' બની જતો નથી છતાં એટલું તો ક્કસ છે કે ખૂબ દારૂ પીનાર માણસ એકવાર તો માણસર પીનાર હોયજ છે. વળી,દારૂ પીવાની હદમાંથી હદ તરફ જલદીથી વળાય છે પણ બેહદમાંથી 'હદ' ફ કોઇ પાછું વળ્યું હોય એમ સાંભળ્યું નથી. એથીજ હેવાયું છે કે:—

"થોડા પ્રમાણમાં દારૂ પીવો એ થોડા પ્રમાણમાં ારી કરવા બરાબર છે. બંનેમાં વહેલા મોડા હદ વટાવી વાય છે. આમાં સુધારો શકયજ નથી. માત્ર સંપૂર્ણ નતિબંધજ આ બાબતમાં જરૂરી ગણાય."

## મૃદ્ધ જીવનને પથે

આપણે જેને માટે સતત પ્રયત્ન કરી રહ્યા છીએ તે, માત્ર હિન્દભરમાં સંપૂર્ણ દારૂબંધીજ, આપણા મહાન સામાજિક અને નૈતિક અનિષ્ટને જડમૂળથી કાઢી નાખશે હિન્દને સુખી અને સંતોષી બનાવવા માટેનું એ પહેલું પગલું હશે. આપણા આ મહાન દેશના પ્રત્યેક સ્વદેશવત્સલ નાગરિકનો ઉત્સાહભર્યો સહકાર પણ એને મળી રહેશેજ.

ઓછામાં ઓછી વપરાશ સાથે વધારેમાં વધારે મહેસુલી આવક મળી રહે એવી નીતિ જે કેટલાક પરદેશી રાજ્યકર્તાઓ અખત્યાર કરતા તે વાસ્તવિક હશે. કારણ કે એજ પદ્ધતિથી તેઓ માહિતગાર હતા એ નીતિ તેઓના દેશમાં સૈકાઓથી પ્રચલિત હતી. અને કંઇક અંશે સફળ પણ થઇ હતી. લોકોમાં સર્વત્ર પ્રસરી રહેલી દારૂની આદતને, એઓ સંપૂર્ણ દારૂબંધીને એક અવાસ્તવિક પગલું ગણવા માટે પુરતો પુરાવો લેખતા

આપણે ત્યાં પરિસ્થિતિ એવી નથી. દારૂ-વિરોધી કાયદો પસાર કરવામાં આપણે ત્યાં પશ્ચિમ કરતાં બહુજ ઓછા વિકટ પ્રશ્નો ખડા થાય છે એટલે દારૂબંધીને સંપૂર્ણ સફળતા મળશે એમ માનવામાં કંઈ હરકત જેવું નથી.

## સંભાવિત સજ્જન!

સંપૂર્ણ દારૂનિષેધને સફળ બનાવવા માટેના આપણી ટેમ્પરન્સ ચળવળના પ્રયાસોમાં જો કોઇ મોટામાં મોટું વિઘ્ન હોય તો તે મધ્યમસર મદ્યપાન કરનારની હાજરી છે. શા માટે? કારણ કે હદથી વધારે પીવાની લાલચનો સામનો કરવાની એની શકિત છે અને જનતામાં એ માનભર્યું સ્થાન ધરાવે છે. દારૂડિયાની નિરાધારિતા અને નિરાશા, પતન અને ગરીબાઇ- કશુંજ એને સ્પર્શ કરતું નથી. જો એમ હોત તો કોઇ એનું અનુકરણ કરતજ નહિ. પરંતુ એ 'સંભાવિત સજ્જન' હોઇ બીજા એનું અનુકરણ કરે છે અને કહેતા હોય છે: "જો એ દારૂ પી શકે અથવા સદંતર છોડી શકે તો અમેય એમ કેમ ન કરી શકીએ?" -અને મધ્યમસર મદ્યપાન કરવાના આ સાંકડા અને વિકટ માર્ગનું અનુસરણ કરવામાં, જો કે કેટલાક સફળ થાય છે છતાં બહુ મોટા ભાગના અનુયાયીઓનું ભાવિ તો 'બંધાણી' દારૂડિયાઓની જમાતમાંજ ભળવાનું સર્જાયેલું હોય છે! આમ પ્રત્યેક ભાવિ પેઢીની રગમાં દારૂના એકાદ ટીપાંનો સ્વાદ પ્રસરી જાય છે અને એ રીતે મદ્યપાનનું વિષમય ચક્ર આપણા રાષ્ટ્રિય જીવનમાં પ્રયોજ કરે છે.

## બે દલીલો

આ લોકોની દલીલો બે હોય છે; એક તો એ કે દસ માણસમાંથી એક (બહુજ ચુસ્ત રીતે ગણતરી કરીએ તો) પોતાની જાતને મૂર્ખ બનાવતો હોય તો એનો અર્થ

એમ નહિ કે બીજા નવ પાસેથી મદ્યપાનની ફિજ્જત ખૂંચવી લેવી! બીજી દલીલ એ છે કે મારી જાતને નુકશાન કરવાનું જો હું પસંદ કરૂં તો એ મારી અંગત જવાબદારી છે. આ બંને દલીલો વ્યર્થ છે. કારણ કે દારૂની બદી એ એક ખાનગી કુટેવ નથી પણ એક મહાન સામાજિક અનિષ્ટ છે એમ સર્વત્ર સ્વીકારાયું છે.

અત્રે યાદ રાખવું જરૂરી છે કે અત્યારના સંજોગોમાં આપણે આપણી મરજી મુજબ વર્તી શકીએ નહી. આપણાં ખાનગી કર્તવ્યોની પણ જાહેર જનતા ઉપર અસર પડે છે. એટલેજ આપણે પ્રમાણુસર દારૂ પી શકતા હોઈએ તો પણ એનો ત્યાગ કરવો એ આપણી અત્યારની તકે ફરજ છે તેમ એમ કરવું એ આપણો હક પણ છે. કારણ કે મધ્યમસર મદ્યપાન કરવાથી પણ આપણામાંના કેટલાક નબળાં મનવાળા અવળે માર્ગે ચડી જાય એવો સંભવ છે. અને આમ થવુંજ જોઈએ. કારણ કે આપણે બધા એક વિશાળ કુટુંબના સભ્યો છીએ. કોઈપણ ક્ષેત્રમાંથી કોઈપણ જાતના દબાણ વગર આપણે એક બીજાનો ભાર વહવો જોઈએ અને દારૂવિરોધી ચળવળમાં આવની કોઈ પણ ખાડખાણી દૂર કરવી જોઈએ.

સમાજના પૈસાદાર અને 'સંસ્કારી' વર્ગમાંથી પ્રમાણુસર દારૂ પીનાર લોકો જે ખરાબ દાખલો બેસાડતા તેની અસરનો સામનો કરવા માટે મહાત્મા ગાંધીજીનું પણ આવુંજ મન્તવ્ય હતું. તા. ૩૧મી ઓક્ટોબર ૧૯૨૬ ના 'યંગ ઇન્ડિયા'મા તેઓએ લખેલું-

"દારૂની બદીએ કેટલાયે કામદારોને પાયમાલ કરી નાખ્યા છે. દારૂની 'બદી' અને એના 'બંધી' એ બે વચ્ચે કોઈ મધ્યમ માર્ગ હોઈ શકેજ નહી. પૈસાદાર લોકો પ્રમાણુસર મદ્યપાન કરવાનો 'ડોળ' કરી શકે છે પણ કામદારોમાં પ્રમાણુસર જેવું કશું શક્યજ નથી!"

* લેખનો પૂર્વાર્ધ "સંજીવન"ના જુન માસના અંકમા પ્રગટ થયેલ છે

## — હરી તો લીધું —

( ઢાળ: જૂનું તો થયું રે દેવળ ... )

હરી તો લીધું રે. તારૂં તો લીધું,
દારૂએ જીવન તારૂં હરી તો લીધું!
દારૂએ તનડું તારૂં મારગની મધ્યે રોળ્યું,
ઉજવે ઉજાણી બોલ્યાં સમડીઓ ગીધું!
— દારૂએ જીવન

તારે જીવડા, દારૂની પ્રીત્યું બંધાણી રે
પ્રીત્યુમાં પિંજર તારૂં બાળી તો દીધું!
— દારૂએ જીવન

દારૂએ જીવન કેરૂં ડૂબાવ્યું નાવ તારૂં,
ડૂબી ડૂબાડવાનું કોણે આ કીધું?
— દારૂએ જીવન

દારૂની પ્રીત્યું બાંધે, વહેલો ચડવાને ખાંધે,
જીવતાં જીવન-સંજીવન ઢોળી તો દીધું!
— દારૂએ જીવન

તનને તાવે ને મન ભમાવે એવું શું પીધું?
આતમનું અમૃત તો તેં કદી નાં પીધું!
— દારૂએ જીવન

—પોપટલાલ પંચાલ—

# સ્વ. ફિરોઝશાહ મહેતા

## એક મહાન હિન્દી નેતા

: લેખક :

શ્રી. એસ. એચ. ઝાબવાલા

આજથી અરધા સૈકા પહેલાના હિન્દના રાજકીય ક્ષેત્ર તરફ તમે નજર નાખશો તો એકજ કેન્દ્રસ્થ વ્યક્તિ તમારૂં લક્ષ ખેંચી રાખશે. એ છે હિન્દી સ્વાતંત્ર્યયુદ્ધનાં તે વખતના ગાંડીવધારી સર ફિરોઝશાહ મહેતા!

ફિરોઝશાહ મહેતા એટલે મન અને અંતઃકરણથી એક ખરેખરા ગોગારૂદ પુરુષ!

૧૯૦૪ માં મુંબઈમાં મળેલા હિન્દી રાષ્ટ્રીય મહાસભાના અધિવેશનની સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે વ્યાખ્યાન કરતાં તેમણે કહેલું: "હું તો મહાદેવ ગોવિન્દ રાનડેની પેઠે પ્રતિસિદ્ધ પ્રખર આશાવાદી છું. માનવહૃદયના માધ્યમ દ્વારા દૈવી પ્રેરણામાં હું માનું છું. ભલે એ પૂર્વનો પ્રારબ્ધવાદ હોય, પરંતુ એ સક્રિય પ્રારબ્ધવાદ છે, નિષ્ક્રિય નથી. નિયત ક્રમોને પહોંચી વળવા માટે મનુષ્યે સતત પરિશ્રમ સેવવો જોઈએ એમ આ પ્રારબ્ધવાદ કબૂલ કરે છે. નિરાશાનો જે સૂર તાજેતરમાં કેટલાક અધીરા માનવોએ ઉચ્ચાર્યો છે એમાંથી મને મારી નમ્રતા બચાવે છે. 'મેં દુનિયા સર્જી નથી: જેણે દુનિયા સર્જી છે એજ મને માર્ગદર્શન કરાવશે' — એવા એક કવિના શબ્દોમાં મને હંમેશ આશા અને આશ્વાસન મળી રહે છે."

આમાં સ્વ. ફિરોઝશાહની રાજનીતિની વિશિષ્ટ હિન્દી ધાર્મિકતા પરખાઈ આવે છે. આજ ધાર્મિકતાના સુવર્ણ તાંતણે લોકમાન્ય તિલક, સ્વ. ગોપાલ કૃષ્ણ ગોખલે, બિપિન ચંદ્ર પાલ, લાલા લજપત રાય અને મહાત્મા ગાંધીજી સુધીના આપણા રાષ્ટ્ર નેતાઓનાં માનસ બંધાયાં હતાં.

### વ્યક્તિત્વનાં વિશિષ્ટ લક્ષણો

ફિરોઝશાહ મહેતાનો જન્મ ૧૮૪૫ ના ઓગષ્ટ માસમાં થયો હતો. એલફીન્સ્ટન કોલેજમાંથી તે ગ્રેજ્યુએટ થયા હતા. ફિરોઝશાહ ઉપર એમની માતાની ધાર્મિક વૃત્તિની બહુજ ગાઢ અસર પડી હતી. અને એથી ફિરોઝશાહના વ્યક્તિત્વનાં હતાં. દાખલા તરીકે, મુંબઈમાં ૧૮૯૭-૧૯૦૦ આસપાસ પ્રસરેલ ભયાનક મરકીના સમયમાં એમણે થોડી આનાકાની સિવાય મુંબઈથી ઈંગ્લેન્ડ જવાનું કબૂલ કરેલ નહિ. અને કબૂલ કર્યું ત્યારે પણ એમનાં અંગત મિત્રો શ્રીયુત અને શ્રીમતી ખુરશેદજી માણેકજી અને ડૉ. બોદીની સંગાથે જ. રુસાફરીમાં પણ ફિરોઝશાહ ઉઠાઉ કહી શકાય તેટલા મોજશોખી હતા. એ સારામાં સારી હોટલમાં ઉતરતા અને સારામાં સારા હજામ પાસે દાઢી કરાવતા. કોર્ટમાં, કોરપોરેશનમાં કે ઇમ્પીરિયલ કાઉન્સીલમાં જાય ત્યારે કપડાંને એક પણ કરચલી ન પડે તેનું તે ખાસ ધ્યાન રાખતા.

આ બધા ઉપરાંત સર ફિરોઝશાહમાં અસાધારણ અને ત્વરિત વક્તૃત્વશક્તિ અને કાયદાશાસ્ત્રનું ઊંડું અને ચોક્કસ જ્ઞાન હતું. જ્યારે કોઈપણ વિષય ઉપર એ દલીલ કરવા ઉભા થતા ત્યારે એની વક્તૃત્વકળા એવી અપૂર્વ રીતે ખીલી ઉઠતી કે શ્રોતાવર્ગને એમના અદ્ભુત વ્યક્તિત્વની ઝાંખી થતી. અને એમના સહકાર્યકરોને પણ એની ઈર્ષા આવતી. ૧૯૦૪ ના કોંગ્રેસ અધિવેશનમાં પંજાબના પ્રતિનિધિ લાલા મુરલિધરે વિષય-વિચારિણી સમિતિમાં ફરિયાદ પણ કરેલી: "તમારૂં વ્યક્તિત્વજ બધી વસ્તુ તમારી આગળ ખેંચી જાય છે!" તરત ફિરોઝશાહે પ્રત્યુત્તર વાળેલો: 'એ બાબતમાં હું નિરૂપાય છું! હું શું કરી શકું?" અને એમના વિરોધીઓ શાન્ત થઈ ગયેલા.

ફિરોઝશાહ એકહથ્થુ સત્તાધારી નહોતા. એ એમના સમયના એક મહાન નેતા હતા. એમના પ્રશંસકો અને વિરોધીઓએ - તમામે એમને નેતા તરીકે સ્વીકાર્યા હતા.

### જાહેર જનતાને ચરણે

૧૯૧૦ ના એપ્રીલની ૧૮મી તારીખે પ્રિન્સેસ મેરી વિક્ટોરિયા જીમખાનાના વિશાળ મેદાનમાં પરોપ ભણી વિચરતા ફિરોઝશાહ



સ્વ. ફિરોઝશાહ મહેતા

મહેતાને વિદાય આપવા એક વિશાળ સભા મળી હતી. આશરે ચાર દાયકામાં પહોંચાયેલી ફિરોઝશાહની દેશસેવાની સર ચાર્લ્સ આર્મ્સ્ટ્રોન્ગે ખૂબ ખૂબ પ્રશંસા કરેલી. તેનો સર ફિરોઝશાહે જે સચોટ અને લાગણીભર્યા શબ્દોમાં જવાબ વાળેલો એમાં એમની મહાન રાષ્ટ્રીય કારકિર્દીનો મર્મ આપણે જોઈ શકીએ છીએ: એમણે કહેલું: "મને બરાબર યાદ છે કે મારી કારકિર્દીની શરૂઆતમાંજ મારી સામે બે વિકલ્પો ખડા થયા હતા: મારે 'જાહેર-નોકરી'માં દાખલ થવું કે જાહેર જનતાની 'સેવા' સ્વીકારવી? મારા ઘણાખરા અંગત મિત્રો પણ જાણતા નહિ હોય કે ઇંગ્લેન્ડથી બાર-એટ-લો ની પદવી લઈને હું પાછો આવ્યો ત્યારે સરકારના એક વિશાળ હૃદયના ઉચ્ચ અમલદારે મને બોલાવેલો અને ફર્સ્ટ ક્લાસ સબજજની જગ્યા મને 'ઓફર' કરેલી. મારે માટે આ એક મોટો સવાલ હતો. કારણ કે મેં વકીલાત તો શરૂ કરી હતી છતાં એ દિવસોમાં બહુ કેઈસો આવતા નહોતા. અને મારા કેટલાક મિત્રો મશ્કરીમાં મને કહેતા પણ ખરા કે તમારી કમાણી આઈસક્રીમની દુકાનમાં જવા જેટલી પણ માંડ ગણાય! તે છતાં પણ મેં અચકાયા વગર જાહેર જનતાની સેવા સ્વીકારી. અને આજના તમારા આ સમારંભ અને સ્વાગત માટે આભાર માનવાનું મારે એકજ કારણ છે અને તે એ કે આ ચાલીસ વર્ષ દરમિયાન મેં જે કંઈ કર્યું તે તમે સૌ સ્વીકારો છો અને મેં આટલાં વર્ષો કંઈ પણ હિતકારી કર્યા વગર ગુમાવ્યાં નથી!"

## આત્મનાં ઘડતરબળો

પોતાના પારસી પુરોગામી દાદાભાઈ નવરોજીની પેઠે સર ફિરોઝશાહને પણ બ્રિટનની શુભનિષ્ઠામાં અચલ વિશ્વાસ હતો. ઇંગ્લેન્ડમાં તેમજ હિન્દમાં એમણે લીધેલી કેળવણી ઉપર વિક્ટોરિયન બંધારણવાદની ગાઢ અસર પડેલી. ગ્લેડસ્ટન અને બેલફોર, ચેમ્બરલેઇન અને મોર્લી—એ સહુ એમના આત્માના ઘડવૈયા હતા. ૧૯૧૦ માં મોર્લી-મિન્ટો સુધારા અમલમાં આવ્યા તે પહેલાં હિન્દી વજીર મોર્લી અને એમના અનુગામી લોર્ડ ક્રીવે સાથ ફિરોઝશાહને ઘણી દલીલો થયેલી. તે વખતના હિન્દના વિખ્યાત માસિક "કોમરેડે" મોર્લી-મિન્ટો સુધારાનો બધોજ યશ ફિરોઝશાહના અંગત પ્રયત્નને આભારી ગણ્યો. ૧૮૯૨ માં ઇન્ડીયન કાઉન્સીલ એક્ટ પસાર થયો ત્યાર પછીનાં સત્તર વર્ષ દરમિયાન હિન્દીઓની પોતાના દેશનો રાજ્યવહીવટ ચલાવવાની શક્તિ અને હકનો પુરસ્કાર કરનાર પ્રભાવશાળી વ્યક્તિ સર ફિરોઝશાહ હતા. એની પ્રતિભાએ ગોખલેને પ્રેરણા આપેલી અને એમના પ્રયત્નોને સતેજ કરેલા.

## કેળવણીના ક્ષેત્રમાં

રાજકીય ક્ષેત્રમાં જો સ્વ. ફિરોઝશાહ મહાન હતા તો કેળવણીવિષયક સુધારામાં તો એ એથીયે મહત્તર હતા.

ચાર્લ્સ વુડજે ૧૮૫૪માં ઘડેલ હિન્દી કેળવણી માટેના મુસદ્દા પછી હિન્દી નેતાઓના મનમાં યુનિવર્સીટીની કેળવણીનો વિષય ખૂબ આગળ પડતું સ્થાન લેવા માંડયો. ૧૯૦૨માં લોર્ડ કર્ઝને હિન્દી કેળવણીની પદ્ધતિ નક્કી કરવા માટે સીમલામાં એક પ્રારંભિક પરિષદ બોલાવી એ પરિષદનાં બારણાં ફિરોઝશાહ મહેતા જેવા સન્માન્ય અને લોકપ્રિય નેતા માટે બંધ રાખવામાં એણે ગંભીર ભૂલ કરી.

## યુનિવર્સીટી કમિશન

ત્યારપછી એક યુનિવર્સીટી કમિશન નીમવામાં આવ્યું. ફિરોઝશાહ મહેતાએ સર ચીમનલાલ સેતલવાડની મદદથી એક મેમોરેન્ડમ તૈયાર કર્યું અને એમાં હિન્દી યુનિવર્સીટીઓના બંધારણમાં કોઈપણ ક્રાન્તિકારી પરિવર્તન ન કરવાની એણે ભલામણ કરી. સર ફિરોઝશાહ સેનેટ અને સિન્ડીકેટના સારા સંબંધોમાં માનતા અને એમાં કોઈ પણ જાતના સુધારાનો વિરોધ કરતા. પરંતુ એમણે પરીક્ષા વગેરેમાં ફેરફાર કરવા ભલામણ કરેલી. અને ઉચ્ચ કેળવણીની તરફેણમાં આગ્રહ કરેલો પરંતુ જ્યારે ઈમ્પીરીયલ લેજિસ્લેટીવ કાઉન્સીલમાં વિખ્યાત યુનિવર્સીટી બિલ રજુ કરવામાં આવ્યું ત્યારે ફિરોઝશાહ અને એમના શિષ્ય ગોખલેએ ઉપર નિર્દેશેલ મેમોરેન્ડમને આધારે વિરોધ કરેલો.

## સ્વાયત્ત સંસ્થાની પ્રતિષ્ઠા

એવોજ વિરોધ સર ફિરોજશાહે લોર્ડ સીડનહામ સામે પણ નોંધાવેલો. મુંબઈ યુનિવર્સીટીના ચાન્સેલર તરીકે લોર્ડ શીડનહેમે અભ્યાસક્રમમાં કંઈક ફેરફાર કરવાની ભલામણ કરી. એમને એમ લાગ્યું કે ઈલાકામાં ઉચ્ચ કેળવણીનું પરિણામ નિરાશાજનક આવી રહ્યું છે. અને વિદ્યાના વિવિધ ક્ષેત્રમાં મૌલિક કાર્ય કરી શકે એવા ગ્રેજ્યુએટો ઉત્પન્ન કરવામાં યુનિવર્સીટી નિષ્ફળ ગઈ છે ફિરોઝશાહે સેનેટના આ કાર્યક્ષેત્રમાં ચાન્સેલરની દખલગિરીને ધૃતકારી કાઢી અને આપમેળે કાર્ય કરી શકે એવી સ્વતંત્ર સંસ્થા તરીકે યુનિવર્સીટીની શક્તિની પ્રતિષ્ઠા કરી.

## કારપોરેશનના પ્રમુખ તરીકે

હિન્દમાં બ્રિટીશ અમલની સ્થાપના પછી ૧૯૧૧માં સૌથી પહેલાં શાહી કુટુંબનાં સભ્યો તરીકે રાજા જ્યોર્જ અને રાણી મેરી હિન્દમાં આવ્યાં. 'ગેઈટ્વે ઓફ ઇન્ડિયા' ઉપર કારપોરેશન તરફથી એમનો સત્કાર કરવા માટે સર ફિરોઝશાહની પસંદગી કરવામાં આવી. મુંબઈની મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે ફીરોઝશાહ ચાર વખત આવેલા. એવી તો મુંબઈના મતદાર વર્ગમાં એમની પ્રતિષ્ઠા હતી.

## મુંબઈના પહેલા નાગરિક

મુંબઈ શહેરના નાગરિક ઇતિહાસમાં સ્વ. ફિરોઝશાહે નામના કાઢી તે મુંબઈની મ્યુનિસિપાલિટીને લીધેજ. ૧૮૬૫નો મ્યુનિસિપલ કાયદો જ્યારે અમલમાં આવ્યો ત્યારે બધીજ નાગરિક બાબતના મુખ્ય વહીવટદાર તરીકે આર્થર ક્રોફર્ડ હતા. અને આજે જેને આપણે મ્યુનિસીપલ કોરપોરેશન કહીએ છીએ એના સભ્યો તરીકે બધા 'જસ્ટીસ ઓફ પીસ" હતાં. ક્રોફર્ડ બહુજ વિશાળ દષ્ટિનો માણસ હતો. એણે ઘણા સુધારા દાખલ કર્યા. પરંતુ જ્યારે નવા કાયદા અનુસાર કરની બાબત આવી ત્યારે મતદાર વર્ગના હિતનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા—રેઈટ પેયર્સ એસોશિયેશને કર ઉઘરાવવાની પદ્ધતિનો વિરોધ કર્યો. ફિરોજશાહે આ વિરોધની નેતાગિરી લીધી. અને એ અંગે ૧૮૭૧ માં એક જાહેર સભા બોલાવવામાં આવી. મિલ અને મેકોલેની લિબરલ વિચાર સરણીના અનુયાયી સર ફિરોઝશાહે મ્યુનિસીપલ સુધારાના પ્રશ્નને સામાજિક અને બંધારણીય દૃષ્ટિએ ચર્ચ્યો એ પ્રત્યે લો કે તે વખતના ગવર્નર સર બસલ ફ્રીર તેમજ બીજા કેટલાક અણગમો વ્યકત કરેલો. છતાં જેઓ ફિરોઝશાહ જેવા દુરદર્શી હતા તેઓએ તો એની પ્રશંસાજ કરેલી.

## મ્યુનિસિપલ કાયદો ઘડયો

ત્યાર પછી શહેરના જાહેર જીવનમાં યુરોપિયન તત્વો હિન્દી વિરૂદ્ધ જે બખાળા કાઢી રહ્યાં હતાં તેનો સતત સામનો કરવાનું સર ફિરોઝશાહે ધ્યેય રાખ્યું. રાજ્યની બધીજ કાઉન્સીલોમાં હિન્દીઓની પ્રતિષ્ઠાની ઘોષણા કરનાર એ પહેલા હિન્દી હતા. લોર્ડ રિપનની શક્તિસંપન્ન અને હિમતભરી સરદારી હેઠળ ૧૮૮૩માં ઈલ્બર્ટ બિલ પસાર થયું અને હિન્દને મ્યુનિસિપલ

સ્વરાજ્યનો પહેલો હપ્તો મળ્યો. એંગ્લો - ઇન્ડિયનો તરફથી વરસના ગાળોના વરસાદનો પ્રતિરોધ કરીને પણ ફિરોઝશાહે અને આખા મુંબઈએ એને ટેકો આપ્યો. ત્યાર પછી સર ફિરોઝશાહે આખો મ્યુનિસીપલ કાયદો ઘડ્યો. એ જ્યાં સુધી જીવ્યા ત્યાંસુધી એમાં કોઈપણ જાતના સુધારાને એની મંજુરી આવશ્યક ગણાતી. સર ફિરોઝશાહ મુંબઈના શહેરી જીવનના ઘડવૈયા હતા. મુંબઈ મ્યુનિસીપાલિટીના સભાગૃહ સમક્ષ એમનું જે વિશાળ બાવલું ઉભું છે તે એનું સૂચક છે.

## શિષ્યની પછી

મહાત્મા ગાંધીજીએ પંડિત જવાહરલાલ નહેરૂને પોતાના જીવનકાળ દરમિયાનજ પોતાના રાજકીય વારસ ઠરાવેલા તેમ સર ફિરોઝશાહે પણ ના. ગોખલેને પોતાની આશાના આધાર ગણેલ. પરંતુ શિષ્યના અવસાન પછી એક વર્ષે ૧૯૧૬માં સર ફિરોઝશાહ અવસાન પામ્યા!

---

## —: એક અભિલાષે :—

ખીલો, ખીલો પદ્મ ખીલો, ખીલો મુક્ત દિલે,
જુવો આસપાસ વહે તરંગ સલિલે!
એક દિન દિગંતથી પવનની લહેરી,
પાંખડી હલાવી જશે દિલેદિલ કેરી!
પ્રસારશે સુગંધ તવ દિશે દિશે દૂર
તારૂં થશે જીવ્યું સાર્થ આનંદને પૂર!
ખીલો, ખીલો પદ્મ ખીલો, છોડો નિ:શ્વાસ,
રંગ રસ ભરી ભરી થાવા દ્યો વિકાસ!
મધુકર, રસજ્ઞાતા સૌન્દર્ય સુજાણ,
આવી ચડી કરી જશે રસ કેરી લહાણ!
તારા રસ સૌન્દર્યની વાતો દૂર જશે,
ખીલી રહો પદ્મ બસ એક અભિલાષે!

—: 'શશિન' ઓઝા :—

# પ્રાથમિક કેળવણીનો કાયદો



—: લેખક :—

શ્રી. એસ. એ. તાહેર

૧૯૪૭ ના પ્રાથમિક કેળવણીના ધારાથી આપણા પ્રાંતની રાષ્ટ્રીય સરકારે આમવર્ગની કેળવણીના ક્ષેત્રમાં વિકાસ અને સુધારાનું એક નવું પ્રકરણ શરૂ કરેલ છે. આ અગાઉ બોમ્બે પ્રાઇમરી એજ્યુકેશન એક્ટ ( ૧૯૨૩ ), બોમ્બે ડિસ્ટ્રીક્ટ મ્યુનિસીપલ એક્ટ ( ૧૯૦૧ ), બોમ્બે લોકલ બોર્ડ્ઝ એક્ટ ( ૧૯૨૩ ), બોમ્બે મ્યુનિસિપલ બરો એક્ટ ( ૧૯૩૫ ) – વગેરે કેટલાયે ધારાઓ કેળવણીના ક્ષેત્રમાં ઘડાયા હતા પરંતુ ૮૫ ટકા જેટલી નિરક્ષર જનતાને "સાક્ષર" બનાવવાના મહાપ્રશ્નને પહોંચી વળવા એકેય ધારો અસરકારક નીવડયો નહોતો. આ બધા કાયદાઓ હવે રદ થયા છે અને એને સ્થાને હવે ૧૯૪૭ નો પ્રાથમિક કેળવણીનો કાયદો અમલમાં આવ્યો ... આ કાયદાને આ દેશના મહાન સામાજિક ધારાઓમાં ... સ્થાન આપી શકાય.

બાળકોની જે સંખ્યા જણાવી છે તે ઉપરાંત આશરે સોળ લાખ બાળકોને શાળાઓમાં મોકલવાં પડે તેમ છે. આને કારણે આશરે પાંચ કરોડ રૂપિયાનું ખર્ચ થાય તેમ છે. શાળાનાં આશરે ૭ હજાર નવાં મકાનો બંધાવવાં પડે તેમ છે. તેમજ કેળવણી ફરજિયાત બનાવવા માટે જોઈતાં સાધનો પણ વસાવવાં પડે તેમ છે. વધારે શિક્ષકો તેમજ બીજા કાર્યકર વર્ગ પણ રોકવા પડે તેમ છે. આટલાં બધાં બાળકોને ફરજિયાત પ્રાથમિક કેળવણી આપવા માટે આશરે પચીસ હજાર નવા શિક્ષકો રોકવા પડે તેમ છે. આ કાયદો ઘડતી વખતે આ બધી વ્યાવહારિક મુશ્કેલીઓ સંપૂર્ણ રીતે લક્ષમાં રાખેલ છે. ફરજિયાત કેળવણીની સર્વસામાન્ય યોજના આ કાયદા વડે ઘડવામાં આવી છે. એની વીગતોને મૂર્ત સ્વરૂપ આપવાનું કામ સ્થાનિક સંસ્થાઓને સોંપવામાં આવેલ છે. સ્થાનિક સંસ્થાઓ ખાતાંની સામાન્ય દેખરેખ નીચે ફરજિયાત કેળવણીને અમલી બનાવવા માટે જવાબદાર લેખાશે.

## વહીવટીય યોજના

કેળવણીના યોગ્ય વહીવટ અને સંચાલન માટે સ્વાયત્ત સંસ્થાઓની સ્થાપનાની જોગવાઈ પણ આ કાયદા હેઠળ રાખવામાં આવી છે. દાખલા તરીકે ગામડામાં ગ્રામપંચાયત કેળવણીને લગતી પોતાની સત્તા "શાળા-સમિતિ"ને સુપ્રત કરશે. આવી સમિતિઓ હજી જો કે પ્રારંભિક અવસ્થામાં છે છતાં એનુ ભાવી ઉજ્જ્વળ છે, કારણ કે બધીજ સાંસ્કારિક પ્રવૃત્તિઓનું પ્રભવસ્થાન ગામડુંજ ગણાય.

ત્યાર પછી જિલ્લા સ્કુલ બોર્ડોની ભલામણ અનુસાર "તાલુકા - સલાહકાર - સમિતિઓ" પણ નીમવાની જોગવાઈ આ કાયદા હેઠળ કરવામાં આવી છે. ડિસ્ટ્રિક્ટ સ્કુલ બોર્ડ્ઝ તેમજ મ્યુનિસીપલ સ્કુલ બોર્ડ્ઝ બંને જિલ્લાઓમાં તેમજ મ્યુનિસિપાલીટીના વિસ્તારમાં પ્રાથમિક કેળવણીનું સંચાલન કરશે તેમજ દેખરેખ રાખશે અને છેલ્લે જિલ્લા સ્કુલ બોર્ડો અને બીજી સંસ્થાઓનું પ્રતિનિધિત્વ ધરાવતી એક "પ્રાથમિક કેળવણી-સમિતિ" ની સ્થાપના કરવામાં આવી છે. આ સમિતિ પ્રાથમિક કેળવણીના વિકાસ તેમજ સંચાલનની યોજના અંગે ભલામણ કરશે તેમજ કેળવણીની સમગ્ર પદ્ધતિ સાથેના પ્રાથમિક કેળવણીના સંબંધનું સુયોજન કરશે. પ્રાથમિક શાળાઓમાં જતાં બાળકોનાં કલ્યાણની સમગ્ર જવાબદારી આ કાયદાથી આ સમિતિને શિરે મૂકાય છે. આ

સમિતિએ પૂરતી સંખ્યામાં પ્રાથમિક શાળાઓ ચલાવવાની રહેશે. પ્રાંતિક સરકારની મંજુરી માટે વિકાસની યોજનાઓની ભલામણ એને કરવાની રહેશે. પ્રાથમિક શાળાના અભ્યાસક્રમમાં ફેરફાર કરવા અંગે તેમજ પ્રાંતિક સરકારને પોતાના ક્ષેત્રમાં પ્રાથમિક કેળવણી અંગે સર્વસામાન્ય સલાહ આપવા અંગેની પણ જવાબદારી આ "પ્રાથમિક કેળવણી સમિતિ" ઉપર રહેશે.

## એક ખાસિયત

આ કાયદા દ્વારા આગળના કાયદાઓથી એક વિશિષ્ટ દેશામાં પ્રગતિ થઇ છે. અને તે એ, કે ગ્રામ-શાળા-સમિતિ, જિલ્લા-સ્કુલ-બોર્ડ અને બીજી સમિતિઓમાં હોદ્દેદાર તરીકે ચુંટાઇ આવવા ઇચ્છતા ઉમેદવાર માટે ઓછામાં ઓછું કેળવણીનું ધોરણ નક્કી કરવામાં આવેલ છે. તદનુસાર ગ્રામ-શાળા-સમિતિના સભ્યે પ્રાથમિક શાળાનાં ઓછામાં ઓછાં ચાર ધોરણ પસાર કરેલ હોવાં જોઇએ. જિલ્લા સ્કુલ બોર્ડના સભ્યે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ અને પ્રાંતિક કેળવણી સમિતિના સભ્યે વિદ્યાપીઠની ઉચ્ચ કેળવણી લીધેલ હોવી જોઇએ.

## કેટલુંક સ્પષ્ટીકરણ

કેળવણીના કાર્યદક્ષ વહીવટ માટે જોઇતું તંત્ર અને એનો સરકાર તેમજ પ્રાઇમરી એજ્યુકેશન બોર્ડની સાથેનો સંબંધ એ બંને વિષે પણ આ કાયદામાં સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. કેળવણી ફરજિયાત બનાવવાને લીધે જે કામ વધી પડશે તેને વ્યવસ્થિત રીતે ઉપાડી લેવા માટે મ્યુનિસિપાલિટી તેમજ ડિસ્ટ્રીક્ટ સ્કુલ બોર્ડને વધારે માણસો રોકવાં પડશે. કેળવણીનો વહીવટ, ઓફિસનું કામકાજ તેમજ બીજી વિશિષ્ટ શક્તિ માગી લેતાં કાર્યો કરવા માટે સરકારની પરવાનગીથી યોગ્ય સ્ટાફ નીમવાની જોગવાઇ આ કાયદામાં કરવામાં આવી છે. એની ફરજો અને નોકરીની શરતો અંગેની ચોખવટ પણ કાયદામાં કરવામાં આવી છે. આખુયે તંત્ર પ્રાઇમરી એજ્યુકેશન બોર્ડના અંકુશ હેઠળ રહેશે. માત્ર એક એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર એમાં અપવાદ રૂપ ગણાશે. આ અમલદાર પ્રોવિન્શિયલ એજ્યુકેશન સર્વિસમાંના સરકારી નોકર હશે. નક્કી કરેલી નીતિ અનુસાર પ્રાથમિક કેળવણીના વહીવટ માટે એ સરકારને જવાબદાર રહેશે. કેળવણીની જુદી જુદી યોજનાઓ તૈયાર કરવામાં અલબત્ત, તે પ્રાઇમરી એજ્યુકેશન બોર્ડના સભ્યોની સલાહ લેશે અને પ્રાંતિક સરકારની પરવાનગીથી એ સઘળી યોજનાઓ અમલમાં મૂકવા માટે જવાબદાર લેખાશે. આ કાયદાની સફળતા એડમિનિસ્ટ્રેટીવ ઓફીસરનો ઉત્સાહ અને સ્કુલ બોર્ડના સભ્યો સાથેના એના સહકારની ભાવના ઉપર અવલંબે છે.

## ભૂતકાળના અનુભવ ઉપરથી

આવી સંસ્થાઓમાં સગાં વ્હાલાંઓને તેમ જ લાગતા વળગતાઓને વધુ પડતો લાભ આપી દેવાની વૃત્તિ બહુ જલદીથી પેસી જાય છે એવો ભૂતકાળનો અનુભવ હોઇ એક "સ્ટાફ સિલેક્શન કમિટિ" નીમવાની જોગવાઇ પણ આ કાયદા હેઠળ કરવામાં આવી છે. પ્રાદેશિક કેળવણી-અધિકારી, (અથવા એમને સ્થાને ડાયરેક્ટરે નીમેલ બીજા કોઇપણ અમલદાર), સ્કુલ બોર્ડના પ્રમુખ અને એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર એ ત્રણ આ સમિતિના સભ્યો હશે. સ્ટાફના કોઇપણ સભ્યની નિમણુંક કરવા માટે, ફેરબદલી કરવા માટે, પ્રમોશન આપવા માટે કે કાઢી મૂકવા માટે એ જવાબદાર લેખાશે. મતભેદ ઉપસ્થિત થાય એવા કિસ્સાઓમાં પ્રાદેશિક કેળવણી અધિકારી અને સ્કુલ બોર્ડના પ્રમુખની બનેલી એક "ટ્રિબ્યુનલ" ન્યાય આપશે અને એના ચુકાદાની ઉપર ડાયરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને તેમજ છેવટને તબક્કે સરકારને પણ અપીલ થઇ શકશે. આમ જોઇ શકાશે કે બોર્ડની નોકરીમાં નોકરીયાત વર્ગનું હિત બરાબર લક્ષમાં લેવાયેલ છે અને સ્થાનિક કાવાદાવા કે લાગવગના દબાણનો કોઇ ભોગ ન બને તે ખાસ જોવામાં આવેલ છે. આ ઉપરાંત એમને પ્રોવિડન્ટ ફંડ, પેન્શન અને સરકારી નોકરીની બીજી સગવડોનો પણ લાભ મળશે.

## સહયોગની સાધના

શાળામાં બાળકોને ફરજિયાત રીતે દાખલ કરવામ આવે અને બાળકો નિયમિત હાજરી આપે એની તપાસ રાખવાનું કામ "એટેન્ડન્સ ઓફીસર"ને સોંપવામાં આવેલ છે. એટેન્ડન્સ ઓફીસરની ફરજ એક તરફથી વાલીઓ અને શાળા વચ્ચે અને બીજી તરફથી શાળા અને બોર્ડ વચ્ચે સહયોગ સાધવાની રહેશે. તેઓ માત્ર માબાપોને બાળકો માટે કેળવણી ફરજિયાત છે એમ દબાવવાનું જ કામ કરશે એવું નથી. એઓને વખતો વખત માહિતી આપવાનું તેમજ વિનવણી કરવાનું કામ પણ તેઓ કરશે. ગ્રામ-શાળા સમિતિ બાળકોનાં વાલીઓ,

કાદવમાંજ જાય છે એમ ધનો પણ હવે માનવ મટીને દાનવ બની રહ્યો હતો. એની આસપાસ શયતાનોની જમાવટ થઈ રહી હતી.

ધનો ધીમે ધીમે નાની મોટી ચોરીઓ કરવા લાગ્યો અને એ દ્વારા એ જીવન નિર્વાહ કરવા લાગ્યો. એક નાના ગુન્હામાં સફળતા મળતાં માનવી મોટા ગુન્હા કરવાની હિંમત કેળવે છે. એમ ધનોપઢી તો ધાડપાડૂ બની ગયો. ખુલ્લી રીતે તે ધાડો પાડતો હતો, લુંટો કરતો, ખૂનો કરતો.

આખરે એક દિવસ એ પોલીસના હાથમાં સપડાયો અને એના ગુન્હા બદલ એને જન્મટીપ મળી. બન્ને બાળકોને ધનાની પત્ની મહેનત મજૂરી કરીને ઉછેરતીહતી.

મરઘો અને સમજુ ગલા ભગતના એ ત્રીજી પેઢી.

ધનાની પત્ની એમનું જતન કરતાં કરતાં પૃથ્વી પરથી જ્યારે વિદાય થઈ ત્યારે મરઘો અને સમજુ ઉંમર લાયક થઈ ચૂક્યાં હતાં. બંન્ને મહેનત મજૂરી કરતાં અને સુખનો રોટલો ખાતા હતા.

પણ જાણે મેલડી માતા એમનેય છોડવા માંગતી ન હતી! અને મરઘો પાછો એજ મેલડી માતાના દારૂના ચક્રાવામાં સપડાયો અને પોતાની બેનને હાથે—સમજુને હાથેજ —કમોતે મૂઓ.

અદાલતે સમજુને પાંચ વર્ષની સજા ફરમાવી અને સમજુને લઈને પોલીસ જ્યારે ચાલતી થઈ ત્યારે સમજુએ કહ્યું "ગલા ભગતના કુટુંબનો હવે છેડો આવ્યો"!

—:o:—

## સાભાર સ્વીકાર

શ્રી ગુજરાત મુવિટોન કંપની તરફથી દારૂબંધી અંગેની ફિલ્મ 'શરાબી'ને ભેટ તરીકે સ્વીકારતાં મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ આભાર અને આનંદ વ્યક્ત કરે છે. ગુજરાત મુવિટોન કંપનીનાં પ્રોપ્રાયટર-ડાયરેક્ટર શ્રી ચંદુલાલ શાહે તથા જનરલ મેનેજર શ્રી. તૈનુર બહેરામે જે નિસ્વાર્થ સેવાભાવના અને સહકારની લાગણી દર્શાવી છે તેની અહીં નોંધ લેતાં સંતોષ થાય છે.

# નજીવી વાત !

★

લેખક
શ્રી. નટવરલાલ વીમાવાળા.
તંત્રી–'ગાંડીવ'

**પ્રસંગ સાવ સાદો છે છતાં કોઇપણ વયનાં માબાપો માટે ગંભીર વિચારણાનો અધિકારી છે. માબાપ જૂઠું બોલે અને બાળકને 'સત'નું ચિન્તન કરવાની સલાહ આપે, માબાપ ગંદી રીતે રહે અને બાળકને સુઘડ રહેવાની શિખામણ આપે, માબાપ બીક દેખાડે અને સાથેસાથે બાળકને 'બહાદુર' બનવાનું સૂત્ર સમજાવે—એ વસ્તુ મૂળથીજ પરસ્પર વિરોધી છે. બાળકને જો સુઘડ બનાવવું હોય, સત્યવક્તા બનાવવું હોય, બહાદુર અને નીડર બનાવવું હોય તો માબાપોએ સૌથી પહેલાં એવો દાખલો બેસાડવો જોઇએ. સાદી અને સમજાય તેવી આ હકીકત લેખકે એક નજીવા પ્રસંગ ઉપરથી તારવી છે. માબાપો એ સમજશે કે?**

હું અમદાવાદ જવા માટે સુરતથી બપોરે સૌરાષ્ટ્ર એક્ષપ્રેસમાં ઊપડ્યો.

ભરૂચથી અમારા ડબ્બામાં એક કુટુંબ ચઢ્યું. તે કુટુંબનાં તદ્દન સામાન્ય કિસ્સાએ મારા મનમાં ભારે વિચારમાળા જગાડી.

**'બાપ'**—ડોસા હતા, સાઠેક વરસથી ઓછી ઉંમર નહિ હોય.

**'મા'** માંડ ૨૫-૨૭ વર્ષની હતી; એટલે કાં તો 'બાપ' બીજવર હોય કે પછી, મોટે ભાગે તો ત્રીજવર જેવો મેળ દેખાતો હતો.

સાથે બે બાળકો હતાં: એક ત્રણેક વરસનો છોકરો હતો. બીજું તો સાવ નાનું, તદ્દન ધાવણું સાત આઠ મહિનાનું બાળક હતું.

જાતે વૈષ્ણવ વાણિયાના જેવું કુટુંબ દેખાતું હતું.

વડોદરા સ્ટેશન આવ્યું પછી લગભગ, ટ્રેન ઊપડવાની છેલ્લી મિનિટ હશે ત્યારે ટ્રેનના નાસ્તા ખાતાનો ફેરિયો તે બાજુ મોસંબીઓ લઇને વેચવા આવ્યો. તેની ઘણીજ હુશિયારીભરી વેચાણકળાથી પીગળી 'બાપે'-ડોસાએ એક મોસંબી વેચાતી લીધી.

ગાડી ચાલી.

થોડી વારે ચપ્પુ કાઢીને આ સાઠ વરસના વડિલે મોસંબી કાપી!

સાઠ વરસના ડોસાને મોસંબી ખાવાની કળા—'શાહુકારી રીત'—ન આવડે એ દૃશ્ય મેં પહેલીજ વાર જોયું. અતિશય નવાઇ પામીને. એમાં મારા કમી ભ્રમણ ને કમનર નિરીક્ષણનો વાંક હશે કદાચ. પણ ડોસાએ ચપ્પુથી કાપ મૂકી મોસંબીના લગભગ ૧/૮માંશ જેટલું ગાબચું કાઢ્યું. પછી એ ગાબચા પરથી છાલ ઉતારી બાકીનો ભાગ તેમણે પેલા ત્રણ વરસના છોકરાને આપ્યો.

છોકરાએ આખો ડૂચો મોંમાં મારવા માંડતાં રસનાં ટીપાં ટપાટપ તેના મોંઘા ડગલા પર પડવા લાગ્યાં. એટલે ડોસાએ બૂમ મારી: "હદ હદ! છીઃ છીઃ બરાબર ખા ને. લુગડાં બગડે છે. જોતો નથી?"

મારાથી રહેવાયું નહિ.

મેં તરત કહ્યું "કાકા, એમાં છોકરાનો શું વાંક કાઢો છો? વાંક **તમારો** છે. મોસંબી વળી આવી રીતે કપાતી – ખવાતી હશે? એની તો છાલ ઉતારી નાંખી, દરેક પેશી છૂટી છૂટી પાડીને ખાવા આપવી જોઇએ. કુદરતે પોતેજ કેવી મઝાની રચના મોસંબી ખાવા માટે કરી આપેલી છે! તમે [illegible]ની રીતે એને ડૂચોપૂચો આપ્યો એટલે રસ ટપકવાનોજ."

કીકાની પેલી 'મા' પણ, મુખભાવ ઉપરથી તો, રસ ટપકાવી લુગડાં બગાડવા માટે કીકાને ધમકાવવાની તૈયારીમાં હતી. પણ મારું કહેવું સાંભળ્યું ને તે તેને ગળે ઉતર્યું એટલે તેણે મોરચો બદલી નાખ્યો અને કહ્યું: "હા હા, એનો શો વાંક કાઢો છો?"

ઠીક આગળ ચાલીએ.

એ ડૂચાના કુચાનો એક ભાગ છોકરે બારીતરફ ફેંક્યો. તે બહાર પડવાને બદલે અંદરજ, સામેની બેઠકને એક

ખૂણે પડ્યો, એટલે માએ કહ્યું "હટ્ હટ્! એમ ન નાખ, અહીં નીચેજ નાખ"

એટલે જે ગંદવાડ બહાર જવાનો કંઈક સંભવ હતો, જે બહારજ જવો જોઇએ એવું જ્ઞાન પેલા ગભરૂ બાળકને હતું, તે ત્યાંજ, પગ પાસે એ બાળકની માએ નંખાવવા માંડ્યો!

બાળકને તો નાંખતાં ન આવડે, પણ કચરો, અરે કચરોજ નહિં ગંદવાડ બહારજ નંખાવો જોઇએ, એટલી વાત પણ કેટલા મુસાફરો સ્વીકારતા હશે? ઘણા જૂજ. મુસાફરો પાનની પીચકારી ડબ્બામાં મારે, શુંકી બીડીના ઠુંઠાં નાંખે, — પણ એટલેજ અટકતું નથી. એકવાર મેં એક મુસ્લીમ પ્રવાસીને જમ્યા પછી ડબ્બામાંજ, (થાળીમાં નહિ) હાથ ધોતો જોયેલો; બારી ગજતાર પણ દૂર ન હતી, છતાં પણ.

—પણ આ લેખ એ વિષય સાથે બહુ નિસ્બત ધરાવતો નથી એટલે એ ઇશારો એટલેથી ભલે અટકે

ઠીક.

એક ફાડ્યું કાપી તેનો લોચો બાળકને આપ્યા પછી બાપે મોસંબી પોતાનાં એક પોટલાં પાછળ સંતાડી દીધી.

બાળક ખાઇ રહ્યો એટલે સ્વભાવતઃજ વધુ માંગવા લાગ્યો. એટલે માએ કહ્યું: "ચાલ ચાલ, હવે નથી. ખલાસ થઇ ગઈ!"

પણ છોકરાએ તો ઉં ઉં ઉં ઉં કરવા માંડ્યું. ને તેના ભેંકડા સામે માનું આ જૂઠાણું ઝાઝો વખત ન ટક્યું.

જૂઠાણું?

હા જૂઠાણું. વાંચનારને આ શબ્દ જરા કડક લાગી શે. ઘણુંય ભાઇબેનોને તે શબ્દ કડક લાગશે પણ એ ખરેખરજ જૂઠી વાત હતી. ધોળા દહાડાને રાત કહેવા જેવી વાત હતી ને તેથી એ શબ્દ લેશ પણ કડક ન લેખાય.

છોકરાના ઉંઉંકારથી થાકી બાપે મોસંબી કાઢીને મારી આગલી સૂચનાનો અમલ કરવા અંદરથી બે પેશી કાઢીને આપી. છોકરો ખાવા લાગ્યો.

પાછી મોસંબી સંતાડવામાં આવી.

પણ છોકરો તો બીજી હપ્તો ખાઇ રહ્યો એટલે તેણે પોતાનો તકાદો ચાલુ કરી દીધો. એટલે મા બોલી: "ચાલ ચાલ હવે મોસંબી નથી, જો પેલા બ્હાઉ... એ— રહ્યો!"

— જો

આમ કહી ઉપરના હિંચકા પર એક બિચારો મેલાંઘેલાં કપડાંવાળો મજૂર ટોસો સૂતો હતો તેને બતાવ્યો ......

"......તારા કાનજ કાપી લેશે" છતાં છોકરો લેશ પણ ગભરાયો નહિં. તેણે પોતાની 'માગણી ચાલુજ' રાખી. એટલે બાપા બોલ્યા: "જો વળી, મોસંબી લીધી તે ગુનેગારી કરી!......"

છતાં—એમ બોલ્યા પછી, પાછી એણે તો મોસંબી કાઢી.

બે પેશી આપી.

ને વળી સંતાડી!!

એ પેશી છોકરો ખાતો હતો. એટલામાં સામે બેઠેલા પેલા મુસલમાન મજૂર ભાઇએ પોતાના ગજવામાં હાથ ઘાલ્યો તે જોઈ મા બોલી: "એ...જો...ચપ્પુ કાઢે છે. હવે માગશે તો કાનજ કાપી લેશે!..."

પણ શાનો ચપ્પુ?—ને શાની વાત?

પેલા ભાઇ તો ગજવામાંથી દીવાસળીની પેટી કાઢતા હતા, ને તેજ કાઢી પણ ટહુકો પૂર્યો ખરો કે "કાન કાટ લુંગા!"

પણ મા તો જૂઠી પડી.

ફરી થોડી વારે બાળકની જીદને વશ થઇ થોડી મોસંબી અપાઇ એટલામાં કોઈક સ્ટેશન આવવાથી બાળકનું ધ્યાન મોસંબીમાંથી ફંટાઇ ગયું, ને સ્ટેશન જોવામાં લપટાયું.

આ આખા કિસ્સામાં નવાઇ જેવું તો શું છે? કંઈજ નથી. છતાં એ લખવાના પ્રચારમાં હું પ્રેરાયો છું, કેમકે આવાં દૃશ્ય, આવા બનાવ, આવું વર્તન, આવો વહેવાર એટલો સામાન્ય બની ગયેલ છે કે સમાજને એમાં

કશું ખોટું, અજુગતું, હાનિકારક કે મૂર્ખાઈભર્યું લાગતું જ નથી! બાળકને ઉછેરતી વેળા તેના પર અનાયાસેજ, અજાણતાં અને સમાજની ચાલતી આવેલી પરંપરામાં તરબોળ બન્યાથી આપણે જુઠાણાંના કેવા સંસ્કાર પાડીએ છીએ અને પંડને માટે કેવો હલકો અભિપ્રાય ઉત્પન્ન કરીએ છીએ તેનો આ એક સર્વસાધારણ નમૂનો છે. બાળકને માબાપના એક પણ હરફ પર ભરોંસો ન રહે, તેની ધાક-ધમકીઓ પણ જુઠી લાગે, તેનાં-વચન-કૉલ પણ નાપાય-દાર લાગે; તેમાં નવાઈ શી? બાળક આગળ ઉચ્ચારવાનો શબ્દેશબ્દ તોળીને ન બોલાય, તો તે ભવિષ્યમાં ઉગનારા કટુ મહાવૃક્ષના બીજારૂપ નીવડે છે—નીવડેજ. આપણો એક એક શબ્દ, બાળકના જીવન ચણતરની એક એક ઈંટ છે—ઈંટ ન હોય તો રેતી કણ તો છેજ.

જૂઠી બીક, જૂઠી ધમકી, જૂઠી લાલચ—એ તો જાણે બધાં બાળઉછેરના સર્વસામાન્ય સાધનો થઈ પડ્યાં હોય એવું દીસે છે, એ આપણી 'નબળાઈ' છે—ને એજ આપણી નિર્બળતાનું કારણ પણ છે.

પછી "સત નું ચિત્ત ચિંતન રે કરવું"ની લીટીઓ શાળામાં બાળકને ઘણીયે ગોખાવાય

**પણ તેથી વળે શું ?**

---

## જવાબ આપો

તંદુરસ્તી માટે દારૂની જરૂર નથી.

શક્તિ માટે દારૂની જરૂર નથી.

ખોરાક તરીકે દારૂની જરૂર નથી.

પીણાં તરીકે પણ દારૂની જરૂર નથી.

આનંદ માટે પણ દારૂની જરૂર નથી.

તો પછી

દારૂ પીવોજ શા માટે?

# છોડ તું દારૂ!

છોડ તું દારૂ, છોડ તું દારૂ, છોડ તું દારૂ રે,
ભાઇલા! છોડ તું દારૂ, ચાહે જો હિત તું સારૂં.
ચાહે જો હિત તું તારૂં, ભાઇલા! છોડ તું દારૂ.
છોડ તું દારૂ૦—

જ્યારથી દારૂનો છાંટો નાખ્યો,
જોને તારો ઇતિહાસ!
સુખના દિ' તારા ઓસરી ગ્યા'ને
સામે આવી ઉભો નાશ!

સાચું નહિ કોઇ કે'નારૂં, ભાઇલા! છોડ તું દારૂ
છોડ તું દારૂ૦—

ઘર જમીન તેં વેચી ખાધાં,
વેચી ખાધાં ઢોર ઢાંક
છોકરાં બાયડી માગતાં પેટ,
બનિયાં ચાકરીઆત!

રહ્યું ન કો' વાળનારૂં, ભાઇલા! છોડ તું દારૂં,
છોડ તું દારૂ૦—

ઘરનું બધું વેચતાં આખર
રહ્યું સ્ત્રીનું સૌભાગ્ય,
સૌભાગ્ય, ચુડાને છાંટીયું વેચવા
ગુજાર્યો ઘરમાં ત્રાસ!

કહે તને કોણ 'હ્યા ખારૂ'? ભાઇલા! છોડ તું દારૂ,
છોડ તું દારૂ૦—

દારૂ પીને વાદે ચડતાં,
લઢી પડ્યા બે દોસ્ત,
દોસ્ત મટીને દુશ્મન બનિયા,
ખોટું જામ્યું જોશ!

જોશ ચઢી ખૂન વહાવ્યું, ફાંસીનું આણું મંગાવ્યું!
ભલે વેણુ લાગે અકારૂં, ભાઇલા, છોડ તું દારૂ૦—

—હર્ષદરાય પંડ્યા—

જેમ શરીરમાં વિક્રિયાઓ થતાં અનેક જાતના રોગ જન્મે છે તેમ બાળમાનસમાં અનેક પ્રકારની વિક્રિયાઓ થતાં બાળક કોયડારૂપ બની જાય છે. શરીરમાં થતી વિક્રિયાઓમાં અમુક પ્રકારના સંબંધ જોવામાં આવે છે પણ માનસિક વિક્રિયાઓ વચ્ચે તેવા કોઈ ખાસ સંબંધ નથી. એટલે જેમ જેમ આ દિશામાં વધુ ને વધુ પ્રયોગો થતા જાય છે તેમ તેમ વધુ ને વધુ બાબતો પ્રકાશમાં આવતી જાય છે. કેટલાક વાલીઓએ પોતાનાં બાળકોના વિચિત્ર વર્તન સંબંધમાં રજુ કરેલી ફરીયાદો પરથી માનસિક વિક્રિયાઓના* કેટલાક પ્રકાર આ નીચે આપેલ છે.




વિઠ્ઠલ નામે એક છોકરો ઘણો જ શાણો અને સરળ જણાય છે પણ તેની આંખો ઘણી જ ચપળ અને ચકોર છે. તેનાં માબાપની ફરિયાદ છે કે તેને ચોરી કરવાની આદત પડી છે. રખડવાની ખરાબ ટેવ છે અને શાળાએ જવાનું બહાનું કાઢી પારસી જીમખાનામાં મેચ જોવા પહોંચી જાય છે. તેના વર્ગના વિદ્યાર્થીઓએ તેની ચોરી સંબંધમાં મને બે ત્રણ વખત વાત કરેલી. તેને જોતાંજ મને લાગેલું કે આવો નિર્દોષ જણાતો છોકરો આટલી હદ સુધી જાય નહીં પણ પાછળથી મને જણાયું કે તે નિર્દોષ જણાતો છોકરો ઘણો ઉંડો હતો. આ વિદ્યાર્થીને રાહપર લાવવા શું બની શકે?

રમણ કે વિચિત્ર સ્વભાવનો છોકરો છે. તેનું વર્તન એવું છે કે તે કોઈક વખત ઉપહાસને પાત્ર તો કોઈક વખત ધૃણાને પાત્ર થયા વગર રહે નહીં. આમ તો તે બહુજ આજ્ઞાધીન છે, તમે કહો તે કામ કરીને આવે પણ તે ઘણો ભૂલકણો છે, કોની સાથે કેમ બોલવું, કેમ વર્તવું તેનું તેને ભાન નથી. મોટામાં મોટો તેનો સદ્‌ગુણ એ છે કે તે તેની ભૂલ કબૂલ કરે છે, ને પસ્તાવો પણ કરે છે. પરંતુ બીજી જ મિનિટે ભૂલ-કર્યા વગર રહી શકતો નથી. હું ભૂલ કરું છું તેવો તેને ખ્યાલ રહેતો નથી—પછી પસ્તાય છે. એને લીધે એનું આખું જીવન અવ્યવસ્થિત રહે છે, વાતવાતમાં લડી પડે છે, આવા છોકરાને યોગ્ય રાહ પર શી રીતે લાવવો?

ચંદુ બહુ હાજરજવાબી છોકરો છે. પ્રથમ દૃષ્ટિએ તો તમને એમજ લાગે કે તે ઘણોજ હોંશિયાર વિદ્યાર્થી હશે પણ તેના સંબંધમાં આવતાં તમને તુરત સમજાય કે બોલવા સિવાય બીજી કશી આવડત તેનામાં નથી, સવારે નવ વાગ્યા સુધી નિરાંતે ઊંઘ્યા કરે, તેનું બધું કામકાજ બાદશાહી ઢબે થાય, બાપ સામાન્ય કલાર્ક હોય મહામહેનતે કુટુંબનું પોષણ કરે છે તેની તેને પરવા નથી. ચોપડી કે નોટોના બહાને પૈસા લેવા, મિત્રો સાથે ગમે ત્યાં રખડવું એ તેનો નિત્ય નિયમ થઈ પડયો છે. શાળામાં અનિયમિત હોવાના કારણે અભ્યાસમાં તે ઘણોજ કાચો છે તેનું તેને જરાયે દુઃખ નથી. પૈસા મળી આવે તો કેવી રીતે ખર્ચવા? આગળ વધવાની સાચી ભૂખ તેનામાં કેવી રીતે જગાડવી?

છબીલદાસને અકૃતિયા મિત્રો ઘણા છે. તેઓ તેને હોટેલમાં લઈ જાય, સીનેમા બતાવે, અને રખડવા પણ લઈ જાય. તેને પરિણામે છબીલદાસને આ મિત્રો વગર ચેન પડતું નથી. આ મિત્રોને ખુશ રાખવા ચોરી કરવાની તેને ટેવ પડી છે. એ મિત્રોને જોતાં તે પોતાની જાતને કાબુમાં રાખી શકતો નથી. ઘરમાંથી ચોરવાનું ન મળે, તો શાળામાંથી બીજા વિદ્યાર્થીઓનાં પુસ્તકો ચોરવાં અને તેમને સેકન્ડહેન્ડ બુક સેલરને ત્યાં વેચી આવવાં. તે રીતે પૈસા મેળવવા, ને તે પૈસા વડે મિત્રો સાથે સીનેમા જોવા તો જવું જ, તેટલી હદ સુધી એ પહોંચી ગયો છે. છબીલદાસને આ રોગમાંથી શી રીતે બચાવી શકાય?

# છોડ તું દારૂ!

છોડ તું દારૂ, છોડ તું દારૂ, છોડ તું દારૂ રે,
ભાઇલા! છોડ તું દારૂ, ચાહે જો હિત તું સારૂં.
ચાહે જો હિત તું તારૂં, ભાઇલા! છોડ તું દારૂ.
છોડ તું દારૂ૦—

જ્યારથી દારૂનો છાંટો નાખ્યો,
જોને તારો ઇતિહાસ!
સુખના દિ’ તારા ઓસરી ગ્યા’ ને
સામે આવી ઉભો નાશ!

સાચું નહિ કોઈ કે’નારૂં, ભાઇલા! છોડ તું દારૂ
છોડ તું દારૂ૦—

ઘર જમીન તેં વેચી ખાધાં,
વેચી ખાધાં ઢોર ઢાંક
છોકરાં બાયડી માગતાં પેટે,
બનિયાં ચાકરીઆત!

રહ્યું ન કો’ વાળનારૂં, ભાઇલા! છોડ તું દારૂં,
છોડ તું દારૂં૦—

ઘરનું બધું વેચતાં આખર
રહ્યું સ્ત્રીનું સૌભાગ્ય,
સૌભાગ્ય, ચુડાને છાંટીયું વેચવા
ગુજાર્યો ઘરમાં ત્રાસ!

કહે તને કોણ ’હયા ખારૂં’? ભાઇલા! છોડ તું દારૂં,
છોડ તું દારૂં૦—

દારૂ પીને વાદે ચઢતાં,
લઢી પડ્યા બે દોસ્ત,
દોસ્ત મટીને દુશ્મન બનિયા,
ખોટું જામ્યું જોશ!

જોશે ચઢી ખૂન વહાવ્યું, ફાંસીનું આણું મંગાવ્યું!
ભલે વેણ લાગે અકારૂં, ભાઇલા, છોડ તું દારૂ૦—

—હર્ષદરાય પંઆ—

(૨) બાળકને અતિશય લાડ લડાવ્યા હોય, તેની અતિશય છૂટ હોય, માબાપોની તદ્દન બેકાળજી હોય, બાળકમાં શિસ્તની તેમજ નીતિની ભાવના ન ઉતરી હોય ટૂંકમાં બાળકની શરૂઆતની ઉછેર તરફ સંપૂર્ણ ધ્યાન ન અપાયું હોય તો આવી અનેક માનસિક વિકૃતિઓ જન્મે છે. એક કુટુંબમાં એકનું એકજ બાળક એટલે તેને લાડ લડાવવામાં કંઈ બાકી રાખેલું નહિ, બાળક તેની મરજી મુજબ વર્તે અને ફાવે તેમ કરે. પરિણામે તે બાળક સ્વચ્છંદી બન્યું અને તેને ખરાબ સોબત મળતાં તે ગમે ત્યારે ફરવા લાગ્યું. તેના તે વર્તનને કાબુમાં રાખનાર કોઈ ન મળવાથી તેનું વર્તન સ્વચ્છંદી બનતું ગયું માટે દરેક માબાપે પોતાના બાળકની ઉછેર તરફ ઘણું ધ્યાન આપવું જોઈએ.

એક માનસશાસ્ત્રીના કહેવા મુજબ આ વર્ષોમાં પોતાના ચારિત્ર્યને સુધારનાર જીંદગીભર સુધરી જાય છે ને બગાડનાર જીંદગીભર બગડી જાય છે. આ કથન અક્ષરશઃ સત્ય છે કારણ કે આ સમયે છોકરાંનાં અંગ ઉપાંગો ખીલતાં હોય છે, તેમનામાં કોઈ અવનવા પ્રકારના નવજીવનનો સંચાર થતો હોય છે. તે વખતે તેમને સહવાસ ગમે છે ને તેથી સ્વભાવ પ્રમાણે મિત્રોનાં જૂથ બંધાઈ જાય છે. સારા મિત્રો, ઘરના સંસ્કાર, શરૂઆતની ઉછેરે મગજ પર પડેલી સારી ભાવનાઓ, તેને ઉર્ધ્વગામી બનાવે છે. તેનું અભ્યાસ તરફ દોરાય છે, તેને જીવનનું ધ્યેય સમજાય છે. બાળક જન્મ-તાંની સાથે ૧૮ પ્રકારની શક્તિઓ સૂક્ષ્મરૂપે લઈને અવતરે છે બાળકમે આ શક્તિઓને બહારના અનુભવો મળતાં ઘડાય છે. આ અનુભવો જો સારા હોય, સંસ્કારી હોય તો તેની છાપ સારી પડે છે, બાળકમાં નૈતિક ભાવના, ચારિત્ર્ય, અને ધાર્મિક ભાવના નો રંગ ચડે છે તેથી ઉલટું જો તેને ખરાબ સોબત મળે છે તો તેથી અસંગત અનુભવો તેને થાય છે અને તેને પરિણામે માનસિક વિક્રિયાઓ અને વિકૃતિનાં સ્વરૂપ જન્મ લે છે. બાળક જે વખતે નાનું હોય તે વખતની આ બધી વિક્રિયાઓ એક બીજા પર ખડકાતી જાય છે તેને પરિણામે વિકૃતિની અસર દૃઢ થતી જાય છે. આ વખતે જો માબાપ ધારે તો આ અસરને નાબુદ કરી શકે. પણ માબાપ માને છે કે હજુ તે બાળક છે, સમજતો નથી માટે આળ કરે છે મોટપણે ભૂલી જશે. પેલી વિકૃતિઓ ઘસાવાને બદલે વધુ ને વધુ દૃઢ બનતી જાય છે અને બેદરકારી સેવાતાં તેનાં મૂળ ઘણાં ઊંડાં જાય છે તેની ખબર માબાપને હોતી નથી. બાળક કંઈ સમજતું નથી ને બેસમજને લીધે આમ કરે છે એ માની લેવામાંજ માબાપો ગંભીર ભૂલ કરે છે.

હવે આ પ્રશ્નને સુધારણાની દૃષ્ટિએ વિચારિયે.

૧. કોઈપણ બાળકનું વર્તન વિષમ જણાય તો સૌથી પહેલાં તેના મિત્રોની તપાસ કરવી. તેના મિત્રોપરથી આપણને ઘણો ખરો ખ્યાલ આવી જશે. જેમ વૈદો કહે છે કે બધા પ્રકારના રોગો પેટમાંથી જન્મે છે તેમ બાળમાનસની લગભગ બધી વિકૃતિઓ ખરાબ સોબતમાંથી જન્મે છે. ખરાબ મિત્રોને ખુશ રાખવા ખર્ચ કરવું પડે, પૈસા ન મળે ત્યારે ચોરી કરવાની ટેવ પડે, ચોરીને છૂપાવવા તેને જુઠું બોલવું પડે. પૈસા મળ્યા પછી તેને વાપરવા માટે કોઈ અણજાણ એકાંત ખૂણો કે સ્થાન જોઈએ કે જ્યાં કોઈ દેખી જાય નહીં અને મિત્રોની મહેફિલ ઉડાવી શકાય. તેમાંથી રખડવાની ટેવ પડે, ધીમે ધીમે અનિયમિત થવાય અને તેમ થતાં જેમનામાં સંસ્કારો પડેલા હોતા નથી, જેમનાં જીવન ઓછા વત્તા પ્રમાણમાં સ્વચ્છંદી હોય છે. જેને ત્યાં પૈસાની છૂટ હોય છે તેમનાં જીવન નાવ ખરાબ મિત્રોની સોબતે ખરાબે ચડે છે. હોટેલ સીનેમામાં ફરતાં ફરે છે, વધુ પૈસા મેળવવા ચોરી કરવાની જરૂર પડે છે, તેમાંથી અનેક જુઠાણાં જન્મે છે. ધીમે ધીમે અનિયમિતતા વધતાં અભ્યાસ બગડતો જાય છે, પછી તેમને અભ્યાસમાં રસ પડતો નથી, ભણવું અકારૂ લાગે છે શાળામાંથી જતા રહી રખડવાનું મન થાય છે. આ પ્રમાણે ધીમે ધીમે તેની વૃત્તિઓ બેકાબુ અને ઉશ્રૃંખલ બને છે, આત્માનો સૂર ધીમો પડી જાય છે અથવા તો મૃતઃપ્રાય બની જાય છે.

ઘરનું અને શાળાનું વાતાવરણ પણ આમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. બાળકની કેળવણી મુખ્યત્વે બે અંગ પર આધાર રાખે છે (૧) બાળકમાં રહેલી સુષુપ્ત શક્તિઓ (૨) આજુ બાજુનું વાતાવરણ. તેથી બાળકને ઉર્ધ્વગામી બનાવવા માટે ઘરનું તેમજ શાળાનું વાતાવરણ અગત્યનું ગણી શકાય. એટલા માટે પોતાનાં બાળકોને આદર્શ બનાવવા માગનાર માબાપોએ પ્રથમ તો પોતે આદર્શ બનવું જોઈએ. પોતાના ઘરના વાતાવરણને આદર્શ બનાવવું જોઈએ જેથી તેની આદર્શ છાપ બાળકના મગજ પર પડે.

## વિજ્ઞપ્તિ

'સંજીવન' નું લવાજમ તેમજ પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનોની કિમત અંગેની રકમ —મનીઓર્ડરથી કે ચેકથી—હવે પછીથી નીચેના સિરનામે રવાના કરવી:—

મંત્રી:—પ્રાંતિક દારૂબંધી સમિતિ
ઓલ્ડ- કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ ૧.